# હિંદુસ્તાનનો પુરાવાનો આક્ટ.

# INDIAN EVIDENCE ACT
## NO^s I + XVIII OF 1872.

સન ૧૮૭૨ નો આક્ટ ૧ લો એજ સાલના

૧૮ મા નો સુધારો તથા

(નોટ અને ઇ. લા. રી. ના ચારે હલાકાના સન
૧૮૮૭ સુધીના ફેંસલા તથા ઇનડેક્ષ સાથે.)

રા. રા. વરજરાય સાકરલાલ જડજ કોર્ટના વકીલ તથા
ગોવિંદલાલ બાલાજી સ્માલકાજકોર્ટના વકીલ એઓએ રચ્યો.

તે



અમદાવાદ મધ્યે.

ધીકાંટે "યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ" મા

લલુભાઇ સુરચંદ અમદાવાદ સમાચારના
માલીકે છપાવી પ્રસિદ્ધ કર્યો.

આવૃત્તિ બીજી.

સંવત ૧૯૪૫——સને ૧૮૮૯

કીમત રૂ. ૫)

# નોટીસ.

આ ચોપડી કાયદા પ્રમાણે રજીસ્ટર કરાવી તેના ગ્રંથ સ્વામીત્વના તમામ તરેહના હક પ્રસિદ્ધ કરાવનારે રાખ્યા છે. માટે જે કોઈ અમારી સહી કર્યા વિનાની નકલ લેશે તે અગર હક ભંગ કરશે તે ગુન્હેગાર થશે.

અમારી સહીને બદલે અમારા શ્રી. વાડીલાલની તે વિશેની સર્ટિફિકેટ રૂપે સહી હશે તો તે પણ ચાલશે. એમાંથી કોઈની સહી નહી હોય તો એ નકલ ચોરીથી મળી છે એમ ગણવામાં આવશે.

લલ્લુભાઈ સુરચંદ મોદી.

ઠે. બારતોડીયાની [illegible] અમદાવાદ [illegible]

---

નંબર. [illegible]

તમોને આ ચોપડી કીમત લઈ અમોએ વેચાણ આપી છે.

માહે સન ૧૮[illegible]

લલ્લુભાઈ સુરચંદ

# અર્પણ પત્રીકા.

મેહેરબાન સ્વદેશ પ્રેમી સાહેબ.

ખાન. બાહાદુર શેઠજી ખરશેદજી રૂસ્તમજી

થાણેવાળા.

ચીફજસ્ટીસ. ગાયકવાડી રાજ્ય.

મુ. વડોદરા.

નામદાર ઈંગ્રેજ સરકારના રાજ્યના એક ન્યાયાધીશ તરીકે સારૂં નામ તથા માન આપે મેળવ્યાથી આપની યોજના શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યમાં થઇ અને કૃપાળુ શીયાજીરાવ માહારાજના નામાંકીત ગાયકવાડી રાજ્યમાં આપ પેહેલા દરજાના અમલદાર છો, ન્યાય આપવામાં નીપુંણ છો, ધારા શાસ્રાનું રૂડી રીતે મહત્વ સમજો છો. નીષ્પક્ષપાત, ક્ષમા અને મમતા એ ગુણોવડે આપ સત્તા અધીક શોભાવી રહ્યા છો, પ્રજા પ્રેમી પુર્ણ બન્યા છો, અને જેમ નામદાર ઈંગ્રેજ સરકારના રાજ્યમાં આપ સારૂં માન ધરાવો છો તેમ નામદાર ગાયકવાડી રાજ્યમાં પણ ધરાવો છો. આપના આવા અત્યુતમ ગુણો આનંદ પમાડનાર છે. પુરાવાનો કાયદો જે ઘણો ઘુંચવણ ભરેલો હોવાથી તેનો ઈંગ્રેજીમાંથી ગુજરાતી તથા મરાઠી ભાષામાં તરજુમો કરવાનું કામ નામદાર ઈંગ્રેજ સરકારે આપની સાહાતાથી કરાવેલું છે તે પુરાવાના કાયદા ઉપર ટીકા કીધેલું આ લઘુ પુસ્તક આપને અર્પણ કરૂં છું તે સ્વીકારશો.

લી. સેવક.

લલુભાઈ સુરચંદ.

મુ. શ. માલેક.

# પ્રસ્તાવના.

હિંદુસ્તાનનો પુરાવનો આકટ પ્રથમ સન ૧૮૫૫ નો આકટ ૨, જો હતો, પણ તેનું જોઇએ તેવું પુર્ણપણું નહી હતું, અને અગરજો ઇંગ્રેજી ભાષાના માહેતગારોને બીજા પુસ્તકોની મદદ હતી તોપણ જોઈએ તેવી સગવડ નહી હતી, અને ન્યાયાધીશો તથા વકીલો કેટલાક ઈંગ્રેજી પ્રમાણુશાસ્ત્રોના નિયમોની તકરારો કરતા, પણ તેમની પાસે કાયદા સમાન બળવાન આધાર બતાવવાને નહી હતો. તેથી ઈંગ્લાંડ વિગરેના પ્રમાણુશાસ્ત્રોના મ્હોટા ગ્રંથો જોયા વિના ચાલતું નહી, માટે આ ખોટ પુરી પાડવાને લેજીસલેટીવ કૌંસીલે ઘણો ડાહાપણ ભરેલો વિચાર કરી તે વિશાળ ગ્રંથોના આધારે તથા આ દેશના લોકોની સ્થીતી લક્ષમાં લેઈ આ સન ૧૮૭૨ નો આકટ ૧ લો એટલે આ પ્રમાણુશાસ્ત્ર કરયું છે; અને જેવો સીવીલ પ્રોસીજરકોડ, ક્રીમીનલ પ્રોસીજરકોડ અને પેનલકોડ છે તેવો આ પુરાવનો કાયદો પણ એક કોડ થયો છે, તેથી હવે ઘણીખરી બાબતોનો તે આધાર થઇ પડયો છે.

કાંઇ પણ નિયમ જાણવા તે, એ નિયમ શા ધોરણ ઉપરથી થયા છે તે જો જાણવામાં આવે તો એ કદી ભુલાતા નથી એમ જાણી તે ઉપર કાંઇ ટીકા હોય તો તે વધારે સારૂ કેહેવાય. ઈંગ્રેજી પ્રમાણુશાસ્ત્રો ઉપરથી હિંદુસ્તાનના આ નવા પુરાવ આકટ ઉપર ટીકાઓ થઇ છે, અને અગરજો આ નવો કાયદો વિશાળ રીતે બનાવવામાં આવ્યો છે તોપણ કેટલીક બાબતો એવી રહેલી છે કે જેને સારૂ મી૦ ટેલર જેવા વિદ્વાન પુરૂષના મહાન પુસ્તકની મદદ લીધા વગર ચાલે તેવું નથી; તેથી અમારા ગુજરાતી વાંચનાર ભાઇયોને પણ એ બાબતમાં કાંઈ મદદ જોગ પુસ્તક હોય તો તે પસંદ પડશે એમ જાણી આ લઘુ ગ્રંથ તઇયાર કરાવવાની મારી જીજ્ઞાસા થઇ. કાયદાની બાબતમાં ટીકા કરવી એ સખત કામ છે, તેમાં પ્રમાણુશાસ્ત્ર જેવી બાબત ઉપર ટીકા કરવી એ ઘણુંજ મુશ્કેલ કામ છે. કાયદાના શબ્દો સમજવા ઘણા બારીક હોય છે તો તેનો અર્થ કરી ટીકા કરવી એ કેમ સેહેલું કેહેવાય? કેટલાક પુસ્તકો છપાવનારા કેટલાક કાયદાના પુસ્તકોની કોઈ કોઈ કલમો ઉપર જુજ જુજ ફેંસલા ટાંકી એને ટીકાના પુસ્તકનું નામ આપે છે, પણ અમને તો એમ કરવું તે લોકને છેતરવા જેવું દેખાય છે તેથી તેવું કરવું પસંદ ના પડયું અને મારો એમ ઈરાદો થયો કે ઇંગ્રેજી કમેનટરીઓને અનુસરીને એક પુસ્તક કરવું અને તેમાં ઇંગ્રેજી પ્રમાણુશાસ્ત્રને અનુસરી જે ફેંસલા થએલા હોય તથા હિંદુસ્તાનની કોર્ટોમાં પુરાવના આકટ બાબતમાં જે જે કલમો ઉપર ઠરાવ થયા હોય તે તેમાં બની શકે તેટલા દાખલ કરવા, તથા હરેક કલમની ટીકા કરી એક પુસ્તક તઇયાર કરવું, તેથી આ પુસ્તક મેં તઇયાર કરયું છે, અને તેની પેહેલી આવૃતિ કાઢેલી તેની ૫૦૦ પ્રત રૂ ૪) ની કીમતે ખપી ગઇ તેથી આ બીજી આવૃતિ કેટલાક વધારા સાથે અને સન ૧૮૮૭ સુધી ચારે ઇલ્લાકાની હાયકોર્ટમાં જે ફેંસલા થએલા તે આ કાયદાને લગતી કલમો નીચે ટાંકીને કીમતમાં કાંઈ પણ વધારો કર્યા વગર હાલમાં પ્રસિદ્ધ કરી છે. પુસ્તક પ્રસિદ્ધ કરવાનું આ મારૂં પેહેલું પ્રયત્ન છે, અને મારૂં ઈંગ્રેજી જ્ઞાન છેક સાધારણ છે તેથી મારે મારા મીત્રો જડજ કોર્ટના પ્રખ્યાત વકીલ વરજરાય સાકરલાલ તથા સ્માલકાજ કોર્ટના વકીલ ગોવિંદલાલ બાલાજીની મદદ

લેવી પડી છે, માટે એ ગ્રહસ્થોએ આ કામમાં મને જે મદદ કરી છે તેને સારૂ હું તેમનો મ્હોટો આભાર માનું છું.

માણસ માત્ર ભુલ કરવાને લાયક છે તેમાં આવા નવીન પ્રકારના પુસ્તકોમાં મારા જેવા અલ્પ જ્ઞાનીની ભુલ નહી થઈ હોય એમ નહી હશે, માટે મારા પ્યારા વાંચનારાઓને વિનંતી કરૂં છું જે કૃપા કરી તેવી ભુલ માફ કરવી, અને તે મને જણાવવી કે હવે પછી તેમાં સુધારો કરવામાં આવે.

જેટલી મેહેનત અમોએ લીધી છે તેના પ્રમાણમાં આ પુસ્તકની કિંમત અમે ઘણી જુજ ઠરાવી છે, અમારૂં આ ન્હાનું પુસ્તક લોકોને કાંઈ પણ ઉપયોગી પડશે તો અમારા શ્રમનો બદલો અમોને મળી ચુકયો એમ અમો સમજી સંતોષ માનીશું.

આ પ્રમાણુશાસ્ત્રોની ટીકાનો ગ્રંથ દેશી ભાષામાં પેહેલ વેહેલો અમેજ બાહાર પાડયો છે, તેથી ઉમેદ છે કે વાંચનાર સજ્જનો અમારા પુસ્તકનો બોહોળો ખપ કરાવવાની ઉલટ રાખે છે તેમજ રાખશે, અને તેવી આશા વગર કીમતી પુસ્તકો મેહેનત લેઈ બાહાર પાડવાને માણસનું દીલ પાછું હઠે છે. માટે વિદ્યાની વૃદ્ધિ ઇચ્છનારા સખસોએ મદદ કરવી ઘટે છે.

આ પુસ્તકમાં પુરાવની ટીકાના નીચેના ગ્રંથોની મુખ્ય મદદ લીધેલી છે તથા તે શિવાય મુંબાઇ, કલકત્તા, મદ્રાસ અને અલ્હાબાદ હાઈકોર્ટોના દિવાની, ફોજદારી ફેંસલાની મદદ પણ લીધી છે, માટે તેના કર્તાઓનો અમો મ્હોટો આભાર માનીએ છીએ. તથા તે સાથે કેટલાક હિંદુસ્તાન અને મુંબાઇની સરકારે કરેલા કાયદાની કલમો અને બીજા પરચુરણ પુસ્તકોની મદદ લેઈ તે પુસ્તકોનાં ટુંકામાં નામ, તેની કલમો તથા પાનું લખેલું છે, અને તે બરોબર રીતે સમજવાને સારૂ આગળ તેની એક જુદી ઈલાયદી સમજુત પણ બતાવવામાં આવેલી છે.

૧. ફીલ્ડસાહેબના પુરાવની ટીકાની.
૨. કનીંગહામસાહેબના પુરાવની ટીકાની.
૩. નાર્ટનસાહેબના પુરાવની ટીકાની.
૪. સ્ટીફનસાહેબના પુરાવની ટીકાની.
૫. ટેલરકૃત પ્રમાણુશાસ્ત્રના ગ્રંથની.
૬. સ્ટાર્કિના પુરાવની ટીકાની.
૭. રોસ્કોના પુરાવની ટીકાની.
૮. બેસ્ટકૃત પ્રમાણુશાસ્ત્રની.

વળી હાથા વગરનું ઓજાર જેમ બાંડુ માલમ પડે તેમ અનુક્રમણીકા વગરનું પુસ્તક પણ માલમ પડે તેથી તે અડચણ મટાડવાને સારૂ એક વિસ્તીર્ણ અનુક્રમણીકા (ઇનડેક્ષ) પણ આં લગત દાખલ કરી છે.

તા૦ ૫ મી મેએ સન ૧૮૮૫.
મુ૦ અમદાવાદ.

**લલુભાઈ સુરચંદ સહી.**
અમદાવાદ સમાચારનો માલેક.

## આ કાયદામાં પુસ્તકોના આધાર બતાવવાને ટુંકા શબ્દો વાપર્યા છે તેની સમજુત.

| | | |
|---|---|---|
| મું. હા. રી. વા. | એટલે | મુંબાઇ હાયકોર્ટ રીપોર્ટ વાલ્યુમ. |
| ક. વી. રી. સી. રૂ. | ,, | કલકત્તા વીકલી રીપોર્ટ સીવીલ રૂલીંગ. |
| ઈ. લા. રી. ૩ મું. | ,, | ઈંડિયન લા રીપોર્ટસ મુંબાઈ વાલ્યુમ ૩ જું. |
| ક. વી. રી. વા. ફો. | ,, | કલકત્તા વીકલી રીપોર્ટ વાલ્યુમ ફોજદારી. |
| મુ. હા. રી. વા. ફો. | ,, | મુંબાઈ હાયકોર્ટ રીપોર્ટ વાલ્યુમ ફોજદારી. |
| ઈ. લા. રી. ૨, મ. | ,, | ઈંડિયન લા રીપોર્ટસ મદ્રાસ બીજું વાલ્યુમ. |
| સ. ક્રી. રૂ. | ,, | સધરલાન્ડ ક્રીમીનલ રૂલીંગ. |
| ઈ. લા. રી. ૧ અ. | ,, | ઈંડિયન લા રીપોર્ટસ અલ્હાબાદ પેહેલું વાલ્યુમ. |
| ઈ. લા. રી. ૪ ક. | ,, | ઈંડિયન લા રીપોર્ટસ કલકત્તા ચોથું વાલ્યુમ. |
| સ. શિ. રી. | ,, | સધરલાન્ડ દિવાની રીપોર્ટ. |
| મુર્સ. ઇ. અ. | ,, | મુર્સ ઈંડિઅન અપીલ્સ. |
| બેં. લા. રી. | ,, | બેંગાળ લા રીપોર્ટ. |
| મ. જુરીસ્ટ. વા. | ,, | મદ્રાસ જુરીસ્ટનું વાલ્યુમ. |
| સી. અને પી. | ,, | કયારીંગટન અને પેનીસ રીપોર્ટ. |
| ડેન. સી. સી. | ,, | ડેનીસન્સ ક્રાઉન કેસસ. |
| ડીયર. સી. સી. | ,, | ડીયર્સલી ક્રાઉન કેસસ. |
| એમ. સી. સી. | ,, | મુડી ક્રાઉન કેસસ. |
| કાર. અને એમ. | ,, | કયારીંગટન અને માર્શમેન. |
| બી. અને સી. | ,, | બાર્નવાલ અને ક્રેસવેલ. |
| ઇસ્ટ. | ,, | ઇસ્ટ પ્લીસ આફ ધી ક્રાઉન. |
| એમ. અને આર. | ,, | મુડી અને રાબીનસન રીપોર્ટસ. |
| સ્ટારક. | ,, | સ્ટાર્કસ રીપોર્ટસ. |
| એસ. એફ. એ. રી. | ,, | સદર ફોજદારી અદાલત રીપોર્ટ. |
| એમ. અને એસ. | ,, | માલ અને સેલવીન. |
| એમ. અને ડબલ્યુ. | ,, | મીશન અને વેલ્સબી. |
| એમ. અને એમ. | ,, | મુડી અને માલકીન્સ રીપોર્ટસ. |
| કયામ્પ. | ,, | કયામ્પબેલ્સ રીપોર્ટસ. |
| એ. અને ઈ. | ,, | આડોલફસ એલીસ રીપોર્ટસ. |
| ગોવ. આર. | ,, | ગોવર્સ રીપોર્ટસ. |
| એલ. જે. પી. | ,, | લા જર્નલ પ્રોબેટ કેસસ. |
| બી. અને એ. | ,, | બાર્નવાલ અને આલડરસન્સ રીપોર્ટસ. |

| | | |
|---|---|---|
| એલ. જે. એમ. સી. | ,, | લા જર્નલ માજીસ્ટ્રેટ કેસસ. |
| બી. અને એલ. | ,, | બંગાળ લા રીપોર્ટસ. |
| એચ. સ્ટ. ટી. | ,, | હાવલ્સ સ્ટેટ ટ્રેલ્સ. |
| એકસચે. | ,, | એકસચેકર રીપોર્ટસ. |
| ટાન્ટ. | ,, | ટાનટન્સ રીપોર્ટસ. |
| એસ્પ. | ,, | એસ્પીનાસસ રીપોર્ટસ. |
| એલ. આર. | ,, | લા રીપોર્ટસ. |
| એલ. જે. એકસ. | ,, | લા જર્નલ એકસચેકર. |
| એલ. જે. સી. પી. | ,, | લા જર્નલ કામન પ્લી. |
| સ્ટાક. એન. આર. | ,, | સ્ટાકસ ન્યુ રીપોર્ટસ. |
| કલ. અને એફ. | ,, | કલાર્ક અને ફીનલી. |
| ટી. આર. | ,, | ટર્મ રીપોર્ટસ. |
| એમ. અને જી. | ,, | મેનાંગ અને ગ્રેનજર્સ રીપોર્ટસ. |
| એચ. અને સી. | ,, | હર્લસ્ટોન અને કાર્ટમ્યાન. |



# ઇનડેસ.

## મુળાક્ષરના અનુક્રમ પ્રમાણે બાબતવાર સાંકળીઉ.

### અ

ઈ

## ક

## ફ

## બ.



## ભ



## મ

## જ્ઞ.

હિંદુસ્તાનના ગવરનર જનરલ ઇન કૌન્સીલનો નીચે લખેલો આકટ તારીખ ૧૫ મી માર્ચ સન ૧૮૭૨ ને રોજ ગવરનર જનરલસાહેબે મંજુર કર્યો અને તે સર્વે લોકોને જાહેર કરવા સારૂ ઈંડિયાના ગેજીટમાં તારીખ ૧૬ મી માર્ચ સન ૧૮૭૨ ને રોજ પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો.

# સન ૧૮૭૨ નો આકટ ૧ લો.

## હિંદુસ્તાનનો પુરાવાનો આકટ.

---

## અનુક્રમણિકા.

કલમ.

૧૯. જે સખ્સોની સ્થીતી મુકદમાના પક્ષકારની વિરૂદ્ધ શાબેત કરવાની જરૂર છે, તેવા સખસોએ કહેલો કિંવા લખેલો મજકુર.

૨૦. જે સખસનો પક્ષકારે હવાલો આપ્યો હોય, તે સખસનો કરેલો અંગીકાર.

૨૧. જે સખસે અંગીકાર કરયો હોય તેની વિરૂદ્ધ અથવા તેના તરફેનમાં અંગીકાર લગતો છે કે શી રીતે.

૨૨. દસ્તાવેજના મજકુર બાબતનો મુખજુબાની અંગીકાર ક્યારે લગતો સમજવો.

૨૩. દિવાની કામમાં અંગીકાર કેવે પ્રસંગે લગતા હોય છે.

૨૪. ફોજદારી કામમાં લાલચ કિંવા ધમકી કિંવા વચન ઉપરથી કીધેલી કબુલત ગેરલગતી છે.

૨૫. પોલીસ અમલદારની રૂબરૂ કીધેલી કબુલત પુરાવામાં લેવી નહી.

૨૬. પોલીસના હવાલામાં તોહમતવાળો હોય તે વખતે તેણે કીધેલી કબુલત પુરાવામાં લેવી નહી.

૨૭. તોહમતવાળા સખસે બતાવેલા મજકુરનો અથવા તેની કીધેલી કબુલતનો જેટલો ભાગ તે મજકુર અથવા કબુલત ઉપરથી શોધી કાઢેલી હકિકત સાથેસબંધ રાખતો હોય તેટલો શાબેત કરી શકાયછે.

૨૮. લાલચ કિંવા ધમકી કિંવા વચનથી મન ઉપર થએલી અસર ખસી ગયા પછી કરેલી કબુલત લગતી છે.

૨૯. બીજી રીતે કબુલત લગતી હોય તો, કબુલત ગુપ્ત રાખવાનું વચન હતું એ વિગરે કારણોથી તે કબુલત ગેરલગતી નથી થતી.

૩૦. જે સખસ કબુલત કરે તેને વિશેની તથા તેજ ગુન્હા સારૂ બીજા સખસોની એકઠી તજવીજ ચાલતી હોય તેવા બીજા સખસો વિશેની કબુલત શાબેત થાય તો, તે કબુલત વિચારમાં લેવા બાબત.

૩૧. અંગીકાર નિર્ણયકારક પુરાવો નથી, પણ તેનો અમલ પ્રતિબંધના જેવો થાય.

કલમ.

**જે સખસોને શાહેદ તરીકે બોલાવી શકાતા નથી તેવા સખસોએ કહેલા કિંવા લખેલા મજકુર બાબત.**

૩૨. જે સખસ મરણ પામ્યો હોય કિંવા મળી શકતો ન હોય તેણે તથા તેવા બીજા સખસે લગતી હકીકતનો કહેલો કિંવા લખેલો મજકુર કેવે પ્રસંગે લગતી હકિકત છે.

તે મજકુર મોતના કારણ વિશે હોય ત્યારે.

અથવા કામને પ્રસંગે કહેલો કિંવા લખેલો હોય ત્યારે,

અથવા કેહેનારના હિત વિરૂદ્ધ હોય ત્યારે.

અથવા તેમાં સાર્વજનિક હક્ક કિંવા રિવાજ કિંવા સામાન્ય કાયદા, ગેરકાયદા સબંધી અભિપ્રાય આપ્યો હોય ત્યારે.

અથવા સગપણ વિશે હોય ત્યારે:

અથવા મરણ પામેલા સખસના મૃત્યુપત્રમાં કિંવા ખતમાં બતાવ્યો હોય ત્યારે

અથવા કલમ ૧૩ની રકમ અ માં કહેલા કાર્ય બાબત હોય તો:

અથવા ઘણા સખસોએ કહ્યો કિંવા લખ્યો હોય અને તે ઉપરથી તકરારી બાબતને લગતા તેઓના વિચાર માલમ પડતા હોય ત્યારે.

૩૩. પેસ્તરના ઇનસાફી કામમાંનો પુરાવો ક્યારે લગતો હોય.

**વિશેષ પ્રસંગે કહેલો કિંવા લખેલો મજકુર.**

૩૪. હિસાબની ચોપડીયોમાંની નોંધ ક્યારે લગતી હોય છે.

૩૫. જે કામ કરવાનું કાયદામાં ફરમાવવામાં આવ્યું હોય તે કામ કરવાને પ્રસંગે સરકારી દફતરમાં જે નોંધ કરી હોય તે ક્યારે લગતી સમજવી.

૩૬. નકશા તથા પ્લાન એ ક્યારે લગતા છે.

૩૭. સાર્વજનિક પ્રકારની હકિકત બાબત કોઇ આકટમાં અથવા સરકારી જાહેરનામામાં મજકુર લખ્યો હોય તે લગતો છે.

**ભાગ ૩ જો.**

**પુરાવો ગુજારવા તથા તેના પરિણામ બાબત.**

# ACT NO. 1-18, OF 1872.

## THE INDIAN EVIDENCE ACT,

# હિંદુસ્તાનનો પુરાવાનો આકટ.

### સન ૧૮૭૨ નો આકટ ૧ લો, ૧૮ માના સુધારા સાથે

### (નોટ તથા લંગતા ફેંસલા સાથે.)

---

ઉદેશ. પુરાવાનો કાયદો એકત્ર કરવો, તથા તેનાં લક્ષણો બાંધવાં, તથા તે દુરસ્ત કરવો યોગ્ય છે, માટે આ ઉપરથી નિચે લખ્યા પ્રમાણે ઠરાવવામાં આવે છેઃ—

## ભાગ ૧ લો.

### હકિકતનું લાગુપણું.

---

## બાબ ૧—પ્રથમના વિષય.

---

### કલમ ૧ લી.

ન્હાનું નામ. આ આકટને “સન ૧૮૭૨ નો હિંદુસ્તાનનો પુરાવાનો કાયદો” એવું નામ આપ્યું છે.

આકટ ક્યાંહાં લાગુ છે. એ આકટ સઘળા બ્રિટિશ ઇંડિયાને લાગુ છે; તથા કોર્ટમાર્શીલ સુદ્ધાંની હરકોઇ કોર્ટમાં અથવા કોર્ટની રૂબરૂ જે ઇનસાફી કામો ચાલે તે સર્વે કામોને લાગુ છે; પરંતુ હરકોઇ કોર્ટને અથવા અમલદારને આફિડેવિટ લખી આપવામાં આવે તેને, અથવા લવાદની રૂબરૂ જે કામ ચાલે, તેને તે લાગુ નથી.

તે ક્યારે અમલમાં આવશે. એ આકટ તારીખ પેહેલી સપ્ટંબર સન ૧૮૭૨ ને રોજ અમલમાં આવશે.

**ટીકા**—બ્રિટિશ ઇંડિઆ એટલે તા૦ ૨ જી અગષ્ટ સન ૧૮૫૮ ના રોજ મંજુર થએલા મહારાણી વિકટોરિયાના ૨૧ તથા ૨૨ મા વર્ષના ૧૦૬ હા ચ્યાપટરની કલમ ૧ થી રાણીસાહેબને જે મુલક મળેલો છે તે. પણ તેમાંથી સ્ટ્રેટ સેટલમેન્ટને બ્રિટિશ ઇંડિઆનો ભાગ નહી

ગણવાને સારૂ વિકટોરિયાના ૨૯–૩૦ મા વર્ષના ચ્યાપટર ૧૧૫ થી બાતલ કરેલું છે.

આ કાયદો કોઈ કોર્ટ અગર અમલદારને આર્બીટ્રેટર લખી આપવામાં આવે તેને અને લવાદની રૂબરૂ જે કામ ચાલે તેને લાગુ નથી, અને તે શિવાય બધા કામને લાગુછે, એવું આ કલમથી ઠરાવવામાં આવ્યું છે.

જીલ્લા માંહેની કોર્ટોમાં આજ સુધી "આર્બીટ્રેટ" લખી આપવાનો કોઇ કાયદો હમેશાં ઉપયોગમાં આવે તેવો નહિ હતો, પરંતુ દિવાની કામ ચલાવવાની રીતીનો નવો કાયદો ( સન ૧૮૭૭ નો આકટ ૧૦ મો ) તા. ૧ લી અકટોબર સન ૧૮૭૭ ના રોજ અમલમાં આવ્યો ત્યારથી તે કાયદાની અને એ આકટ સન ૧૮૮૨ ના આકટ ૧૪ માથી રદ થયો છે, પણ એ નવા આકટની કલમ ૧૨૬, ૧૨૯, ૧૩૪, ૧૩૭, ૧૯૪, ૧૯૫, ૧૯૬, ૧૯૭, ૩૮૪, ૪૪૭, ૪૫૩, ૪૫૬, ૪૭૮, ૪૮૩, ૪૯૨, ૫૩૩, ૬૪૭ ના ઠરાવ પ્રમાણે આર્બીટ્રેટની બાબતમાં ચાલવામાં આવે છે.

લવાદ બાબત દિવાની કામ ચલાવવાની રીતીના જુના કાયદા ( સન૫૯ ના આકટ ૮ મા )ની કલમ ૩૧૨–૩૨૭ મીમાં ઠરાવ હતો, અને હાલના સન ૧૮૭૭ ના આકટ ૧૦ માની કલમ ૫૦૬ થી ૫૨૬ સુધીમાં લવાદ બાબત ઠરાવ છે, એટલે તે બાબત અહિયાં વધારે લંબાણ લખવાની જરૂર દીસતી નથી.

## કલમ ૨ જી.

કયા કાયદા રદ કરયા.

**સદરહુ તારીખે તથા તે તારીખથી નિચે લખેલા કાયદા રદ કરયા છે:—**

**( ૧. ) બ્રિટિશ ઇંડિયાના કોઇ પણ ભાગમાં અમલમાં હોય તેવા કોઇ પણ સ્ટાટયુટ, આકટ, કિંવા કાયદામાં લખ્યા ન હોય, એવા જે પુરાવાના નિયમો હોય તે તમામ.**

**( ૨. ) "સન ૧૮૬૧ ના હિંદુસ્તાનની કૌંસીલના આકટની" કલમ ૨૫ મુજબ જે નિયમોને, તથા કાયદા, તથા કાનુનોને, કાયદા જેટલી યોગ્યતા મળી હોય તેવા સર્વે નિયમો, તથા કાયદા, તથા કાનુનો, આ આકટમાં જે બાબતો સબંધી ઠરાવ કરયા છે, તે બાબતો વિશે જેટલા હોય તેટલા; તથા**

**( ૩. ) આ આકટના પરિશીષ્ટમાં જે આકટો બતાવ્યા છે તે, સદરહુ પરિશિષ્ટના ત્રીજા કોષ્ટકમાં બતાવ્યા છે, તેટલાં.**

**પરંતુ બ્રિટિશ ઇંડિયાના કોઇ પણ ભાગમાં કોઈ પણ સ્ટાટયુટ, આકટ, અથવા કાયદો ચાલુ હોય, તે આકટથી સ્પષ્ટ રીતે રદ કરવામાં આવ્યો નહી હોય તો, તેમાંના કોઈ પણ ઠરાવમાં આ આકટમાં લખેલી કોઇ પણ વાતથી ફેરફાર થએલું સમજવું નહીં.**

**ટીકા**—પુરાવ બાબતનો આ કાયદો થતાં અવલ તે બાબત સુમારે પાંચ કે છ ન્હાના ન્હાના આકટોમાં ઠરાવ હતો, તેમાં મુખ્ય સન ૧૮૫૫ નો આકટ ૨ જો હતો, પણ તે ઘણો ટુંકાણમાં હતો, અને જો કે પ્રમાણશાસ્ત્ર એ કાયદાનો મ્હોટો ભાગ છે અને તેના

ઉપર ન્યાયનો ઘણો આધાર રહેલો છે, તોપણ તેને મુકાબલે તે આકટ નહી જેવો હતો. તેથી પ્રમાણશાસ્ત્ર બાબતના ઘણાખરા નિયમો જોવાને ઘણા ઈંગ્રેજી ગ્રંથો જોવાની જરૂર પડતી હતી, એટલે એક નિયમ બાબત નક્કી કરવાને ઘણા પ્રમાણશાસ્ત્રનાં પુસ્તકો અને વડીલકોર્ટના ફેંસલાઓ જોવાની જરૂર પડતી હતી. આ તમામ પુસ્તકો ઉપર તથા આ દેશના રીવાજ વિગરે ઉપર લક્ષ આપી આ કાયદો કરવામાં આવેલો છે, અને આ કલમની ૧ લી રકમમાં બતાવ્યા પ્રમાણે તે પુસ્તકો રદ કરવામાં આવ્યાં છે, તોપણ આ કાયદાના ટુંકાણમાં લખેલા ઠરાવો સમજવાને તે પુસ્તકો તથા તેમાં લખેલી બાબતો ઉપર થએલા ફેંસલા ઘણા અગત્યના છે, પણ હવેથી પુરાવની બાબતનો કોઇ પણ ઈંગ્રેજી નિયમ લાગુ પાડવાને આ રકમથી કોર્ટોને મનાઇ થઈ છે.

આ ઉપરથી એમ સમજાવવાનું નથી કે પુરાવાની બાબતમાં આ આકટ શિવાય બીજો કોઇ આકટ હિંદુસ્થાનમાં ચાલુ નથી. હજુ કેટલાક આકટોમાં તે બાબતના ઠરાવો છે, અને તે સ્પષ્ટ રીતે આ કાયદાથી રદ કરવામાં નથી આવ્યા, ત્યાંહાં સુધી તે કાયમજ સમજવા જોઇએ.

## કલમ ૩ જી.

અર્થ. આ આકટમાં નીચે લખેલા શબ્દો તથા શબ્દપ્રયોગો વાપરવામાં આવ્યા છે તેનો અર્થ નીચે લખ્યા મુજબ ઠરાવ્યો છે; પરંતુ વાકયના તથા વિષયના સંબંધ ઉપરથી તે વિરૂદ્ધ ઈરાદો માલુમ પડે તો, સદરહુ પ્રમાણે અર્થ કરવો નહી.

"કોર્ટ" "કોર્ટ" એ શબ્દમાં સર્વ જડજોનો, તથા માજીસ્ત્રેટોનો, તથા લવાદ શિવાય બીજા જે સખસોને પુરાવો લેવાનો કાયદા મુજબ અધિકાર હોય, તે સર્વ સખસોનો સમાવેશ થાય છે.

"હકીકત" "હકીકત" એ શબ્દનો અર્થ નીચે મુજબ ઠરાવ્યો છે, અને તેમાં નીચે લખ્યા પ્રમાણેની બાબતોનો સમાવેશ થાય છેઃ—

(૧.) હરકોઈ વસ્તુ, વસ્તુની સ્થિતિ, અથવા એક વસ્તુનો બીજી વસ્તુ સાથેનો સબંધ, જેનું જ્ઞાન ઇંદ્રીઓવડે થઈ શકે, એવું હોય તે;

(૨) મનની જે સ્થિતિનું ભાન કોઈ સખસને હોય, તેવી હરકોઈ સ્થિતિ.

### દૃષ્ટાંતો.

(अ) અમુક વસ્તુઓ અમુક રીતે અમુક ઠેકાણે ગોઠવેલી છે, એ એક હકીકત છે.

(ब) અમુક વાત કોઇ એક માણસે સાંભળી અથવા જોઇ, એ એક હકીકત છે.

(क) એક માણસ અમુક શબ્દો બોલ્યો, એ એક હકીકત છે.

(ड) કોઈ માણસનો અભિપ્રાય અમુક છે, અથવા તેનો ઈરાદો અમુક છે, અથવા તે શુદ્ધબુદ્ધિથી કામ કરે છે કિંવા કપટથી કરે છે, અથવા તેણે અમુક શબ્દનો અમુક અર્થ સમજીને તેનો ઉપયોગ

**કર્યો છે, અથવા ઇંદ્રીઓવડે મનમાં અમુક પદાર્થનો અમુક બો-ધ અમુક વખતે થયાનું તેને ભાન હતું અથવા છે, એ હકીકત છે.**

**( ઈ ) કોઈ માણસની આબરૂ પ્રતિષ્ટા અમુક રીતની છે, એ એક હકીકત છે.**

**ટીકા**—હકિકતની બાબતમાં આનરેબલ સ્ટીફનસાહેબ કેહે છે કે "આપણી તમામ જાગૃત જીંદગીમાં આપણે સમજની સ્થીતીમાં હોઈએ છીએ. જોવું અને સમજવું એ બંન્ને મતલબે એકજ છે. જે આપણે જોઈએ છીએ તે આપણે સમજીએ છીએ, અને જેની આપણને સમજ પડે છે તે આપણા જોવામાં આવે છે. આ શ્રષ્ટીનો બાહારનો દે-ખાવ આપણે તે બાબતના જ્ઞાનથી કહી શકીએ છીએ, અને જ્ઞાન આપણને જોવાથી ત-થા જોઈને જે અનુમાન થાય છે તે ઉપરથી થએલું હોય છે. આ બાબતમાં મનુષ્યનું શરીર એ એક દાખલો છે. મનુષ્યનું પોતાનું શરીર પોતાની ઇંદ્રીઓવડે જે બાહારના અવયવનું બનેલું છે એટલુંજ નહી પણ ઘણીક અંદરની ઇંદ્રીઓ કે જે તેના જોવામાં અ-ગર તેને લાગવામાં આવે તેવું ઘણુંકરીને નથી હતું તેનું બનેલું છે, એમ દરેક મનુષ્ય સ-મજે છે એમાં કોઈને અંદેશો નથી. જ્યારે આ ઇંદ્રીઓ જેમકે મગજ અગર કાળજું છે એમ કોઇ સખસ કેહે ત્યારે તેને તે બાબતનું જ્ઞાન થાય છે અને એ જ્ઞાન બીજા સખસોએ કહેલું છે, તે ઉપરથી અગર બીજા કોઈ માણસના શરીરમાં પોતાની જાતે તેવું જોવામાં આવેલું હોય તે ઉપરથી થાય છે. આ તમામ બાહારની હકિકત છે.

પણ હવે માંહેની હકિકત આપણે જોવી જોઈએ. એ હકિકતથી એક બીજા પ્રકારનું જોવું અગર સમજવું થાય છે, અને તે હકિકત ક્ષણીક છતાં તે આપણી પાંચ ઇંદ્રીઓ તે-ના સનજવામાં આવે નહી એવી છે, તોપણ તે સ્પષ્ટ રીતે સમજવામાં આવી શકે તેવી અને ઘણી અગત્યની છે. તે આપડા મનનો વિચાર તથા મનોવૃતિ છે. જે સખસને પ્યાર, તિરસ્કાર, ગુસ્સો, ઇરાદો, મરજી, ઇચ્છા, જ્ઞાન, અભિપ્રાય મનમાં લાગે છે તે સખસ પોતે સમજે છે. જ્યારે એમ કેહેવામાં આવે કે એક માણસ ગુસ્સે છે, અગર તે અમુક મીલકત વેચવાનો ઈરાદો રાખે છે, અગર તે એક શબ્દનો અર્થ જાણે છે, અગર તેણે અકસ્માત નહી પણ જાણીબુજીને ઘા મારેલો છે, ત્યારે તે દરેક કેહેવું, જાણે પ્રત્યક્ષ રીતે એક અ-વાજ અગર અજવાળાના ઝબકારાની માફક સમજવામાં આવે છે. તફાવત માત્ર એટલોજ છે કે, જ્યારે એમકેહેવામાં આવે કે અમુક માણસનો અમુક ઇરાદો છે, ત્યારે તે ઇરાદો કરના-ર સખસ શિવાય બીજું કોઈ તે ઇરાદો સમજી શકતુ નથી. પણ જ્યારે એમ કેહેવામાં આ-વે કે એક માણસ બેઠો છે અગર ઉભો છે તો, તે કેહેવામાં આવેલી બેઠા અગર ઉભાની હકિકત ફકત તેનાજ સમજવામાં આવે છે, એમ નહી, પણ હરકોઈ સખસને જોઈ શકે તે પણ તે સમજી શકે છે. આ બન્ને બાબતોનો હેતુ માત્ર એટલોજ છે કે આ બે પ્રકારની હકિકત ગમે તે કોઇના સમજવામાં આવી શકે તેવી હોય છે."હકિકત" એ શબ્દ કોઇ કો-ઈ વખત કલ્પના, મનની સમજ, અને અભિપ્રાય વિરૂદ્ધ છે, એમ કેહેવામાં આવે છે, પ-રંતુ આ બધાં રૂપો થોડાં ઘણાં અલંકારી છે. જ્યારે તે રૂપો કાંઈ સફાઈ સાથે કેહેવામાં આવે તો, તે ઉપરથી એમ નિકળે છે કે કાંઇક છે, પણ જે વસ્તુ નથી તેમ કોઈ વિચારવંત પ્રાણીથી તે સમજી શકાતી નથી, તેને તે છે, એવું કેહેવામાં આવે, અને તેનો કાંઈ અર્થ લા-ગુ કરવો એ મુશ્કેલી ભરેલું છે.

હકિકતના જે વિભાગ કરવામાં આવેલા છે તે ઘણુંકરીને બેનથમના નિયમ પ્રમાણે છે.

બેસ્ટસાહેબ પોતાના ગ્રંથમાં કેહે છેકે, હકિકત જડ અને ચૈતન્ય બે બાબતની હોય છે. માટે બધા દેખીતા પદાર્થો વિગેરેનો જડમાં સમાસ થાય છે, અને ચૈતન્યમાં ફકત મનુષ્યના મનનો સમાસ થાય છે. જેમકે કોઈ વાત મનમાં લાગવી અગર તે યાદ આવવી અને તે બાબત તેનું મનમાં ભાન રાખવું, ઈચ્છા, ગુસ્સા, અગર અમુક કામ કરવાનો ઈરાદો ઈત્યાદીનો "ચૈતન્ય" માં સમાસ થાય છે. ચૈતન્યની બાબત ઘણુંકરીને શાહેદીઓથી શાબેત થાય તેવી નથી. પરંતુ જેના મનમાં તે વશેલી હોય તેની કબુલતથી ઘણુંકરીને સાબેત થાય છે. ( નાર્ટનસાહેબની ટીકા પાનું. ૯૩ )

કનીંગહામસાહેબની ટીકાને પાને ૫ મેં કહેલું છે કે "હકીકત" એ કાંઇક વાત બની હોય અગર કાંઈ કેહેવામાં આવેલું હોય અગર કાંઈ કરવામાં આવ્યું હોય, અગર કાંઈ અભિપ્રાય, અગર મનમાં અગર શરીરને લાગતું તેને "હકીકત" વારંવાર સમજવામાં છે, પણ આ આકટમાં તેનો અર્થ તેવો બતાવેલો નથી.

આનરેબલ સ્ટીફનસાહેબ પોતાની ટીકાને પાને ૧૪ મે કેહે છે કે "હકિકતની બાબતમાં એટલું યાદ રાખવું જરૂર છે કે, તમામ વિચાર અને ભાષાના સામાન્યપણાનું અમુક મુળ હોય છે. એકની એક હકિકતનું વર્ણન થોડી ઘણી બારીકાઇથી થઈ શકે છે, અને જે હકિકત સાથે આપણને સબંધ હોય તે દરેક હકિકતની જુદી જુદી પેટા હકિકતો કરવી. જેમકે આપણે કહીએ કે કેટલાક સખસો એક ઓરડામાં એક વખતે હતા. પણ જો આ હકિકત બાબત અંદેશો ઉત્પન્ન થાય અગર બીજી હકિકત ઉપરથી દુરસ્ત લાગે તો, તે દરેકની સ્થિતિ તેઓ શું કરતા હતા, સરસામાનની સ્થિતિ અને બીજી ઘણીક વિગત બતાવવી પડે."

"લગતી" **હકીકતના લાગુપણા વિશે આ આકટમાં જે નિયમો કહ્યા છે, તે નિયમોમાં કહેલી કોઈ પણ રીતે એક હકીકત બીજી હકીકત સાથે સબંધ રાખતી હોય, ત્યારે હકીકત મજકુર સદરહુ બીજી હકીકતને લગતી છે, એમ સમજવું.**

**ટીકા**—આ કાયદાની કલમ ૫ મીથી ૫૫ મી સુધી લગતી હકીકત બાબત ઠરાવ છે, અને તે કલમો ઉપર વખતે વખતે ખુલાસા આપવામાં આવેલા છે, એટલે અહિયાં કાંઈ વધારે બતાવવાની જરૂર દીસતી નથી.

"મુદ્દાની હકીકત." **"મુદ્દાની હકીકત" એ શબ્દ પ્રયોગનો અર્થ નીચે મુજબ થાયછે, તથા તેમાં નીચે મુજબની બાબતોનો સમાવેશ થાયછે:-**

**કાંઇ હક્ક, અથવા જવાબદારી, અથવા અશકતતા છે કિંવાં નથી, એવી કોઇ મુકરદમામાં અથવા કામમાં તકરાર હોય, તે હક્ક અથવા જવાબદારી અથવા અશક્તતા છે કિંવા નથી, કિંવા કેવા પ્રકારની છે, કિંવા કેટલે દરજજે છે, એવું જે હકીકત ઉપરથી માત્ર તેજ હકીકત વડે, અથવા બીજી હકીકતોને સબંધે, અવશ્ય નિકળે યાને માલુમ પડે, તે હકીકતને મુદ્દાની હકીકત કેહેવી.**

**ખુલાસો—દિવાની કામ ચલાવવાની રીત બાબતના જેના તે વખતના ચાલુ કાયદા પ્રમાણે કોઇ દિવાની કોર્ટ, કોઇ હકીકત બાબત મુદ્દા દફતરમાં નોંધે તેવા મુદ્દાના જવાબમાં જે હકીકત સ્થાપન કરવાની હોય કિંવા જે હકીકતનો ઈનકાર કરવા નો હોય, તે હકીકતને પણ મુદ્દાની હકીકત સમજવી.**

**દ્રષ્ટાંતો**

**अ** ના ઉપર **ब** નું ખુન કરયાનું તોહુમત છે, તેની—

**अ** ઉપરની તજવીજમાં નીચે લખેલી હકીકત મુદ્દાની હકીકત હોઇ શકે.

**अ** એ **ब** નું મોત આણ્યું.

**अ** નો ઇરાદો **ब** નું મોત આણવાનો હતો.

**ब** એ **अ** ને ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન્ન કર્યો હતો.

**જે** કૃત્યથી **ब** નું મોત થયું તે કૃત્ય કરતી વખતે દિવાનગીના સબબથી પોતે કેવું કામ કરે છે તે **अ** જાણી શકતો ન્હોતો.

**ટીકા**—આ બાબતમાં દિવાની કામ ચલાવવાની રીતીનો નવો કાયદો ( સન ૧૮૮૨ નો આક્ટ ૧૪ મો ) છે, તેની કલમ ૧૪૬ અને ૧૪૭ મીમાં નીચે પ્રમાણે ઠરાવ્યું છે:—

કલમ ૧૪૬ મી, હકિકતનો અથવા કાયદાનો કોઈ જરૂરનો વિચારમાં લેવાનો મજકુર એક પક્ષકાર ખરો છે એમ કેહે, અને બીજો તે નાકબુલ કરે ત્યારે મુદ્દા નીકળે.

ફરીયાદ કરવાનો હક્ક બતાવવાને વાસ્તે કાયદાના અથવા હકિકતના જે વિચારમાં લેવાના મજકુરો, તે વાદીએ સ્પષ્ટ રીતે કેહેવા જોઈએ, તે જરૂરના વિચારમાં લેવાના મજકુરો સમજવા.

કોઈ જરૂરનો વિચારમાં લેવાનો મજકુર એક પક્ષકાર ખરો છે એમ કેહે અને બીજો તે ના કબુલ કરે, ત્યારે તેવા પ્રત્યેક જરૂરના વિચારમાં લેવાના મજકુરને વાસ્તે જુદો જુદો મુદ્દો ઠરાવવો.

મુદ્દા બે જાતના હોય છે **(अ)** હકિકતના મુદ્દા **(ब)** કાયદાના મુદ્દા.

ફરીયાદની પેહેલી સુનાવણી વખતે ફરીયાદ, અરજી તથા લેખી કેફીયત હોય તો, તે વાંચીને તથા જરૂર જણાય તે પ્રમાણે પક્ષકારોની જબાની લેઇને કોર્ટે નક્કી કરવું કે, હકિકતના અથવા કાયદાના કયા જરૂરના વિચારમાં લેવાના મજકુર વિષે પક્ષકારોમાં તફાવત છે, અને પછી જે મુદ્દા ઉપર મુકરદમાના ખરા નીવેડાનો આધાર કોર્ટને જણાતો હોય, તે મુદ્દા કાઢીને દફતરમાં નોંધવા.

એકજ ફરીયાદમાં કાયદા તથા હકિકત બન્નેના મુદ્દા નિકળતા હોય, અને કોર્ટની નજરમાં એમ આવે કે માત્ર કાયદાના મુદ્દા ઉપરથીજ મુકરદમાનો નીકાલ થાય તેમ છે તો, કોર્ટે પ્રથમ કાયદાના મુદ્દાની ચોકશી કરવી, અને તેમ કરવાને વાસ્તે જો યોગ્ય જણાય તો, કાયદાના મુદ્દાનો નિર્ણય થઈ રેહે ત્યાંહાં સુધી હકિકતના મુદ્દા ઠરાવવાનું મુલતવી રાખવાને કોર્ટ મુખત્યાર છે.

ફરીયાદની પેહેલી સુનાવણી વખતે પ્રતીવાદી કાંઈ જવાબ ના આપે તો, કોર્ટે મુદ્દા કાહાડીને નોંધવા જોઈએ, એમ આ કલમમાં કહેલી કોઈ વાત ઉપરથી સમજવું નહીં.

કલમ ૧૪૭ નીચેના બધા અથવા તેમાંના કોઈ એક સાધન ઉપરથી મુદ્દા કાહાડવાને કોર્ટ મુખત્યાર છે.

(अ.) પક્ષકારોએ અથવા તેમની વતી હાજર હોય તે સખસોએ સોગન ઉપર કહેલી હકિકત, અથવા તે પક્ષકારોના કે સખસોના પ્લીડરોએ કહેલી હકિકત.

(ब) ફરીયાદ અરજીમાં કહેલી હકિકત, અથવા ફરીયાદમાં જો કાંઇ લેખી કેફીયતો આપવામાં આવી હોય તો તેમાં કહેલી હકિકત, અથવા ફરીયાદમાં સવાલ આપેલા હોય તેના જવાબમાં કહેલી હકિકત.

(क) બેમાંથી કોઇ પક્ષકારે હાજર કરેલા દસ્તાવેજોના મજકુર.

આ બે કલમો વિગતવાર અહિયાં બતાવવાનો હેતુ એટલો છે કે, મુદ્દાની હકિકતની વાખ્યા તે વિગતવાર સમજવામાં આવે અને તે બાબતનો તમામ કાયદો લક્ષમાં રેહે. દિવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સન ૧૮૮૨ ના આકટ ૧૪ મા) ની કલમ ૧૪૮ મી પણ આ બાબતનીજ છે; પણ તેથી કાંઈ સદરહું વાખ્યાનો ખુલાસો થતો નથી, એટલે તે અહિયાં બતાવવાનું દુરસ્ત ધારેલું નથી.

"દસ્તાવેજ" — **"દસ્તાવેજ" એ શબ્દવડે કોઈ પણ બાબત સમજવી જે બાબત કોઈ પણ વસ્તુ ઉપર અક્ષર, અંક, કે ચિન્હ વડે, અથવા એ માંહેના એકથી વધારે સાધનો વડે, સમજાવી અથવા બયાન કરેલી હોય, અને જે સાધનો તે બાબતના દસ્તાવેજી દાખલા રાખવા સારૂ વાપરવાનો ઈરાદો કર્યો હોય, અથવા વપરાય.**

## દષ્ટાંતો.

**કોઈ લખાણ એ દસ્તાવેજ છે.**

**જે શબ્દો ઠસ્સાના છાપથી અથવા શિલા છાપથી છાપ્યા હોય, અથવા ફોટોગ્રાફ ઉપરથી લીધા હોય, તે શબ્દો દસ્તાવેજ છે, એમ સમજવું.**

**દેશનો નકશો કિંવા પ્લાન એ દસ્તાવેજ છે.**

**ધાતુના પત્રા ઉપર અથવા પથરા ઉપર કોતરેલો લેખ, દસ્તાવેજ છે.**

**નિંદાનું હાસ્યકારક ચિત્ર, એ દસ્તાવેજ છે.**

**ટીકા**—હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૨૯ મીમાં દસ્તાવેજ શબ્દની વાખ્યા નીચે પ્રમાણે છે:—

"લેખ" એ શબ્દવડે કાંઈ પણ બાબત સમજવી, જે બાબત કોઇ પણ વસ્તુ ઉપર અક્ષર, અંક કે ચીન્હવડે અથવા એ માંહેના એકથી વધારે સાધનો વડે, સમજાવી અ-

થવા બયાન કરેલી હોય, અને જે સાધનો તે બાબતના પુરાવા દાખલ વાપરવાનો ઇરાદો કર્યો હોય, અથવા વપરાય.

આ બે પૃથક પૃથક કાયદામાં "દસ્તાવેજ" એ શબ્દની વાખ્યા એકજ છે. ફકત આ કાયાદાના કારણસર તે દસ્તાવેજી દાખલા રાખવા સારૂ વાપરવાનો ઈરાદો કર્યો હોય અથવા વપરાય" એટલો ફોજદારી કાયદાની ઉપર બતાવેલી વાખ્યાથી ભેદ રાખવામાં આવેલો છે.

"પુરાવો" "પુરાવો" એ શબ્દનો અર્થ નીચે લખ્યા મુજબ ઠરાવ્યો છે, તથા તેમાં નીચે લખ્યા મુજબની બાબતોનો સમાવેશ થાય છે:—

(૧.) જે હકીકત વિશે ચોકશી ચાલતી હોય તે હકીકતને સબંધે કોર્ટ પોતાની રૂબરૂ શાહેદને જે મજકુર કેહેવાની પરવાનગી આપે, અથવા જે મજકુર કેહેવાની તેને ફરજ પાડે, તેવો સઘળો મજકુર.

આ મુજબ કહેલા મજકુરને મુખજુબાની પુરાવો કેહેવો

(૨). જે દસ્તાવેજ કોર્ટને તપાસવા સારૂ હાજર કરવામાં આવે તે સર્વે; એવા દસ્તાવેજને દસ્તાવેજી પુરાવ કેહેવો.

**ટીકા**—આ કાયદાનો અમલ જે મુસદ્દો હતો તેમાં "પુરાવ" શબ્દના ત્રણ ભાગ કરવામાં આવેલા હતા. બે ભાગ જે સદરહુ વાખ્યામાં બતાવેલા છે તે, અને ત્રીજો ભાગ દસ્તાવેજ શિવાય મુદ્દાની ચીજો કોર્ટની તપાસ સારૂ કોર્ટની રૂબરૂ રજુ કરવામાં આવે તે. પણ તે ત્રીજો ભાગ સીલેકટ કમીટીએ મુસદ્દામાંથી કાહાડી નાંખેલો છે, અને કાયદામાં ઉપર બતાવેલા બે ભાગ બતાવેલા છે. ત્રીજો ભાગ બતાવવાની જરૂર પણ લાગતી નથી, કારણ કે જે મુદ્દાની વસ્તુ કોર્ટની રૂબરૂ રજુ કરવામાં આવે તે કોર્ટ પોતેજ જોઈ સમજી શકે છે, અને તે સમજવાને કોઈ મધ્યસ્થની જરૂર નથી. જેમકે લોહીઆળાં લુગડાં અગર તુટેલું હથીયાર રજુ કરવામાં આવેલું હોય તો, તે સમજવાને મધ્યસ્થની જરૂર નથી. શાહેદો એ મધ્યસ્થ છે, કેમકે તેમની શાહેદીથી કોર્ટના જાણવામાં હકિકત આવે છે, તેમજ દસ્તાવેજ એ પણ મધ્યસ્થ છે, કારણ કે દસ્તાવેજમાં બતાવેલી હકિકત તે દસ્તાવેજ ઉપરથી કોર્ટના જાણવામાં આવે છે. પણ કેટલીક બાબતો એવી છે કે જેમાં કોર્ટને અમુક મીલકત અગર જગો જાતે જોયા વિના સંતોષ થતો નથી, તેથી જીલ્લાઓમાં સબાર્ડિનેટ જડજો તેમજ જીલ્લા જડજો ઘણીક વખત સ્થાનિક તપાસ કરવા જાતે જાય છે, અને તેમજ ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૯૩ મીમાં ઠરાવેલું છે કે, "જ્યુરી" અગર "આસેસરો" એ જે જગોએ ગુન્હો બનેલો હોય તે અગર તપાસને લાગતો વ્યવહાર જે બીજી જગોએ બનેલો હોય, તે જોવી (આધાર ફીલ્ડ આન એવીડન્સ. આવૃત્તિ બીજી પાનું. ૭૫)

"બેસ્ટ" સાહેબનું પ્રમાણશાસ્ત્ર છે તેમાં "પુરાવ" શબ્દની વાખ્યા એવી બતાવેલી છે કે હરકોઇ હકિકત કે જેનો અસર, વલણ અને હેતુ બીજી અમુક હકિકત છે કિંવા નહી, એવી દીલમાં સમજ ઉત્પન્ન કરે તેનું નામ પુરાવ.

આનરેબલ સ્ટીફનસાહેબે પોતાની ટીકાને પાને ૩ જે "પુરાવ" શબ્દની વાખ્યા બા-

બત કહેલું છે કે, આ વાખ્યા ઇંગ્રેજી "લા" પ્રમાણે કરેલી નથી. તેનો એવો અર્થ કરવામાં આવેલો છે કે,

૧. બોલેલા શબ્દો, અને બતાવેલી વસ્તુઓ. જેમકે જે ચાકુથી ખુન કરવામાં આવ્યું તે ચાકુ.

૨. આ શબ્દો અને વસ્તુઓથી શાબેત થયેલી હકિકત.

૩. સાક્ષીઓ.

પરંતુ જ્ઞાનના સબંધથી ( સાયનટીફીક ) તપાસ કરતાં તે શબ્દનો અર્થ એવી રીતે કરવામાં આવેલો છે કે,

૧. જે શાબેતીથી અમુક હકિકત માનવામાં આવે તે.

૨. તેથી માનવામાં આવેલી હકિકત અને તેના,

૩. આધારથી થતી તકરારો. ( સ્ટીફનસાહેબની ટીકા પાનું. ૬ )

આ આકટમાં "પુરાવ"ની વાખ્યા કરેલી છે, તેમાં દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાના ઠરાવ મુજબ કમીશનથી પુરાવ લેવાનો હોય તેનો સમાસ થાય છે. પરંતુ પોલીસ શાક્ષિ તપાસે તેનો સમાસ થતો નથી. ( કનીંગહામસાહેબની ટીકા પાનું. ૫ )

"પુરાવ"એ શબ્દની વાખ્યામાં આ આકટમાં જે જે હકિકત કોર્ટની રૂબરૂ જે જે બાબતસર આવે તે તમામનો સમાસ કરેલો નથી. જેમકે માજીસ્ત્રેટ અગર સેશનજડજ કેદીને પુછે ક્રીમિનલ પ્રોસીજરકોડની કલમ ૨૫૩ અને ૩૪૨ અને ૩૬૪; તે ઉપરથી કેદીનો જવાબ થાય તે બીજી તપાસમાં તેના વિરૂદ્ધ પુરાવ તરીકે વાપરી શકાય છે, પણ તેનો આવા કામમાં સમાસ થતો નથી. કારણ કે તે જવાબ શાક્ષિઓના નથી. તેમજ ક્રિમિનલ પ્રોસીજરકોડની કલમ ૨૮૭ મી પ્રમાણે કેદીએ કમીટીંગ માજીસ્ત્રેટની રૂબરૂ કહેલી હકિકત સેશનમાં તપાસ ચાલતાં પુરાવમાં લેવામાં આવે છે. આવી કેટલીક બાબતોનો આ વાખ્યામાં સમાસ કરેલો નથી, (કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૬ )

"શાબીત થઈ" — **જ્યારે કોર્ટની રૂબરૂ જે બાબતો રજુ હોય તે ઉપર વિચાર કરતાં અમુક હકીકત બનેલી છે, એવું કોર્ટના માન્યામાં આવે, અથવા કોર્ટની નજરમાં એમ આવે કે તે હકીકત બની છે એ વાત એવી તો સંભવિત છે કે અમુક તેજ કામની કેફીયત જોઇને કોઈ સમજદાર માણસે હકીકત મજકુર બની છે એવી ધારણા ઉપર અમલ કરવો જોઇએ, ત્યારે તે હકીકત શાબીત થઇ એમ સમજવું.**

"ગેર શાબીત થઈ." — **જ્યારે કોર્ટની રૂબરૂ જે બાબતો રજુ હોય તે ઉપર વિચાર કરતાં અમુક હકીકત બનેલી નથી એવું કોર્ટના માન્યામાં આવે, અથવા કોર્ટની નજરમાં એમ આવે કે તે હકીકત બની નથી એ વાત એવી તો સંભવિત છે કે, અમુક તેજ કામની કેફિયત જોઇને કોઈ સમજદાર માણસે હકીકત મજકુર બની નથી એવી ધારણા ઉપર અમલ કરવો**

જોઇએ, ત્યારે તે હકીકત ગેરશાબીત થઈ એમ સમજવું.

"નાશાબિત થઈ" જ્યારે કોઈ હકીકત શાબિત થઈ ન હોય અથવા ગેરશાબીત થઈ ન હોય, ત્યારે તે નાશાબિત થઈ એમ કેહેવું.

**ફૈસલો.**—રજીષ્ટર થએલું મુખત્યારનામું પુરાવ આક્ટની કલમ ૫૭ પ્રમાણે દાખલ કરવામાં આવ્યું હોય તો, રજીષ્ટર આરીસર આ કલમ પ્રમાણે કોર્ટ છે. (ઈં. લા. રી. ૧૪ ક. પાનું. ૧૭૬)

## કલમ ૪ થી.

"અનુમાન કરવાને મુખત્યાર છે." અમુક હકીકત બની છે એવું અનુમાન કરવાને કોર્ટ મુખત્યાર છે એમ આ આકટમાં જ્યારે ફરમાવ્યું હોય, ત્યારે તે હકિકત ગેરશાબિત કરવામાં ન આવે તો, તથા જ્યાંહાં સુધી ગેરશાબિત ન થાય ત્યાંહાં સુધી તે શાબિત થઇ છે એવું માનવાને, અથવા તેની શાબિતી માગવાને કોર્ટ મુખત્યાર છે.

"અનુમાન કરવું" અમુક હકીકત બની છે એવું કોર્ટે અનુમાન કરવું, એવું જ્યારે આ આકટમાં ફરમાવવામાં આવ્યું હોય, ત્યારે કોર્ટે તે હકીકત ગેરશાબિત કરવામાં ન આવે તો, તથા જ્યાંહાં સુધી ગેરશાબિત ન થાય ત્યાંહાં સુધી તે શાબિત થઇ છે, એમ માનવું.

**ટીકા—**,અનુમાન કરવાની બાબત કોર્ટના વિચારમાં હમેશાં આવે છે. આ કલમ પ્રમાણે બે પ્રકારનું અનુમાન કરવાનું છે, એટલે એક હકિકતનું અને બીજું કાયદાનું અનુમાન કરવાનું છે. "અનુમાન કરવું," તે શબ્દોમાં જે અનુમાન રદ થઈ શકે તેવાં હોય છે તે છે. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું ૯૬). પરંતુ કનિંગહામસાહેબની ટીકાને પાને ૭ મે કહેલું છે કે આ કલમનો હેતુ ઇંગ્રેજી "લા" મુજબ કાયદા તથા હકિકત વિગરે બાબતનો ભેદ છે તે નહી રાખવાનો છે, પણ નિર્ણયકાર્ક શાબેતી તે રદ નહી થાય તેવાં અનુમાનો જેવી છે, (ફીલ્ડસાહેબની ટીકા પાનું. ૭૬ તથા નાર્ટનસાહેબની ટીકાનું પાનું ૯૭.)

આ શિવાય વજનદાર ગ્રંથોમાં ત્રીજું મીશ્ર અનુમાન અગર કાયદો અને હકિકતનું એકઠું અનુમાન છે. જ્યારે હકિકતનો પુરાવ હોય છે ત્યારે અવસ્યે કરીને અનુમાન કરવાનું હોય છે. પણ તે જે હકિકત એક બીજા સાથે સબંધ રાખતી હોય છે તે ઉપરથી બોહોળા અનુભવ પ્રમાણે તે અનુમાન કરવાનાં છે. અનુમાન સ્વભાવિક રીતે થાય છે, જેમકે દીવસ પછી રાત્રી થાય છે, એક પછી એક રૂતું આવે છે. મોત થાય તેવા અગર તે સિવાય બીજા કારણોથી મોત થાય છે. તેમજ મનુષ્યના કૃત્યની સામાન્ય રીતે માહેતી, સંસારના રીવાજો, ઘરની સગાઈ, અને કામમાં ચાલતા વ્યવહારો ઉપરથી અનુમાન થાય છે, હકિકતનું અનુમાન જેમ વ્યાજબીરાહે ધારણ કરવાથી થાય છે, તેમજ કાયદાનું અનુમાન પણ થાય છે. કાયદા બાંબતના અનુમાનો જ્યાંહાં કરવાનાં હોય ત્યાંહાં કરવાંજ જોઈએ; અને તેથી તે બાબતમાં તે સ્વભાવિક અનુમાનથી ભિન્ન છે. વળી કાયદાનાં અનુમાનો રદ થવા લાયક હોય અગર રદ થવા લાયક ના હોય, તે પ્રમાણે તેના અસરમાં પણ

ભેદ છે. રદ કરવા લાયક અનુમાન જ્યાંહાં સુધી તે નાશાબેત થાય નહી ત્યાંહાં સુધી તે કાયમ રેહે છે. પરંતુ રદ થાય નહી તેવાં અનુમાન તો કાયદા પ્રમાણે નિશ્ચયકાર્ક છે, પણ તેની સંખ્યા ઘણી થોડી છે. મજબુત કારણો તે અનુમાનોમાં જેમ બને તેમ ઘટાડો કરવાના વલણ તરફ છે. આવાં અનુમાનોના અસરથી જે સખસને તે અનુમાન થતું નથી એવું બતાવવાનું છે તેના ઉપર પુરાવનો બોજો નાંખવામાં આવ્યોછે. કલમ ૧૧૧ અને કલમ ૧૧૨ થી આ વિશેનો વધારે ખુલાસો થશે.

વળી કનિંગહામસાહેબ પોતાની ટીકાને પાને ૭ મે આ કલમની બાબતમાં કેહે છે કે, દુનિયાનો જે અનુભવ છે તે ઉપરથી આપણે અનુમાન કરી શકીએ છીએ, જેમકે ચોરી થયા પછી ચોરાએલો માલ એકાદા સખસના કબજામાં માલમ પડે, અને તે બાબત તે સખસ કાંઈ જવાબ આપી ના શકે તો તે ચોર છે, અગર તે માલ ચોરાએલો છે તેવું જાણ્યા છતાં તેણે રાખ્યા છે, એવું અનુમાન થાય છે. વળી મનુષ્ય પ્રાણીના સ્વભાવ બાબત જે આપણને અનુભવ છે તે ઉપરથી એમ અનુમાન થાય છે કે, અમુક સ્વાલ એકાદા માણસને પુછ્યા છતાં તેનો જવાબ તે દે નહી તો, તે પોતાને માફક આવે તેવો જવાબ દેઈ શકતો નથી, એમ અનુમાન થાય છે. આ અનુમાનો કોઈ કાયદા પ્રમાણે કરવામાં આવતાં નથી, પરંતુ તર્ક શકતિથી તેની મેળેજ થાય છે. માટે જો કોઈ સખસના કબજામાં ચોરેલો માલ માલુમ પડે તો કોર્ટ તે ગુન્હેગાર છે એવું માન્ય કરી તે નિરપ્રાધી છે, એવું બતાવવાનો બોજો તે સખસને શીર નાંખવામાં આવે છે, તેમજ કોર્ટની નજરમાં આવે તો તે ગુન્હો બન્યાનું નહી માનતાં ગુન્હો થયાની વાત શાબેત કરવાનો બોજો ફરીયાદી ઉપર નાંખી શકે છે. આવાં સ્વભાવીક અનુમાનો થાય છે તે શિવાય આ કાયદાની કલમ ૮૬–૮૮ અને ૯૦ પ્રમાણેનું અનુમાન કરવાના છે, તે બાબતમાં કોર્ટને યોગ્ય લાગે તે પક્ષકાર ઉપર પુરાવનો બોજો નાંખવાનો અખત્યાર આપવામાં આવેલો છે, (કનિંગહામસાહેબની ટીકાનું પા. ૭–૮.)

"નિર્ણયકાર્ક શાબીતી."

**એક હકીકત બીજી હકીકતની નિર્ણયકાર્ક શાબિતી છે, એવું આ આકટમાં જ્યારે ફરમાવ્યું હોય, ત્યારે સદરહુ એક હકીકત શાબિત થાય તો સદરહુ બીજી હકીકત શાબિત થઇ એવું કોર્ટે ગણવું, અને તે બીજી હકીકત ગેરશાબિત કરવા સારૂ પુરાવો આપવાની પરવાનગી કોર્ટે આપવી નહી.**

**ટીકા**—નિર્ણયકાર્ક અનુમાનો કબુલ કરવામાં આવે છે, પણ કલમ ૧૧૨ પ્રમાણેનું અનુમાન રદ થઈ શકે તેવું છે કિંવા નહી તે એક સ્વાલ છે. મીશ્ર અનુમાનો આ કાયદામાં બતાવવામાં આવેલાં નથી, એટલે એ બાબત અહિયાં વધારે બતાવવાની જરૂર નથી, પણ એમ ઠરાવ નથી કે આ કાયદામાં બતાવેલાં જે અનુમાનો છે તે શિવાય બીજાં અનુમાનો કરવાંજ નહી; વળી બીજાં અનુમાનો કરવાની સોમાં નવાણું કામમાં જરૂર પડે છે. માટે તે ઈંગ્રેજી "લા" પ્રમાણેનાં બીજાં મુખ્ય મુખ્ય અનુમાનો હિંદુસ્થાનમાં કાયદાનો અમલ કરતાં લાગુ થવાંજ જોઇએ, (નાર્ટનસાહેબની ટીકાનુ પાનું. ૯૧ ), પરંતુ તેનો કેટલોક વિચાર

હવે પછી કલમ ૭૯-૯૦ અને ૧૧૨-૧૧૪ નીચે બતાવવામાં આવશે.

"નિર્ણયકાર્ક શાબેતી" તે એ છે કે એક હકિકતે બીજી હકિકતની નિર્ણયકાર્ક શાબેતી થાય છે, અને તે રદ કરવા બાબતનો પુરાવ પણ લેવાઈ શકાતો નથી, જે વાત વિષે વધુ તકરાર કાહાડેથી તે સરકારની નીતી અગર લોકોના હિત હિરૂદ્ધ થશે એવું જ્યાંહાં માલુમ પડે, ત્યાંહાં આવાં અનુમાન ઘણી ખરી વખત લેવામાં આવે છે. કલમ ૪૧ પ્રમાણે અમુક કોર્ટના ફેંસલા તેમાં કહેલી બાબત વિશે નિર્ણયકાર્ક છે. કાયદેસર લગ્ન થએલું હોય અને પછી છોકરાનો જન્મ થએલો હોય તો, તેથી થએલું છોકરૂં ઘણુંકરીને ઔરસ છે. (કનિંગહામસાહેબની ટીકાનું પાનું. ૮)

સિવિલ પ્રીસીજરકોડ (સન ૧૮૮૨ ના આકટ ૧૪ મા) ની કલમ ૧૩ પ્રમાણે યોગ્ય કોર્ટના ફેંસલા નિર્ણયકાર્ક પુરાવ છે, તેમજ પરરાજ્યની કોર્ટના ફેંસલા પણ તે કાયદાની કલમ ૧૪ મીમાં શરતો છે, તે સાથે નિર્ણયકાર્ક છે.

---

# બાબ ૨ જો.

## હકીકતના લાગુપણા વિશે.

### કલમ. ૫ મી.

મુદ્દાની કિંવા લગતી હકિકતોનો પુરાવો આપી શકાય છે.

પ્રત્યેક મુદ્દાની હકીકત બની છે કિંવા બની નથી તેનો તથા જે હકીકતો લગતી છે એવું આ આકટમાં નીચે ઠરાવવામાં આવ્યું છે તેવી બીજી હકીકતોનો પુરાવો હરકોઇ મુકરદમામાં કિંવા કામમાં આપી શકાય છે; એ શિવાય બીજી કોઇ હકીકતોનો પુરાવો આપી શકાતો નથી.

ખુલાસો.—દિવાની કામ ચલાવવાની રીત બાબતના જેના તે વખતના ચાલુ કાયદાના હરકોઇ ઠરાવ ઉપરથી કોઈ એક સખસનો એકાદી હકીકતનો પુરાવો આપવાનો હક્ક ન હોય તો, તે હકીકતનો પુરાવો સખસ મજકુર આ કલમ ઉપરથી આપી શકે છે, એમ સમજવું નહી.

#### દૃષ્ટાંતો.

(અ.) મોત આણવાના ઇરાદાથી બ ને ડંગોરે વતી મારીને તેનું ખુન કરવા બાબત અ ના ઉપર તજવીજ ચાલે છે.

સદરહુ તજવીજની વખતે નીચે લખેલી હકીકત મુદ્દાની હકીકત છે:—

અ એ બ ને ડંગોરે વતી માર્યો.

અ એ બ નું મોત સદરહુ પ્રમાણે માર મારીને આણ્યું.

અ નો ઇરાદો બ નું મોત આણવાનો હતો.

(બ.) એક વાદી જે ખત ઉપર પોતે આધાર રાખે છે તે ખત

**તે પોતાની સાથે લાવીને મુકરદમાની પેહેલી રજુઆતની વખતે હાજર કરવાને સારૂ પોતાની પાસે તૈયાર રાખતો નથી. કામ ચાલ્યા પછી બીજે વખતે પછાડીથી દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં જે નિયમો ઠરાવ્યા છે, તે નિયમની વિરૂદ્ધ બીજી રીતે વાદીથી ખત મજકુર આ કલમ ઉપરથી હાજર કરી શકાય છે, અથવા તેનો મજકુર શાબિત કરી શકાય છે, એમ સમજવું નહી.**

**ટીકા**—આ કલમના ખુલાસામાં દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાનો ઠરાવ બતાવેલો છે, તે તે કાયદાની કલમ ૫૯–૬૨–૬૩–૧૩૮–૧૩૯ અને ૧૪૦ મીમાં છે. માટે એક કામમાં પેહેલી રજુવાતે વાદી પોતાના દાવાનો આધાર જે દસ્તાવેજ ઉપર રાખતો હોય, તે પોતાની સાથે લાવી તૈયાર રાખે નહી તો, આ કલમ પ્રમાણે તે બીજી રજુવાતે રજુ કરી શકતો નથી, પણ સદરહુ દિવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સન૧૮૮૨ ના આક્ટ ૧૪ મા) ની જે કલમો ઉપર બતાવી છે, તેમાં લખેલા ઠરાવને તે પાત્ર થાય છે.

સામાન્ય નિયમ પ્રમાણે "ઈશ્યુ" ઉપરનોજ પુરાવ લેવામાં આવે છે. માટે સાધારણ રીતે કહીએ તો, મુદ્દાની હકિકત સાથે મળતી સમાંતર હકિકત ઉપરનો પુરાવ લેવામાં આવતો નથી, આ બાબતનો હેતુ તેવી સમાંતર હકિકત ક્યારે લગતી હકિકત થાય છે, અને શાબેત થઈ શકે છે તે બતાવવાનો છે. જે સમાંતર હકિકત ઉપરથી તકરારી મુખ્ય બાબત હોય તે વિશે જે બીલકુલ વ્યાજબી અનુમાન નિકળતું ના હોય, તેવી સમાંતર બાબતનો પુરાવ બાતલ કરવો, એ નિયમના આધારથી કાયદા કરનારાઓ ચાલેલા છે. જે હકિકત શાબેત કરવાની કેહેવામાં આવતી હોય તે તકરારી બાબત વિશે કાંઈ ખુલાસો કરવાને ઘણીજ દુરની છે કિંવા નહી, તે જોવાનું કામ હમેશાં ન્યાયાધિશોની મરજી ઉપરજ રાખવું જોઈએ. કેવળ ત્રાહિત સખસોનાં કૃત્ય અને તેમનું કેહેવું તે બેમાંથી એક પક્ષકારનું ત્રાહિત સાથેનું કૃત્ય અગર બોલવું થતું નથી, તેથી તે લગતું નથી. એ પુરાવમાંથી બાતલ કરવાના વર્ગમાં ઘણોજ અગત્યમાં અગત્યનો વર્ગ છે. પાર્ક. બી. કેહે છે કે પ્રમાણશાસ્ત્રનો એક મ્હોટો નિયમ એ છે કે જે પક્ષકારની વિરૂદ્ધ અમુક હકિકત પુરાવમાં આપવામાં આવતી હોય, અગર જેની તરફથી તે પક્ષકાર દાવો રાખતો હોય તેની વિરૂદ્ધ તે પુરાવમાં આપવામાં આવતી હોય તો, તે તેવા પક્ષકારોની વચમાં અગર જેમની તરફથી જેઓ દાવો રાખતા હોય તેમની વચમાં તે બાબતના ઈસ્યુનો અગર બીજે ઈસ્યુ જેમાં તે બાબત આવતી હોય તેની તપાસ વખતે તે સોગન ઉપર શાબેત થવી જોઈએ. આ નિયમના કેટલાક અપવાદો જરૂર અને સુગમતાના કારણસર શરૂઆતની મુદતથી કબુલ કરવામાં આવેલા છે. જેમકે પેહેડીનામાં બાબત તથા કાંઈ સાર્વજનિક હક્ક બાબત મરનાર સખસોનું કેહેવું વિગરે.

એક કામમાં સવાલ એવો હતો કે વાદીએ પ્રતીવાદીને સારો "બીર" આપેલો હતો કિંવા નહી. તેમાં વાદીએ બીજા સખસને કેવો બીર આપેલો હતો તે બાબતનો પુરાવ આપવા દેવામાં આવેલો નહી હતો. આધાર હાલકોમ વિરૂદ્ધ હીયુસન તથા રામાભાઈ ગીરધરભાઈ વિરૂદ્ધ અલ્લી અકબર કજરાણી (૧ મું.હા. રી. પાનું ૬), ગોપાળ ગોવિંદ વિરૂદ્ધ. ના-

રાયણુ બીન તુકાજી. તેજ વાલ્યુમનું પાનું ૩૧. કાર્ટર વિરૂદ્ધ પેટનના કામમાં જમીનદાર અને ભાડુઆતની વચમાં છ માસે ભાડુ આપવાનું છે કે ત્રણ ત્રણ માસે આપવાનું છે; એ બાબતનો સવાલ હતો. તેમાં તેના તેજ જમીનદારને તેના બીજા ભાડુઆતો શી રીતે ભાડુ આપતા હતા તે બાબતનો પુરાવ ગુજારવા દેખામાં આવેલો નથી. એક જમીનદારીનો રીવાજ શાબેત કરવાને બીજી જમીનદારીનો રીવાજ ઘણુંકરીને પુરાવમાં દાખલ થઈ શકતો નથી. ડયુક આફ સમરસેટ વિરૂદ્ધ ફ્રાન્સ. પણ જે વખતે તે બે જમીનદારીને એવો સબંધ બતાવવામાં આવે કે અસલ તે એક પટાની હતી તો, એક જમીનદારીના રીવાજનો પુરાવ બીજી બાબતમાં વાપરી શકાય. આવા સવાલો લગતા ગામોની બાબતમાં વારંવાર ઉત્પન્ન થાય છે. જોન્સ વિરૂદ્ધ વીલાયમ્સના કામમાં પાર્ક બી. કેહે છે કે આ પ્રમાણે જો હોય તો પુરાવ લેઈ શકાય છે. માલેકપણું કબજાથી શાબેત થઈ શકે છે, અને તે જમીનના ભોગવટાના કૃત્ય ઉપરથી બતાવી શકાય છે, પણ જે જગોએ પ્રવેશ કરયો કેહેવામાં આવેલો હોય તેજ જગો બાબત ફકત પુરાવ હોવો જોઈએ, એનો અશક્ય છે, માટે બીજા ભાગ ઉપર કૃત્ય થએલું હતું તેનો પુરાવ આપી શકાય. પરંતુ તે ભાગ અને તકરારી ભાગ એકસરખા હોવા જોઇએ કે, જેથી એવું અનુમાન ઉત્પન્ન થાય કે જો બીજા ભાગની જમીન વાદીના માલેકપણાની છે તો, આ તકરારી જમીન પણ તેનાજ માલેકપણાની છે. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૫૯ ).

"લગતી" એ શબ્દનો અર્થ સ્ટીફનસાહેબે પોતાની ટીકાને પાને ૫૨ મે કરેલો છે કે, કારણ અને અસરના સબંધમાં જે હકિકત હોય તે તમામ હકિકત.

**ફેંસલો**—પ્રતીવાદી પોતાની લખેલી હકીકતથી જુદો પુરાવ આપે તો, કોર્ટને તે વિચારમાં લેવાનો નથી. ( ઈ. લા. રી. મુ. વા. ૧ પાનું ૨૦૯ ).

## કલમ ૬ ઠી.

જે હકીકત એકજ પ્રકરણનું અંગ હોય તે હકિકત લગતી છે.

**જે હકીકતો મુદ્દાની ન હોય પણ તેનો કોઈ મુદ્દાની હકીકત સાથે એવો સબંધ હોય, કે તે એકજ પ્રકરણનું અંગ યાને એકજ કાર્યનો ભાગ છે, તો તે હકીકતો લગતી છે એમ સમજવું; પછી તે એકજ ઠેકાણે તથા એકજ વખતે બની હોય, કિંવા જુદે જુદે વખતે તથા જુદે જુદે ઠેકાણે બની હોય તેની ચિંતા નહી.**

### દૃષ્ટાંતો.

**( अ ) ब ને માર મારીને તેનું ખુન કર્યું એવું તોહમત अ ઉપર છે. अ કિંવા ब કિંવા પાસે ઉભેલા લોકોએ મારતી વખતે, અથવા ત્યાર પેહેલાં કિંવા પછી થોડીકવાર ઉપર, એવું ગમે તે કાંઈ કહ્યું અથવા કર્યું, કે તે કેહેવું અથવા કરવું એ સદરહુ ખુનના પ્રકરણ કિંવા કાર્યનું અંગ યાને ભાગ હોય, તો તે કેહેવું અથવા કરવું લગતું છે, એમ સમજવું.**

(ज.) હથીયાર બંધ લોકોએ બંડ ઉઠ્યું કર્યું તેમાં સામિલ થવાથી રાણીની સામા લડાઇ કર્યાનું તોહમત અ ઉપર છે. તે બંડમાં બંડખોરોએ માલ મિલકતનો નાશ કર્યો, તથા લશ્કરના ઉપર હલ્લા કર્યા, તથા કેદખાનાં ફોડ્યાં. સદરહુ હકીકતો બની તે સર્વે જગાએ અ હાજર ન હોય તોપણ તે હકીકતો બન્યાની વાત લગતી છે, કારણ કે એકંદર જે પ્રમાણે યાને કાર્ય થયું તેનાં તે અંગ યાને ભાગ છે.

(क.) કાંઇ કાગળપત્ર લખવામાં આવ્યા હતા તે પૈકી એક પત્રમાં આબરૂ લેવાનું લખાણ કરવા બદલ અ એ व ઉપર દાવો કર્યો છે. જે બાબત ઉપરથી સદરહુ આબરૂ લેવાનું લખાણ ઉત્પન્ન થયું તે બાબતમાં પક્ષકારો મજકુરે એક બીજાને જે પત્રો લખ્યા હોય, તે પત્રો જો સદરહુ લખવામાં આવેલા જે કાગળપત્રમાં આબરૂ લેવાનું લખાણ છે તે કાગળ પત્રમાંના યાને તેના ભાગ હોય, તો તેમાં ખુદ સદરહુ આબરૂ લેવાનું લખાણ ન હોય, તોપણ તે સર્વે લગતાં છે.

(ड.) અમુક માલ य ની પાસેથી મંગાવ્યો હતો તે અ ને સ્વાધિન કરવામાં આવ્યો હતો કે નહી એવી તકરાર છે. માલ વચમાં દરમ્યાન કેટલાએક સખસોને એક પછી એક અનુક્રમે સ્વાધિન કરવામાં આવ્યો હતો. સદરહુ દરએક માણસને માલ સ્વાધિન કર્યો એ દરએક હકીકત લગતી છે.

**ટીકા**—જે બાબતની તપાસ થવાની હોય તે બાબતના વ્યવહારની અમુક હકીકત અંગ અગર ભાગ હોય તો, તે બાબતનો દેખીતો પુરાવ છોડી દેવો નહી જોઈએ, ખરી રીતે તે હકીકત જે અમુક બાબતની તપાસ કરવાની છે તેનો ભાગ છે કિંવા નહી અગર તેને ભાગ તરીકે સમજવાને તે ઘણી દુરની છે કિંવા નહી, એ નક્કી કરવાનું કામ કોર્ટનું છે. મારે અમુક માર મારયા પછી અગર પેહેલાં થોડા વખતમાં નજીક ઉભા રેહેનારાઓએ કહેલું છે અગર કાંઇ કૃત્ય કરેલું છે તે સદરહુ રીતે એક ભાગ થાય છે કિંવા નહી, એ ન્યાયાધિશે નક્કી કરવાનું છે. જ્યારે નજીકના ઉભા રેહેનારા તુરતજ બોલી ઉઠ્યા હોય ત્યારે તેમનું તે બોલવું તકરારી હકીકતના ભાગ તરી કે પુરાવમાં લેઈ શકાય છે, તેથી થામસન વિરૂદ્ધ ટ્રીવેલીયનના સ્કીન ૪૦૨ માં એક સખસની ઓરતને પ્રતીવાદીએ માર મારેલો તેથી તે સખસની ફરીયાદના કામમાં તે ઓરતને જ્યારે મારી, પાડી નાંખવામાં આવી, ત્યારે તેણીએ શું કહયું હતું તેનો પુરાવ લોર્ડ હોલ્ટે દાખલ કરેલો છે. તેમજ મનુષ્યવધના કામમાં આ કૃત્ય કેવી રીતે બનેલું તે બાબતનું મરનારનું કેહેવું પુરાવમાં દાખલ કરવામાં આવ્યું હતું. જ્યારે અઘોર અપરાધો એક બીજા સાથે સબંધ રાખતા હોય ત્યારે એક બાબતનો પુરાવ બીજાનું રૂપ બતાવવાને આપી શકાય છે. જ્યારે અમુક હકિકત બીજી હકિકત શાબેત કરે તેથી સબંધ રાખતી હોય તો, તે પુરાવમાં લેઈ શકાય છે. કેટલીક વખતે ઘણાં કામોનો ગુ-

ન્હો બને છે, માટે તેવી બાબત હરકોઈ કામ કે જેથી ગુન્હો થતો હોય તે પુરાવમાં લેઈ શકાય છે. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૧૦૧)

એક વખતે જે હકિકત કેહેવામાં આવેલી હોય છે તે જે બાબતનો તે વ્યવહાર હોય છે તેનો એક ભાગ થાય છે, સબબ તે આ કલમ અગર ૮, ૯, અગર ૧૪ મી કલમને લગતી હકિકત થાય છે. જેમકે લોર્ડ જાર્જ ગોર્ડનનો રાજ્યદ્રોહ બાબત તપાસ ચાલતો હતો, તેમાં બખેડામાં તોહમતવાળો આગેવાન હતો કિંવા નહી તે તપાસ કરવાની જરૂર થએલી હતી, તેથી તેમના વિરૂદ્ધ બધા લોકો જે એકઠા થએલા હતા તેમની બુમો પુરાવમાં દાખલ કરવામાં આવી હતી; તેમજ આકોનલની તપાસમાં તોહમતવાળા ઉપર કાયદા વિરૂદ્ધ કામ સારૂ મ્હોટી જાહેર સભા બોલાવ્યાનો આરોપ રાખવામાં આવેલો હતો, તેમાં જે કાગળો જાહેરાત વેચવામાં આવેલા તથા વાવટા ફેરાવવામાં આવેલા તે પુરાવમાં લેવામાં આવેલા હતા, અને તે વેચાણ અગર વેચનાર સખસ સાથે તોહમતવાળાને કાંઈ સબંધ હતો એમ બતાવવામાં પણ આવેલું નહી હતું. વળી એક ખરીદદારે વેચાણ કરનાર પાસેથી ખરીદી કીધી એવું કહીને કે હું તે ખરીદી જી. અને કંપની માટે કરૂં છું, અને એક ब ને પોતાના ઉપર ભરૂંસો પડવાને વેચાણ આપનારને બતાવવામાં આવ્યો, તેમાં વેચાણ આપનારે પોતાના આરતીયાને લખેલું કે ब થી તેમણે તપાસ કરવો કે અમે જી. અને કંપનીને તે વેચાણ કરેલું છે તે બરોબર છે કિંવા નહી. પછી વેચાણ આપનારે જી. અને કંપનીને ઉધાર ધીરી એ વેચાણ કરેલું છે, તે બાબતમાં તે ખરીદ કરનારે અને વેચનારની વચમાં તે પત્ર પુરાવમાં દાખલ કરવા લાયક છે, એવું કોર્ટ આફ એકસચેકરે ઠરાવ્યું છે. આવો કાગળ છે તે આ કલમ પ્રમાણે લગતો છે અગર આ કાયદાની કલમ ૮, ૯ અગર ૧૪ અગર ૨૧ મી પ્રમાણે લગતો છે. કોઈ કોઈ વખતે કાંઈ કૃત્ય દુરની જગાએ અગર જુદી વખતે બનેલું હોય, તોપણ તે એકજ બાબતનો ભાગ થાય છે. જેમકે એક માણસે ત્રણ ચોરીઓ એક રાત્રિમાં કરી તેમાં ખમીસ એક ઠેકાણેથી ચોરયું અને બીજી જગોએ મુકયું, તેમાં તમામ ચોરીનો પુરાવ દાખલ કરવો જોઇએ, કારણ કે તે ગુન્હાઓમાં એવું મીશ્ર છે કે કોર્ટે તમામ વિગતવાર સાંભળવું જોઇએ.

(अ) ઉદાહર્ણ ઉપરથી જણાય છે કે નજીકમાં ઉભા રેહેનારની શાહેદીનો આધાર જે પક્ષકારની વિરૂદ્ધ આપવામાં આવે તે જે વખતે હકિકત કહી તે વખતે હાજર હતો કિંવા નહી, તે ઉપર ઈંગ્રેજી "લા" મુજબ નથી. પરંતુ તકરારી બાબતની અવલ અગર થોડી મુદત પછીની એવી રીતની હકિકત છે કે જેથી તે તકરારી બાબતનો ભાગ થાય, માટે તોહમતવાળો ફકત ગેરહાજર હોય તેથી તે પુરાવ બાતલ થઈ શકતો નથી. કોઇ કોઈ વખતે આવો પુરાવ સરસમાં સરસ મળી શકે તેવો પુરાવ થાય છે, જેમકે ધારો કે अ. નામના માણસે અમુક ઘરમાં અમુક વખતે ખુન કરયું છે કિંવા નહી તે સ્વાલ છે. એક ઓરડીમાં કેટલાક માણસો બેઠેલા છે, તેમાંથી એકાદો માણસ બારીએથી બાહાર જુએ છે, અને કેહે છે કે પેલો अ. પણે જાય છે, અને તુરતજ ચીસો સાંભળવામાં આવી, તેથી માણસો ધસ્યાં અને માલુમ પડયું કે મારી નાંખેલા માણસની લાશ ત્યાંહાં પડેલી છે, અને તે ખુન કરનાર નાશી ગએલો છે. તેમાં પેલો બારીએથી બાહાર જોઇને જે માણસ કેહેનાર છે

તેનું કેહેવું તકરારી બાબતનો ભાગ છે. વળી તે તેની શાહેદીના પ્રસંતરી પુરાવ તરીકે ક-લમ ૧૫૭ પ્રમાણે પુરાવમાં દાખલ થઈ શકે છે. (કનિંગહામસાહેબની ટીકાનું પાનું. ૧૦)

**ફેસલો**—પુરાવ આકટની કલમ ૬ અને કલમ ૮ ના દાખલા (ग) પ્રમાણે બુદ્ધી પુર્વક મહાવ્યથાના આરોપના કામમાં જે સખસને ઇજા થઇ હોય તેણે તે ઇજા થયા પછી ત્રાહીતને કહેલું હોય તો, તે પુરાવામાં દાખલ કરવા લાયક હકીકત છે. (ઇ. લા. રી. ક. વા. ૧૦ પાનું. ૩૦૨)

હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૭૬ પ્રમાણે ગુન્હાની શાબેતીનો ઠ-રાવ, જે સખસનો ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૪૫ માં સમાસ થતો હોય તેના વિરૂદ્ધ કરવાને જ્યારે મોત એકાએક અસ્વભાવીક અગર અંદેશાયુક્ત થએલું છે, તેવી હ-કીકતથી લાશ માલમ પડેલી હોય, ત્યારે એવું બતાવવાની જરૂર નથી કે મોત તેની જ-મીન ઉપરજ ખરી રીતે થએલું છે, કારણ કે જ્યારે વિરૂદ્ધ પુરાવ ના હોય ત્યારે જે લાશ માલમ પડે તે ઉપરથીજ કોર્ટ વ્યાજબીરાહે એમ અનુમાન કરી શકે છે કે, તે મોત ત્યાં થએલું હતું (ઇ. લા. રી. ક. વા. ૧૧ પાનું. ૬૯૭)

## કલમ ૭ મી.

જે હકિકતો મુદ્દા ની હકિકતનું પ્રયોજન કિંવા કારણ કિંવા ફળ છે તે હકિકતો બાબત.

**જે હકિકતો લગતી કિંવા મુદ્દાની હકિકતનું પ્રત્યક્ષ કિંવા બીજી રીતનું પ્રયોજન અથવા કારણ, અથવા ફળ માને પરિણામ હોય, અથવા વસ્તુઓની જે સ્થિતિને સ-બંધે હકિકત મજકુર બની તે સ્થિતિ હોય, અથવા જે ઉપરથી હકીકત મજકુર બનવાને કિંવા કરવાને પ્રસંગ મળી આવ્યો હોય, તે હકિકતો લગતી છે એમ સમજવું.**

### દૃષ્ટાંતો.

(अ.) તકરાર એવી છે કે **अ** એ **ब** ની પાસેથી અપહરણ કર્યું કે નહી. અપહરણ થયું તે પેહેલાં થોડીવાર ઉપર **ब** મેળામાં ગયો હતો, તે વખતે તેની પાસે પઇસા હતા, તથા તે પઇસા તેણે ત્રીજા સખસોને બતાવ્યા હતા, અથવા મારી પાસે પઇસા છે એવું ત્રીજા સખસોને કહ્યું હતું, એ હકીકતો લગતી છે.

(ब.) તકરાર એવી છે કે **अ** એ **ब** નું ખુન કર્યું કે નહી. ખુન થયું તે ઠેકાણે અથવા તે નજદીક જમીનની ઉપર ઝપાઝપીનાં નિશાન પડયાં છે, એ હકિકત લગતી છે.

(क.) તકરાર એવી છે કે **अ** એ **ब** ને ઝેર દીધું કે નહી. ઝેર આપ્યાથી જે ચિન્હો થાય છે તે અગાઉ **ब** ની તબિયતની સ્થિતી કેવી હતી તથા **ब** ની ટેવ શી હતી, એ **अ** ને માલમ હતુ, તેથી ઝેર આપવાની સંધિ મળી, એ હકીકતો લગતી છે.

**ટીકા**—આ બાબતમાં સર. જેમ્સ સ્ટીફનસાહેબ પોતાના પુસ્તકને પાને ૫૨ મે કેહે છે કે "કારણ અને ફળના સબંધમાં જે જે હકીકતો રહેલી છે તે પુક્ત લાયકાઇની સમજવાળો માણસ સમજી શકે; જો કે ઘણોજ હુંશીઆરમાંનો હુંશીયાર હોય તેની આ સમજમાં ચુક થાય, તોપણ મનુષ્યની વર્તણુંકની બાબતમાં અને જડ પદાર્થની બાબતમાં કારણ અને ફળની વચેનો સબંધ શોધી કાહાડી શકાય છે, એટલુંજ નહી, પણ તે વચમાં કેવી રીતનો સબંધ છે તે અવલોકન થઈ શકે તેવો નથી. તોપણ કેટલીક હકીકતો એકઠી સબંધ રાખે તે પણ જોઈ શકાય છે. આ સબંધ ગમે તે રીતે શોધી કાહાડી શકાય. ફળથી કારણ અગર કારણથી ફળ શોધી શકાય; માટે આ બે શબ્દોનો અર્થ ઓહોળી રીતે કબુલ કરીએ તો, અમુક હકીકત બાબતની જે કલ્પના કરવામાં આવે તે પ્રમાણે તમામ હકીકત લાગતી છે એમ કેહેવું બરોબર છે, કારણ કે જો તે કલ્પના ખરી હોય તો તે હકીકત કારણના સબંધમાં અગર ફળના સબંધમાં હોયજ.

"એમ કેહેવામાં આવે કે આ કલ્પનાથી લાગતી હકીકતની વ્યાજબી હદ છે, તે ઉપરાંતની હદ લાગુ કરવામાં આવે છે, કારણ કે તે હકીકતની સાથે કેટલીક બાબતનો દુરનો હમેશાંનો જે કારણ અને ફળનો સબંધ રહેલો છે તે એવો તો જોડાએલો છે કે, જેથી તે વસ્તુ જમીન ઉપર પડવાની બાબતમાં ગ્રૅહત્વ આકર્ષણનો જે સબંધ છે, ત્યાંહાં સુધીની હકીકતો લાગતી હકીકતમાં આવી જાય.

"આ હરકતની બાબતમાં જવાબ એ છે કે તમામ બનાવોમાં જે જે સાધારણ મોહોળાં કારણો છે તે લાગુ થાય છે. એ ઘણાખરા કામોમાં કબુલ કરવામાં આવે છે, અને તે બાબતની શાબેતી જોઇતી નથી. પરંતુ જે બાબતમાં તે લાગુ કરવામાં આવે તે અંદેશા ભરેલું હોય અગર બરોબર સમજવામાં ના આવે તો, તે કારણોની તપાસ કરવાની જરૂર થાય. જેમકે ધારો કે સનદ (પેટંટ) તોડયાની ફરીઆદના કામમાં જવાબ એવો દેવામાં આવે કે તે સનદ કાયદેસર નથી, કારણ કે જેને સનદ આપવામાં આવેલી છે તેના પેહેલાં એક સખસે તે સદનવાળા શોધની ધારણા કરેલી હતી. સબબ ઈસ્યુ એટલો છે કે પેહેલાંનો જે સંચો છે તે આ જેને સનદ આપવામાં આવેલી છે તેના સંચા જેવોજ ખરી રીતે છે કિંવા નહી. માટે આ દરેક સંચો કરવામાં જે જે હકીકત છે તે તમામ મુદાની હકીકત છે. પરંતુ તે દરેક સંચો જે શ્રષ્ટીના સામાન્ય નિયમો છે તે પ્રમાણે બાંધવામાં આવે. માટે શ્રષ્ટીનો જે નિયમ કેહેવામાં આવેલો છે તે ફકત લાગતી હકિકત છે, એટલુંજ નહી પણ મુદાની હકીકત છે. "બારોમેટર" (હવા માપવાનું યંત્ર) ના પ્રથમના શોધ કાહાડનારે સનદ લીધી હોત અને તેને તે કાયદેસર છે એવું બતાવવું પડત તો, હવાની ઊંચાઈ પ્રમાણે વાતાવર્ણના દબાણમાં ફેરફાર થાય છે તે અને હવાનું વજન હોય છે, તે પણ મુદ્દાની હકીકત થાત.

"તમામ હકીકતો થોડી અગર ઘણી દુર એક બીજા સાથે કારણ અને ફળ પ્રમાણે જોડાએલી છે તે વાત સાચી છે અગર હોય, તોપણ એટલું એકસરખી રીતે સાચું છે કે ફળ ઉપર કારણનો જે હદમાં અસર થાય છે તે હદ ઘણી થોડી છે. ખુન કરવામાં એક ચાકુ વાપરવામાં આવે અને તે કરતાં તેમાં આંકા પડેથી લોહીવાળું થાય. પછી સંભાળથી તે ચાકુ ધોવામાં આવે અને પાણી નાંખી દેવામાં આવે અને ફળમાં જે આંકા પડેલા

હોય તે ઘસાવી નાંખવામાં આવે. હવે આ બાબતમાં કારણ અને ફળનો સબંધ જોડવાને દરેક બાબત જુદી જુદી શાબેત થાય, નહી ત્યાંહાં સુધી ચાકુ સાફ કરી ઘસાવવામાં આવ્યું તેનો અને જે કારણસર તે વાપરવામાં આવ્યું તેનો સબંધ શોધી કાહાડવો અશક્ય છે. પણ બીજી તરફ જો પેહેલ વેહેલુંજ તે ચાકુ અમુક વખતે અને અમુક જગોએ લોહીવાળું હતું એવું શાબેત થાય તો, પછી બીજું શું ફળ થયું એટલે જે પાણીથી ધોયું તે લોહીવાળું થયું અને તે પાણી જે નદીમાં નાંખી દીધું તેથી શો અસર થયો વિગરેનો તપાસ કરવાની જરૂર નથી.

માટે જે એવો નિયમ છે કે અમુક હકિકત કારણ અગર ફળ બાબતમાં જે હકીકતને લાગતી થાય છે, એવું બતાવવામાં આવે તેને લાગતી ગણવી જોઇએ, તે એક શરતની સાથે છે કે જ્યારે આવા સબંધના આધારથી અનુમાન કરવાનું હોય ત્યારે, જે જે રીતીએ સબંધ બતાવવામાં આવે તે દરેક રીતી શાબેત થવી જોઇએ, અગર તે કામની હકીકત પ્રમાણે વગર પુરાવે તેવો સંભવ છે એ જોવા સાવધગીરી રાખવી જોઇએ. જે જગોએ ગુન્હો થએલો હોય તે નજીક પગલાં માલમ પડે, તેથી એવી હકીકત થાય છે કે તે પગલાં ગુન્હેગારનાં છે એમ અનુમાન થાય. તોહમતવાળાએ પોતાના પગ ઉપર જોડો પેહેરેલો હોય તે સાથે તે પગલાં બરોબર મળતાં હોય, પણ તે અનુમાનનું કેટલું વજન છે તેમાં વખતે વખતે ફેર પડે તોપણ સાધારણ અનુમાનથી એવું અનુમાન થઈ શકે છે કે, તેવાંજ નીશાન એ જોડાની જોડથી બરોબર થાય નહી. વળી એવું પણ અનુમાન થાય કે તે જોડા તેના માલેકેજ પેહેરેલા હતા, પરંતુ તે નિર્ણયકારક અનુમાન નથી. આ ઠેકાણે નીચેના અનુક્રમ થયેલા છેઃ—

૧. જે સખસે ગુન્હો કર્યો તેણે પેહેરેલા જોડા દબાવીને ચાલ્યાથી ઘણુંકરીને તે નીશાન થએલાં છે.

૨. જે સખસે ગુન્હો કર્યો તેણે ઘણુંકરીને પોતાના જોડા પેહેરેલા હતા.

૩. જે જોડા દબાવવામાં આવેલા તે ઘણુંકરીને આજ હતા.

૪ આ જોડા **अ, ब** ના છે.

તેથી **अ, ब** એ ઘણુંકરીને તે જોડાથી નીશાન કરેલાં છે.

માટે **अ ब** એ ઘણુંકરીને ગુન્હો કર્યો છે.

કારણ અને ફળના સબંધમાં નીચેની કકીકતો બતાવી શકાય છે.

(૧) **अ** ના માલેકપણાના જોડા તે તેણે પેહેર્યાનું કારણ છે.

(૨) તેણે અમુક જગોએ અને વખતે પેહેર્યા, તેથી નીશાન થએલાં છે.

(૩) ગુન્હેગાર નાશી જવાથી નીશાન થએલાં છે.

(૪) ગુન્હો કર્યો તેથી ગુન્હેગાર નાશી ગયો.

(૫) સબબ **अ** ગુન્હેગારે ગુન્હો કર્યો ત્યાર પછી તે નાશી ગયો, તેથી નીશાન થએલાં છે.

"લાગતી હકીકત" આ પ્રમાણે બરોબર રીતે વર્ણવી શકાય તોપણ તે તરત સમજી શકાય નહી એવી પણ છે. જેમકે એમ પુછવામાં આવે કે ગેરહાજરી ("આલીબી") નો

જવાબ આ વાંખ્યા પ્રમાણે કેવી રીતે લાગતો થાય. તેનો જવાબ એ છે કે અમુક સખસ અમુક જગોએ અમુક વખતે નહી હતો, તેથી તેણે તે જગોએ તે વખતે અમુક ગુન્હો કરયો નથી તેનું કારણ થાય છે. તોપણ વખતે અંદેશા ભરેલું રેહે તેથી કલમ ૬ થી ૧૧ સુધી પુરાવાના આ આકટમાં "લાગતી" હકીકત વીશેની વાખ્યા સંપુર્ણ રીતે બતાવવામાં આવી છે. આ કલમોમાં ન્યાયની રૂઇએ ચાલતા કામમાં વારંવાર કારણ અને ફળના સબંધના જુદા જુદા દાખલાઓ બને છે તે વિશેષે કરીને બતાવવામાં આવેલા છે. તે જાણીબુજીને બોહોળી રીતે અને જાણે એક બીજા સાથે સબંધ રાખતી ના હોય તે પ્રમાણે લખવામાં આવી છે. જેમકે મુદ્દાની હકિકતનો હેતુ ( કલમ ૮), તે હકિકતના ફળનો ભાગ છે ( કલમ ૭ ). કલમ ૧૧ પ્રમાણે જે લાગતી હકિકત છે તે ઘણાખરા કામોમાં બીજી કલમો પ્રમાણે પણ લાગતી થાય. આ આકટ આ પ્રમાણે કરવાનો હેતું એટલો છે કે જે સામાન્ય સબબો થી હકિકત લાગતી થાય છે તે જેમ બની શકે તેમ સમજી શકાય તેમ બતાવવી, કે જેથી જો અમુક હકિકત લાગતી હોય તો તે લાગતી છે એવું સેહેલાઈથી નક્કી થઈ શકે.

આ કલમો પુરાવના કાયદામાં ઘણી અગત્યની છે, કારણ કે તેમાં લખેલા ઠરાવો પ્રમાણશાસ્ત્રના આકટનો ઘણોજ અસલ ભાગ છે, કેમકે તેમાં એમ નક્કી બતાવવમાં આવેલું છે કે કેઈ હકિકત શાબેત થઈ શકે. ઈંગ્રેજી "લા" માં આ વાત જાણીતી છે. માટે કેઈ હકિકત શાબેત થવાની જરૂર નથી તે તેમાં બતાવવામાં આવેલું છે.

આ કલમોનો અભ્યાસ કરવો અગત્યનો છે, કારણ કે વિદ્યાર્થીઓ અને કાયદાનો ધંધો કરનારા જેમને ઈંગ્રેજી કોર્ટોમાં કેળવણી મળી નથી તેમને આ કાયદાનો તમામ હેતુ તેથી સમજી શકાય છે. વળી એથી કજીયા ઉત્પન્ન થાય કે ઝીણી બારીકીઓ ઉત્પન્ન થાય તેવું બનતું નથી, કારણ કે આગળ જે સન ૧૮૫૫ ના આકટ ૨, જાની કલમ ૫૭ મી હતી તે હાલ પુરાવના કાયદાની કલમ ૧૬૭ મી છે, અને તેથી અમુક હકિકત પુરાવમાં દાખલ કરવામાં આવે કિંવા નહી પણ તેથી કાંઈ બહુ હરકત થતી નથી, એવું ઠરાવવામાં આવેલું છે. આ બાબતના ઈંગ્લાંડના કાયદામાં ઘણીજ ગુચવણ અને બારીકાઈ વિશેષે કરીને એ કારણથી થએલી છે કે, એક સ્વાલ અને તેનો જવાબ યોગ્ય રીતે દાખલ કરવામાં આવે અગર નામંજુર કરવામાં આવે તો, દિવાની કામમાં કામની નવી તપાસ કરાવવાનો હક્ક ઉત્પન્ન થાય છે, અને ફોજદારી કામમાં ગુન્હાની શાબેતીનો હુકમ રદ કરવાનું તેથી કારણ થાય છે.

આ કલમોનો અર્થ બરોબર વિગતવાર બતાવવાને અને આ આકટનો અમલ કરવાનો કેવો હેતુ છે તે બતાવવાને તથા વિદ્યાર્થીઓને પોતાની ફરજો બજાવવામાં એક નમુના તરીકે લક્ષમાં રાખવાને પ્રખ્યાત પાંચ ફેંસલા મી૦ સ્ટીફનસાહેબે, પોતાના ગ્રંથમાં આપેલા છે, તેમાં આ બાબતની સફાઈ વધારે બતાવી છે. (સ્ટીફનસાહેબની ટીકાનું પાનું. ૫૬.)

નાર્ટનસાહેબે પોતાની ટીકાને પાને ૧૦૪ થે આ કલમના (क) ઉદાહરણની બાબત માં કહેલું છે કે, "લાગ" હમેશાં લાગતી હકિકત છે, કાકણ કે તોહમતવાળાને "લાગ" નહી હતો તેથી તેના ઉપરના આરોપને નબળો કરવાને બીજી કાંઈ હકિકત તેથી વધારે નથી. આ કારણુથી ગેરહાજરીના જવાબ ( "આલીબી" ) નું જોર થાય છે. પરંતુ આ બાબતમાં ન્યાયાધીશોએ સાવચેતી રાખવાની છે, કેમકે તેમણે ગુન્હો કરવાના લાગમાંથી જ-

ઈરાદેથી ગુન્હો કરવાની બાબતમાં કુદકારો મારવો નહી. લાગ વિના ગુન્હો બનતો નથી, પરંતુ લાગ અને ગુન્હો બન્યો એ બેની વચે જે ભારે અંતર છે તે પુરૂં પાડવા નું છે. તે બાબતમાં સ્કાર્ટીમાંથી લીધેલું એક ઉદાહરણ મી૦ એસ્ટે સારી રીતે બતાવેલું છે. તે કામમાં એક ચાકરડી ઉપર પોતાની શેઠાણીનું ખુન કરયાનો આરોપ રાખવામાં આવેલો હતો. તેના ઘરમાં મરનાર તથા કેદી એ બે શિવાય કોઈ નહી હતું. અને હમેશાં પ્રમાણે બારણાં અને બારીઓ બંધ હતી. કેદણને ગુન્હેગાર ઠરાવવામાં આવી અને તેને ફાંસી દીધી, તેમાં મુખ્યત્વે કરીને એવા અનુમાનથી કે તે ઘરમાં બીજું કોઈ જઈ શકેલું નથી. પરંતુ પાછળથી ખરા ખુનીઓમાંથી એક ખુનીની કબુલતથી માલુમ પડયું કે તે ઘર સાંકડી નેળમાં છે, અને તેની સામા ઘરના મેડાની બારીમાં પાટીઆનો એક છેડો અને બીજો છેડો તે મરનાર જે ઘરમાં ગુજરી ગઈ તે ઘરના મેડાની બારીમાં એ પ્રમાણે નેળમાં આડું પાટીઉં મુકી તેઓ તે ઘરમાં ગયાં હતાં, અને ખુન કરીને તેજ રસ્તે થઇને તેઓ કાંઈ પણ નીશાન નહી કરતાં નાશી ગયાં હતા. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું ૧૦૪) માટે તે ગુન્હાને સારૂ પુરાવ જોઈએ.

**ફેંસલો**—વ્યભીચાર જેવા આરોપના ગુન્હાના કામમાં લગ્ન થયાની હકીકત શાખતાઇથી શાબેત થવી જોઇએ. (ઈં. લા. રી. ૫ કું. પાનું. ૫૬૬)

## કલમ ૮ મી.

હેતુ, તૈયારી તથા પ્રથમની કીંવા પાછળની વર્તણુંક.

**જે હકીકત ઉપરથી મુદ્દાની કીંવા લગતી હકિકતો કરવાનો હેતુ કીંવા તૈયારી માલમ પડે, અથવા જે હકિકત સદરહુ મુજબનો હેતુ કિંવા તૈયારી હોય, તેવી હરકોઇ હકિકત લગતી છે, એમ સમજવું.**

**હરકોઇ મુકદ્દમાને અથવા કામને સબંધે, અથવા તે માંહેની મુદ્દાની કીંવા લગતી હકીકતને સબંધે, એવા મુકદ્દમાના અથવા કામના હરકોઈ પક્ષકારની અથવા તે પક્ષકારના હરકોઇ મુખત્યારની વર્તણુંક તથા કાંઈ ગુન્હા બદલ કાંઈ પણ કામ ચાલતું હોય તે ગુન્હો જે સખસના ઉપર યાને વિરૂદ્ધ બન્યો હોય તે સખસની વર્તણુંક લગતી છે; પરંતુ એવી વર્તણુંક ઉપરથી કોઇ મુદ્દાની અથવા લગતી હકીકત થએલી હોવી જોઇએ, અથવા તે હકીકત ઉપરથી તેવી વર્તણુંક થએલી હોવી જોઇએ; પછી તે વર્તણુંક તે હકિકતના પ્રથમની હોય કિંવા પાછળની હોય તેની ચિંતા નહી.**

**ટીકા**—દસ્તાવેજના પક્ષકારોનો ખરેખરો ઈરાદો નક્કી કરવાના કામમાં એ દસ્તાવેજ થયા પછી તેમણે શું કર્યું છે તે બાબતનો પુરાવ લગતો છે. આ નિયમ ૩૦ વર્ષ ઉપરાંતના જુના લેખોને પણ લાગુ પડે છે. રોબર્ટ વાટસન કંપની વિ. ગોકુલ નારાયણ રાય ૨૪ વી. રી. પાનું ૫૧--૧૭૭ તથા નીધીકીશ બોસ વિ. નીસ્તારીની દાસી, ૧૩ બે.

લા. રી. પાનું. ૪૨૦; ૨૧ વી. રી. પાનું. ૩૮૭; ૧૯ વી. રી. પાનું. ૪૩૨; ગીરધર નાગજી વિ. ગણુપત મોરોબા વિગરે ૧૧ મુ. હા. રી. પાનું. ૧૨૯, એ વિગરે ફેસલાથી આ બાબત સ્પષ્ટ માલમ પડે છે.

ખુલાસો ૧ લો.—કોઇ જાહેર કરેલા મજકુરનો સમાવેશ આ કલમમાં "વર્તણુંક" શબ્દ વાપરેલો છે તેમાં થતો નથી; પણ સદરહુ મજકુર જાહેર કરીને તેની સાથે કોઇ જાહેર કરેલા મજકુર શિવાય બીજા કૃત્યો કીધાં હોય તથા તે કૃત્યોનો તે મજકુર ઉપરથી ખુલાસો થતો હોય તો, તેવા મજકુરનો સમાવેશ "વર્તણુંક" એ શબ્દમાં થાય છે; પરંતુ આ આકટની બીજી કોઇ પણ કલમ મુજબ કોઇ જાહેર કરેલો મજકુર લગતો હોય તો તેને આ ખુલાસા ઉપરથી બાધ થતો નથી.

ખુલાસો ૨ જો.—જ્યારે કોઈ સખસની વર્તણુંક લગતી હોય, ત્યારે જે મજકુર તેને અથવા તેની રૂબરૂ તથા તે સાંભળી શકે એવી રીતે કેહેવામાં આવે, અને તે મુજબ કેહેવાથી સદરહુ 'વર્તણુંકમાં કાંઇ ફેર પડે એવું હોય તો, તે મજકુર લગતો છે એમ સમજવું.

દૃષ્ટાંતો.

(अ.) ब નું ખુન કર્યા બાબત अ ના ઉપર તજવીજ ચાલે છે.

अ એ क નું ખુન કર્યું હતું, તથા अ એ क નું ખુન કર્યું છે એ વાત ब ને માલમ હતી, તથા પોતાને જે વાત માલમ હતી તે વાત પ્રગટ કરવાની ધાસ્તી આપીને अ ની પાસે પઇસા કઢાવવાનું ब એ પ્રયત્ન કર્યું હતું, એ હકીકતો લગતી છે.

(ब.) પઇસા વસુલ કરવા સારૂ अ એ ब ઉપર એક ખત ઉપરથી દાવો માંડ્યો છે. ખત લખી આપ્યાનો ब ઇનકાર કરે છે.

જે વખતે તકરારી ખત થયાનું કેહે છે તે વખતે ब ને અમુક કારણ સારૂ પઈસાની જરૂર હતી, એ હકીકત લગતી છે.

(क.) ब ને ઝેર ખવરાવીને તેનું ખુન કર્યા બદલ अ ના ઉપર તજવીજ ચાલે છે.

ब ને જે ઝેર ખવરાવવામાં આવ્યું છે તેજ જાતનું ઝેર अ એ ब ના મરવા પેહેલાં મેળવ્યું હતું, એ હકિકત લગતી છે.

(ड.) તકરાર એવી છે કે અમુક દસ્તાવેજ अ નું મૃત્યુપત્ર છે કે નહી. તકરારી મૃત્યુપત્રમાં જે બાબતના ઠરાવ કર્યા છે તે વિશે, જે તારીખે સદરહુ તકરારી મૃત્યુપત્ર થયું તે તારીખની પેહેલાં થોડા દીવસ ઉપર अ એ કાંઇ તપાસ કરી હતી, તથા મૃત્યુપત્ર મજ-

કુર કરવાની બાબતમાં તેણે વકીલની સલાહ લીધી હતી, તથા તેણે બીજા મૃત્યુપત્રના ખરડા કરાવ્યા હતા. પરંતુ તે તેણે પસંદ કર્યા નહી, એ હકીકતો લગતી છે.

(इ.) अ ના ઉપર એક ગુન્હો કર્યાનું તોહમત છે.

ગુન્હો કર્યાનું કેહેવામાં આવે છે તેની પેહેલાં કિંવા તે વખતે કિંવા તે પછી अ એ એવો પુરાવો આણ્યો કે તે ઉપરથી મુકદ્દમાની હકિકતનું સ્વરૂપ અને પોતાને ફાયદા થાય એવું બને, કિંવા તેણે પુરાવાનો નાશ કર્યો કિંવા છુપાવ્યો, કિંવા જે સખસો શાહેદ હોત તે સખસોને હાજર થવાનો અટકાવ કર્યો, કિંવા તે ગેરહાજર રેહે એવી તજવીજ કરી, કિંવા ગુન્હા મજકુર બાબત ખોટી શાહેદી આપવાનું કોઇ સખસોને શિખવ્યું, એ હકિકતો લગતી છે.

(फ.) તકરાર એવી છે કે अ એ ब ની પાસેથી અપહરણ કર્યું કે નહી. ब ની પાસેથી અપહરણ થયા પછી क એ अ ની રૂબરૂ એમ કહ્યું કે "જે માણસે ब ની પાસેથી અપહરણ કર્યું છે તે માણસને શોધી કાઢવા સારૂ પોલીસના માણસ આવે છે," તથા એમ કહ્યા પછી લાગલોજ अ નાશી ગયો, એ હકિકતો લગતી છે.

(गं.) તકરાર એવી છે કે अ ને ब ના રૂપીયા દસ હજાર દેવા છે કે નહી. अ એ क પાસેથી કરજાઉ રૂપીયા માગ્યા તથા ड એ क ને अ ના રૂબરૂ તથા તે સાંભળે એવી રીતે કહ્યું જે "હું તમને એવી સલાહ આપું છું કે अ ઉપર ભરૂંસો રાખવો નહી, કારણ તેને ब નું દેવું રૂપીયા દસ હજારનું છે," અને अ કાંઈ જવાબ ન આપતાં ચાલતો થયો એ હકિકતો લગતી છે.

(ह) તકરાર એવી છે કે अ એ ગુન્હો કર્યો છે કે નહી.

ગુન્હેગારને શોધી કાઢવા બાબતની ચોકશી ચાલી છે એવી સુચનાનું પત્ર પોંહોચ્યા પછી अ છુપાઈ બેઠો, એ હકિકત તથા પત્રમાં લખેલો મજકુર એ હકિકત લગતી છે.

(आइ.) अ ઉપર કોઈ એક ગુન્હો કર્યાનું તોહમત છે.

જે ગુન્હાનું તોહમત છે તે ગુન્હો બન્યા પછી अ છુપાઈ બેઠો, અથવા ગુન્હો મજકુર કરીને મેળવેલી મીલકત કિંવા તે મીલકતથી ઉપજેલા પઇસા अ ના બજારમાં હતા, કિંવા જે વસ્તુ તે ગુન્હો કરવાના કામમાં વાપરવા સરખી હોય કિંવા જે વાપરેલી હોય તે છુપાવવાની કોશીસ કરી, એ હકિકતો લગતી છે.

(जे.) તકરાર એવી છે કે अ ની સાથે બળાત્કાર સંભોગ અમુક સખસે કર્યો છે કે કહી.

સદરહુ કહ્યા મુજબનો સંભોગ થયા પછી થોડે એક વખતે તે ઓરતે તે ગુન્હા વિશે ફરીયાદ કરી એ હકિકત, તથા જે બીના ઉ-પરથી તથા જે લખાણ લખીને ફરીયાદ મજકુર કરી એ હકિકત લગતી છે.

ફરીયાદ કર્યા વગર ઓરત મજકુરે એવું કહ્યું કે કોઈ સખસે મ્હારી સાથે બળાત્કાર સંભોગ કર્યો, એ હકિકત આ કલમ પ્રમાણે વર્તણુંક તરીકે લગતી નથી; પરંતુ (તે નીચે મુજબ હોય તો લગતી થઈ શકે છે.

કલમ ૩૨ મીની રકમ (૧) મુજબ મરતી વખતના ઈકરાર તરીકે હોય તો, અથવા,

કલમ ૧૫૭ મુજબ પુષ્ટિકાર્ક પુરાવા દાખલ હોય તો.

(क.) તકરાર એવી છે કે अ ની ઉપર અપહરણ થયું છે કે નહી.

સદરહુ કહ્યા મુજબનું અપહરણ થયા પછી થોડીકવારે તેણે ગુન્હા વિશેની ફરીયાદ કરી એ હકિકત તથા જે બીના ઉપરથી તથા જે લખાણ કરીને ફરીયાદ મજકુર કરી તે હકિકત લગતી છે. ફરીયાદ કર્યા શિવાય તેણે એવું કહ્યું કે મારી પાસેથી અપહરણ થયું એ હકિકત આ કલમ મુજબ વર્તણુંક તરીકે લગતી નથી; પરંતુ તે નીચે મુજબ હોય તો તે લગતી થઈ શકે છે.

કલમ ૩૨ ની રકમ (૧) મુજબ મરતી વખતના ઈકરાર તરીકે હોય તો, કિંવા કલમ ૧૫૭ મુજબ પુષ્ટિકાર્ક પુરાવા તરીકે તે હોય તો.

**ટીકા.**—ઉપર કલમ ૭ મી છે તેમાં બતાવેલી બાબતનો આ કલમથી એક વધારો કરવામાં આવેલો છે. જ્યારે આપણે હકિકતનું પ્રયોજન, કારણ, અને ફળ અગર કેવી સ્થિતિમાં તે બન્યું તેનો વિચાર કરીએ, ત્યારે તે હકિકત બનવામાં કોઈ સખસનું હિત હતું કિંવા નહી અગર તે હકિકત બને તેમ કોઈ સખસે ઈલાજ કરેલો છે કિંવા નહી તેનો વિચાર કરવાની જેવી જરૂર છે તેવી બીજી કાંઈ જરૂર નથી. માટે હેતુ અને તૈયારી ઘણાં અગત્યનાં છે. જો એમ માલુમ પડે કે अ નું ખુન થયું અને ब ની મતલબ अ નું મોત થવામાં હતી તો, તેટલી બાબત ब વિરૂદ્ધ પુરાવ થાય છે. તેમજ अ ને સોમલનું ઝેહેર દેવામાં અવ્યું હોય, અને એવું માલુમ પડે કે થોડી વખત પેહેલાં ब એ સોમલ મેળવ્યો હતો અગર अ ના ખોરાક આગળ જવાને તેણે ગોઠવણ કરી હતી તો, ब ઝેહેર દેનાર, એમ બતાવી શકાય છે.

આ કલમમાં જે ઉદાહરણો બતાવવામાં આવેલાં છે તેમાં अ અને ब માં હેતુ બ-તાવવામાં આવેલો છે. क અને ड માં તે તૈયારી બતાવવામાં આવી છે. इ અને आइ માં તે કામ સબંધી કામના પક્ષકારની વર્તણુંક બતાવવામાં આવી છે. फ, ग, અને ह

માં જે સખસની વર્તણુંક લાગતી છે તેવા સખસને અગર તેની રૂબરૂમાં તેની વર્તણુંકને અસર થાય તેવી કહેલી હકિકતના નમુના બતાવવામાં આવેલા છે. **जे** અને **के** માં જે સખસના વિરૂદ્ધ ગુન્હાની તપાસ થતી હોય તે સખસની વર્તણુંકને જોડાએલી અને તે વર્તણુંકનો ખુલાસો કરે તેવી હકિકત બતાવવામાં આવી છે. એક ફરીયાદ કરવામાં પક્ષકારની વર્તણુંકને જોડાએલી તથા તેનો ખુલાસો કરે તેવી હકિકત આ કલમ પ્રમાણે લાગતી છે. ઈંગ્રેજી "લા" પ્રમાણે આવા કામમાં તે હકિકતની વિગત ફક્ત આડા અવળા સ્વાલ કરી કઢાવી શકાય છે, ( ટેલર કૃત પ્રમાણશાસ્ત્રની કલમ ૫૧૯ ). આ આકટ પ્રમાણે જે કામ ચલાવવાનાં છે, તેમાં આ પ્રમાણે હદ બાંધવામાં આવી નથી.

આ કલમમાં જે હકિકત કૃત્યને જોડાએલી અને જેથી તે કૃત્યનો ખુલાસો થાય છે તેટલી હકિકતનોજ ફક્ત સમાસ થાય છે. બીજી જુદી જુદી હકિકત આ કાયદાની જુદી જુદી કલમોમાં બતાવવામાં આવી છે. માટે કોઈ ઓરત પોતાના મા બાપ અગર બીજા સખસને જઈ ફરીયાદ કરે કે મારી સાથે બળાત્કાર સંભોગ કર્યો, તો ફરીયાદ કરવાની વાત અને ફરીયાદમાં જે કહ્યું તે બાબત લાગતી હકિકત છે. પરંતુ તેણે ફરીયાદ કરવા વગર ફક્ત કહયું હોય કે મારી સાથે સંભોગ કરયો હતો, તે કાંઈ આ કલમ પ્રમાણે પુરાવમાં લેઈ શકાતું નથી, પછી તે આ આકટના બીજા કોઈ ઠરાવ પ્રમાણે લઈ શકાતુ હોય તો તે લેવાય.

**फ. ग.** અને **ह.** ઉદાહરણથી બીજા ખુલાસામાં બતાવેલી બાબત વિષે અમુક સખસનો હેતુ, ઇરાદો, શુદ્ધ અંતઃકરણ ઈત્યાદી વિગરે વિરો કેટલો અસર થાય છે તે દર્શાવી આપવામાં આવેલુ છે. પરંતુ આ નિયમ લાગુ કે નહી લાગુ કરવામાં સંભાળ રાખવી જોઇએ. "જે ચુપ રેહે છે તે ઘણી ખુલ્લી રીતે કબુલ કરે છે," અગર અમુક વખતે અમુક ચીજનો ઈનકાર કરવાને અમુક માણસે પસંદ કરેલું ના હોય તો, તેથી તેણે ગર્ભિત રીતે તે ચીજ કબુલ કરી છે એમ અનુમાન થાય છે. કાંઇ મજકુર ફક્ત અપમાન બાબત ના હોય, પણ જેને અપમાન થાય તે ફક્ત ચુપ રેહે તો એક પ્રકારનો ઠબકો થાય છે, અને તેમાં વળી જ્યારે વિશેષે કરીને તે તે માણસને કેહેવામાં નહી આવતાં તેની રૂબરૂમાં કહયું હોય, તેથી તે બાબત લક્ષમાં લેવાને તે બંધાએલો નથી. અને જ્યારે તે મજકુર હિતવાળા માણસે નહી, પણ કેવળ ત્રાહીતે કહ્યો હોય તો તેને તે બાબત બંધન હોયજ નહીં. સબબ આવી બાબતમાં કબુલત સમજી ન્યાયાધિશ કાંઈ કામ કરે તો, તે તેમણે ઘણા અવિચારથી કર્યું થાય. વળી કેટલીક વખતે અમુક માણસની રૂબરૂમાં મજકુર કેહેવામાં આવે તોપણ હકિકત એવી હોય છે કે તેનો જવાબ તે દેઈ શકે તેવો તેને લાગ નથી હતો, જેમકે કોર્ટમાં જુબાની લેવામાં આવે તે વખત તેના ચુપ રેહેવાથી તે બાબત કાંઇ અનુમાન થઈ શકતું નથી. તેજ પ્રમાણે કાગળ લખી કોઈ માણસને મજકુર કેહેવામાં આવે અને તેથી તે માણસની વર્તણુંકને અસર થતો હોય, અને તે બાબતનો ખુલાસો કરવામાં પણ તે વાપરી શકાય તેવો હોય, તેમાં પણ તેના ચુપ રેહેવાના કારણથી કાંઈ પણ અનુમાન કરવાને ઘણી સાવધગીરીની જરૂર છે.

લાર્ડ ટેનટરડન કેહે છે કે જે માણસને મ્હોડે રૂબરૂમાં કાંઈ કેહેવામાં આવે, તે જો તે કબુલ કરતો ના હેય તો, તેણે કેટલેક દરજજે તે કેહેવું ઉલટાવવું જોઈએ. ટેલરકૃત પ્રમાણશાસ્ત્રની કલમ ૭૩૫.

પરંતુ મુખજુબાનીનો અગર લખીત મજકુર જે સખસને કેહેવામાં આવે તેની વર્તણુંકને હરકતકાર્ક છે એમ બતાવવું જોઈએ. માટે જે મજકુર તેની વર્તણુંક શાથે સબંધ રાખતો ના હોય તેવો તેને કેહેવામાં આવે તો, તે કાંઈ પુરાવામાં ગ્રાહ્ય નથી, (કનીંગહામસાહેબની ટીકા પાનું. ૧૫.)

એક ભાડુયાતને તેણે ભાડે લીધેલી મીલકત અમુક દીવશે છોડી કબજો આપવાની નોટીસ આપવામાં આવે અને તે બાબત તે કાંઈ વાંધો ન લે તો, ઈંગ્લાંડમાં તે સખસનો ભાડે રાખવાનો હક્ક તે દીવશે ઘણુંકરીને પુરો થયો થાય છે. પરંતુ જ્યારે ભાડુઆત વાંચી શકતો ના હોય અગર જેના ઉપર નોટીસ બજાવવાની તેની રૂબરૂમાં તેણે તે નોટીસ વાંચી ના હોય તો, તે નોટીસ તેની જાત ઉપર બજાવી નથી એમ થાય છે, અને તે બજાવી તે નહી બજાવ્યા જેવી થાય છે. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૧૦૭)

દરેક કૃત્ય જે જાણીબુજીને કરવામાં આવે છે તેમાં તે કરવાનો કાંઈ પણ હેતુ હોય છેજ, અને જ્યારે મનુષ્ય જાત વિકાર અને માયાનું પ્રાણી છે તથા તેને અક્કલ અને પસંદતા છે, તેથી તેના કૃત્ય કાંઈ પણ હેતુને લીધેજ હોય છે, પણ આપણે હમેશાં અમુક કૃત્યનો અમુક હેતુ હતો તે બતાવી અગર શોધી કાહાડી શકતા નથી. પણ એતો નક્કી છે કે ગુન્હો કરવાની સાધારણ લાલચ ઘણુંકરીને કાંઈ થએલા નુકશાનનું વેહેર વાળવાના હેતુથી ઉત્પન્ન થાય છે. પછી તે નુકશાન ખરી રીતે થયું હોય અગર ધારવામાં હોય; બરોબરીયાનો અગર અણગમતા સબંધનો નાશ કરવાનો, અગર કાંઈ પઇસાના કિંવા બીજી જાતના બોજાના સબંધમાંથી બચવાનો, અગર લુટ અગર ધારેલી વસ્તુ મેળવવાનો અગર આબરૂનું કે હોધાનું કે જાતનું રક્ષણ કરવાનો, અગર બીજા સ્વાર્થી અને દુઃખ દાયક જુસાઓને તૃપ્ત કરવાનો હેતુ હોય છે. જયારે એક સખસ પોતાના ઘરમાં આગ મુકે અને પછી એમ શાબેત થાય કે તે ઘરનો વીમો ઉતરાવેલો હતો, અને તે બળી જાય તો માલેકને ઘરની કિંમત કરતાં પણ જાદે રકમ મળી શકે તેવું હતું તો, તેના સદરહુ કૃત્યનો હેતુ નફો મેળવવાનો હતો, એમ વ્યાજબીરાહે થાય છે. વ્યભિચારનો વ્યવહાર બંધાયા પછી જ્યારે માણુસ પોતાની ઓરતને મારી નાંખે, ત્યારે તે બાબતના હેતુનું આપણે વ્યાજબીરાહે અનુમાન કરી શકીએ છીએ. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૧૦૮)

વીલ્સ કેહે છે કે કેટલાંક કૃત્ય ઘણાંજ દુષ્ટ થાય છે, પરંતુ તેનો હેતુ ખુલ્લી રીતે જણાઈ આવતો નથી. પણ તે ઉપરથી એમ ઠરાવવું નહી જોઇએ કે તે કૃત્યનો પ્રથમથી તે હેતુ નહીજ હતો, સબબ તે કૃત્ય કરનારમાં અક્કલ અને નીતીના ગુણ નથી એવું ખુલ્લી રીતે અને નીરસંશય રીતથી બતાવવામાં આવે નહી, ત્યાંહાં સુધી કારણ અને વ્યાજબીપણાનો નિયમ જે નિર્ભયતાને સારૂ જરૂર છે તેના આધારથી તે તેના કૃત્યનો કાયદેસર રીતે જવાબદાર થાય છે. નુકશાન થએલું હોય અને તેથી લાંબી મુદતનો ગુસ્સો હોય તેથી મન કબજામાં ના રેહે તો, તે પોતાના ગુસ્સાના આવેશમાં તે ખોટું કૃત્ય કરે, તોપણ મન ઉપર જે નીતીનો દાબ હોય છે તે જાણીબુજી છોડી દઈ જે કૃત્ય કરવામાં આવે તેમાં, અને ખોમ વિચાર વધી પડવાથી જે કૃત્ય થાય તેમાં જે ભેદ છે તે દેખીતો અને વ્યાજબી છે.

એક ખુનની તપાસમાં ચીફ્જસ્ટીસ લાર્ડ કેંપબેલે કહ્યું છે કે "જે હેતુ કેહેવામાં આવેલો છે તે બાબત જોવાની અગત્ય છે કે તે ગુન્હો કરવામાં હેતુ હતો કિંવા નહી, અગર તે ગુન્હો થયાનું એટલું બધું અસંભવિતપણું છે કિંવા નહી, કે જે અસંભવિતપણાથી નિશ્ચયનો જે પુરાવ છે તે પણ નહી જેવો થાય છે. પણ તેમાં હેતુ છે એમ માલમ પડે તો, પછી એ હેતુ ઘણો મજબુત ને યોગ્ય હોવાની વધારે અગત્ય નથી, એમ કેહેવાને અમે બંધાએલા છીએ. આપણે ફોજદારી કોર્ટોના અનુભવ ઉપરથી કહી શકીએ છીએ કે આવા જુલમ ભરેલા ગુન્હા નહી જેવા હેતુથી પણ કરવામાં આવે છે. ફક્ત દ્વેષબુદ્ધિ અને વેર વાળવાના કારણસર નહી પણ પઇસાની દબાણની મુશ્કેલી હોય તેમાંથી કેટલીક મુદત છુટા થવા અને પઇશા સબંધીનો થોડોકજ ફાયદો મેળવવા તેવા ગુન્હા કરવામાં આવે છે." ખુલ્લી રીતે હેતુ ના જણાતો હોય તો તે હકિકત હમેશાં તોહમતવાળાના ફાયદામાં છે, "પાલમર"ના કામમાં શેલ્ફ્. બી. એ "જયુરી" ને કહ્યું છે કે, જો કેદી ઝેર દે એવો તેને લાગ હતો તો, તે એક વાત છે, અને તેવું કરવામાં તેનો કાંઇ હેતુ હતો, તો તે એક બીજી વાત છે. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૧૦૯).

તૈયારીનું અનુમાન એ ગુન્હો કરતાં અવલ તઇયારી કરવા માંડેલી તેના પુરાવથી અગર ગુન્હો કરવાની કાંઈ વખત અગાઉ કોશીસ થએલી હોય તો તે ઉપરથી થાય છે. જેમકે હથીયાર ખરીદ કરવા, સંતાવવાની અગર નાસવાની જગો તઇયાર કરવી. બેસ્ટ કૃત્ય પ્રમાણશાસ્ત્રમાં કહેલું છે કે કેદી અને મરનાર એક ઘરમાં રેહેતા હતા. મરનાર એક દીવશે સાંજરે પોતાની પરસાળમાં બેઠેલો હતો અને તેને ગોળી મારવામાં આવી, તે કોણે મારી તે જોવામાં આવ્યું નહી. સારા મજબુત અને સબંધવાળા હકિકતના પુરાવ ઉપરથી પાંચનામના સખસને ખુની ઠરાવવાની લાગતી હકિકત કેહેવામાં આવી. એવી રીતે કે થોડાક દીવશો ઉપર જ્યારે મરનાર બાહાર ગયો હતો તે વખતે, જે ઓરડામાં કુટંબ ઘેર હોય છે ત્યારે સાંજરે તે બેસતો હતો, તે ઓરડામાં સાંજરે એક ગોળી ભરેલી પીસ્તોલ છોડવામાં આવી હતી. કેદીએ બતાવ્યું કે તે ગોળી મારા ઉપર મારવામાં આવી હતી, અને તે તેણે પોતેજ છોડી હતી, એવું માનવાને તમામ સબબો છે, કારણ તેથી મરનાર અને તેના નોકરોને એવું સમજાવવું હતું કે ખુન કરનારાઓ તેના મકાનની આશપાશ ભમે છે. પણ તેની સાથે મરનારના મોત પેહેલાં તે મરનારની મંદગી બાબત અફ્વાઈ ચાલતી હતી, અને તે વખતે સાધારણ રીતે થોડું થોડું સોમલ આપવામાં આવે છે, તે પ્રમાણે થએલી મંદગીમાંથી આરામ થવાને તે થોડું થોડું સોમલ વાપરતો હતો. આ બધી બાબતો અનુમાનીક પુરાવ થાય છે. વખતે આટલી તઇયારી કરયા છતાં તેણે પોતાનો પાછળનો ઈરાદો ફેરવ્યો હોય અને આપણે તે ઈરાદાની બાબતમાં ભુલ પણ ખાતા હઇએ, અને બેનથમ કેહે છે કે અનુમાનથી આવો પુરાવ નબળો પણ પડી જાય. અમુક વ્યવહાર થયા પછીની પક્ષકારની જે વર્તણુંક થએલી હોય તે ઉપરથી એવું અનુમાન થઈ શકે, જેમકે તે નાશી જાય, તે ચુપ રહે, તે જુઠો અગર બનાવટનો જવાબ દે, તેના કબજામાં ચોરેલો માલ હોય, અગર ગુન્હા સાથે સબંધ રાખનારી મીલકતનો કબજો હોય, ઈનસાફ વીખેરી નાંખવાને એવું યત્ન, તપાસને આડે રસ્તે લેઈ જવી, તેની ચાલ ચલગત, તેનું છુપાવવું વિગરે બાબતોમાં પક્ષકારની પાછળથી વર્તણુંક થાય તે ઉપરથી અનુમાન કરવાનું છે. માટે પક્ષકારોના રીવાજ ઉપરથી અં-

દેશા ભરેલા શબ્દો તેમના વચમાં થએલા કરારના હોય, પણ તેનો જેમ અર્થ થાય છે, તેમજ નીશાન કાઢી નાંખવાથી, પુરાવ બનાવવાથી, રૂસ્વત આપી થતો ઈનસાફ દુર કરવાથી, અમલદારો વિગરે મળી જવાથી અનુમાન થાય છે. કોઈ સખસ ઉપર આરોપ હોય અને તે નાશી જાય તો, ન્યાય પ્રમાણે તેણે ગુન્હો કબુલ કરયા જેવું થાય છે. પરંતુ આ અનુમાનને નબળું પાડવાને ઘણી હકિકતો હોય છે. તે બાબતમાં બેસ્ટસાહેબ કેહે છે કે "તોહમતવાળો પોતા ઉપરના તોહમતમાંથી દુર થવાને ગેરહાજર રહયો એવો સ્પષ્ટ પુરાવ છે, પણ એવી મજબુત હકીકત છે કે તે ગેરહાજર રેહેવું તેણે ગુન્હો કરયા બાબતમાં નિશ્ચયકારક પુરાવ થતો નથી. ઘણા માણસો સ્વભાવિક રીતે બીહીકણ હોય છે, અને તેથી તે નીરપ્રાધિ હોય તોપણ પોતાનો તપાસ થાય તેમાં ઘણું જોખમ સમજે છે. તે સમજે છે કે કેટલાક અંદેશા છે અને તે નિર્ણયકારક નથી તોપણ મારા વિરૂદ્ધ પુરાવ ગુજરવામાં આવશે. તે પોતે પોતાનો બચાવ કરવાને કાયદેસર સલાહ મેળવવાને પણ લાયક નથી, એમ પોતે સમજતો હોય, અગર દુરથી પોતાનો બચાવ શાબેત કરવાને દુરના શાહેદીઓ લાવી શકે તેવું ના હોય. વળી વખતે તેને સંપુર્ણ રીતે ખાત્રી થએલી હોય કે તવંગર માણસોએ મને ખરાબ કરવાનું નક્કી કરેલું છે અગર મારા વિરૂદ્ધ ખોટા શાહેદીઓ શાહેદી આપવાને ખડા કરેલા છે. વળી ઉતકૃષ્ટ પ્રકારની ન્યાયની રીતી પ્રમાણે જે જે સખસ ઉપર ફોજદારી આરોપ હોય, તે તમામ સખસોને થોડી ઘણી હેરાનગી સહન કરવી પડે છે. માટે તે હેરાનગીથી બચવાને પણ પક્ષકાર છુપાતો ફરે અને એવો ઈરાદો રાખે કે જ્યારે તપાસ થશે ત્યારે ન્યાયને શર્ણ થશ."

મી. નાર્ટનસાહેબ પોતાની ટીકાને પાને ૧૧૩ મે કેહે છે કે, કાગળના જવાબ નહી લખવાથી જેના ઉપર કાગળ લખવામાં આવેલા હોય તેમની વારંવાર કબુલત થાય છે. પરંતુ અહિંયાં એટલું વિચાર કરવાનું છે કે તે કાગળનો જવાબ લખવાની તેને ફરજ હતી કિંવા નહી. જેટલા ધાલ મેલના કાગળો લખેલા હોય તે તમામનો જવાબ જેના ઉપર તે કાગળો લખવામાં આવેલા હોય તે લખવાને બંધાએલો નથી. પરંતુ જ્યારે લખેલો કાગળ એવો હોય કે જેથી તે લખનાર વ્યાજબીરાહે તેના જવાબની ઉમેદ રાખે, તેમ છતાં જવાબ જેણે લખવો જોઈએ તે લખે નહી અને ચુપ રેહે તો, તે એક તેના વિરૂદ્ધ અગત્યનો પુરાવ થાય. તેમજ અમુક પક્ષકાર પાસે એક દસ્તાવેજ છે એમ નક્કી હોય, તેમ છતાં તે રજુ કરે નહી તો કોર્ટ એવું અનુમાન કરે કે તે દસ્તાવેજનો મજકુર તે પક્ષકારના વિરૂદ્ધ છે, તોપણ કાયદેસર રીતે તો સામો પક્ષકાર તે દસ્તાવેજના મજકુર બાબતે બીજા દરજ્જાનો પુરાવ ગુજારી શકે છે.

અનુમાન ઉપરથી ઈનસાફ કરવામાં વખતે અન્યાય થવાની ધાસ્તી રેહે છે. આ બાબતમાં મી૦ બેસ્ટ પોતાના પુસ્તકને પાને ૪૪૧ મે એક અજબ જેવો દાખલો આપે છે, તે એકે— એક ઓરત ઘણી ખરાબ ચાલની હતી. તેણીને નાખુશ કરવાને વાસ્તે સરીયામ રસ્તામાં એક સખસે કાંઈ કૃત કીધું, તેથી તેણીએ તેને એવી ધમકી આપી કે " માથે વખતમાં તારા કકડા કરાવી નાંખીશ." થોડા વખત પછી આ માણસ મુલો એમાલડા

પડ્યો, તેના કેટલાક કકડા થએલા અને કેટલાક જખમ વાગેલા માલમ પડયા. આ ઉપરથી પેલી ઓરતના ઉપર શક લાવવાને ઘણું મજબુત અનુમાન થયું, તેથી તેણીને પકડવામાં આવી અને પોલીસોની મારકુટથી તેણીએ ગુન્હો કબુલ કર્યો, અને તેણીને ફાંસી દેવામાં આવી. પણ ત્યાર પછી થોડાવારે કોઈ બીજા ગુન્હાને વાસ્તે એક બીજા સખસને કેદમાં રાખવામાં આવેલો, તેને કબુલ કર્યુ કે એ બાઈ તો નિર્દોષ હતી, પણ મરનારને મારનાર તો હું અને મારા બીજા શોબતીયો હતા. "આ ઉપરથી તેને પકડવામાં આવ્યો ત્યારે તેણે નીચે પ્રમાણે કબુલત કરી. જે દીવશે એ ઓરતે મરનારને ધમકી દીધી તે દીવશે હું રસ્તામાં થઈને જતો હતો, તેથી મેં એ વાત સાંભળી અને તેથી મેં ધાર્યું કે જો હું આ માણસને મારી નાંખીશ તોપણ મારા ઉપર કાંઇ અંદેશો આવવાનો નથી, પણ આ ઓરત જે ખરાબ ચાલને વાસ્તે પ્રસિદ્ધ છે તેના ઉપર અમલદારોનો શક જશે, તે ઉપરથી મારા હિતને માટે મેં આ કૃત કર્યું હતું."

**ફેંસલો**—એક વર્ષના ભાડાના રૂપીયાનું એક સખસ ઉપર એકતરફી હુકમનામું મેળવવામાં આવેલું તેની મુદત વીતી ગએલી, અને તે બજાવેલું નહી. પછી તે હુકમનામા વાળાએ બીજા વર્ષનું ભાડું લેવા દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે સદરહુ પ્રથમનું હુકમનામું એકતરફી અને મુદત વીતી ગએલું તથા બજાવેલું નથી, તોપણ ભાડાનો દર બતાવવાને બીજા દાવામાં તે પુરાવમાં ગુજારી શકાય છે. (ઇ. લા. રી. ૩ ક. પાનું. ૩૮૩)

આ આક્ટની કલમ ૬ અને ૮ ના દાખલા ( ग ) પ્રમાણે બુદ્ધીપુર્વક મહાવ્યથાના આરોપના કામમાં જે સખસને ઈજા થઈ હોય, તેણે તે ઇજા થયા પછી ત્રાહીતને કહેલું હોય તો, તે પુરાવમાં દાખલ કરવા લાયક હકીકત છે. (ઇં. લા. રી. ૧૦ ક. પાનું ૩૦૨)

## કલમ. ૯ મી.

લગતી હકિકતના ખુલાસાને સારૂ અથવા તેને કામમાં આણવા સારૂ જે હકિકતની જરૂર હોય, તે બાબત.

**કોઇ મુદ્દાની કિંવા લગતી હકિકતનો ખુલાસો કરવા સારૂ કિંવા તેનો કામમાં પ્રવેશ કરાવવા સારૂ જે હકિકતની જરૂર હોય તે હકિકત, અથવા કોઇ મુદ્દાની કિંવા લગતી હકિકત ઉપરથી જે ધારણા નિકળતી હોય તેને જે હકિકત ઉપરથી મજબુતી મળતી હોય કિંવા તે રદ થતી હોય તે હકિકત, અથવા હરકોઇ વસ્તુ કિંવા સખસને ઓળખવું એ વાત લગતી હોય તો, તે એક રૂપતા જે હકીકત ઉપરથી સ્થાપન થતી હોય તે હકીકત, અથવા હરકોઈ તકરારી કિંવા લગતી હકીકત જે વખતે કિંવા જે ઠેકાણે બની તે વખત કિંવા ઠેકાણું જે હકિકત ઉપરથી મુકરર થતું હોય તે હકિકત, અથવા સદરહુ પ્રમાણેની હરકોઈ હકીકત જે પક્ષકારોથી બની તે પક્ષકારોનો સંબંધ જે હકીકત ઉપરથી માલમ પડે તે હકીકત, એ સર્વે હકીકતો સદરહુ કામ સારૂ તેની જરૂર હોય તેટલે દરજ્જે લગતી છે, એમ સમજવું.**

## દૃષ્ટાંતો.

(अ.) તકરાર એવી છે કે અમુક હસ્તાવેજ अ નું મૃત્યુપત્ર છે કે નહી.
તકરારી મૃત્યુપત્રની તારીખે अ ની મિલકતની તથા તેના કુટુંબની સ્થિતિ કેવી હતી, એ હકીકત લગતી છે.

(ब.) ફજેતી થાય એવી વર્તણુંક अ ચાલ્યો એવો આરોપ મુકીને આબરૂ લીધા બાબત अ એ ब ઉપર દાવો કર્યો છે. ब એવું કેહે છે જે, જે વાત આબરૂ લેવા જેવી કેહેવામાં આવે છે તે વાત સાચી છે.
તકરારી આબરૂ લેવા જેવી વાત પ્રગટ કરી તે વખતે સદરહુ પક્ષકારોની સ્થિતિ તથા સબંધ કેવી રીતના હતા, એ હકિકત મુદ્દાની હકિકતના કામમાં પ્રવેશ કરાવવા સારૂ લગતી છે.
તકરારી આબરૂ લેવાની વાત જોડે સબંધ ન હોય એવી બાબતમાં કાંઇ ટંટો अ તથા ब ની દરમિયાન હોય, તે ટંટાની તપસીલવાર હકીકત લગતી નથી; પરંતુ કાંઇ ટંટો હતો એ હકિકત ઉપરથી अ તથા ब વચ્ચેના સબંધમાં કાંઇ ફેર પડતો હોય તો, તે ટંટો હતો એ હકિકત લગતી છે.

(क.) अ ઉપર એક ગુન્હો કર્યાનું તોહમત છે.
ગુન્હો મજકુર થયા પછી થોડીવારે अ પોતાના ઘરમાંથી છુપી રીતે નાશી ગયો, એ હકિકત કલમ આઠ મુજબ મુદ્દાની હકિકતો ઉપરથી પછવાડેથી વર્તણુંક થઇ, એવા સબંધથી લગતીછે.
જ્યારે તે ઘર છોડીને ગયો ત્યારે જે ઠેકાણે તે ગયો તે ઠેકાણે તેને એકાએક જરૂરી કામ આવી પડયું હતું એ હકિકત, તે એકાએક ઘર મુકીને ગયો એ હકિકતના ખુલાસાને સારૂ લગતી છે.
જે કામને સારૂ તે ગયો તે કામની તપસીલવાર હકિકત લગતી નથી, પરંતુ કામ એકાએક જરૂરીનું નિકળ્યું હતું એ બતાવવાને સારૂ સદરહુ જેટલી તપસીલની જરૂર હોય, તેટલી તપસીલ લગતી સમજવી.

(ड.) क એ अ જોડે નોકરી બાબત કરેલો કરાર તોડવાને ब એ क ને ફોસલાવ્યો, એટલા માટે अ એ ब ના ઉપર દાવો કર્યો છે. क એ अ ની નોકરી છોડી તે વખતે अ ને એવું કહેલું હતું કે, "હું તમને છોડીને જાઉં છું તે એ કારણથી કે ब એ મને વધારે સારી નોકરી આપવાનું કહ્યું છે." क ની વર્તણુંક મુદ્દાની હકીકત તરીકે લગતી છે, તે વર્તણુંકનો ખુલાસો કરવા સારૂ ઉપલું બોલવું લગતી હકિકત છે.

(इ.) अ ઉપર ચોરી કર્યાનું તોહમત છે. તેણે ચોરીનો માલ ब ને આપ્યો એવું જોવામાં આવ્યું. ब એ તે अ ની સ્રિને આપ્યો,

**એવું પણ જોવામાં આવ્યું. ब માલ આપતી વખતે એમ કેહેછે કે "अ કેહેછે કે આ તમે છુપાવી રાખો." સદરહુ ब નું બોલવું લગતું છે, કારણ કે જે હકિકત પ્રકરણ યાને કાર્ય મજકુરનું અંગ યાને ભાગ છે, તે હકિકતનો તે ઉપરથી ખુલાસો થાય છે.**

**(फ.) હંગામો કર્યા બાબત अ ઉપર તજવીજ ચાલે છે, અને એવું શાબિત થયું છે કે લોકોના એક ટોળાની અગાડી આગેવાન તરીકે તે ચાલતો હતો. સદરહુ લોકોના ટોળાએ કરેલા પોકાર જે પ્રકારનું એ કૃત્ય બન્યું તેના ખુલાસાને સારૂ લગતા છે.**

**ટીકા**—આ કલમના ચાર ભાગ નીચે પ્રમાણે થઈ શકે છે એટલેઃ—

(૧) કોઈ મુદ્દાની કિંવા લાગતી હકીકતનો ખુલાસો કરવા સારૂ કિંવા તેના કામમાં પ્રવેશ કરાવવા સારૂ જે હકીકતની જરૂર હોય, તે હકીકત.

આ બાબતમાં अ, ब, ड, इ, અને फ ઉદાહર્ણો બતાવવામાં આવેલાં છે.

(૨) કોઈ મુદ્દાની કિંવા લાગતી હકીકત ઉપરથી જે ધારણા નિકળતી હોય, તેને જે હકીકત ઉપરથી મજબુતી મળતી હોય કિંવા રદ થતી હોય, તે હકીકત.

આ બાબત क ઉદાહર્ણ આપેલું છે.

(૩) હરકોઈ વસ્તુ કિંવા સખસને ઓળખવું એ વાત લગતી હોય તો, તે ઓળખાણ જે હકીકત ઉપરથી સ્થાપન થતી હોય તે હકીકત, અથવા હરકોઈ તકરારી કિંવા લગતી હકીકત જે વખતે કિંવા જે ઠેકાણે બની તે વખત કિંવા ઠેકાણું જે હકીકત ઉપરથી મુકરર થતું હોય, તે હકીકત.

(૪). સદરહુ પ્રમાણેની હરકોઈ હકીકત જે પક્ષકારોથી બની, તે પક્ષકારોનો સબંધ જે હકીકત ઉપરથી માલુમ પડે, તે હકીકત.

કાંઈ હકીકતથી ખુલાસો થાય તેવું હોય, ત્યારે જે સખસના વિરૂદ્ધ તે કેહેવાનાં આવે તેણે તે સાંભળી હોય કિંવા નહી અને તે તે વખતે હાજર હોય કિંવા નહી, પણ તે પુરાવમાં લેઈ શકાય છે. એવું ड, इ અને फ ઉદાહર્ણ ઉપરથી જણાય છે. (કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૧૬).

अ દ્રષ્ટાંતની બાબતમાં વીલ अ નું છે. કિંવા નહી તે ઈસ્યુ છે, અને તેના અર્થ બાબતનો સવાલ નથી. જ્યારે તેના અર્થ બાબત સવાલ હોય ત્યારે દસ્તાવેજ બાબત મૂખજુબાનીનો પુરાવ દાખલ થાય, અને ના થાય તે વિશે જે કલમમાં ઠરાવ છે તે કલમ વિરૂદ્ધ કાંઈ પણ થયા વિના વશીયત કરનારના ઇરાદા વિશે અંદેશો હોય તો, તે વશિયત કરનારની સ્થીતીમાં કોર્ટ પોતે આવી શકે, તે કારણસર વશીયત કરનારની આશપાશની હકીકત પુરાવમાં લેઈ શકાય છે. લાર્ડ આબીનજરે એક મુકરદમામાં કહેલું છે કે "એટલું કબુલ કરવું જોઈએ કે આ બાબતમાં જુદા જુદા ઠરાવો થએલા છે, તે બધાનું સમાધાન કરવું મુસ્કેલ છે, કારણ કે તેને લીધે એકાદા વશિયત કરનારના વીલનો ખુલાસો કરવા સબંધી જે નિયમોના આધારથી પુરાવ લેવો જોઈએ તે નિયમો વિશે તપાસ કરવાની વધારે જરૂર છે. તમામ કામોમાં વશીયત કરનારનો ઇરાદો શોધી કાહાડવાનો હેતુ હોય છે. તે કરવાનો પેહેલો ખુલ્લો રસ્તો તેણે જે પ્રમાણે વીલ લખેલું હોય તે પ્રમાણે વાંચવું, અને તેના

શબ્દો ઉપરથી તેનો ઈરાદો સમજવો. પરંતુ તેના શબ્દો તેની મીલકત અને તેના કુટંબની સ્થીતી બાબત તથા તેણે પોતાના વીલમાં બીજાઓને બતાવ્યા હોય તેમની સ્થીતી બાબત હોય, તે ઉપરથી ખુલ્લુ છે કે તે હકીકત અને સ્થીતીનો પુરાવ હોવા શિવાય તેના શબ્દોનો અર્થ અને તે કેવી રીતે લાગુ થાય છે તે નક્કી થઈ શકતું નથી. કોઈ પણ ગ્રંથ લખનારનો અર્થ સમજવાને આપણે પેહેલાં જે શખસો અને તે લખનારે હકીકત બતાવી હોય અગર કહી હોય તેમની આપણને ખબર હોવી જોઇએ, પણ જો તે વિશે તેના ગ્રંથમાં સંપુર્ણ રીતે બતાવવામાં આવેલું ના હોય તો, જે વખતમાં તે ગ્રંથ તેણે લખેલો હોય તે વખતના ઈતિહાસમાં તેવા દાખલા બાબત્ત જોવું જોઇએ, તેમજ તેવાજ સરખા ગ્રંથકારોના ગ્રંથ જોવા જોઇએ. માટે જે સખસો અગર મીલકત સબંધી વીલ હોય તે બેશક જરૂરની બાબત છે, માટે તેનો અર્થ અને તે કયાં લાગુ કરવો તે સમજવાને વારંવાર તે જરૂરની બાબત છે. એક કામમાં લાર્ડ જસ્ટીસ ટરનરે કહેલું છે કે "આ સવાલનો નિર્ણય કરવાને અમારે ફરજ છે. તે સવાલ એક સરૂપચંદ્ર અને બક્ષીસની રૂઇએ દાવો રાખનાર પક્ષકારની વચમાં છે. અને તે તમામનો આધાર વીલના અર્થ ઉપર રહેલો છે, એમ અમને જણાય છે. તે અર્થનો નિર્ણય કરવાને અમારે વશિયત કરનારનો ઈરાદો જોવો જોઇએ. વશીયત કરી મીલકતની જે વ્યવસ્થા કરવામાં આવી હોય તેનો હેતુ નિર્ણય કરવાને ઈરાદો મુખ્ય છે, એ કાંઈ હિંદુશાસ્ત્રમાં ઈંગ્રેજી "લા" કરતાં કમી નથી. તેમ જે હકીકત ઉપરથી ઈરાદો સમજવાનો છે તે વિશે પણ હિંદુશાસ્ત્રમાં અને ઈંગ્રેજી "લા" માં કાંઈ ભેદ નથી. પ્રથમ તો તે વીલના શબ્દોનો વિચાર કરવાનો છે. તે ઉપરથી વશિયત કરનારની ગરજી જણાય છે. પરંતુ તેનો અર્થ કરવામાં આશપાશની હકીકતથી અસર થાય છે. માટે જ્યાંહાં આ પ્રમાણે હોય ત્યાંહાં તે બાબત લક્ષમાં રાખવી જોઇએ. આ પ્રમાણે જે હકીકત ધ્યાનમાં રાખવાની છે તેમાં દેશના જે કાયદા પ્રમાણે વીલ કરવામાં આવેલું હોય તે, અને તેની વ્યવસ્થા કરવાની હોય તે પણ લક્ષમાં રાખવી જોઈએ. જો તે કાયદો અમુક શબ્દોના અર્થ બાબત અગર અમુક વ્યવસ્થાના અસર બાબત હોય તો, તે પ્રમાણે તે અર્થ કિંવા અસર થવો જોઇએ, પણ જો તે વીલની ભાષા અગર આશપાસની હકીકત ઉપરથી તે વશિયત કરનારની ધારણા નહી હતી તો, તે પ્રમાણે ધારણા કરવી નહી જોઇએ. અમારી નજરમાં આવે છે કે આ નિયમો પ્રમાણે અમારી રૂબરૂ જે કામો છે તેનો નિર્ણય કરવો જોઇએ. માટે આપણે પેહેલો એવો વિચાર કરવો જોઇએ કે વશિયત કરનારના વીલના શબ્દો ઉપરથી તે વશીયત કરનારનો ઇરાદો શો હતો. જ્યારે સવાલ એવો હોય કે વીલ છે કિંવા નહી, અને તેમાં જે વીલ કેહેવામાં આવેલું હોય તે વીલની તારીખે તે વશીયત કરનારની મીલકત અને કુટંબની સ્થીતી તે વીલના ઠરાવથી તદન ઉલટી હોય તો, ઘણીજ વ્યાજબીરાહે તે જુઠું બનાવટનું છે, એમ ધારવામાં આવે. આ જે દાખલો છે તે ઇશ્યુ વાળી બાબતથી જે અનુમાન કરવાની સુચના થતી હોય તે રદ કરવાનું બતાવી આપવાનો ઇરાદો જણાય છે.

**વ** દ્રષ્ટાંત– પક્ષકારો અરસ્પરસ જે સબંધથી હોય તે બતાવવા બાબતનું છે. વળી ઈસ્યુવાળી બાબત સમજવાને જે શીરૂ બાબત ખુલાસાકાર્ક હોય છે, તે બતાવવાને પણ

છે. આબરૂને નુકશાન કરનારો દ્વેષ અગર વિરૂદ્ધતા બતાવવાને જે બાબત સરખી બાજુ તરીકે બીજી રીતે થાય તે અહીયાં પુરાવમાં દાખલ કરવા લાયક છે, તોપણ અમુક કજીયાની વિગતમાં પેસવું એ ઘણી દુરની બાબત છે, અને તેથી ઘણો વખત ગુમાવવામાં આવે છે, માટે કજીયો થએલો હતો, એટલુંજ બતાવવું બસ છે.

આબરૂને નુકશાન અગર નીંદાના કામમાં કોઈ કોઇ વખતે બીજી બાબતમાં આબરૂની ગેરીઅત કરેલી હતી અગર શબ્દ બોલવામાં આવેલા હતા, એ પ્રતીવાદીની દુષ્ટબુદ્ધિ છયાને બદદાનત શાબેત કરવાને પુરાવ આપવામાં આવે છે. આ ઉપરથી એમ શાબેત થઇ શકે છે કે તે પ્રતીવાદી તેના તે શબ્દો જુદી જુદી વખતે બોલેલો હતો. જે "લાયબલ" બાબત ફરીયાદ કરવામાં આવી હોય તે "લાયબલ" પેહેલાં છ વર્ષ ઉપરાંત જે બાબત પ્રસિદ્ધ કરવામાં આવી હોય તે પણ પુરાવમાં લેઈ શકાય છે. તેમજ જે શબ્દો બાબત કામ ચલાવવામાં આવેલું હોય, તેમાં બોલવામાં આવેલા હોય, પછી તે બાબત કામ ચલાવવા લાયક હોય કિંવા નહી, તોપણ જે શબ્દો બાબત કામ ચલાવવામાં આવેલું હોય તે બોલવામાં આવ્યા હતા, તે વિશે પુરાવમાં લેઈ શકાય છે. અને જે શબ્દો બોલવામાં આવેલા હોય તે હક્કવાળા વ્યવહાર સબંધી હોય તો, દ્વેષ બતાવવાને પુરાવમાં લેઈ શકાય છે. પણ જે શબ્દો બાબત દાવો કરવામાં આવ્યો હોય તે, તે શબ્દો બોલ્યા બાદ લાંબી મુદત વીત્યા પછી કરવામાં આવેલો હોય તો, તે બાબત "જ્યુરી" ને લક્ષ આપવાનું બતાવવું જોઇએ, અને તે શબ્દો બીજી કોઇક બાબતને લાગુ છે, એમ પણ બતાવવું જોઈએ. તેમજ આગળ નીંદા કરવામાં આવી હોય તે બાબત નુકશાન વસુલ કરવામાં આવેલું હોય, તોપણ દ્વેષ બતાવવાને તે બાબતનો પુરાવ આપી શકાય છે. તેમજ એક મુદતે મુદતે છાપનાર અધીપતીએ વખતે વખતે વાદીના ઉપર હુમલો કર્યા બાબત તથા કરેલા દાવાને લાગતા આર્ટીકલો છાપેલા હોય તો, તે લાયબલ પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા તે શાબેત કરવાને, અને તે વાદી સબંધી પ્રસિદ્ધ કરવામાં આવેલા છે, એવું બતાવવાને પુરાવમાં દાખલ કરવા લાયક છે.

**क** દ્રષ્ટાંત—નાશી સંતાઈ જવું તે કલમ ૮ પ્રમાણે પુરાવમાં દાખલ કરવા લાયક છે, પણ તે વિશે અંદેશો રેહે છે. તે હકીકત ગુન્હા ભરેલી ખબર અગર પોતાનું દીલ હોય તેથી અગર તદન નીરપ્રાધી હોય તેથી પણ થાય છે. માટે તે નાશી જનાર પક્ષકાર તે કૃત્ય થતી વખતની જે કાંઈ બીના કેહે તે લાગતી હકીકતના ખુલાસા તરીકે પુરાવમાં લેઈ શકાય છે. વળી તે કામની હકીકતના ભાગ તરીકે અને કૃત્યની સાથે કહેલી હકીકત તરીકે પુરાવમાં લેઈ શકાય છે. કોઇ સખસ દેવાળું કાહાડે છે ત્યારે આ સવાલ વારંવાર ઉત્પન થાય છે. તે પ્રસંગે એમ નિર્ણય કરવાની જરૂર થાય છે કે તે સખસે પોતાનું ઘર છોડેલું છે, તેથી દેવાળું કાહાડયું થાય છે કિંવા નહી.

**ह** દ્રષ્ટાંત—એક કામમાં **क** એ હકીકત કહી હોય અને બીજા કામમાં **ब** એ કહેલી હોય તે પુરાવ તરીકે અમુક કૃત્યની સાથે કેહેવામાં આવી છે, એમ કરી દાખલ કરવા લાયક છે, પણ તે કારણ **अ** અગર **ब** ને અસર થાય તે પ્રમાણે સાચાઇનું નથી. તેવું કેહેવાથી પક્ષકારોને અસર થવાને કાંઇક આધારવાળો પુરાવ જોઇએ.

फ દ્રષ્ટાંત—આ બાબતનો લાર્ડ જાર્જ ગોડનના કામનો ઠરાવ છે, તે ઉપર આધાર છે. એક આગેવાનની રૂબરૂ ત્રીજા પક્ષકારોએ બુમો પાડી હોય, પણ જો તે બોલ્યો ના હોય અને ચુપ રહેલો હોય તો, તેનો અને તે શખસોનો સરખો હેતુ હતો, એમ થાય છે. નાર્ટનસાહેબની ટીકાનું પાનું ૧૧૬ થી ૧૧૯.

જે પુરાવ બાજી રીતે દાખલ થઈ શકે તેવો ના હોય, તે કોઈ કોઈ વખતે ઓળખાણની બાબતને વાસ્તે દાખલ કરવા લાયક થઈ શકે છે. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું ૧૧૯).

**ફેંસલો**—જ્યાં એવો સવાલ ઉત્પન થાય (ગીરો આપનાર અને ગીરો લેનારની વચમાં નહી) કે અમુક ગીરો છે કિંવા નહી, ત્યાંહાં તે ગીરો છે, તે બાબત ગીરો રાખનારની મુખજુબાનીની શાહેદી, તે શાબેત કરવાને ગીરોખત રજુ કરવા શિવાય બસ છે (ઈં. લા. રી ક. વા. ૧૨ પાનું ૫૨ ).

## કલમ ૧૦ મી.

ગુન્હો કરવાને સંપ કીધો હોય તેવા કોઇ સખસે તે લોકોના સામાન્ય હેતુ સબંધી કાંઈ કહ્યું અથવા કર્યું હોય, તે બાબત.

**કાંઇ ગુન્હો કિંવા દાવો ચાલવા લાયક અપકારનું કૃત્ય કરવા સારૂ બે અથવા વધારે સખસોએ સંપ કર્યો છે એવું માનવાને યોગ્ય કારણ હોય, ત્યારે સદરહુ સખસો પૈકી કોઇ એક સખસે તે લોકોના સામાન્ય ઇરાદાને સબંધે ઇરાદો મજકુર પ્રથમ તેમાંના હરકોઇ એક સખસે કીધા પછી કાંઇ કહ્યું કિંવા કર્યું કિંવા લખ્યું હોય તો, એવો સંપ કરનાર હરકોઇ સખસ સંપ મજકુરમાં સામિલ હતો તે બતાવવા સારૂ, તેમજ સદરહુ મુજબ સંપ થયો છે એવું શાબિત કરવાને સારૂ સદરહુ કહેલી, કરેલી અથવા લખેલી વાત જે સખસોએ સંપ કર્યાનું માન્યામાં હોય, તેવા પ્રત્યેક સખસ વિરૂદ્ધ લગતી છે.**

### દૃષ્ટાંત.

**(अ.) રાણીના વિરૂદ્ધ લઢાઇ કરવા સારૂ સંપ કરવામાં આવ્યો છે, તેમાં अ સામિલ થયો છે, એવું માનવાને યોગ્ય કારણ છે.**

**જે કારણને સારૂ સદરહુ સંપ થયો છે તે કારણને વાસ્તે ब એ યુરોપથી હથીયારો મંગાવ્યાં, તથા તેજ કારણને સારૂ क એ કલકત્તા મધ્યે પઇસા એકઠા કર્યા, તથા સંપ મજકુરમાં સામિલ થવા ड એ મુંબાઈમાં લોકોને સમજાવ્યા, તથા જે કામ કરવાનો વિચાર છે તે કરવું યોગ્ય છે એવા વાદીના લખેલા કાગળો इ એ આગ્રામાં પ્રસિદ્ધ કર્યા, તથા જે પઇશા क એ કલકત્તા મધ્યે એકઠા કર્યા હતા તે फ એ દિલ્હીથી ग ઉપર કાબુલ મોકલાવ્યા, તથા સંપ મજકુરના હેવાલનો પત્ર ह એ લખ્યો તેમાંનો મજકુર, એ પ્રત્યેક હકિકત, સંપ થયો છે એ વાત શાબિત કરવાને સારૂ તથા તેમાં अ સામિલ છે એ શાબિત**

**કરવાને સારૂ લગતી છે; પછી તે સર્વે હકિકતોથી અ અજાણ્યો હોય, તથા જે સખસોએ હકિકત મજકુર મુજબ કર્યું તે સખસોને અ ઓળખતો ન હોય, તથા અ સંપ મજકુરમાં સામિલ થયો તેની અગાડી અથવા તે સંપમાંથી નિકળી ગયો ત્યાર પછી સદરહુ હકિકતો બની હોય તો, ચિંતા નહી.**

**ટીકા**—ઈંગ્રેજી " લા " આ કલમની બાબતમાં છે તે કરતાં પણ આ કલમનો ઠરાવ ઘણો બોહોળો છે. ગુન્હો કિંવા દાવો ચાલવા લાયક અપકારનું કૃત્ય કરવા સારૂ બે અથવા વધારે સખસોએ મસલત ( સંપ ) કરેલી હોય, તેમાંના કોઈ સખસનું સામાન્ય ઈરાદા બાબતનું કેહેવું તે મસલતના બીજા સખસોના વિરૂદ્ધ પુરાવમાં લેવા લાયક છે, એટલુંજ નહી, પણ તે સામાન્ય ઈરાદા સબંધી તેણે કાંઈ કરયું હોય, કરવામાં આવ્યું હોય અગર લખ્યું હોય તે મસલતમાં બીજો કોઈ સખસ સામેલ થએલો છે એવું માનવાને વ્યાજબી કારણ હોય તો, તેના વિરૂદ્ધ લગતો પુરાવ થાય છે. પછી તે બીજો સખસ સામેલ થયો ત્યાર પેહેલાં અગર તે મસલતમાંથી નિકળયા પછી તે કેહેવામાં, કરવામાં અગર લખવામાં આવ્યું હોય તેની ચિંતા નહી. કાંઈ તરકટની ફક્ત હકિકત કેહેવામાં આવે તો તે પણ પુરાવમાં લેઈ શકાય છે, તેમજ તે તરકટ બાબત તે મસલતમાંના હરકોઈ સખસે કાગળ લખેલો હોય તો તે કાગળ પુરાવ થાય છે. પછી જે વખતે તોહમતવાળાને પકંડવામાં આવે તે વખતે તે કાગળ ન હોય તોપણ ચિંતા નહી, પરંતુ ઈંગ્લંડમાં તે પ્રમાણે નથી. ત્યાંહાં તો તે મસલતીયાઓની મસલત સબંધીની હકિકત તેજ માત્ર પુરાવમાં લેવાય છે. પરદેશમાંથી આણેલો માલ સરકાર મેહેસુમાં ઠગાઈ કે જકાત આપ્યા વગર લેઈ જવાની મસલત કર્યાનું અ તથા બ ના ઉપર કામ ચાલ્યું, તેમાં અ ની ચેકબુકથી તકરારી જકાત ભરવાને કાંઈક રકમ અ એ બ ને આપેલી એવું માલમ પડતુ હતુ, તે પુરાવમાં દાખલ કરવાને દરખાસ્ત કરવામાં આવી હતી, પણ તે પુરાવમાં દાખલ કરવામાં આવી નહી, કારણ કે તે મસલતના સબંધની નથી; પણ તેથી ફક્ત તે મસલતનો પરીણામ કેહેવામાં આવે છે. (આર વિરૂદ્ધ બ્લાક લા. જરનલ ૬ ક્વીન્સ બેંચ રી. પાનું. ૧૨૬). પરંતુ આ કલમ પ્રમાણે તે પુરાવમાં લેઈ શકાય છે, પણ તે મજકુર સામાન્ય ઈરાદા સાથે સબંધ રાખતો જોઈએ, અને દુરથી લાગુ થાય છે, એમ નહી જોઇએ.

વળી આ કલમ દાવો કરવા લાયક અપકૃત્ય કરે તેને પણ લાગુ થાય છે, માટે એક સૌપ્રાધ પ્રવેશ કરનારાઓમાંના એક પ્રવેશ કરનારનો મસલત માનવાનો યોગ્ય સબબ હોય તો, તે મસલતમાંના બીજા સખસો એટલે બીજા પ્રવેશ કરનાર વિરૂદ્ધ પણ પુરાવ થાય છે, તેમજ ખોટી રીતે કેદ કરયા બાબતના દાવામાં એક પ્રતીવાદીની દ્વેષબુદ્ધિનો ઈકરાર બીજા પ્રતીવાદીઓની ગેરહાજરીમાં અને ફરીયાદ કરયા પછી કેટલાક અઠવાડયા પછી થએલો છતાં, તે ઈકરાર ઈંગ્રેજી કોર્ટોમાં બીજા સહપ્રતીવાદીઓના વિરૂદ્ધ પુરાવ તરીકે દાખલ થએલો છે. ( ટેલર આન એવીડન્સની કલમ ૫૩૪.)

આ કલમનો અમલ લાગુ પાડવાને માટે પ્રથમ તો એમ બતાવી આપવું જોઇએ કે મસલત થઈ છે એમ માનવાને સબબ છે. આ વાત નક્કી થયા પછી મસલત થયાની બાબત તથા તેમાં સામેલ થએલા દરેક સખસોને તે મસલતની બાબત લાગુ પાડવાના પુરાવા સારૂ

આ કલમમાં કહેલી બાબત લગતી હકિકત થાય છે. બે અગર વધારે સખસો સામાન્ય મતલબથી અમુક કૃત્ય કરતા હતા, એવો પ્રથમ દર્શનિક પુરાવ હોય તો, તે ઉપરથી મસલત છે એવું માનવાને જે કારણ મળે છે, તેમજ કોઈ મસલત પ્રત્યક્ષ પુરાવથી શાબેત થઈ શકે તેવું ના હોય, પણ તે એવી તદબીર ભરેલી હોય કે તેનો જે પરીણામ થાય તે પ્રથમમના ઈરાદા વિના થાય તેવો ના હોય, તોપણ આ કલમ પ્રમાણે માનવા યોગ્ય મસલત હતી, એમ થાય છે.

એક સખસનું કૃત્ય શાબેત કરવાને તે જે બીજા લોકોની સાથે રહી વર્તતો હોય, તે બીજા લોકોની વર્તણુંક અને ઈરિદો સમજાવવા અને શાબેત કરવાની વારંવાર જરૂર પડે છે, જેમકે એક દુકાને **અ** તથા **બ** સાથે ગયા અને તે દુકાનવાળાને **અ** એ ખોટો શિક્કો આપવા માંડયો, તે કામમાં **અ** ની પાસેથી બીજો કાંઈપણ ખોટો શીક્કો મળેલો નહી હતો, તોપણ **બ** એ એવી શાક્ષિ પુરી કે મારી પાસે બાજા ખોટા શિક્કા કાગળમાં વીંટી રાખેલા હતા. એ શાક્ષિ **અ** ની બદદાનત બતાવવાને પુરાવમાં લેવામાં આવી( કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૧૨, ૧૩).

જ્યારે આ કલમ પ્રમાણે અપકૃત્યના મસલત કરનારાઓમાંથી એક મસલતીયાનું કેહેવું કેદી વિરૂદ્ધ પુરાવમાં લેવાનું હોય તો, તે મસલત છે, અને તે મસલત સાથે એ કેદીને સબંધ છે, એવું પ્રથમ શાબેત થવું જોઈએ. બાદ તે મસલતમાં જે પક્ષકારને સામેલ ગણવામાં આવેલા હોય તેમનું કૃત્ય કેદી વિરૂદ્ધ પુરાવ થાય છે. પરંતુ કોઈ પક્ષકારનું પોતાનુંજ કેહેવું પુરાવમાં દાખલ કરવાનું હોય ત્યારે ઉપર પ્રમાણે પ્રથમ પુરાવ હોવાની જરૂર નથી, સબબ જેમ બીજા ગુન્હા તેની પોતાની કબુલત ઉપરથી શાબેત થઈ શકે છે તેમ આ પણ થઈ શકે છે, આ પ્રમાણે આર. વિરૂદ્ધ મેકાનના કામમાં ચીફજસ્ટીસ પેનીફાધેરે કહેલું છે.

ગ્રંથકારોએ તથા ન્યાયાધિશોએ અપકૃત્યની મસલતના પુરાવની રીતી બાબત ઘણા ઘણા નિયમો ઠરાવેલા છે. પરંતુ એક કામમાં જડજોએ કહેલું છે કે "અમારા અભિપ્રાયમાં આવે છે કે મસલતના કામમાં મસલત થએલી છે તેવો પુરાવ પ્રથમ આવવો જોઈએ, અને તેથી બતાવવું જોઇએ કે દરેક પ્રતીવાદી તે મસલતમાં ગુન્હા ભરેલી રીતે સામેલ છે. આવા કામોમાં જે પુરાવ ગુજારવાનો હોય તે તમામનું સાધારણ રૂપ પ્રથમથી કોર્ટને જણાવવું પડે છે, કારણ કે તેમ કરવામાં આવે ત્યારે દરેક પ્રતીવાદીને કેવો સંબંધ છે તે વિષે ન્યાયાધિશ પોતાનો અભિપ્રાય બાંધી શકે. પરંતુ આ પ્રમાણે ન્યાયાધિશને જણીતા કરતાં તેમની નજરમાં આવે છે કે જે પુરાવ ગુજારવાનો ઈરાદો છે તે પ્રતીવાદીને પુકત રીતે લાગુ થતો નથી તો, ન્યાયાધિશની ફરજ છે કે તે કામ બંધ પાડવું અને સાધારણ પુરાવો લેવો નહી, કારણ કે તેવો પુરાવ લેવાથી ગેરવ્યાજબી અસર થવાને કાંઈ ઉત્તેજન ના મળે, તોપણ નકામો વખત જાય." ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૧૨૦ ).

રસલ આન ક્રાઇમ્સ (૪ થી આવૃતિ ) વાલ્યુમ ૩ ને પાને ૧૬૧ મે લખેલું છે કે "એકનું એક ગેરકાયદે કામ કરવામાં કેટલાક સખસો તેમની સાથે સામેલ થએલા છે એવું શાબેત થાય, અને અસલ તે બધાએ ધારેલી રીત પ્રમાણે સામાન્ય હેતુથી તેમાંનો એકાદો સખસ કાંઇ કૃત્ય કરે તો, તે કૃત્ય કાયદા પ્રમાણે તે તમામ ટોળીનું કૃત્ય થાય છે, સબબ તેવા કોઇ પક્ષકારના કૃત્યની શાબેતી તેમાં જે સામેલ હોય તે તમામ સખસોની

વિરૂદ્ધ પુરાવ થાય છે, અને તેમાંનો કોઈ એક સખસ આવું કાયદા વિરૂદ્ધ કૃત્ય કરતી વખતનું કાંઈ કેહેતો હોય તેના વિરૂદ્ધ પણ પુરાવ થાય છે, એટલુંજ નહી, પણ તે ટોળીમાંના તમામ સખસોના વિરૂદ્ધ પુરાવ થાય છે, અને તે કેહેવું જાણે તે સઘળાનું કેહેવું છે એમ ગણાઇ તે સઘળા તેના જવાબદાર થાય છે. પણ કૃત્ય થતી વખત શિવાયની કોઇ બીજી વખતે તેમાંનો કોઇ એક સખસ તે સામાન્ય ઈરાદા અગર હેતુમાં જે બીજા લોકો હોય તેમણે શો શો ભાગ લીધો ઇયાને શું શું કૃત્ય કર્યું તે વિશે તે બોલ્યો હોય તો, તેના તેજ ગુન્હા બાબત તે બીજા સખસોની તપાસ ચાલે તે વખત તે બોલવું તેમના વિરૂદ્ધ પુરાવમાં લેઈ શકાતું નથી. સાધારણ રીતે કોઇ પણ કેદીની ગેરહાજરીમાં જે કોઇ સખસનું કૃત્ય અગર કેહેવું થએલું તે જ્યારે પુરાવમાં લેવામાં આવે, ત્યારે તે લેતાં પેહેલાં તેઓ તે મસલતમાં સામેલ છે, અને તે સાથે સબંધ છે એવો પુરાવ ગુજારવો જોઇએ. આવો સબંધ યુક્ત રીતે તેમનો શાબેત થએલો છે કિંવા નહી એ ન્યાયાધિશને જોવાનું છે. આ પ્રમાણે થાય એટલે પછી તે દરેક એક બીજાના એજંટ છે એ નિયમ લાગુ થાય છે, સબબ કાયદા વિરૂદ્ધ ઇરાદો પાર પાડવાના હેતુથી એક સખસ કૃત્ય કરે તે કાયદા પુર્વક તમામનું કૃત્ય છે, અને તેવું કૃત્ય કરતી વખતે તેમાંના કોઈએ કહેલું હોય તે તમામના વિરૂદ્ધ પુરાવ થાય છે."

મી. ટેલરસાહેબ કેહે છે કે "સંપ ઇયાને મસલત બાબતમાં પક્ષકારો શી રીતે એકઠા થયા તે પુરાવથી શાબેત કરવાની જરૂર નથી. પરંતુ જેમ બીજી હકિકત, હકિકતી પુરાવથી બતાવી શકાય છે, તેમ આ વાત પણ હકિકતી પુરાવથી બતાવી શકાય છે. જુદા જુદા તોહમતવાળાનાં જુદાં જુદાં કૃત્યો જેવાં કે તેમના લખેલા કાગળ પત્રના વ્યવહાર, તેમની લખેલી રકમો, અને તેમના કબજામાંના દસ્તાવેજો જે મુદ્દાના ઇરાદા સાથે સબંધ રાખતા હોય તે, કોઇ કોઈ વખત મસલત શાબેત કરવાના સાધનરૂપ થાય છે.

મસલતમાં અમુક સખસ ક્યારે સામેલ થયા તે અગત્યનું નથી, કેમકે એવું ગણવામાં આવે છે કે તે સામેલ થાય છે એટલે તેના સામેલ થતાં પેહેલાં જે કૃત્ય કરી ચુકવામાં આવેલું હોય છે તે, તે કબુલ કરે છે, અને તે કારણસર જે વધારે કરવાનું તેની તે મંજુરી આપે છે, સબબ તે નિયમથી તોહમતવાળાની રૂબરૂ અગર ગેરહાજરીમાં કાંઇ કૃત્ય કરવામાં આવેલું હોય તો, તેમાં કાંઈ તફાવત ગણાતો નથી.

મસલતના હેવાલનો લખેલો કાગળ તે ખુલ્લી રીતે મસલતના ટેકામાં તેને વધારવા બાબતમાં લખેલો ના હોય, તોપણ તે પુરાવમાં લેઇ શકાય છે. એ નિયમ ઈંગ્રેજી ધારાથી ઉલટો છે, પણ આંહી ચાલે છે.

આ ધોરણને અનુસરતી પીનલકોડની કલમ ૧૪૬, ૧૪૯ છે તે પણ આ પ્રમાણે ઉપયોગી જાણી નીચે ટાંકી છે.

કલમ ૧૪૬ કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીનો સામાન્ય હેતુ પાર પાડવામાં તે કાયદા વિરૂદ્ધ મંડળી અથવા તેનો કોઈ અંગભુત બળ અથવા જુલમ વાપરે તો, તે મંડળીના દરેક અંગભુતે હંગામાનો ગુન્હો કર્યો, એમ સમજવું.

કલમ. ૧૪૯ કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીનો સામાન્ય હેતુ પાર પાડવામાં તે મંડળીના કોઈ અંગભુતથી કાંઇ ગુન્હો થાય, અથવા એવો કાંઇ ગુન્હો થાય કે તે હેતુ પાર પાડવામાં તે ગુન્હો થશે એવો સંભવ તે મંડળીના અંગભુતોના જાણ્યામાં હોય તો, તે ગુન્હો થતી વખતે જે જે સખસ તે મંડળીના અંગભુત હોય, તે દરેક સખસે તે ગુન્હો કર્યો, એમ સમજવું.

જેમ મસલતની બાબતમાં જવાબદારી એ સારો. નિયમ છે, તેમજ કોઈ એક સખસની પાસેથી એકાદો સખસ બીજા સઘળાની અનુમતીથી કાંઈ પણ વસ્તુ જબરાઈથી કઢાવે તો, તે બાબત તે બધા ગુન્હેગાર થાય છે. (હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૩૮૫, ૨ મુંબાઇ હા. રી. પાનું. ૪૪૭.)

એ વાત યાદ રાખવી જોઇએ કે કાંઇ મજકુર કહેવો અને કૃત્ય કરવું એ બેમાં ભેદ છે. જ્યારે કૃત્યની જોડે મજકુર કહેલો હોય, અને તે કૃત્યની સાથે જોડાએલો હોય તો, તે પુરાવામાં દાખલ થઇ શકે છે. પરંતુ તે કેહેવું ફકત નીરાળું હોય અને પક્ષકારોએ કરેલી કબુલાતના રૂપમાં અને તે વ્યવહારનો ભાગ ના હોય તો, તે પુરાવમાં લેઈ શકાતું નથી.

મી० સ્ટાર્કીસાહેબ કેહે છે કે જે સખસો પ્રતીવાદીઓમાં હોય તેવા સખસોનું જુદુ જુદુ કેહેવું, અને તેમની કબુલતો કે જે તેમણે મસલતનો હેતુ પાર પાડવામાં કરેલી ના હોય તો, તે મસલત શાબેત કરવાને પુરાવ થઈ શકતો નથી; તોપણ તે કારણસર જે સલાહ કરવામાં આવી હોય અને કાગળો લખેલા હોય, પછી તે રવાને કરેલા ના હોય તોપણ તે પુરાવમાં લેવાઈ શકાય છે.

વળી આ બાબતમાં મુખજુબાની અને લખેલો મજકુર તથા થએલા કૃત્ય વિશેની વાતોમાં જે ભેદ છે તે પણ લક્ષમાં રાખવો જોઇએ, કેમકે જે કૃત્ય થએલાં તેનો પાછળની કહેલી વાતોથી ખુલાસો થતો નથી, દુરસ્ત થતું નથી, તેમ તે જુદુ પણ થતુ નથી. એક સખસ આવી મસલતમાં બનેલી હકિકત પોતાનો મીત્ર જે તેમાં સામેલ નહી હોય તેને લખે તો, તે બાબત બીજા વિરૂદ્ધ થતી નથી, પરંતુ તે લખનારની વિરૂદ્ધ પુરાવ થાય છે.(બાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૧૨૩).

બેસ્ટ સાહેબે પ્રમાણશાસ્ત્રના પોતાના ગ્રંથને પાને ૬૨૩ મે કહેલું છે કે એક ટોળીએ પોતાની ધારેલી રીતી પ્રમાણે તેમાંના એકે, એકના એકજ કાયદા વિરૂદ્ધ કારણ, કૃત્ય કરેલું હોય, અને તે કરવામાં બધી ટોળીનો એકસરખો હેતુ હોય, અને એમ શાબેત થાય કે કેટલાક સખસો તેજ કાયદા વિરૂદ્ધ કારણ અગર કૃત્ય સારૂ એકઠા મળેલા છે તો, તે કારણ અગર કૃત્ય કાયદાના હેતુ પ્રમાણે તમાંમ ટોળીનું કૃત્ય થાય છે. માટે તેવું કૃત્ય કરયાનો જે પુરાવ હોય તે તમામ સંપ કરનાર ટોળી તે કૃત્ય કરવામાં મંડી હોય તે વિરૂદ્ધ પુરાવ થાય છે. વળી તે ટોળીમાંના હરકોઈ સખસે તે કાયદા વિરૂદ્ધ કૃત્ય કરતી વખતે કાંઇ પણ કહેલું હોય, તે કૃત્ય કેવા પ્રકારનું છે તે વિશે તે કેહેનારના વિરૂદ્ધ પુરાવ થાય છે, એટલુંજ નહી, પણ તે ટોળીના બાકીના સખસો વિરૂદ્ધ પણ પુરાવ થાયછે, કારણ કે તેઓ પણ જાણે પોતે તે કૃત્ય કરેલું હોય ને તે બાબત જવાબદાર થાય, તેમ જવાબદાર થાય છે. પરંતુ બીજી કોઈ વખતે તે ટોળીમાંના કોઈ એકે એમ કહેલું હોય, તે કે ઇરાદાવાળી બાબત કરવામાં તેમાંના બીજા કેટલાકોએ ભાગ લીધો છે, એવું સાંભળવામાં આવ્યું હોય તો, તે સાંભળવું તે બીજા સખસોની તેના તેજ ગુન્હા બાબત તપાસ ચાલે ત્યારે તેઓની વિરૂદ્ધ પુરાવ થઈ શકતુ નથી, એમ વિચારવામાં આવ્યું છે. જે સખસ કેદીની રૂબરૂ ના હોય તે સખસના કૃત્ય અગર કેહેવા વિશેનો પુરાવ દાખલ કરતાં અવલ તે બધાએ સંપ કર્યો છે, અને સ-

બંધવાળા છે, એવો પુરાવ ઘણું કરીને આપવોજ જોઈએ. પણ તેવો સબંધ પૂક્ત રીતે શાબેત થએલો છે કિંવા નહી તેનો ન્યાય કોર્ટે કરવાનો છે. પણ તે પ્રમાણે શાબેત થાયછે, ત્યારે જે એવો નિયમ છે કે એક પક્ષકાર બીજાનો એજંટ છે, તે લાગુ થાય છે. માટે કાયદા વિરૂદ્ધ ઈરાદો પાર પાડવાને એક કાંઈ કામ કરે, તે કાયદા મુજબ તમામે કરેલું કામ થાય છે, અને તેમાંના એકાદા સખસે તે કામ કરતી વખતે જે કહેલું હોય તે પણ તમામના વિરૂદ્ધ પુરાવ થાય છે. બીજી બાબતમાં કાયદાનો નિયમ છે તે પ્રમાણે આ પણ છે. માટે કાંઈ કાયદા વિરૂદ્ધ કામ કરવાના સરખા ઇરાદાથી જો કેટલાક સખસો બાહાર જાય અને તે ઈરાદો પાર પાડવાને તેમાંનું કાંઈ કૃત્ય કરે, અને તે તે પછી તેના સાથીઓની ગેરહાજરીમાં કરે, તોપણ કાયદા પ્રમાણે તે તમામનું કૃત્ય થાય છે.

તેજ ગ્રંથકારે વળી કહેલું છે કે સરખો હેતુ પાર પાડવાને મુખજુબાનીથી અગર લખીને જે હકીકત કેહેવામાં આવી હોય તેમાં અને આગળ જે બનાવ થએલા હોય તેની વિગતમાં ભેદ છે, તે લક્ષમાં રાખવો જોઈએ. જે કામ કરવામાં આવેલાં હોય તે પાછળ હકીકત કહેલી હોય, તે હકીકતથી તે સમજાવી સકાતાં નથી, દુરસ્ત થઈ શકતાં નથી, અગર તેમાં ફેરફાર થઈ શકતો નથી.

ટેલરસાહેબે પોતાના ગ્રંથની કલમ ૫૩૧ મીમાં કહેલું છે કે એક કામમાં તેવી ટોળીમાંના એક સખસે પોતાનો ખાનગી મીત્ર જેને તે ટોળીના તરકટ સાથે સબંધ નહી હતો, તેના ઉપર પત્ર લખેલો હતો, તેમાં તે લખનાર અને પ્રતીવાદી જે સોસાઇટીના હતા તે સોસાઇટીના "પ્રોસીડીંગ" નો હેવાલ લખેલો હતો, અને તેમાં દંગાખોર ગાયન જે તે લખનારે રચેલાં હતાં, અને જે તે સોસાઈટીની સભામાં તેણે ગાએલાં તથા બીડેલાં હતાં, તે પત્ર નામંજુર કરવામાં આવ્યો, એવા કારણથી કે તે ટોળીના કામને પુષ્ટી થાય તેવી તે કાંઇ હકીકત નથી, પણ તે તરકટમાં તે લખનારે ભાગ લીધેલો તે ફકત કેહેવામાં આવેલું છે, માટે તેવા તરીકે તેના વિરૂદ્ધ તે પુરાવમાં લેઇ સકાય છે.

દિવાની કામોમાં પણ અપકૃત્ય કરનારાઓમાંના એકાદાનું જે કેહેવું હોય તેને પણ તેજ નિયમો લાગુ થાય છે. જો તે ફક્ત કહેલી હકીકત હોય તો, તે ફક્ત કેહેનારનાજ વિરૂદ્ધ પુરાવ થાય છે. પરંતુ જો તે કેહેવામાં તે અપકૃત્યના મુદ્દાની બાબત હોય તો, તે તમામના વિરૂદ્ધ પુરાવ થાય છે. આ કલમ દાવો ચાલે તેવાં અપકૃત્યોને તેમજ ફોજદારી ગુન્હાને લાગુ થાય છે. નોર્ટનસાહેબની ટીકાનું પાનું ૧૨૩.

## કલમ ૧૧ મી.

હકિકત બીજી રીતે લગતી ન હોય તો, તે ક્યારે લગતી સમજવી.

**જે હકિકત બીજી કોઇ રીતે લગતી ન હોય તે જો નીચે મુંજબની હોય તો લગતી છે, એમ સમજવું.**

**(૧.) હરકોઇ મુદ્દાની કિંવા લગતી હકીકતથી તે વિરૂદ્ધ હોય તો;**

**(૨.) હરકોઈ મુદ્દાની કિંવા લગતી હકીકત બન્યાનો ઘણો સંભવ છે કિંવા સંભવ નથી એવું, તથા નહી બન્યાનો ઘણો સંભવ છે**

કિંવા સંભવ નથી એવું, સ્વતંત્ર રીતે તે ઉપરથી અથવા બીજી હકીકત સાથેના તેના સબંધ. ઉપરથી માલમ પડે, એવી હોય તો;

દૃષ્ટાંતો.

(अ.) તકરાર એવી છે કે, अ એ કલકત્તા મધ્યે અમુક દીવશે ગુન્હો કર્યો કે નહી.

સદરહુ તારીખે अ લાહોર મધ્યે હતો એ હકીકત લગતી છે.

જે વખત ગુન્હો થયો તે અરસામાં ગુન્હો થયો તે ઠેકાણેથી अ દુર હતો તેથી કરીને તેણે ગુન્હો કર્યાની વાત અશક્ય નથી, પણ ઘણી અસંભવિત છે, એ હકીકત લગતી છે.

(ब.) તકરાર એવી છે કે अ એ ગુન્હો કર્યો છે કે નહી.

કેફીયત એવી છે કે ગુન્હો મજકુર अ, ब, क, અથવા ड એઓ પૈકી કોઇ એકે કરેલો હોવો જોઇએ. ગુન્હો મજકુર બીજો કોઇ સખસ કરી શકે એમ ન્હોતું એવું, તથા તે ब, क, અથવા ड એ કરેલો ન્હોતો એવું, જે હકિકત ઉપરથી માલમ પડે તે પ્રત્યેક હકિકત લગતી છે.

ટીકા—જે બાબત ઇશ્યુને લગતી છે તે અગત્યની હકીકત જે એક બાજુથી શાબેત કરવામાં આવી હોય તે બાબત બીજી બાજુથી નાશાબેત પણ કરી શકાય છે, એટલે કે ૧ લી રકમ પ્રમાણે લાગતી હકીકતની વિરૂદ્ધની હકીકત અગર રકમ બીજી પ્રમાણે જે હકીકત છે, એમ કેહેવામાં આવેલું હોય, તે હકીકત હોવી ઘણી અસંભવિત છે, એવી હકીકત શાબેત કરવી. વળી તે રકમ બીજી પ્રમાણે જે હકીકત છે એમ કેહેવામાં આવેલું હોય, તે જો બીજી લાગતી હકીકતથી ઘણીજ અસંભવિત જણાય તો, તે બીજી હકીકતની પુષ્ટીમાં જે હકીકત હોય, તે પુરાવમાં દાખલ થઇ શકે છે.

ગુન્હા વખતની તોહમતવાળાની ગેરહાજરીની તકરાર શાબેત થાય તો, તોહમતવાળાએ ગુન્હો કરયો છે એ વાતની શાબેતીની વિરૂદ્ધ એ વાત પુરાવ થાય છે. બીજી રકમ અમુક હકિકત અસંભવિત નથી પણ અશકય છે, એમ બતાવવાનો પુરાવ લેવા સબંધી છે, જેમકે એવી તકરાર હોય કે ગુન્હો બનેલી જગાએ તોહમતવાળો હતો અને ત્યાંહાંથી તે પાછો આવ્યો તો, તે જગા કેટલે દુર અને તેટલું કરવાને તોહમતવાળાને વખત હતો કે નહી, એ વાતનો પુરાવો થઈ શકે છે. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું ૧૨૪).

કનિંગહામસાહેબ પોતાની ટીકાને પાને ૨૦ મે કેહે છે કે આ કલમના અર્થને અયોગ્ય રીતે બોહોળો કરવો નહી, કારણ કે તેમ કરવામાં આવે તો આ કાયદામાં લગતી હકિકત બાબતના જે નિયમ છે તે બધા નહી સરખા જેવા થઈ જાય, અને આ કલમજ મુખ્ય ગણાય, માટે તે બાબત સંભાળ રાખવી જોઈએ. ઉદાહર્ણો ઉપરથી જણાય છે કે વિરૂદ્ધ એટલે અમુક હકિકત અશકય હોય તે, જેમકે એક માણસ બે જગોએ એકી વખતે હોઈ શકતો નથી. ઘણું અસંભવિત એટલે અશકય નહી, પણ તેથી બીજા દરજ્જાની હકિકત હોય છે.

બેસ્ટસાહેબ પાને ૪૪૮ મે કેહે છે કે જ્યાંહાં સુધી એકાદા સખસ વિરૂદ્ધ બાબત ખુલાસો થાય નહી, અગર તે વિરૂદ્ધ ઉલટું કાંઈ હોય નહી, અને તેના વિરૂદ્ધ યોગ્ય અને વ્યાજબી નિશ્ચે થાય, ત્યારેજ તે સખસે તેનો ખુલાસો કરવાનો છે, અગર વિરૂદ્ધ બતાવવાનું છે, જેમ વધારે ભારે અગર અસંભવિત આરોપ હોય તેમ પ્રથમ દર્શનિક પુરાવ વધારે મજબુત હોવો જોઇએ. માટે જ્યારે ગુન્હો ઘણી લાંબી મુદત ઉપર બનેલો હોય, ત્યારે વધારાની સાવધગીરી હોવી જોઇએ, કારણ કે તેવે પ્રસંગે બચાવ કરવાનું સાધન (જે ગુન્હાવાળી જગોએ તોહમતવાળો નહી હતો તે બાબતના અમુક પુરાવના સાધનની તકરાર જો તેની સાચી હોય તોપણ) ઘણું ઓછું થઇ જાય છે. પરંતુ જ્યારે પુરાવ ઉપરથી અગર બીજી રીતે વધારે મજબુત અનુમાન થાય છે, ત્યારે આરોપી નીરપ્રાધી છે, એવું અનુમાન થતું નથી.

**ફૈંસલો**—વાદીએ અમુક દુકાનનું ચડેલું ભાડું લેવાને દાવો કર્યો, એવું કહીને કે તેનું વાર્ષીક ભાડું રૂ.૨૫૦) છે. પ્રતીવાદીએ તકરાર કરીકે તે ભાડું ફક્ત રૂ૬૦) છે. પ્રતીવાદી અને વાદીનો ભાઈ ધંધામાં ભાગીયા હતા, અને વાદીએ પોતાના ભાઈની શાહેદી ઉપર તથા તે પેઢીના પોતાના ભાઈના હાથના લખેલા ચોપડામાં બે રકમો હતી તે ઉપર આધાર રાખ્યો. આ રકમો શુદ્ધ અંતઃકરણની છે; તેવું શાબેત કરવાને પ્રતીવાદીના વિરૂદ્ધ તે પ્રતીવાદીએ વાદીના ભાઈ ઉપર તે દુકાનના ભાડાના રૂ. ૨૫૦) તે પેઢીને નામે ખોટા ઉધારેલા છે, એવો દાવો કરેલો, તેમાં ફૈંસલો થએલો તે વાદીએ પુરાવમાં રજુ કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ દાવામાં પ્રતીવાદી વિરૂદ્ધ તે ફૈંસલો પુરાવ તરીકે દાખલ થવા લાયક નથી. (ઇં. લા. રી. વા. ૧૦ પાનું. ૧૩૫)

## કલમ ૧૨ મી.

નુકશાનના દાવામાં જે હકિકત ઉપરથી કોર્ટ નુકશાનની રકમ મુકરર કરી શકે તે હકીકત લગતીછે.

**જે મુકદ્દમામાં નુકશાનનો દાવો કરેલો હોય, તે મુકદ્દમામાં કેટલું નુકશાન આપવું જોઇએ. એ જે હકિકત ઉપરથી કોર્ટ મુકરર કરી શકે, તે હકિકત લગતી છે.**

**ટીકા**—નાણાંના જે અવેજથી વાદીને સંતોષ થાય છે અને જે વાદી દાવો જીતીને મેળવી શકે છે, તે નુકશાન છે. નાણાં વસુલ કરવાના હકમાં અને જે રકમ વસુલ કરવાની હોય તેમાં ભેદ છે, તે સમજવાની જરૂર છે, નુકશાનનું માપ એટલે જે હકીકત જોઈ નુકશાનની રકમ વસુલ કરવાની છે, તે નુકશાનનું માપ છે. કાલેટ આન ટોર્ટ કલમ ૩૪૨.

દિવાની કામ ચલાવવાની રીતીના કાયદામાં તકરાર બતાવવાનાં રૂપ ઠરાવવામાં આવ્યાં હોય છે, માટે જ્યારે ખાસ રીતનું નુકશાન અને તે કેવી રીતનું છે તે શાબેત થાય, ત્યારે તે ખાસ રીતના નુકશાનના સવાલનો વિચાર કરવાની જરૂર રેહેતી નથી, કારણ કે દાવાની અરજીમાં જે મજકુર લખવામાં આવે છે તે બરોબર રીતે લખવામાં આવેલો હોય છે તો, શી હકીકતથી ખાસ નુકશાન લેવાનો હક થાય છે તે તેમાં બતાવેલું હોય છે. પરંતુ આ કલમ પ્રમાણે એમ ઠરાવી શકાય કે જે પુરાવ ઉપરથી નુકશાનની રકમ ઓછી અગર વ-

ધારે થતી હોય તે પુરાવ દાખલ કરવા લાયક છે. પછી તે બાબત સ્પષ્ટ રીતે પુરાવમાં ના હોય તોપણ ચીંતા નહી. માટે લગ્ન કરવાનો કરાર તોડવાના દાવામાં વાદી એમ શાબેત કરી શકે કે પ્રતીવાદીનાં નાણાં આટલાં છે, તેથી વાદીને જે નુકશાન થએલું હોય તે શાબેત થાય છે, પણ વ્યભીચારના કામમાં તેમ થતુ નથી, તેમ દ્વેષબુદ્ધિથી ફોજદારી ફરીયાદ કરવામાં આવી હોય તે બાબતના દાવામાં પણ તે શાબેત થઇ શકતું નથી, પરંતુ કરાર તોડ્યાથી દેખીતો અને જરીયાત પરીણામ નુકશાનની રકમ છે, અગર નુકશાન છે તે જો કે દાવાની અરજીમાં સામાન્ય રીતે કેહેવામાં આવ્યું હોય, તોપણ તે પુરાવથી શાબેત થઈ શકે છે. કરારમાં જો કરાર પ્રમાણે ચાલવામાં આવ્યું હોય તો જે રકમ મળે તે નુકશાનનું માપ છે માટે નુકશાન લેઇ શકાય તેવું હોય ત્યારે નુકશાન જે તારીખથી લેહેણું થાય તે તારીખથી તે વ્યાજ સાથે નુકશાનનું માપ થાય છે. અમુક તારીખે માલ આપવાનો કરાર હોય તો, તે તારીખે માલ નહી આપવાથી કરાર તોડવાના દાવામાં કરારવાળી કીમત અને જે તારીખે તે માલ આપવાનો હોય તે તારીખ અગર તે અરસામાં તે માલ બજારમાંથી ખરીદ કરતાં જે કીમત આપવી પડે તેની વચમાં જે ગાળો રેહે તે નુકશાનનું માપ છે. જ્યારે માલ નીચેના વર્ગનો આપવામાં આવ્યો હોય ત્યારે જે વડનો માલ આપવા બાબત કરાર કરેલો હોય, તે માલની કીમત અને જે માલ આપવામાં આવ્યો હોય તેને વેચતાં જે કીમત ઉપજી હોય, તે વચ્ચેનો ગાળો તે નુકશાનનું માપ છે. માલ આપવા માંડ્યા છતાં તે કબુલ કરવામાં આવેલો ના હોય તો, જે વખતે તે આપવામાં આવ્યો હોય તે વખતે બજાર ભાવ જે હોય તે ઉપર લક્ષ રાખી નુકશાનનું માપ ઠરાવવામાં આવે છે, અને જે વખતે તે કબુલ કરવો જોઇતો હતો તે વખતની કીમત તે માપ થતુ નથી. જમીનના વેચાણના કરારના કામમાં જ્યારે વેચાણ આપનાર પોતાતો હક્ક સારો બતાવી શકે નહી, ત્યારે ખરીદદારને તે વ્યવહારથી થતા નુકશાનનું માપ નામનું નુકશાન છે. નફાની બાબતમાં આલ્ડરસનસાહેબે હીડલે વિ. બાકસેનડેલસાહેબના કામમાં કહેલું છે કે, બે સખસોએ કરાર કરેલો હોય, તેમાંથી એક સખસ તે કરાર તોડે તો, તે તોડવાથી જે પક્ષકારને જે નુકશાન સ્વભાવિક રીતે થાય, એટલે હમેશાં કામ ચલાવવાની રીતી પ્રમાણે તે કરાર તોડવાથી અગર તે કરાર કરતી વખતે તે તોડવામાં આવે તો, બેઉ પક્ષકારોએ જે નુકશાન ધારેલું હોય તે નુકશાન મળવાનો તેનો હક્ક છે.

દિવાની કામમાં નુકશાનીની બાબતમાં ચાલ બાબતનો પુરાવ ક્યારે આપી શકાય છે, તે વિશેના વિચાર કલમ ૫૫ નીચે બતાવવામાં આવશે. નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૧૨૪ થી ૧૨૮ સુધી.

નુકશાની બાબત, માણસની યોગ્યતાનો સબંધ રહેલો હોય તો, તે બાબતમાં કલમ ૫૫ મી જોવી.

આબરૂના નુકશાનની ફરીયાદમાં દ્વેષબુદ્ધિ શાબેત થવાને તથા નુકશાનની ભારે રકમ અપાવવાને તે ફરીયાદ થતાં પેહેલ અગર પાછળથી બીજું લાયબલ થાય તેવું પ્રતીવાદીનું બોલવું પુરાવમાં દાખલ થઈ શકે છે, તેમજ જે હકિકતથી પ્રતીવાદીનું કૃત્ય શુદ્ધ અંતઃકર્ણનું

અને દ્વેષબુદ્ધિ વિનાનું માલમ પડે, તે હકિકત લગતી હકિકત તરીકે પુરાવમાં લેઈ શકાય છે.

તેમજ નુકશાન ઓછું કરવા સારૂ પ્રતીવાદી દ્વેષબુદ્ધિ નાશાબેત કરવાને પુરાવ આપી શકે છે, જેમકે જે હકિકત કેહેવામાં આવેલી છે તેની અફવાઈ નજદીકમાં ફેલાએલી હતી, અગર તે હકિકતની બીજા કાગળમાંથી નકલ કરવામાં આવી છે. (કનીંગહામ ટીકા પાનું. ૨૦).

મી. ટેલરસાહેબ કેહે છે કે નુકશાન ઓછું કરાવવાની બાબતમાં પ્રતીવાદી એવો પુરાવ ગુજારી શકે છે કે, તકરારી બાબત પ્રસિદ્ધ કરવામાં આવી તે વખતે વાદીના મનમાંજ અંદેશો હતો કે મારી ચાલને નુકશાન લાગે તેવું મેં કામ કરેલું છે કિંવા નહી, કારણ કે વાદી જ્યારે નુકશાન માગે ત્યારે તેણે બતાવવાનું છે કે, હું આબરૂવાળો છું.

તેમજ હુમલો કરયાના કામમાં વાદીએ ગુસ્સો ઉત્પન્ન કરેલો હતો, એ લાગતી વાત છે. નુકશાન થયા બાબત રેલવેકંપની ઉપર દાવો કરવામાં આવે તો, વાદીની હાલત, આમદાની, કંપનીની સાવધગીરી, અને વાદાની કાંઈ કસુરથી તેને નુકશાન થવાનો સંભવ હતો તેવી કસુર, તે બધી લાગતી હકિકતો છે. તેમજ કરાર તોડ્યાના દાવામાં તે કરાર તોડવાની જે જે હકિકતથી નુકશાનની રકમ જણાય તે લાગતી હકિકત છે. (સન ૧૮૭૨ ના કરાર આકટની કલમ ૭૩; તથા કનીંગહામ આન કંટ્રાકટ ૪ થી આવૃતિ પાનું. ૨૩૧)

લગ્ન કરવાનો કરાર તોડ્યાના દાવામાં પ્રતીવાદી કેવો પૈશાવાળો છે તેનો પુરાવ વાદી આપી શકે છે, કેમકે વાદીને કેટલું નુકશાન થયું તે તે હકિકતથી સ્પષ્ટ રીતે શાબેત થઈ શકે. પરંતુ તે પ્રમાણે છીનાળાના કામમાં તથા દ્વેષબુદ્ધિથી ફરીયાદ કરયાના કામમાં તેવો પુરાવો આપી શકાતો નથી. તે કરાર પ્રમાણે કરાર તોડવાના દાવામાં ચાલવામાં આવ્યું હોત તો, જે રકમ મળત તે નુકશાનનું માપ છે. કંટ્રાકટ આકટની કલમ ૭૩. અમુક દીવશે માલ આપવાનો કરાર હોય તેમ છતાં તે દીવશે આપવામાં આવે નહી તો, જે દરથી તે માલ ખરીદ કરવામાં આવેલો હોય તે દર અને જે દીવશે તે માલ આપવાનો હતો તે દીવશનો બજાર ભાવ એ બેની વચેનો ગાળો એ નુકશાનનું માપ છે. જ્યારે કરાર કરેલા માલ કરતાં નીચા વડનો માલ આપવામાં આવેલો હોય, ત્યારે તે માલ આપતી વખતે બજારમાં કરાર કરેલા માલની બજાર કીમત જે હોય તે અને આપેલો માલ વેચતાં જે ઉપજે તે, એ બેની વચમાં જે ગાળો હોય તે નુકશાનનું માપ છે. અમુક માલ વેચવામાં આવેલો હોય પરંતુ તે ખરીદ કરનાર કબુલ કરી લે નહી, તો જે વખતે તે માલ વેચનાર ખરીદદારને આપવા માંડે તે વખતે તે માલની બજાર કિમત હોય તે તે નુકશાનનું માપ છે, અને જે વખતે તે ખરીદદારે કબુલ કરવો જોઈએ તે વખતની કિંમત નુકશાનનું માપ થતુ નથી. જમીન વેચવાના કરારમાં જ્યારે તે વેચનાર પોતાનો પાકો હક્ક બતાવી શકે નહી તો, ખરીદદારને સાટુ તોડ્યા બાબત નામનું નુકશાન મળે છે. પરંતુ જો ખરીદદારની કસુરથી કરાર તુટે તો વેચાણમાં જે કિમત ઠરાવેલી હોય તે, અને જે વખતે તે વેચાણ સંપુર્ણ કરતું જોઈએ તે વખતે જે બજાર કિમત હોય તેની વચમાં જે ગાળો હોય તે નુકશાનનું માપ છે. બે પક્ષકારો એક કરાર કરે તેમાંથી એક પક્ષકાર તે કરાર તોડે તેથી બીજા પક્ષકારને વ્યાજબી અને સ્વભાવિક રીતે જે નુકશાન થાય તે, અગર કરાર કરતી વખતે તે પક્ષકારોએ નુકશાન બદલ જે રકમ ધારેલી હોય, તે રકમ તે નુકશાનનું માપ છે. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૧૨૫ ).

કરારની રૂઈના દાવામાં મનને હેરાનગતી નુકશાનના મુળ તરીકે બીલકુલ લગતી હકિકત છે, અને નુકશાની બાબતના દાવામાં તે કારણથી ભારે નુકશાન અપાવી શકાય છે. ઘણુંકરીને નિયમ એવો છે કે અપકૃત્યની બાબતમાં નુકશાની અપાવવી તે બીલકુલ "જ્યુરી" ના હાથમાં છે, સબબ પક્ષકારના મનને લાગેલું હોય તેનો વિચાર કરવાને "જ્યુરી" ને અખત્યાર છે. જેમકે હુમલો કરવાના કામમાં કેટલો માર મારયો. નુકશાનના દાવામાં નુકશાન બાબત ઘણી બાબતો જોવાની છે, પણ તે કરારની રૂઈના દાવામાં જોઈ શકાતી નથી. વીલીયમ્સ વિરૂદ્ધ કર્ટીસ.

ફકત કસુરથીજ નુકશાન થએલું હોય તો, સાધારણ રીતે પઈશા બાબતનું કંપનસેશન અપાવવામાં આવે છે. વ.ઈલ્ડ વિરૂદ્ધ હોલ્ટ.

જો ન્યાયાધિશના અભિપ્રાયમાં એમ આવે કે જે હકિકત ઉપરથી નુકશાન શાબેત થાય છે તે દુરનું નુકશાન છે, તો તે હકિકત " લગતી " નથી, માટે તે રદ કરવી જોઈએ. નુકશાન ઉપર મી૦ મેનનો ગ્રંથ છે તે ઉપરથી પણ આ બાબતમાં કેટલોક ખુલાસો નીકળી શકે છે. એક પ્રતીવાદી એક જાહેરાત નાચ કરનારને લાયબલ થાય તેવું બોલ્યો, તેથી તેણીએ પોતાનું ગાયન બંધ કરયું. તે ઉપરથી તેણીને જે સખસે ગાવા રાખી હતી તેણે દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે નુકશાન ઘણું દુરનું છે. અમુક શબ્દ બોલવામાં આવ્યાથી વાદીયણની ઘણી મંદગી થઈ, તે બાબતમાં પણ નુકશાન દુરનું છે, એમ ઠરાવવામાં આવ્યું.

રીચર્ડસ વિરૂદ્ધ રીચર્ડસના કામમાં વાદીએ આબરૂના નુકશાનની ફરીયાદ કરી હતી, તેમાં પ્રતીવાદીએ બતાવ્યું કે જે બાબત આ દાવો કરવામાં આવેલો છે તે બાબત બોલતાં અવલ પડોશમાં અફવાહ ચાલી હતી, તેથી નુકશાન કરવાના કારણસર તે અફવાહનો પુરાવ દાખલ કરવામાં આવ્યો હતો. એક વર્તમાનપત્રના એડીટરે વર્તમાનમાં આબરૂને નુકશાન કરે તેવી હકિકત છાપવા ઉપરથી તે એડીટર ઉપર અમુક સખસ નુકશાનની ફરીયાદ કરે તો, નુકશાન કમી કરવાના કેટલાક ઠરાવો થએલા તે અહીયાં દ્રષ્ટાંતો દાખલ બતાવવામાં આવેલા છે. એક સખસ ઉપર એવો આરોપ મુકવામાં આવ્યો કે વાદી એક ગુન્હો કર્યા બાબત પ્રખ્યાત છે. તે કામમાં વાદીની પડોશમાં સામાન્ય ઇસ્યું પ્રમાણે નુકશાન કમી કરવાને શબ્દો બોલતાં અવલ જે અફવાહ ચાલતી હતી તેનો પુરાવ દાખલ કરવામાં આવ્યો. એક તપાસનો અપુર્ણ હેવાલ પ્રતીવાદીએ પ્રસિદ્ધ કર્યો. તે તપાસ આબરૂને ગેરીયત કર્યા બાબતની હતી. તેમાં પ્રતીવાદીને સામાન્ય ઇસ્યુના આધારથી નુકશાન કમી બતાવવું, એવું દેખાડવાને પરવાનગી આપવામાં આવી હતી કે તે હકીકતની મેં એક બીજા વર્તમાનપત્ર ઉપરથી નકલ કરી છે, પરંતુ બીજા વર્તમાનપત્રોમાં છાપેલી તે પ્રમાણે હું ચાલેલો નથી, એવું બતાવવાની પરવાનગી આપી શકાતી નથી. પણ આ છેવટના કામમાં એક લખેલો કાગળ એક વર્તમાનપત્રની સાથે વ્યવહાર રાખનારનો હતો, અને તે વ્યવહાર રાખનારની સહીનો હતો,તે ઉપરથી તે "લાયબલ"વાળી બાબત ઉતારેલી છે તેવું બતાવવાને પરવાનગી આપવાને પ્રતીવાદીને ના પાડવામાં આવી. માટે તે પ્રમાણે ક્રીવી વિ. કારના કામમાં એક વર્તમાન વિરૂદ્ધ વાદીએ કામ ચલાવી નુકશાન વસુલ કરેલું છે, તે વર્તમાનપત્રમાં તે "લાયબલ" હતુ એવું બતાવવાને કોર્ટે પરવાનગી આપવાની ના પાડી, પણ પ્રતીવાદીને

એવું બનાવવાની પરવાનગી આપી કે, મેં તે વર્તમાનપત્ર ઉપરથી "રીપોર્ટ" કરેલો છે.

એક સખસની છોકરીની મુલાકાત લેવા એક બીજો સખસ જાય, અને તે છોકરીને બીજો સખસ પરણેલો છે પણ તે છેડા છુટકો કરવાનો સંભવ કેહે, તે ઉપરથી તે પરણેલો ધણી જાણ્યા છતાં મુલાકાતો કરવા દ્દ, પછી તે છોકરીનો બાપ દાવો કરે તો તે દાવો ચાલી શકતો નથી. રીડ વિરૂદ્ધ સ્કાટ.

કોઈએ વખતે અને કોઈએ સ્થળે અમુક સખસનું અપમાન કરવામાં આવ્યું તેનું હકિકત પ્રમાણે જુદું જુદું નુકશાન છે. જેમકે એક ખાનગી ઓરડામાં માર ખાવો તેના કરતાં રાજકય મુલાકાતની જગોએ માર ખાવો એ વધારે અપમાન છે. નુકશાન અપાવવામાં જે હાન સહન કરવી પડે તે જોવી જોઈએ, પણ પ્રતીવાદીનો મતલબ અગર કૃત્ય ઘણુંજ અગર થોડું ગુન્હા ભરેલું છે તે જોવાનું નથી. ફેંસલો રદ કરાવવાને જે ખરચ થાય તે બનાવવામાં જે પ્રવેશ કરવામાં આવે તે, તે બાબતમાં વસુલ થઈ શકતુ નથી. રદ બાતલ વારંટથી જ્યારે વાદીને પકડવામાં આવે અને તેથી જે નાણાં દેવાં હોય તેના કરતાં તેને વધારે આપવાની ફરજ પડે તો, જેટલાં વધારે નાણાં આપવાં પડેલાં છે એટલાંજ નહીં, પણ આપેલાં બધાં નાણાં પાછાં લેવાનો તેનો હક છે. નાર્ટનસાહેબની ટીકાનું પુરૂં.

**ફેંસલો**—જ્યારે હુડાભાડાવાળાઓની મારફતે માલ એક જગોએ મોકલ્યો હોય, અને તેમના કબજામાંથી તે ચોરાય, ત્યારે તે હુડાભાડાવાળાના નોકરો અગર એજંટો તે માલ ચોરવામાં નહી હતા એવું શાબેત કરવાને પરવાનગી આપવી જોઈએ, અને તેઓએ (તેઓના નોકરો અને એજંટોની મારફતે) જેમ કોઈ સાધારણ અક્કલનો માણસ પોતાનો તેટલોજ માલ, તકરારી માલના જેવો અને જેટલી કીમતનો સંભાળે તેવો સંભાળેલો છે, એવો પુરાવ આપવાને પણ તેમને પરવાનગી આપવી જોઈએ. ઈં. લા. રી. મુ. વા. ૩ પાનું. ૧૦૯

## કલમ ૧૩ મી.

હક્ક કિંવા રિવાજ વિશે તકરાર હોય તો, કઈ હકીકત લગતી છે.

**હરકોઈ હક્ક કિંવા રીવાજ છે કે નથી, એ બાબત જ્યારે તકરાર હોય, ત્યારે નીચે લખેલી હકીકત લગતી છે, એમ સમજવું.**

**(અ.) જે કાર્ય ઉપરથી તકરારી હક્ક કિંવા રીવાજ ઉત્પન્ન થયો હોય, અથવા તે ઉપર દાવો બતાવવામાં આવ્યો હોય, અથવા તેમાં કાંઈ ફેરફાર થયો હોય, અથવા તે કબુલ રાખવામાં આવ્યો હોય, અથવા તે છે એમ કેહેવામાં આવ્યું હોય, અથવા તેનો ઇનકાર કરવામાં આવ્યો હોય તે કાર્ય, અથવા જે કાર્ય એવું હોય કે હક્ક કિંવા રીવાજ મજકુર હોય, કાર્ય મજકુર થયુંજ હોય તો, તે કાર્ય.**

**(બ.) હક્ક કિંવા રીવાજ મજકુર ઉપર દાવો બતાવવામાં આવ્યો હોય, અથવા તે કબુલ રાખવામાં આવ્યો હોય, અથવા તેને અમલમાં આણ્યો હોય, અથવા તેને અમલમાં આણતાં તકરાર ઉઠી હોય, અથવા અમલમાં**

**આણ્યો એમ કેહેવામાં આવ્યું હોય, અથવા તેના અમલથી વિરૂદ્ધ કાંઈ કીધું હોય, એવા અમુક દાખલાઓ બન્યા હોય તે દાખલા.**

દૃષ્ટાંત.

**તકરાર એવી છે કે અ નો હક્ક એક માંછલી પકડવાની જગો ઉપર છે કે કેમ. એ માંછલી પકડવાની જગા અ ના વડિલોને આપવા બાબતનો લેખ, તથા તે જગા અ ના બાપે ગીરે મુકવાની વાત તથા ગીરે મજકુર વિરૂદ્ધ એ જગા અ ના બાપે બીજાને પછવાડેથી આપ્યાની વાત, તથા અ ના બાપે હક્ક મુજબ અમલ કર્યાના અથવા તે પ્રમાણે અમલ કરતાં અ ના પાડોશીએ અટકાવ કર્યાના અમુક દાખલા બન્યા હોય તે દાખલા, એ સર્વે લગતી હકીકતો છે.**

**ટીકા**—ભોગવટા અગર રીવાજ પ્રમાણેના હક્ક બળવાન થવાને કેટલી લાંબી મુદતથી તે છે, તે યાદ પણ ના હોય તેટલી લાંબી મુદતના તે હોવા જોઇએ. એટલે કે સામાન્ય નિયમ પ્રમાણે તે રીવાજ અમુક મુદત ઉપર નહી હતો, એવો મુખજુબાનીનો અગર લખેલો પુરાવ ગુજારી શકાયજ નહી, અને તે એટલી લાંબી મુદતથી ચાલતો આવે છે કે જેથી તે વિરૂદ્ધ માણસની યાદદાસ્ત હોયજ નહી. બેસ્ટ કૃત ગ્રંથનું પાનું ૪૬૭ (આવૃતિ ૩ જી).

ટોર્ટશાસ્ત્રની કલમ ૨૧૭ મીમાં કહેલું છે કે કેટલાક ઘણાં નીરાકાર હક્કો અને સામાન્ય હક્કો છે, અને તે ઉપર હુમલો કરવાથી નુકશાન થાય છે. કોઈ કોઈ વખતે તેનો "ઇઝમેટ" માં સમાસ થાય છે. પણ જ્યારે બીજાની જમીનમાંથી નફો લેવાનો હક્ક હોય છે ત્યારે તે તેથી જુદા પડે છે. માટે એક સ્થાવર મીલકત ઉપર જે હક્ક હોય તેથી બીજી સ્થાવર મીલકત ઉપર તે હક્ક જરૂરે કરીને જોડાએલા નથી હતા, કારણ કે તે એકંદર સામાન્ય રીતનો અગર અમુક સખસ અગર કામના તાબાનો હક્ક હોય છે. તે હક્ક બીજાની જમીન ઉપર ઢોર ચરાવવાનો, અમુક સખસના તળાવમાંથી માંછલાં પકડવાનો, જંગલમાંથી બાળવાનાં લાકડાં અગર કાટનાં લાકડાં લેવાનો હોય છે, અગર ધાતુ, ચુનો, ઇંટો, માટી વિગરે તેની જમીનમાંથી લેવાનો હક્ક હોય છે. પરંતુ દરેક દેશની ખાસ બાબતો પ્રમાણે તેના દાખલા જુદા જુદા હોય છે. સામાન્ય રીતના હક્કો ઘણા હોય છે, જેમકે સાંથેરાખનારનો પોતાના સાંથના પટાના આધારથી સાંથેઆપનારની જમીનમાં પોતાનાં ઢોર ચરાવવાનો અગર તેના જંગલમાંથી બાળવાનાં લાકડાં લેવાં. પરંતુ જ્યારે તે છુટ સામાન્ય રીતે તમામ સાંથેરાખનારને ના હોય, પણ અમુક જમીન અગર મકાનની બાબતમાં તે ખાસ રીતે જોડેલી હોય અગર એકંદર રીતનો સામાન્ય હક્ક હોય અગર નજીકના કારણથી સરખો હક્ક થાય છે. જેમકે એકાદો સખસ પોતાનું ઢોર પોતાની પડતર જમીન છોડી પડોશીની જમીનમાં ચરાવે, પણ તે પડોશી પોતાની જમીનને વાડ કરે એટલે તે હક્ક બંધ થાય છે. એક કુવામાંથી ઘરના ખાનગી કારણસર પાણી લેવાનો હક્ક તે ઇઝમેંટ છે, પણ તેનો નફો લેવાનો હક્ક ઇઝમેટ નથી. માલેક પરવાનગી આપે તે સામાન્ય, સ્પષ્ટ અગર ગર્ભિત રીતનો હક્ક છે. માટે જે હક્ક છે તે વિશે રીવાજ અગર ચાલ પુરાવ થઈ શકે, પણ બીજાની મીલકતમાંથી નફો લેવાનો રીવાજ બરોબર

નથી, કારણ કે તેવો હક્ક માલેકની પરવાનગી શિવાય મેળવવામાં આવે તે મીલકત સબંધીના વિચારને અનુસરતો નથી. અમુક પ્રસંગે જેમકે તેહેવારને દીવશે જમીન વાપરવાનો રીવાજ સારી રીતે હોય, પણ તે વાપરવાનું દરેક કામ પરવાનગી આપવાથી થએલું હોય ત્યારે રીવાજ થાય, તે પ્રમાણે તે ભોગવટો હક્કવાળો નથી, પણ ભોગવટાનો વાપર હોય તે ઉપરથી ગર્ભિત રીતની પરવાનગી થાય છે.

સાર્વજનિક રીવાજ છે કિંવા નહી તે બાબતના ફેંસલા, ઠરાવો ઈત્યાદી ઈંગ્રેજી "લા" પ્રમાણે પુરાવમાં લેવાય છે, અને પુરાવનો કાયદો મંજુર થતા પેહેલાં તેવા પુરાવ તે કારણસર હિંદુસ્થાનમાં પણ કબુલ કરવામાં આવતો હતો. ૭ વી. રી. સીવીલ રૂલીંગના પાને ૨૧૦ મે કલકત્તા હાયકોર્ટે નીચે પ્રમાણે કહેલું છે:—

" બે દાખલા ઉત્પન્ન થએલા છે. એક સન ૧૮૫૨ માં અને બીજો સન ૧૮૬૨ માં. તેમાં હક્ક કેહેવામાં આવેલો હતો, અને હતો પણ ખરો. આ ન્યાયની રૂઇએ ચાલેલાં કામ સાર્વજનિક હિતની બાબતમાં સારો પુરાવ છે.

નાલાયંબી બતર વિ. નેલાકુંવર પીલાઇના કામમાં મદ્રાસ હાયકોર્ટે પણ એ નિયમને અનુસરીને તેવા પુરાવ લીધા છે. (૭ મ. હા. રી. પાનું. ૩૦૭)

વેહેપારીના રીવાજ બાબત પ્રિવિકૌંસિલે જગમોહન ગોઝ વિરૂદ્ધ માણેકચંદ વિગરેના કામમાં નીચે પ્રમાણે વિચાર બતાવેલા છે.

આ બાબતની પુષ્ટીમાં કાંઈ રીવાજની લાંબી મુદત, એકસરખાપણું, અગર તેનું પ્રસિદ્ધપણું હોવાની જરૂર નથી, દરેક કામમાં તે રીવાજની શરૂયાતજ તેની પુષ્ટીમાં પુરાવ જોઈએ, પણ પરીણામે જો એટલું બતાવી આપવામાં આવે કે તે રીવાજ એટલો બધો જાણીતો અને કબુલ કરવામાં આવેલો છે કે, પક્ષકારોએ પોતાના કરારમાં તે ગર્ભિત રીતે લક્ષમાં રાખેલો છે તો, તે બસ છે.

રીવાજ શાબેત કરવાની રીતી અગત્યની છે, કારણ કે કેટલીક વખતે તો રીવાજ કાયદા સરખો બળવાન થાય છે.

રીવાજ એ લેખી કાયદો નથી. પરંતુ તે લાંબી મુદતના વહિવટ અને આપણા પુર્વજોની કબુલતથી કાયમ થએલો હોય છે. ઈંગ્રેજી "લા" પ્રમાણે અમુક રીવાજ કાયદેસર ગણવાને નીચેની બાબતો હોવાની જરૂર છે;—

૧. તે એટલી બધી લાંબી મુદતનો હોવો જોઇએ કે, માણસની યાદદાસ્તમાં તેથી વિરૂદ્ધ હોય નહી.

૨. તે જારી હોવો જોઇએ.
૩. સલાહ શાંતી ભરેલો.
૪. વ્યાજબી.
૫. નક્કી.

૬. ફરજ પાડી શકે તેવો અને કોઈ પક્ષકારની નજરમાં આવે તો તે મુજબ ચાલવામાં આવે, અને નજરમાં આવે તો ના પણ ચાલવામાં આવે, એવો નહી જોઇએ.

૭. બીજા રીવાજોને અનુસરતો અને વિરૂદ્ધ નહી જોઇએ.

આ બધી બાબતો હિંદુસ્થાનમાં રીવાજ સબંધી જોવી કિંવા નહી, એ નક્કી થએલું જ-

જુતું નથી, પરંતુ તે વ્યાજબી અને નક્કી હોવી જોઈએ, એ બેવાનાં તો જોવામાં આવે છે.

હક્ક એ શબ્દ સ્થાવર અને જંગમ બેઉ પ્રકારની મીલકતને લાગુ થઇ શકે છે. (ફીલ્ડસાહેબની ટીકાનું પાનું. ૮૭).

વારંવાર એવા સ્વાલ ઉત્પન્ન થાય કે અમુક પ્રસંગે જે હક્ક અગર રીવાજનો અમલ કરવામાં આવે છે તે જે હક્ક અગર રીવાજ શાબેત કરવાનો છે તેના સરખોજ છે કિંવા નહી. ઇગ્લાંડમાં એક જમીનદારીમાં જે રીવાજ હોય છે તે બીજીને લાગુ નથી. પણ જો તે બેઉ જમીનદારીઓ અસલ એક મુળમાંથી ઉત્પન્ન થએલી હોય તો તે લાગુ થાય છે. માટે એક જગોમાં હક્ક બાબતનો સ્વાલ હોય અને બીજી જગોમાં હક્કનો પુરાવ હોય તો, જ્યાંહાં સુધી તે બેઉ જગો એકસરખા પ્રકારની હોય કે જે ઉપરથી બેઉ જગોની એકસરખી સ્થિતિ છે એવું અનુમાન થાય, ત્યાંહાં સુધી જે જગોની હક્ક બાબતની તકરાર હોય તે. તે જગો બાબતજ પુરાવ હોવાની જરૂર છે એમ નથી. (કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૨૧ મું.)

પક્ષકારોની વચ્ચે અગર જે સખસોની તરફથી પક્ષકારો કામ કરતા હોય તેમની વચ્ચેના હક્ક ફેંસલાથી અને હુકમથી કબુલ કરવામાં આવેલા હોય, તે આ આક્ટ પ્રમાણે આગળની માફક નિશ્ચયકાર્ક નથી, તોપણ આ કલમ પ્રમાણે તે પુરાવમાં ગ્રાહ્ય છે, પછી ગમે તો આગળના કામમાં પક્ષકારો કેવળ ત્રાહિત હોય તેની ચીંતા નહી. જ્યારે પક્ષકારો તેના તેજ હોય અગર આગળના કામમાં જે પક્ષકારો હોય તેના વારસ વકીલો હોય તો, તે ફેંસલા ઘણુંકરીને નિશ્ચયકાર્ક એવી રીતે થાય કે, જે પક્ષકાર તે રજુ કરે તેના લાભમાં તે હોય તો, તેના ઉપરથી પુરાવનો બોજો ખસી સામા પક્ષકારના ઉપર તે બોજો જાય છે. (ઈ. લા. રી. ૩ મુ. પાનું. ૩)

**ફેંસલો**—સરકારના કબજામાં ખાનગી માલેક તરીકે એક મેહેલ હોય, તે દરમિયાનમાં સરકારનો અધિકારી એક નુકશો તૈયાર કરે તો, તે આ આક્ટની કલમ ૮૩ ના અર્થ પ્રમાણે સરકારના અધિકારીએ કરેલો છે, અને તેથી તેના ખરાપણાનું અનુમાન કરી શકાય એમ નહી, પણ આવો નુકશો આ આક્ટની કલમ ૧૩ પ્રમાણે પુરાવમાં દાખલ થઈ શકે છે. (ઇ. લા. રી. ક. વા. ૫ પાનું. ૨૮૭)

ગામના વહિવટ પ્રમાણે જે કર વસુલ થઈ શકતો હોય, અને તે સેટલમેંટ આરીસરે દફતરમાં દાખલ કર્યો હોય તો, તે રીવાજ બાબતનો અગત્યનો પુરાવ છે, પણ તે બાબતનો તે નિશ્ચયકાર્ક પુરાવ નથી. (ઈ. લા. રી. અ. વા. ૨ પાનું. ૪૯)

પક્ષકારોની વચમાં અગર જે સખસોની તરફથી પક્ષકારો કામ કરતા હોય તેમની વચે ફેંસલાથી અને હુકમનામાથી હક્ક કબુલ કરવામાં આવ્યો હોય, તે આ આક્ટ (સન ૧૮૭૨ ના ૧ લા) પ્રમાણે આગળની માફક નિશ્ચયકાર્ક નથી, તોપણ તે આ આક્ટની કલમ ૧૩ પ્રમાણે પુરાવમાં ગ્રાહ્ય છે. પછી ગમે તો આગળના કામમાં પક્ષકારો કેવળ ત્રાહીત હોય તેની ચીંતા નહી. જ્યારે પક્ષકારો તેના તે હોય અગર આગળના કામમાં જે પક્ષકારો હોય તેના વારસ વકીલો હોય તો, તે ફેંસલો ઘણુંકરીને એવી રીતે નિશ્ચય

કાર્ક થાય કે, જે પક્ષકાર તે રજુ કરે તેના લાભમાં તે હોય તો તેના ઉપરથી પુરાવનો બોજો ખશી સામા પક્ષકારના ઉપર તે બોજો જાય છે. (ઈ. લા. રી. મુ. વા. ૩ પાનું. ૩)

વાદીએ અમુક દુકાનનું ચડેલું ભાડું લેવાને દાવો કર્યો, એવું કહીને કે તેનું વાર્ષીક ભાડું રૂ. ૨૫૦) છે. પ્રતીવાદીએ તકરાર કરી કે તે ભાડું ફકત રૂ.૬૦) છે. પ્રતીવાદી અને વાદીનો ભાઇ ધંધામાં ભાગીયા હતા, અને વાદીએ પોતાના ભાઈની શાહેદી ઉપર તથા તે પેઢીના પોતાના ભાઈના હાથના લખેલા ચોપડામાં બે રકમો હતી તે ઉપર આધાર રાખ્યો. આ રકમો શુદ્ધ અંતઃકરણની છે, એવું શાબેત કરવાને પ્રતીવાદીના વિરૂદ્ધ તે પ્રતીવાદીએ વાદીના ભાઈ ઉપર તે દુકાનના ભાડાના રૂ.૨૫૦) તે પેઢીને નામે ખોટા ઉધારેલા છે, એવો દાવો કરેલો, તેમાં ફેંસલો થએલો તે વાદીએ પુરાવમાં રજુ કર્યો, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ દાવામાં પ્રતીવાદી વિરૂદ્ધ તે ફેંસલો પુરાવ તરીકે દાખલ થવા લાયક નથી. (ઈ. લૉ. રી. વા. ૧૦ પાનું. ૪૩૯)

## કલમ ૧૪ મી.

જે હકીકત ઉપરથી મનની અથવા શરીરની કિંવા શરીરના સુખ દુઃખની સ્થીતી માલમ પડે, તે હકીકતો બાબત.

**ઇરાદો, કિંવા જ્ઞાન, કિંવા શુદ્ધબુદ્ધિ, કિંવા ગફલત, કિંવા બેફિકરાઇ, કીંવા કોઈ અમુક સખસના ઉપરનો દુષ્ટ ભાવ કિંવા સદભાવ, એનાં જેવી મનની હરકોઇ સ્થિતી છે એવું જે હકીકત ઉપરથી માલમ પડે, તે હકીકત અથવા શરીરની કિંવા શરીરના સુખ દુઃખની હરકોઈ પ્રકારની સ્થિતી છે, એવું જે હકીકત ઉપરથી માલમ પડે તે હકીકત લગતી છે; તે એવે પ્રસંગે કે જ્યારે એવી મનની અથવા શરીરની કિંવા શરીરના સુખ દુઃખની સ્થિતી છે કે નહી, એ વાત મુદ્દાની અથવા લગતી હોય ત્યારે.**

**ખુલાસો—કોઈ હકીકત ઉપરથી મનની કાંઈ લગતી સ્થિતિ છે એવું માલમ પડે છે, એ કારણને લીધે હકીકત મજકુર લગતી હોય ત્યારે તે હકીકત ઉપરથી જે અમુક બાબતની તકરાર ચાલતી હોય તે બાબતને સબંધે સદરહુ સ્થિતિ છે એમ માલમ પડવું જોઇએ, સામાન્ય રીતે એવી સ્થિતિ હોય છે, એમ માલમ પડવું જોઇએ નહી.**

## દૃષ્ટાંતો.

**(अ.) अ ઉપર એવું તોહમત છે કે તેણે ચોરાએલો માલ જાણીને ચોરીનો માલ લીધો. ચોરીની અમુક જણશ તેના કબજામાં હતી એવું શાબિત થાય છે.**

**સદરહુ વખતે તેના કબજામાં ચોરીની બીજી ઘણી જણસો હતી, એ હકીકત લગતી છે, કારણ એ ઉપરથી એવું દેખાય છે કે જે જણશો તેના કબજામાં હતી તે દર એક તથા સર્વે ચોરીની હતી, એવું તેને માલમ હતું.**

(ष.) અમુક શિક્કો ખોટો છે એવું શિક્કો મજકુર આપતી વખતે માલમ છતાં તે શિક્કો બીજાને દગલબાજીથી આપ્યો, એવું તોહમત अ ઉપર છે.

જ્યારે સદરહુ શિક્કો अ એ આપ્યો ત્યારે તેની પાસે બીજા ખોટા શિક્કા ઘણા હતા, એ હકીકત લગતી છે.

(क.) પોતાનો કુતરો ઘણો કરડકણો છે એમ ब ને માલમ છે, તે ब ના કુતરાએ કરેલા નુકશાન બાબત अ એ ब ના ઉપર દાવો કર્યો છે.

અગાડી क्ष, य તથા ज्ञ ને કુતરો મજકુર કરડ્યો હતો, અને તેઓએ તે બાબત ब આગળ ફરીયાદ કરી હતી, એ હકીકત લગતી છે.

(ड.) તકરાર એવી છે કે જે માણસને એક હુંડીનું નાણું આપવાનું હતું તેનું નામ ખોટું લખ્યું હતું, તે વાત હુંડી શીકારનાર अ ને માલમ હતી કે નહી.

એ પ્રમાણે લીધેલી બીજી હુંડીઓમાં જેને રૂપીયા આપવાનું લખ્યું હતું તે સખસ જો ખરો હોત તો, તેણે હુંડીઓ મજકુર अ ને જે વખતે મોકલી હોત તે તે વખતની અગાડી સદરહુ હુંડીઓ अ એ શીકારેલી છે એ હકીકત, જે સખસને તકરારી હુંડીના રૂપીયા આપવાનું લખ્યું છે તે સખસ ખોયો છે, એવી માહિતી अ ને હતી, એવું બતાવવાને સારૂ લગતી છે.

(इ.) ब ની આબરૂને હાની થાય એવા ઇરાદાથી કાંઇ આરોપની વાત પ્રગટ કરીને ब ની આબરૂ લીધાનું अ ઉપર તોહમત છે.

अ નો ब ઉપર દુષ્ટભાવ છે એવું બતાવનારી કોઇ વાતો પેસ્તર પ્રગટ કર્યાની હકીકત લગતી છે, કારણ કે હાલની તકરારી વાત પ્રગટ કરવામાં अ નો ઇરાદો ब ની આબરૂને હાની કરવાનો હતો, એવું તે ઉપરથી માલમ પડે છે.

अ તથા ब વચ્ચે આગળ કાંઇ ટંટો ન્હોતો, તથા જે બાબત વિશે ફરીયાદ કરવામાં આવી છે તે બાબત अ એ સાંભળી તે મુજબ પાછી કહી છે. એ હકીકતો अ નો ઇરાદો ब ની આબરૂને હાની કરવાનો ન્હોતો, એવું બતાવવાને સારૂ લગતી છે.

(फ.) अ એ દગલબાજીથી ब ને એવું બતાવ્યું કે, क દાર છે તે ઉપરથી क જે નાદાર છે તે ઉપર ब એ લલચાઇને ભરોંસો રાખ્યો, તેથી નુકશાન થયું, તે બાબત अ એ ब ઉપર દાવો કર્યો છે.

क દાર છે એવું જ્યારે अ એ કહ્યું, ત્યારે क ના પડોશીઓ તથા જે લોક તેની સાથે વ્યાપાર રોજગારનું કામ પાડતા તેઓ ધારતા હતા કે क દાર છે, એ હકીકત अ એ જે બતાવ્યું તે શુદ્ધબુદ્ધિથી બતાવ્યું, એવું બતાવવા સારૂ લગતી છે.

(ग.) એક ઘરનો માલેક अ છે, તે ઘર ઉપર કાંઈ કામ ब એ क ના-મના ઇજારદારના હુકમથી કર્યું, તે કામની કીમત લેવાને સારૂ अ ઉપર ब એ દાવો કર્યો છે.

अ નો જવાબ એવો છે કે ब એ જે કરાર કર્યો તે क જોડે કર્યો છે.

તકરારી કામને સારૂ अ એ ब ને પઈશા આપ્યા છે એ હકીકત લગતી છે, કારણ કે તે ઉપરથી એવું શાબિત થાય છે કે अ એ શુદ્ધબુદ્ધિથી તકરારી કામ કરવાનો બંદોબસ્ત કરવાનું क ના સ્વાધિનમાં આપ્યું હતું—સબબ क પોતાની તરફથી ब જોડે કરાર કરી શકતો હતો, अ ના મુખત્યાર તરીકે કરાર કરવાનું ન્હોતું.

(द.) જડેલી મીલકતનો બદદ્યાનતથી ખોટો ઉપયોગ કર્યા બાબત अ ઉપર તોહમત છે, અને તકરાર એવી છે કે જ્યારે તેણે તેનો સદરહુ મુજબ ઉપયોગ કર્યો ત્યારે ખરો માલીક મળી શકતો નથી, એવું તે શુદ્ધબુદ્ધિથી માનતો હતો કે નહી.

મિલકત મજકુર ખોવાઈ ગયાની ખબર સર્વે લોકોને अ જે ઠેકાણે રેહે છે તે ઠેકાણે આપવામાં આવી હતી, એ હકિકત તેનો ખરો માલીક મળી શકતો નથી, એવું શુદ્ધબુધિથી अ માનતો ન્હોતો એમ બતાવવાને સારૂ લગતી છે.

क એ મિલકત મજકુર ખોવાયાની વાત સાંભળીને તે ઉપર ખોટો દાવો કરવાની ઇચ્છાથી તેણે કપટથી સદરહુ ખબર આપી છે એવું अ જાણતો હતો, અથવા એવું માનવાને તેને કારણ હતું, એ હકીકત લગતી છે; કારણ કે તે ઉપરથી એમ માલમ પડે છે કે સદરહુ ખબર આપ્યાની વાત अ ને માલમ હતી એટલા ઉપરથી તેની શુદ્ધબુધિ ગેરશાબિત થઈ શક્તી નથી.

(आइ.) अ ના ઉપર એવું તોહમત છે કે ब ને મારી નાંખવાના ઇરાદાથી તેના ઉપર ગોળી મારી. अ એ અગાડી ब ઉપર ગોળી મારી હતી, એ હકીકત अ નો ઇરાદો બતાવવાને સારૂ શાબિત કરી શકાય છે.

(जे.) अ ના ઉપર એવું તોહમત છે કે તેણે ધમકીનાં પત્રો ब ને મોકલ્યાં. अ એ ब ને ધમકીનાં પત્રો પેસ્તર મોકલ્યાં હોય, તે પત્રો સદરહુ પત્રો ઇરાદો બતાવવાને સારૂ શાબિત કરી શકાય છે.

(के.) તકરાર એવી છે કે પોતાની સ્ત્રી ब ઉપર નિર્દયપણું કર્યાનો अ તકસીરવાર છે કે નહી.

જે નિર્દયપણું કીધાની તકરાર છે તે પેહેલાં અથવા પછી થોડે વખતે બેઉના દિલનો વિચાર એક એક તરફ કેવો હતો તેનું જે કાંઇ ભાષણ થયું હોય, તે લગતી હકિકત છે.

(ल.) તકરાર એવી છે કે अ નું મોત ઝેરથી થયું છે કે કેમ.

અ બીમાર હતો તે દરમ્યાન તેણે પોતાના રોગનાં ચિન્હ બાબત જે મજકુર કહ્યો હોય તે લગતી હકિકત છે.

(म.) अ ના આયુષ્યનો વીમો ઉતાર્યો ત્યારે તેની તબીયતની સ્થિતિ કેવી હતી, એ વિશે તકરાર છે.

સદરહુ વખતે અથવા તે અરસામાં अ એ પોતાની તબીયત બાબત જે મજકુર કહ્યો હોય, તે લગતી હકિકત છે.

(न.) જે ગાડી વપરાય એવી યોગ્ય રીતે લાયક ન્હોતી તેવી ગાડી ગફલતથી ब એ ભાડે આપી, તેથી अ ને વાગ્યું તે બાબત अ એ ब ના ઉપર દાવો કર્યો છે.

તે ગાડીમાં જે કસર હતી તે બીજે પ્રસંગે ब ના ધ્યાન ઉપર આણી હતી, એ હકિકત લગતી છે.

જે ગાડીઓ ब ભાડે આપતો હતો તેમાં ગફલત કરવાની તેની રીત હતી, એ હકિકત લગતી નથી.

(ओ.) ઈરાદાપુર્વક ब ને ગોળી મારીને તેને મારી નાંખ્યાથી ब નું ખુન કર્યા બાબત अ ના ઉપર. તજવીજ ચાલે છે.

अ એ બીજે પ્રસંગે ब ના ઉપર ગોળીઓ મારી હતી, એ હકિકત ब ને ગોળી મારવાનો अ નો ઈરાદો બતાવવાને સારૂ લગતી છે.

લોકોને મારી નાંખવાના ઈરાદાથી તેઓના ઉપર ગોળી મારવાની अ ની રીત હતી, એ હકિકત લગતી નથી.

(पी.) એક ગુન્હો કર્યા બાબત अ ના ઉપર તજવીજ ચાલે છે.

સદરહુ ગુન્હો કરવાનો કાંઈ ઇરાદો દેખાઇ આવે એવું તે કાંઇ બોલ્યો હતો, એ હકીકત લગતી છે.

સદરહુ જાતના ગુન્હા કરવાની સામાન્ય રીતે તેના મનની વૃતિ છે એમ દેખાઇ આવે એવું તે કાંઇ બોલ્યો હતો, એ હકિકત લગતી નથી.

**ટીકા**—જ્ઞાન, ઈરાદો ઈત્યાદિ મનની સ્થિતિ છે તે ન્યાયની રૂઈની તપાસ જે ફોજદારી કામમાં ચાલતી હોય, તેમાં ઘણીજ અગત્યની બાબત છે, તેમજ દિવાની કામમાં પણ જ્યાંહાં " લાયબલ " ના કામમાં કપટ, દ્વેષબુદ્ધિવાળો ઈરાદો વિગરેનો સ્વાલ હોય, ત્યાંહાં તે ઘણી અગત્યની છે.

અમુક માણસના મનની સ્થિતિ શાબેત કરવાની સાદામાં સાદી અને ઘણીજ પ્રતક્ષ રીતી એ છે જે, જે માણસના મનની સ્થિતિ શાબેત કરવાની હોય, તે માણસની પોતાની કોર્ટમાં શાહેદી હોવી જોઈએ, કે તેનું મન અમુક વખતે અમુક રીતનું હતું એ જણાઇ આવે. પરંતુ આ પુરાવ ઘણી વખતે વિસ્વાસ રાખવા લાયક નથી હતો, તેથી મનની સ્થિતિ બાહારનો જે દેખાવ હોય છે, તે ઉપરથી અનુમાન કરવું પડે છે.

પેહેલા ચાર ઊદાહર્ણો છે તેમાં જ્ઞાન કેવી રીતે શાબેત થાય તેના દાખલા બતાવવામાં આવેલા છે. **इ** થી **ज़** સુધીના દાખલા છે તેમાં જુદા જુદા પ્રકારના ઈરાદા, દ્વેષબુદ્ધિ, કપટ અને ખુન વિગરેની વ્યવસ્થા કરવામાં આવેલી છે. **क** ઉદાહર્ણ ઉપરથી અમુક વખતે અમુક સખસોનાં મન એક બીજા તરફ કેહેવામાં કેવાં હોય છે તે બતાવવામાં આવેલું છે. **ल** તથા **म** ઉદાહર્ણમાં શરીરની સ્થિતિ બાબતમાં તેજ વિષે બતાવવામાં આવેલું છે.

એક માણસના કૃત્યથી વખતે બીજા સખસના મનની સ્થિતી જાણવામાં આવે છે, જેમકે એક કામમાં એવો સ્વાલ હોય કે જે વખત કરાર થયો તે વખતે પ્રતીવાદીને વાદીના મનની સ્થિતી વિષે માહેતી હતી કિંવા નહી. તેમાં તે કરાર થતા પેહેલાં અને પછીની વાદીની વર્તણુંક બાબતનો પુરાવ દાખલ કરી એવું બતાવી શકાય છે કે, વાદીને એવા પ્રકારનો રોગ હતો કે તે પ્રતીવાદીને તેની મેળેજ કરાર કરતી વખત જણાય. બીવન વી. મેકડોનલ.

આવો પુરાવ આ કલમ પ્રમાણે પ્રતીવાદી શુદ્ધ અંતઃકર્ણથી કૃત્ય કરતો નહી હતો, તે બતાવવાને લાગતો છે.

**न, ओ,** અને **पी** ના ઉદાહર્ણો ખુલાસા સબંધીમાં છે. તેનો મતલબ એ છે કે જે બાબતમાં તપાસ ચાલતી હોય તે બાબતમાં સ્પષ્ટ રીતે બરોબર વિચાર અને મનની સ્થીતિ છે, એમ બતાવવું જોઈએ. અમુક માણસ ઘણુંકરીને અપ્રમાણીક, દ્વેષી અને ગફલતી અગર પોતાના કામ કરવામાં ગુન્હેગાર છે, તેથી અમુક વખતે અગર અમુક બાબતમાં તો તેવો છે, એમ સમજવું એ નિર્ભય નથી. માટે તકરારી બાબતમાં તેના મનની સ્થિતિ અને મતલબ શાબેત થાય તેવો પુરાવ હોવો જોઈએ. એક માણસ ઘણુંકરીને અપ્રમાણીક હોય અને તેના ઉપર ચોરીનો માલ રાખ્યાનો આરોપ હોય તો, આ બાબતમાં તે અપ્રમાણીક છે એમ સમજવાનો વધારે સંભવ છે. પરંતુ તે તેવી રીતે મોઘમ અને હદ વગરનો તેને સમજવામાં આવે, તોપણ જો તેના કબજામાં બીજી ચોરેલી ચીજો માલુમ પડે તો, જે જે ચીજો તેના કબજામાં માલુમ પડે તે બાબત તેની માહેતી અને ઇરાદો સ્પષ્ટ બતાવી આપવામાં આવે છે. પણ ઘણુંકરીને એક માણસ અપ્રમાણીક છે, માટે અમુક બાબતમાં પણ તે અપ્રમાણીક છે એવું ઠરાવવું ભયંકર છે.

ફોજદારીમાં ત્રણ ગુન્હા છે. એક મસલત, બીજો ચોરીનો માલ રાખવો, અને ત્રીજો જુઠા દસ્તાવેજ અગર શીક્કા વેચવા, તેમાં સમાંત્તર હકિકતનો પુરાવ વધારે બોહોળી રીતે લેવામાં આવે છે. તેના તેજ પ્રાસીક્યુટર પાસેથી બીજી ચીજો ચોરેલી છે અને યોગ્ય વખતમાં ચોરેલી છે એવું બતાવવાની ઇંગ્રેજી લા પ્રમાણે જરૂર છે, જેમકે કેદી ઉપર એક કામમાં એક કપડુ ચોરયાનો આરોપ રાખવામાં આવ્યો હતો, અને બીજામાં તેણે ચોરીનો માલ ચોરીનો જાણીને રાખ્યાનો આરોપ રાખવામાં આવ્યો, અને એવું શાબેત થયું કે તે તા. ૨ જી તથા તા. ૩ જી માર્ચની રાતરે ચોરવામાં આવ્યાં હતાં, અને તા. ૧૦ મી માર્ચના રોજ તે કેદીના કબજામાં હતાં, અને તેની બદદ્યાનત શાબેત કરવાનો પુરાવ આપવાને તા. ૧૦ મી માર્ચના રોજ તેના ઘરનો ઝાડો લેતાં આગલા ડીસેં-

બરમાં બીજાનાં કપડાં ચોરેલાં તે હાથ લાગ્યાં. તેમાં ફોજદારી અપીલકોર્ટે ઠરાવ્યું કે આવો પુરાવ ગ્રાહ્ય નથી. આલ્ડર બી. એ ફેંસલો આપતાં કહ્યું કે ચોરેલા માલનો કબજો ચોરેલો માલ લીધાનો નહી, પણ ચોરી કર્યાનો પ્રથમ દર્શનિક પુરાવ છે. માટે આ કામમાં માર્ચ મહિનામાં જે મીલકત ચોરાએલી હતી તે જાણ્યા છતાં તેણે રાખી એવું બતાવવાને કોઈ બીજા સખસનો માલ ગયા ડીસેંબર માસમાં પ્રથમ ચોરેલો એવું બતાવવામાં આવ્યું એમ થાય; મતલબમાં કેદીએ એક રાજદ્રોહનો ગુન્હો કરયો અને પ્રાસિક્યુટર તે કેદીએ કેટલીક મુદત પેહેલાં બીલકુલ જુદો ગુન્હો કરયો એવું શાબેત કરી શક્યો હતો, એમ થાય છે. કેદી ઉપર કેટલુંક સીસું ચોરાએલું જાણ્યા છતાં તેણે રાખ્યું એવો આરોપ રાખવામાં આવ્યો હતો. તેમાં ચીફજસ્ટીસ કાક્બર્નસાહેબે જાન્યુઆરીની શરૂઆતથી તે તા૦ ૧૧ મી ફેબ્રુએરી સુધીમાં કેટલીક વખતે કેદીએ એક સખસની સાથે રહી તેની તેજ જગોથી ચોરેલું સીસું વેચ્યું છે, અને તેની ઉપજેલી કિંમતનો હિસ્સો લીધો છે, એવો પુરાવ ગુજારવા દીધો છે.

કોઈ સખસ જુદો બનાવેલો દસ્તાવેજ અગર શીક્કો વેચે તો તે બાબતના કામમાં તેની બદઘાનત હતી એવું શાબેત થવું ઘણુંજ મુસ્કેલ છે. કોઈ સખસ આવું કૃત્ય એક વખત કરે તો તે દસ્તાવેજ અગર શીક્કાનું સાચું રૂપ જાણ્યામાં નહી છતાં તેણે તે કૃત્ય કર્યું નથી એવું કેહેવું ઘણું મુસ્કેલ છે. પરંતુ જો એમ બતાવી આપવામાં આવે કે આવા કામ કરવાની તેની ટેવજ છે અગર વારંવાર કરે છે તો, તેથી તેની બદઘાનત વિષેના સ્વાલમાં ઘણો ભાસ થાય છે, અને તેણે જે કૃત્ય કર્યું તે બીલકુલ નિરઅપ્રાધિ નહી હતું, એવી સામી તકરાર કરવી ઘણી મુસ્કેલ છે.

આર વિરૂદ્ધ વીલહીના કામમાં કેદી તરફના કાન્સલે તકરાર કરતાં કહેલું છે કે, ખોટાં નાણું વાપરવાના કામમાં તોહમતનામામાં જે અમુક વાપર્યું કેહેવામાં આવ્યું હોય તે બાબત હમેશાં પુરાવની જરૂર છે, સબબ થામસન બી. કેહે છે કે, બદઘાનત શાબેત કરવાને પ્રાસીક્યુટર એવો પુરાવો આપી શકતો નથી કે, કેદીએ તેને તેજ દીવશે બીજું ખોટું નાણું વાપર્યું હતું. આ પ્રમાણે બીજી વખત વાપરવા બદલ જ્યાંહાં સુધી તેનો જુદો આરોપ રાખવામાં આવેલો નથી, ત્યાંહાં સુધી શિક્ષા થઈ શકતી નથી. પરંતુ નાણાં ખોટાં હતાં તે બાબતની કેદીને માહેતી હતી તે વિષેનો મજબુત પુરાવ થાય છે. માટે જો એક માણસ એક ખોટો સીલીંગ વેચે, અને બીજા પચાસ ખોટા સીલિંગ તેની પાસે માલુમ પડે તો, તે સાધારણ વેચનાર તરીકે થાય છે.

એક માણસના કબજામાં ઘણા ખોટા શિક્કાના ઘણા પ્રકારનાં નાણાં હોય, અને તે દરેક પ્રકારનાં ઘણાં નાણાં એક તારીખનાં હોય, અને તે એકજ બીબામાં કરેલાં હોય, અને તે દરેક જુદા જુદા કાગળમાં લપેટેલાં હોય, અને તે પોશાકના જુદા જુદા ગજવાઓમાં વેંહેચાતાં મુકેલાં હોય તો, જેના કબજામાં તે હોય તે તે ખોટા શિક્કાનાં છે એમ તે જાણે છે, અને તે વેચવાનો ઈરાદો રાખે છે, એ બાબતનો કેટલોક પુરાવ થાય છે.

તેમજ ખોટા શિક્કાનું નાણું વેચ્યા બાબત એક સખસના ઉપર તોહમત રાખવામાં આવે, ત્યાર પછી તે સખસ ખોટો સીલિંગ વેચે તો તે વેચવું તે કેદીની બદઘાનત શા-

બેત કરવાને પુરાવમાં લેઈ શકાય છે. પરંતુ આગળ અગર પાછળ જે સમાંતર હકિકત બનેલી હોય તેની મુદત વિષે કોઈ વ્યાજબી હદ રાખવી જોઈએ. આ બાબત હમેશાં ન્યાયાધિશની ખુશી ઉપર રહેલું છે.

કોઈ માણસ ભયંકર જાનવર જેમકે સિંહ અગર વાઘ પોતાના કબજામાં રાખે તો, તેથી લોકોને હરકત નથી એવી રાખનારે ખાત્રિ કરવી જોઈએ. પરંતુ જો તે સાધારણ જાનવર જેમકે ઘોડો અગર કુતરો રાખે, અને તે જાણતો હોય કે તે જાતનાં જે જાનવરો હોય છે તેનાથી તે જુદાં છે અને ભયંકર છે તો, તે બાબત તેની જવાબદારી છે, કારણ કે તે રાખવું કસુર ભરેલું છે એમ નહી, પરંતુ તે તેવું જાનવર છે એવી તેને માહેતી છે એમ છતાં રાખ્યું.

કોઈ સખસને કુતરૂ કરડવાથી ઈજા થએલી હોય ને તેનું પઈશા આપી સમાધન કરવામાં આવે તો, તેને (માલેકને) કુતરાની ટેવ બાબત માહેતી હતી તેવો પુરાવ થાય છે. જો વાદીને ધોરી રસ્તા ઉપર કોઈ બળદથી નુકશાન થાય અને એવો પુરાવ હોય કે તે બળદનો માલેક જાણતો હતો કે કાંઇ પણ લાલ વસ્તુ બળદ જોશે કે તે દોડશે, તેમ છતાં પ્રતીવાદીએ લાલ રૂમાલ ઓઢ્યો તો તેવા કામમાં તે બળદનો માલેક તે જાનવરની ચાલ નુકશાનકાર્ક છે એવું જાણતો હતો, એમ ગણી શકાંય નહી.

પ્રથમથી દીલમાં ખોટું લાગેલું હોય તેથી જે લાયબલ પ્રસિદ્ધ કરવામાં આવેલું હોય, તે કીનાથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું એમ ભાસ થાય છે, તેમજ પ્રથમથીજ કાંઈ કજીયો હતો નહી અગર તોહમતવાળાએ જે હકિકત સાંભળેલી હતી તે ફરીથી કહેલી છે તો, તેથી દ્વેષબુદ્ધિ નહી હતી એવો પુરાવ થાય છે. પરંતુ આ પુરાવ ફક્ત નુકશાન કમી કરવાના કામમાં લેવામાં આવે છે. તેમજ પ્રતીવાદી એમ બતાવે કે વાદીએ પ્રથમ મારા વિષે લાયબલ છાપી મને ચીડવ્યો હતો તો, તે ફક્ત નુકશાન ઓછું કરવાના કામમાં પુરાવમાં લેવામાં આવે છે, કારણ કે એક લાયબલ વિરૂદ્ધ બીજા લાયબલનો કાંઈ સેટાફ અગર સામો દાવો નથી. એક પક્ષકાર અમુક સખસનું દત્તવિધાન કાયદેસર માનતો હોય, અને તે સબંધી કાંઈ ખોટી હકિકત કહે તો, તેથી તેના ઉપર ખોટી હકિકત કહ્યાનો આરોપ રહી શકતો નથી, અગર તે કામની ખરી હકિકત કહેવાને તેને પ્રતિબંધ થતો નથી.

"ફરીયાદીને ત્રીજા સખસ સાથે તકરાર થઈ અને તેથી તેની ટોપી નીચે પડી ગઈ, અને કેદી તે ઉપાડી ઘેર લેઈ ગયો. આ ઉપરથી કેદી ઉપર ચોરીનું તોહમત રાખવામાં આવ્યું. તેમાં જસ્ટીસ પાર્કે કહયું કે એક સખસ એક વસ્તુ ઉપાડી લે અને તે તેના માલેકને નહી આપતાં તે પોતાના કામમાં વાપરે, અને તે જાણતો હોય કે તેનો માલેક જલદીથી માલુમ પડી શકે એવું છે, તો તેણે અઘોર અપ્રાધ કરયો થાય છે.

એક કેદી ઉપર એક ઘડીયાળ ચોરયાનું તોહમત રાખવામાં આવ્યું હતું, પણ તે ઘડીયાળ તેને જડેલું હતું; તેથી જ્યુરીએ ઠરાવ્યું કે તે તે ઘડીઆળ ચોરયાનો ગુન્હેગાર નથી, કેમકે તેણે તે ઘડીયાળ ઈનામ મળવાની ઉમેદથી પોતાની પાસે રાખેલું છે, માટે તે કાંઈ ગુન્હો નથી. તેમજ એક છોકરાને એક ચેક જડ્યો, અને કેદીએ તે કોના માલેકપણાનો છે તે જાણ્યા છતાં તે છોકરા પાસેથી લીધો, અને પોતાની પાસે ઈનામ મળવાના

ઈરાદાથી રાખ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કાંઈ ચોરી નથી.

એક કામમાં કેદીએ આઠ ઘોડાને મારી નાંખવાના ઈરાદાથી સલફરીક આસીડ આપ્યો. તેમાં એવો પુરાવ આપવામાં આવ્યો કે તે ઘોડાના દાણામાં સદરહુ આસીડ કેદી વારંવાર ભેળવતો હતો, પણ તે વિશે હરકત લેવામાં આવતી નહી હતી. તેમાં પાર્ક જસ્ટીસે ઠરાવ્યું કે કેદીએ તોહમતનામામાં બતાવેલા ઈરાદાથી તે કૃત્ય કર્યું કિંવા નહી, તે જોવાને સારૂ તે પુરાવામાં લેઈ શકાય છે.

એક માંદો સખસ પોતાનો રોગ કેવો છે અને તેનો અસર શો છે તે કેહે તો, તે અસલ પુરાવ તરીકે દાખલ થઈ શકે છે, પછી તેણે પોતાના વૈદને કહેલું હોય અગર બીજા સખસને કહેલું હોય. પરંતુ વઈદને કહેલું હોય તો તે વધારે વજનદાર છે, કારણ કે તે કેહેવા સબંધી વઈદ બરોબર સમજી શકે છે.

કેદી એવું કબુલ કરે કે જે તોહમતનો મારા ઉપર આરોપ રાખવામાં આવેલો છે તેવો ગુન્હો મેં આગળ એક વખત કરેલો હતો, અને આવા ગુન્હા કરવાનું મારૂં વલણ છે તો, તે પુરાવમાં લેઈ શકાતું નથી. (નાર્ટનસાહેબની ટીકા પાનું. ૧૩૧ થી તે ૧૪૦ સુધી.)

**ફેંસલો**—સન ૧૮૭૬ માં ત્રણ જુદી જુદી વખતે क અને કંપની પાસેથી તોહમતવાળાએ કાયદા વિરૂદ્ધ નાણું લીધાં, એવો તેમના ઉપર આરોપ રાખવામાં આવ્યો. સન ૧૮૭૬, ૧૮૭૭, અને સન ૧૮૭૮ માં क અને કંપની કમીશેરીએટ કંટ્રાક્ટરો તરીકે કામ કરતા હતા, અને તોહમતવાળો કામીસેરીએટ આફીસનો મેનેજર હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે क અને કંપની પાસેથી સન ૧૮૭૭ અને સન ૧૮૭૮ માં કાયદા વિરૂદ્ધ નાણું લીધાના દાખલા જે સબંધ રાખતા નથી, તે તેના વિરૂદ્ધ આ આકટની કલમ ૫ થી ૧૩ સુધી પુરાવમાં દાખલ કરવા લાયક નથી. તેમાં ચીફજસ્ટીસ ગાર્થ સાહેબે તથા જસ્ટીસ મ્યાકલીનસાહેબે મળતા આવી ઠરાવ્યું કે, આ કલમ પ્રમાણે તે પુરાવમાં દાખલ કરવા લાયક નથી. (ઈં. લા. રી. ક. વા. ૬ પાનું. ૬૫૫.)

## કલમ ૧૫ મી.

*કોઈ કૃત્ય થયું તે આકસ્મિક થયું કિંવા ઇરાદા પુર્વક થયું, એવી તકરાર વિશેની હકીકતબાબત.*

**કોઈ કૃત્ય આકસ્મિક થયું છે કિંવા ઈરાદા પુર્વક થયું છે એવી જ્યારે તકરાર હોય, ત્યારે તે કૃત્યના જેવા બીજા ઘણા બનાવો બન્યા છે તેમાંનો કૃત્ય મજકુર એક ભાગ છે, અને તે પ્રત્યેક બનાવમાં સદરહુ કૃત્ય કરનાર સખસ સામિલ હતો, એ હકિકત લગતી છે.**

### દૃષ્ટાંતો.

**(अ.) જે રકમને સારૂ પોતાના ઘરનો વીમો ઉતરાવ્યો છે તે રકમ મેળવવાના હેતુથી अ એ ઘર મજકુર બાળી મુકયું, એવું તોહમત તેના ઉપર છે.**

**अ ઘણા ઘરોમાં અનુક્રમે રહ્યો હતો, તથા તે દરએક ઘરનો તેણે વીમો ઉતરાવ્યો હતો, તથા તે દરએક ઘરમાં આગ લાગી**

હતી, તથા સદરહુ દરએક આગ લાગ્યા પછી अ ને જુદા જુદા વીમાવાળાની દુકાનમાંથી રૂપીયા મળ્યા હતા. એ હકિકતો જે આગો લાગી તે આકસ્મિક ન્હોતી, એ બતાવવાને સારૂ લગતી છે.

(ब.) ब ના દેણદાર પાસેથી પઇશા લેવાના કામ ઉપર अ ને રાખ્યો છે. જે રકમો તેને પોંહોંચે તેની નોંધ એક ચોપડીમાં કરી રાખવાનું अ નું કામ છે. અમુક પ્રસંગે જેટલી રકમ તેને ખરેખરી પોંહોંચેલી તે કરતાં કમી રકમ તેણે નોંધી છે.

તકરાર એવી છે કે એ ખોટી નોંધ આકસ્મિક થઇ છે કે ઇરાદાપુર્વક થઇ છે.

બીજી રકમો अ એ તેજ ચોપડીમાં નોંધી છે તે ખોટી છે, તથા તે ખોટી નોંધ દરએક કામમાં अ ના ફાયદાની છે, એ હકિકત લગતી છે.

(क.) अ ના ઉપર એવું તોહમત છે કે તેણે દગલબાજીથી એક ખોટો રૂપીયો ब ને આપ્યો.

તકરાર એવી છે કે જે રૂપીયો આપ્યો તે આકસ્મિક આપ્યો કે કેમ.

ब ને રૂપીયો આપવાની થોડીવાર પેહેલાં અથવા થોડીવાર પછી अ એ ખોટા રૂપીયા क, ड, તથા इ ને આપ્યા છે, એ હકિકત ब ને જે રૂપીયો આપ્યો તે આકસ્મિક આપ્યો નથી, એ બતાવવાને લગતી છે.

**ટીકા.**—આ કલમ પ્રમાણે હકીકત ઘણી દુરની છે કિંવા નહી, અને તે દરેક હકીકત સાથે સબંધવાળી છે કિંવા નહી તે પુરાવમાં લેવાને નક્કી કરવાનું કામ ન્યાયાધિશનું છે. क ઉદાહર્ણ ઘણુંકરીને કલમ ૧૪ ના ब ઉદાહર્ણના જેવું છે. अ ઉદાહર્ણ છે તે ઉપરની કલમ ૧૪ નીચે જે કેટલાક દાખલા બતાવેલા છે કે અમુક માણસે એક અગર વધારે વખત અમુક કામ કરેલું હોય, તેથી તેણે બીજી અમુક વખતે તેવું કામ કરયું એમ સંભવતું નથી. માટે તે પ્રથમ કરયા બાબતનો પુરાવ રદ કરવામાં આવ્યો તેની સાથે ઘણું મળતું છે. એક રૂસ્વતના કામમાં બીજાં રૂસ્વતનાં કામ પણ શાબેત કરવાની પરવાનગી આપવામાં આવી હતી, કારણ કે તેથી ઈરાદો માલુમ પડતો હતો, સબબ તે પુરાવ લેવામાં આવ્યો હતો. વેબ વિરૂદ્ધ સ્મીથ. સાધારણ રીતે વ્યભીચારનું કામ ચલાવવાને એક મકાન રાખ્યાનો આરોપ રાખવામાં આવેલો હોય તો, તેમાં ઘણા ગુન્હા હોય છે, અને દરેક કૃત્યનો તે કામમાં પુરાવ લેઈ શકાય છે. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૧૪૧)

મી૰ ટેલરસાહેબ પોતાના ગ્રંથની કલમ ૩૨૩ મીમાં કેહે છે કે "ચોરના ઉપર અગર ચોરીનો માલ રાખનાર ઉપર આરોપ રાખવામાં આવ્યો હોય, તેમાં તોહમતવાળાએ બીજાં સખસોનો જુદી જુદી વખતે માલ રાખેલો છે અને ગીરો મુકેલો છે, એ પુરાવમાં લેઈ શકાતું નથી. પરંતુ જો એમ બતાવી આપવામાં આવે કે જે માલ તેણે લીધો અને

ગીરો મુક્યો કેહેવામાં છે તે "પ્રાસીક્યુટર" નો ચોરાએલો છે તો, તોહમતનામામાં લખેલી ચીજો વિષે તોહમતવાળાની બદધાનત હતી એવું અનુમાન થાય છે," સબબ આવો પુરાવો જો ઘણી વખતે આવી હકિકત બની એમ બતાવી આપવામાં આવે તો, તોહમતવાળાના કબજામાં તે ચીજો અકસ્માત આવેલી નથી તે બતાવવાને દાખલ થઈ શકે છે. વળી મી૦ ટેલર પોતાના ગ્રંથની કલમ ૩૨૨ મીમાં કેહે છે કે, એક જુઠી બનાવેલી નોટ વેચવાનો આરોપ રાખવામાં આવેલો હોય, તેમાં તે તોહમતવાળાએ બીજી જુઠી નોટો વેચ્યાની બાબત શાબેત થઈ શકે છે; પરંતુ તે બીજી નોટો વેચતી વખતે તે નોટો સબંધીમાં તોહમતવાળો શું બોલ્યો હતો, અગર તેણે શું કરયું હતું એવો પુરાવ ઈંગ્રેજી "લા" મુજબ લેઈ શકાતો નથી. પરંતુ આં કાયદાની કલમ ૮ અને ૯ પ્રમાણે તેવી હકિકત પણ લાગતી છે.

ઘણી હકિકતોનો અમુક હકિકત ભાગ છે, એવો પુરાવ ઈંગ્લંડમાં જ્યારે તેથી અકસ્માત, અમુક વાત બની નથી એવું બતાવી આપવામાં આવતું હોય, ત્યારેજ દાખલ થઈ શકે છે.

## કલમ ૧૬ મી.

કામની પદ્ધતિ ક્યારે લગતી સમજવી.

**અમુક કૃત્ય બન્યું છે કે નહી એવી તકરાર હોય ત્યારે, જો કામની એવી કોઇ સાધારણ પદ્ધતિ હોય કે તે પ્રમાણે સદરહુ કૃત્ય સ્વભાવિક રીતે થવું જોઇએ, તો તે પદ્ધતિ છે, એ હકિકત લગતી છે.**

## દૃષ્ટાંતો.

**(अ.) તકરાર એવી છે કે અમુક પત્ર રવાને થયું હતું કે કેમ.**

**સર્વે પત્રો અમુક ઠેકાણે મુકયાં હોય તો તેને ટપાલમાં લઈ જાય એવી કામની સાધારણ પદ્ધતિ હતી, તથા અમુક પત્ર તે ઠેકાણે મુકયું હતું, એ હકીકતો લગતી છે.**

**(ब.) તકરાર એવી છે કે અમુક પત્ર अ ને પોહોંચ્યો છે કે નહી. તે પત્ર હમેશની પદ્ધતિ મુજબ ટપાલમાં નાંખ્યું હતું, તથા ડેડલેટર આફીસમાંથી તે પાછું આવ્યું નથી, એ હકીકતો લગતી છે.**

**ટીકા**—આ કલમ અનુમાન કરવાના વિષય સાથે વધારે નીસબત રાખે છે. તેના બંને દૃષ્ટાંતો સારાં ખુલ્લાં છે. દૃષ્ટાંત अ પ્રમાણે એક વાત બનવા ઉપરથી બીજી વાત બન્યાનું અનુપાન લેવાય છે. આ નિયમના સબબથી બંને વાતો એકજ કામના ભાગ થઇ પડે છે, અને તેથી આ બાબતો કલમ ૬ મુજબ પણ લગતી થાય.

મી. ફીલ્ડસાહેબ કેહે છે કે, કોઈ કાગળ ઉપરની ટપાલની છાપ તે વખતે તથા તે જગોએ એ કાગળ ટપાલમાં હતો, એમ બતાવવાને પ્રથમ દર્શનિક પુરાવ છે.

મી. ટેલરસાહેબ કેહે છે કે કોઇ ગ્રહસ્થ જોગના કાગળો તથા નોટીસો તેના નોકરને આપવામાં આવે તો, એ કાગળ એ ગ્રહસ્થને હાથ પોહોચ્યાનું પ્રથમ અનુમાન કરવું

એ આજબી છે. આ પ્રમાણે બીજી જાતના કામકાજની સાધારણ પદ્ધતીની બાબતમાં પણ સમજવું જોઈએ.

હમેશાંની કામ ચલાવવાની રીતી અગર સાધારણ પદ્ધતી છે, એમ સ્પષ્ટ રીતે શાબેત થવું જોઈએ. ઘણી વખતે જે હકિકતનો તકરારી હકિકત સાથે કાંઈ સબંધ નથી હતો તેમ છતાં તેવી હકિકતનો પુરાવ આપવામાં આવે છે. જેમકે એક ભાડુઆત અમુક મુદતે મુદતે ભાડુ આપે છે, એવો પુરાવ બીજા ભાડુઆત પાસેથી તેટલી મુદતે ભાડું લેવાનો હક્ક છે તે બતાવવા આપે છે. પણ જ્યાં સુધી તમામ ભાડુઆતો અમુક પદ્ધતી પ્રમાણે ભાડુ આપે જાય છે એવું બતાવવામાં આવે નહી, ત્યાંહાં સુધી સદરહુ પુરાવ લેઈ શકતો નથી. એક સખસે અમુક બાબતનો અમુક રીતે કરાર કરયો છે, તેની શાબેતી બતાવવાને તે સખસે તેવો કરાર એક બીજી વખત કર્યો હતો એમ બતાવી શકાતું નથી, કારણ કે તેણે એક વખત તેવો કરાર કર્યો હોય તેથી બીજી વખત પણ કર્યો એમ થતુ નથી, પરંતુ જો એમ બતાવી આપવામાં આવે કે તેણે હમેશાંની રીતી અગર પદ્ધતી પ્રમાણે તે કરાર કરેલો છે તો, તે પુરાવમાં લેઈ શકાય છે. (કનિંગહામસાહેબની ટીકાનું પાનું. ૨૭).

**અ**ની તરફથી એક "બીલ આફ એકસચેન્જ" **બ** એ કબુલ કરેલું, તેથી તે બાબત **અ**ના ઉપર દાવો કરવામાં આવ્યો. પછી **બ** ને **અ** તરફથી સામાન્ય રીતે અખત્યાર હતો એવું શાબેત કરવાને એક બીજું બીલ **બ** એ કબુલ કરેલું, અને **અ** એ તેની જવાબદારી કબુલ કરી હતી. તે હકિકતનો પુરાવ દાખલ કરવામાં આવ્યો. ગીબસન વિરૂદ્ધ હંટર.

આ કલમમાં સન ૧૮૫૫ ના આક્ટ ૨ જાની કલમ ૫૦ અને ૫૧ નો સમાસ થાય છે, એમ જણાય છે.

આ કલમ મી૦ ટેલરના ગ્રંથની કલમ ૧૪૭ અને ૧૪૮ માં કેહેવા પ્રમાણે ખાનગી અને સરકારી આફીસોને લાગુ થાય છે.

**ફેસલો**—હિંદુસ્તાનની કંપનીઓના આક્ટ પ્રમાણે એક કંપનીનું દેવું લેહેણું આપવાનું કામ ચાલતું હતું, તેથી તે કંપનીની મીલકતમાં મદદ કરવાને કંટ્રીબ્યુટરીઓનું લીસ્ટ નક્કી કરવામાં આવતાં તે લીસ્ટમાં બતાવેલા સખસોમાંના એક સખસે તે કંપનીના અંગભુત થવાને કબુલ કર્યાની વાત અગર કંટ્રીબ્યુટરી તરીકે જવાબદારી ઇનકાર કરી, તેથી જીલ્લાકોર્ટે તે હરકત લેનાર ઉપર લખેલા કાગળની પ્રેસકાપી આફીશીઅલ લીકવીડેટર તરફથી એવું શાબેત કરવાને પુરાવમાં દાખલ કરી કે, શેરના આલાટમેન્ટની નોટીસ યોગ્ય રીતે આપવામાં આવેલી હતી, પણ કામના કાગળોમાં તે અસલ કાગળ રજુ કરવાને તે હરકત લેનારને કાંઈ નોટીસ આપવામાં આવેલી હોય એમ જણાતું નથી, પણ અપીલની સુનાવણી વખતે આફીશીયલ લીકવીડેટરે કહેલું છે કે, આવી નોટીસ ખરી રીતે આપવામાં આવેલી છે તે વાત તે હરકત લેનારે ઇનકાર કરી. અસલ કાગળ બીજા બાબત અગર તે કાગળ ઉપરના સરનામાનો કાંઈ પુરાવ નથી. પણ તે કંપનીની પ્રેસકાપી લેટર બુકમાં હતી, અને તે કંપનીનો મરનાર સેક્રેટરી જેનું કામ તે લેટરબુકમાં કાગળોની નકલ કરી તે કાગળો રવાને કરવાનું હતું, તેના હાથ દસકતની છે એવું શાબેત કરવામાં આવ્યું, તે

હરકત લેનારે તે કાગળ અગર આલાટમેન્ટની કાંઈ નોટીસ પોહાચ્યાની વાત ઈનકાર કરી છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે અસલ કાગળ યોગ્ય રીતે સરનામું કરેલો હતો અગર ટપાલમાં રવાને કરવામાં આવ્યો હતો, એવું કોર્ટે અનુમાન કરવું નહીં જોઇએ. અને તે કાગળની પ્રેસકાપી પુરાવમાં દાખલ કરવા લાયક નથી, અને આલાટમેન્ટની કાંઈ નોટીસ આપવામાં આવી હોય એ વિશે પુરાવ નથી. (ઈ. લા. રી. અ. વા. ૯ પાનું. ૩૬૬)

## કલમ ૧૭ મી.

### અંગીકાર બાબત.

અંગીકાર એટલે શું.

**જે મુખજુબાનીથી કહેલા કિંવા દસ્તાવેજમાં લખેલા મજકુર ઉપરથી હરકોઇ મુદ્દાની કિંવા લગતી હકીકત સબંધી હરકાંઈ ધારણા થાય, તથા જે નિચે લખેલા સખસોમાંથી હરકોઇ સખસે નિચે લખેલી કેફીયતને સબંધે કહ્યો હોય કિંવા લખ્યો હોય, તે મજકુરને અંગીકાર સમજવો.**

**ટીકા**—લેખી અને મુખજુબાનીની કબુલતો શિવાય, પક્ષકાર પોતાની વર્તણુંકથી પણ કબુલતો કરે છે. પરંતુ તે અહિયાં બતાવવામાં આવી નથી, કારણ કે તેની વ્યવસ્થા ઘણુંકરીને કલમ ૮ મીમાં કરી છે, એવું તેના ઉદાહરણો વિગરે ઉપરથી જણાય છે.

કબુલત એ શાબેતીને ઠેકાણે છે. કબુલત દિવાની કામમાં જે કરવામાં આવે છે તેને માટે અને ફોજદારી કામમાં તોહમતવાળો જે કરે છે તેને સારૂ ઇગ્રેજીમાં જુદા જુદા શબ્દો છે. કલમ ૨૩ અને ૨૪ માં આ બાબતનો ભેદ બતાવવામાં આવેલો છે. (નાર્ટન સાહેબની ટીકાનું પાનું. ૧૪૨).

આ કાયદાની ૧૭ મીથી તે ૨૩ મી કલમ સુધીમાં ફક્ત અંગીકાર શબ્દ વાપરેલો છે, તે બધી કલમો ઘણુંકરીને દિવાની કામોમાં ઉપયોગની છે. ૨૪ મીથી ૩૦ સુધીના ફોજદારી ગુન્હા સબંધી છે.

'આ આકટમાં' 'અંગીકાર' અને 'કબુલત' એવા બે શબ્દો વાપરેલા છે, તે બંનેનો અર્થ એકસરખો થાય છે, તથાપી તેનો ઉપયોગ જુદો જુદો છે. દિવાની કામમાં 'અંગીકાર' અને ફોજદારી કામમાં ગુન્હાની બાબતમાં 'કબુલત' શબ્દ વાપરેલો છે. ઈંગ્લાંડમાં તેમ નથી. ફોજદારી કામમાં ગુન્હાના સબંધમાં કબુલત અને બીજા પ્રકારના હિત વિરૂદ્ધને 'અંગીકાર' કેહેવામાં આવે છે.

નીચેની કલમોના ઠરાવ પ્રમાણે જો હોય તો, જે હકિકતથી અમુક વાત ઈનિકાર કરવામાં આવી હોય, અગર કબુલ કરવામાં આવી હોય તોપણ તે કબુલત છે.

આ આકટ પ્રમાણે જે સખસે કબુલત કરેલી હોય તેને ઉલટાવવાનો પુરાવ આપવાને અટકાવ થતો નથી. કહેલી હકિકત બાબત કબુલત એ પુરાવ છે, અને વારંવાર તે ઘણો મજબુત પુરાવ થાય છે, પણ તે કાંઈ નિર્ણયકારક પુરાવ નથી (કલમ ૩૧ જોવી). માટે કલમ ૧૧૫–૧૧૭ ના ઠરાવ પ્રમાણે જ્યાંહાં સુધી તેને પ્રતિબંધ નથી, ત્યાંહાં સુધી તે ઉલટાવી શકતો હોય તો, તે ઉલટાવવાને મુખત્યાર છે. (કનિંગહામસાહેબની ટીકાનું પાનું. ૨૮).

## કલમ ૧૮ મી.

કામના પક્ષકાર અથવા તેના મુખત્યારે કરેલો અંગીકાર.

**કામના કોઇ પક્ષકારે કહેલો કિંવા લખેલો મજકુર, અથવા એવા કોઇ પક્ષકારે પોતાની તરફથી સદરહુ મજકુર કેહેવાનો સ્પષ્ટ રીતે કિંવા ગર્ભિત રીતે કોઇ મુખત્યારને અખત્યાર આપ્યો છે, એવું કામ મજકુરની કેફીયત ઉપરથી કોર્ટ ગણતી હોય, તેવા મુખત્યારે કહેલો કિંવા લખેલો મજકુર, અંગીકાર છે એમ સમજવું.**

પ્રતિનિધિના સબંધે દાવો કરનાર સખસે કરેલો અંગીકાર.

**જે પક્ષકારોએ પ્રતિનિધિના સબંધથી દાવો કર્યો હોય, અથવા જે પક્ષકારોના ઉપર સદરહુ સબંધે દાવો થયો હોય, તે પક્ષકારોએ કહેલો કિંવા લખેલો મજકુર અંગીકાર નથી, પરંતુ સદરહુ પ્રતિનિધિનો સબંધ ચાલતો હોય તે દરમિયાનમાં એવા પક્ષકારોએ કહેલો કિંવા લખેલો મજકુર અંગીકાર છે, એમ સમજવું.**

દાવાના વિષયમાં જે સખસનો હક્ક હોય, તેણે કીધેલો અંગીકાર.

**(૧.) જે વિષય બાબત કામ ચાલે છે તે વિષય ઉપર જે સખસનો માલકીનો હક્ક હોય, અથવા તેમાં તેનો કાંઈ પઇશા સંબંધીનો હક્ક હોય, તે સખસોએ સદરહું મુજબના હક્કવાળા સખસો તરીકે કહેલો કિંવા લખેલો મજકુર, અથવા**

જે સખસથી હક્ક પોહોંચ્યો હોય તે સખસે કીધેલો અંગીકાર.

**(૨.) જે વિષય બાબત દાવો ચાલ્યો છે તે વિષય ઉપરનો હક્ક તે દાવાના પક્ષકારોને જે સખસોથી મળ્યો હશે, તે સખસોએ કહેલો કિંવા લખેલો મજકુર.**

**જો સદરહુ મજકુર કેહેનારા કિંવા લખનારા સખસોનો હક્ક ચાલુ હોય તે દરમિયાનમાં તેઓએ કહ્યો હોય કિંવા લખ્યો હોય તો, તે અંગીકાર છે.**

**ટીકા**—મી૰ ટેલર પોતાના ગ્રંથની કલમ ૫૪૦ મીમાં કેહે છે કે, જેટલે દરજ્જે મુખ્ય તરફથી એજંટને અખત્યાર હોય, તેટલે દરજ્જે એજંટનું કેહેવું તેના મુખ્યને બંધનકાર્ક છે, સબબ એજંટ અને નોકરોની કહેલી હકિકત તેમને આપેલા અખત્યાર પર્યંત છે કિંવા નહી તે જોવાની સંભાળ રાખવી જોઇએ. માટે જો કાંઈ કરાર સબંધી એજંટે પોતાની નોકરીની દરમિયાનમાં કાંઈ કહેલું હોય તો, તે કરારની રૂઈના દાવામાં મુખ્ય પક્ષકારના વિરૂદ્ધ કબુલત થાય છે. પરંતુ તેણે બીજે જે પ્રસંગે કહેલું હોય, તે પુરાવ નથી. પીટો વિરૂદ્ધ હેગ.

તેમજ એક ઘોડાનો સોદાગર ઘોડા વેચવાને એક નોકર રાખે, અને પછી તે નોકરને વેચતી વખત જે કાંઈ કેહે તે તેનો શેઠ જે ઘોડાનો સોદાગર છે તેને બંધનકાર્ક છે. પછી તે નોકરનું કેહેવું ઘોડાની મજબુતાઈ વિષે ખાત્રી કરવા બાબત હોય, અને તેવી ખાત્રી કરવાને તેના શેઠે તેને અખત્યાર આપેલો ના હોય, તોપણ તે શેઠને બંધનકાર્ક

છે. પરંતુ નોકરે બીજી કોઈ વખતે કોઈ ત્राહિત સખસને અગર ખરીદદારને જે કાંઈ કહેલું હોય અગર કબુલ કરેલું હોય તે પુરાવમાં લેઈ શકાતું નથી. બ્રાઉ વિરૂદ્ધ. ટોડ. આ બાબતમાં ખરી અજમાશ એ છે કે નોકરને તેના શેઠે સ્પષ્ટ રીતે અગર ગર્ભીત રીતે તે પ્રમાણે કેહેવાને અખત્યાર આપેલો છે કિંવા નહી. વીલીસ વિરૂદ્ધ ગ્રેટ વેસ્ટર્ન રેલવે કંપની.

મી૦ ટેલર પોતાના ગ્રંથની કલમ ૬૯૧ મીમાં કેહે છે કે લેણદાર અરજદાર પોતાના નોકરને અમુક નાદાર દેવાદારનું કૃત્ય તે શાબેત કરી શકશે એમ જાણી મોકલે તો, તે નોકરની તે બાબતમાં જે જુબાની થાય તે સદરહુ લેણદારના વિરૂદ્ધ પુરાવ થાય છે. આ કલમ પ્રમાણે સ્વાલ એટલો છે કે આ નોકર લેણદાર અરજદારના નાદાર દેવાદારનું કૃત્ય શાબેત કરવાને એજંટ છે કિંવા નહી. જો તે એજંટ હોય તો તે નોકરનું કેહેવું તે લેણદારના વિરૂદ્ધની કબુલત થાય છે. કોંસલ, આટર્નિ, પ્લીડર વિગરેની બાબતમાં કામ ચલાવવામાં તથા તપાસ કરાવવામાં તેઓને પોતાના અસીલો તરફથી અખત્યાર છે, એમ કોર્ટે બેસક માનવાનું છે.

પક્ષકારો અગર તેમના એજંટો જે હકીકત કબુલ કરે તે કબુલ કરેલી હકીકત સબંધી કલમ ૫૮ મી પ્રમાણે યોગ્ય પુરાવ નહી લેતાં તે હકીકત શાબેત છે એમ ગણવાને મુખત્યાર છે. માટે તે પ્રમાણે જે હકિકત કબુલ કરવામાં આવે તે હકિકત વિશે પાછળથી તકરાર કરવાને પક્ષકારને અટકાવ થાય છે. વકીલ યોગ્ય અખત્યારથી કબુલત કરે તે કબુલત કરતી વખતે તેનો અસીલ હાજર ના હોય, તોપણ તે બંધનકાર્ક છે. એક મિલકતમાંથી થતા નફાની રકમ અમુક રીતે ગણવામાં આવેલી, તેનો નીમ્મે હિસ્સો વકીલે જે રકમ કોર્ટમાં કબુલ કરેલી તે પ્રમાણે આપવાનો હુકમ કરવામાં આવેલો હતો. તેમાં જુડીશીયલ કમીટીએ ઠરાવ્યું કે આ કબુલત અસીલને બંધનકાર્ક છે, સબબ તે અસીલ ફરીથી હિસાબ વિષે તકરાર કરી શકતો નથી. રાજેંદ્ર નારાયણ વિરૂદ્ધ બીબાઈ ગોવિંદસીંગ.

ધણી તરફથી ધણીયાણીને કબુલત કરવાનો અખત્યાર છે કિંવા નહી તેનો આધાર જેમ એજંટની બાબત કામની હકિકત ઉપર હોય છે, તેમ છે. ધણી પોતાના કામ કાજમાં અગર અમુક બાબતમાં પોતાની ઓરતને જેટલે દરજ્જે ભાગ લેવા દે તે ઉપર રહેલું છે. ટેલરકૃત પ્રમાણશાસ્ત્રની કલમ ૬૫૮. એક બાબતમાં ધણીયાણીને કબુલત કરવાનો અખત્યાર હોય, તેથી તેણીને બીજી બાબતમાં પણ અખત્યાર છે એમ થતું નથી. એક સ્ત્રી પોતાના ધણીના આપેલા અખત્યારથી દુકાનનું કામ ચલાવતી હતી, અને તમામ લેણદેણ કરતી હતી, તેમાં કોર્ટે ઠરાવ્યું કે તે સ્ત્રીએ તે દુકાનના માલેકને દુકાનના ભાડા સબંધી કબુલત આપેલી છે તે તેણીના ધણીને બંધનકાર્ક નથી. દુકાનના માલની પોંહોંચ બાબતની જો તેણીની કબુલત હોત તો તે પુરાવ થાત. પરંતુ તે દુકાન પોતાના ધણીની તરફથી ચલાવતી હતી તેથી તેને દુકાનના ભાડાની કબુલત આપવાને અખત્યાર છે, એમ થતું નથી. મીરીદીથ વિરૂદ્ધ ફુટનર.

એજંટ કાંઈ કેહે અગર કૃત્ય કરે તો, તે બાળકને બંધનકાર્ક નથી, કારણ કે બાળક એજંટ નીમી શકતું નથી. ટેલરકૃત પ્રમાણશાસ્ત્રની કલમ ૫૪૧.

પરંતુ કબુલત કાયદેસર થવાને તે કબુલત કરનાર પાકી વયનો હોય કિંવા નહી તે કાંઈ જરૂરનું નથી. માટે એક સખસ સગીર હોય અને તેને માલ આપ્યો હોય, તેની તે બાબત ન્હાનંપણામાં કબુલત કરેલી હોય, તો, તે કબુલત તે બાબતના દાવામાં ઉપયોગમાં લેઈ શકાય છે. ટેલરકૃત પ્રમાણશાસ્ત્રની કલમ ૬૬૯.

બીજી તરફથી એક સખસ વારસ વકીલ થાય, અને તે થતાં પેહેલાં તેણે જે કાંઈ હકિકત કહેલી હોય તે તેનો વારસ વકીલ તરીકે દાવો કરે તેમાં તેની કબુલત થાય કિંવા નહી, તે બાબત ઈંગ્રેજી કોર્ટોના એક બીજાથી વિરૂદ્ધ ઠરાવો છે. પરંતુ આ કયદા પ્રમાણે તે વારસ વકીલ થયા પછીની કબુલત નથી, માટે બાતલ કરવામાં આવી છે.

મજીયારા ભાડુઆતોમાંના ભાડુઆતની, સહસ્સિદારની, ભાગિયાની અને તેવાજ બીજા સખસોની કબુલત બીજા ભાડુઆત, સહ હિસ્સેદાર અને ભાગિયા વિરૂદ્ધ પુરાવ થાય છે.

વડિલોની કબુલત તેમના વારસોને બંધનકાર્ક છે. ઈનામ આપનાર અને બક્ષીસ આપનારની કબુલતો જેને ઈનામ અને બક્ષીસ આપવામાં આવે તેને બંધનકાર્ક થાય છે. એક કામ ઉપરના નોકરની કબુલત તે કામ ઉપર તે નોકરની જગોએ થનારને બંધનકાર્ક છે. વશિયત કરનારની કબુલત એકઝીક્યુટરને બંધનકાર્ક છે, અને વશિયત કરયા વિના મરનારની કબુલત તેની મીલકતના વહિવટદારને બંધનકાર્ક છે.

મી૦ ટેલરસાહેબ પોતાના ગ્રંથની કલમ ૭૧૯ મીમાં કેહે છે કે "કબુલત કરવાની વખત અને હકિકતની બાબતમાં એમ કહી શકાય છે કે, જ્યારે ત્રીજા પક્ષકારની તરફથી જે પક્ષકારને હક્ક મળેલો હોય, તે કારણસર તે પક્ષકાર વિરૂદ્ધ સદરહુ ત્રીજા પક્ષકારની કબુલત પુરાવમાં આપવામાં આવે, ત્યારે એમ બતાવવું જોઇએ કે તકરારી મીલકતમાં તે ત્રીજા પક્ષકારનું હિત હતું તે વખતે તે કબુલત તે ત્રીજા પક્ષકારે કરેલી છે, કારણ કે જે પક્ષકાર પોતાના હિતથી જુદો પડી તે હક્ક ક્યાને હિત બીજાને આપે, અને પછી તે પોતાની નજરમાં આવે તેવી હકિકત કહી તે બીજાને બંધનમાં લાવે એ બીલકુલ ગેરવ્યાજબી છે. માટે એક બીલ વેચતાં પેહેલાંના પક્ષકારે તે વેચ્યા પછી કાંઈ કબુલત આપેલી હોય તો, તે બીલ જેની પાસે હોય તેના વિરૂદ્ધ તે કબુલત થતી નથી. આ ઘણોજ વ્યાજબી નિયમ છે કે તે વેચનાર, ખરીદદાર, ઈનામ આપનાર અને તે લેનારને લાગુ થાય છે, અને ઘણુંકરીને તમામ હક્ક શુદ્ધ અંતઃકાર્ણથી કબુલત કરતા પેહેલાં મેળવેલા હશે, તેને પણ આ નિયમ લાગુ થાય છે."

આગળ કહ્યું છે કે કરારની બાબતમાં એક ભાગીદારની કબુલત બીજાના વિરૂદ્ધ થાય છે, પરંતુ જ્યારે બે ભાગિયા કરાર કરનારમાં એકાદો મરણ પામે તો, હયાત ભાગિયાની પાછળની કબુલત મરનાર ભાગિયાના વારસ વકીલ વિરૂદ્ધ થતી નથી, તેમ મરનારના એકઝીક્યુટરની કબુલત હયાત ભાગિયા વિરૂદ્ધ થતી નથી. કેટલાક સખસ ઉપર નુકશાનીનો દાવો કરવામાં આવે અને તેમાંનો એક સખસ કબુલત આપે, પરંતુ જ્યાંહાં સુધી તે તમામ સખસોના એકસરખા મતલબ અને હેતુ બાબત પુરાવ છે, એવું માલુમ પડે નહી, ત્યાહાં સુધી તે એક સખસની કબુલત બીજા વિરૂદ્ધ થતી નથી. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૧૪૩ ).

વાલી અગર ઇષ્ટમીત્રનું નામ દફતર ઉપર હોય તેથી તે કાંઈ મુકદમાના પક્ષકારો નથી, પરંતુ બાળકનું હિત સાચવવાને કોર્ટના અમલદાર તરીકે તેમને ગણવામાં આવે છે. સીંકલેર વિરૂદ્ધ સીંકલેર. તોપણ દાવાના કારણુસર વાલીએ જે ગંભીર કબુલત કરેલી હોય તે સગીરને બંધનકાર્ક છે. જ્યારે દાવાની બાબત કેટલાકનું હિત હોય ત્યારે તેમાંનો એક જો કે દાવાનો પક્ષકાર ના હોય, તોપણ તેની કબુલત તે તમામ સખસોને બંધનકાર્ક છે.

પરંતુ જ્યારે કોઈ સખસ પોતાના અખત્યાર બાહાર કબુલત કરે, ત્યારે તે કબુલત અખત્યાર વગરની છે, સબબ તે બંધનકાર્ક નથી.

એજંટ પોતાના અખત્યાર પ્રમાણે કરાર અને કૃત્ય કરે, તેથી તે અખત્યાર આપનાર મુખ્યને બંધનમાં લાવી શકે છે.

અમુક કૃત્યને સારૂ કાંઈ શબ્દ બોલવામાં આવે તો, તે શબ્દોથી તે કૃત્ય કેવા પ્રકારનું છે તે સમજાય છે, માટે તે કૃત્ય અને બોલેલા શબ્દો બેઉ જેની તરફથી તે બોલવામાં આવે અને કૃત્ય કરવામાં આવેલું હોય, તેને બંધનકાર્ક છે.

પણ એક એજંટ પોતાના અખત્યારના અંદરના કામ સબંધીમાં ફકત કાંઈ વાત કેહે અને બીજુંં કાંઈ કરે નહી તો, તે ફકત કહેલી વાત કાંઈ પુરાવ થતી નથી. પરંતુ તે એક અગર બે પ્રસંગે પુરાવ થાય છે, તોપણ દરેક વખતે એજંટની કબુલત એ મુખ્યની કબુલત છે એમ થઈ શકતું નથી. પક્ષકાર પોતાની કબુલતથી બંધાએલો છે, અને તે પોતાની કબુલત ઉલટાવી શકતો નથી, પણ કોઈ માણસ તેનો એજંટ છે જે તેની વર્તણુંક અગર કરાર સબંધી કાંઈ કેહે તો, તે વિષે તે પક્ષકારને કાંઈ વાંધો લેવાને અગર તે ઉલટાવવાને અટકાવ થાય છે એમ તો કેહેવું અશક્ય છે. બેમાંના એક પક્ષકારના હિતની કાંઈ બાબત કોઈ એજંટની માહેતીમાં હોય તો, તે ફકત તેના કેહેવાથી શાબેત થઈ શકતી નથી, પરંતુ તેની સાક્ષીથી શાબેત થઈ શકે છે. વળી એવું ધારવામાં આવેલું છે કે એજંટની કહેલી હકિકત જે પક્ષકારનો તે એજંટ હોય તેને ફોજદારીરાહે ગુન્હેગાર ઠરાવવાને પુરાવ થતી નથી. આ બાબતમાં રોસકો કેહે છે કેઃ—એક એજંટ કબુલત કરે તે જેમ કોઈ કોઈ વખતે તેના મુખ્યની જાણે કબુલત હોય તે પ્રમાણે દિવાની કામમાં પુરાવ થાય છે, તેમ તે ફોજદારી કામમાં કોઇ દીવશ પુરાવ થતી નથી. પક્ષકારની પોતાની કબુલત તે સરસમાં સરસ જે પુરાવ રજુ થઈ શકે તેવો પુરાવ છે, સબબ વધારે પુરાવ હોવાની જરૂર રેહેતી નથી. દિવાની કામમાં જે એજંટે પોતાનું કામ ચાલતાની દરમિયાનમાં પોતાની ફરજ પ્રમાણે કબુલત કરેલી હોય તો, તેના મુખ્યની જાણે કબુલત હોય તે પ્રમાણે તે મુખ્યને બંધનકાર્ક છે. પરંતુ આ પ્રમાણે ફોજદારી કામમાં કોઈ દીવસ લાગુ કરવામાં આવેલું નથી. જ્યારે કોઈ પક્ષકાર ઉપર તોહમત એવું રાખવામાં આવ્યું હોય કે, તે પક્ષકારે પોતાના એજંટની મારફતે ગુન્હો કરેલો છે, ત્યારે એજંટનાં કૃત્ય શાબેત કરવાની જરૂર પડે છે. માટે કોઈ કોઈ કામમાં જો એજંટ ગુજરી ગએલો હોય તો તેની કબુલત, એ તેના કૃત્યોમાંથી સરસમાં સરસ ગુજારી શકાય છે.

કૌંન્સલ એવી રીતે કામ ચલાવતો હોય કે જે ઉપરથી એવું અનુમાન થાય કે, અમુક

હકિકત તેણે કબુલ કરી છે તો, તે હકિકત જડજ અગર "જ્યુરી" શાબેત થઈ સમજી શકે છે. જેમકે કૌન્સલ કામ ચાલતાથી શરૂઆતમાંજ કબુલ કરે કે મારા અસીલ પાસે અમુક દસ્તાવેજ છે તો, તેના સામાવાળો ધારી શકે કે તે શાબેત થયું; તેમજ શાહેદીએ કોઈ દસ્તાવેજ ઉપર શાહેદી કરેલી છે તેવી કબુલત કરવામાં આવે તો, તે બાબત પુરાવ હોવાની જરૂર નથી. કબુલત કાયદેસર હુકમની ફરજથી કરેલી હોય તોપણ તે પુરાવમાં દાખલ થઈ શકે છે, પણ કાયદા વિરૂદ્ધ ફરજ જેમકે કેદમાં બેસારી કબુલત લેવામાં આવી હોય તો, તે પુરાવમાં લેઈ શકાતી નથી. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૧૪૯ ).

આ કલમમાં "કામ મજકુરની કેફીયત ઉપરથી કોર્ટ ગણતી હોય તો," તેવા શબ્દો છે, તેથી દરેક કામ કોર્ટના વિચાર ઉપર રહેલું છે. (ફીલ્ડસાહેબની ટીકાનું પાનું. ૯૫ ).

આ કલમમાં આગળ બતાવેલું છે કે એક ભાગિયાની કબુલત બીજા ભાગિયાને બંધનકાર્ક છે, પણ આગળ કેહેવા પ્રમાણે મુદતના સન ૧૮૭૭ ના આકટ ૧૫ માની કલમ ૨૧ મી નીચે પ્રમાણે છે:—

**કલમ** ૨૧—કેટલાક સામાઇકિ કરાર કરનારાઓ પૈકી અથવા ભાગીયાઓ પૈકી અથવા મૃત્યુપત્ર ચલાવનારાઓ પઈકી અથવા ગીરવી રાખનારાઓ પઈકી એક આશામી હેઠળ લખેલા સબબથી, ૧૯ મી તથા ૨૦ મી કલમના કોઈ ઠરાવ ઉપરથી પાત્ર થાય છે એમ સમજવું નહી, એટલે તેઓ પઈકી બીજા કોઈ એકે અથવા અધિકે અથવા તેઓ પઈકી બીજા કોઈ એકના અથવા અધિકના મુખત્યારે સહી કરેલા અંગીકરણના લેખ ઉપરથી માત્ર અથવા આપેલા અવેજ ઉપરથીજ માત્ર પાત્ર થાય છે, એમ સમજવું નહી.

આ કલમ ઉપરથી એમ નિકળે છે કે એક ભાગિયાએ આગળનું દેવું મુદતના સદરહુ કાયદાનો ઠરાવ પ્રમાણે કબુલ કરી નીચે સહી કરેલી હોય તો, તે કબુલત બીજા ભાગિયાને બંધનકાર્ક નથી.

પણ સન ૧૮૭૨ ના આકટ ૯ મા (કરાર બાબતના કાયદા) ની કલમ ૨૫ મી નીચે પ્રમાણે છે:—

**કલમ ૨૫**—વગર અવેજે કરેલી કબુલત નિરર્થક છે. પરંતુ (૧) તે લખેલી હોય તથા દસ્તાવેજ નોંધવા બાબત જે કાયદો વખતે વખતે અમલમાં હોય તે મુજબ નોંધેલી હોય, તથા જે પક્ષકારો પરસ્પર નજદીકના સબંધમાં હોય તે પક્ષકારો વચે સ્વભાવિક પ્રીતિ તથા માયાના સબબથી થએલી હોય તો; અથવા (૨) જે સખસે પોતાની મેળે ખુશીથી કોઈ બીજા સખસને માટે કાંઈ વસ્તુ કરી હોય, કિંવા કાયદાથી સદરહુ બીજા સખસે કરવાની ફરજ હોય એવી વસ્તુ પોતાની મેળે ખુશીથી સખસ મજકુરે તેને માટે કરી હોય, તે સખસને પુરે કિંવા થોડે ભાગે બદલો આપવાને સારૂ વચન તરીકે સદરહુ બીજા સખસે યાને વચન આપનારે તે કરેલી હોય તો; અથવા (૩) દાવો ચાલવા બાબતની મુદતના કાયદાને લીધેજ માત્ર જે દેન કોઈ રૂપીયા ધીરનારથી વસુલ કરી શકાતું નથી, તે દેન તમામ કિંવા થોડે ભાગે આપવાને સારૂ કાંઈ વચન આપવામાં આવ્યું હોય, અને તે વચન લખાણને રૂપે આપ્યું હોય, તથા વચન મજકુરની જવાબદારી જે સખસના ઉપર રેહેવાની હોય તે સખસે કિંવા તેના કુલમુખત્યારે કિંવા તેટલાજ કામ સારૂ અધિકાર આપ્યો હોય તેવા મુખત્યારે લખાણ મજકુરના ઉપર સહી કરી હોય તો; સદરહુ વગર

અવેજે કરેલી કબુલાત નિરર્થક થતી નથી. ઉપલે કોઈ પણ પ્રસંગે કબુલાત મજકુર કરાર થાય છે, એવું સમજવું.

ઉપર બતાવેલી મુદતના કાયદાની કલમ ૨૧ મીમાં જે ઠરાવ છે તે જુના મુદતના સન ૧૮૭૧ ના આકટ ૯ માની કલમ ૨૦ મીમાં હતો, તોપણ વધારે ખુલાસાના કારણ-સર તે કલમ ૨૦ મીના આ બાબતના ઠરાવનઃ શબ્દો નીચે પ્રમાણે છેઃ—

**કલમ ૨૦—(अ)** હર કાંઈ કરજ બાબત અથવા મૃતલેખાર્પીતદાન બાબત કરાર અ-થવા કબુલત આ આકટમાં કહેલી મુદત પુરી થયા પેહેલાં લખીને કરી હોય, અને તે કરાર અથવા કબુલત જેને લાગુ કરવી હોય તે માણસની અથવા તેણે પોતાના જે મુખત્યારને એ બાબત સામાન્ય કે વિશેષ રીતે અખત્યાર આપ્યો હોય તે મુખત્યારની તે લેખ ઉપર સહી થઈ નહી હોય તો, તે કરાર ઉપરથી અથવા કબુલત ઉપરથી આ આકટમાં કહેલી મુદતના ઠરાવને હરકત થશે નહી.

**(ब)** સદરહુ પ્રકારનો લેખ થયો હોય ત્યારે જે વખતે તે કરાર ઉપર અથવા ક-બુલત ઉપર સહી થઈ તે વખતથી અસલના દેણાના પ્રકાર પ્રમાણે નવી મુદત ગણવી.

**(क)** જે લેખમાં સદરહુ કરાર અથવા કબુલત હોય તે લેખ ઉપર તારીખ ભરી નહી હોય, ત્યારે તે લેખ ઉપર ક્યારે સહી થઈ તે વિશે મ્હોડાનો પુરાવો લેવાનો અધિકાર છે. પણ તે લેખનો નાશ થયો છે અથવા તે ખોવાઈ ગયો છે એવું કેહેતા હોય ત્યારે તે-માં લખેલા મજકુર બાબત મ્હોડાનો પુરાવો લેવો નહી.

આ ઉપરથી જણાશે કે તે બાબતમાં હાલના મુદતના કાયદાની કલમ ૨૧ ના અને સદ-રહુ જુના કાયદાની કલમ ૨૦ ના મતલબમાં એકજ શબ્દો છે. અમદાવાદની સ્માલકાજકોર્ટથી (ઈ. લા. રી. ૮ મુ પાનું.)–બાઈ મંછા વિરૂદ્ધ ગીરધર છગન વગરેના કામમાં મુંબાઈની ન્યા-યાધિકારી હાયકોર્ટને તે કલમ ૨૦ તથા કરાર આકટની કલમ ૨૫ ના શબ્દો જે એક બીજા વિરૂદ્ધ લાગવાથી રેફરન્સ કરવામાં આવ્યું હતું. તેમાં હાયકોર્ટે તા૦ ૨૮ મી માર્ચ સન ૧૮૭૬ ના રોજ ઠરાવેલું છે કે એક ભાગિયાની કબુલત બીજા ભાગિયાને બંધનકાર્ક છે, કારણ કે તે કાંઇ કબુલત નથી, પણ તે હિસાબ નક્કી કર્યો થાય છે, એવી રીતે કે જાણે તે તારીખે નવો કરાર થયો, પણ સન ૧૮૭૧ ના આકટ ૯ મામાં સામસામી હિ-સાબ નક્કી કર્યા તારીખથી દાવાનું કારણ ઉત્પન્ન થઇ દાવો ચાલી શકે તેવો ઠરાવ હતો, પણ હાલના સન ૧૮૭૭ ના આકટ ૧૫ મામાં તો પ્રતીવાદીની સહીની જરૂર છે. માટે નામદાર હાયકોર્ટનો આ ઠરાવનો અમલ જારી સમજવો કે નહી તે અંદેશા ભરેલું છે.

**ફેંસલા**—એક આટરનીનું અમૂક સખસ પાસે મૂકદમાના ખર્ચનું લેહેણું હતું, તે બાબતનું બીલ ટચાકસ કરાવવાની તે સખસે ના કહેલી, અને તેથી દેર થએલી. તેમાં ઠરાવ્યું કે પક્ષકારોના સબંધ ઉપર નજર રાખતાં આ દેર થવાથી પ્રતીવાદીની તે બીલ ટચાકસ નહી કરાવવાની કબૂલત થતી નથી, અને હમેશાંની રીતી પ્રમાણે પ્રતીવાદીએ તે બીલ ટચાક્સ કરાવવાની ના કહેલી, તેથી તે ટચાક્સ કરાવવાને પ્રતીવાદીને અટકાવ થતો નથી. ઈ. લા. રી. વા. ૩. પાનું ૪૬૩

કરાર વિશેશ રીતે અમલમાં લાવવાના દાવામાં પ્રતીવાદીએ પોતાની લખેલી દસ્ત-

કતમાં તે કરાર લખી આપેલો તથા તેમાં જે શરતો હતી તે કબૂલ કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કરી લખી આપ્યાની વાત શાબેત કરવાને તથા તે પુરાવમાં રજુ કરવાને વાદીને જરૂર નથી, (ઈ. લા. રી. મૂ. વાં. ૫. પાનું ૧૪૩.).

જમીનદાર અને ઇજારદારની વચમાં સાંથ બાબતનો દાવો હતો. તે ઇજારદારોમાંના એક ઈજારદારને તે જમીનદાર તરફથી શૌક્ષીમાં બોલાવવાપાં આવ્યો. તેણે કબુલ કર્યું કે મેં અને મારા સહઈજારદારોએ શાંથ પરભારી જમીનદારને આપવાને કબુલ કરેલું છે. આ દાવાનો નીકાલ જમીનદારના લાભમાં કરવામાં આવ્યો. તે ઉપરથી તે ઇજારદારોએ 'જોટેદારો' ઊપર દાવો કરયો, તે જોટેદારોમાં સદરહુ શાક્ષીમાં પણ હતો. તે દાવામાં ઇજારદારોએ જે રકમ આપવાનું હુકમનામું કરવામાં આવેલું તે રકમ જોટેદારોએ આપવી જોઇએ, તે લેવાને માગવામાં આવેલું હતું. તે જોટેદારોએ તે આપવાને ના કબુલ કર્યું. આ કામમાં જોટેદારે જમીનદારના કામમાં આપેલી જુબાની વાદીની તરફથી તમામ પ્રતીવાદીઓ વિરૂદ્ધ પુરાવ તરીકે દાખલ કરવામાં આવી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે પુરાવમાં દાખલ કરવા લાયક છે. (ઈ. લા. રી. ક. વા. ૧૧ પાનું. ૫૮૮)

## કલમ ૧૯ મી.

જે સખસોની સ્થિતી મુકદમાના પક્ષકારની વિરૂદ્ધ શાબીત કરવાની જરૂર છે, તેવા સખસોએ કહેલો કિંવા લખેલો મજકુર.

**જે સખસોની સ્થિતી કિંવા જવાબદારી કોઈ મુકદ્દમામાંના કોઇ પક્ષકાર વિરૂદ્ધ છે કે નહી, એવા સબંધથી શાબીત કરવાની જરૂર છે, તેવા સખસો પોતે જો કાંઈ દાવો માંડે અથવા તે સખસોના ઉપર જો બીજો કોઇ દાવો માંડે, તો તે મુકદ્દમામાં સદરહુ સ્થિતી કિંવા જવાબદારીને સબંધે, સખસો મજકુરે કહેલો કિંવા લખેલો કોઇ મજકુર, તેઓને પોતાને વિરૂદ્ધ હોવાથી લગતો હોય તો, તે મજકુર સદરહુ સખસોએ સદરહુ મુકદ્દમામાં કહ્યો હોય, કિંવા લખ્યો હોય, ત્યારે તે મજકુર અંગીકાર છે એમ સમજવું; પણ સખસો મજકુર સદરહુ સ્થિતીમાં કાયમ હોય કિંવા તેની સદરહુ જવાબદારી ચાલુ હોય તે દરમિયાનમાં સદરહુ મજકુર તેઓએ કહ્યો હોય અથવા લખ્યો હોય તો.**

### દૃષ્ટાંત.

**ब ના તરફથી ભાડું વસુલ કરવાનું अ પોતાને માથે લે છે.**

**ब ને જે ભાડું क ના તરફથી આવવાનું હતું તે अ એ વસુલ કર્યું નહી, સબબ ब એ अ ઉપર દાવો કર્યો છે.**

**ब નું क પાસે કાંઇ ભાડું લેહેણું હતું, એ વાતનો अ ઇનકાર કરે છે.**

**ब નું પોતાની પાસે ભાડું લેહેણું હતું એવો क નો કહેલો કિંવા લખેલો મજકુર અંગીકાર છે; અને क ની પાસેથી ब નું**

**ભાડું લેહેણું હતું એ વાતનો જો अ ઇનકાર કરતો હોય તો, સદરહુ મજકુર अ ના વિરૂદ્ધ લગતો છે.**

**ટીકા**—મી૦ નાર્ટનસાહેબ પોતાની ટીકાને પાને ૧૪૯ માં કેહે છે કે, હિંદુસ્થાનમાં જુઠી કબુલતો સેહેલાઇથી મેળવી શકાય છે. માટે આ કલમથી કાંઈ થોડું કપટ થવાનો રસ્તો ખુલ્લો છે, એમ કાંઈ સંભવતું નથી.

કનિંગહામસાહેબ પોતાની ટીકાને પાને ૩૨ મે કેહે છે કે વાદી જે માલ વેહેપારીની રીત પ્રમાણે क ને મોકલે અગર આપે, તેનો अ ખોળાધર થયો. પછી મુખ્ય દેણદાર क કબુલ કરે કે મને માલ મળયો છે તો, જેમ क ઉપર દાવો કરવામાં આવે ને क વિરૂદ્ધ કામમાં આવે, તેજ પ્રમાણે જમાન अ બિરૂદ્ધ પણ તે થાય.

મી૦ ટેલરસાહેબના ગ્રંથની કલમ ૬૮૮ માં એવો દાખલો છે કે अ તથા ब ને क નું મજીયારૂં દેવું છે, પરંતુ क એકલા अ ઉપર દાવો કરે છે. अ એ તકરાર કરી કે હું એકલો-કાંઈ જવાબદાર નથી, તેમ આ બાબતમાં કાંઈ એકામતે એકાજુતે પણ જવાબદારી નથી, સબબ ब ને સહપ્રતીવાદીમાં સામેલ કરવો જોઇએ, કારણ અમે બેઉ મજીયારે જવાબદાર છીએ. ब ની આ મજીયારી જવાબદારી બાબતની કબુલત તે अ તથા क ની વચમાં લાગતી હકિકત છે.

આનો સાધારણ દાખલો એ છે કે જ્યારે કાંઈ માલ સબંધી તકરાર હોય છે, અને તે પ્રતીવાદીએ બીજાને વેચ્યો હોય ત્યારે તેની કીમત લેવા વિષેના તે સખસના અંગીકાર પ્રતિવાદી વિરૂદ્ધ કામ લાગે છે. વળી એકલા જામીન ઉપરના દાવામાં જામીનગીરીના આધારે મુળ દેણદારને કેટલું ધીરયું છે, તે વિષેની તકરારમાં મુળ દેણદાર ધીર્યાનું કબુલ કરે, તે પણ જામીન વિરૂદ્ધ અંગીકાર તરીકે લગતું છે.

## કલમ ૨૦ મી.

જે સખસનો પક્ષકારે સ્પષ્ટ રીતે હવાલો આપ્યો હોય, તે સખસનો કરેલો અંગીકાર.

**તકરારી બાબત સબંધી કાંઇ માહીતી જે સખસો પાસેથી મેળવવાનું મુકદ્દમાના હરકોઇ પક્ષકારે સ્પષ્ટ રીતે બતાવ્યું હોય, તે સખસોએ કહેલો કિંવા લખેલો મજકુર અંગીકાર છે એમ સમજવું.**

### દૃષ્ટાંત.

**તકરાર એવી છે કે अ એ ब ને વેચેલો ઘોડો મજબુત છે કે નહી. अ, ब ને કેહે છે કે "જઇને क ને પુછો, क ને તે બાબત સર્વે માલમ છે" क એ જે મજકુર હહ્યો હોય તે અંગીકાર છે.**

**ટીકા**—કનિંગહામસાહેબ પોતાની ટીકાને પાને ૩૨ મે કેહે છે કે આ કલમના ઠરાવથી દરેક વાત જે શાક્ષિ કેહે, તે જે પક્ષકારે તે શાક્ષિને બોલાવ્યો હોય તેની વિરૂદ્ધ થતી નથી. પરંતુ તે અમુક બાબતને વિષે કબુલત થાય તે પ્રમાણે ખુલ્લી રીતે પુછેલું હોય તો તે કબુલત થાય છે. જેમકે अ કેહે છે કે "જો ब કેહેશે કે મારે તમારૂં જે દેવું છે તે હું તમને અપીશ," પછી ब તે બાબત કેહે તો, તે ब નું કેહેવું अ વિરૂદ્ધ કબુલત છે,

**ઘ** એ **અ** ને બનાવટી નોટ આપી છે કે નહી, તે બાબતની તકરારમાં **ઘ** એમ કેહે કે મેં જો આપી હોય તો મારી પાસે તે **ક** પાસેથી આવેલી છે. જાઓ **ક** ને પુછો. આ જગોએ **ક** નું બોલવું **ઘ** તરફનો અંગીકાર છે.

નાર્ટનસાહેબ પોતાની ટીકાને પાને ૧૪૯ મે કેહે છે કે, સવાલ કાયદા સબંધી કિંવા હકિકતનો હોય તેની ચિંતા નહી, પણ તે બાબત ત્રીજા સખસને પુછવામાં આવ્યું છે એવું પક્ષકારની વર્તણુંક ઉપરથી વ્યાજબી પરીણામ તરીકે નીકળતું હોય તો, તે બસ છે.

મી૦ ટેલરસાહેબે પોતાના ગ્રંથની કલમ ૬૮૯-૬૯૩ માં કહ્યું છે કે, સવાલ કાયદાનો અગર હકિકતનો હોય, અને જે સખસને પુછવામાં આવે તેની બાબતમાં તેને માહેતી હોય કિંવા નહી, તેની ચીંતા નથી.

તેમજ જેને હવાલો થયો છે તેને એ બાબતસર ખાસ ધ્યાન હોય કિંવા ન હોય, અથવા તેણે કહેલો મજકુર કરારની રૂઇના દાવામાં કે અપકૃત (ટાર્ટ) ના દાવામાં પુરાવમાં ગુજારવામાં આવી શકે છે. આવે પ્રસંગે જેના તરફ હવાલો થએલો છે તેણે કહેલો મજકુર હવાલો કરનાર વિરૂદ્ધ કેટલીક વખત નિર્ણયકાર્ક ગણાયો છે, પણ આ કાયદા મુજબ તે નિર્ણયકાર્ક થતો નથી. (જુઓ કલમ ૩૧). પણ હવાલો કરનારે બીજા માણસ ઉપર વિસ્વાસ બેસાડી તે પ્રમાણે કાંઇ કૃત્ય કરાવ્યું હોય તો, પછી તેનાથી તે વિશે ના કેહેવાતી નથી, અને કલમ ૧૧૫ મી મુજબ ના કેહેવાને તેને પ્રતિબંધ કરે છે.

જેને પુછવામાં આવે તેનું કેહેવું જે પક્ષકારે તેને પુછયું હોય તેની વિરૂદ્ધ નિર્ણયકાર્ક છે કિંવા નહી, તે બાબત ઈંગ્લાંડમાં એક બીજાથી વિરૂદ્ધ ઠરાવો છે, પણ મી૦ ટેલર કેહે છે કે ન્યાય અને નીતીના કારણસર જે પક્ષકાર તે વિરૂદ્ધ બોલતો હોય તેને શીર તે વિરૂદ્ધ બતાવવાનો બોજો નાંખવો, અને તે કેહેવામાં કેહેનારની ચુક અગર કપટ છે એવું બતાવવામાં ના આવે ત્યાંહાં સુધી તેને પુછનાર પક્ષકાર ઉપર તે બંધનકાર્ક છે એમ ઠરાવવું જોઇએ. (ફીલ્ડસાહેબની ટીકાનું પાનું. ૯૮).

## કલમ ૨૧ મી.

*જે માણસે અંગીકાર કર્યો હોય તેની વિરૂદ્ધ અથવા તેના તરફેનમાં અંગીકાર લગતો છે કે શી રીતે.*

**જે સખસે કાંઇ અંગીકાર કીધેલો હોય તે સખસ વિરૂદ્ધ અથવા હક્ક સબંધીના તેના પ્રતિનીધીની વિરૂદ્ધ તે અંગીકાર લગતો છે તથા તે શાબીત કરી શકાય છે; પરંતુ જે સખસે તે અંગીકાર કીધો હોય તેનાથી અથવા તેના તરફથી અથવા તેના હક્ક સબંધના પ્રતિનીધીથી નીચે બતાવેલી બાબત શિવાય બીજી બાબતમાં અંગીકાર મજકુર શાબીત કરી શકાતો નથી.**

**(૧.) જ્યારે અંગીકાર એવા પ્રકારનો હોય કે તે કરનાર સખસ મરણ પામ્યો હોય તો, તે કલમ ૩૨ મુજબ ત્રાહીત સખસોની વચે ચાલતા કામમાં લગતો થાય, ત્યારે તે અંગીકાર જે સખસે કર્યો હોય તેનાથી અથવા તેના તરફથી તે શાબિત કરી શકાય છે.**

(૨.) મનની અથવા શરીરની કોઇ સ્થિતિ હતી એ હકીકત લગતી કિંવા મુદ્દાની હોય ત્યારે, તે સ્થિતિ હતી; એવો જે મજકુર સદરહુ મનની અથવા શરીરની સ્થિતિ ચાલતી હોય તે વખતે અથવા તે અરસામાં કેહેવામાં અથવા લખવામાં આવ્યો હોય, તે મજકુરને રૂપે જ્યારે કોઇ અંગીકાર હોય, તથા જ્યારે તે મજકુર કેહેવાની અથવા લખવાની સાથે એવી વર્તણુંક થઈ હોય કે સદરહુ કેહેવું કિંવા લખવું ખોટું છે, એ તે ઉપરથી અસંભવિત માલમ પડે ત્યારે સદરહુ અંગીકારની શાબિતી તે અંગીકાર કરનાર સખસથી અથવા તેની તરફથી કરી શકાય છે.

(૩.) કોઇ અંગીકાર, અંગીકાર તરીકે નહી, પણ બીજી રીતે લગતો હોય તો, તે અંગીકાર જે સખસે કીધો હોય તેનાથી અથવા તેના તરફથી શાબિત કરી શકાય છે.

## દૃષ્ટાંતો.

(अ.) अ તથા ब વચ્ચે તકરાર એવી છે કે અમુક ખત બનાવટનું છે કે નહી. अ નું કેહેવું એવું છે કે તે ખરૂં છે, તથા ब નું કેહેવું એમ છે કે તે બનાવટનું છે.

સદરહુ ખત ખરૂં છે એવો મજકુર ब એ કહ્યો અથવા લખ્યો હોય, તેની શાબિતી अ થી કરી શકાય છે; તથા ખત મજકુર બનાવટનું છે એવો મજકુર अ એ કહ્યો અથવા લખ્યો હોય તેની શાબીતી ब થી કરી શકાય છે; પરંતુ તકરારી ખત ખરૂં છે એવો મજકુર अ એ પોતે કહ્યો અથવા લખ્યો હોય તેની શાબીતી अ થી કરી શકાતી નથી, તેમજ તે બનાવટનું છે; એવો મજકુર ब એ કહ્યો અથવા લખ્યો હોય, તેની શાબીતી ब થી કરી શકાતી નથી.

(ब.) अ એક વાંહાણનો ટંડેલ છે તેના ઉપર એવા તોહમત બદલ તજવીજ ચાલે છે કે તેણે એક વાંહાણ ભાગી નાંખ્યું.

વાંહાણને તેના યોગ્ય મારગની બાહાર લઇ જવામાં આવ્યું હતું, એ બતાવવાને સારૂ પુરાવો આપવામાં આવ્યો છે.

પોતાના હમેશના કામને પ્રસંગે अ એ રાખેલી એક ચોપડી તે હાજર કરે છે, તે ઉપરથી એવું દેખાય છે કે દરરોજ બનાવો વગેરે જે જાહેર કર્યા પ્રમાણે તેનું અવલોકન કરવામાં આવતું, તે સર્વે તેમાં લખી રાખ્યું છે, તથા તે ઉપરથી એવું માલમ પડે છે કે વાંહાણ મજકુરને તેના યોગ્ય મારગની બાહાર લઇ જવામાં આવ્યું નહોતું; अ સદરહુ મજકુર શાબીત કરી શકે છે, કારણ કે તે મરણ પામ્યો હોત તો સદરહુ મજકુર ત્રાહિત પક્ષકારો મધ્યે ચાલતા કામમાં કલમ ૩૨ ની રકમ

(૨) મુજબ પુરાવામાં લેવાઇ શકાત.

(क.) કલકતામાં अ એ. એક ગુન્હો કર્યો છે, એવું તેના ઉપર તોહમત છે.

તેણે પોતે લખેલું એક પત્ર તે હાજર કરે છે; તે પત્રમાં લાહોર મુકામે તે દિવશે તારીખ નાંખેલી છે, તથા જે તારીખ નાંખેલી છે તે તારીખની લાહોરની પોસ્ટ આફીસની છાપ તે પત્ર ઉપર છે.

પત્રમાં તારીખ લખી છે એ મજકુર પુરાવામાં લેવા યોગ્ય છે, કારણ કે अ જો મરણ પામેલો હોત તો, તે મજકુર કલમ ૩૨.ની રકમ ૨ મુજબ પુરાવામાં લેવા યોગ્ય હોત.

(ह.) માલ ચોરીનો છે એવું જાણ્યા છતાં તે લીધા બાબત अ ના ઉપર તોહમત છે. સદરહુ માલની જે કિંમત છે તે કિંમતના અંદર તે વેચવાની તેણેના કહી હતી, એવું શાબીત કરવા તે માગે છે

સદરહુ મજકુર અંગીકાર છે, તોપણ તેની શાબીતી अ કરી શકે છે, કારણ કે મુદ્દાની હકિકત ઉપરથી જે વર્તણુંક થઇ તેનો ખુલાસો તે ઉપરથી થાય છે.

(इ.) ખોટો શિક્કો છે એવું માલમ છતાં ખોટો શિક્કો પોતાના કબજામાં દગલબાજીથી રાખ્યાનું તોહમત अ ઉપર છે.

अ એવી હકિકત શાબીત કરવા કેહે છે કે શિક્કો મજકુર ખોટો છે કે નહી એ વિષેનો મને સંસય પડવાથી તે શિક્કાની પરિક્ષા નાણાં પારખનાર એક સખસ પાસે મેં કરાવી, અને તેણે પરિક્ષા કરીને મને એવું કહ્યું કે શિક્કો મજકુર ખરો છે.

સદરહુ છેવટના ઉપલા દ્રષ્ટાંતમાં કહેલા કારણને લીધે अ હકિકતો શાબીત કરી શકે છે.

**ટીકા**—આ કલમ પ્રમાણે પક્ષકારે આગળ કહેલી હકિકત, જ્યારે બીજી કહેલી હકિકત એવી હોય કે તેના સાચાપણા બાબત ઘણો સંભવ હોય, ત્યારેજ ફકત પુરાવમાં દાખલ થઇ શકે છે. જો એમ ના હોય તો હરકોઈ પક્ષકાર પોતાના કામમાં પુરાવ સારૂ શાહેદી રાખી અમુક હકિકત કહી રાખે, અને પછી કામ ચાલતી વખતે તે શાબેત કરે, એતો ઘણું સેહેલું થઇ પડે, તેથી કામમાં કાંઇ પણ કિમત વગરનો પુરાવ દાખલ થાય; સબબ તે પ્રમાણે ના થાય તે સારૂ આ કલમમાં ઠરાવેલું છે કે જે સખસે તે હકિકત કહી હોય તે અગર તેની તરફથી કોઇ બીજો સખસ તે શાબેત કરી શકતો નથી, પરંતુ તે કેહેનાર પક્ષકારનો વિરૂદ્ધ પક્ષકાર અગર તેની તરફનો માણસ તે શાબેત કરી શકે છે. એટલે તેથી તે કેહેનાર પક્ષકારના વિરૂદ્ધ અને સામા પક્ષકારના ફાયદાની તે બાબત હોય છે, અને તે સાચી છે એમ ઘણુંકરીને ભરૂંસો રાખવામાં આવે છે.

આ નિયમમાં કાંઈ નરમાશ રાખવામાં ના આવે તો તે ઘણો સખત થઇ પડે,

કેમકે કેટલોક કહેલો મજકુર તે કેહેનારના હિતનો હોય છે, પણ તે ઉપર અમુક હકિકતને લીધે ખાસ ભરૂંસો રાખવામાં આવે છે. જેમકે કલમ ૩૨ માં કહેલો મજકુર જેની બાબતમાં **ब** અને **क** દૃષ્ટાંત બતાવવામાં આવેલાં છે. અમુક કામ ચાલતાં પદ્ધતિ પ્રમાણે પોતાના ચોપડામાં કોઈ માણસ રકમ લખે તો તે સાચી છે, એમ અનુમાન થાય છે. માટે જો કે તે લખનારાના ફાયદાની વાત છે તોપણ તે લખ્યાની વાત પોતાના કામમાં જેમ શાબેત કરી શકે છે, તેમજ રકમ બીજીમાં બતાવેલી કબુલતો સાધારણ નિયમ પ્રમાણે પુરાવમાં દાખલ કરવી એ ભયંકર છે. પરંતુ જે વખતે પોતાના મનની અગર શરીરની સ્થિતિ અમુક રીતની હોય તે વખતે તેણે કાંઈ કહ્યું હોય, અને તેની સાથે તેની એવી વર્તણુંક થએલી હોય કે તે કેહેવું જુઠું હોવાનો સંભવ ના હોય તો, તે દાખલ કરવું ભયંકર નથી. તેમજ રકમ ૩ માં બતાવેલી કબુલતો બાબત **ड** અને **इ** દૃષ્ટાંતો આપેલાં છે.

એક સખસે પોતાની ગાડી બીજાની ગાડી સામી હાંકી, તેથી જેની ગાડી સામી હાંકવામાં આવી તેના પગની જાંગ ભાગી. આ બાબત જેની જાંગ ભાગી તેણે દાવો કરયો. તેમાં વાદી તરફથી એક દાકતરને શાહેદીમાં બોલાવવામાં આવ્યો હતો. તે કામમાં વાદીનું રૂ.૬૦૦૦ ) નું હુકમનામું થયું. પછી સદરહુ દાકટરે વાદી ઉપર પોતે દાકતર તરીકે કામ કરેલું તે બાબત દાવો કરયો, તેમાં દાકતરે પોતાની મેહેનત બદલ ફીની રકમ બાબત સદરહુ વાદીના દાવામાં શાહેદી આપેલી તે દાખલ કરતાં ઠરવવાવમાં આવ્યું કે તે વખતે જે કહેલું હતું તે કેહેવું આ કામમાં પુરાવમાં લેઇ શકાતુ નથી. આ પુરાવ તેના લાભમાં દાખલ કરવા લાયક નહી, પણ વિરૂદ્ધ દાખલ થઇ શકે છે. પરંતું આ કાયદાની કલમ ૧૫૭ પ્રમાણે તે પ્રસંતરી પુરાવ તરીકે દાખલ થઇ શકે છે. (કનિંગહામસાહેબની ટીકાનું પાનું ૩૪).

જો કે આગળ કેહેવા પ્રમાણે કબુલત કરનારને એમ બતાવવાને હરકત નથી કે તે હકિકત ભુલ ભરેલી છે અગર સાચી નથી, પણ જો તે કબુલતથી બીજો સખસ પોતાની સ્થિતિમાં ફેરફાર કરવાને લલચાયો હોય અને તે પ્રમાણે પોતાની સ્થિતિ ફેરવી હોય તો, તે એમ બતાવી શકતો નથી. પરંતુ તે વખતે જેની સ્થિતિ ફેરફાર થએલી છે તેના સબંધમાં તથા તેની તરફથી દાવો રાખનારના સબંધમાં તે કબુલત કરનાર પક્ષકાર કાંઇ બતાવી શકતો નથી. તેમ ત્રીજા સખસની બાબતમાં તે કબુલતથી તે કલબુલત કરનાર કાંઇ બંધનમાં પણ નથી. પ્રતીબંધથી પક્ષકાર અને તેમની સાથે સબંધ રાખનારા જેમકે, વારસ વિગેરેને બંધન થાય છે. પરંતુ તેથી કાંઈ ત્રીજા સખસનેબંધન થતુ નથી. ન્યુટન વિરૂદ્ધ લીડીયર્ડ. કોઈ કોઇ વખત કપટ ભરેલા ઇરાદાથી કબુલત કરવામાં આવી હતી એમ બતાવી શકાય છે. જેમકે એક વેહેપારી પોતાના લેણદારોને છેતરવાના ઇરાદાથી પોતાનો માલ પોતાના મીત્રને આપી તેને ભરતીયું કરી આપે, અને કિંમતની જુઠી પોહોંચ પણ કરી આપે, બાદ તે ઢોંગી ખરીદદાર પાસેથી માલ પાછો લેવાને દાવો કરવામાં આવે, તેમાં સદરહુ દસ્તાવેજો રજુ કરવામાં આવે તો તે સાચા નથી એમ તે વેહેપારી બતાવી શકે છે. બોઝ વિરૂદ્ધ ફાસ્ટર. પણ જો તે મીલકત થોડી મુદત રાખી પાછી આપવી એવા ઇરાદાથી આપવામાં આવી ના હોય તો, તે પ્રમાણે કપટ થાય તે નહી થાય થતુ નથી. ડુ વિરૂદ્ધ રાબર્ટસ. ( નાર્ટનસાહેબની ટીકાનું. પાનું ૨૧ ).

કલમ ૧૮, ૧૯ તથા ૨૦ મુજબ થએલા અંગીકારો આ કલમમાં તથા કલમ ૧૯, ૨૦ માં બતાવેલા સખસો વિરૂદ્ધજ લેવાય છે, પણ કલમ ૩૨ માં કહેલા અંગીકાર આખી દુનિયાં વિરૂદ્ધ થઈ પડે છે.

સ્પષ્ટ અગર ગર્ભિત અંગીકાર કરનારના વિરૂદ્ધ મજબુતમાં મજબુત પુરાવો હોય, છતાં પણ અંગીકાર ભુલથી અગર જુઠો કિંવા દગલબાજીથી કરયો છે, એમ શાબીત કરવાની તેને પરવાનગી મળે છે. દાખલા તરીકે એક વેહેપારી કરજદારોને ઠગવાના-ઈરાદાથી પોતાનો માલ એક દોસ્તને આપી તેની સાથે એક ભરતીયું કરી આપે, અને કીમતની બનાવટી પોહોચ આપે છે. જુઠા ઊભા કરેલા ખરીદદાર પાસેથી સામાન પાછો લેવાના જ્યારે દસ્તાવેજો રજુ થાય છે ત્યારે તે દસ્તાવેજો જુઠા છે એમ તે બતાવી શકે છે. બોવીસ વિ. ફોરેસ્ટર ( ૨૭ એલ. જે. એક્ષ. ૨૬૨ ). વળી એક બીજો દાખલો કે પ્રતીવાદી પાસેથી મીલકતની માલેકી ગઇ છે, એવી મતલબનો દસ્તાવેજ કરી અંદર ખાનેથી એમ સમજણ કરેલ કે મીલકત પાછી આપવી, તોપણ એ ફરેબ પરીણામે નડયા વગર રેહેતો નથી. ડો વિ. રોબર્ટ ( ૨ બી. એન્ડ એ. પાનું. ૩૬૭ )

ફીલ્ડસાહેબ કેહે છે કે "**क** દાર છે, એમ ખોટી રીતે **ब** એ કેહેવાથી **अ** ઉધાર માલ આપવાને લલચાયો, જેથી **अ**, **ब** ઉપર **क** ની સ્થીતી વિષે ખોટું જણાવ્યા મારે દાવો કરે છે. એ પ્રમાણે **ब** ના જાહેર કરવાથી **क** નો પોતે વિશ્વાસ કરયો એમ **अ** નું કેહેવું કલમ ૮ ના ખુલાસા પેહેલા પ્રમાણે **अ** ની તરફેનમાં શાબેત થઇ શકે છે. વળી કેહે છે કે એક વાંહાણનો કપતાન **अ** મુસાફરીપર નીકળવાની તૈયારીમાં એ વાંહાણ સાવધપણે તપાસે છે, અને પોતે એમ માને છે કે તે દરીયાની મુસાફરી લાયક છે. બાદ તે ઉપર પોતાના કુટુંબ કબીલા અને મીલકતનો વીમો ઉતરાવ્યા વગર ચડાવે છે. એ વાંહાણ ગુમ થયું. એ વાંહાણ અને વીમાના દસ્તાવેજ ઉપરથી તેના માલેકોએ કરેલા દાવામાં એમ તકરાર લેવામાં આવે છે કે, એ વાંહાણ બંદર છોડતી વખત મુસાફરી કરવાને પાત્ર ન્હોતું. **अ** એ કહેલો મજકુર કલમ ૧૧ ની રકમ ૨ મુજબ લગતો છે."

**ફેંસલો**—અગ્રક્રિયાધિકાર બાબતના રીવાજ વિશે વાજીબુલઅર્જનું તૈયારકરેલું તથા .શાહેદી કરેલું દફતર કાયદા પ્રમાણે પ્રથમ દર્શનિક પુરાવ છે. ઈ. લા. રી. અ. વા. ૨ પાનું ૭૮૬

## કલમ ૨૨ મી.

દસ્તાવેજના મજકુર બાબતનો મુખજુબાની અંગીકાર ક્યારે લગતો સમજવો.

**૨૨. દસ્તાવેજના મજકુર બાબતનો મુખજુબાની અંગીકાર લગતો નથી; પરંતુ એવા દસ્તાવેજના મજકુરનો દોયમ પુરાવો આ આકટમાં હવે પછી કહેલા નિયમો પ્રમાણે આપવાનો પોતાનો હક્ક છે, એવું જે પક્ષકાર સદરહુ મુજબ શાબીત કરવા માગતો હોય તે બતાવે તો તથા બતાવે ત્યારે, અથવા જે દસ્તાવેજ હાજર કરયો છે તેના ખરાપણા વિશે જો તકરાર હોય તો, સદરહુ**

**મુજબના દસ્તાવેજના મજકુર બાબતનો અંગીકાર લગતો છે.**

**ટીકા**—દસ્તાવેજ બાબત બીજા દરજ્જાનો પુરાવ કેવી હકિકત હોય ત્યારે દાખલ થઈ શકે, તે આ આક્ટની કલમ ૬૫ અને ૬૬.અને ૭૨ થી ૭૯ સુધીમાં બતાવેલું છે, માટે આ કલમ સાથે તે કલમો લક્ષમાં રાખવાની છે. દસ્તાવેજના ખરાપણાની તકરારમાં કલમ ૬૭ થી ૭૩ સુધીમાં જે નિયમો બતાવેલા છે, તે પ્રમાણે પુરાવો લેવામાં આવે છે.

હિંદુસ્થાનના શાહેદીઓની કહેલી હકિકત ઉપર ભરૂંસો રાખવો એ ભયંકર છે, માટે આ કલમ ડાહાપણથી કરવામાં આવી છે. આ કલમ પ્રમાણે દસ્તાવેજનો મતલબ શો છે તે સ્વાલ નથી, પરંતુ અમુક દસ્તાવેજ સાચો છે કિંવા નહી તે છે.

## કલમ ૨૩ મી.

દિવાની કામમાં અંગીકાર કેવે પ્રસંગે લગતો હોય છે.

**૨૩. કોઇ એક અંગીકારનો પુરાવો આપવો નહી એવી સ્પષ્ટ શરત કરીને અંગીકાર મજકુર કરવામાં આવ્યો હોય તો, અથવા સદરહુ અંગીકાર એવી કેફીયત ઉપરથી કરવામાં આવ્યો હોય કે, તે કેફીયત ઉપરથી કોર્ટને એવી ધારણા થાય કે અંગીકાર મજકુરનો પુરાવો આપવો નહી, એ પ્રમાણે તે કામના પક્ષકારોએ એક મત થઇ ઠરાવ કર્યો છે. તો, દિવાની કામોમાં તે અંગીકાર લગતો નથી.**

**ખુલાસો—કોઈ પણ બારીસ્ટર કિંવા પ્લીડર કિંવા અટર્નિ કિંવા વકીલને કલમ ૧૨૬ મુજબ જે બાબતની શાહેદી આપવાની ફરજ પાડી શકાય છે, તે બાબતની શાહેદી આપવાની તેને આ કલમ ઉપરથી કોઈ પણ રીતે માફી થાય છે, એમ સમજવું નહી.**

**ટીકા**—આ કલમ કરવાનો કાયદા કરનારનો હેતું સુનિતીના કારણસર છે, કારણ કે આવો ઠરાવ ના હોય તો, મુકરદમા ઓતું ખાનગી સમાધાન કરવાનો કાંઈ પણ ઇલાજ થઈ શકે નહી. ટેલરકૃત પ્રમાણશાસ્ત્રની કલમ ૭૨૦ માં કહેલું છે કે, દરેક માણસને પોતાને સલાહ-શાંતી ખરીદ કરવાને કાંઈ હરકત નહી થતાં તેમને પરવાનગી આપવી જોઇએ.

ટેલરકૃત પ્રમાણશાસ્ત્રની કલમ ૭૦૨ માં કહેલું છે કે એક અટર્નિ, સામા પક્ષકારને પત્ર લખે, અને તે કાગળમાં "હરકત વિના" એવા શબ્દો લખેલા છે એમ બતાવી આપવામાં આવે તો, તે પત્ર કબુલત તરીકે પુરાવમાં લેઈ શકાતો નથી, તેમજ તે પત્રનો જવાબ પણ પુરાવમાં લેઈ શકાતો નથી. પછી તે જવાબમાં સદરહુ "હરકત વિના" શબ્દ લખી સાવચેગીરી રાખવામાં આવી ના હોય તોપણ ચિંતા નથી. કોઈ માણસ દાવાનું સમાધાન કરવાનું માગે તેથી તેણે દાવો કબુલ કરયો એમ થતું નથી, પણ તે દાવામાંથી બચવાને અગર દાવો બંધ પડવાને સારૂજ ફકત અમુક રકમ આપવાનું કબુલ કરે છે, એમ સમજવું.

આવા દસ્તાવેજો પુરાવમાં ન લેવાનો હેતુ એ છે કે, જો એમ થાય તો પછી લોકોમાં સુલેહ કરવાના રસ્તા બંધ પડી જાય, તેમજ કેટલાક સખ્સો સ્નેહ તથા સબંધની ખાતર

પોતાને માથે જવાબદારી લેતા હોય તે પણ બંધ પડે. આજ પ્રમાણે લગ્નનું વચન તોડ્યા બાબત. એક વકીલના કારકુને ફરીયાદ કરેલ, તેમાં નુકશાન વગર એવા મથાળાના પ્યારના કાગળો પુરાવમાં નહી લેવા માગણી થઈ હતી. ટીકસ વિ. ટામસન.

આજ પ્રમાણે વકીલ બારીસ્ટર પાસે કરેલા અંગીકારો કલમ ૧૨૬ મુજબ તેમાં કહેલા અપવાદ શિવાયના પ્રસંગે તેમનાથી પુરાવામાં લાવી શકાતા નથી. તેજ નિયમ કારકુનો અને દુભાશીયાને લાગુ પડે છે. અને તે હક્ક તેમની શાક્ષી આપવાથી કલમ ૧૨૮ મુજબ બંધ પડતો નથી.

વળી એજ ગ્રંથની કલમ ૭૨૧ મીનો આધાર જોતાં લવાદને તકરારી વાતના વાંધાનો નીકાલ કરવાને સોંપવામાં આવ્યું હોય, અને લવાદની રૂબરૂ તપાસ ચાલ્યા છતાં તે તપાસ નિષ્ફળ જાય તો, તે પછીની જે તપાસ ચાલે તેમાં લવાદની રૂબરૂ ચાલેલી તપાસમાં કરેલી કબુલતો પુરાવમાં લેઈ શકાય છે. (કનિંગહામસાહેબની ટીકાનું પાનું. ૩૭).

ઘરમેળે કાંઈ તકરારનો નીવેડો લાવવા ભાંજગડ ચાલતી હોય તેવી વખતે પક્ષકારોએ કાંઈ એવી શરત કરી હોય કે, કદાચ આ કેસ કોર્ટમાં જાય તો ભાંજગડની વાત પુરાવમાં લેવી નહી, અથવા એવી ચોખ્ખી રીતે શરત કરી ન હોય, પણ કામની કેફીયત ઉપરથી કોર્ટને એમ લાગે કે આ વાત કોર્ટમાં ન આવે એમ ભાંજગડ કરવામાં પક્ષકારોનો ગર્ભિત રીતે ઇરાદો હતો તો, એ ભાંજગડ સબંધી અંગીકાર પુરાવમાં લેઈ શકાતો નથી.

મી૦ ફીલ્ડસાહેબ કેહે છે કે "આવો સ્પષ્ટ કિંવા ગર્ભિત ઠરાવ થયા શિવાય થયાનું કેહેવરાવવું તે કાંઈ પણ જવાબદારી થાય છે. પણ આ જગે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે આવું કેહેણુ સુલેહ ખરીદ કરવા ખાતર હોય અને તેમાં જવાબદારીનો અંગીકાર ન હોય એમ પણ બને. આવા કામમાં ઘણો આધાર કામની કેફીયત ઉપર છે."

## કલમ ૨૪ મી.

ફોજદારી કામમાં લાલચ કિંવા ધમકી કિંવા વચન ઉપરથી કીધેલી કબુલત.

**૨૪. કોઈ ફોજદારી કામમાં કોઇ તોહુમતવાળા સખસે કરેલી કબુલત કોઇ અધિકારવાળા સખસ તરફથી તે તોહુમતવાળા ઉપરના તોહુમતને સબંધે મળેલી લાલચ કિંવા ધમકી કિંવા વચન ઉપરથી કરવામાં આવી છે, એવું કોર્ટની નજરમાં આવે; તથા તે લાલચ કિંવા ધમકી કિંવા વચન કોર્ટના અભિપ્રાયમાં એવાં હોય કે પોતાના ઉપર જે કામ ચાલે છે તે કામને સબંધે પોતાને સદરહુ મુજબ કબુલત કર્યાથી સંસાર વિષયનો હરકાંઇ ફાયદો થશે, અથવા એવી હરકાંઇ આફત દુર થશે, એમ સમજવાને સદરહુ તોહુમતવાળા સખસને યોગ્ય જણાય એવા સબબ તેને સદરહુ મુજબની લાલચ કિંવા ધમકી કિંવા વચન**

**ઉપરથી મળ્યા છે, તો કબુલત મજકુર સદરહુ ફોજદારી કામમાં લગતી નથી.**

**ટીકા**—આ કલમ પ્રમાણે કોઈ પણ ફોજદારી કામની કબુલત પુરાવમાં લીધા પેહેલાં નીચેની પાંચ બાબતો જોવાની છે.

૧ લાલચ, ધમકી અથવા આશા આપીને કબુલત લીધી હોય ( ૨ ) એ બાબતો તોહમત સાથે નીસબત રાખતી હોય ( ૩ ) કબુલત આપવાને પુરેપુરી અસર થાય તેવા સત્તાધીશે આપેલી હોય ( ૪ ) તેથી આ દુનિયા સબંધીનુ જે કાંઇ સારૂ કરવાનું હોય અથવા નરસું અટકાવવાનું હોય તો, એ કબુલત પુરાવમાં લેઈ શકાતી નથી.

તોહમતદારની કબુલત બાબતનો સારામાં સરો શાક્ષી હોય, પણ તેને એકદમ તો કબુલ થઈ શકે નહી. પ્રમાણશાસ્ત્રોના ગ્રંથો ઉપરથી જણાય છે કે કેટલાક સખસોએ બીહીક, ધભરાટ. બીજાને બચાવવાની ઉમેદ, પોતાની હયાતીનો કંટાળો, મનની બીગડેલી સ્થિતિ વિગરે કારણોથી આરોપની બાબતમાં કબુલતો આપેલી છે, પણ તે બધી પાછળથી ખોટી માલમ પડેલી છે. કોઈ કોઈ વખતે જ્યારે તોહમતવાળા વિરૂદ્ધ મજબુત પુરાવ હોય છે ત્યારે તેઓ ધારે છે કે નિર્દોષ થવું અશક્ય છે, માટે હલકી શિક્ષા થવાનો લાગ જો તે પસ્તાવા ભરેલી કબુલત કરે તો મળે. અને હિંદુસ્થાનમાં તો પ્રસિદ્ધ છે કે તોહમતવાળા ઊપર અનીતીનો અને તેના શરીર સબંધીમાં પોલીસ કોઈ કોઈ વખત જુલમ કરી કબુલતો લે છે. માટે જે કબુલત અમુક ઊમેદ આપી અગર ધાસ્તી આપી લેવામાં આવી હોય તેના ઉપર કાંઇ વજન રહી શકતુ નથી, કારણ કે તેવી કબુલતો ગુન્હાનો પુરાવ છે, એમ સમજવાને ઘણું વાધા ભરેલું રેહે છે.

પરંતુ તોહમતવાળાની કબુલત ધમકી, લાલચ, અગર વચન આપવાના કારણથી પુરાવમાંથી બાતલ કરવાની હોય તો, તે આ કલમમાં બતાવ્યા પ્રમાણેની હોવી જોઇએ. તે ધમકી, લાલચ, અગર વચન અધિકારી, જેમકે શેઠ અગર શેઠાણી, માજીસ્ટ્રેટ, કાનસ્ટેબલ વિગરે જેના કબજામાં તોહમતવાળો હોય તેની તરફથી હોવું જોઇએ. વળી તે ધમકી, લાલચ અગર વચન પોતાના ઉપર ચાલતા કામ સબંધી સંસારીક ફાયદાના અગર આફત દુર થાય તેવાં હોવાં જોઈએ; સબબ પરલોકની બાબતના બોધથી તોહમતવાળો જે કબુલત આપે તે પુરાવમાં લેઈ શકાય છે.

લાલચથી ખરેખર ફાયદો હોવોજ જોઈએ, એમ નથી. પરંતુ કોર્ટને વ્યાજબી રીતે એમ લાગવું જોઈએ કે તોહમતવાળાને ફાયદો થશે એમ માનવાને કારણ હતું, તેમ અધિકારવાળા માણસ તરફથી પ્રત્યક્ષ રીતે તોહમતવાળાને લાલચ આપેલી હોવી જોઈએ, એમ પણ જરૂર નથી, માટે જો આ પ્રમાણે તોહમતવાળાની ઓરતને ધમકી આપી હોય, તોપણ તેની કબુલત બાતલ થઈ શકે છે, પરંતુ તે પ્રસંગે એમ માલુમ પડવું જોઈએ કે તોહમતવાળાએ જે કબુલત આપી છે તે પોતાની સ્ત્રિને ધમકી આપવાથી આપેલી છે.

ફકત સાચું બોલવાનો બોધ કરવામાં આવે તેથી તોહમતવાળાની કબુલત પુરાવમાંથી બાતલ થતી નથી, પરંતુ જો તોહમતવાળાને એમ સમજાવવામાં આવે કે સારામાં સારૂ તો તને કબુલ કરે તેમાં છે તો, તેમ સમજાવ્યાથી જે કબુલત આપવામાં આવે તે બાતલ થાય છે.

ક્રિમિનલ પ્રોસીજરકોડની કલમ ૧૨૨ મી પ્રમાણે માજીસ્ટ્રેટને તપાસ કરતાં એમ માલુમ પડે કે તોહમતવાળાએ પોતાની કબુલત પોતાની ખુશીથી આપેલી છે, તો પછી તેઓ તે કબુલતને કબુલ કરી શકે છે.

તોહમતવાળાએ કરેલી કબુલત તપાસ ચાલતા પેહેલાં પાછી ખેંચી લેવામાં આવે તો, તેથી તે કબુલત પુરાવમાં દાખલ કરવાને હરકત થતી નથી. રાણી વિ. ભટન રાજવાન. કલકત્તા વી. રી. વા. ૧૩ ફોજદારી પાનું ૪૯

માજીસ્ટ્રેટ પોતાના દફતરમાં એમ લખે કે તોહમતવાળાને એવી ચેતવણી આપવામાં આવી હતી કે, તમને જે સ્વાલ પુછવામાં આવે છે તેનો જવાબ આપવો તમારી ખુશી ઉપર છે, તેથી એમ નિર્ણયકાર્ક થતુ નથી કે તેણે પોતાની કબુલત આગળની ખરાબ બરદાશને લીધે આપેલી નથી અગર તે બીજી રીતે નકામી નથી. રાણી વિ. કાશીનાથ દીનકર; મુંબાઈ હા. રી. વા. ૮ ફોજદારી પાનું ૧૨૬. (કનિંગહામસાહેબની ટીકાનું પાનું. ૩૯).

તમામ કબુલત પુરાવમાં રજુ કરવી જોઇએ. રાણી. વિરૂદ્ધ છોફ્ખાન.

કબુલત ઉપરથી ગુન્હો પુકત રીતે શાબેત થઈ શકે છે.

પરદુનીયા સબંધી લાલચ આપી કબુલત લીધી હોય, તેથી તે ન લેવા જોગ થતી નથી. રાણી વિ. ગીલરામા (૨ મુંડ સી. સી. ૧૬૮).

કબુલતો બે પ્રકારની છે. એક "જુડીશિયલ" અને બીજી "એકસ્ટ્રાજુડીશિયલ." કોર્ટની રૂબરૂ તપાસની દરમિયાનમાં જે કબુલત કરવામાં આવેલી હોય તે જુડીશિયલ કબુલત છે. માટે જો આવી કબુલતોમાં પ્રથમનો કાંઈ અસર થએલો માલુમ પડે નહી તો, તે મુળમાંથી કાંઈ પણ અયોગ્ય રીતનો સ્પર્ષ થયા વિનાની કબુલત છે, એમ સમજવું.

આ કલમમાં 'એકસ્ટ્રાજુડીશિયલ' કબુલતોની વ્યવસ્થા કરેલી છે. ઈંગ્રેજી 'લા" ના નિયમ પ્રમાણે એ કબુલત તે કરનારની રાજીખુશી અને કૃત્યથી, તે કરનાર ગુન્હેગારને બંધનકાર્ક થવાને સારૂ કરેલી હોવી જોઈએ.

કલકત્તા હાયકોર્ટમાં રાણી વિ. ઝરી (સ. વી. રી. ૪૧) ના કામમાં કમીટીંગ માજીસ્ટ્રેટ આગળ આપેલી કબુલત સેશનકોર્ટમાં કેદીએ ખેંચી લીધી. તે વિષે જણવવામાં આવ્યું કે "એ કબુલત પુરાવ છે તોપણ નિર્ણયકાર્ક નથી, એમ સેશન જડજસાહેબે જ્યુરીને શામાટે કહ્યું હશે એતો મારાથી બરોબર સમજાતું નથી. હવે સ્વાલ એટલોજ છે કે કેદીએ ખરેખર કબુલત આપી હતી કે કેમ, અને આપી હતી તો રાજીખુશીથી આપી હતી કે કેમ? જો આ મુદ્દાઓ ઉપર કાંઇ સંકા રેહેતી ન હોય તો, એ કબુલત ગુન્હાને કાયદાસર અને બસ પુરાવ છે."

તમામ મુખજુબાનીની કબુલતો અને તેમાં મુખ્યત્વે કરીને ફોજદારી કામમાં તેવી કબુલતો ઘણી સાવધગીરીથી દાખલ કરવાની છે, કારણ કે મીo ટેલર કેહે છે કે શાક્ષિઓની ગેરસમજુતથી અગર દૂષબુદ્ધિથી શબ્દોનો ખોટો ઉપયોગ કરવાથી, પક્ષકારો પોતાનોજ હેતુ બતાવવાને કસુર કરે, તેથી ફકત ચુકનો ભય ઉત્પન્ન થાય છે, એટલુંજ નહી પણ ભારે ગુન્હામાં જે ગુન્હેગારને શોધી કાઢવાની જે આતુરતા હોય છે, અને પુરાવ મેળવવામાં જે સખસો હોય છે તેમનું જે ખરૂં વલણ થોડોક અંદેશો રાખવાના સબબો ઉપરથી જો-

ખતો પુરાવ કરવાનું થાય છે, અને જે શાક્ષિઓને અવશ્યે કરીને ગુહ્ય અને જુલમી ગુન્હા-ના કામમાં બોલાવવામાં આવે છે, તે તમામ ઉપરથી આવા પુરાવના વજનને ઘણી હર-કત થાય છે. આવા કારણોને લીધે એવો પુરાવો જ્યાંહાં તે દિવાની કામમાં લેઈ શકાય છે ત્યાંહાં ફોજદારી કામમાં કોઈ કોઈ વખતે તે નામંજુર પણ કરવામાં આવે છે.

મી૦ જસ્ટીસ ફ્રાસ્ટરે જે વિચાર બતાવેલો છે કે આ પુરાવ હમેશની પદ્ધતી પ્રમા-ણે જેમ બીજી હકિકત નકારના પુરાવથી નાશાબેત થઈ શકે, તેમ નાશાબેત થઈ શકતો નથી. તે મનમાં યાદ રાખવું જોઈએ.

મી. નાર્ટનસાહેબ કેહે છે કે જુઠી કબુલતો બે પ્રકારે થાય છે. ઇરાદાથી અગર ચુકને લીધે કરવામાં આવે છે. જે ચુકને લીધે કરવામાં આવે છે તે હકિકતની અગર કાયદાની ચુકને લીધે કરવામાં આવે છે. ભુલ પણ બે પ્રકારની હોય છે; (૧) હકીકતની, (૨) કાયદાની. "હકિકતની ચુક" વિશે નાર્ટનસાહેબ પોતાની ટીકાને પાને ૧૫૫ મે કેહે છે કે બેકસ મેડીકલ જુરીસપ્રુડન્સમાં એક દાખલો છે તે ઉપરથી તે સમજાય છે. એક છોકરીનો બા-પ ચોરી સારૂ તે છોકરીને શિક્ષા કરતો હતો અને તે દરમિયાન તે છોકરી ગુજરી ગઈ. જો તેની તપાસ કરવામાં આવી હોત તો તે ગુન્હો કબુલ કરત, પરંતુ સાચી વાત એ હતી કે છોકરીએ ચોરી કરી પછી ઝેર ખાધું હતું, અને તેનો અસર તેણીનો બાપ મારતો હતો તેવામાં થયો. આ વાત તેણીના મોતનું પંચાયતનામું થતાં તપાસ થઇ ત્યારે માલુમ પડી આવી. પરંતુ ધારો કે તેના બાપના ઉપર તે બાબત કામ ચલાવેલું હોય, અને પંચાયતનામું થઈ તપાસ પ્રથમ થએલી ના હોય અને બાપ ગુન્હો કબુલ કરે તો, આવી કબુલતો હકિકતની ચુકથી જુઠી કરી એમ થાય છે.

"કાયદાની ચુક" જ્યારે માણસ નીતીસર ગુન્હો બન્યો સમજે છે અને કાયદેસર બન્યો કિંવા નહી તે સમજતો નથી ત્યારે થાય છે. જેમકે ધારો કે એક ટોળામાંથી એક સખસે વાટવો ચોર્યો. આ ફકત તેણે ચોરી કરી છે અને અપહરણ કરેલું નથી, તેમ છતાં અપહરણનો ગુન્હો કબુલ કરે. અપહરણનો ગુન્હો થવા બળ અગર ધાસ્તી વાપરવાની જરૂર છે. વળી એક માણસ રેહેવાના ઘરમાંથી સાંજના ૭ા વાગે ઘર ફોડી ચોરી કરે છે, બાદ રાત્રે ચોરીનો ગુન્હો કર્યાનું તેનાપર કામ ચાલે છે. તેમાં તે ગુન્હો કબુલ કરે છે. તેને ખબર નથી કે આવો ગુન્હો ઇંગ્લાંડમાં રાતના નવ વાગ્યા વગર થાય નહી, આવી ભુલ કાયદાની રીતની કેહેવાય."

હવે ભુલથી નહી પણ ઇરાદાથી જુઠી કબુલતો કરવામાં આવે તેના હેતુનો શોધ કરતાં ઘણી વખતે માલમ પડયું છે કે વારવાર થતી ઇજામાંથી બચવાનો તે હેતુ હોય છે. આવી કબુલતોમાં કેદીને તેના મનથી અગર શરીરથી હેરાન કરી જે કબુલતો લેવામાં આવે છે તેનો સમાસ થાય છે.

કેટલાક માણસ ઈરાદા પુર્વક જુઠી કબુલત આપે છે. કેટલાક ચીડાઈને કબુલ કરે છે. આ બાબતમાં બેસ્ટકૃતમાં એક ઈંગ્લાંડનો દાખલો આપેલો છે, એટલુંજ નહી પ-ણ સન ૧૮૭૨ માં અમ્રિતસરમાં કસાઈઓનું ખુન થએલું હતું તેનો ઘણો અસરકાર્ક દા-ખલો છે. તે કામમાં અંદેશા ઉપરથી તેર માણસને પકડવામાં આવ્યાં, એટલે તેમણે ગુન્હો

કબુલ કરયો, અને બીજા સખસોને તેમાં લપેટયા, તેથી તે બીજા સખસો નાશી ગયા. આ તેર માણુસોની તપાસ થઇ અને તેમણે ફરીથી કોર્ટની રૂબરૂ ગુન્હો કબુલ કરયો. તે ઉપરથી તેમને ગુન્હેગાર ઠરાવી લટકાવવાની ( ફાંશીની ) શિક્ષા કરવામાં આવી. પરંતુ તે દરમિયાનમાં સદરહુ જે સખસો નાશી ગયા હતા તે બીજા ગુન્હાના કારણુસર પકડાયા. તે ઉપરથી તેમણે કબુલ કરયું કે કસાઈઓના ખુનમાં અમે ખરી રીતે ગુન્હેગાર છીએ, અને જે કેદીઓને ગુન્હેગાર ઠરાવવામાં આવેલા છે તે ગુન્હેગાર નથી. તપાસ કરતાં તેમની હકિકત સાચી માલમ પડી અને સદરહુ તેરને માફી આપવામાં આવી. આ તેર સખસોએ પોલીસના જોરથી ગુન્હો કબુલ કરેલો એમ બેલાશક કહી શકાય છે.

બીજો હેતુ એક માણુસે ભારે ગુન્હો ખરી રીતે કરયો હોય, અને તે બાબતમાં તપાસ ચાલતી હોય તે બંધ કરવાને અને તે બાબત બીજા ઉપર અંદેશો નાંખવાને તેના ઉપર હલકા ગુન્હા બાબત જુદો આરોપ રાખવામાં આવેલો હોય, તે કબુલ કરે તે છે.

ત્રીજો હેતુ પોતાની જીંદગીનો કંટાળો હોય અને તેથી કબુલ કરવામાં આવે તે. જેમકે એક ગુલામ પોતાના નિર્દય શેઠની ખોટી બરદાશથી કંટાળી ગયો હોય, અગર પોતાની કંગાલ હાલતથી થાકયો હોય તેથી કબુલત કરે.

ચોથો હેતુ સ્ત્રિ પુરૂષના સબંધમાં કબુલનો કરવામાં આવે છે, એટલે કે તેઓ કુંવારી સાથે વ્યભીચાર કરયાની કબુલત આપે છે, એવા હેતુથી કે એ સ્ત્રી માટે બીજો ઉમેદવાર-વર ઉભો ન થાય, અને તે કુંવારીના મા બાપને આપણુંજ જોડું પરણાવવાની ફરજ પડે. કેટલાંક પરણ્યા પછી છુટાં પડવા પણ ઉપર પ્રમાણે કબુલ કરે છે.

પાંચમો હેતુ ગર્વથી જે કબુલનો કરવામાં આવે છે તે. જેમકે અમુક ચોપાનિયું રાજ્ય કર્તા લાયબલ તરીકે ગણે છે, પણ સત્યના કારણસર મેં તે મેહેનત લેઈ લખ્યું છે. વળી બે સામસામી ટોળી હોય છે, ત્યાંહાં એ ટોળીમાં સારો કેહેવરાવવા અમુક લાયબલવાળા ફકરા મેં લખ્યા છે અથવા અમુક અપકૃત્ય મેં કરયું છે, એવી કબુલતો આપે છે.

છઠો હેતુ બીજાને ફાયદો કરવાની ઈચ્છા તે. જેમકે એક સખસના ભાઇઓએ ગુન્હો કરેલો હોય, તેમને બચી નાશી જવાનો જોઇતો વખત મળે તે હેતુથી પોતાના ઉપર અંદેશો નાંખવામાં આવે તેવું કૃત્ય કરવામાં આવે, અને માજીસ્ત્રેટની રૂબરૂ તેને તપાસવામાં આવે ત્યારે તે અર્થાર્થ ગુન્હો કબુલ કરે એમ થાય, બાદ તેની તપાસ ચાલે ત્યારે તે વખતે "આલીબી" એટલે ગુન્હાવાળી જગોએ હું હતોજ નહી એમ પોતે શાબેત કરી નિરપ્રાધી થાય. વળી કેટલાક બીજાને ફાયદો કરવા કબુલત આપે છે. એક કામમાં એક કેદીએ લુટ કર્યાનો પોતે ગુન્હેગાર નહી છતાં ગુન્હો કરયાનું કબુલ કરયું એવું ધારીને કે મારા ભાઈઓ જે ખરેખરા ગુન્હેગાર છે તે ચાલતી તપાસમાંથી બચી જાય અને પછી ગુન્હો થતી વખતની ગેરહાજરીના પુરાવાથી હું પણ બચી જાઉં. નરંબર્ગમાં એક આ દુખને લીધે કંટાળી જઈ સન ૧૭૮૭ માં તેમી પાછળ પોતાના છોકરાનું દેશના કાયદા પ્રમાણે પોષણ થાય એવા હેતુથી ખુન કરયાની કબુલત આપી ફાંશીએ ચડી હતી.

સાતમો હેતુ બીજાને નુકશાન કરવાનો છે તે. આ બાબતના દાખલા પોતાના ગુસ્સા-

નું વેહેર વાળવાને માણસો ઘણી વખતે કરે છે. કેટલીક વખતે તો તે કારણસર માણસો પોતાના જીવનું પ્રણ જોખમ કરે છે. હિંદુસ્તાનમાં આવા દાખલા બહુ બને છે. તેમાં થોડાક નીચે બતાવવામાં આવેલા છે.

ત્રણ સબબોથી ખોટી કબુલતો અપાય છે. (૧) થોડી કબુલત મળે કે તરતજ તે કબુલત લે છે. (૨) કેહેવાનો અર્થ જુદો હોય અને કબુલત લે, (૩) અધુરી કબુલતથી પણ કબુલત લેવાય છે, જેમકે, (૧) ચોરીના કેસમાં મીલકત લીધાનું કબુલ કરી તેની સાથે લેઈ જવા પોતાને હક્ક હતો એ વાત છુપાવે ત્યારે અધુરાપણાને લીધે ખોટી કબુલત લીધી એમ ગણાય (૨) આવી કબુલતો જીલ્લાની પોલીસ આગળ આપે છે કે તરત તેઓ કબુલત મળવાની આતુરતાથી તેમની સહી લે છે.

આ કલમમાં દૃષ્ટાંતો નથી. માટે તે કલમમાં બતાવેલી બાબતો શી રીતે લાગુ કરવી તે ઇંગ્રેજી પ્રમાણશાસ્ત્રના નિયમો જોવાથી સારી રીતે સમજવામાં આવે, લાલચ કોને કેહેવી તે બાબત કાંઈ પણ બરોબર નિયમ કરવો ઘણો મુસ્કેલ છે. આ સ્વાલનો નિયમ ન્યાયાધિશની મરજી ઉપર રહેલો છે, સબબ દરેક કામમાં તે બાબત જુદો જુદો નિયમ થાય છે. મી૰ ટેલર કેહે છે કે "કબુલત દાખલ કરવી અગર ના કરવી એ ન્યાયાધિશની મરજી ઉપર છે, સબબ તે બાબત કાંઈ અમુક નિયમ કરવો એ મુસ્કેલી ભરેલું છે. તેમાં વધારે મુસ્કેલી ભરેલું એટલા કારણથી છે કે તે બાબતમાં ઘણો આધાર કેદીની વય, અનુભવ, ચંચળાઇ, અને ચાલ, અને જે હકિકતથી કબુલત કરવામાં આવી હોય તે હકિકત ઉપર રહેલો છે. જે ભાષાથી એકના મનમાં અસર થાય તેનાથી બીજાના મનને અસર ના પણ થાય."

લાલચ, ધમકી અથવા આશા કોને કેહેવાં અને કેઈ કેઈ હકીકત બને ત્યારે ગણવાં એ સબધી નિશ્ચે કરવાનો ઘણો આધાર ન્યાયાધીશની મરજી ઉપર રેહે છે. કેમકે જુદા જુદા પ્રસંગે અને જુદી જુદી જાતના માણસો ઉપરથી આ વિષે એક મુકરર નિયમ બાંધવો મુસ્કેલ છે, તોપણ થોડાક નીચે દર્શાવેલા વીલાયતની કોર્ટના દાખલાઓથી આ વિષે સારો ખુલાસો થશે.

રાણી વિ. બાલડી (૨ ડેન. ૪૩૦) ના કામમાં એક કાન્સ્ટેબલે તોહમતની વાત કેદીને કહ્યા પછી કહ્યું કે જેથી તું ગુન્હેગાર થા એવું તારે કાંઈ કેહેવું નહી, ને જે કાંઈ કહ્યું તે નોંધી લેઈ તારી વિરૂદ્ધ પુરાવમાં વપરાશે. ચીફજસ્ટીસ લાર્ડ કેમ્પબેલે ઇનસાફ કરતી વખત કેદીની કબુલત પુરાવમાં લીધી, પણ તે વિશે વિચાર કરવાનું ક્રીમીનલ અપીલ કોર્ટને માટે રાખ્યું. સી. બી. પોલક, બી. પાર્ક અર્લ અને વીલીયમ અને ચીફજસ્ટીસ કેમ્બેલે એવો અભિપ્રાય આપ્યો કે, તે કબુલત પુરાવમાં લેવી મુનાસબ છે.

તોહમતવાળાને ફકત સાચું બોલાવવાને ચેતવણી આપવામાં આવી હતી તે ઉપરથી તે કાંઈ બોલ્યો. તેમાં એવું ઠરાવવામાં આવેલું છે કે તે પુરાવમાં લેવાને હરકત નથી. તોપણ આથી તોહમતદાર એમ તો સમજ્યો હશે કે મારો ગુન્હો કબુલ કરયા વગર હું સાચું બોલી નહી શકું. રાણી વિ. કોર્ટ, (૭ શી. અને પી. પાનુ. ૪૮૬)

રાણી વિ. હોલ્મીઝ (૧ કાર. એન્ડ. કે. ૨૪૮) ના કામમાં જ્યારે તે ચેતવણીની સાથે એમ કેહેવામાં આવ્યું હોય કે તે પ્રમાણે સાચું બોલવું તે મને દુરસ્ત છે તો, તે પુરાવામાં લેઈ શકાતું નથી, કારણ કે તેમાં હરકત લેવા લાયક શબ્દો "તે પ્રમાણે સાચું બોલવું દુરસ્ત" છે; તે છે. તેથી એમ નિકળે છે કે તેણે કાંઈ કેહેવું ઠીક છે. રાણી વિરૂદ્ધ ગાર્ડનર, (૧ ડેન. શી. શી. પાનુ. ૩૨૯.) નાર્ટનસાહેબ કેહે છે કે આવી હકિકત પુરાવામાં લેવી જોઈએ, કેમકે તે હકિકત કેહેવાને કાંઈ લાલચ આપવામાં આવેલી નથી.

વળી ઉપરના કેસમાં બળાત્કાર સભોગના તોહમત ઉપરથી કેદીને માજીસ્ત્રેટ પાસે લાવ્યા ત્યારે માજીસ્ત્રેટે કહ્યું કે તું ખરા શિવાય કાંઇ બોલીશ નહી, કેમકે તે તારી વિરૂદ્ધ લવાશે, અને ઇનસાફ વખત તે પુરાવામાં અપાશે. આ વખત કેદીએ જે લખાવ્યું તે પુરાવમાં લેઈ શકાય છે, એમ માનવામાં આવ્યું.

ઉપર રાણી વિ. કોર્ટનો મુકરદમો બતાવેલો છે તેમાં હકિકત એવી છે કે કેદીને જુદા દસ્તાવેજ બાબત માજીસ્ત્રેટની રૂબરૂ રજુ કરવામાં આવેલો હતો. ફરીયાદીએ કહ્યું કે કેદી એક સખસના હથીયાર જેવો છે, તે ઉપરથી માજીસ્ત્રેટે કહ્યું કે ખાત્રિથી ખરૂં બોલજો. તે ઉપરથી કેદીએ હકીકત કહી તેમાં જસ્ટીસ લીટલડેલે ઠરાવ્યું કે આ હકીકત પુરાવમાં લેઈ શકાય છે.

રાણી વિરૂદ્ધ ગાર્ડનર ( ૧ ડેન. સી. સી. પાનું ૩૨૯ ) નો જે મુકરદમો ઉપર બતાવેલો છે તેમાં સરંજને એક છોકરીના શેઠ અને શેઠાણીની રૂબરૂ તે છોકરીને કહ્યું હતું કે, તેણીએ સાચું બોલવું દુરસ્ત છે; તે ઉપરથી તેણીએ હકિકત કહી, તેમાં ફોજદારી અપીલકોર્ટે એક મત થઈ ઠરાવ્યું કે, તે હકિકત પુરાવમાં દાખલ કરવા લાયક નથી.

રાણી વિરૂદ્ધ સ્લીમેન ( ૧ ડીયર, સી., સી. ) ના કામમાં એક ચાકરડી ઉપર એવો આરોપ રાખવામાં આવ્યો હતો કે તેણીએ પોતાના શેઠના મકાનમાં આગ મુકી, તેથી તેણીને પકડવામાં આવી. તેણીને પોતાના કપડાં બદલવાની મરજી થઈ, તેથી તે કપડાં બદલવાને તેને પરવાનગી આપવામાં આવી, અને તે કારણસર તેણીને તેણીના શેઠની છોકરીને સોંપવામાં આવી. તે ચાકરડી કપડાં બદલતી હતી અને તેના શેઠની છોકરીએ કહ્યું કે "હું તારે વાસ્તે ઘણી દીલગીર છું; ખરી વાત કેહે કે તેં આ કર્યું છે કે નહી; એ વાત મારે વધારે જાણવી જોઇએ." કેદણે કહ્યું કે "હું નિરપ્રાધિ છું." શેઠની છોકરીએ કહ્યું કે "તારા આત્માને વધારે પાપમાં નાંખીશ નહી; સાચું કેહે." તે ઉપરથી કેદણે સંપુર્ણ રીતે કબુલત આપી. તે પુરાવમાં લેવામાં આવી; અને ફોજદારી અપીલકોર્ટે ઠરાવ્યું કે સદરહુ હકિકતથી કાંઈ લાલચ અગર ધમકી થતી નથી, માટે ગુન્હાની શાબેતીનો હુકમ બાહાલ રાખવામાં આવે છે.

રાણી વિરૂદ્ધ અપચર્ચ ( ૧ મુડ. સી. સી. પાનું ૪૬૫) ના કામમાં એક છોકરી નોકર હતી, તે કેદી હતી. તે તેર વર્ષની ઉમરની હતી, તેના ઉપર તેણીના શેઠના મકાનમાં આગ મુકવાને કોશીસ કરવાનો આરોપ રાખવામાં આવેલો હતો. આ કોશીસ માલુમ પડ્યા પછી તેણીની શેઠાણીએ કહ્યું કે, "મેરી, મારી છોકરી જો તું ગુન્હેગાર હઉતો તે કબુલ કર, કારણ કે તેથી વખતે તું તારૂં ગળું બચાવીશ, તારે તુરંગમાં જવું પડશે. જો

અમુક માણસ નિર્દોષ માલુમ પડશે તો તારા ઉપર ગુન્હો પડશે." તેનો તેણે કાંઈ જ-વાબ આપ્યો નહી, તેથી શેઠાણીએ કહ્યું કે મેહેરબાની કરીને કેહે કે તેણીએ એ ગુન્હો કરેલો છે કિંવા નહી. કેદણે તે કબુલ કરયો, પરંતુ ન્યાયાધીશોની નજરમાં આવ્યું કે તે કબુલત પુરાવમાં લેઈ શકાતી નથી.

રાણી વિ. હર્ને (કાર. એન્ડ. એમ. ૧૦૯) ના કામમાં પોતાના શેઠના ઘરને આગ મુકવાની કોસીસ બાબત ચાકર ઉપર તોહમત મુકવામાં આવ્યું. તેમાં એવું શાબેત થયું કે બેસવાના ઓરડામાં રાચ રચીલું સળગતુ હતું, અને એક ચમચો અને બીજી વસ્તુ-ઓ વાંસની નળીમાંથી માલમ પડયાં. શેઠે ચાકરને કહ્યું કે આ નળીમાંથી જે ચીજો મા-લમ પડી તે વિશે તું ખરૂ નહી બોલે તો, તને પકડાવવા હું કાનસ્ટેબલને બોલાવીશ, પણ તેણે તેને આ આગ મુકયા બાબત કાંઈ કહ્યું નહી. કોર્ટે એવો ઠરાવ કરયો કે આ કબુલત કર વાને લાલચ આપી હતી, તેથી કેદીએ આગ વિષે કહેલો મજકુર પણ પુરાવમાં લેવાય ન-હી, કારણ કે તમામ એક કૃત્ય હતું.

ગેરકાયદેસર આપેલી માફી તજે તોહમતદારે આપેલી જુબાની કબુલત તરીકે કામ આવતી નથી. રાણી વિ. રેમીડીયોસ (૩ મુ. હા. રી. ૫૯), રાણી વિ. હનમંતા (ઇ. લા. રી. ૧ મું. (૧૦), કેસરે હિંદ વિ. આશગરઅલી (ઇ. લા. રી. ૨ અ. ૨૬૦). આનું કા-રણ એ છે કે આપેલી આશા શરૂથી ખોટી છે. એકવાર કોર્ટ આગળ કરેલી કબુલત પા-છી ખેંચવામાં આવે તેથી તે કાઢી નાંખવા જોગ થતી નથી. રાણી વિ. બળવંત પીછા-રકર (૧૧ મું. હા. રી. પાનું ૧૩૭).

તોહમત સાથે લાલચનો સબંધ હોવો જોઈએ, તે બાબત મી° ટેલર કેહે છે કે "કે-દી ઉપર તોહમત રાખતાં અવલ લાલચ આપેલી જોઈએ, એવી કાંઈ જરૂર નથી, કેમકે કોઈ સખસને કાંઈ ગુન્હો બતાવ્યા શિવાય પકડવાની ધમકી આપવામાં આવે, અને પછી તોહમત કેવું છે તે કેહેવામાં આવે અને તે કબુલ કરે તો, તે કબુલત પુરાવમાં લેઈ શકાતી નથી, એવું જડજોએ ઠરાવેલું છે, તોપણ વચન અગર ધાસ્તી એવી રીતનાં હોવાં જોઈએ કે જેથી તોહમતવાળાને પોતાના ઉપર આવેલા આરોપમાંથી બચવાનો મનમાં અસર થા-ય. આવી રીતે અસર થાય ત્યારે વચન અગર ધમકીના કારણથી કરેલી કબુલત પુરાવમાંથી બાતલ થાય છે. પરંતુ કેદીને કાંઈ એવું વચન આપવામાં આવે કે તમને જલદ દારૂ મળ-શે અગર તારા હાથ ઉપરથી બેડી કાહાડી નાંખવામાં આવશે, અગર તારી ઓરતની મુ-લાકાત તારી સાથે કરવા દેવામાં આવશે, અને તેથી કબુલત આપવામાં આવે તો, સદંર-હુ પ્રકારના વચનથી તે કબુલત રદ થતી નથી. તેમજ કેદીના ઉપર બે આરોપ હોય અ-ને એક આરોપની બાબતમાં લાલચ આપવાથી તે બીજા આરોપ સબંધી કબુલત આપે તો તે રદ થતી નથી. પણ તે બેઉ એક બીજા સાથે એવા ગુંથાએલાં હોય કે ખરી રીતે તે એકજ હકિકત થતી હોય તો તે રદ થાય છે. તેમજ કોઈએક ઓરતના ઉપર તેણીને હરામનું છોકરૂં અવતરવાનો આરોપ રાખવામાં આવેલો, અને ડાકટરે તેણીને ધમકાવી કે તારૂં બદન તપાસવામાં આવશે, તેથી તે સુવાવડમાં હતી એવું તેણીએ કબુલ કર્યું, તોપણ તે

પુરાવમાં દાખલ કરવામાં આવેલું હતુ. વળી જે ધમકીને આરોપ સાથે સબંધ નહી હોય અને ધમકીથી કબુલત આપવામાં આવે તો, તે કબુલત પુરાવમાં લેઈ શકાય છે. પરંતુ તેવી ધમકીથી ખોટી હકિકત કેહેવામાં આવે તેમ થવું નહી જોઈએ.

અધિકારવાળા સખસ તરફથી લાલચ આપેલી જોઇએ, પણ જ્યારે અધિકાર નહી હોય તેવા સખસે લાલચ આપવાથી કેદી કબુલત કરે તો, તે પુરાવમાં લેઈ શકાતી નથી.

અધિકારવાળો સખસ જેને કેદી ઉપર ન્યાયની રૂઇનો અધિકાર છે, તે અધિકારવાળો સખસ છે.

સંસારીક નફાની બાબતમાં તોહમતમાંથી બચવાની લાલચ હોવી જોઇએ. માટે હવે પછીના ઈનામ અગર શિક્ષા બાબતની લાલચથી કાંઈ કબુલત કરવામાં આવે તો, તેવી કબુલતને પુરાવમાં દાખલ કરવાને હરકત નથી. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૧૬૪)

જી. આઇ. પી રેલવે કંપનીના ટ્રાવેલીંગ આડીટરને તેજ કંપનીના બુકીંગ કલાર્કના હિસાબમાં કેટલી એક ગડબડ માલમ પડતાં આડીટરે તેની પાસે જઇ તેને કહું કે "તુરંગમાં જવા કરતાં પૈસા આપવા એ સારૂ છે" અને વિશેષ એમ કહ્યું કે "સાચું કહીશ તો સારૂં થશે." બાદ તેજ રોજ ટ્રારીક મેનેજર પાસે તેને આણ્યો. તેમની રૂબરૂ તેણે રૂ ૮૨૬–૮–૦ની એક પોહોચ ઉપર તેણે સહી કરી આપી, અને તે રકમ મળ્યાનું કબુલ કર્યું. પાછળથી આ તથા બીજી રકમો બાબત સાપ્રાધ વિશ્વાસઘાતના તોહમતનું કામ ચાલ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે "જે શબ્દો ટ્રાવેલીંગ આડીટર બોલેલા તે કબુલ કરવાને માટે કેદી તરફ એક જાતની લાલચ હતી, અને ટ્રાવેલીંગ આડીટર પુરાવના કાયદાથી કલમ ૨૪ ના અર્થ પ્રમાણે અધિકારવાળો સખસ છે, તેટલા માટે કેદીની સહી વાળી સદરહુ પોહોચ પુરાવમાં લેઈ શકાતી નથી. રાણી વિ. નવરોજજી દાદાભાઇ (૯ મું. હા. રી. પાનું ૩૫૮).

જ્યારે તેના તેજ ગુન્હા બાબત એક કરતાં વધારે સખસોની તપાસ ચાલતી હોય અને તેમાંના એકે કબુલત આપેલી હોય અને તે પુરાવમાં દાખલ કરવા લાયક હોય, ત્યારે તે કબુલત તમામ તોહમતવાળા વિરૂદ્ધ વિચારમાં લેવી જોઇએ, અને જે સખસે તે કબુલત આપી હોય તેના એકલાના વિરૂદ્ધ તે લેવી નહી જોઇએ. જે હકિકતથી કબુલત બાબત વાંધો લેઈ શકાય તે પુરાવમાં લેઈ શકાય છે, અને તેનો વિચાર કરવામાં આવેલો છે. (ઈં. લા. રી. ૩ મું. પાનું. ૧૨)

રાણી વિ. ભુકન રાજવન (૧૨ સ. વી. રી. ૪૯) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે "કમીટીંગ માજીસ્ટ્રેટ પાસે આપેલી ગુન્હાની કબુલત સેશનકોર્ટમાં ખેંચી લેવામાં આવે અને બીજો પુટીકારક પુરાવ ના હોય તોપણ તે ગુન્હાની શાબેતીનું કારણ થઈ પડે. બીજા પુષ્ટીકારક પુરાવની જરૂર નથી."

અલ્હાબાદ હાઇકોર્ટમાં રાણી વિ. હરસુખ (૨ નો. હો. કો. ૪૭૯) ના કામમાં તે બધાથી જુદી રીતે ઠરાવ થયો છે. "કેદીનો સેશનકોર્ટ આગળ ઈનસાફ કરતાં તેણે કમીટીંગ માજીસ્ટ્રેટ આગળ આપેલી કબુલત ખેંચી લેઈ ગુન્હેગાર નથી એવી મતલબનો જવાબ આપ્યા

બાદ, એ માજીસ્ટ્રેટ આગળ કરેલી કબુલત ઉપરથી તેને ગુન્હેગાર ઠરાવવામાં સેશન જડજે વ્યાજબી કર્યું નથી."

યુનાયટેડ સ્ટેટસમાં ગુન્હો બન્યાનું બીજા પુરાવાથી શાબીત થયું ન હોય, ત્યારે કેદીની કબુલત તેને ગુન્હેગાર ઠરાવવાને અધુરો પુરાવ ગણવામાં આવે છે.

**ફેંસલા**—આ આકટની કલમ ૨૪-૨૯ પ્રમાણે જે હકીકતથી કબુલત બાબત વાંધો લેઈ શકાય તે પુરાવમાં લેઈ શકાય છે, અને તેનો વિચાર કરવામાં આવેલો છે. ઈ. લા. રી. મુ. વા. ૬ પાનું ૧૨.

"પંચાયત" ની રૂબરૂ એવી તકરાર આવી હતી કે **म** અને **क** એ **ब** નું ખુન કરેલું હતું કિંવા નહી, અને તેથી બાકીના જાતભાઇયો સાથે વધારે સંસર્ગ કરવામાંથી નાલાયક થએલા છે કિંવા નહી. **म** અને **ब** એ કેટલીક હકીકત પંચાયતની રૂબરૂ કહેલી, પછી તેમની તપાસ ચાલી ત્યારે તે કેહેવું તેમના વિરૂદ્ધ મારી શાહેદીની જુબાનીને પુષ્ટી કરવા શાબેત કરવાને માગવામાં આવ્યું. જે સાક્ષીઓને આ "કબુલતો" શાબેત કરવાને બોલાવવામાં આવ્યા, તેઓએ ખાસ સ્પષ્ટ રીતે કહેલું નથી કે **म** અને **क** એ શી હકીકત પંચાયતની રૂબરૂ કહેલી છે. એક શાહેદી તો તે "પંચાયત" માંનો અંગભુત છે, તેણે કહ્યું છે કે "**म** એ કબુલ કર્યું અને **क** એ તેમાં વાંધો લીધો નથી." બીજો સાક્ષી પણ તે પંચાયતમાંનો અંગભુત છે, તેણે કહ્યું છે કે "**म** અને **क** ના ઉપર **ब** નું ઘર લીધાનો આરોપ રાખવામાં આવેલો, તેથી બેઉએ કબુલ કરેલું છે કે અમે તેનું ખુન કરેલું છે." વળી તેજ શાહેદે કહેલું છે કે "તે કબુલતો લખી લેવામાં આવી નથી." એમ જણાય છે કે ન્યાત છટ્ઠી વખત ભેગી થઇ અને જ્યારે તેમને ન્યાત બહાર કાહાડવાની ધમકી દેવામાં આવી, ત્યારે તેમણે આવી હકીકત કહેલી છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે જે હકીકત **म** અને **क** એ કહેલી છે, એમ કહેવામાં આવેલું છે, તે ખરી રીતે તેમણે કહી હોય, અને તે કબુલ કરવામાં આવી હોય અને આ હકીકત બરોબર રીતે શાબેત થાય તોપણ તે શાબેત કરવા વિરૂદ્ધ સન ૧૮૭૨ ના આકટ ૧ લાની કમલ ૨૪ ના ઠરાવના આધારથી તકરાર થઈ શકતી નથી, કારણ કે તે હકીકત ધમકી આપવાથી કેહેવામાં આવી છે. તે પંચ્યાયતના અંગભુતોનો. તે કલમના હેતુ પ્રમાણે **म** અને **क** ઉપર કાંઈ પણ અધિકાર નહી હતો, તેમ તેમના ઉપર રાખેલા આરોપ સબંધીમાં કાંઈ પણ ધમકી આપવામાં આવી નથી. તોપણ તે હકીકત મારી શાહેદીની જુબાનીને પુષ્ટી કરવાને અગર **म** અને **क** ને **ब** નું ખુન, કર્યાના ગુન્હેગાર ઠરાવવાને બસ નથી. તે હકીકત મોઘમ છે, અને તેથી સાક્ષીના મનમાં જે ઠરી શકે તે બતાવી આપવામાં આવેલું છે. હમેશાં એટલું અવસ્યનું છે કે બની શકે ત્યાંહાં સુધી કોર્ટે જાણવું જોઇએ કે જે કબુલ કરનારા કેહેવામાં ધારવામાં આવેલા છે, તેમણે શા શબ્દો વાપર્યા હતા, અને કીયા સવાલો અગર હકીકત બાબત તે શબ્દો કહેવામાં આવેલા હતા, કે જે શબ્દો **म** અને **क** એ કહ્યા કેહેવામાં આવેલું છે તેથી તેમને સવાલો પુછવામાં આવ્યા તે, અને તપાસની બાબત સાથે લેતાં જે ગુન્હો તે સાંભળનારે થયો કબુલ કરેલો છે, એમ માનેલું છે, પણ તે કબુલત ના પણ થતી હોય. ઈ. લા. રી. અલ્હાબાદ વા. ૪ પાનું ૪૭.

પોલીસે ડીપુટી માજીસ્ટ્રેટની રૂબરૂ રજુ કરેલા એક સખસની હકીકત લખી લેતા પેહેલાં જે કાગળ ઉપર તે લખી લેવાહો હતો, તેમાં પોતાની રૂબરૂમાંથી પોલીસ અમલદારને કાહાડી નીચેના શબ્દો જે તોહમતવાળાને મોહોઢેથી કહેલા તે લખી લીધા, તે એવા હતા કે મારી રૂબરૂમાંથી પોલીસ અમલદારને કાહાડી અમે તોહમતવાળાને એવી ચેતવણી આપી કે જે તું કહીશ તે તારા વિરૂદ્ધ પુરાવા તરીકે ગણાશે. માટે સાચે સાચું કેહેવું એ વધારે સારૂ છે." તેમાં ઠરાવવામાં આવ્યું કે આવા શબ્દો વાપરવા તે કેદીને કબુલત આપવાની લાલચ થાય છે, માટે આવી કબુલત તેના વિરૂદ્ધ પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ઈ. લા. રી. ક. વા. ૧ પાનું ૭૭૫

## કલમ ૨૫ મી.

પોલીસઅમલદારની રૂબરૂ કીધેલી કબુલત પુરાવામાં લેવી નહી.

**૨૫. હરકોઇ પોલીસ અમલદારની આગળ કરેલી કબુલત હરકોઇ ગુન્હાના તોહમતવાળા સખસ વિરૂદ્ધ શાબિત કરવી નહી.**

**ટીકા**—ગુન્હો માલુમ પડે તેવી કબુલત અગર બાતની જબરાઇથી કહાવવાને બચથા કર્યા બાબતની શિક્ષા બાબત હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૩૩૦, ૩૩૧ જોવી. (કનીંગહામસાહેબની ટીકાનું પાનું ૩૯).

જે સખસ પોતાની ખુશીથી કબુલત આપે તેને પોલીસ અટકાવ કરી શકતા નથી. ક્રિમિનલ પ્રોસીજરકોડ (સન ૧૮૮૨ ના ૧૦ મા) આકટની કલમ ૧૬૧, ૮૮૧, જોવી. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું ૧૬૫).

સર જેમ્સ સ્ટીફન પોતાની ટીકાને પાને ૧૨૬ મે કેહે છે કે "ગુન્હાની બાબતમાં જે કબુલત કરવામાં આવે છે તે ઈંગ્રેજીમાં "કનફેશન્સ" કેહેવામાં આવે છે. તે બાબતમાં જે ઠરાવ છે તે વિષે હું કહું છું કે, સન ૧૮૬૧ ના ફોજદારી કામ ચલવવાની રીતીના કાયદાની કલમ ૨૫ માંથી આ કાયદાની કલમ ૨૫, ૨૬, ૨૭ માં શબ્દે શબ્દ દાખલ કરવામાં આવેલા છે. તે ઈંગ્લાંડના કાયદાથી ઘણો જુદો ઠરાવ છે. અને પોલીસના કબજામાં જે સખસો હોય તેમની પાસેથી કબુલતો (કનફેશન્સ) જબરાઇથી કડાવવાને પોલીસ તેમને માર વિગરે મારી હેરાન કરે છે, તે રીવાજ અટકાવવાને સદરહુ ઠરાવ સન ૧૮૬૧ ના આકટમાં દાખલ કરવામાં આવેલો છે."

કૈસરે હિંદ વિ. દેવીપ્રસાદ (ઇ. લા. રી. ૬ ક. ૫૩૦) ના કામમાં પ્રીન્સેપસાહેબે ઠરાવ્યું છે કે, કેદી પકડાતાં પેહેલાં તેણે પોલીસ આગળ કરેલો અંગિકાર પુરાવમાં લેઇ શકાય છે.

બે તોહમતવાળાની એકઠી તપાસ ચાલતી હોય તો, તેમાં એક તોહમતવાળાને બીજા તોહમતવાળાએ પોલીસની રૂબરૂ કબુલત આપીહતી એમ શાબેત કરવાને અટકાવ થતો નથી, પણ તે કબુલત તે કરનારના વિરૂદ્ધ ગણી પુરાવમાં લેઇ શકતી નથી, તોપણ તે બીજાની તરફના પુરાવ તરીકે લેવાય છે. રાણી વિ. પીતાંબર ઝીણા (ઈ. લા. રી. ૨ મુંબાઇ પાનું. ૬૧).

વળી સ્ટીફન સાહેબ કેહે છે કે 'કબુલત' એ કોઈ તોહમતવાળા સખસે કોઈ પણ વખતે કરેલો એક એવો અંગીકાર છે કે, જેમાં તે ગુન્હો તેણે કર્યો છે એવું તે કેહેતો હોય,

અથવા તેણે ગુન્હો કર્યો છે એવા અનુમાનની તે ઉપરથી સુચના થાય. જેમકે કૈસરે-હિંદ વિ. પંઢરીનાથ (ઈં. લા. રી. ૬ મું. ૩૪–૩૫.) ના કામમાં બનાવટી ચેક વિશે પોલીસે કેદીને પુછયું કે એ ક્યાંથી લાવ્યો. કેદીએ જવાબ દીધો કે 'તે મને કાંશને આપ્યો છે.' એ ચેકના કબજાની વાત શાબીત કરવા પ્રોસીક્યુશને એ પોલીસ અમલદારને શાક્ષીમાં બોલાવ્યો હતો. જસ્ટીસ મેલવીલસાહેબે ઠરાવ્યું કે એ હકીકત કેદી તરફના ખુલાસા અને બચાવ અર્થે છે, તોપણ તે એક ગુન્હાવાળી વાતનો અંગીકાર છે. માટે કલમ ૨૫–૨૬ દાખલ થઈ શકતી નથી.

ફેંસલા—તોહમતવાળો પોલીસના પેહેરામાં હતો, તે દરમિયાનમાં તેણે જે હકીકત કહેલી છે તે જો કે પોતાનો બચાવ કરવાના ઈરાદાથી કહેલી છે, અને કબુલત તરીકે કહેલી નથી, તોપણ તેથી ગુન્હો બને તેવી હકીકતની કબુલત થાય છે. માટે જો તેમ હોય તો સન ૧૮૭૨ નો આક્ટ ૧ લો હિંદુસ્થાનનો પુરાવ આક્ટછે, તેની કલમ ૨૫ અને ૨૬ પ્રમાણે તોહમતવાળા વિરૂદ્ધ શાબેત થઈ શકતો નથી. જે પુરાવ અયોગ્ય રીતે દાખલ કરવામાં આવેલો હોય અને જ્યુરીની રૂબરૂ ગુજારવામાં આવેલો હોય, તે બાતલ કર્યા પછી હાયકોર્ટના અભિપ્રાયમાં આવ્યું કે બાકીનો પુરાવ એવી રીતનો નથી કે જેથી વ્યાજબીરાહે ગુન્હાની શાબેતીનો ઠરાવ તેના આધારથી થઈ શકે. ઇં. લા. રી. મુ. વા. ૬ પાનું ૩૪

**પ** ઉપર એક છોકરીનું ખુન કરવાનો આરોપ રાખવામાં આવ્યો હતો, તેણે એવું કહીને પોલીસ અમલદારને એક છૂરી આપી કે આ હથીયારથી મેં તેણીનું ખુન કરેલું છે. વળી તેણે કહ્યું કે તે છોકરીની કલીઓ મેં તે ખુન કરવાની જગોએ દાટી દીધી છે, અને તે હું બતાવીશ. તેને બીજે દીવશે તે પોલીસ આફીસરની જોડે જ્યાં તે છોકરીની લાશ માલુમ પડેલી ત્યાં ગયો, અને કલ્લીઓ બતાવી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કબૂલત પોલીસ અમલદારની રૂબરૂની છે, અને તેથી કાંઈ હકીકતનો પત્તો લાગેલો નથી. સબબ તે **પ** વિરૂદ્ધ શાબેત કરી શકાતી નથી. ઈ. લા. રી. અલ્હાબાદ વા. ૪ પાનું ૧૫૮

ગામનો અમલદાર તે પોલીસ અમલદાર નથી. માટે ગામના માજીસ્ટ્રેટની રૂબરૂ જે કબૂલત કરવામાં આવેલી હોય તે, હિંદુસ્થાનના પુરાવ આક્ટની કલમ ૨૫ ના ઠરાવપ્રમાણે તે કબુલત પુરાવમાં લેવા લાયક નથી, એમ નથી. ઈ. લા. રી. મદ્રાસ. વા ૮. પાનું ૨૮૭.

પીનલકોડની કલમ ૪૧૪ મી પ્રમાણેના ગુન્હાનો આરોપ **બ** અને **ર** ઉપર રાખવામાં આવ્યો. પછી ખબર આપવા ઉપરથી ચોરેલો માલ માલુમ પડયો. આ ખબર એવી મતલબની હતી કે તોહમતવાળાએ એક ગાય અને વાછડું ચોરેલું છે, અને તેમણે અમૂક સખ્સને વેચાણ આપેલુ છે. ફુલબેંચે (મી. જસ્ટીસ મહમૂદ વિરૂદ્ધ પડયા.) ઠરાવ્યું કે હિંદુસ્થાનના પુરાવ આક્ટની કલમ ૨૭ ફક્ત કલમ ૨૬ મીનો વિશેષ ઠરાવ છે, એટલુંજ નહી પણ કલમ ૨૫ મીનો પણ વિશેષ ઠરાવ છે, માટે જેટલી ખબર તોહમતવાળાએ પોલીસ અમલદારને આપેલી તે કબુલ થાય કિંવા નહી, પણ તેથી જે હકીકત માલુમ પડેલી છે તે સબંધી સ્પષ્ટ રીતે છે તે શાબેત થઈ શકેછે. કૈસરે હિંદ વિ. કારપાલાના કામના ઠરાવથી જુદો ઠરાવ કરવામાં આવ્યો. મી૰ જસ્ટીસ મહમુદના અભિપ્રાયમાં આવ્યું કે હિંદુસ્થાનના પુરાવ આક્ટની કલમ ૨૭ મી તે કલમ ૨૫ મીનો વિશેષ ઠરાવ નથી, પણ ફક્ત કલમ ૨૬ મીનો

વિશેષ ઠરાવ છે. માટે તકરારી હકીકત બીલકુલ પુરાવમાં દાખલ થવા લાયક નથી. ઓફી-સીએટીંગ ચીફજસ્ટીસ સ્ટ્રેટસાહેબના અભિપ્રાયમાં આવ્યું કે કોનસ્ટેબલ તોહમતવાળાની કહેલી હકીકત વિગતવાર કેહે ને તે ઉપરથી અમુક બાબત અગર બાબતો તેના જાણવા-માં આવી હોય, તે સાક્ષીને સખતાઈથી બરોબર કેહેવાને તાકીદ કરવી જોઇએ કે જેથી ભુલ અગર ખોટી સમજુત થવાનું કારણ રેહેત નહી. વળી તેઉસાહેબના અભિપ્રાયમાં જે કામમાં સંક્ષેપ તપાસ ચાલતો હોય તેમાં સાક્ષીઓની સાક્ષી કેવી રીતે લખી લેવી તે વિશે વિચાર બતાવવામાં આવ્યા છે. વળી તેઉસાહેબે તથા મી. જસ્ટીસ દત્ત હોઠતિસાહેબે હિંદુ-સ્થાનમાં તોહમતવાળાઓ કબુલતો આપે તેના પ્રકાર વિશે અને જે જે હકીકત તે કબુલતો કરવામાં આવે છે, તે વિશે વિચાર બતાવવામાં આવ્યા છે. ઈ. લા. રી. અ. વા. ૬ પાનું ૫૦૯.

તોહમતવાળાને પકડતા પેહેલાં પોલીસ અમલદારની રૂબરૂ તે તોહમતવાળાએ જે કબુલત કરેલી હોય તે પુરાવમાં દાખલ કરવા લાયક છે. (ઇ.લા. રી. ક. વા. ૬ પાનું ૫૩૦).

તોહમતવાળા ઉપર ચાલેલા કામવાળી મિલકતના માલિકપણા બાબત તોહમતવા-ળાએ પોલીસની રૂબરૂ કહેલી હકીકત જો કે તેમના ઉપર રાખેલા ગુન્હાના તોહમતની તપાસમાં પુરાવમાં દાખલ કરવા લાયક નથી, તોપણ ક્રીમીનલ પ્રોસીજર કોડ (સન ૧૮૮૨ ના આકટ ૧૦મા) ની કલમ ૫૨૩ પ્રમાણે મેજીસ્ટ્રેટની રૂબરૂ મિલકતના માલેકપણાની બા-બતમાં ચાલતી તજવીજમાં તે પુરાવમાં દાખલ કરવા લાયક છે. (ઈ.લા.રી.મુ.વા. ૯ પાનું ૧૩૧)

કેટલીક જવારીની ચોરી બાબત તોહમતવાળા ઉપર આરોપ રાખવામાં આવ્યો હતો. પોલીસની તપાસમાં પોલીસની રૂબરૂ તેઓએ કબુલ કર્યું કે અમે તે દાણા લીધા હતા, અને અમુક વાસણમાં છુપાવ્યા હતા, તે તેણે રજુ કર્યા. આ કબુલત શિવાય તપાસ કરનાર માજીસ્ટ્રેટને સંતોષ થાય તે પ્રમાણે તે ચોરેલી જાર છે, એમ શાબેત કરી આપવામાં આવ્યું હતું નહી. તેમ છતાં આ કબુલતોના આધારથી તે તોહમતવાળાઓને ચોરીના ગુન્હેગાર ઠરા-વ્યા. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કેદીઓએ પોતેજ તે જવારી રજુ કરેલી છે, માટે તે તેઓનુંજ કૃત્ય છે, અને તેમણે કાંઈ બાતમી આપેલી તેથી તે પત્તો લાગેલો નથી, માટે કલમ ૨૭ લાગુ થતી નથી, અને જો કે તે મિલકત રજુ કર્યાની વાત શાબેત થઈ શકે છે, તોપણ પોલીસની રૂબરૂ આપેલી કબુલત પુરાવમાં દાખલ કરવા લાયક નથી. (ઈ.લા. રી. મુ. વા. ૧૦ પાનું ૫૯૫)-

## કલમ ૨૬ મી.

પોલીસના હવાલામાં તોહમતવાળો હોય તે વખતે તેણે કરેલી કબુલત પુરાવમાં ગણવી નહી.

**૨૬. હરકોઈ સખસ કોઈ પોલીસ અમલદારના હવાલા-માં હોય તે દરમિયાનમાં તેણે કરેલી કબુલત, કોઈ પણ મા-જીસ્ટ્રેટની પ્રત્યક્ષ રૂબરૂ કીધી ન હોય તો, તેને સદરહુ સ-ખસની વિરૂદ્ધ શાબિત કરવી નહી.**

**ટીકા**—જુના ક્રિમિનલ પ્રોસીજરકોડની કલમ ૪૫ મીમાં ઠરાવેલું છે કે આ કલમ પ્રમાણે જે માજીસ્ટ્રેટની રૂબરૂ કબુલત આપવામાં આવે તે માજીસ્ટ્રેટને કબુલતવાળા ગુન્હાની તપાસ કરવાને હકુમત હોવી જોઇએ, એમ કાંઇ જરૂર નથી.

મુંબાઇ હાયકોર્ટના વાલ્યુંમ ૭ ના ફોજદારી બાબતના પાને ૫૬ મે મહારાણીવિરૂદ્ધ વાહાલા જેઠાનો ફેંસલો છપાએલો છે તે જોવો.

જે હકિકતથી કબુલત બાબત વાંધો લેઈ શકાય તે હકિકત પુરાવમાં લેઇ શકાય છે, અને તેનો વિચાર કરવામાં આવેલો છે. ( ઇં. લા. રી. ૩ મું. પાનું. ૧૨ ).

મદ્રાસ ઈલાકામાં વીલેજ મુનસફ આ કલમના અર્થ પ્રમાણે માજીસ્ત્રેટ છે. ( ઈં. લા. રી. ૨ મ. પાનું. ૫).

આ કલમ મુજબ જ્યારે માજીસ્ત્રેટ આગળ કાંઈ કબુલત કરવામાં આવે, ત્યારે તે કેવી રીતે લેવી તે વિષે ( સન ૧૮૭૨ ના આકટ ૧૦ મા, ક્રી. પ્રો. કોડ ) ની કલમ ૧૨૨ તથા ૩૪૬ છે તે પ્રમાણે તે કબુલત નિચે તોહમતદારની સહીની જરૂર છે. કૈસરે હિંદ વિ. રામનજ્ય ( ઈં. લા. રી. ૨ મ. ૫ ) માં મદ્રાસ હાયકોર્ટે ઠરાવ્યું છે કે તેવી જરૂર અવશ્ય નથી, અને તોહમતદારે તે કબુલત યોગ્ય રીતે આપીછે એવો પુરાવ લેઈ શકાય છે, પણ રાણી વિ. બાઈ રતન (૧૦ મુ. હા. રી. ૧૬૬) ના કામમાં મુંબાઈ હાયકોર્ટે અને કૈસરે-હિંદ વિ. માનુન મુતી ( ઈં. લા. રી. ૪ ક. ૬૯૬ ) ના કામમાં કલકત્તા હાયકોર્ટે ઠરાવ્યું છે કે તે જરૂર અવશ્યની છે, અને તેની ખામી દોયમ પુરાવાથી પુરી પડતી નથી.

**ફેંસલા**—આ આકટની કલમ ૨૪–૨૬ પ્રમાણે જે હકીકતથી કબુલત બાબત વાંધો લેઈ શકાય તે પુરાવમાં લેઈ શકાય છે, અને તેનો વિચાર કરવામાં આવેલો છે. ઈ. લા. રી. મુ. વા. ૩ પાનું ૧૨.

( કલમ ૨૫ નીચે ઇ. લા. રી. મુ. વા. ૬ પાને ૩૪ મે જે ઠરાવનો મતલબ ટાંકેલો છે તે જુઓ. )

(કલમ ૨૫ નીચે ઈં. લા. રી. મુ. વા. ૧૦ પાનું ૫૯૫ નો ફેંસલો આ કલમને લગતો છે તે જુઓ. )

## કલમ ૨૭ મી.

તોહમતવાળા સખસે બતાવેલા મજકુરનો અથવા તેની કરેલી કબુલતનો જેટલો ભાગ તે મજકુર અથવા કબુલત ઉપરથી શોધી કાઢેલી હકીકત સાથે સબંધ રાખતો હોય તેટલો શાબિત કરી શકાય છે.

**૨૭. પરંતુ એવું ઠરાવ્યું કે કોઈ સખસની ઉપર કોઈ ગુન્હાનું તોહમત મુકર્યું છે, અને તે સખસ પોલીસ અમલદારના હવાલામાં છે, તે સખસ પાસેથી કાંઇ ખબર મળી તે ઉપરથી કોઈ હકીકતનો શોધ લાગ્યો છે એવી જુબાની પડે, ત્યારે એવી ખબરમાંનો જેટલો ભાગ ખબર મજકુર ઉપરથી શોધી કાઢેલી હકીકત સાથે સ્પષ્ટ રીતે સબંધ રાખતો હોય તેટલો ભાગ શાબિત કરી શકાય છે, પછી તે ખબર કબુલત ગણાય એવી હોય કિંવા ન હોય તોપણ.**

**ટીકા**—કબુલત શોધ થયા પેહેલાંની હોવી જોઇએ. રાણી વિ. કમાલ ફકીર ( ૧૭ સધરલંડ વિ.રી. પાનું ૫૦).

મુદ્દાનો માલ રજુ કરવા સબંધી અથવા શોધી કાઢવા સબંધી બધા મજકુર પુરાવમાં

લેઈ શકાય એમ કાંઈ નથી, જેથી માલનો શોધ થાય છે, અથવા માલના શોધ સબંધી એથી જેટલું જણાય તેટલોજ મજકુર લગતો થવા માટે માલુમ પડેલી હકીકત ગમે તે પ્રકારની હોય, પણ તે બદ્ધિ બાબતમાં કેસને લગતી હોવી જોઇએ, અને તે હકીકત અથવા મજકુર વચે એવો સબંધ હોય કે એ મજકુર ઉપરથીજ હકીકત માલમ પડેલી હોય, જે હકીકતને પુરાવમાં લીધી તે સાથે સબંધ રાખનાર બીજો મજકુર શોધાએલી હકીકત સાથે કદાચ નીકટ સબંધ રાખતો હોય, પણ તે સબંધ જરૂરનો કિંવા પ્રતક્ષ ન હોય તો, તે મજકુરો પુરાવામાં લેવાય નહી, કેમકે તેમ કરવાથી પોલીસના જુલમ વિરૂદ્ધ ગુન્હેગારને બચવાને કાયદાનો જે હેતુ છે તે તુટી પડે છે. દાખલા તરીકે કે, એક માણુસ એમ કેહે કે એક લાકડી તમોને ફલાણી જગાએ મળશે, તે વતી મેં રામને મારી નાંખ્યો છે. આવે પ્રસંગે પોલીસને એમ બોલવાની છુટ મળશે કે હું ફલાણી જગોએ ગયો અને ત્યાંથી મને લાકડી મળી, પણ ખુનની કબુલત વિષે તે કાંઈ કેહેશે તે પુરાવમાં નહિ લેવાય.

આ કલમ પોલીસના કબજામાં કોઇ સખસ હોય અને તેણે કબુલત કરેલી હોય તો તેને અગર કાયદા વિરૂદ્ધ લાલચથી કબુલત કરેલી હોય તેવી અયોગ્ય કબુલતોને લાગુ થાય છે. માટે તે પુરાવમાં લેઈ શકાતી નથી. પરંતુ તે કબુલતવાળી ખબરથી જે હકિકતનો કામને લગતો શોધ લાગેલો હોય તેટલી હકિકત પુરાવમાં લેઈ શકાય છે. પછી બાકીની બાબત બાતલ થાય તેની ચિંતા નહી. એક કામમાં કેદીને ખોટી રીતે એવું કેહેવાને લલચાવ્યો હતો કે ચોરીનો માલ અમુક જગોએથી માલુમ પડશે, અને તે પ્રમાણે તે માલ માલુમ પડ્યો. સબબ તે શોધ બાબત જે લગતી હકિકત હોય તે કેહેનારના વિરૂદ્ધ પુરાવમાં લેઈ શકાય છે. પણ તે જગો બાતાવવામાં આવે અને ત્યાંહાં શોધ કરવામાં આવે તોપણ કાંઇ માલુમ પડે નહી તો, તે હકિકત પછી પુરાવમાં લેઇ શકાતી નથી. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૧૬૫.)

જુના ક્રિમિનલ પ્રોસીજેરકોડની (સન ૧૮૬૧ ના આકટ ૨૫ મા) ની કલમ ૧૫૦ તથા ટેલરસાહેબના પુસ્તકના પાને ૭૯૮ મે કલમ ૮૨૪ મી જોવી.

**ફેંસલો**—પોલીસ અમલદારની રૂબરૂ જે હકીકત તોહમતવાળાએ કહેલી હોય, તે ઉપરથી પત્તો લાગેલો હોય તો, તે બાબતમાં જેટલી અવસ્ય કરીને જરૂર હોય તેના કરતાં એક શબ્દ પણ તે પોલીસ અમલદારને શાક્ષી આપવાને આ કલમના ઠરાવ પ્રમાણે કોઈ પણ ન્યાયાધીશે પરવાનગી આપવી નહી જોઇએ. આ કલમનો હેતુ મોઘમ કબુલત લેવાનો નથી, પણ જે સખસની રૂબરૂ તે કબુલત કરવામાં આવી હોય તેનો અમુક ભાગ ફકત જે બાબત તે સખસ શાક્ષી આપતો હોય તે નક્કી કરવાને જરૂરની હોય તેટલીજ લેવી જોઇએ. (ઈં. લા. રી. ક. વા. ૧૧ પાનું. ૬૩૫.)

(કલમ ૨૫ નીચે ઈં. લા. રી. મુ. વા. ૧૦ પાનું. ૫૯૫ નો ફેંસલો આ કલમને લગતોછે તે જોવો.)

## કલમ ૨૮ મી.

લાલચ કિંવા ધમકી

૨૮. કલમ ૨૪ મીમાં બોલ્યા કર્યા મુજબની લાલચ કિંવા

કિંવા વચનથી મન ઉપર થયલી અસર ખશી ગયા પછી કરેલી કબુલત લગતી છે.

**ધમકી કિંવા વચનથી મન ઉપર થએલી અસર કોર્ટના અભિપ્રાયમાં જે વખતે પુરી દુર થઈ હોય, તે વખત પછી સદરહુ કલમમાં બોધ કર્યા મુજબની કબુલત કરવામાં આવી હોય તો, તે કબુલત લગતી છે એમ સમજવું.**

**ટીકા**—લાલચથી થએલો અસર ખરી રીતે બંધ થએલો હતો, અને કબુલત કરનારના મનમાં બીલકુલ અસર નહી હતો તેવો મજબુત અને સખત પુરાવ જોઈએ. સબબ પેહેલી કબુલત જે અસરથી કરવામાં આવી હોય તે અસર બીજી કબુલત વખતે બીલકુલ નહી હતો, એવું જો તે બીજી કબુલત પુરાવમાં દાખલ કરવી હોય તો મજબુત રીતે શાબેત થવું જોઇએ, એવું પાટીસન જસ્ટીસે કહેલું છે. પરંતુ નાર્ટનસસાહેબ પોતાની ટીકામાં કેહે છે કે "આવી બીજી કબુલતની બાબતમાં કેદીએ જે અસરથી પેહેલી કબુલત કરી હોય તેજ અસરથી બીજી કબુલત કરી છે એમ સમજવું જોઈએ, કારણ કે તે બે કબુલતોની વચમાં થોડી મુદત ગએલી હોય તેથી તે અસર બીલકુલ ગએલો હતો, અને બીજી કબુલત તેણે ખુશીથી કરી હતી એમ ધારવું દુરસ્ત નથી." એક ચાકરડી ઉપર પઈસા ચોરયાનો શક આવ્યો, તેથી તેની શેઠાણીએ સોમવારને દાહાડે તેણીને કહ્યું કે જો તું મને સાચું કહીશ તો હું તને માફ કરીશ. મંગળવારને દાહાડે તેને માજીસ્ટ્રેટની રૂબરૂ લેઈ જવામાં આવી, પણ તેણીના વિરૂદ્ધ કોઇ હાજર નહી થવાથી તેણીને છોડી દેવામાં આવી. બુધવારે ફરીથી તેને પકડવામાં આવી, અને પોલીસ સુપ્રીનટેનડેન્ટે તેણીની શેઠાણીની રૂબરૂમાં તેણીને કહ્યું કે "જો તારી મરજીમાં આવે તો કાંઈ કેહેવું, નહી તો તું કાંઇ કેહેવાને બંધાએલી નથી, અને જો તારે કાંઈ કેહેવાનું હોય તો તારી શેઠાણી સાંભળશે," પણ પોલીસ સુપ્રીનટેનટેન્ટને ખબર નહી હતી કે શેઠાણીએ તેણીને માફ કરવાનું વચન આપેલું છે. તેમને તેણીને કહ્યું ન્હોતું કે જો તું કહીશ તો તે તારા વિરૂદ્ધ પુરાવમાં દાખલ કરવામાં આવશે. ત્યાર પછી કેદણે હકિકત કહી. તેમાં જસ્ટીસ પાટીસને ઠરાવ્યું કે આ હકિકત પુરાવમાં લેવા લાયક નથી, કારણ શેઠાણીના વચનનો અસર હજુ તે હકિકત કેહેતી વખત કેદણના મન ઉપર છે એમ માનવું જોઇએ; પણ જો શેઠાણી તે વખત હાજર નહી હોત તો જુદી વાત હતી. રાણી વિ. હેવીટ, ૧ કાર. અને એમ. પાનું. ૫૩૪

લાલચની અસર ખરેખર બંધ પડી છે એનો મજબુત અને સારામાં સારો પુરાવો જોઇએ. રાણી વિ. શેરીંગટન (૨ ડેન. સી. સી. પાનું ૧૨૩).

એક કેદીને માજીસ્ટ્રેટે કહ્યું કે જો તે મરણ પામે તેવો તેં ધા કરેલો ના હોય અને તારા જાણવામાં જે હોય તે તમામ કહીશ તો, હું મારી સત્તા તને બચાવવાને વાપરીશ, પણ ત્યાર પછી સેક્રેટેરી આફ સ્ટેટનો પત્ર આવ્યો કે તે કેદીને માફી આપવામાં નહી આવે, તેની તે કેદીને ખબર આપવામાં આવી, પછીથી તેણે આપેલી કબુલત પુરાવમાં દાખલ કરવામાં આવી. રાણી વિરૂદ્ધ કલાઉઝ; (૪ શી. અને પી. પાનું. ૨૨૧). તેમજ વળી કેદી મેહેરબાનીની આશાથી કબુલત કરવા લલચાવે અને તેટલા કારણસર કરેલ કબુલત પુરાવમાં નહી લેવામાં આવી. વળી કેદીને વચન આપ્યા પછી કેટલેક મહિને અને તે વળી કેદીને

ચતાવ્યા છતાં કબુલત આપવામાં આવી, તે પુરાવમાં દાખલ કરવામાં આવી. નીચા દરજ્જાના અધિકારી તરફથી કેદીને લાલચ આપવામાં આવી, પણ ત્યાર પછી ઉપરી અધિકારીએ તેને ચેતવણી આપી, તેમ છતાં કેદીએ કબુલત આપી, તે પુરાવમાં લેવામાં આવી. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૧૬૬ ).

તેમજ એક ન્હાની વયની છોકરી ઉપર ચોરીનો આરોપ રાખવામાં આવ્યો હતો, તેને તેણીની શેઠાણીએ કહ્યું કે તું આ બાબત બદ્ધિ હકીકત આજ રાત સુધીમાં નહી કેહે તો, તને માજીસ્ત્રેટની રૂબરૂ લેઈ જવાને કાનસ્ટેબલને બોલાવવામાં આવશે. પછી કાનસ્ટેબલને બોલાવવામાં આવ્યો, અને તેણીને માજીસ્ત્રેટની રૂબરૂ લેઈ જતાં રસ્તામાં કાનસ્ટેબલની રૂબરૂ તેણીએ કબુલત આપી, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કબુલત પુરાવમાં દાખલ થઇ શકે છે, કારણ કે કાનસ્ટેબલને બોલાવવો નહી એવું વચન આપેલું હતું તે પુરૂં થએલું છે. રાણી. વી. રીચર્ડસ, ૫ શી. અને પી. પાનું. ૩૧૮.

જ્યાંહાં જડજની ખાત્રી થશે કે અસર ખરેખર બંધ પડી છે; તો પછી કબુલત પુરાવામાં લેવા હરકત નથી. રાણી વિ. શીવરાનાર ( ફ્રાસ્ટ એન્ડ ફીનલેશરી. પાનું ૮૩૬ ), રાણી વિ. રામાચરણ કુમારસી ( અ. ક્રી. રૂ. પ્ર. ૧૦ ), રાણી વિ. જવાબદીન ગુસાઈ ( ૧ બં. લા. સી. ઓ. સી. પાનું. ૧૫ )

## કલમ ૨૯ મી.

બીજી રીતે કબુલત લગતી હોય તો, કબુલત ગુપ્ત રાખવાનું વચન હતું એ વિગેરે કારણોથી કબુલત ગેર લગતી થતી નથી.

**૨૯. એવી કબુલત જો બીજી રીતે લગતી હોય તો, માત્ર તે ગુપ્ત રાખવાના વચન ઉપરથી કીધાના સબબથી, અથવા તે મેળવવાને સારૂ તોહુમતવાળા સખસ સાથે ફરેબ કર્યાથી તે કીધાના સબબથી, અથવા તોહુમતવાળો છાકટો હતો તે વખતે તે કીધાના સબબથી, અથવા જે સવાલોના જવાબ દેવાની તેની ફરજ ન્હોતી તે સવાલો ગમે તે રૂપે હોય, તોપણ તેના જવાબમાં તે કીધાના સબબથી અથવા એવી કબુલત કરવાની તેની ફરજ ન્હોતી, અને તેની વિરૂદ્ધ એવી કબુલાયતનો પુરાવો આપી શકાશે એમ તેને સુચના નહી મળ્યાના સબબથી તે કબુલત ગેરલગતી છે, એમ સમજવું નહી.**

**ટીકા**—આગળ બતાવ્યા પ્રમાણે લાલચના કારણથી કબુલત ( કનફેશન ) રદ કરવાને તોહમતવાળાના મનમાં તોહમત સબંધીમાં બચવાની ઉમેદ અગર શિક્ષાની દેહેસતનો અસર થવો જોઇએ છીએ, પણ બીજા કાંઈ અસરથી કબુલત લેવામાં આવી હોય તો તે ગેરકાયદે નથી.

આ કલમ પ્રમાણે તોહમતવાળાને નીચે પ્રમાણે પાંચ બાબતોથી તે અસર થએલો હોય, તોપણ તે કબુલત નાબુદ થતી નથી; એટલે:– ( ૧ ) ગુપ્ત રાખવાનું વચન, અગર ( ૨ ) તે કબુલત મેળવવાને તોહમતવાળા સાથે કપટ કરવાથી, અગર ( ૩ ) તોહમતવાળો છાકટો હોય

તે વખત કીધાથી, અગર (૪) પુછવા ઉપરથી, અગર (૫) ચેતવણી નહી આપવા છ-તાં આપેલી હોય તોપણ તે પુરાવમાં લેઈ શકાય.છે, પણ તે સંસારીક ફાયદો થાય તેવી લાલચ હોવી નહી જોઇએ.

(૧) ગુપ્ત રાખવાનું વચન—રાણી. વિ. શા. (૬ સી. અને પી. પાનું. ૩૭૩) ના કામમાં જે સખસને કબુલત આપવામાં આવી હતી તેને તે ગુપ્ત રાખવાના સોગન આ-પવામાં આવેલા હતા, તોપણ તે પુરાવમાં દાખલ કરવામાં આવી.

(૨) ફરેબ અગર કપટ–રાણી વિરૂદ્ધ ડેરીંગટન (૨. સી. અને પી. પાનું. ૪૧૮) ના કામમાં જે મુકરદમો બતાવવામાં આવલો છે, તેમાં કેદીએ જેલના દરવાનને એક કાગળ ટપાલમાં નાંખવા આપેલો હતો, પણ તેણે તે અટકાવ્યો; અને તે પત્રમાં લખેલો મજકુર પુરાવમાં લેવામાં આવ્યો.

(૩) છાકટો–એક કામમાં કેદી છાકટો થએલો હતો અને કબુલત આપી તો તે પુરાવમાં દાખલ કરવામાં આવી; પછી તે કારણસર અગર કબુલત મેળવવાના હેતુથી તે-ને છાકટો કરવામાં આવેલો હોય અગર તે પોતાની મેળે છાકટો થએલો હોય તેની ચિંતા નહી.

(૪) પુછવા ઉપરથી–ગમે તે પુછનાર હોય તેની ચિંતા નહી. રાણી. વિ. રીસ. (૭ સી. અને પી. પાનું. ૫૬૯) ના કામ પ્રમાણે ગમે તો માજીસ્ત્રેટ હોય, રાણી વી. થામીલીન (મુડ. સી. સી. પાનું. ૨૭) ના કામ પ્રમાણે અમલદાર હોય, અગર રાણી વિ. માલ્ડ, (૧ મુડ- સી. સી. પાનું. ૪૩૨) ના કામ પ્રમાણે ખાનગી સખસ હોય, અને પુછનારે ગમે તે રૂપમાં સ્વાલ કરેલો હોય, તેની ચિંતા નહી.

ક્રિમિનલ પ્રોસીજરકોડની સન ૧૮૮૨ ના આકટ ૧૦ માની કલમ ૨૪૨ પ્રમાણે માજીસ્ત્રેટ તોહમતવાળાને હકિકત પુછી શકે છે, અને તે જે હકિકત કેહે તેથી તેના ઉ-પર જે આરોપ હોય તેની પાછળથી તપાસ થવાની હોય, તોપણ જો શાબેત થાય તેવું હોય તો તે પુરાવ થાય છે, તેમજ કલમ ૩૪૨ પ્રમાણે કેદીને જડજ તપાસી શકે છે.

માજીસ્ત્રેટની રૂબરૂ કરેલી કબુલત પાછી ખેંચી લેવામાં આવે, તોપણ તે તોહમતવાળા વિરૂદ્ધ પુરાવ છે. ૪ સધરલાંડ ક્રિમિનલ રૂલિંગનું પાનું.૧૯.

કેવી રીતે અને કેવા રૂપમાં કબુલત દફતરમાં દાખલ કરવી તે આ આકટમાં બતા-વેલું નથી, પણ તે બાબત કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૬૪ જોવી.

(૫) કેદીએ પોતાની ખુશીથી જે કબુલત આપી હોય તે પુરાવ છે, પછી તેને ચે-તવણી આપવામાં આવી ના હોય તેની ચિંતા નહી. ઈંગ્રેજી "લા" કેદીને ચેતવણી અ-ને સાવધગીરી આપવા સબંધી ઘણો બારીક છે, પરંતુ આ કલમ પ્રમાણે સાવધગીરી આપવાની જરૂર નથી.

જે માજીસ્ત્રેટને અમુક ગુન્હો તપાસવાની હકુમત ના હોય, તેમ છતાં તેમની રૂબરૂ કબુલત લેવામાં આવી હોય તો તે પુરાવમાં લેવામાં આવે છે, પણ તે રીવાજ બરોબર નથી. રાણી વિ. બાલા જેઠા મુંબાઈ હા. રી. વા. ૭ ફોજદારી મુકરદમાઓનું પાનું. ૫૬.

જસ્ટીસ કોલરીજે કહ્યું છે કે કેદી છોકરો હતો તે વખતે કહેલો મજકુર તે સબબથી પુરાવમાં લેવા જોગ નથી. સ્વાલ પુછનાર ગમે તે હોય તેની ફીકર નહી, કેમકે આ કલમ

સારૂ રીતે કેહે છે કે એ જવાબ આપવા કેદી બંધાએલ હતો કે નહી તેની ફીકર નહી. જો જવાબમાં કબુલત આપે તો પછી અધિકારનો વાંધો કામ આવતો નથી.

રાણી વિ. વાઇલ્ડના કામમાં પુછનાર ગ્રહસ્થે પુછેલા સ્વાલ સુચક અથવા કેદીને ગુન્હેગાર માનીને પુછ્યા હોય તેની ચીંતા નહી. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું ૧૬૮ )

ફો. પ્રો. કોડ પ્રમાણે તોહમતદારની જુબાની નીચે સહીની જરૂર રાખી છે, તે વિશે કૈસરે હિંદ વિ. રામત જીવા (ઇં. લા. રી. ૨ મ. ૫) ના કામમાં મદ્રાસ હાયકોર્ટે ઠરાવ્યું કે તેવી અવશ્યની જરૂર નથી, અને તોહમતદારે કરેલી કબુલત યોગ્ય રીતે આપી છે એવો પુરાવ લેઇ શકાય છે.

ઈંગ્લંડનો કાયદો આવી બાબતમાં કેદી તરફ ઘણો રેહેમ ભરેલો છે, અને ત્યાંહાં તે કાયદા પ્રમાણે ચેતવણી આપવામાં આવે છે. આ કલમ પ્રમાણે તેમ કરવાની જરૂર નથી. ફો. પ્રો. કોડની કલમ ૧૯૩ જુઓ.

ઊંઘમાં કહેલો મજકુર પુરાવમાં લેવાતો નથી. રાણી વિ. રીચર્ડસ (૫ સી. એન્ડ પી. ૩૧૮) ના કામમાં એક સખસને કેદ રાખ્યા પછી એક રાત્રે ઊંઘમાં પોતાના સોબતીયોને કેહેતો હોયની તેવી રીતે એ ખુનની તમામ હકીકત કહી સંભળાવે છે. પાછળથી તેના ઉપર તોહમત ગખતાં તે ગુન્હો તેણે તથા જે સોબતીયોનાં નામ ઊંઘમાં લીધાં હતાં તેમણે કબુલ કરયો.

## કલમ ૩૦ મી.

જે સખસ કબુલત કરે તેને વિશેની તથા તેજ ગુન્હા સારૂ બીજા સખસોની એકઠી તજવીજ ચાલી હોય તેવા બીજા સખસો વિશેની કબુલત શાબીત થાય તો, તે કબુલત વિચારમાં લેવા બાબત.

**૩૦. જ્યારે એકજ ગુન્હાને સારૂ એકથી વધારે સખસો ઉપર એકઠી તજવીજ ચાલતી હોય, અને જ્યારે તે સખસો પૈકી એક જણાએ પોતાને વિશે તથા તે સખસોમાંના બીજા કોઈ સખસને વિશે કીધેલી કબુલત શાબિત થાય, ત્યારે જે સખસે તે કબુલત કીધી હોય તેની વિરૂદ્ધ, તેમજ સદરહુ બીજા સખસની વિરૂદ્ધ તે કબુલત વિચારમાં લેવાને કોર્ટ મુખત્યાર છે.**

### દૃષ્ટાંતો.

**(अ.) क નું ખુન કર્યા બાબત अ તથા ब ના ઉપર એકઠી તજવીજ ચાલે છે. "ब એ તથા મેં મળીને क નું ખુન કર્યું છે" એવું अ એ કહ્યાનું શાબિત થાય છે. એનું પરિણામ ब વિરૂદ્ધ શું થાય છે એનો વિચાર કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**(ब.) क નું ખુન કર્યા બદલ अ ઉપર તજવીજ ચાલે છે. क નું ખુન अ તથા ब એ કર્યું એવું બતાવવાનો તથા "अ તથા મેં મળીને क નું ખુન કર્યું છે" એવું ब એ કહ્યું હતું, એ બતાવવાનો પુરાવો હાજર છે.**

**સદરહુ કહેલા મજકુર બાબતનો વિચાર અ વિરૂદ્ધ કોર્ટથી કરી શકાય નહી, કારણ ક ના ઉપર અની સાથે એકઠી તજવીજ ચાલતી નથી.**

ટીકા—આ કલમની સાથે સન ૧૮૮૨ ના આકટ ૧૦ માની કલમોમાં આ સબંધી જે ઠરાવ છે તે વાંચવો, કારણ કે તેમાં એ બાબતનો તમામ કાયદો બતાવવામાં આવેલો છે. (ફીલ્ડસાહેબની ટીકાનું પાનું. ૧૦૩).

આ કલમ પ્રમાણે એક તોહમતદારે આપેલી કબુલત બીજા વિરૂદ્ધ વિચારમાં લેતાં પેહેલાં ત્રણ શરતો પુરી પાડવી જોઈએ તે એકે (૧) પોતા વિરૂદ્ધ અને બીજા વિરૂદ્ધ જોઈએ (૨) બંને તોહમતદારનો સાથેજ ઈનસાફ થતો હોય અને (૩) બંને તો એકજ ગુન્હાને માટે ઈનસાફ થતો હોય. આ ત્રણ શરતો પુરી પડે ત્યારે તે કબુલત બીજા વિરૂદ્ધ ફક્ત વિચારમાં લેઇ શકાય એમ આ કલમથી ઠરાવ્યું છે.

મી. નાર્ટનસાહેબ કેહે છે કે આ કલમથી એક માણસે કરેલી કબુલત બીજાને અસર કરે, એ ખરેખર ભય ભરેલો ધારો છે.

કનીંગહામસાહેબ પોતાની ટીકાને પાને ૪૧ મે કેહે છે કે આ કલમના ઠરાવ બાબત ઘણો વાંધો ઉઠે છે. મી૦ નાર્ટનસાહેબે કહેલું છે કે આ કલમ પ્રમાણે સારામાં સારો વિચાર કબુલત (કનફેશન) બાબત કોર્ટ આપી શકે છે, તે ઘણુંકરીને એવો છે કે ત્રીજા પક્ષકારના વિરૂદ્ધ પુરાવ નથી. પણ આ કલમના ઠરાવ પ્રમાણે કબુલતનો અમલ બીલકુલ કરવામાં આવે નહી તો, આ કાયદામાંથી આ કલમ કાહાડી નાંખ્યા જેવું થાય.

કનીંગહામસાહેબે પોતાની ટીકાના પ્રવેશના ભાગને પાને ૧૯ મે કલમ ૪૧ મીમાં કહેલું છે કે "એક ઠરાવ કરવામાં આવેલો છે તેથી ન્યાયાધિશો અક્કલવાળી અશકયતા કરવાનું યત્ન કરવામાંથી બચેલા છે. તે ઠરાવ એવો છે કે જ્યારે એક કરતાં વધારે સખસોનો અમુક ગુન્હા બાબત તપાસ થતો હોય અને તેમાંનો એક સખસ પોતાને તથા તેમાંના બીજા કોઈ તોહમતવાળાને હરકત થાય તેવી કબુલત કરે તો, તે કબુલતનો તે બીજા તોહમતવાળા તથા તે કરનાર વિરૂદ્ધ વિચાર થઈ શકે છે. આ પ્રમાણેની કબુલતવાળી હકીકત અલબત ઘણે દરજ્જે અંદેશા ભરેલી હોય છે. તેના ઉપર ઓછામાં ઓછો જેટલો ભરૂંસો રાખી શકાય તેટલો ભરૂંસો રાખવા લાયક છે. આ બાબત ઈંગ્રેજી પ્રમાણશાસ્ત્રમાંથી લીધેલા ધારા પ્રમાણે બાતલ કરવામાં આવેલી છે. માટે જે કામમાં જ્યુરીથી તપાસ ચાલતી હોય તેને તે અનુસરતી છે, પણ જ્યાં જડજ અને જ્યુરીનું કામ એક અધિકારીને કરવાનું હોય છે ત્યાંહાં તે મતલબ વગરની છે. હિંદુસ્થાનના ન્યાયાધિશને ફક્ત એટલું વિચારવાનું છે કે આ કબુલત ઉપર તેમણે કાંઈ વજન રાખવું કિંવા નહી, અને રાખવું તો તેમના અભિપ્રાય પ્રમાણે કેટલું રાખવું. "પુરાવ" ની વાખ્યામાંથી આવી કબુલતોને બાતલ કરવાનો ઠરાવ કરવામાં આવેલો, તે ફક્ત એટલાજ ઈરાદાથી કે તેમને નબળી બાબતની વ્યવસ્થા કરવાની છે, એવું તેમને યાદ રાખવું પડે, માટે તેઉ તે વિચારમાં લેઈ શકે. પરંતુ તેમણે તે એકલી કબુલત ઉપર

આધાર રાખવો નહી જોઇએ."

મારી આપેલા સાક્ષિની શાહેદી ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા પ્રમાણે લેવામાં આવે છે; પરંતુ તેતો ઘણીજ અંદેશા ભરેલી છે, કારણ કે તેને બોલવાને સ્પષ્ટ હેતુ છે, તોપણ એમ વિચારવામાં આવ્યું છે કે કાંઈ પુરાવ ના હોય તેના કરતાં હોય તો તે સારૂ છે. માટે સહતોહમતવાળાની કબુલત સબંધી હકીકતનો વિચાર કરતાં તે કબુલત ઉપર અમુક અનુમાનનો આધાર રાખવો એ નિર્ભય થાય છે.

એક ફોજદારી કામમાં મદ્રાસ હાયકોર્ટે તા૦ ૨૪ મી જાન્યુએરી સન ૧૮૭૩ ના રોજ ઠરાવ્યું કે ફક્ત આ કલમ પ્રમાણેની કબુલતના આધારની પુષ્ટીમાં બીલકુલ પ્રસંતરી પુરાવ નહી હોય; તેમ છતાં તે ગુન્હો શાબેત ગણવામાં આવેલો માટે તે ઠરાવ રદ કર્યો.

નાર્ટનસાહેબ પોતાની ટીકાને પાને ૧૭૦ મે કેહે છે કે ચોર અને ચોરેલો માલ રાખનાર ઉપર એકઠો આરોપ રાખવામાં આવ્યો હોય, તોપણ ગુન્હા જુદા જુદા છે. માટે ગમે તો ચોર તે ગુન્હો કબુલ કરતો હોય તોપણ તે માલ રાખનાર વિરૂદ્ધ તેનો ગુન્હો શાબેત થવો જોઇએ.

એબીગરા દુલાગુ વિગરે ઉપરના તોહમતના કામમાં ઠરાવ્યું કે એકલા સહકેદીની કબુલત ઉપરથી ગુન્હાની શાબેતી ઠરાવવામાં આવે તો, તે કાયદા પ્રમાણે બરોબર નથી. (ઇં. લાૅ. રી. ૧ મ. પાનું. ૧૬૩).

ભવાની વિગરે ઉપરના તોહમતના કામમાં હાયકોર્ટે ઠરાવ્યું છે કે આ કામમાં જો કાઈએ ગુન્હો કબુલ કર્યો ન હોત તો, કેદીઓને ગુન્હેગાર ઠરાવવાને બીજો બીલકુલ પુરાવ નથી. માટે ફકત કેદીઓમાંના જે કેદીએ ગુન્હો કબુલ કરેલો છે તેમની કબુલતને પુષ્ટી કરતા કાંઈ પણ પ્રસંતરી પુરાવ નથી. (ઈં. લા. રી. ૧ અ. પાનું. ૬૬૪).

તોહમતવાળા રામચંદના કામમાં ઠરાવ્યું છે કે કેટલાક સખસોની એકજ ગુન્હા બાબત એકઠી તપાસ થઈ હોય, તેમાં એક સખસ ગુન્હો કબુલ કરે તો તેની પુસ્ટીમાં પ્રસંતરી પુરાવ હોયા શિવાય તે કબુલતથીજ ફકત બીજાને ગુન્હેગાર ઠરાવી શકાતા નથી. (ઈં. લા. રી. ૧ અ. પાનું ૬૭૫).

અસતોસ ચંકરબત્તી વિગરેના કામમાં ફુલબેંચ બેઠેલી તેમાં ઠરાવ્યું છે કે, કેદીની કબુલત પોતાને તથા બીજા સખસ જેના ઉપર તેનું તેજ તોહમત રાખવામાં આવેલું ના હોય તેને હરકત કરે તેવી હોય તો, જ્યારે ઘટતી રીતે શાબેત થાય ત્યારે તે બેઉના વિરૂદ્ધ પુરાવ છે, પણ જારે તે કબુલતની પુસ્ટીમાં પ્રત્યંતરી પુરાવ ના હોય ત્યારે બીજા સખસની વિરૂદ્ધ તે એવો પુરાવ થતો નથી કે જેથી તેને ગુન્હેગાર ઠરાવી શકાય. તેમાં ચીફજસ્ટીસ ગાર્થસાહેબે ઠરાવ્યું કે કોર્ટે આવા પુરાવના વ્યવસ્થા બીજા પુરાવની જેમ વ્યવસ્થા કરે તેમજ કરવી જોઇએ. પણ આવા પુરાવ ઉપર કેટલું વજન રાખવું અને તે ગુન્હો શાબેત ગણવાને બસ છે કિંવા નહી, એ સવાલનો વિચાર જડજને કરવાનો છે. જ્યારે પુસ્ટીમાં બીજો કાઈ પુરાવ ન હોય ત્યારે તે પુરાવ નબળામાં નબળો છે, તે ત્રીજા સખસનું સોગન વગરનું ફકત

કહેવું છે. જો આવી કબુલતને પુષ્ટી કરતા બીજો પુરાવ હોય તો તપાસ વખતે ગુન્હો શાબેત કરતાં તે બીજા પુરાવ પેહેલાંની કબુલત હોય અગર પાછળની હોય એ કાંઈ અગત્યની વાત નથી. (ઈ. લા. રી. ૪ ક. પાનું. ૪૮૩).

પોતા વિરૂદ્ધ તથા બીજા વિરૂદ્ધ કેદી કાંઈ મજકુર કેહે, તેમાં પોતાને નિર્દોષ કરતો જાય, અને બીજાને સામેલ કરતો જાય તે મજકુર આ શરત મુજબ વિચારમાં લેઈ શકાતો નથી. રાણી વિ. કેશવ ભુનીધા. (૨૫ વી. રી. ૮). એક ગુન્હાને માટે સાથે ઈનસાફ થતો હોય તેવા કામમાં એક કેદીની કબુલત બીજા વિરૂદ્ધ વિચારમાં લેવાને માટે એ કબુલત જેના વિરૂદ્ધ વાપરવાની છે તેના વિરૂદ્ધ જેટલે દરજ્જે આપે છે તેટલે દરજ્જે કરનાર વિરૂદ્ધ હોવાની જરૂર છે, કેમકે જે ભાગ કરનાર વિરૂદ્ધ નથી તે તેની કબુલત કેહેવાય નહી, મતલબ કરનાર વિરૂદ્ધ હોય તેટલે અથવા તેથી ઓછે દરજ્જે બીજા વિરૂદ્ધ લેવાય છે. રાણી વિ. બીલાતલી (૧૦ બં. લા. રી. પાનું ૪૫૩). આજ પ્રમાણે રાણી વિ. અમ્રત ગોવિંદ (૧૦ મુ. હા. રી. ૪૯૭) ના કામમાં ઠરાવ્યું છે.

જે તોહમતદારની કબુલત બીજા વિરૂદ્ધ લેવાની છે, તે બધાનો સાથેજ ઇનસાફ થતો હોય તો, તે કબુલત વિચારમાં લેવાય. આ શરતમાં બે બાબતનો વિચાર કરવાનો છે. એક તો એ તોહમતદારોનો ઈનસાફ થતો હોય તેવો પ્રસંગ જોઈએ. અને બીજું એ ઈનસાફ સાથે થતો હોય. આ શરતનું પરીણામ એ છે કે જ્યાં સુધી તોહમતદારો ઉપર તોહમતનામું નીકળ્યું નથી ત્યાં સુધી એકની કબુલત બીજા વિરૂદ્ધ વિચારમાં લેવાય નહી, કારણ કે તોહમતનામું નીકળ્યા પછી જે તપાસ ચાલે છે તેને માટે 'ઇનસાફ' શબ્દ વાપરેલો છે, અને તે પેહેલાંની તપાસને માટે 'ચોકસી' શબ્દ વાપરેલો છે, એટલે ચોકશીના કામમાં આવી કબુલત વિચારમાં પણ લઈ શકાય નહી.

રાણી વિ. કાલુપટેલ (૧૧ મુ. હા. રી. ૧૪૬) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે કમીટીંગ માજીસ્ત્રેટ આગળ એક તોહમતદારે પોતા તથા બીજા વિરૂદ્ધ કબુલત કરી હોય તો, તે કબુલત તેમનો ઇનસાફ થાય તે વખત પણ બીજા વિરૂદ્ધ કામ આવતી નથી. કેમકે સાથે ઇનસાફ થતો હોય ત્યારેજ કરેલી હોય તો, તે કામ આવે.

એકઠો ઇનસાફ થતો હોય ત્યારે આ પેટા શરત પ્રમાણે જે તોહમતદાર વિરૂદ્ધ બીજા તોહમતદારની કબુલત, તે તોહમતદારનો સાથે ઇનસાફ થતો હોય તોજ વિચારમાં લેવાય છે.

મી. નાર્ટનસાહેબ કેહે છે કે જો જુદો ઇનસાફ થતો હોય તો એક તોહમતદારની કબુલત બીજા વિરૂદ્ધ કામ ન લાગે, તો પછી એકઠી તજવીજ ચાલતી હોય ત્યારે શા માટે કામ આવે, તેનું કાંઈ કારણ સમજાતું નથી. આનો ખુલાસો એટલોજ છે કે જો જુદો ઇનસાફ થતો હોય તો, કબુલત કરનારની બીજા કેસમાં સાક્ષી લેવાને માટે કાંઇ પ્રતિબંધ નથી કે, જે પ્રસંગે તેની ઉલટ તપાસણી કરવાને બીજાને હક્ક મળે, અને તે પોતાના કેસના સ્વાર્થમાંથી નીકળી ગએલો હોય. એકજ તોહમતનો એકઠો ઈનસાફ થતો હોય તેમાં એકજ ગુન્હાનાં તોહમતનામાં નીકળ્યાં હોય, ત્યારે એવી કબુલત વિચારમાં લેવાને પાત્ર થાય છે. આ શરતના અર્થ પ્રમાણે મુખ્ય ગુન્હો અને તે ગુન્હાની મદદગારી એ બે જુદા ગુન્હા ગણાય છે, જેમકે જ્યાં કેદીએ ખુનની સાથે ડાકાઈટીને માટે ઇનસાફ થતાં કબુલત

આપી હતી તે પ્રસંગે તે ગુન્હાની મદદગારીના તોહમતવાળા સખસ વિરૂદ્ધ તે કબુલત પુરાવમાં લેવામાં આવી નહી. રાણી વિ. નોઓ સીકદાર ( ૧૫ વી. રી. ૬૪ ) અને રાણી વિ. અમૃત ગોવિંદ ( ૧૦ મુ. હા. રી. પાનું ૪૯૯ )

ચોરી કરનાર અને ચોરીનો માલ રાખનાર ઉપરના એકઠા ઇનસાફના કામમાં તોહમતો જુદાં જુદાં છે. રાણી વિ. ટરનર ( ૧ મુડ સી. રી. ૩૪૭ ). આવે પ્રસંગે ચોરી કરનાર કબુલ કરે તોપણ માલ રાખનાર ઉપરનો કેસ શાબીત થવો જોઇએ. અને તેજ પ્રમાણે ચોરાઉ માલ રાખનાર કબુલ કરે, તોપણ ચોરી કરનાર ઉપરનો કેસ શાબીત થવો જોઇએ. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૧૭૦ )

મેળાપીની સાક્ષી અને કબુલત વચેનો તફાવત ધ્યાનમાં રાખવા લાયક છે. જુઓ ફો. પ્રો. કોડની કલમ ૩૪૭ અને ૩૪૯. મેળાપીની સાક્ષી સોગંદ ઉપર જાહેર રીતે લેવાય છે, જુઓ. કલમ ૩૩

**ફેંસલા**—ઠરાવવામાં આવ્યું કે. બીજા સખસોની સાથે જે સખસની તપાસ કરવામાં આવી હોય તેની કબુલતથી તે બીજાઓને જેવી હરકત થાય તેવી તેને પોતાને હરકત થતી ના હોય, અને તેને ગુન્હેગાર ઠરાવવાને બસ ના હોય તો, સન ૧૮૭૨ ના આકટ ૧ લાની કલમ ૩૦ પ્રમાણે તે કબુલત બીજા વિરૂદ્ધ વિચારમાં લેઈ શકાતી નથી. ઈ. લા. રી. અ. વા. ૧ પાનું ૪૪૪.

**अ** તથા **ब** નો તપાસ થવાને કમીટ કરવામાં આવ્યા હતા. **अ** ની હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૩૯૫ મી પ્રમાણે ડાકાઈટી કર્યા બાબત અને કલમ ૪૧૨ પ્રમાણે ચોરેલો માલ છે તે જાણ્યા છતાં રાખ્યો તે વિશેના આરોપની તપાસ કરવાની હતી. **अ** એ બે કબુલતો કરી, અને તે બેઊમાં કહ્યું છે કે " ડાકાઈટી " માંથી ચોરેલા કેટલાક સોના અને રૂપાના કડકા મેં **ब** ને આપેલા છે. જ્યારે **ब** ને પકડવામાં આવ્યો ત્યારે એક સોનાની વીંટી અને કંદોરો તેના કબજામાંથી મળ્યો. તપાસમાં **अ** એ ગુન્હો કબુલ કર્યો, અને **ब** એ તપાસ કરાવવાનો દાવો રાખ્યો. એક સોનીએ એવી જુબાની આપી છે કે **ब** પાસેથી જે વીંટી અને કંદોરો મળેલો છે તે સોના અને રૂપાના જે કડકા મને તે કરવા સારૂ આપેલા તેમાંથી તે દાગીના બનાવેલા છે. આ પુરાવ ઉપરથી તથા **अ** એ આપેલી કબુલત ઉપરથી. સેશન જડજસાહેબે **ब** ને ગુન્હેગાર ઠરાવ્યો. પરંતુ તેણે હાઈકોર્ટમાં અપીલ કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે **अ** અને **ब** ની તેના તેજ ગુન્હા બાબત એકઠી તપાસ થએલી નથી. માટે **अ** ની કબુલત **ब** ના વિરૂદ્ધ પુરાવ તરીકે દાખલ થવા લાયક નથી. **ब** ના કબજામાંથી જે માલ મળેલો છે તેજ ડાકાઈટીમાં ચોરવામાં આવેલો એવું બતાવવાને કાંઈ પણ પુરાવ નથી, માટે તેના ઉપરનું કામ નિષ્ફળ થાય છે. સબબ ગુન્હાની શાબેતીનો ઠરાવ રદ કરવામાં આવ્યો. ઈ. લા. રી. મુ. વા. ૫. પાનું ૬૩

ખુનના તોહમત બાબત બે તોહમતવાળાની એકઠી તપાસ સેશન જડજની રૂબરૂ કરવામાં આવી. પરંતુ સેશનજડજે દરેક તોહમતવાળાને બીજા તોહમતવાળાની ગેરહાજરીમાં તપાસ્યો. તેમાં તોહમતવાળાના વકીલોએ હરકત લીધી નથી. તેમાં ઠરાવવામાં આવ્યું

કે દરેક તોહમતવાળાની તપાસ તેનાજ વિરૂદ્ધ ફક્ત ઉપયોગમાં લેઈ શકાય છે, અને તેની સાથેના તોહમતવાળા વિરૂદ્ધ ઉપયોગમાં લેઇ શકાતી નથી. ઈ. લા. રી. મુ. વા. ૬. પાનું ૧૨૪

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા (સન ૧૮૭૨ ના આકટ ૧૦ મા)ની કલમ ૧૨૨ મી પ્રમાણે તોહમતવાળાએ પોતાની ખુશીથી કબુલત કરેલી છે એવું સર્ટીફીકટ માજીસ્ટ્રેટે તે કબુલત કરતી વખતે અગર જે દીવશે તે લખી લેવામાં આવી તે દીવશે દફતરમાં દાખલ કરેલું ના હોય તો, તે કબુલત બરોબર નથી, અને તે પુરાવમાં દાખલ કરવા લાયક નથી. એકાદા સખસની સાથે બીજાની તપાસ કરવામાં આવેલી હોય અને તે બીજાએ જે કબુલત કરેલી હોય ને તેની સાથેના તોહમતવાળા વિરૂદ્ધ વિચારમાં લેવા લાયક થવા ને તોહમતવાળા ગુન્હાની સ્પષ્ટ કબુલત હોવી જોઈએ. ઇ. લા. રી. મુ. વા. ૬ પાનું ૨૮૮

ઠરાવવામાં આવ્યું કે એક તોહમતવાળાની કબુલત બીજા તોહમતવાળાની કબુલત વિરૂદ્ધ લાગતી છે. એક વ્યવહારમાંથી ઉત્પન થતી એકજ વાખ્યાનો આરોપ બે સખસો ઉપર રાખવામાં આવ્યો હોય, પછી એકની કબુલતથી બીજાનાં જે કૃત્યો હોય તે જુદાં થાય, તેવાં કૃત્યોને લીધે તે કબુલત કરનાર ગુન્હામાં આવતો હોય, અને મેળાપીથી બીજા ગુન્હાનો ગુન્હેગાર થતો હોય, તોપણ તે બીજા વિરૂદ્ધ વાપરી શકાય છે. ઈ. લા. રી. મુ. વા ૮ પાનું ૨૨૩.

કેટલાક સખસોના ઉપર ઘર ફોડવાનો આરોપ રાખવામાં આવેલો, તેમાં કેટલાકે ગુન્હો કરેલો કબુલ કરયો. જે કેદીની તપાસ કરવામાં આવી તે કેદી વિરૂદ્ધ તે કેદીઓની કબુલત સેશનજડજે પુરાવ તરીકે વાપરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ પ્રમાણે તે કબુલત પુરાવ નથી. ઇ. લા. રી. મદ્રાસ વા. ૮ પાનું ૧૦૨.

**अ** ની ખુન બાબત અને **ब** ની તેમાં મદદ કરયા બાબત તપાસ કરવામાં આવે, તેમાં **अ** ની કબુલતથી **ब** પણ ફસાતો હોય તો, આ કલમ પ્રમાણે **अ** ની આપેલી કબુલત **ब** વિરૂદ્ધ વિચારમાં લેઈ શકાતી નથી. ઇ. લા. રી. મદ્રાસ વા. ૮ પાનું ૫૭૯

કેટલાક સખસો ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૪૮, ૩૦૨, ૩૨૪ અને ૩૨૬ મી, કલમ ૧૪૯ સાથે વાંચતાં જે ગુન્હા થાય તે ગુન્હાનો આરોપ રાખવામાં આવેલો હતો. કેદીઓને સેશનજડજ જ્યારે તપાસવાના હતા ત્યારે એક કેદી કે જેની તપાસ કરવાની હતી તે શિવાયના બીજા કેદીઓને કોર્ટમાંથી તેમનો તપાસ કરવાનો વખત આવ્યો ત્યાંહાં સુધી બાહાર રાખ્યા, અને દરેકને તેમના સહકેદીએ તે બાહાર હતો અને ગેરહાજરીમાં કહેલું તે ઉપરથી ગુન્હેગાર ઠરાવેલા હતા. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે પુરાવ દાખલ કરવા લાયક નથી. ઇ. લા. રી. ક. વા. ૭ પાનું ૬૫.

એકાદા સખસની તેના તેજ ગુન્હા બાબત બીજા સખસો સાથે એકઠી તપાસ થાય તો, તે બીજા સખસોમાંના એકની પ્રસંતરી પુરાવ વગરની ફકત કબુલત ઉપરથી તેને ગુન્હેગાર ઠરાવી શકાતો નથી, માટે જ્યાંહાં તોહમતવાળાને ઇરાદા સાથે ચોરી કરવાને સારૂ રાત્રે ઘર ફોડયાનો ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હોય, અને તેના વિરૂદ્ધ ફકત તેની સાથેના કેદીની કબુલતનો પુરાવ હોય, અને તેની સાથે તે ગુન્હો થયા પછી કેટલાક મહીને

ચોરેલી મીલકત તેણે બતાવેલી હોય તો, તોહમતવાળાએ ચોરેલો માલ ફકત રજુ કરવાથી બીજા કેદીની કબુલતનો પુકત પ્રસંતરી પુરાવ થતો નથી. (ઈ. લા. રી. ૧૦ મું. ૨૩૧)

## કલમ ૩૧ મી.

અંગીકાર નિર્ણય કારક પુરાવો નથી, પણ તેનો અમલ પ્રતિબંધના જેવો થાય.

**૩૧. જે બાબતોનો અંગીકાર કરવામાં આવ્યો હોય તે બાબતોનો તે અંગીકાર નિર્ણયકારક પુરાવો નથી; પરંતુ આ આકટમાં હવે પછી જે ઠરાવો બતાવ્યા છે તે મુજબ તે અંગીકારનો અમલ પ્રતિબંધના જેવો થઈ શકે છે.**

**ટીકા**—પ્રતિબંધ વિશે કલમ ૧૧૫.થી ૧૧૭ જોવી. તે કલમો દિવાની બાબતની છે.

જો કેદી ગુન્હો કબુલ કરે અને એવી હકિકત હોય કે કોર્ટ તે કબુલત કબુલ કરી દફતરમાં દાખલ કરે તો, તે કેદીના વિરૂદ્ધ આખરની છે, ક્રિમિનલ પ્રોસીજરકોડની કલમ ૧૬૪, ૨૪૩ જોવી. તે એક ન્યાયની રૂઈની કબુલત (કનફેશન) છે, પરંતુ જે ન્યાયની રૂઇએ કબુલત કરેલી ના હોય તેવી કબુલત કેદીએ કરેલી હોય તેનો ખુલાસો કેદી કરી શકે છે, એમ હમેશાં સમજવામાં છે, પક્ષકાર એમ બતાવી શકે છે કે એ કબુલત કાયદાની અગર હકિકતની ચુકને લીધે કરવામાં આવી છે, અગર જો તે કબુલત પ્રમાણે ચાલવામાં ના આવ્યું હોય તો તે કબુલત સાચી નથી, એમ પણ બતાવી શકાય છે. જે સખસ દસ્તાવેજ ઉપર પ્રતિબંધ તરીકે આધાર રાખતો હોય તેણે તે દસ્તાવેજોનો અર્થ ખુલ્લી રીતે શાબેત કરવો જોઈએ. જો તેમાં કાંઇ અંદેશા ભરેલું હોય તો, તેનો અર્થ આશપાશની હકિકતની મદદથી થઈ શકે છે. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૧૭૦)

એક દિવાની કામમાં બે પક્ષકારોએ મળી જઈ ત્રીજા પક્ષકારને હરકત કરવાના ઈરાદાથી કબુલત કરેલી હતી, ત્યાર પછી તેના તે પક્ષકારોની વચમાં બીજો દાવો થયો. તેમાં તે પક્ષકારોનું હિત એક બીજા વિરૂદ્ધ હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ બીજા કામમાં સદરહુ પેહેલા કામમાં જે હકિકત મળી જઇ કેહેવામાં આવી છે, તે ત્રીજા પક્ષકારને હેરાન કરવાના ઇરાદાથી જુઠી કેહેવામાં આવી છે, એમ બતાવી શકાય છે. (૫ વી. રી. સીવીલ રૂલિંગ પાનું. ૨૦૯).

ટેલરકૃત પ્રમાણે શાસ્ત્રની કલમ ૬૫૫ અને ૬૫૬ માં કહેલું છે કે, જે હકિકતમાં કબુલત હોય તે તમામ હકિકત સાથે લેવી જોઈએ, કારણ કે જો તેમાંની કાંઇ હકિકત પક્ષકારને માફક આવે તેવી હોય, પરંતુ તેના વિરૂદ્ધ તેણે શું કબુલ કરેલું છે તે જોવાનો હેતુ હોય છે. માટે બદ્ધિ હકિકત જોવી જોઇએ કે જે ઉપરથી સાચું શું છે તેનું અનુમાન કરવામાં આવે. આ બાબત જેવી લખેલી તેવીજ મુખજુબાનીની કબુલતને લાગુ થાય છે. બદ્ધિ હકિકત એક વખતે પુરાવમાં લેવામાં આવે તેથી તે હકિકતના તમામ ભાગ ઉપર એકસરખું વજન રેહે છે એમ નથી, પરંતુ જ્યુરી અગર કોર્ટે હકિકત જોઈ વિચારવાનું છે કે કેટલી હકિકત માનવા લાયક છે.

સગીર કોઈને એજંટ નીમી શકતો નથી, સબબ સગીરના એજંટની કરેલી કબુલત સગીરને બંધનકાર્ક નથી; પરંતુ સગીરે પોતાની ન્હાની વયમાં જે કબુલત કરેલી હોય તે,

તે મ્હોટો થયા પછી તેના વિરૂદ્ધ જ્યારે દાવો કરવામાં આવે ત્યારે થાય છે, પણ તે કબુલતથી તેની જવાબદારી થતી નથી, તોપણ જો તે પાકી વયનો થઇ તે કબુલત મંજુર રાખે તો, તેથી તેની જવાબદારી ઉત્પન્ન થાય છે.

મનુષ્યની વર્તણુંકથી પણ કબુલત થાય છે. જેમકે અમુક દસ્તાવેજો દબાવી રાખવામાં આવે તો તે ઉપરથી તે દસ્તાવેજોનો મજકુર તે દબાવી રાખનાર પક્ષકાર વિરૂદ્ધ છે, એવી કબુલત થાય છે. જુઓ (ફીલ્ડસાહેબની ટીકાનું પાનું. ૧૦૫) અને આ આકટની કલમ ૧૧૪ નું દષ્ટાંત ગ.

રાણી મેબાકુંવર વિ. રાણી હુલાસકુંવર (૧૩ બં. લા. રી. ૩૧૨) ના કામમાં પ્રીવીકૌંસીલે ઠરાવ્યું કે જે સખસ કાંઇ દસ્તાવેજને પ્રતીબંધ તરીકે આધાર રાખી નિર્ણય કાર્ક ગણતો હોય, તેણે તે દસ્તાવેજનો ખરેખરો અર્થ દેખાડી આપવો જોઈએ. એમાં કાંઇ સંસય ભરેલું હોય તો આશપાશની હકીકતની મદદ લેઇ તેનો ખુલાસો થઈ શકે છે.

નવાબ શૈયદઅલી શાહ વિ. મસામત એમનીબેગમ (૧૯ વી. રી. ૧૪૯) ના કામમાં પ્રીવીકાંઉસીલે ઠરાવ્યું કે દસ્તાવેજ નોંધનાર અમલદાર પાસે પૈશા કે માલ પોહોચ્યા વિશે કરેલી કબુલત જો કે નિર્ણયકાર્ક પુરાવ નથી, તોપણ સત્યતાનું મજબુત અનુમાન કરવાને માટે તે બસ છે, અને એ પોહોચ ઉપર દોષ મુકવાને જે ચાહાય છે તેણે તે અંગીકાર ભુલ ભરેલી હકીકત તજે કરયો હતો, એમ શાબીત કરવાનો બોજો તેના ઉપર આવી પડે છે.

## કલમ ૩૨ મી.

## જે સખસોને શાહેદ તરીકે બોલાવી શકતા નથી તેવા સખસોએ કહેલા કિંવા લખેલા મજકુર બાબત.

જે સખસ મર્ણ પામ્યો હોય કિંવા મળી શકતો ન હોય તેણે તથા તેવા બીજા સખસે લગતી હકીકત નો કહેલો કિંવા લખેલો મજકુર કેવે પ્રસંગે લગતી હકીકતછે.

**૩૨. જે સખસ મર્ણ પામ્યો હોય તેણે કિંવા જે સખસ મળી શકતો ન હોય તેણે કિંવા સાહેદી આપવાને જે સખસ અશક્ત થયો હોય તેણે, કિંવા ઘણો વખત લાગ્યા શિવાય અથવા ઘણો ખર્ચ કર્યા શિવાય જે સખસને હાજર કરાતો ન હોય અને મુકદ્દમાની કેફિયત ઉપરથી તેમ કરવું કોર્ટને વ્યાજબી દેખાતું ન હોય તેણે, લગતી હકીકતનો મોહે કહેલો કિંવા લખેલો મજકુર તેજ જાતે નિચે લખેલા કામમાં લગતી હકીકત છે, એમ સમજવું.**

તે મજકુર મોતના કારણ વિસે હોય ત્યારે.

**(૧.) પોતાના મોતના કારણ બાબત કિંવા જે કાર્યના પરીણામમાં પોતાનું મૃત્યું થયું તે કાર્યની કોઈ પણ બિના બાબત કોઈ સખસે જ્યારે કાંઇ મજકુર કહ્યો હોય અથવા લખ્યો હોય ત્યારે. જે કામમાં તેના મર્ણની તકરાર નિકળી હોય તે કામમાં સદરહુ મજકુર લગતો છે.**

જે વખતે સદરહુ મજકુર કહેવામાં કિંવા લખવામાં

આવ્યો હોય તે વખતે પોતાનું મર્ણ આવ્યું છે એવો તે કેહેનાર કિંવા લખનાર સખસના મનમાં ભાસ હોય કિંવા ન હોય તોપણ, તથા જે કામમાં તેના મર્ણ વિશેની તકરાર હોય તે કામ ગમે તે પ્રકારનું હોય તોપણ, સદરહુ પ્રમાણેનો મજકુર લગતો છે.

અથવા કામને પ્રસંગે કહેલો કિંવા લખેલો હોય ત્યારે.

(૨.) સદરહુ મજકુર જ્યારે એવા સખસે હમેશ મુજબ અને પોતાના કામને પ્રસંગે કહ્યો કિંવા લખ્યો હોય ત્યારે, તથા વિશેષે કરીને પોતાના કામને હમેશ મુજબને પ્રસંગે કિંવા પોતાના ધંધા રોજગારનું કામ ચલાવવામાં રાખેલી ચોપડીમાં કાંઈ નોંધ કિંવા ટિપ્પણ તેણે કરી રાખ્યું હોય તે રૂપે, અથવા પૈસા, કિંવા માલ કિંવા દસ્તાવેજ, કિંવા કોઇ પણ જાતની મિલકત પોંહોંચ્યાની પોંહોંચ લખી હોય કિંવા તે ઉપર સહી કરી હોય તે રૂપે, અથવા જે દસ્તાવેજનો ઉપયોગ વેહેપારમાં કરવામાં આવતો હોય ને તે તેણે લખ્યો હોય કિંવા તેના ઉપર સહી કરી હોય તે રૂપે, અથવા જે પત્ર કિંવા બીજા કાંઇ દસ્તાવેજ ઉપર તે હમેશ તારીખ નાંખતો હોય અથવા લખતો હોય અથવા તે ઉપર સહી કરતો હોય તે પત્ર કિંવા દસ્તાવેજની તારીખને રૂપે, સદરહુ મજકુર હોય ત્યારે તે લગતો છે.

અથવા કેહેનારના હિતવિરૂદ્ધ હોય ત્યારે.

(૩) જે સખસે સદરહુ મજકુર કહયો કિંવા લખ્યો હોય તે સખસના પઈશા બાબતના કિંવા માલકી બાબતના હિત વિરૂદ્ધ તે મજકુર હોય ત્યારે, તથા જ્યારે કહેલો કિંવા લખેલો મજકુર ખરો હોય તો તેના ઉપર તે ઉપરથી ફોજદારીમાં ફરીયાદ કિંવા નુકશાન બદલનો દાવો ચાલે કિંવા ચાલત એવું હોય ત્યારે, સદરહુ મજકુર લગતો છે.

અથવા તમાં સાર્વજનિક હક્ક કિંવા રીવાજ, કિંવા સામાન્ય ફાયદા ગેરફાયદા સબંધી અભિપ્રાય આપ્યો હોય ત્યારે.

(૪.) કાંઈ સાર્વજનિક હક્ક અથવા રીવાજ અથવા કાંઈ સાર્વજનિક કિંવા સામાન્ય ફાયદા ગેરફાયદા સબંધીની બાબત હોય તો તે સદરહુ મજકુર કેહેનાર કિંવા લખનાર સખસને માલમ હોય, એવો હક્ક, અથવા રીવાજ, અથવા બાબત છે કે નહી તે વિશેનો તે સખસનો અભિપ્રાય જ્યારે સદરહુ મજકુરમાં આપ્યો હોય ત્યારે, તથા સદરહુ હક્ક અથવા રીવાજ અથવા બાબત વિશે તકરાર ઉત્પન્ન થઈ તેના પેહેલાં જ્યારે તે મજકુર કેહેવામાં કિંવા લખવામાં આવ્યો હોય ત્યારે, તે મજકુર લગતો છે.

અથવા સગપણ

(૫) જ્યારે સદરહુ મજકુર કોઈ સખસો વચ્ચે રક્ત

વિશે હોય ત્યારે.

કિંવા લગ્ન કિંવા દત્તકપણાનું સગપણ છે એ વિશે હોય, અને તે સખસોના સગપણ વિશેની માહિતી હોવાને વિશેષ સાધનો તે મજકૂર કેહેનાર કિંવા લખનાર સખસને હતાં એમ હોય ત્યારે. તથા તકરારી બાબતની તકરાર ઉત્પન્ન થઇ તેની પેહેલાં તે મજકુર કેહેવામાં કિંવા લખવામાં આવ્યો હોય ત્યારે, તે મજકુર લગતો છે.

અથવા મરણ પામેલા સખસના મ્રત્યુ પત્રમાં કિંવા ખતમાં તે બતાવ્યો હોય ત્યારે.

(૬) જ્યારે સદરહુ મજકુર કોઈ મરણ પામેલા સખસોના કાંઈ રકત કિંવા લગ્ન કિંવા દત્તકપણાના સગપણ વિશે હોય, અને તે મજકુર જે કુટંબનો તે મરનાર સખસ હતો તે કુટંબના કોઈ કાર્ય સબંધી કાંઇ મ્રત્યુ પત્ર અથવા લેખ થયો હોય તેમાં, અથવા તે કુટંબની કોઇ વંશાવળીમાં, અથવા કોઇ કબરના પથરા ઉપર, અથવા તે કુટંબના લોકોની તસ્બીર ઉપર, અથવા જે વસ્તુ ઉપર એવો મજકુર બહુ કરીને બતાવવામાં આવતો હોય તેવી બીજી કોઈ વસ્તુ ઉપર બતાવ્યો હોય ત્યારે, તથા તકરારી બાબતની તકરાર ઉત્પન્ન થઈ તેના પેહેલાં તે મજકુર બતાવ્યો હોય ત્યારે, તે મજકુર લગતો છે.

કિંવા કલમ ૧૩ રકમ **અ**, માં કહેલા કાર્ય બાબત હોય તો.

(૭.) જ્યારે સદરહુ મજકુર કલમ ૧૩ ની રકમ (અ) માં કહેલા કાર્ય સબંધી કાંઇ લેખ, કિંવા મ્રત્યુપત્ર કિંવા બીજો દસ્તાવેજ થયો હોય તેમાં લખેલો હોય, ત્યારે તે લગતો છે.

અથવા તે ઘણા સખસોએ કહ્યો કિંવા લખ્યો હોય, અને તે ઉપરથી તકરારી બાબતને લગતા તેઓના વિચાર માલમ પડતા હોય ત્યારે.

(૮.) જ્યારે સદરહુ મજકુર ઘણા સખસોએ કહ્યો કિંવા લખ્યો હોય, અને તકરારી બાબતને લાગુ હોય એવા તે સખસોના દિલના કિંવા મનના વિચાર તે ઉપરથી માલમ પડતા હોય, ત્યારે તે લગતો છે.

## દૃષ્ટાંતો.

(**અ.**) તકરાર એવી છે કે **બ** એ **અ** નું ખુન કર્યું છે કે કેમ; કિંવા જે કાર્યના દરમિયાનમાં **અ** સાથે બળાત્કાર સંભોગ કરવામાં આવ્યો હતો તે કાર્યમાં જે ઈજા થઈ તેથી **અ** નું મરણ થયું, ત્યારે તકરાર એવી છે કે **અ** ના ઉપર **બ** એ બળાત્કાર કર્યો હતો કે કેમ; કિંવા.

તકરાર એવી છે કે **અ** ની વિધવાનો દાવો **બ** ના ઉપર ચાલે એવી રીતે **અ** ને **બ** એ મારી નાંખ્યો કે કેમ.

તકરારી ખુન, તથા બળાત્કાર સંભોગ, તથા દાવો ચાલવા લાયક અપકારનું કૃત્ય, એ વિશે જે મજકુર अ એ પોતાના મોતના કારણ સબંધી કહ્યા હોય કિંવા લખ્યા હોય, તે મજકુર લગતી હકિકત છે એમ સમજવું.

(ब) अ નો જન્મ કહી તારીખે થયો એ વિશે તકરાર છે.

એક મરણ પામેલા શસ્રવૈદ પોતાના કામને પ્રસંગે નિયમ પુર્વક રાખેલી રોજનીશીમાં એવી નોંધ કરી રાખી છે કે અમુક તારીખે તે પોતે अ ની માને કાંઈ ઉપચાર કરવા ગયો હતો. અને ત્યાંહાં તેને છોકરાનો પ્રસવ કરાવ્યો હતો; એ હકિકત લગતિ છે.

(क) તકરાર એવી છે કે अ અમુક તારીખે કલકતે હતો કે કેમ.

એક મરણ પામેલા સોલીસીટરે પોતાના કામને પ્રસંગે નિયમ પુર્વક રાખેલી રોજનીશીમાં એવું લખી મુકયું છે કે. અમુક કામ બાબત अ ની જોડે વિચાર કરવાને સારૂ તે પોતે કલકત્તા મધ્યે અમુક દિવશે અમુક ઠેકાણે अ ને ત્યાં ગયો હતો.એ હકિકત લગતીછે.

(ड) તકરાર એવી છે કે અમુક વાંહાણ મુંબાઇના બંદરમાંથી અમુક તારીખે હંકારવામાં આવ્યું હતું કે કેમ.

જે વેહેપારીની પેઢીએ તે વાંહાણ માંડયું હતું તે પેઢીના એક મરણ પામેલા ભાગિયાએ પોતાના લંડનના આડતીયાના ઉપર માલ મોકલ્યો હતો તેને પત્ર લખ્યું હતું, તેમાં એવું લખ્યું હતું જે વાંહાણ મજકુર અમુક તારીખે મુંબાઈ બંદરેથી હંકારવામાં આવ્યું હતું: એ પત્ર લગતિ હકિકત છે.

(इ) તકરાર એવી છે કે અમુક જમીનનું ભાડું अ ને આપ્યું છે કે કેમ.

પોતે સદરહુ ભાડું अ ના તરફથી લીધું છે, તથા તે अ નો હુકમ આવતાં સુધી પોતાની પાસે રાખ્યું છે, એવું अ ના એક મરણ પામેલા ગુમાસ્તાએ લખેલું પત્ર મુકદમાને લગતી હકિકત છે.

(फ) તકરાર એવી છે કે अ નું લગ્ન ब સાથે કાયદેસર રીતે થયું છે કે કેમ.

તેઓનું લગ્ન પોતે એવી બીનાઓમાં કરાવ્યું હતું કે તે લગ્નનો સમારંભ કરવો એ ગુન્હો થતો હતો, એ પ્રમાણેનો એક મરણ પામેલા પાદરીએ કહેલો કિંવા લખેલો મજકુર લગતો છે.

(ग) अ નામનો એક માણસ મળી શકતો નથી, તેણે અમુક તારીખે એક પત્ર લખ્યો છે કે કેમ એ વિશેની તકરાર છે. તેણે એક પત્ર લખ્યો હતો તે ઉપર તેજ તારીખ નાંખેલી છે, એ હકિકત લગતી છે.

(ह) એક વાંહાણ ભાગ્યું તેનું કારણ શું એ તકરાર છે.

ટંડેલને હાજર કરી શકાતો નથી; તેણે એક પ્રોટેસ્ટ કર્યો છે, તે લગતી હકિકત છે.

(आइ) તકરાર એવી છે કે અમુક રસ્તો સાર્વજનિક માર્ગ છે કે કેમ.

રસ્તો સાર્વજનિક છે, એવું ગામના એક મરણ પામેલા મુખી-

એ કહેલો કિંવા લખેલો મજકુર એ લગતી હકિક્ત છે.

( जे ) અમુક બજારમાં અમુક તારીખે દાણાનો ભાવ શો હતો તેની તકરાર છે.
પોતાના હમેશના કામને પ્રસંગે એક મરણ પામેલા વાણીયાએ સદરહુ ભાવ બાબત મજકુર કહેલો અથવા લખેલો હોય, તે લગતી હકિક્ત છે.

( के ) अ મરણ પામ્યો છે તે ब નો બાપ હતો કે કેમ એવી તકરાર છે.
( ब ) મારો છોકરો છે. એવો अ એ કહેલો કિંવા લખેલો મજકુર લગતી હકિક્ત છે.

( ल ) તકરાર એવી છે કે अ ના જન્મની તારીખ કઇ છે.
( अ )ના મરણ પામેલા બાપે પોતાના સ્નેહીને अ નો જન્મ અમુક તારીખે થયાની ખબરનો પત્ર લખ્યો હોય, તે લગતી હકિક્ત છે.

( म ) તકરાર એવી છે કે अ તથા ब એઓનું લગ્ન થયું છે કે કેમ, તથા તે ક્યારે થયુ છે.
એક ટીપણની ચોપડીમાં ब ના મરણ પામેલા બાપ क એ એવું લખી મુકયું છે કે अ. સાથે પોતાની છોકરીનું લગ્ન અમુક તારીખે થયું છે, એ લગતી હકિક્ત છે.

( न ) નિંદ્યાનું હાસ્યકારક એક ચિત્ર દુકાનની એક બારીમાં પ્રસિદ્ધ મુકયું છે, તે ચિત્રમાં આબરૂ લેવા જેવી વાત બતાવ્યા બદલ अ એ ब ના ઉપર દાવો કર્યો છે. તકરાર એવી છે કે ચિત્ર મજકુર મળતું આવે છે કે કેમ, તથા તે ચિત્રનો પ્રકાર આબરૂ લેવા જેવો છે કે કેમ. તમાસગીર લોકોની ઠઠ જમી હતી, તેઓએ સદરહુ બાબત જે કાંઇ ટીકા કરી હોય તેની શાબિતી કરી શકાય છે.

**ટીકા**—આ કલમ વધારે અગત્યની છે, અને તેનો પુરેપુરો અર્થ સમજવા સારૂ તેનો ઘણી કાળજીથી અભ્યાસ કરવાની જરૂર છે.

આ કલમમાં વગર સોગને જે હકિકત કહેલી હોય તે બાબતમાં કર્ણોપકર્ણિ અગર બીજા દરજ્જાનો પુરાવ ક્યારે લેઈ શકાય છે, તે બતાવેલું છે.

હિંદુસ્તાનના અને ઈંગ્લાંડના કાયદામાં મુખ્ય તફાવત એટલો છે કે, ઈંગ્લાંડમાં જ્યારે હકિકત કેહેનાર ગુજરી ગએલો હોય ત્યારે તેની કહેલી હકિકત બાબત આ પ્રકારનો પુરાવ લેઈ શકાય છે. સારામાં સારો પુરાવ ના હોય ત્યારે, અક્કલ અને સામાન્ય સગવડને અનુસરીને આ કલમમાં બતાવ્યા પ્રમાણે કર્ણોપકર્ણિ પુરાવ હિંદુસ્તાનમાં લેવાનો ઠરાવ કરવામાં આવેલો છે, તે આ કલમમાં બતાવેલા આઠ વર્ગની બાબતમાં લેઈ શકાય છે. માટે આ કલમમાં લખ્યા પ્રમાણે ખરચ અગર વખત એટલો બચો છે કે નહી કે જેથી વ્યાજબીરાહે કર્ણોપકર્ણિ પુરાવ દાખલ થઈ શકે તે જેવાનું કામ ન્યાયાધિશનું છે, સબબ ન્યાયાધિશની મરજી પુર્વક તે બાબત ઠરાવ થઈ શકે છે.

કલમ ૨૧ ની રકમ ૧ માં કહેલું છે કે " જ્યારે અંગીકાર એવા પ્રકારનો હોય કે તે કરનાર સખસ મરણ પામ્યો હોય તો. કલમ ૩૨ મુજબ ત્રાહિત સખસોની વચ્ચે

લાગતા કામમાં લગતો થાય, ત્યારે તે અંગીકાર જે સખસે કર્યો હોય તેનાથી અથવા તેના તરફથી તે શાબેત કરી શકાય છે."

આ કલમની રકમ ૧ પ્રમાણે કોઈ સખસે પોતાના મોતના કારણ બાબત કિંવા જે કાર્યના પરીણામમાં પોતાનું મૃત્યુ થયું તે કાર્યની કોઈ પણ બીના બાબત કાંઈ મજકુર કહ્યો હોય અથવા લખ્યો હોય તો તે પુરાવામાં લેઈ શકાય છે, એટલા કારણથી કે તેવો મજકુર જે પ્રસંગે કેહેવામાં અગર લખવામાં આવે છે તે પ્રસંગની ગંભિરતાથી તે મજકુરના સાચાપણાની ખાત્રિ થાય છે. કોઈ પણ માણુસ પોતાના કર્ત્તાની હજુર પોતાના મોંહામાં જુઠાણુ રાખી પેસતો નથી. કેટલીક વખતે આવો મજકુર સોગન ઉપર કેહેવામાં આવે છે. માટે જો તે તોહમતવાળાની રૂબરૂમાં કેહેવામાં આવે અને બીજી રીતે રીતસર હોય તો, તે જુબાની થાય છે. મૃત્યુ વખતના કહેલા મજકુરનો મતલબ સોગન ઉપર કહેલો મજકુર નથી, આ મજકુર સંપુર્ણ હોવો જોઈએ, એટલે તે કેહેનારનો ઈરાદો તેમાં વધારે ઉમેરવાનો અગર તે કહેલા મજકુરની સાથે કાંઈ શરત જોડવાનો હોવો નહી જોઈએ.

આ મજકુર મૃત્યુ સબંધીનો હોય છે, માટે તેવો વગર સોગન ઉપરનો મજકુર પુરાવમાં લેતાં અવલ તે મજકુર કેહેનારનું મૃત્યુ થએલું જોઇએ, અને આ કલમમાં બીજી જે બાબતો છે તેમાં તે પુરાવામાં લેઈ શકાતો નથી. આ કલમના ઠરાવમાં અને ઈંગ્લંડના કાયદામાં કેટલોક તફાવત છે, એટલુંજ નહી પણ સન ૧૮૫૫ ના આકટ ૨, જાની કલમ ૨૯ મીમાં જે ઠરાવ હતો તેથી આ કલમનો ઠરાવ વધારે છે. ઇંગ્રેજી " લા " પ્રમાણે તે મજકુર કેહેનારને તે મજકુર કેહેતી વખતે આરામ થવાની વધારે ઉમેદ હોવી નહી જોઈએ- સન ૧૮૫૫ ના આકટ ૨, જા અને રદ થએલા ક્રીમીનલ પ્રોસીજર કોડના ઠરાવ પ્રમાણે તે મજકુર કેહેનારને આરામ થવાની ઉમેદ હોય પણ ખરી, એવો ઠરાવ હતો. પરંતુ આ કલમ પ્રમાણે તો તે મજકુર કેહેનાર તે મજકુર કેહેતી વખત મરણની ઉમેદ રાખતો હતો કિંવા નહી તેની ચીંતા નહી. ઈંગ્રેજી " લા " પ્રમાણે મૃત્યુ વખતનો આવો કહેલો મજકુર દિવાની કામમાં પુરાવમાં લેઈ શકાતો નથી, એ સ્પષ્ટ છે. પરંતુ આ કલમમાં તો શબ્દ એવા છે કે " જે કામમાં તેના મર્ણ વિશેની તકરાર હોય તે. ગમે તે પ્રકારની હોય, તોપણ સદરહુ પ્રકારનો મજકુર લગતો છે, " સબબ તે દિવાની કામમાં પણ પુરાવમાં લેઈ શકાય છે.

**અ** દ્રષ્ટાંત ઉપરથી જણાય છે કે રેલવેના અધિકારીઓની કસુરથી એક મુસાફર મરી જાય, પછી તેની વિધવા નુકશાનીનો દાવો કરે, તેમાં તે મરનારે પોતાના મૃત્યુનું કારણ કહેલું હોય તે પુરાવમાં દાખલ થઈ શકે છે. પરંતુ ઇગ્લાંડમાં તેવો કહેલો મજકુર ફકત મનુષ્યવધના કામમાંજ પુરાવમાં દાખલ થઈ શકે છે; પણ અપહર્ણના કામમાં તેવો મજકુર રજુ કરવામાં આવેલો તે નામંજુર કરવામાં આવેલો હતો. રાણી વિ. મીડ ( ૨- બી. અને સી. પાનું. ૬૦૫ ). પરંતુ આ આકટ પ્રમાણે તો ગમે તે પ્રકારનો આરોપ હોય, પણ જો મૃત્યુ થવાના કારણની તપાસ કરવાની હોય તો, તે પુરાવમાં લેઇ શકાય છે. તેમાં બળાત્કાર સંભોગનો એક દાખલો બતાવેલો છે. પરંતુ તેમાં જે હકીકતનો પરીણામ છોકરીનું મોત થયાનો થએલો છે. તે બાબત તે છોકરીએ મૃત્યુ વખત જે કહેલું તે પુ-

રાવમાં લેવામાં આવેલું છે. આ ઠરાવ ક. વી. રી. વા. ૬ ફોજદારી ફેંસલાને પાને ૭૫ મે છે, ને પ્રમાણે છે. આવો મજકુર જે સખસ કલમ ૧૧૮ પ્રમાણે સાક્ષી આપવા લાયક નથી તેમનો કહેલો હોવો નહી જોઇએ. માટે જો તે તેવા સખસનો કહેલો હોય તો, તે પુરાવમાં દાખલ થઇ શકતો નથી. સબબ એક છોકરૂં ન્હાની વયનું હતું, અને તેની હાલત હવે પછી કેવી થશે તે તે સમજી શકે તેવું નહી હતું. સબબ તેનો કહેલો મજકુર નામંજુર કરવામાં આવ્યો. રાણી વિ. પાઇક ( ૩ સી. અને પી. પાનું ૫૯૮ ). મજકુર કેહેનાર સ્ત્રી હોય અને ગર્ભપાત કરવાને યત્ન કરતાં તેને મારી નાંખવામાં આવી હોય તેની ચીંતા નહી. રાણી વિ. ટીંકલર ( ૧ ઇસ્ટ પાનું ૩૫૪ ). હકીકત ખરેખરી જોઇએ, અને અભિપ્રાયની વાત નહી જોઇએ, આવો મજકુર પુરાવમાં તોહમતવાળાની તરફમાં લેવાય છે, તેમજ વિરૂદ્ધમાં પણ લેઈ શકાય છે. રાણી વિ. સ્કેફ ( ૧ મુડ અને રાબ પાનું. ૫૫૧ ). મજકુર સ્વાલ પુછવા ઉપરથી કેહેવામાં આવ્યો હોય તેની ચીંતા નહી. રાણી વિ. ફેગટ. ( ૭ સી. અને પી. પાનું. ૨૩૮ ). આ મજકુર પુરાવમાં દાખલ કરવાનું હમેશાં ન્યાયાધિશે ઠરાવવાનું છે. રાણી વિ. હક ( ૧ સ્ટારક પાનું. ૫૨૩ ). મજકુર કહ્યા પછી મૃત્યુ કેટલીક મુદતે થયું તે અગત્યની વાત નથી. આ મજકુર કેહેતી વખતે તોહમતવાળો હાજર હોવાની જરૂર નથી. વીઠુ વલદ નાપો ( એસ. એફ. એ. રી. પાનું ૧૪૧ ) નો મુકરદમો જોવો. પણ તોહમતવાળાની રૂબરૂ બદ્ધિ જોઈતી રીતે તે મજકુર કેહેવામાં આવે તોજ તેનો હમેશાંની જુબાની તરીકે ઉપયોગ થઇ શકે છે, નહી તો જુબાની તરીકે ઉપયોગ થઈ શકતો નથી.

નાર્ટનસાહેબ કેહે છે કે લોકનું રક્ષણ થવાને મૃત્યુ વખતે કહેલો મજકુર પુરાવમાં લેવાની ખરેખરી જરૂર છે, નહી તો ગુન્હા વધે. જબરાઈ વાપરવા બાબતનાં પ્રકારના ગુન્હા ઘણીજ ચુપકીથી કરવામાં આવે છે, માટે કોઈ કોઇ વખત એમ બને છે કે પ્રતક્ષ પુરાવ ફક્ત આવો કહેલો મજકુર હોય છે, અને તે શિવાય કાંઈ નથી હોતો. પણ આ પુરાવ કેટલીક સાવધગીરીથી લેવાનો છે. જાણી બુઝીને મરનાર જુઠો મજકુર કેહે એતો કવચીત બને, પણ ઘણી હકીકતો એવી હોય છે કે જેથી જખમી માણસ જે હકીકત કેહે છે તેમાં જુદાણુની બાબતો મેળવે છે. જેમકે જખમનો અસર એવો થાય કે જેથી તે જખમીની યાદદાસ્ત જાય, અગર અક્કલ, શક્તી નબળી કરે, અગર ગભરાવે. કોઇ સખસ એકાએક આવી હુમલો કરી તેને મારે, મારનાર કોણ હતું તેને ઓળખવામાં તે ભુલ કરે, તેમજ અંધારૂં હોય અગર વેસ બદલેલો હોય તોપણ તેજ પરીણામ થાય છે, જખમથી અગર તેના થએલા પરીણામથી મન શક્તીને હરકત થઇ ના હોય, તોપણ જો એકદમ હુમલો કરવામાં આવ્યો હોય તો, તે સહન કરનાર ઉપર તે હમેશાં યાદ રેહે તેવો અસર થાય છે. મનુષ્યનું દીલ એવું છે કે મૃત્યુ વખત કહેલા મજકુર ઉપર તે ઘણું વજન રાખે, પરંતુ જે જડજને ન્યાય કરવાનો છે તેમણે તેના તરફની અને વિરૂદ્ધની તમામ તકરારો લક્ષમાં રાખવી જોઈએ. દરેક કામમાં આવા મજકુરવાળા દરેક કામની હકીકતના પ્રકાર ઉપર નજર રાખી વજન રાખવાનું છે.

રૂસ્કોના "ક્રીમીનલ એવીડન્સમાં કહેલું છે કે આરામ થવાની બીલકુલ આશા છોડી

દેવામાં આવી હોય, તોપણ જે માર માર્યાની વિગત મરનારે કહેલી હોય તે તેના ગભરાટ અને અચંબામાં બરોબર જોવામાં ના પણ આવી હોય, તેમ થાય. મરનારે હકીકત ઉપરથી ખોટા અનુમાન કરીને પણ મજકુર કહેલો હોય, અગર તેણે બરોબર લક્ષ નહી રાખવાથી અગત્યની બાબત કેહેવી છોડી દીધી પણ હોય. માટે આવો પુરાવ અપુર્ણ થવાને લાયક છે, તેને કાંઈ દુશ્મનાઈ અગર બેરમરજી ના હોય તોપણ જે બનાવ બન્યો હોય તેનો સ્વભાવિક રીતે થોડોક હેવાલ કેહે અને થોડો ના પણ કેહે, પણ આવે પ્રસંગે દુશ્મનાઇ અને ગુસ્સો લાગતો નથી એમ થતું નથી. ક્રોધથી જે જુસ્સો આવેલો હોય તે જીવવાની બીલકુલ આશા રહેલી ના હોય, તોપણ તે બીલકુલ બંધ થયો ના હોય. આવા વિચારો ઉપરથી મરનારનો કહેલો મજકુર પુરાવમાં દાખલ કરતાં સાવધગીરી રાખવાનું થાય છે, અને તેમાં વિશેષે કરીને જ્યારે તે મજકુર કેહેનારને તે બાબતમાં આડા અવળા સ્વાલ કરવામાં આવ્યા ના હોય ત્યારે સાવધ રેહેવાનું છે, કારણ કે જેમ સાચું કડાવવાને ધર્મ સબંધી સોગન આપવાની જરૂર છે, તેમજ આડા અવળા સ્વાલની પણ જરૂર છે. વળી આ મજકુર કેહેતી વખતે જેમ કોર્ટમાં શીક્ષાની ધાસ્તી અને જુઠા સોગન બાબત શીક્ષાની દેહેસત આપવામાં આવે છે તેવી દેહેસત આપવામાં આવતી નથી. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૧૭૪ થી ૧૭૭ ).

કનીંગહામસાહેબ પોતાની ટીકાને પાને ૪૬ મે કેહે છે કે, આ રકમમાં મરતી વખત કહેલો મજકુર જે બતાવેલો છે તે શિવાયનો મજકુર મરનારે કહેલો હોય તો, તે જ્યાંહાં સુધી લગતો છે એમ બતાવવામાં ના આવે ત્યાંહાં સુધી પુરાવમાં લેઈ શકાતો નથી. પરંતુ એક ત્રાહિત સખસે પોતાના મૃત્યુના બીછાનામાં કહ્યું કે મેં ગુન્હો કરેલો છે તો, તે મજકુરનો ઉપયોગ કેદીના ઉપર ખુનનો આરોપ રાખવામાં આવેલો તેમાં કરવા દેવામાં આવ્યો નથી, સબબ આવા ત્રાહિત સખસના મરતી વખતના કેહેણનો સમાસ આ કલમની રકમ ૩ માં થાય છે.

જીલ્લાની અંદરથી જ્યારે કોઈ સખસને સદર સ્ટેશનમાં લાવવામાં આવે છે ત્યારે સન ૧૮૭૨ ના આક્ટ ૧૦ માના બાબ ૨૫ માના ઠરાવ પ્રમાણે તોહમતવાળાની રૂબરૂ માજીસ્ત્રેટને તેની રીતસર જુબાની લેવી પડે છે, પછી તે સખસ મરણ પામે તો, તે બાબતના કામના પુરાવમાં તે જુબાની લેવામાં આવે છે.

પણ તે પ્રમાણેની જુબાનીમાં મરનારે કહેલો મજકુર ના હોય તો, તેના મરતી વખતના કહેલા મજકુરથી જેમ બીજી હકીકત શાબેત થાય છે, તેમ શાબેત કરવી જરૂર છે.

ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૧૨૧ પ્રમાણે પોલીસ આફીસર આવા મજકુર બાબત શાહેદી આપી શકે છે. ( ફીલ્ડસાહેબની ટીકાનું પાનું. ૧૧૫. )

હમેશનું કામ કરવાની રીતી પ્રમાણે કોઇ સખસ મરી ગએલો હોય તેણે, અગર જે સખસ મળી શકતો ના હોય તેણે, અગર શાહેદી આપવાને જે સખસ અશક્ત થયો હોય તેણે, અથવા ઘણો વખત લાગ્યા શિવાય અગર ઘણો ખર્ચ કર્યા શિવાય જે સખસને હાજર કરાતો ના હોય, અને મુકરદમાની કેફીયત ઉપરથી તેમ કરવું કોર્ટને વ્યાજબી દેખાતું ના હોય તો, તેણે લાગતી હકીકતનો મુખજુબાનથી અગર લખીને જે મજકુર

કહેલો હોય તે લગતી હકીકત છે. કોર્ટો આવો પુરાવ જે વિચારથી દાખલ કરે છે તે એ કે જ્યારે કાંઈ ગુહ્ય-મતલબ નથી હતો ત્યારે વ્યાજબીરાહે અનુમાન થાય છે કે હમેશનું કામ કરવાની રીતી પ્રમાણે જે લખાણ થએલું હોય તે સાચું છે. કારણ તે બાબતનો શોધ કરવામાં મેહેનત છે એવું ગર્ભીત નિકળે છે. માટે જુઠા કરતાં જે સાચું છે તે કેહેવું સેહેલું છે. વળી આવું લખાણ જે થએલું હોય છે તેથી કેટલીક હકીકત અનુક્રમે બતાવવામાં આવેલી હોય છે, અને તે હકીકતથી અરસ્પરસ પુષ્ટી મળે છે. જો જુઠું લખાણ કરવામાં આવે તો, ગુમાસ્તાઓની તેમના શેઠની રૂબરૂ ફજેતી થાય. વળી તેમાંનું ઘણું ખરૂં લખાણ હમેશાંની રીતી પ્રમાણે ઘણા સખસોના તપાસવામાં આવે છે. માટે જો ભુલ હોય તો તુરત માલુમ પડે, અને તે લખાણનો સબંધ શી હકીકત સાથે છે તે થોડાનાજ જાણવામાં હોય છે. માટે સાચાપણાનો ઘટતો તપાસ કરવાને પ્રમાણ શાસ્ત્રના સખ્ત નિયમો નરમ કરવાની જરૂર, નહી તો તે નરમ કરવા સુગમ છે એમ વારંવાર શાબેત થાય છે. આ બાબતમાં ઈંગ્રેજી "લા" માં મુખ્ય મુકરદમો "પ્રાઈસ વિ. ટોરીંગટન" નો છે. આ કામની હકીકત નીચે પ્રમાણે છે. એક "બીર" ના વેહેપારીએ અર્લ આફ ટોરીંગટનને બીર વેચાણ આપેલું તે બાબત દાવો કરેલો હતો. તેમાં પ્રતીવાદીની જવાબદારી શાબેત કરવાને પુરાવ એવો આપવામાં આવેલો હતો, કે બીરના મકાનના કલાર્કને ત્યાંહાં તે બીરવાળા આવતા હતા, અને તેમણે જેટલું બીર આપ્યું હોય તેટલાનો હીસાબ આપતા હતા, અને તે કારણસર રાખેલી ચોપડીમાં તે કલાર્ક હીસાબ લખતો હતો, અને પછી સદરહુ બીરવાળા પોતાની સહીયો કરતા હતા. એક બીરવાળો ગુજરી ગયો પણ તેણે પોતાની એક બુકમાં સહી કરેલી તેના હરફ શાબેત થવાથી તે બુક તે બીર આપ્યાનો સારો પુરાવ છે, એવું ઠરાવવામાં આવ્યું. એક અટર્નીએ નોટીસની નકલ ઉપર તે નોટીસ બજાવ્યાનો શેરો લખેલો હતો, તે શેરો તે અટર્નીના મરણ પછી નોટીસ બજાવ્યાની બાબતમાં પુરાવમાં દાખલ કરવામાં આવ્યો. તેમજ એક મરનાર સાલીસીટરે પોતાની "ડાયરી" (હરરોજની હકીકત લખવાની ચોપડી) માં એવો મજકુર લખેલો હોય કે મારા અસીલે અમુક દસ્તાવેજ કર્યો તે વખતે હું તેને ત્યાંહાં ગયો હતો. આ પુરાવ તે દસ્તાવેજ કર્યા બાબતનો પુક્ત પુરાવ છે. કલેકટરના જે કલાર્કને ટચાકસ લાવા બાબતની રકમો લખવાને નીમ્યો હોય તે મરી જાય તો, તેની લખેલી રકમ સદરહુ ટચાકસ પોંહોંચ્યા બાબત પુરાવ છે. એક વેહેપારીના મરનાર ગુમાસ્તાએ "લેટર બુક"માં એક કાગળની નકલ કરી રાખી હતી, અને તે રવાને કર્યાની વાત દાખલ કરેલી હતી. તેમાં પ્રતીવાદીને તે પત્ર રજુ કરવાની નોટીસ આપવામાં આવી, પરંતુ તેણે તે રજુ કરવાને કસુર કરી, તેથી સદરહુ "લેટરબુક" તે કાગળના મજકુર અને તે રવાને કર્યા બાબત પુરાવ થાય છે.

નીચેના દાખલા ઉપરથી જણાશે કે આ પુરાવ કેટલીક બાબતમાં દાખલ થઈ શકતો નથી.

એક કોયલાની ખાણના કારીગરોમાંના એક કારીગરની સાધારણ ફરજ હતી કે જે કોયલા વેચાય તેની તેના આગેવાનને ખબર આપવી, એટલે તે આગેવાન એક સખ્સ પાસે તે રકમો તે બાબતના હિસાબમાં લખાવતો હતો, બાદ સદરહુ કારીગર અને આગેવાન બેઉ મરણ પામ્યા. તેમાં ઠરાવવામાં આવ્યું કે જોપણ આ મજકુર આગેવાનના લખાવ્યા મુજબ લખવામાં આવેલો છે, તોપણ તે પુરાવમાં લેઈ શકાતો નથી, કારણ કે આ-

ગેવાને તે મજકુર પોતાની સ્વતા માહીતીથી લખાવ્યો નથી. હિંદુસ્તાનમાં એક સાધારણ રીવાજ છે કે બજારનો જે દુકાનદાર પોતે લખી શકતો નથી તે પોતાનું ઉધાર વેચાણ દરેક સાંજરે એક મેહેતા પાસે લખાવે છે, કે જે મેહેતો તેની તે બજારમાં એક ડઝન અગર તેથી વધારે ઠેકાણે તે પ્રમાણે લખી પોતાનો નિર્વાહ ચલાવે છે. આ મેહેતો તે વેચાણ થતી વખતે ભાગ્યેજ હાજર હોય છે, અગર બીલકુલ હાજર નથી હતો. દાહાડે વેચાણ થયું હોય છે તેજ દુકાનદાર તેની પાસે લખાવે છે. આ લખાણ સદરહુ કારણ થીજ પુરાવમાં દાખલ થઈ શકતું નથી, એટલે તે મેહેતાની તે લખાણની બાબતમાં કાંઇ પણ સ્વતા માહેતી નથી. વળી આ દુકાનદારો પત્રા ઉપર અગર બીજા કાંઈ ઉપર પોતાની આવડ પ્રમાણે આંકડા લખી રાખે છે, અને વખતે વખતે તે ઉપરથી અને પોતાની યાદદાસ્ત ઉપરથી ખાતામાં દાખલ કરવામાં આવે છે. પણ ખાતામાં તેવી લખેલી રકમો પુરાવમાં દાખલ કરવાને તેવીજ હરકત છે એમ જણાય છે.

ઇંગ્રેજી "લા" પ્રમાણે જે સબંધી રકમ હોય તે હકિકત બન્યાની સાથેજ લખવી જોઇએ, નહી તો તે પુરાવમાં દાખલ થઈ શકતી નથી. એવી તકરાર કરવામાં આવે છે કે કામની ઉતાવળ અને ગભરાટમાં જે બાબતની વિગત લખવામાં આવી ના હોય, તે ભુલી જવાય અગર ખોટી કેહેવામાં આવે તે વિષે આ પુરાવના આકટમાં તેવી કાંઈ હદ બાંધેલી નથી. પરંતુ તે મજકુર ઉપર કેટલું વજન રાખવું તે બાબતનો નિર્ણય કરવાને તે મજકુર જે બાબતનો છે તે બાબત જે વખતે બની તેની સાથે કેટલો લખેલો છે તે ઉપર હમેશાં આધાર રાખવાનો છે. એક કિંમતી કાશ્મીરી શાલ વેચી હોય તો તેનું વેચાણ એક બે દીવશ પછી કાંઈ પણ ચુકના જોખમ શિવાય લખી શકાય, પરંતુ પરચુરણ સામાન વેચનાર દુકાનદારને તો બીજે દીવશે સવારમાં તમામ રકમો યાદ પણ રેહે નહી. ઇંગ્રેજી "લા" પ્રમાણે તે પુરાવમાં દાખલ થઇ શકે છે કિંવા નહી, તે જોવા સારૂ તે મજકુર જે બાબતનો હોય તે બાબત બનતાની સાથે લખેલો છે, કિંવા નહી તે પણ જોવાની જરૂર છે. પણ હિંદુસ્થાનના પુરાવના આકટ પ્રમાણે તો તે ઉપર કેટલું વજન રાખવું તે કારણસર સદરહુ બાબત જોવાની જરૂર છે. ઇંગ્રેજી "લા" પ્રમાણે જે બાબતો અમુક સખ્સને રીતી પ્રમાણે હમેશાં લખવાની ફરજ હોય તે બાબતજ તેવો લખેલો મજકુર પુરાવ થાય છે, અને તેના સરખી સમાંતર બાબતનો પુરાવ નથી. ચેંબર્સ વિરૂદ્ધ. બર્નાસકોના કામમાં લાર્ડ ડેનમાને એકસચેકર ચેંબરનો એક મતથી અભિપ્રાય આપતાં કહેલું છે કેઃ "અમારા અભિપ્રાયમાં આવે છે કે અમુક કામ કરતાની દરમિયાન હમેશાંની રીતી પ્રમાણે જે મજકુર લખવામાં આવેલો હોય તેનો અસર ગમે તે હોય, અને બીજી હકિકત ગમે તો સ્વભાવિક રીતે લખવામાં આવી હોય, તોપણ તે બાબતનો તે કાંઈ પુરાવ નથી." પરંતુ આ પુરાવ દાખલ કરવાની આ હદ હિંદુસ્થાનના પુરાવના આ આકટમાં નથી. જે હકિકત અગર રકમ કામને લગતી હોય તે પુરાવમાં દાખલ થઇ શકે છે, સબબ આ હકિત સમાંતર હકિકત હોય કિંવા નહી તેની કાંઇ ચિંતા નહી. પરંતુ તે હકિકત જ્યારે ફકત સમાંતર બાબતની હોય ત્યારે તે સ્વભાવિક રીતે આવવી જોઇએ, તેમ આવેલી છે કિંવા નહી તે હકિકત સાથે તે કેવી રીતે લગતી છે, અને તે ફકત ફરજથી લખવામાં આવી છે,

અને તેનો સબંધ એવો છે કે જે ઉપરથી અનુમાનીક ખબર અગર અવલોકનતા બાબત સફાઇબંધ થાય. એ બદ્ધિ બાબતો ઉપર વજન રાખવું કિંવા નહી તેનો વિચાર કરવાનો છે.

આ પુરાવ દાખલ કરતાં અવલ એમ બતાવવું જોઈએ કે જે સખસે તે મજકુર લખ્યો છે અગર કહેલો છે તે દાખલ કરતી વખતે તે મરણ પામેલો છે, અગર તે માલુમ પડી શકતો નથી અગર તે શાહેદી આપવાને ના લાયક થએલો છે, અગર તેની શાહેદી ગેરવ્યાજબી ખરચ અગર ગેરવ્યાજબી વખત ગાળયા શિવાય મેળવી શકાય તેવું નથી. આ બદ્ધિ બાબત શાબેત કરવાનો બોજો જે સખસને તે બાબત પુરાવમાં ગુજારવી હોય તેને સીર છે ( આ આકટની કલમ ૧૦૪ તથા ૧૧૪ જોવી ). વળી જ્યારે મજકુર લખેલો હોય અને તે જેના હરફથી લખવામાં આવેલો છે તે કોઇએ જોયો હોય, ત્યારે એવી બાબત જેણે કહી તથા લખતાં જોએલી હોય તેની શાહેદીથી તે શાબેત થવી જોઇએ, અગર તેના હરફ જે સખસ ઓળખતો હોય તેની શાહેદીથી તે શાબેત થવા જોઈએ. આ કલમની બાબત સાથે કલમ ૩૪ તથા ૩૫ ને સબંધ છે. તે નીચેની ટીકા ઉપરથી કેટલીક બાબત વધારે જણાઇ આવશે. (ફીલ્ડસાહેબની ટીકાનું પાનું. ૧૨૨ )

કનીંગહામસાહેબ પોતાની ટીકાને પાને ૪૭ મે કેહે છે કે આ કલમ પ્રમાણે તે રકમના મજકુર બાબત તે રકમ લખનારની સ્વતા માહેતી હોવાની જરૂર નથી; માટે હમેશાંની રીતી પ્રમાણે તે દાખલ કરવામાં આવી છે એટલું બતાવવામાં આવે તો, તે બસ છે. અને તે લખનારના જાણવામાં તે મજકુર શી રીતે આવ્યો તે બાબત પુરાવમાં લેવાને આ બાબતને હરકત કરતી નથી, પરંતુ તેના ઉપર કેટલું વજન રાખવું તે બાબત તે કામમાં આવે છે.

તેમજ ઇંગ્રેજી " લા " પ્રમાણે જે બાબતનો મજકુર હોય તે બાબતની સાથેજ તે લખેલો અગર કહેલો હોવાની જરૂર નથી, પણ તે મજકુર સામાન્ય રીતે તેવો હોવો જોઈએ.

૩. નાર્ટનસાહેબ પોતાની ટીકાને પાને ૧૭૯ મે કેહે છે કે હિત વિરૂદ્ધ કહેલો મજકુર ત્રણ પ્રકારનો છે. ( ૧ ) પૈસા સબંધી હિત વિરૂદ્ધ, ( ૨ ) માલેકપણાના હિત વિરૂદ્ધ, ( ૩ ) જાતની સ્વતંત્રતા તથા મીલકત સબંધી હિત વિરૂદ્ધ જે મજકુર કહ્યો અગર લખ્યો હોય, અને તે કેહેનાર અગર લખનાર ઉપર ફોજદારીમાં ફરીયાદ અગર નુકશાનીનો દાવો ચાલે કિંવા ચાલત એવું હોય તે.

જે નિયમથી આ પુરાવ દાખલ કરવામાં આવ્યો છે તે એ છે કેઃ— 'જે વાત કેહેવામાં અગર લખવામાં આવે છે તે લખનાર અગર કેહેનારની વિરૂદ્ધ છે, સબબ તે વગર સોગનનું હોય અને તેને આડા અવળા સ્વાલ કરયા વિનાનું હોય તોપણ તે સાચું છે એમ ખાત્રી થાય છે, કારણ કે અનુભવ ઉપરથી જણાય છે કે કાંઇ હકિકત કોઈ સખસ પોતાની વિરૂદ્ધ જ્યારે સાચી હોય ત્યારેજ કેહે છે અગર લખે છે. તેનો નમુનો સાધારણ રીતે જે રકમો લખવામાં આવેલી હોય અને પુરાવમાં આપવામાં આવે છે તે છે, પરંતુ તેવો મુખજુબાનીનો પુરાવ પણ પુરાવમાં લેઈ શકાય છે એમ જણાય છે. મુખજુબાનીનો મજકુર જે કેહેવામાં આવે છે તેની સ્પષ્ટતામાં ખામી હોય છે, તેથી તે તેવા લખતના મજકુર કરતાં ઓછો ખાત્રી લાયક છે, પરંતુ તે કારણથી તેને પુરાવમાં દાખલ કરવાને હરકત નથી, તોપણ તેના વજન બાબત તેથી હરકત થાય છે.

પણ તે કેહેનાર અગર લખનારને તે હકિકત સાચી છે, એવું જાણવાનું સાધન હોવું જોઇએ.

' હિત ' પૈસા અગર માલેકપણા સબંધી હોવું જોઈએ.

માલેકપણાના હિત વિરૂદ્ધ મજકુર એટલે જેમકે એક સખસના કબજામાં જમીન હોય અને તે કબજેદાર કબજાવાળી જમીન ઉપર આટલો મારો હક્ક છે અને વધારે નથી એવો મજકુર કેહે અગર લખે તે. આ મજકુર ત્રાહિત સખસોના તરફમાં અને વિરૂદ્ધમાં પુરાવ થાય છે.

પટા સબંધી અને કેટલીક મીલકત બાબત તેવો મજકુર પુરાવમાં લેવામાં આવેલો છે, અને જે જમીનના માલેક પાસેથી તે પટે રાખવામાં આવેલી તે સબંધી પણ કબજેદારનું કેહેલું હિત છે, તેજ ફક્ત બતાવવામાં આવેલું ના હોય તો પુરાવમાં લેઈ શકાય છે. આ મજકુર કેહેનાર અગર લખનારની પોતાની માહેતીનો હોવો જોઈએ. આવી બાબતમાં આવો મજકુર પુરાવમાં લેવાય છે, તે એટલાજ નિયમથી કે જેનો કબજો હોય છે તેનું કુલમાલેકપણું છે, એવું અનુમાન થાય છે.

આ પુરાવ સાધારણ રીતે દાખલ કરવામાં આવે છે તે પઇસા સબંધી પોંહોંચ્યો આપી પોતાને માંથે જવાબદારી લીધી હોય તે છે; જેમકે કર લેનાર બેલીફ, મીલકતનો વહિવટ કરનાર વિગરે.

આવી બુકો છે તે કેવળ ખાનગી બુકો હોય તેના કરતાં વધારે વજનદાર છે, કારણ કે આવી બુકો લખનારના ઉપરીઓ વખતે વખતે તપાસે છે. પણ એકાદા સખસની ખાનગી ચોપડી પોતાના સુગમપણાના કારણસર રાખેલી હોય તે પણ પુરાવમાં લેઈ શકાય છે; જેમકે મારી નોટબુકમાં કે હિસાબની ચોપડીમાં હું લખું કે મને અમુક સખસ પાસેથી અમુક નાણાં મળેલાં છે, તે હું મરણ પામું, ગાંડો થાઊં, ગેરહાજર હઉ વિગરે કારણ હોય તો, તે પુરાવમાં લેવાય છે, કારણ કે તે ગમે તે પ્રકારની ચોપડી હોય પણ તેથી હું મારા લેણદારને છોડી દેઉછું અગર મારા લેણદારનો હું જવાબદાર થાઉછું, માટે તે મજકુર મારા હિત વિરૂદ્ધ છે. પરંતુ આવો મજકુર કામના ગુણદોષને લાગતો હોય તોજ પુરાવમાં લેવાય છે, તોપણ તે બાબત શાબેત કરવાને તેથી વધારે સારો પુરાવ રજુ થઈ શકે તેવો હોય તો, તે પુરાવમાં લેઈ શકાતો નથી. જેમકે તે મજકુર લખનાર અગર કેહેનાર પોતે હાજર થઈ શકે તેવું હોય.

મજકુર લખનારે એક બાજુએ નાણાં મળ્યાં લખ્યાં હોય અને બીજી બાજુએ તે નાણાં આપ્યાં લખ્યાં હોય, તોપણ નાણાં મળ્યાં કહી જવાબદારી પોતાની કરેલી છે તે મજકુર પુરાવમાં લેઈ શકાય છે. જેમકે જમાં ઉધારનો હિસાબ હોય તો જમાં બાજુ ફક્ત પુરાવમાં લેવાય છે. સ્પષ્ટ છે કે જે બાજુએ પોતાની મેળે પોતે દેવાદાર છું એવુ કબુલ કરવામાં આવ્યું હોય તે પુરાવમાં લેવામાં આવે છે, અને જે બાજુએ નાણાં આપ્યાં લખવામાં આવેલું હોય તે પોતાના ફાયદાની બાબત છે.

હિત વિરૂદ્ધની રકમો જે તારીખે તે બાબતનો વ્યવહાર થએલો હોય તે તારીખેજ લખેલી હોવી જોઇએ, એમ કાંઇ જરૂર નથી, કારણ કે કાંઈ હકિકત બને ત્યાર પછી બારસ દાહાડે કોઇ માણસ પોતાના હિત વિરૂદ્ધ કાંઈ રકમ લખે તેવો થોડોજ સંભવ હોય છે. માટે હવે પછી બતાવેલી હમેશાંના રીવાજ પ્રમાણે લખેલી રકમોની સ્પષ્ટતા-

નો આધાર જેમ યાદદાસ્ત ઉપર છે, તેમ આ બાબતનો નથી.

વેહેપારીના ચોપડા શિવાયની આવી રકમો ફક્ત મળેલી છે એટલું તો ભાગ્યેજ હોય છે, પણ તેમાં કેઈ જગો, શા કારણસર અને આશપાશની હકિકત બતાવવામાં આવે છે; અને સ્વાલ એટલો છે કે જ્યારે આ મુજબ હોય ત્યારે તે લખનાર વિરૂદ્ધ જેટલો મજકુર હોય તેટલોજ પુરાવમાં લેવાય કે તે સબંધી જે જે બાબત હોય તે દરેક બાબત પુરાવમા લેવાય ? જેમકે અમુક સખસ પાસેથી અમુક રકમ મને મળી છે એ હિત વિરૂદ્ધ છે, પણ જે રકમ અમુક જગોએ અમુક રીતે મને મળી છે તેથી મારી જવાબદારી સાથે તે શી રીતે સબંધ રાખે છે.

હવે સાધારણ નિયમ એવો છે કે જે બાબતની તે રકમ હોય તે બાબત શાબેત કરવાના કારણસર તે પુરાવમાં લેવામાં આવે છે; તેમજ ફક્ત રૂપીયા આપ્યા અગર લીધા બાબત પણ પુરાવમાં લેવામાં આવે છે, પણ તેવે વખતે મુદ્દાની બાબતને લગતી બીજી હકિકત હોવી જોઇએ, અને ફક્ત સમાંતર નહી જોઇએ. મરનાર સખસે પોતાના હિત વિરૂદ્ધ જે મજકુર લખ્યો હોય તે સમજવાને જે હકિકત હોય તે સંબંધી પુરાવ તરીકે દાખલ થાય છે.

પૈસા સબંધીના હિત વિરૂદ્ધ જે કબુલત હોય, તે સબંધી હકિકતનો અને કબજા વાળા સખસે પોતાના માલેકપણા વિરૂદ્ધ જે કબુલત કરેલી હોય, તે સબંધી હકિકતમાં કાંઈ તફાવત નથી.

હિંગામ વિરૂદ્ધ રીગવેના કામમાં એક મરનાર પ્રસવ કરાવનારની ચોપડીએ એક બાળકનો અમુક દીવશે જન્મ થયો તે શાબેત કરવાને પુરાવામાં આપવામાં આવી હતી. તેના ખાતાની ચોપડીમાં તેના ફેરાની ફી દાખલ કરવામાં આવી હતી, અને તે વસુલ થઇ તે પણ લખવામા આવી હતી. આ છેલ્લુ લખાણ તેના હિત વિરૂદ્ધનું છે; સબબ તે પુરાવામાં લેઈ શકાય છે, માટે ઠરાવવામાં આવ્યું કે સદરહુ બાળકના જન્મની તારીખ શાબેત કરવાને તે સારો પુરાવ છે.

તેમજ એક કારભારીની ચોપડીમાં અમુક સાંથેરાખનાર છે, અને અમુક સાંથ આપે છે, અને જો તેની સાથે તે સાંથનાં નાણાં પોહોંચ્યાં છે એવું કબુલ કરવામાં આવ્યું હોય તો, તે સાંથેરાખનાર પાસે અમુક પ્રકારની જમીન છે અને તે અમુક સાંથ આપે છે એવું શાબેત કરવાને તે પુરાવામાં લેઈ શકાય છે.

બીજા પ્રકારના પુરાવથી મુદ્દાની હકિકત શાબેત થઈ શકે એવું હોય તો, તેથી આવો મજકુર પુરાવામાં કાંઈ ઓછો લેવા લાયક છે, એમ નથી. જેમકે હિંગામ વિરૂદ્ધ રીગવેના કામમાં દાઇઆન જે વખતે છોકરાનો જન્મ થયો તે વખતે હાજર હતી, તેને હાજર કરી શકાય એવું હોય, તેથી તે લખનારનો લખેલો મજકુર રદ થઈ શકતો નથી; તોપણ એવો નિયમ છે કે ફક્ત સારામાં સારો જે પુરાવ હશે તેજ લેવામાં આવશે. તે પ્રથમ દર્શનિક નિયમ વિરૂદ્ધ થયું જણાય. પણ સદરહુ લખનાર જો હાજર થઈ શકે એવું હોય તો તેનો કહેલો મજકુર પુરાવામાં દાખલ થઈ શકતો નથી, કારણ કે તેના વગર સોગન ઉપર કહેલા મજકુર કરતાં તે હાજર થઈ સોગન ઉપર પોતાની શાક્ષિ આપે તે ચડતા દરજ્જાની છે. સારામાં સારો જે પુરાવ આપવાનો નિયમ છે તે નિયમ

પુરાવના ગુણુને લાગુ થાય છે, અને પુરાવના જથાને લાગુ થતો નથી; સબબ અમુક હકિકત શાબેત કરવાને બે રસ્તા ખુલ્લા હોય તોપણ તે હકિકત વારંવાર સ્વતંત્ર પુરાવથી શાબેત થાય છે, માટે જો નાણાં પોંહોંચ્યા બાબતની લખેલી પોંહોંચ આપવામાં આવી હોય તો તેથી જેણે વસુલ આપતાં જોયું હોય, તેવા મુખજુબાનીના શાક્ષિથી તે વસુલ શાબેત કરવાને અટકાવ થતો નથી. જેમકે મીડલટન વિરૂદ્ધ મેલટનના કામમાં મરનાર ટાકસસના કલેકટરે એક ખાનગી ચોપડી રાખી હતી, તેમાં તેણે કલેકટર તરીકે જે રકમો વસુલ કરેલી તે પોંહોચી કબુલ કરેલી હતી. વળી તેના જમાન ઉપરના દાવામાં જે પક્ષકારોએ તેને રકમો આપી હતી તે હયાત હતા, અને તેમને બોલાવી શકતા હતા, તોપણ તે ચોપડી પુરાવ છે એમ ઠરાવવામાં આવ્યું. તેમજ એકાદા મુકરદમાના પક્ષકારે કાંઇ મુખજુબાનીની કબુલત કરેલી હોય અને તેમાં લખેલા દસ્તાવેજના મજકુર બાબત હકિકત બતાવેલી હોય, તોપણ તે કબુલત તેના વિરૂદ્ધ પુરાવ થાય છે.

જે લખેલો મજકૂર જે પક્ષકારના હાથનો કેહેવામાં આવતો હોય ત તેના હાથ દસ્કતનો છે, અગર તેના આપેલા અખત્યારથી લખેલો છે એવું તે પુરાવમાં લેતાં પેહેલાં શાબેત થવું જોઈએ.

બેસ્ટકૃત્ય પુસ્તકની કલમ ૪૮૩ માં કહેલું છે કે, કોઈ મીલકતના રીસીવ્હર અગર કારભારીની કસુર અગર બીજી ખરાબ રીતથી તેઓનો હિસાબ ગડબડાટ ભરેલી સ્થીતિમાં આવી જાય, અને તે હકિકત પોતાના શેઠથી છાની રાખવી દુરસ્ત લાગે અને અમુક સખસ પાસેથી પોતે નાણાં લાધેલાં છે એવું ખોટી રીતે પોતાને નામે લખીને શીલક બરાબર કરવાની એક સ્પષ્ટ રીત છે તે પ્રમાણે, કોઈ પક્ષકાર ખોટો મજકુર લખી પોતાની વિરૂદ્ધ કબુલત કરે તો, તે તેના ફાયદા માટે છે.

મહમદગોજ વિરૂદ્ધ બદરૂદીનનું કામ મદ્રાસની માજી સુપ્રીમકોર્ટમાં સર. એ. બીટલસ્ટનની રૂબરૂ તા૦ ૭ મી ફેબ્રુએરી સન ૧૮૫૯ ના રોજ ચાલ્યું હતું, તેમાં પ્રતીવાદીને વાદીનું જુદા જુદા હિસાબથી દેવું હતું, અને તેણે વસુલ આપ્યું હતું તેમાં સ્વાલ એ હતો કે, આ વસુલ અમુક હિસાબમાં મજરે આપવું એવું બેમાંથી એકકે પક્ષકારે ગણેલું છે કે નહી. વાદીએ બે પ્રામીસરીનોટ રજુ કરી, તેમાં એક ઉપર બે રકમો વસુલ કરેલી હતી, અને બીજી ઉપર ચાર રકમો વસુલ કરેલી હતી, તેમાં તેઓએ ઠરાવ્યું કે તે જુદી છે.

આ દેશમાં વારંવાર એવું બને છે કે મુદતના કાયદાની હરકત ન થાય તે કારણ સર વ્યાજ પોંહોંચ્યાની પોંહોંચ જુના ખત ઉપર લખે છે. આ મજકુર લખવાથી તે દાવો કરી શકે છે, કારણ કે તે મજકુર ફક્ત દેખીતોજ તેના વિરૂદ્ધ છે. (નોર્ટનસાહેબની ટીકાનું પાનું. ૧૭૯ થી તે ૧૮૨ સુધી.)

હિત વિરૂદ્ધ. કહેલો મજકુર તે લખનારના હાથનોજ હોવો જોઈએ, અને તે નીચે તેની. સહી હોવી જોઇએ, એમ જરૂર નથી, પણ થોડો અગર ઘણો તેના હાથથી લખેલો હોય પછી તે નીચે તેની સહી ના હોય તોપણ તે પુરાવામાં લેઈ શકાય છે. અગર જો ત્રાહિતે લખેલો હોય અને તેના ઉપર તે પક્ષકારે સહી કરી હોય તો તે પણ પુરાવામાં

લેઈ શકાય છે. તેમજ પક્ષકારના કબુલ કરેલા મુખત્યારે લખેલો છે અગર તેને પસંદ કરેલો છે એમ શાબેત થાય, અને તે નીચે તેની સહી ના હોય તોપણ તે પુરાવામાં લેઈ શકાય છે, પણ જ્યારે તે લખ્યા બાબતનો અગર સહી કર્યા બાબતનો અગર તે બાબતનો અખત્યાર આપ્યા બાબતનો અગર તે પસંદ કર્યા બાબતનો પુરાવ ના હોય તો, તે મજકુર પુરાવમાં દાખલ થઈ શકતો નથી. પરંતુ હિંદુસ્તાનના પુરાવના આકટ પ્રમાણે તે મજકુર કેહેનારે જાતે લખેલો જોઇએ કિંવા નહી, તો તે આકટના શબ્દો જોતાં અંદેશા ભરેલું છે. (ફીલ્ડસાહેબની ટીકાનું પાનું ૧૨૧ તથા ટેલરકૃત ગ્રંથની કલમ ૬૧૫)

૪. કાંઈ સાર્વજનિક હક્ક અથવા રીવાજ, અથવા કાંઈ સાર્વજનિક અગર સામાન્ય હિતની બાબત હોય તો તે બાબતમાં **આઇ** દૃષ્ટાંત આપેલું છે. આ રકમની બાબતમાં જે બાબતો વિચારમાં લેવાની છે તે એ કે. (૧) જે અભિપ્રાય પુરાવામાં આપવામાં આવે તે, (૨) સાર્વજનિક રીવાજ અગર હક્ક, (૩) અગર સાર્વજનિક અગર મોઘમ હિત, (૪) તે મજકુર કેહેનારની તે બાબતમાં માહેતી હોવી જોઈએ અગર તે જાણવાને તેને સંભવ હોવો જોઈએ, અને (૫) તે બાબત કજીઓ ઉત્પન્ન થતાં પેહેલાં તે હકિકત કેહેવી જોઇએ.

(૧) અભિપ્રાય એ કાંઇ મજકુર કેહેનારની સ્વતામાહીતીની બાબત નથી, પરંતુ સાધારણ રીતે જે માનતું થતું હોય તે છે, કે જે માનવું સ્વભાવિક રીતે તેના જાણવામાં આવે છે. બીજા દરજ્જાનો પુરાવ દાખલ નહીં કરવા બાબતનો જે નિયમ છે તે વિરુદ્ધ આ નિયમ છે, અને તે જરૂરીના આધારથી છે. મી૦ ટેલર પોતાના ગ્રંથની કલમ ૫૪૯ માં કેહે છે કે "જે હક્ક ઉપર દાવો કરવામાં આવે છે તે હક્કનું મુળ એટલું બધું જુનું હોય છે, અને તે હક્ક એટલા બધા હદ વગરના અને મોઘમ સ્વરૂપના હોય છે કે તે બાબત પ્રતક્ષ પુરાવ ભાગ્યેજ મળી શકે, સબબ તે હોવો નહી જોઇએ. જે બાબતમાં સર્વે લોકનું હિત છે તે બાબત સર્વેની માહીતી છે એમ સમજવું જોઈએ, માટે સાધારણ હક્કની જાહેરાતમાં સ્વભાવિક રીતે વાત થતી હોય તો તેથી તે સાચી છે એમ અનુમાન થાય છે, કારણ કે તે હક્કનું સ્વરૂપ એવું હોય છે કે જેથી કોઇ એક સખસનો હેતુ ખોટો હોતો નથી, અને વળી સાર્વજનિક હિત એવું હોય છે કે જો તે વાતમાં કહેલી હકિકત જુઠી હોય તો તરત તે ઉલટાવવામાં આવે, અને વળી ઘણા પક્ષકારો જેમને અરસ્પરસ સબંધ ન હોય તેવાઓના એક મત શિવાય સદરહુ માનવું ભાગ્યેજ હોય છે, કારણ કે તે બાબતનો તપાસ કરવાને તે તમામ પક્ષકારોનું એકસરખું હિત છે. આ પ્રમાણે બધા પક્ષકારો એકમતે થાય તેથી સાચાપણાનો અનુમાનિક પુરાવ મજબુત થાય છે.

કોઇના ખાનગી હક્ક બાબત આવો મજકુર પુરાવમાં લેવાતો નથી, કારણ કે અમુક ખાનગી હક્કની અમુક માણસને માહેતી હોય એમ સંભવતું નથી. પરંતુ સાર્વજનિક હિતમાં તે મજકુર કેહેનારનું પણ હિત હોય છે, સબબ તેની માહેતી હોય એમ સંભવ છે. આવા મજકુર બાબત ખાનગી બાબતમાં આ આકટમાં કાંઈ ઠરાવ નથી, પરંતુ સાર્વજનિક હક્ક બાબત છે તેથી ખાનગી હક્કની બાબત આવો પુરાવ બાતલ કરવામાં આવેલો છે, એમ જણાય છે.

સાર્વજનિક હક્ક, રીવાજ અગર હિત બાબત સ્વાલ હોય તો અમુક હકિકત માનવા બાબત પુરાવ લેઈ શકાતો નથી, કારણ કે તે અમુક હકિકત સદરહુ સાર્વજનિક હક્ક વિગરેની માફક જ્યારે પ્રસિદ્ધ નથી હતી ત્યારે તે ખોટી બતાવવામાં આવે અગર ખોટી સમજવામાં આવે તેવો વધારે સંભવ છે. જેમકે એક ધોરી રસ્તા બાબતનો સ્વાલ હતો તે બાબતમાં એવો પુરાવ ગુજારવામાં આવ્યો કે હદ બતાવી શકાય તે સારૂ એક ઝાડ મેં રોપેલું હતું, એવું મરનાર સખસે કહેલું હતું, પણ તે પુરાવ નામંજુર કરવામાં આવ્યો; પરંતુ તે મરનાર સખસનું કહેવું હતું કે તે રસ્તો નજીકના ગામના લોકો ધોરી રસ્તા પ્રમાણે વાપરતા હતા. તે પુરાવમાં દાખલ કરવામાં આવ્યું. રાણી વિરૂદ્ધ બ્લીક્ષ એ. અને ઈ. પાનું. ૫૫૬.

સાર્વજનિક અને સામાન્ય હક્ક વિગરેમાં તફાવત છે. "સાર્વજનિક" શબ્દ સરકારના દરેક અંગભુતને લાગુ થાય છે; અને "સામાન્ય" શબ્દોનો અર્થ કાંઈ કમ થાય છે, એટલે ઘણા લોકોને લાગુ થાય છે.

આ ભેદ ઇંગ્રેજી "લા" પ્રમાણે અગત્યનો છે, કારણ કે સાર્વજનિક બાબતમાં દરકોઈ સખસને માહેતી મેળવવાને અમુક સાધન ના હોય તોપણ તેની સાહેદી લેઇ શકાય છે, પરંતુ જો તે બાબત કેવળ સમાન્ય હોય તો તે જગો બાબત જે સખસોને બીલકુલ સબંધ ના હોય તેવા સખસોનો કર્ણોપકર્ણિ પુરાવ દાખલ થઇ શકતો નથી. પણ હિંદુસ્તાનમાં આ ભેદ નથી, કારણ કે આ રકમ પ્રમાણે તમામ વખતે તે બાબતની માહેતીનો સંભવ હોવાની જુરૂર છે.

આવો મજકુર બાબત બીજી અવશ્યની વાત એ છે કે તે બાબતની તકરાર ઉત્પન્ન થતાં અવલ તે મજકુર કહેલો હોવો જોઇએ. તે બાબત મી૦ ટેલર પોતાના ગ્રંથમાં કેહે છે કે:— "મરનાર સખસનો કહેલો મજકુર દાખલ કરવામાં આવે છે તે એવા સબબથી કે તે પક્ષકાર સાચી હકિકત જાણે છે એવું અનુમાન કરવામાં આવે છે, અને જે વખતે તેનું મન એકસરખું હોય છે, એટલે સાચા કરતાં વધારે અગર ઓછું કેહેવાને કાંઇ પણ લાલચ નથી હતી તે વખતે સ્વભાવિક રીતે તે બોલેલો હોય છે, પરંતુ જ્યારે તે બાબતની તકરાર ચાલતી હોય ત્યારે તે સબંધી કોઈ સખસ બેદરકાર હોય એમ અનુમાન થતું નથી, કારણ કે તકરાર શીરૂ થાય છે એટલે લોકો ઘણુંકરીને એક અગર બીજી બાજુ તરફ જાય છે, તેઓનાં મન જુસ્સામાં હોય છે અને જો તેમની મરજી સાચું બોલવાની હોય તોપણ તેમના જોવામાં જે હકિકત આવે છે તે જુદા મધ્યસ્થની મારફતે આવે છે. માટે બીજી રીતે જે નુકશાન થાય તે દુર કરવાને કજીયો ઉત્પન્ન થયા પછી ગમે તો સોગન ઉપર એકતરફી હકિકત કેહેવામાં આવી હોય, તોપણ તે નામંજુર કરવામાં આવે છે."

રોમન "લા" પ્રમાણે દાવો દાખલ થવા પેહેલાંનો આવો મજકુર હોવાની જરૂર છે, પણ ઇંગ્રેજી લા પ્રમાણે તો તેથી. પણ વધારે એટલે તકરાર ઉત્પન્ન થતાં પેહેલાંનો મજકુર હોવો જોઇએ. પરંતુ જે મજકુર કેહેવામાં આવેલો હોય તે બાબતની તકરાર ના હોય અને બીજી બાબતની તકરાર હોય તો, તે મજકુર પુરાવમાં લેઈ શકાય છે. આ મજકુરવાળી બાબતની તકરાર તેના તે પક્ષકારોની વચમાંજ હોવી જોઇએ, એમ જરૂર નથી;

પણ જે વખતે તે મજકુર ...માં આવ્યો તે વખતે અગર ત્યાર પેહેલાંની હોવી જોઇએ.

મી૦ ટેલર પોતાના ગ્રંથમાં કેહે છે કે (૧) "તકરાર અટકાવવાના વિચારથી મજકુર કેહેવામાં આવ્યો હોય તેથી તે રદ કરવામાં આવતો નથી, (૨) મજકુર કેહેનાર પોતાના હક્કની પ્રતક્ષ પુષ્ટીમાં તે કહેલો હોય, પણ જો તે બાબત તકરાર ઉત્પન્ન થએલી ના હોય તો તે પુરાવમાં દાખલ કરવા લાયક છે. અને (૩) જે પક્ષકારે મજકુર કહેલો હોય તે પક્ષકારની સાથે તે મજકુર ઉપર બીજો પક્ષકાર આધાર રાખતો હોય, તોપણ તેથી તે મજકુર પુરાવમાં દાખલ નથી થતો, એમ નથી. આ પેહેલી બાબતની પુષ્ટીમાં બર્કલી વિરૂદ્ધ પીરેજનો મુકરદમો જોવો. તેમાં આગળ લાર્ડ મ્યાનસફીલ્ડે અભિપ્રાય આપેલો તે મુજબ જડજોએ એકમત થઈ ઠરાવેલું છે કે, બાપે પોતાનો છોકરો છે એવું ઠરાવવા સારૂ તથા તેના જન્મની તારીખ શાબેત કરવા સારૂ કાંઈ મજકુર ચોપડીમાં લખે, અને પછી તે બાબતનો સ્વાલ ઉત્પન્ન થાય તો, તે મજકુર પુરાવમાં લેઇ શકાય છે, પછી તે મજકુર સદરહુ હેતુથી લખવામાં આવ્યો હોય તોપણ ચિંતા નહી. બીજી બાબતની પુષ્ટીમાં છેવટમાં છેવટ "ડુ વિરૂદ્ધ ડેવીસ"નો મુકરદમો છે, તેમાં કોર્ટે કહેલું છે કે હિત હોવાથી તે મજકુર ઉપર બારંવાર શક આવે છે, પરંતુ તે પુરાવમાં લેવા લાયક નથી એવું કોઈ દીવશ ઠરાવવામાં આવેલું નથી. ત્રીજી બાબતસંર કાયદો કેવળ સ્પષ્ટ છે, કેમકે "પીરેજ" ના મુકરદમા ઉપરથી જોતાં તે બાબતમાં કેટલોક શક આવે છે, તોપણ તેમાં વંશાવળી નામંજુર કરવામાં આવી હતી, એમ ઘણુંકરીને જણાય છે, તે એવા કારણથી નહી કે દાવેદાર જે સ્થિતિમાં છે તેજ સ્થિતિમાં બીજા પક્ષકારે તે મજકુર કહેલો છે, પણ તે સખસે પોતાનો પ્રતક્ષ દાવો રાખવાને તે બનાવેલો મજકુર છે તે કારણથી રદ કરવામાં આવ્યો છે. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૧૮૪ થી ૧૮૮)

ફીલ્ડસાહેબ પોતાની ટીકાને પાને ૧૨૮ મે કેહે છે કે આ આક્ટની આ રકમમાં "સદરહુ હક્ક અથવા રીવાજ અથવા બાબત વિશે તકરાર ઉત્પન્ન થઈ તેના પેહેલાં, જ્યારે તે મજકુર કેહેવામાં કિંવા લખવામાં આવ્યો હોય ત્યારે તે મજકુર લગતો છે," એવા શબ્દો છે, તેનો બોહોળો અર્થ થાય છે, એમ શખ રેહે છે. માટે તેના તે હક્ક, રીવાજ અગર બાબત સબંધી જુદી બાબતમાં તકરાર ઉત્પન્ન થએલી હોય, તોપણ તે મજકૂર પુરાવમાંથી બાતલ થાય છે. પછી ગમે તો તે તકરાર જુદા પક્ષકારોની વચમાં હોય અગર જુદી મીલકત સબંધી હોય અગર જુદા દાવા સબંધી હોય, પણ તે પ્રથમની તકરારમાં જે બાબત આ મજકુર હોય તે બાબત આવેલી હોય તો, તે મજકુર પુરાવમાંથી બાતલ થાય છે એટલુંજ નહી, પણ જો તે મજકુર કેહેનાર કેહેતી વખતે તે બાબતની તકરાર ઉત્પન્ન થએલી છે એવું જાણતો ના હોય, તોપણ તે બાતલ થાય છે.

આ મજકુર લખેલો અગર મુખજુબાનીનો હોય છે. લખેલો મજકુર ડીડ, પટાઓ, અગર બીજા ખાનગી દસ્તાવેજોમાં, નકશામાં, સાક્ષીઓની જુબાનીઓમાં, કોર્ટના ફેંસલાઓમાં અગર હુકમનામાઓમાં હોય છે. જજમેન્ટો તથા હુકમનામાં જે બાબતની પ્રતક્ષ તકરાર હોય તે બાબતમાં થએલાં હોય અને ત્રાહિત પક્ષકારોની વચમાં ચાલેલા મુકરદમામાં થએલાં હોય, તે પ્રસંગોમાં પુરાવમાં દાખલ કરવામાં આવે છે, તે અમુક વખતે અમુક

હકિકત હતી એવું શાબેત કરવાને પુરાવમાં દાખલ કરવામાં આવતાં નથી, પણ હકિકતની બાબતમાં તથા તે વખતના રીવાજની બાબતમાં યોગ્ય આધિકારીએ ગંભીર રીતે નિર્ણય કરેલો છે એવો તે પુરાવ થાય છે. માટે હાલ જે બાબત તકરાર હોય તે બાબત પ્રતક્ષ રીતે પ્રથમ થએલો ફેંસલો, આ કલમમાં તકરાર ઉત્પન્ન થયા બાબત જે ઠરાવ છે તેથી પુરાવમાંથી બાતલ થાય છે.

પણ જો સાર્વજનિક પ્રકાર ના હોય તો આ આકટની કલમ ૪૨ પ્રમાણે તે પુરાવમાં દાખલ કરવા લાયક છે. પરંતુ તે સામાન્ય હિતમાં દાખલ કરવા લાયક નથી, કારણ કે ઇંગ્લંડમાં પુરાવ દાખલ કરવા બાબત જે કાયદો ચાલુ છે તેના કરતાં હિંદુસ્તાનનો પુરાવનો આકટ વધારે હદવાળો છે. ( ફીલ્ડસાહેબની ટીકાનું પાનું. ૧૨૯ )

૫ મી તથા ૬ ઠી એ બે રકમો વંશાવળી બાબતની છે. આ બે રકમોમાં ભેદ એટલો છે કે જે સખસો હયાત હોય અગર મરણ પામેલા હોય તેમની વચમાં સગપણનો કેવો સબંધ છે, તે બાબતમાં મજકુર કેહેનાર અગર લખનારને માહેતી હોવાનું રકમ ૫ મી પ્રમાણે ખાસ સાધન હોવાની જરૂર છે, અને કલમ ૬ પ્રમાણે ફક્ત મરણ પામેલા સખસોના સગપણ સબંધી મજકુર હોય છે. આ રકમ ૬ પ્રમાણેનો મજકુર કેહેનારને તે જાણવાનું ખાસ સાધન હોવાની જરૂર નથી. પરંતુ જે કુટંબનો તે મરનાર હોય તેના ડીડ અગર વીલ અગર વંશાવળીમાં, અગર કબ્રસ્થાન વિગરેમાં તે હોવો જોઇએ. પરંતુ આ બેઉ મજકુર જે બાબતના હોય તે બાબતની તકરાર ઉત્પન્ન થતાં પેહેલાંના હોવા જોઇએ. આ પ્રમાણે જે પુરાવ દાખલ કરવામાં આવે છે તે કલમ ૬૦ પ્રમાણે પ્રતક્ષ પુરાવ, એટલે અમુક હકિક્ત જે સખસે પોતાની આંખોથી જોઇ હોય અગર પોતાના કાનથી સાંભળી હોય તેવા પુરાવથી શાબેત થવી જોઈએ, તેવા નિયમનો એક અપવાદ છે. મી૦ ટેલર પોતાના ગ્રંથમાં કેહે છે કે આ અપવાદ જરૂરીના કારણથી કબુલ કરવામાં આવે છે, કારણ કે સગપણ અગર વંશની બાબતમાં જે હકિક્ત તપાસ થતાં પેહેલાં ઘણા વર્ષ પેહેલાં બનેલી હોય છે તે વારંવાર શાબેત કરવી પડે છે, અને તે થોડા સખસોનાજ જાણવામાં હોય છે, સબબ આવા કામમાં પ્રમાણશાસ્ત્રના સાધારણ નિયમ પ્રમાણે ચાલવામાં આવે તો પસ્તાવા લાયક ગેરઇનસાફ થાય, માટે કાયદાની કોર્ટોએ આ બાબતમાં એટલો બધો નરમ નિયમ કરેલો છે કે, ફક્ત દંતકથાનો પુરાવ પણ આ બાબતમાં દાખલ કરવામાં આવે છે, અને વારંવાર ફક્ત તેવોજ પુરાવ મળી શકે છે. પરંતુ આવો પુરાવ કાંઇ પણ શરત વિના દાખલ કરવો નિર્ભય ધારેલો નથી. આ બાબતમાં ચાકરો, મીત્રો, અને પડોશીઓનો કહેલો મજકુર પુરાવમાં દાખલ થઈ શકે છે કિંવા નહી, એ ઘણી લાંબી મુદતથી શક છે, તોપણ અહિયાં તો નક્કી નિયમ કરવામાં આવેલો છે કે જે સખસો રકત અગર લગ્નના સબંધને લીધે કેહેતા હોય તો તેમનોજ કહેલો મજકુર ફક્ત દાખલ થઈ શકે છે, કારણ કે તે બાબતની ખરી ખબર શોધી કાહાડવામાં તેમનું હિત છે અને તે જુઠી કેહેવામાં કાંઇ પણ હિત નથી. ઈંગ્રેજી લા પ્રમાણે કુટંબના અનોરસ અંગભુતનું કેહેવું પુરાવમાં દાખલ થતુ નથી. આ બાબતમાં રદ થએલા સન ૧૮૫૫ ના ૨, જા આકટની કલમ ૪૭ થી ઈંગ્રેજી નિયમ રદ કરી કુટંબના જે સખસો અનોરસ હોય તેમનું કેહેવું પુરાવામાં દાખલ

કરવામાં આવતુ હતું, એટલુંજ નહી પણ જે સખસો રક્ત અગર લગ્નના સબંધવાળા ના હોય, પણ ફક્ત કુટંબની સ્થિતિ અને કુટંબનાં માણસો બાબત સારીપેઠે માહિતગાર હોય તેવા સખસોનું કેહેવું પણ પુરાવમાં લેવાતું હતું. તે કલમના છેવટના ભાગથી ઇંગ્રેજી કાયદા પ્રમાણે નોકરો, મીત્રો અને પડોશીઓ જેઓને બાતલ કરવામાં આવેલા તેમને કબુલ કરવામાં આવેલા હતા. કુટંબના અનૌરસ માણસોને આ નિયમ લાગુ કરવા બાબત જો પુર્વેમાં તેઓના ઘરનો જે સબંધ છે તે ઉપર નજર રાખીએ તો, તેમાં કાંઈ શક રેહેતો નથી. આ તમામ કલમ ઉપરથી હાલના સુધારાનો મજબુત દાખલો થાય છે, કે જેથી પુરાવો દાખલ કરવાનો જે નિયમ કરવામાં આવેલો છે તે બાતલ કરવાનો અપવાદ ઠરાવવામાં આવ્યો છે, અને દરેક કામમાં દરેક પ્રકારના પુરાવા ઉપર કેટલું વજન આપવું એ કોર્ટના વિચાર ઉપર રાખેલું છે. હિંદુસ્તાનના પુરાવના આકટમાં જે નિયમ ઠરાવવામાં આવેલો છે તે સન ૧૮૫૫ ના આકટની ઉપર કહેલી કલમ કરતાં ઘણો મોઘમ છે. તે નિયમ પ્રમાણે ફક્ત મરનાર સખસ ( કે જેનો કહેલો મજકુર ઇંગ્લંડમાં ફકત પુરાવમાં લેવામાં આવે છે ) એટલુંજ નહી, પણ જે સખસો માલુમ પડી શકતા નથી અગર જેઓ શાહેદી આપવાને નાલાયક છે અગર જેઓ વધારે મુદત અને વધારે ખરચ કસ્યા સિવાય હાજર કરી શકતા નથી, અને તેવા સખસોને સગપણ બાબતની માહેતી હોય તો તે પુરાવામાં લેઇ શકાય છે. આ મજકુર દાખલ કરવાને તે મજકુર કેહેનારની માહિતી હોવાને ખાસ સાધન હતું એવો પુરાવ તે મજકુર દાખલ કરતાં પેહેલાં હોવો જોઇએ, સબબ જે પક્ષકાર તે પુરાવ આપવા માગતો હોય તેણે તે આપવો જોઇએ ( કલમ ૧૦૪ ). મરનાર સખસે પોતાના અનૌરસપણા બાબત મજકુર કહેલો હોય તે ત્રીજા પક્ષકાર વિરૂદ્ધ ઇંગ્રેજી લા પ્રમાણે પુરાવમાં લેઇ શકાય કિંવા નહી, તે અગત્યની બાબત છે. જે સખસો તેવો મજકુર કેહે તેના વિરૂદ્ધ તથા તે મજકુર કહ્યા પછી તેમની તરફથી હક્ક મેળવી જે સખસો દાવો રાખતા હોય તેમના વિરૂદ્ધ તે પુરાવ છે, એમાં કાંઇ શક નથી. ત્રાહિતની બાબતમાં આ દાખલ કરવા બાબત એવી તકરાર કરવામાં આવી છે કે, તે પોતાના અનૌરસપણા બાબત બીજાની પાસેથી ખબર મેળવી જાણી શકે છે, પણ તેવા સખસોને કાયદા પ્રમાણે સગા કેહેવાતા નથી. માટે તે કર્ણોપકર્ણિ વાત ત્રાહિત પાસેથી નિકળેલી છે એમ કહી તે પુરાવમાં લેઇ શકાતી નથી. પણ આ તકરાર હિંદુસ્થાનમાં લાગુ નથી, કારણ કે હિંદુસ્થાનમાં સગાઓનું સાંભળેલું ફક્ત પુરાવામાં લેવામાં આવે છે એટલુંજ નહી, પણ અજાણ્યા સખસોને પણ જાણવાનું ખાસ સાધન હોય તો તેમનું કેહેવું પણ પુરાવમાં લેઈ શકાય છે. માટે મરનાર સખસે પોતાના અનૌરસપણા બાબત જે હકિકત કહેલી હોય તે હિંદુસ્તાનના પુરાવ આકટ પ્રમાણે ત્રાહિત સખસો વિરૂદ્ધ લગતી હકિકત છે, એમાં થોડોકજ શક છે. ઇંગ્રેજી લા પ્રમાણે આ પુરાવ બાબત વધારે બળવાન તકરાર થઈ શકતી નથી, કારણ કે તમામ મજકુર જે સખસોનો કહેલો મજકુર પુરાવમાં દાખલ થઇ શકે છે તે તેમનાથી નીકળેલો હોય છે, સબબ એક મરનારે પોતાની વિધવાને પોતાના પીતરાઇ ભાઇ વિશે મજકુર કહેલો, તે વિધવાનો કહેલો મજકુર તેના મરણ પછી પુરાવમાં લેવા લાયક છે, તેમજ એક સગો કાંઇ મજકુર કેહે તેમાં એવું મોઘમ બનાવવામાં આવેલું હોય કે મેં સાંભળેલું છે તે

કહેલુ તો તે તથા કુટંબનું સાધારણ માનવું કુટંબના હયાત સખસથી શાબેત થાય તો તે પુરાવમાં લેવાય છે. પરંતુ પુરાવના આકટની આ કલમની પાંચમી રકમ પ્રમાણે તે પુરાવમાં લેઇ શકાય છે કે નહી એ શક ભરેલું છે. માહિતી હોવાનું વિશેષ સાધન એ શબ્દમાં હમેશાં જે અર્થ કરીએ છીએ તે પ્રમાણે હરકોઇ સખસ કાંઇ વાત સાંભળે તે સાચી છે એમ તેને જાણવાનું સાધન નહી છતાં તેનો તેમાં સમાસ થઇ શકે છે, એવું ભાગ્યેજ ઠરાવી શકાય. છઠ્ઠી રકમ બાબત આવી કાંઇ હદ નથી, કારણ કે વીલ વગરે ગંભીર દસ્તાવેજોમાં જે મજકૂર દાખલ કરવામાં આવેલો હોય તે તેના સાચાપણા વિશે જાણ્યા શિવાય અગર નક્કી કર્યા શિવાય દાખલ કરવામાં આવેલો હોય એ સંભવતું નથી.

બરકલી પીરેજના કામમાં સર. જે. મ્યાન્સફીલ્ડે કહેલું છે કે, સાધારણ હક્કો બાબત પડોશમાં સ્વભાવિક રીતે વાત થાય છે, તેમજ કુટુંબના વેહેવાર બાબત પક્ષકારોના સગાઓમાં વાત થાય છે, માટે આવી બાબત વાત ચીત કરતાં જે કાંઈ નિકળે તે સાચું છે, એમ અનુમાન થવું જોઇએ.

હિંદુસ્તાનના પુરાવ આકટની આ કલમમાં 'મજકુર' કોઈ સખસો વચ્ચે સગપણ છે તે સબંધી હોય, વિગરે એવા શબ્દો છે, તે ઉપરથી તે મજકુર તેવા સબંધ બાબત સીધી અગર આડી રીતે હોવો જોઇએ. આ નવા આકટનો હેતુ પુરાવો દાખલ કરવા અને વધારવાનો છે, માટે આ હેતુ અને ઇરાદાને અનુસરતો આવે તેવો બેશક અર્થ કરવો. વંશાવળી એ શબ્દમાં ઇંગ્રેજી લા પ્રમાણે વૈંશ અને સગપણ એ બાબતના ફકત મોઘમ સવાલોનો સમાસ થાય છે એટલુંજ નહી, પણ જન્મ, લગ્ન, મ્રત્યુ અને જે કાળે તે બીનાઓ બનેલી હોય તે કાળ, તે તમામનો સમાસ થાય છે. પરંતુ હિંદુસ્તાનના આકટ પ્રમાણે સગપણ એ શબ્દનો અર્થ એવોજ કરવો કિંવા નહી એનો વિચાર કરવાનો હમણાં જરૂર નથી. પરંતુ एल દ્રષ્ટાંત ઉપરથી એમ જણાય છે કે જે મજકૂર ખરેખરા સગપણની બાબતને સીધી રીતે લાગુ હોય તેટલા શિવાય બાકીનો બધો બાતલ કરવો એવો કાયદા કરનારનો હેતુ નથી.

ઇંગ્રેજી લા પ્રમાણે આવો પુરાવ દાખલ કરવાને એક અગત્યની હદ રાખવામાં આવી છે, પરંતુ તે હદ હિંદુસ્થાનના પુરાવના આકટમાં નથી; જે દરેક કામમાં કોઇ સખસના જન્મ, લગ્ન અગર મોતની તકરાર હોય તેમાં તે પુરાવમાં લેવામાં આવતો નથી. પરંતુ જે કામોમાં સીધી અગર બીજી રીતે સગપણનો સવાલ હોય, અને વંશાવળીના કારણસર હકીકત શાબેત કરવાની હોય તો. તે કારણસર તે પુરાવમાં લેવામાં આવે છે. પણ હિંદુસ્તાનના આકટ પ્રમાણે તો જે હકિકત લગતી હોય તે બાબતમાંજ લેવામાં આવે છે. સાક્ષિઓ હયાત હોય અને હકિકત બાબત તે જુબાની આપી શકે એવો હોય, તોપણ આ પુરાવ દાખલ કરવાને હરકત થતી નથી, તેમ આ મજકુર જે બાબતનો હોય તે બનતી વખતનો કેહેવો જોઇએ, એમ જરૂર નથી. આ બાબત લાર્ડ બ્રુંમ કેહે છે કે આવી હદ રાખવામાં આવે તો, જે કારણસર વંશાવળીની બાબત કર્ણોપકર્ણિ પુરાવ દાખલ થાય છે તે કારણનો મતલબ પાર પડે નહી.

બરકલી પીરેજના કામમાં સર. જેમ્સ. મ્યાન્સફીલ્ડે કહેલું છે કે, જો બાપે અમુક

પક્ષકારને પોતાના ઔરસ છોકરા પ્રમાણે ઉછેરયો એવું શાબેત થાય તો, તેણે તે પોતાનો ઔરસ છોકરો છે એમ હરરોજ કહ્યા બરોબર થાય છે. તેમજ એક ઓરત.પોતાના છોકરાના જન્મની વાત પોતાના ધણીથી છુપાવે, અને તે છોકરૂં તેની માના ગર્ભમાં હતું તે વખતે તેની મા સાથે જે સખસ વ્યભીચાર કરતો હોય તે સખસ તે છોકરાની પાછળથી બરદાશ કરે તો, તે હકિકતથી તે છોકરાએ તથા વંશે તે વ્યભીચાર કરનારનું નામ ધારણ કર્યું એમ થાય છે, અને ધણીના કુટંબમાં તેને ઔરસ છોકરા પ્રમાણે કદાપી કબુલ કરવામાં ના આવ્યો હોય તો, પરણેત સ્ત્રીનું ફરજંદ ઔરસ છે એવું કાયદા પ્રમાણે જે અનુમાન થાય છે તે રદ થાય એવી સદરહુ હકિકત છે. આ પુરાવ હિંદુસ્તાનમાં આ આકટની કલમ ૮, ૯ અગર ૧૧ અને ૫૦ પ્રમાણે દાખલ કરવા લાયક છે.

હિંદુઓમાં જન્મઅક્ષર જે થાય છે, તે આ રકમ પ્રમાણે પુરાવમાં લેઈ શકાય છે.

સાતમા વીકલી રીપોર્ટને પાને ૩૭૧ મે નીલમોની ચોકી વિરૂદ્ધ ઝાહીરૂનીસા ખાનમ વિગરેનો ફેંસલો છે, તેમાં ઠરાવવામાં આવેલું છે કે વીલમાં એક છોકરાની ઉમર તે વીલની મુદ્દાની બાબતસર લખેલી ના હોય તો, તે ઉમર બાબતનું લખાણ તે છોકરાની બરોબર ઉમર વિશે પુરાવ નથી, એમ ઠરાવવામાં આવેલું છે.

કબ્રસ્થાન જેવા લેખો હોય તે નકલોથી શાબેત થઈ શકે છે. કલમ ૬૫ ની રકમ **ड** જોવી. તથા કલમ ૩ માં દસ્તાવેજની વ્યાખ્યા જોવી. (ફીલ્ડસાહેબની ટીકાનું પાનું. ૧૨૯ થી તે ૧૩૫).

નાર્ટનસાહેબ પોતાની ટીકાના ૧૮૯ મે પાને કેહે છે કે વંશાવળી બાબતનો પુરાવ હમેશાં સાવધગીરીથી લેવાનો છે. સ્મીથ વિરૂદ્ધ કુપરના કામમાં સર જે. રોમીલ એમ. આરે કહેલું છે કે "એક વંશમાં એક પેઢી ધારવામાં આવે તો, હરકોઇ બે સખસો સગા છે એમ શાબેત થાય; માટે જે પેઢીથી દાવેદાર અને વશિયત કરયા વિના મરનારના સગપણનો સબંધ જોડાતો હોય, તે પેઢી સબંધી પુરાવનું બરોબર વજન કરવાને હમેશાં મુસ્કેલી પડે છે, એવું આવા મુકરદમાઓમાં હમેશાં કેહેવામાં આવે છે. વંશીવળીના મુકરદમામાં તકરાર ચાલતાની દરમિયાનમાં જે હકિકત કેહેવામાં આવેલી હોય તે પુરાવના નિયમ પ્રમાણે પુરાવમાં દાખલ થઇ શકતી નથી, વિગરે.

૭. જ્યારે કલમ ૧૩ ની રકમ **अ** માં કહેલા કાર્ય સબધી કાંઈ લેખ, મૃત્યુપત્ર કિંવા બીજો દસ્તાવેજ થયો હોય, તેમાં આ મજકુર લખેલો હોય તો તે લગતો છે. આ બાબતમાં નાર્ટનસાહેબ પોતાની ટીકાને પાને ૧૯૦ મે કેહે છે કે, આ રકમ ખાનગી તેમ જ સાર્વજનિક હક્કોને લાગુ થાય છે, અને તેવા બેઉ પ્રકારના રીવાજોને લાગુ થાય છે. જેમકે અમુક કુટુંબમાં વારસોનો ખાસ અનુક્રમ હોય. રાજા રાજકીશનસીંગ વિરૂદ્ધ રામ જોય (૧૯ સધરલાંડ દિવાની રીપોર્ટ પાનું. ૮). નકશા જે સખસોને હકિકતની માહેતી હોય તેના બનાવેલા હોય અગર ઘટતી માહેતીવાળાએ કબુલ કરવા જોઈએ.

ખાનગી હક્ક અસલના કબજાના પુરાવથી શાબેત થઈ શકે છે. માટે અસલના દસ્તાવેજો જો તેઓ સાચા હોય અને યોગ્ય કબજામાંથી આવેલા હોય તો, તે ખાનગી

હક્ક શાબેત કરવાને પુરાવમાં લેવામાં આવે છે. અસલના લેખ એ શબ્દનો અર્થ મી૦ ટેલરસાહેબ પોતાના ગ્રંથમાં કલમ ૫૯૩ માં કહે છે કે, ત્રીસ વર્ષ કરતાં વધારે મુદત ના જુના દસ્તાવેજો જરૂરીના કારણથી કાયદા પ્રમાણે ન્યાયની કોર્ટોમાં એવા દસ્તાવેજોની રૂઇએ દાવો કરતા હોય, તે સખસોના કાયદામાં તે વાંચી શકાય છે, અને તે સાથે જે સખસો સબંધ રાખતા નથી તેના વિરૂદ્ધ પણ વાંચી શકાય છે, પરંતુ તેમાં ફકત આગળ બની ગએલી હકિકતજ હોવી નહી જોઈએ, પણ માલેકપણાના કૃત્યનો ભાગ, હક્કનો અમલ, અગર તે સબંધી બીજો વેહેવાર હોવો જોઇએ. આવી જાતનો પુરાવ બેશક સંભાળથી જોવાનો છે; કેમકે તેનો અસર તે દસ્તાવેજોમાં જે અસલ પક્ષકારોનું હિત હોય અને જેના કબજામાંથી તે રજુ કરવામાં આવ્યા હોય તેમની સાથે જોડાએલા સખસોને ફાયદો કરવાનો છે; અને વળી તે દસ્તાવેજો કાંઈ શાબેત થએલા નથી, પણ કર્ણોપકર્ણિ પુરાવ જેવા છે. પણ જુઠા દસ્તાવેજો અને કપટના લેખો સામાન્ય રીતે બોલતાં ઓછા બને છે, અને જુઠા બનાવેલા દસ્તાવેજો કાંઇ અંદરના વિરૂદ્ધપણાથી તેના ખરાબપનો પુરાવ છે; માટે જેટલો ભય ધારવામાં આવે તેના કરતાં આ દસ્તાવેજો દાખલ કરવાને ઓછો ભય છે, અને વળી ઘણા કામોમાં જે પુરાવ ઘણો અગત્યનો થાય તે બાતલ કરી ગેરઈનસાફ થવા દેવો તેના કરતાં કોઈક વખત કપટ થાય તેવું જોખમ રાખવું એ વધારે સારૂં છે. સબબ આ પ્રકારના પુરાવ ઘણા વર્ષથી કેટલીક શરતોની સાથે છે.

૮. આ રકમનો મતલબ **(એન)** દ્રષ્ટાંત ઉપરથી જણાય છે. વળી તેડયુબોસ્ટ વિ. બેરેસફોર્ડ (૨ કયામ્પ. ૫૧૨) ના મુકરદમા ઉપરથી પણ જણાય છે. તે કામમાં એક તસ્બીરનો નાશ કરયા બાબત દાવો કરવામાં આવ્યો હતો, અને તેમાં તે તસ્બીરથી મનમાં થએલો અસર પ્રતીવાદીઓ તરફથી શાહેદીઓએ સોગન ઉપર જુબાની આપી તથા બીજા તમાસગીરોએ મજકુર કહેલો કે જેઓને સાક્ષીમાં બોલાવવામાં આવ્યા ન્હોતા તેમના કહેલા મજકુરથી શાબેત કરવામાં આવ્યો હતો. વાદી એક ચીતારો હતો, તેણે પ્રતીવાદી અને તેની ઓરતનું ચીત્ર કાહાડેલું હતું. પ્રતીવાદી ઘણો સાદો માણસ હતો, અને ઓરત ઘણી ખુબસુરત હતી. કાંઈક ગેરસમજુતી થવાથી પ્રતીવાદીએ તે તસ્બીર લેવાની ના પાડી; તે ઉપરથી વાદીએ "ખુબસુરતી અને જાનવર" એ નામથી તે તસ્બીર જાહેરાંતમાં મુકી. તેથી પ્રતીવાદીએ તે તસ્બીરના કડકે કડકા કરી નાંખ્યા, અને તેથી નુકશાની લેવાને દાવો કરવામાં આવ્યો. પ્રતીવાદી તરફથી એવો જવાબ આપવામાં આવ્યો કે આ તસ્બીર ખોટી હતી, અને તેથી મને જાહેરાંત મશ્કરી થાય એવું હતું, માટે મેં તેનો નાશ કરયો છે, તે વ્યાજબી છે. આ વાત શાબેત કરવાને સાક્ષિઓને બોલાવવામાં આવ્યા, તેમણે પોતાનાં દીલ ઉપર તે તસ્બીર જોવાથી જે અસર થએલો તે સોગન ઉપર કહ્યો, એટલે કે પ્રતીવાદી તથા તેની ઓરતનો દેખાવ બતાવવાનો તેનો ઇરાદો હતો, અને બીજા તમાસગીરોએ તે કબુલ કર્યું હતું. આ પુરાવ દાખલ કરવામાં આવ્યો. સાક્ષિઓએ પોતાની સમજ વિશે જે હકિકત કહી તે અસલ પુરાવ તરીકે છે, પરંતુ પાસે ઉભા રેહેનારાઓ જે કેહેતા હતા તે બાબત

તેમણે જે કહેલું છે તે કર્ણોપકર્ણિ છે, તોપણ તે લગતો પુરાવ છે. એમ સમજી તે પુરાવમાં લેઈ શકાય છે.

આ રકમ એક સખસના મનમાં કેવું લાગે છે તે બતાવવા બાબતની નથી, પરંતુ એક ટોળામાં અવાજ અગર કેટલાક લોકોનું બોલવું શું છે તે બતાવવા બાબતની છે. તે પુરાવ તમામ સખસો જે ટોળામાં હોય તેમને હાજર કરાવી શકાય નહી તે કારણ સર દાખલ કરવામાં આવે છે. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૧૯૨, ૧૯૩).

**ફેંસલા**—મીરાસદાર પાસે સનદ હતી, પણ તે તેમણે ખોએલી હોય અગર કોઇ વખત પણ તે હોયજ નહી તો, તે પોતાનો હક્ક બીજા પુરાવથી શાબેત કરી શકે છે, અને તેમાં લાંબી મુદતનો કબજો એ મજબુત પુરાવ છે. મીરાસી પટો શાબેત કરવાને સનદ અવશ્ય કરીને હોવાની જરૂર છે, એમ નથી. મીરાસી હક્ક અગર હમેશનો પટો જેમ બીજી હકીકતથી શાબેત થઈ શકે છે, તેમ જુદી જુદી રીતથી શાબેત થઇ શકે છે. ઇં. લા. રી. મુ. વા. ૩. પાનું ૬૪૦

તોહમતવાળાની રૂબરૂમાં મરનાર સખસના મરણ વખતની કહેલી હકીકત લખી લેવી જોઈએ. માટે જો તે હકીકત તોહમતવાળાની રૂબરૂમાં લખવામાં આવી ના હોય તે જે હકીકત કેહેવામાં આવી હોય તે પુરાવમાં દાખલ થઇ શકતી નથી. જે સખસોએ તે હકીકત કેહેતાં સાંભળી હોય તેમનાથી તે શાબેત થઇ શકે છે, અને તે લખેલી હકીકતનો સાક્ષીની યાદદાસ્ત તાજી કરવાને ઉપયોગ થઇ શકે છે. ઇં. લા. રી. કલકત્તા વા. ૮ પાનું ૨૧૧

સ્થાવર મીલકતનો કબજો લેવાના દાવામાં વાદીને તેની માએ જન્મક્ષર આપેલા, અને જે તેના કુટુંબના માણસોએ જોએલા અને તેના લગનની વખતે ઉપયોગમાં લીધેલા તે જન્મક્ષર વાદીએ પુરાવમાં ગુજારવા માંડયા, પણ તે જન્મક્ષરમાં તેનું નામ હતું તે જન્મક્ષર અગર તે ઉપરનો શેરો કોણે લખેલો તે વાદી કહી શકયો નહી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ ૩૨ મી પ્રમાણે તે જન્મક્ષર પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ઇં. લા. રી. કલકતા વા. ૯ પાનું ૬૧૩

સન ૧૮૪૭ માં એક હિંદુ વિધવા **अ** એ **ब** ના લાભમાં વારસપત્ર કર્યું, તે નીચે પ્રમાણે હતું. "મારો ધણી ગુજરી ગયો છે, અમારે કાંઈ ફરજંદ નથી, અને તમે મારા ધણીના પીત્રાઈ ભાઇના દીકરા છો, માટે આ બાબતનો વિચાર કરી મારા ધણીએ પોતાના મરણ વખત એવી મરજી બતાવી છે કે, બનારસમાં જે મકાન છે તે સિવાય, પુનામાંના તમામ મકાનો અને દુકાનો તમને આપવી જોઇએ, અને પુના સબંધી જે નાણા વ્યવહાર છે તે તમામના તમને માલિક કરવા જોઇએ, સબબ તેની આજ્ઞાને માન્ય કરી આ વારસપત્ર તમને લખી આપું છું, અને તમામ સદરહુ મીલકતના અમારા દીકરા પ્રમાણે તમને માલેક કરૂછું, માટે સુખેથી તમારા નામથી તે મીલકત ભોગવો." આ વારસપત્રની રૂઇએ **ब** એ તેમાં બતાવેલી મીલકતનો કબજો લીધો અને પોતાની હયાતીમાં ભોગવી. તેના મરણ પછી તેના સગીર દીકરા **क** ની તરફથી તેના ગુમાસ્તાએ તે મીલકતનો વહિવટ કરયો. સન ૧૮૮૧ માં **क** એ એક મકાન અને એક બાગ જે વારસ પત્રમાં

આપેલી મીલકત પઈકીનાં છે તે છોડાવવાને દાવો કરયો. તે મીલકત સન ૧૮૩૧ માં अ ના ધણીએ ગીરો આપેલી હતી. આ દાવાના જવાબમાં એક એવો જવાબ આપ્યો હતો કે, क અસલ ગીરોઆપનારનો વારસ નથી, તેમ क નો બાપ પણ વારસ નહી હતો, માટે તકરારી મીલકત क ગીરોથી છોડાવી શકતો નથી. તપાસમાં क એ તે હકની પુશ્ટીમાં સન ૧૮૪૭ નું વારસપત્ર રજુ કર્યું, એવું કહીને કે મારી ન્હાની ઉમરમાં મારા બાપનો ઘરડો ગુમાસ્તો મારો વહિવટ સંભાળતો હતો, તેના કાગળોમાંથી મને તે જડેલું છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે अ ના ધણીએ ब ના લાભમાં મુખ્યત્યાનીનું વુઈલ કરેલું તે બાબતમાં સન ૧૮૪૭ નું વારસપત્ર પુરાવ છે. માટે જે કામોને હિંદુ વુઇલઆકટ સન ૧૮૭૦ નો ૨૧ મો લાગુ થાય છે, તે શિવાયના કામોને હિંદુએ આવું કરી આપેલું વીલ હોય તો તેનો તમામ અમલ થઇ શકે છે. વળી ઠરાવવામાં આવ્યું કે આ કલમ ની રકમ ૩ પ્રમાણે તે વારસપત્ર પુરાવમાં દાખલ કરવા લાયક છે, કેમકે अ એ તેણીના માલકીના હક વિરૂદ્ધ જે ઠરાવ કરેલો તે વિશે સ્પષ્ટ દેખીતું છે, કારણ કે તે વારસપત્રથી તે માલકત ઉપર તેણીનો વિધવા તરીકેનો જે હક હતો તેમાંથી તે બાતલ થએલી છે. અને સન ૧૮૪૭. પછી તે હયાત હતી તે વિષે કાંઇ પુરાવ નથી, માટે સન ૧૮૮૧ માં તે દાવો દાખલ કરવામાં આવ્યો તે વખતે તે મરણ પામેલી હતી, એવું અનુમાન થવુંજ જોઇએ. જુના દસ્તાવેજો ઉપર કેટલે દરજે વજન રાખવું તેનો આધાર મુખ્યત્વે કરીને વ્યવહાર અગર તકરારી બાબતની સ્થીતીની શાબેતી ઉપર છે, અગર યોગ્ય રીતે અગર સ્વભાવીક રીતે જે બાબતનો સબંધ હોય તે ઉપર છે. (ઇ. લા. રી. મુ. વા. ૧૧ પાનું. ૮૯)

એક વેચાણખત પુરાવમાં આપવા માંડેલું તે ઉપર તે વેચાણ કરી આપનાર ग નું નીશાન હતું, અને ચાર શાક્ષીઓની શાક્ષી હતી, તોપણ ग એ તે દસ્તાવેજ લખી આપ્યાની વાત ઇનકાર કરી અને કહ્યું કે તે નીશાન મ્હારૂં નથી. તમામ શાખો કરનાર શાક્ષીઓ મરી ગએલા હતા, તેથી તે સાક્ષીઓમાંના એક શાક્ષીના હરફ ઓળખવાને એક શાક્ષીને બોલાવવામાં આવ્યો. તેણે સોગન ઉપર કહ્યું કે તે શાક્ષીની શાખવાળી સહી ખરી છે, તેમાં ઠરાવવામાં આવ્યું કે વાઇટલાક વિ. મસગ્રેવના કામના ઠરાવના આધારે પ્રમાણે તે દસ્તાવેજ પુરાવમાં દાખલ કરવા લાયક છે. માટે ग એ તે લખી આપેલું છે, એમ પુક્ત રીતે શાબેત થાય છે. (ઇ. લા. રી. મુ. વા. ૧૧ પાનું. ૬૯૦)

પેટા રકમ ૫ નીચે—સગપણ હોવાના સવાલ બાબત અસલકોર્ટે કરેલો ફેંસલો નીચેની અપીલકોર્ટે ફેરાવ્યો. તે અપીલકોર્ટનો ફેંસલો સેટલમેન્ટના કામમાં એક સખસે હકીકત કહેલી અને જેને તે કુટુંબના અંગભુતોએ તેમાં મુખત્યાર નીમેલો તેણે કહેલી, તે લખી લેવામાં આવી હતી. તે ઉપર મુખ્યત્વે કરીને આધાર રાખી કરવામાં આવેલો છે. તે સખસ પછી મરણ પામેલો છે. આ ફેંસલો બીજી અપીલમાં ફેરાવવામાં આવ્યો, એવા કારણથી કે તે કહેલી હકીકત પુરાવમાં દાખલ કરવા લાયક નથી, કારણ કે આ રકમ ના હેતુ પ્રમાણે તે સવાલ બાબત તે સખસને માહીત હોવાનું ખાસ સાધન નહી હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે હકીકત પુરાવમાં દાખલ થઈ શકતી નથી, કારણ કે તેની

માહીતી તેને મુખત્યાર તરીકે જે હકીકત કેહેવામાં આવેલી તે ઉપરથી હતી, અને તે કાંઈ તે કુટુંબનો અંગભુત નહી હતો, તેમ તે કુટુંબ સાથે સાંકડા સબંધવાળો નહી હતો, અને તે વિષે જાણવાને તેને કાંઈ ખાસ સાધન પણ નહી હતું, માટે વળી ઠરાવવામાં આવ્યું કે બીજી અપીલકોર્ટે તે સખસને માહીતીનું બીજું સાધન હતું કિંવા નહી તે વિષે પુરાવ લેવાને કામ પાછું મોકલવાની ના પાડવામાં આવી છે, તે બરોબર છે. (ઈં. લા. રી. ક. વા. ૧૨ પાનું. ૨૧૯)

એક પ્રામાસરી નોટની રૂઇએ દાવો કરવામાં આવેલો, તેમાં પ્રતીવાદીની તકરાર ન્હાની વયની હતી. પ્રતીવાદીના બાપે (જે દાવાનું કામ ચાલતા પેહેલાં મરી ગએલો છે) એક શાક્ષીને પોતાના દીકરાની ઉમર વિષે કહેલું, તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીના જુવાબની પુસ્ટીમાં પ્રતીવાદીની વય બાબત તેના બાપનું સદરહુ કેહેવું છે, તે પુરાવમાં દાખલ કરવા લાયક નથી. (ઈં. લા. રી. ક. વા. ૧૩ પાનું. ૪૨)

સામાવાળાઓએ જે પેઢીનામું બતાવેલું તે પેઢીનામું કજીયો ચાલતાની દરમિયાનમાં હિતવાળા પક્ષકારોએ ઇનકાર કરેલું, તે ઇનકારીઅંત બાબતમાં તે પક્ષકારોએ કહેલી હકીકતને આ કલમની રકમ ૫ મી લાગુ થતી નથી. (ઈં. લા. રી. અ. વા. ૯ પાનું ૪૬૭)

## કલમ ૩૩ મી.

પેસ્તરના ઈનસાફી કામમાંનો પુરાવો ક્યારે લગતો હોય.

**૩૩. એકાદ ઈનસાફી કામમાં, કિંવા જે સખસને પુરાવો લેવાનો કાયદા પ્રમાણે અધિકાર હોય તે સખસની રૂબરૂ, કોઈ શાહેદે શાહેદી આપી હોય, તે શાહેદીમાં લખેલી હકિકત ખરી છે કે કેમ, તે વાત પાછળથી બીજું કાઇ ઈનસાફી કામ ચાલ્યું હોય તેમાં કિંવા સદરહુ પ્રથમ ચાલેલા કામના પાછલ્યા ભાગમાં શાબેત કરવાને સારૂ સદરહુ પ્રથમ આપેલી શાહેદી લગતી છે; તે એવે પ્રસંગે કે જ્યારે શાહેદ મજકુર મરણ પામ્યો હોય, કિંવા મળી નહી શકતો હોય, કિંવા શાહેદી આપવાને અશક્ત હોય, કિંવા સામા પક્ષકારે તેને દુર રાખ્યો હોય, કિંવા ઘણો વખત લાગ્યા શિવાય કિંવા ઘણો ખરચ કર્યા શિવાય તે સખસને હાજર કરી શકાતો નહી હોય, અને મુકદમાની કેફીયત ઉપરથી તેમ કરવું કોર્ટને વ્યાજબી દેખાતું ન હોય, ત્યારે.**

**પરંતુ કામ મજકુર તેજ પક્ષકારો કિંવા હક્ક સબંધીના તેમના પ્રતિનિધીઓ વચ્ચે ચાલેલું હોવું જોઇએ;**

**તથા ઉલટ તપાસણી કરવાનો હક્ક તથા સંધી પ્રથમના કામમાં સામા પક્ષકારને મળેલાં હોવાં જોઇએ.**

**તથા પ્રથમના કામમાં તથા પાછલ્યા બીજા કામમાં તકરારી મુદ્દા મુખ્ય વાતે એકજ હોવા જોઇએ.**

**ખુલાસો.—ફોજદારી કામની તજવીજ કિંવા ચોકશી એ ફરીયાદી તથા તોહુમતવાળા વચેનું કામ છે, એવો આ કલમનો અર્થ છે એમ સમજવું.**

**ટીકા**—આ કલમ નીચે પ્રમાણેની શરતોને લગતી છે.

( ૧ ) આ કલમ પ્રમાણે એકલા જુડીશીયલ કામમાંજ શાક્ષી આપવી જોઇએ, એમ નથી. આ કલમમાં કહેલા કાંઈ પણ કારણથી હરકત આવતી ના હોય તો, માજીસ્ત્રેટે પોતાના મુલકી અખત્યારથી લીધેલી જુબાની પણ કામ આવે છે.

કીયા કીયા સખસોને કાયદા પ્રમાણે પુરાવો લેવાનો અધિકાર છે તે વિશે આગળ કલમ ૩ માં 'કોર્ટ' ની વાખ્યા ઉપરની ટીકા જોવી. જોકે પંચને કોર્ટમાં ગણેલ નથી, તોપણ તેમને કાયદા પ્રમાણે પુરાવો લેવાનો અધિકાર છે, માટે તેમની આગળ ચાલેલ કામમાં લેવાએલી જુબાની આ કલમની બીજી શરતો પુરી પાડતી હોય તો, બીજા કામ માં પુરાવામાં લેવાય છે.

મી૦ ફીલ્ડસાહેબ કેહે છે કે 'જે માજીસ્ત્રેટ અથવા જડજ કાંઈ અખત્યાર બાહારનું કામ કરે તેમાં જે પુરાવ લે તે લેવા કાયદેસર રીતે તેમને અધિકાર છે, એમ કેહેવાશે નહી." આનું પરીણામ એ છે કે જેજે સખસોને કાયદા પ્રમાણે અધિકાર છે તે અધિકાર પોતાના અધિકારના કામમાં વાપરવો જોઇએ, માટે તે અધિકારની અંદર રહીને પુરાવો લીધો હોય તે પુરાવને માટે આ કલમ છે.

( ૨ ) કાયદા પ્રમાણે હરેક શાક્ષીને સોગન ઉપર તપાસવા જોઈએ, માટે તે શાક્ષી સોગન ઉપર તપાસવામાં આવ્યો હતો કે નહી તે શાબેત થવું જોઈએ.

આ કલમ પ્રમાણે જ્યારે કોઈ પણ જુડીશીયલ કામમાં અથવા અખત્યારવાળા અધિકારી પાસે લીધેલી જુબાની પાછળના કામમાં કામ આવે છે, ત્યારે એમ બંધન નથી રાખ્યું કે જુબાની લખેલી જોઈએ, કે જેથી તેનું રેકર્ડ પછવાડેના કામમાં રજુ થઈ શકે.

મી૦ નાર્ટનસાહેબ કેહે છે કે આવી જુબાની શાબીત કરવાની એક રીત એ છે કે, એ જુબાનીની જડજે લીધેલી નોટ રજુ કરવી. અથવા એ જુબાની આપતી વખત જે હાજર હોય અને સાંભળી હોય તેની સોગન ઉપર શાક્ષી લેવી. મોઢાની જુબાની લખેલી જુબાનીની માફકજ દાખલ થઇ શકે છે; પણ તે ઘણી ટીકાને પાત્ર છે, કારણ કે યાદગીરી હમેશાં દગલબાજ છે, પણ જે વાત લખેલી હોય છે તે કાયમ રેહે છે.

( ૩ ) નવા જુડીશીયલ કામમાં કિંવા આગલું કામ જારી હોય તેના પાછલા ભાગમાં, જેમકે એક માજીસ્ત્રેટે પ્રથમ ચોકસી કરી હોય અને પછી ઇનસાફ કરતા હોય તો, ચોકસી કરતી વખત લીધેલી જુબાની ઈનસાફ કરતી વખત કામ આવે. તેનજ માજીસ્ત્રેટે લીધેલી જુબાની એજ કામ કમીટ થયા પછી સેશનકોર્ટ અથવા હાઇકોર્ટ આગળ કામ આવે.

( ૪ ) તેનો તેજ પક્ષકાર એટલે હિતમાં તેના તેજ જોઇએ. માત્ર નામના તેના તેજ નહી. પાછલા કામમાં તે પક્ષકાર એકજ તરફેણના જોઇએ એમ કાંઈ જરૂર નથી. આગલા કામમાં વાદી હોય ને પાછલા કામમાં પ્રતીવાદી હોય તો ચાલે. એક કામમાં ઘણા

પક્ષકાર હોય અને બીજા કામમાં તેમ ન પણ હોય.

(૫) આગલ્યા કામમાં સામા પક્ષકારને ઉલટ તપાસનો હક્ક હતો, અને તેમ કરવાને જોગવઈ મળી હતી, એવી બંને બાબત હોવી જોઈએ, પણ એવી કાંઈ જરૂર રાખી નથી કે તે હકક તેણે ભોગવ્યો હોય કિંવા તે તકનો તેણે લાભ લીધો હોય.

(૬) જમીન બાબતની તકરારમાં કાંઇ હકીકત પ્રત્યક્ષ રીતે આવતી હોય તો, તેનો પુરાવો તેજ પક્ષકાર અથવા તેમના હિતવાળા પ્રતીનીધી વચ્ચે બીજી જમીન સબંધી તકરારમાં તેજ મુદ્દો શાબીત કરવામાં લગતો છે.

આ કલમ જે સાક્ષી ગેરહાજર હોય તેને લાગુ થાય છે. જ્યારે સાહેદી હાજર હોય ત્યારે તેણે જે આગળના ઈનસાફી કામમાં શાહેદી આપેલી હોય તે આ આકટની કલમ ૧૫૫ ની રકમ ૩ અને કલમ ૧૫૭ પ્રમાણે તેની શાહેદીને પ્રત્યંતરી પુરાવ તરીકે અગર ઉલટાવવાને પુરાવ થાય છે, પરંતુ જો તે શાહેદી હાલના કામમાં પક્ષકાર હોય તો, તેની પ્રથમના કામમાં આપેલી જુબાની તેના વિરૂદ્ધ કબુલત તરીકે થાય છે. પ્રથમનું કામ ન્યાયની રૂઇનું હોવું જોઈએ. ઇનસાફી કામ એ શબ્દનો અર્થ ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪ માં બતાવેલો છે, તે ઘણો બોહોળો છે, ચાલુ કામમાં જે હકિકત "આફીડેવીટ" ઉપર કેહેવામાં આવે તે ઈનસાફી કામમાં કહી થાય છે. આ કલમનો ઠરાવ ઇંગ્રેજી "લા" ના ઠરાવ જેવો સકત ઠરાવ નથી.

મી० ટેલરસાહેબપોતાના ગ્રંથની કલમ ૪૪૨ માં કેહે છે કે યોગ્ય તત્પરતાથી શાહેદીનો શોધ કરયા છતાં શાહેદી મળતો નથી એટલા કારણથી ફોજદારી કામમાં તે સાહેદીએ પ્રથમના કામમાં જે હકિકત કહેલી હોય તે પુરાવમાં લેઈ શકાતી નથી; તેમ તે શાહેદી પરરાજ્યનો હોય અને ઈનસાફને હરકત થાય તે હેતુથી તે જગો છોડી ગએલો નથી, પણ સ્વભાવિક રીતે ગએલો છે એમ બતાવવામાં આવે, તોપણ તેની પ્રથમના કામમાં આપેલી જુબાની પુરાવમાં દાખલ થઈ શકતી નથી.

તેના તેજ પક્ષકારો એટલે હાલના ચાલુ કામમાં જે રૂપમાં હોય, જેમકે એક પક્ષકાર વાદી હોય અને બીજો પ્રતીવાદી હોય તેમ પ્રથમના ઈનસાફી કામમાં પણ તે એક પક્ષકાર વાદી અને બીજો પ્રતીવાદી હોવો જોઇએ, એમ જરૂર નથી. પરંતુ આગળના મુકરદમામાં તેમનું જે હિત હોય તેનું તે હાલના ચાલુ મુકરદમામાં હોવું જોઈએ. તેમજ આગળના કામમાં એક કરતાં વધારે સખસોએ એક સખસ ઉપર દાવો કરયો હોય, અને હાલ તે પ્રથમના કામનો પ્રતીવાદી તે કામના એકાદા વાદી ઉપર દાવો કરે તો, તે પ્રથમના કામમાં આપેલો પુરાવ આ કામમાં પુરાવ થાય છે, પણ તે બેઉ કામની બાબત વાસ્તવિક રીતે એક જ હોવી જોઇએ. ( કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૫૨ )

મી० ટેલરે પોતાના ગ્રંથની કલમ ૪૭૩ મીમાં કહેલું છે કે આગળના કામમાં અને હાલના કામમાં "ઈસ્યુ" ની બાબત સરખી હોય, પણ એવી જુદી હોય કે જેથી પક્ષકારની વચમાં હાલના કામમાં જે બાબત હોય તે બાબત સંપુર્ણ રીતે આડાઅવળા સ્વાલ કરવાની પ્રથમના કામમાં જરૂર હતી, નહી તો પછી તે પ્રથમના કામમાં આપેલી જુબાની હાલના કામમાં રજુ કરવામાં આવે તો, તે પુરાવમાં લેઈ શકાતી નથી.

ક્રિમીનલ પ્રોસીજરકોડની કલમ ૮૮ પ્રમાણે કમીટ કરનાર માજીસ્ટ્રેટની રૂબરૂ જે શાહેદી લેવામાં આવેલા હોય છે તેમની જુબાનીઓ સેશનકોર્ટમાં પુરાવમાં લેઈ શકાય છે, તેમજ તે કાયદાની કલમ ૫૦૯ પ્રમાણે જે ડાકટરની જુબાની લેવામાં આવેલી હોય તે હરકોઈ તપાસમાં પુરાવમાં લેવામાં આવે છે. અને કોર્ટને યોગ્ય કારણ હોય તો તે શાહેદી ઉપર સમન્સ કરી તપાશી પણ શકે છે. વળી તેજ કાયદાની કલમ ૫૧૦ મુજબ કેમીકલ અનાલાઈઝર વિગરેનો સરકાર ઉપરનો રીપોર્ટ હોય છે તો, તે પણ પુરાવમાં લેઇ શકાય છે. દિવાની કામ ચલાવવાની રીતીના કાયદા ( સન ૧૮૮૨ ના આકટ ૧૪ મા ) ની કલમ ૩૮૬ –૧૭૬ પ્રમાણે દુરના સબબથી અગર તેજ કાયદાની કલમ ૬૪૦ પ્રમાણે તથા દેશની રીતભાત પ્રમાણે જે સ્ત્રીઓ કોર્ટમાં હાજર થઈ શકતી ના હોય તથા જેમને કોર્ટમાં હાજર નહી થવાને માફી આપવામાં આવી હોય, તેવા સખસો ગેરહાજર હોય તો, તેમની જુબાનીઓ પણ પુરાવમાં લેઈ શકાય છે. તેમજ પરરાજ્યમાં જ્યારે શાહેદ રેહેતો હોય ત્યારે સદરહુ કાયદાની કલમ ૩૮૭ પ્રમાણે કમિશનથી શાહેદી લેઈ શકાય છે, અને તે પુરાવમાં દાખલ થઇ શકે છે. અને તેજ કાયદાની કલમ ૩૮૩ પ્રમાણે સ્થાનિક તપાસ બાબતનો રીપોર્ટ હોય તો તે પણ પુરાવમાં લેઇ શકાય છે. વળી તે કાયદાની કલમ ૩૯૫ પ્રમાણે હિસાબ તપાશી તેના પરીણામનો રીપોર્ટ કરવામાં આવેલો હોય, તે પણ પુરાવમાં લેઈ શકાય છે.

તેમજ સન ૧૮૮૨ ના આકટ ૧૦ મા ( ક્રિમિનલ પ્રોસીજરકોડ ) ની કલમ ૫૦૩ મી પ્રમાણે કમિશનથી શાહેદી લેવામાં આવે, તે પણ પુરાવમાં દાખલ થઇ શકે છે. ( ફીલ્ડ-સાહેબની ટીકાનું પાનું. ૧૪૪ )

શાહેદી મળી શકતો ના હોય તે બાબત ૧ લા જેમ્સના રાજ્યની વખત એક કામમાં ઠરાવવામાં આવેલું હતું કે, જો શાક્ષિ હયાત હોય પણ જાણે મરી ગયો હોય તેમ મળી શકતો ના હોય તો, તેની જુબાની તેના તેજ પક્ષકારો વચ્ચે પુરાવ તરીકે વાંચી શકાય છે, પણ જે પક્ષકાર તે જુબાની પુરાવમાં આપવા માગતો હોય તેણે સોગન ઉપર એમ કેહેવું જોઇએ કે હું તેને જોઈ શકતો નથી, અને તે કયાંહાં છે તે મારા સાંભળવામાં પણ આવી શકતું નથી. માટે દસ્તાવેજ ઉપર શાહેદી કરનાર શાક્ષિની સહી શાબેત કરવાની હોય તો, આટલી તપ્તરતાથી શોધ કરવો જોઇએ. જે શાહેદી મળી શકતો ના હોય તેની આપેલી જુબાની ઇંગ્રેજી " લા " પ્રમાણે દિવાની અને ફોજદારી કામમાં દાખલ કરવા બાબતમાં ભેદ છે, પણ તે ભેદ આ કલમમાં કબુલ કરવામાં નહી આવતાં ફોજદારી તથા દિવાની કામને એકસરખી રીતે લાગુ કરવામાં આવે છે. લાર્ડ મોર્લિનો મુકરદમો ( હાવલ્સ સ્ટેટ ટરેલ્સ. પાનું ૭૭૧. )

શાહેદી જુબાની આપ્યા પછી ગાંડો થાય તો તે મરણ પામ્યા જેવો છે, સબબ તેની જુબાની પુરાવમાં લેઈ શકાય છે. કોઇ સખસ શરીરે એવી રીતે માંદો હોય કે તે હવે પછી કોઈ પ્રસંગે કોર્ટમાં હાજર થઇ શકે તેવી આશા ના હોય તો, ફોજદારી કામમાં વ્યાજબીરાહે તેની જુબાની પુરાવમાં લેઈ શકાય છે. તેમજ કોઈ માણસ કાયમ ખાટલે વશ થએલો હોય તો તેની જુબાની પણ લેઈ શકાય છે, પરંતુ થોડી મુદતની ઘણી માંદગી

હોય તો, તેથી મુકરદમાની તપાસ બંધ રાખવાનું કારણ થાય છે, ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૧૯૫ અને ૧૯૬ )

એકસ્ટ્રાડીશન આકટ પ્રમાણે પરાજ્યમાં સોગન ઉપર લેવાયલી જુબાનીઓ પુરાવમાં લેઈ શકાય છે. પણ તે ઉપર અમલદારની સહી જોઇએ.

સિવાય નીચે કહેલા પ્રસંગે એક ઠેકાણે લેવાએલી જુબાની બીજે ઠેકાણે કામ લાગે છે.

ત્રીજા જોર્જના ૧૩ મા વર્ષના બાબ ૬૩ મુજબ હીંદુસ્તાનમાં કરેલા કોઈ પણ ગુન્હા માટે કોઈ પણ ગવરનર જનરલ, ગવરનર, ચીફ્જસ્ટીસ, જડજ અથવા હિંદુસ્તાન માંહેના રાજદ્વારી અથવા લસ્કરી નોકરોમાંના કોઈ પણ નોકરનો કવીન્સબેંચ નામની કોર્ટ અગળ ઈનસાફ થઈ શકે છે. તે પ્રસંગે તે કોર્ટ હીંદુસ્તાનની હાઈકોર્ટના વડા (ચીફ્જસ્ટીસ) અને બીજા ન્યાયાધીશો ઉપર સાક્ષીઓને તપાસવા તથા તોહમતવાળી બાબતને લગતા બીજા પુરાવા લેવાને માટે **मेंडेमस** જાતનો હુકમ કાઢે છે. આ હુકમને અનુસરીને સાક્ષીઓને ખુલી કોર્ટમાં તપાસવા અને તેમની જુબાનીઓ લખી લેવા ઠરાવ છે. તે જુબાનીઓ બંધ કરી બે અથવા વધારે જડજોના સીક્કા કરી સદરહુ કોર્ટને મોકલી દેવામાં આવે છે. આ પુરાવાનું પાકીટ સદરહુ કોર્ટને પોહોચાડવા પક્ષકારનો મુખત્યાર લઈ શકે, અને તેણે સદરહુ કોર્ટના કોઈ કારકુનને એ પાકીટ આપી સોગંદ લેવા કે એ પાકીટ હિંદુસ્તાન મધે એક અથવા વધારે જડજોના હાથથી મળ્યું છે, અને મળ્યા પછી ખોલ્યું કે બદલાયું નથી ( કલમ ૩૯ ). આ પ્રમાણે લીધેલી જુબાનીઓ કામમાં દાખલ કરવી અને વાંચી સંભળાવ્યા અને પછી ગમે તેવો ધારો અથવા રીવાજ તેથી ઉલટો હોય તોપણ આ શાહેદોને જાણે કે સદરહુ કવીન્સબેંચ કોર્ટ આગળજ સોગંદ ઉપર તપાસ્યો હોયની, એવી રીતે એ જુબાનીઓ ગણવી. ( કલમ ૪૦ ).

જો તોહમત ચીફ્જસ્ટીસ અથવા કોઈ જડજ ઉપર હોય તો, સદરહુ **मेंडेमस** ગવરનર જનરલ ઉપર મોકલવો. ( કલમ ૪૧. )

સદરહુ બાબની કલમ ૪૨ મુજબ હિંદુસ્તાનમાં કરેલા ગુન્હાને લગતા 'પાર્લામેંટ' માં ચાલતા સર્વ કામમાં લાર્ડ હાઈચેન્સલરે અથવા અમીરોની સભાના અને તેમજ આમની સભાના સ્પીકરે ઉપર કહેલી રીત મુજબ સાક્ષી લેવાનું વારંટ કાહાડવું મુનાસબ છે. આ પ્રમાણે લેવાએલી જુબાની યોગ્ય પુરાવ તરીકે કામ લાગે છે.

કલમ ૪૪ મુજબ જે દિવાની કામોમાં દાવાનું કારણ હિંદુસ્તાનમાં ઉત્પન થયું હોય, તેવા દાવામાં વેસ્ટમીનીસ્ટરની કોર્ટો સદરહુ જાતના **मेंडेमस** હુકમો કાઢી શકે છે.

કલમ ૪૫ ઉપરના પ્રસંગે એક એવી શરત મુકે છે કે પાર્લામેંટમાં ચલાવવામાં આવે, તે સિવાયના બીજા ખુનના કામમાં ઉપર મુજબ લીધેલી જુબાનીઓ પુરાવમાં આપવા છુટ નથી.

વળી ત્રીજા જાર્જના ૨૧ મા વર્ષના બાબ ૭૦ માની કલમ ૫ વડે ઉપરના નિયમો કોઈ માણસ ગવરનર જનરલ ઉપર કાંઈ જુલમ અથવા ઈજાની હાઈકોર્ટ રૂબરૂ ફરીયાદ કરે, અને ગ્રેટબ્રીટનની યોગ્ય હકુમતવાળી કોર્ટમાં તે તારીખથી બે વર્ષની અંદર તેમના ઉપર કામ ચલાવવાનો મુચરકો લખી દાખલ કરે, તેવા પ્રસંગને લાગુ પાડવામાં આવ્યા છે.

તેમજ બ્રીટીશ રૈયત હિંદુસ્તાનમાં કોઇ પણ જાતની કામગરી ઉપર રહીને કરેલા ગુન્હાનો સ્પેશીઅલ કમીસ્નરો પાસે એજ રાજાના ૨૪ મા વર્ષના બાબ ૨૫ મુજબ કામ ચાલે છે, તેવી બાબતને પણ સદરહુ પ્રકારના નિયમો તે બાબની અંદર દાખલ કર્યા છે.

એજ રાજાના ૪૨ મા વર્ષના બાબ ૮૫ મા મુજબ સરકારી નોકરોએ બીજા દેશોમાં કરેલા ગુન્હા માટે ગ્રેટબ્રીટનમાં ઇનસાફ થઈ શીક્ષા થાય છે, ત્યારે કવીન્સબેંચ કોર્ટ બીજા દેશમાં જુબાની લેવાના **मेंडेमस** જાતના હુકમો કાઢી શકે છે.

ચોથા જાર્જના પેહેલા વર્ષના બાબ ૧૦૧ પ્રમાણે તલાકના કામમાં પાર્લામેંટની આમની અથવા અમીરોની સભાના સ્પીકર હાઈકોર્ટના જડજો ઉપર સાક્ષીઓની તપાસણીને માટે વારંટ કાઢે છે.

રાણીસાહેબના રાજ્યના વર્ષ ૬–૭ માના બાબ ૯૮ ઉપર નિયમો, ગ્રેટબ્રીટન અને આયરલાંડના સંયુક્ત રાજ્યની બાહાર તે ધારા વિરૂદ્ધ ગુલામગીરીના ધંધા સબંધી કરેલા ગુન્હાના તોહમતને માટે કુવીન્સબેંચ કોર્ટમાં જે જે કામ ચાલે, તે સઘળા કામોને ત્રીજા જયોર્જ રાજાના વર્ષ ૧૩ ના બાબ ૬૩ ના ઉપર બતાવેલા નિયમો લાગુ કર્યા છે.

રાણીસાહેબના વર્ષ ૧૯ તથા ૨૦ ના બાબ ૧૧૩ મુજબ એમ ઠરાવ છે કે કોઇ દિવાની અથવા વેહેપાર સબંધી તકરાર પરરાજ્યની યોગ્ય હકુમતવાળી કોર્ટ આગળ ચાલતી હોય, તે તકરારના કામમાં મહારાણી સાહેબના રાજ્ય, થાણા કે કબજાના બીજા કોઈ મુલકો માંહેની હરકોઈ સુપ્રીમ (હાલ હાઈ) કોર્ટ અને વીલાયતમાં વેસ્ટમીનીસ્ટર અને આયરલાંડમાં ડબ્લીનની કોમન લૉ કોર્ટો અને સ્કોટલાંડની સેશનકોર્ટની હકુમત તળેના કોઈ સાહેદ અથવા સાહેદોની સાક્ષી મેળવવા સદરહુ (પરરાજ્ય) કોર્ટની મરજી છે, એમ સદરહુ કોર્ટોને આ કારણ માટે કરેલી અરજી ઉપરથી જણાય, ત્યારે સદરહુ કોર્ટોએ તે સાહેદોની સોગંદ ઉપર સ્વાલનામાથી કે બીજી રીતે હરકોઈ સખસ અથવા સખસોની રૂબરૂ તપાસણી કરવાનો હુકમ કરવો. સદરહુ તકરાર દિવાની અથવા વેહેપાર સબંધી છે, એવી ખાત્રીને માટે એ પરરાજ્યના એલચી, પ્રધાન, અથવા બીજા રાજ્ય પ્રકરણી આડતીયા અથવા લંડનમાં રેહેતા કોનસલનું એ વિશેનું સર્ટીફીકેટ બસ થશે. પણ જ્યારે એવું સર્ટીફીકેટ રજુ ન થાય ત્યારે એવી મતલબનો બીજો પુરાવો પણ ચાલશે.

રાણીસાહેબના વર્ષ ૩૩–૩૪ ના બાબ ૨૨ મુજબ સદરહુ ઠરાવો ફોજદારી કામને માટે પણ લાગુ કર્યા છે. પણ તે ઠરાવો કોઈ રાજ્ય પ્રકરણી સ્વરૂપની ફોજદારી બાબતને લાગુ પાડવા છુટ રાખી નથી.

રાણીસાહેબના વર્ષ ૨૨ ના બાબ ૨૦ મા મુજબ મહારાણી સાહેબના હરકોઈ રાજ્ય માંહેના અધિકારી પાસે ચાલતા કામોમાં તેમની હકુમત બાહારના મહારાણી સાહેબના મુલકમાં પુરાવો લેવા સબંધી એમ ઠરાવ છે કે, કોઈ અધિકારીએ સદરહુ કામના સબંધમાં તેની હકુમત બાહાર અને હવે પછી જણાવેલી કોર્ટના અધીકારીની હકુમત તળેની સાક્ષીની જુબાની લેવા માટે યોગ્ય રીતે કમીશન, હુકમ અથવા બીજું પ્રોસેસ કાઢેલું છે, એમ આ બાબ પ્રમાણે અધિકારવાળી કોર્ટને જણાય, ત્યારે એ કોર્ટ કમીશન હુકમ અથવા બીજા પ્રોસેસમાં લખેલા સખસ રૂબરૂ અને તેમાં લખેલી રીત પ્રમાણે એ સાહેદોની તપાસણી કરવી. આ બાબ પ્રમાણે અખત્યારવાળી કોર્ટોમાં બાબ ૧૧૩ મુજબ જે અ-

ખત્યારવાળીકોર્ટ ઠરાવી છે તેજ આવે છે.

રાણીસાહેબના વર્ષ ૨૦–૨૧ ના બાબ ૮૫ માની કલમ ૪૭ મુજબ ત્રીજા જ્યોર્જ રાજાના વર્ષ ૧૩ ના બાબ ૬૩ ના આધારે વેસ્ટ મીનીસ્ટરની કોર્ટોને સાક્ષીઓની તપાસણી બાબતમાં કમીશન અને બીજા હુકમો કાઢવાની જે સત્તા છે, તે સત્તા તલાક આપનારી અને લગ્ન સબંધી કોર્ટોને મળેલી છે.

**ફેંસલો**—એક કેદી ઉપર ઝાંઝીબારમાં ખુન કરયાનો આરોપ રાખવામાં આવ્યો, તેને ત્યાંહાંના બ્રીટીશ કાનસલે મુંબાઈની હાઇકોર્ટમાં તપાસ થવા સારૂ મોકલ્યો. કોનસલ શાક્ષીઓને મુંબાઇમાં હાજર રેહેવાને ફરજ પાડી શકયો નહી. પરંતુ તે ગુન્હાંની બાબતમાં તેમણે શાક્ષીઓની જે જુબાનીઓ તપાસ વખતે લીધેલી તે હાઈકોર્ટમાં કામ મોકલ્યુ, તે વખતે મોકલી દીધી હતી. મુંબાઈમાં તપાસ થતી વખતે આ જુબાનીયો સાક્ષીઓની ગેરહાજરીમાં પુરાવમાં ગુજારવામાં આવી. તેમાં ઠરાવવામાં આવ્યું કે બ્રીટીશ કોનસલને ઝંઝીબારમાં તે જુબાનીઓ લેવાનો અખત્યાર હતો. માટે આ કલમ પ્રમાણે તપાસ વખતે તે પુરાવમાં લેવા લાયક છે. ઈ. લા. રી. મુ. વા. ૩. પાનું ૩૩૪

હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૪૧૧ મી મુજબ એકાદા સખસની તપાસમાં આ આકટ પ્રમાણે જે મીલકતની બાબતમાં તોહમતવાળા ઉપર આરોપ રાખવામાં આવેલો, તે મીલકતના માલેકની શાહેદી અને તેની ઓરતની કમીશનથી તપાસમાં લેવાએલી શાહેદી અને વળી ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૦૩ પ્રમાણે સેશનજડજે કાહાડેલા કમીશનથી તપાસની દરમિયાનમાં તે મીલકતના માલેકની લીધેલી શાહેદી તોહમતવાળા વિરૂદ્ધ વાપરવામાં આવી. તેમાં ઠરાવવામાં આવ્યું કે સાક્ષીયોને અગવડ પડે તે કાંઈ આ કલમ પ્રમાણે કારણ નથી. ઈ. લા. રી. અ. વા. ૬. પાનું ૨૨૪.

સન ૧૮૭૫ ના આકટ ૧૦ માની કલમ ૭૬ પ્રમાણે હાયકોર્ટે કમીશનથી શાક્ષીની સાહેદી લેવાને હુકમ કરેલો ના હોય, અગર આ કલમ પ્રમાણે તે દાખલ કરવા લાયક ના હોય તો, કમીશનથી લેવાએલી શાક્ષીની જુબાની હાયકોર્ટની રૂબરૂ ચાલેલી ફોજદારી તપાસમાં પુરાવમાં લેઇ શકાતી નથી. ઈ. લા. રી. ક. વા. ૬. પાનું ૫૩૨.

મહાવ્યથાના આરોપનું કામ માજીસ્ત્રેટની રૂબરૂ હતું, તેમાંના પ્રોસીડીંગમાં કેટલાક શાહેદીઓમાંથી બે શાહેદો હતા, તેમાંના એકના ઉપર હુમલો કરવામાં આવેલો હતો, તેને ફરીયાદ તરફથી તપાસવામાં આવ્યો. કેદીઓને તપાસ સારૂ કમીટ કરવામાં આવ્યા. ત્યાર પછી જેનાપર હુમલો કરવામાં આવેલો તે સખસ તેને જે ઈજા થએલી તેથી મરણ પામ્યો. સેશનજડજની રૂબરૂ તપાસ ચાલતાં ખુનનો તથા શીક્ષણ્ય મનુષ્યવધનો એ રીતના આરોપ મહાવ્યથાની સાથે વધારવામાં આવ્યા. મરનાર સાહેદની જુબાની સેશનની તપાસમાં દાખલ કરી વાંચવામાં આવી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમની રકમ ૧ અગર આ કલમ પ્રમાણે તે પુરાવ દાખલ કરવા લાયક છે, પછી વધારાનાં તોહમતો સેશન્સ કોર્ટની રૂબરૂ હોય કિંવા નહી તેની ચીંતા નહી. આ કલમને તે વિશેષ ઠરાવ લાગુ છે કિંવા નહી તે સવાલમાં, એટલે જે મુદ્દાની બાબત છે તે વાસ્તવિક રીતે તેનો તેજ છે કે નહી તેનો આધાર તેનો તે પુરાવ લાગુ છે કે નહી તે ઉપર છે. પછી તેજ કૃત્ય ઉપરથી જુદા જુદા પરીણામો થાય તેની ચીંતા નહી. તપાસમાં એમ શાબેત

કરવામાં આવેલું કે માજીસ્ટ્રેટની રૂબરૂ જે બીજો શાક્ષી તપાસવામાં આવેલો તે જતો રહેલો છે, અને તેના ઉપર સમન્સ બજી શકે તેવું નથી, તેથી તેની જુબાની દાખલ કરી વાંચવામાં આવી. તેમાં ઠરાવવામાં આવ્યું કે કલમ ૩૩ મી પ્રમાણે તે દાખલ કરવામાં આવી છે તે બરોબર છે. જ્યુરીને કામનો સારાંશ કેહેતાં બચાવ તરફના શાક્ષીઓની શાહેદી ઉપર તેઓએ લક્ષ આપવું તે કેહેવાને જડજને રહી ગયું. આ પુરાવ હાયકોર્ટની નજરમાં ભરૂસા લાયક માલુમ પડયો નહી. તેમાં ઠરાવવામાં આવ્યું કે જડજને આ રહી જવાથી તે કામનો સારાંશ તેઉએ જે કહેલો છે તે ખામી ભરેલો છે. જીલ્લા માજીસ્ટ્રેટની કચેરીમાં એક સખસ કલાર્ક હોય તેથી તે "જ્યુરી" માં બેસવાને નાલાયક થવાને બસ નથી. (ઈં. લા. રી. ક. વા. ૭ પાનું ૪૨)

આ કલમ પ્રમાણે ચાલવાને બે દાવાઓ તેના તે પક્ષકારોએ અગર તેમના વારસ વકીલો જે હક્કદાર હોય તેઓએ કરેલા જોઇએ, અગર તેમના ઉપર તે બે દાવા થએલા જોઇએ, અને તેઓનો હક્ક જે વખતે તે દાવાઓ ચાલે, અને પુરાવ લેવાય તે વખત હોવો જોઈએ. (ઈં. લા. રી. ક. વા. ૧૨ પાનું. ૬૨૭)

સન ૧૮૭૪ માં ૭ સખસોનાં નામ તેઓએ ખુન કર્યું એ પ્રમાણે દેવામાં આવેલાં હતાં. તેમાંથી પાંચ પકડાયા હતા. તેઓની માજીસ્ટ્રેટની રૂબરૂ તજવીજ થયા પછી સેશનકોર્ટની રૂબરૂ તપાસ થઈ ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા. માજીસ્ટ્રેટની રૂબરૂ તપાસ ચાલતાં છઠો તોહમતવાળો માજીસ્ટ્રેટ કામમાં લખ્યા પ્રમાણે નાશી ગએલો હતો. તે અમલદારની રૂબરૂ જે શાક્ષીઓને તપાસવામાં આવ્યા તે સાક્ષીઓએ પોતાની જુબાનીમાં કહેલું છે કે, હાલની તપાસવાળા કેદીઓ ઉપર જે ગુન્હાનો આરોપ રાખવામાં આવેલો છે તે ગુન્હો કરવામાં છઠો નાશી જનાર પણ ભાગ લેવામાં હતો. સેશન્સકોર્ટમાં જડજે કામમાં એવું લખ્યું નથી કે છઠો સખસ નાશી ગયો છે, પરંતુ તેમની રૂબરૂ જે કેદીઓની તપાસ ચાલેલી તેમના વિરૂદ્ધજ ફકત પુરાવ દાખલ કરેલો છે. સન ૧૮૮૬ માં સદરહુ નાશી જનાર પકડાયો અને સેશનકોર્ટની રૂબરૂ ખુનના તોહમત બાબત તેની તપાસ કરવામાં આવી. પ્રથમના શાક્ષીઓમાંના ઘણાખરા શાક્ષીઓ મરણ પામેલા હતા. તેથી સેશનજડજે આ કલમ પ્રમાણે સન ૧૮૭૪ માં માજીસ્ટ્રેટની રૂબરૂ અને સેશનકોર્ટમાં સદરહુ સાક્ષીઓએ આપેલી જુબાનીયો પુરાવમાં દાખલ કરી. વળી એક હયાત શાક્ષી હતો તેની જુબાની જે સન ૧૮૭૪ માં સેશનકોર્ટની રૂબરૂ લેવામાં આવેલી તે પણ તેમણે દાખલ કરી. આ શાક્ષીએ હાલ તે કેદી વિરૂદ્ધ વળી જુબાનીઓ આપેલી છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ પ્રમાણે તે જુબાનીઓ પુરાવમાં દાખલ કરવા લાયક નથી, કારણ કે તે કેદી પ્રથમના કામમાં પક્ષકાર નહી હતો, અને તેને તે શાક્ષીઓની ઉલટ તપાસ કરવાને લાગ મળેલો નહી હતો. તોપણ ઠરાવવામાં આવ્યું છે કે કામની હકીકત પ્રમાણે સન ૧૮૭૪ માં સેસનકોર્ટની રૂબરૂ જે જુબાનીયો લેવામાં આવેલી તે નહી, પણ કમીટ કરનાર માજીસ્ટ્રેટની રૂબરૂ જે જુબાનીઓ લેવામાં આવેલી તે ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૫૧૨ પ્રમાણે પુરાવમાં દાખલ કરવા લાયક છે. (ઈં. લા. રી. અ. વા. ૮ પાનું. ૬૭૨)

## કલમ ૩૪ મી.

## વિશેષ પ્રસંગે કહેલો કિંવા લખેલો મજકુર.



હિસાબની ચોપડીયોમાંની નોંધ ક્યારે લગતી હોય છે.

**૩૪. કામને પ્રસંગે નિયમ પુર્વક રાખેલી હિસાબની ચોપડીઓમાં કરેલી નોંધ જે બાબત વિશે કોર્ટને ચોકશી કરવાની હોય તે સબંધી હોય તો, તે લગતી છે; પરંતુ માત્ર સદરહુ મજકુર એકલો કોઇ સખસ ઉપર જવાબદારી નાંખવાને સારૂ પુરતો પુરાવો છે, એમ સમજવું નહીં.**

**દૃષ્ટાંતો.**

**( અ ) અ એ બ ના ઉપર એક હજાર રૂપીયાનો દાવો કર્યો છે, તથા એ રકમ બ પાસે પોતાની લેહેણી છે એવું બતાવવાને સારૂ પોતાના હિસાબની ચોપડીઓમાંથી રકમો બતાવે છે; એ રકમો લગતી છે; પરંતુ કરજ મજકુર શાબિત કરવાને સારૂં બીજો પુરાવો ન હોય તો તે બસ નથી.**

**ટીકા**—આ કલમમાં સન ૧૮૫૫ ના આકટ ૨, જાની કલમ ૪૩ માં જે ઠરાવ હતો તેનો તે છે.

જીલ્લાઓની અંદર પક્ષકારે પોતાની મેળે પોતાના ચોપડામાં મજકુર લખેલો હોય તો, પોતાનો દાવો શાબેત ગણવાને તે બસ થાય છે. બેશક આ ઈંગ્રેજી "લા" મુજબ નથી, તોપણુ તે રોમન, સ્કાચ અને ફ્રેંચ લા પ્રમાણે કબુલ કરવામાં આવેલું છે. જ્યારે હિસાબના ચોપડા રીતસર રાખવામાં આવેલા હોય, અને તેમાં લખેલી રકમો સ્પષ્ટ રીતે એક વખતેજ લખવામાં આવી હોય; ત્યારે તે દાખલ કરવા બાબત હરકત નહી રેહેતાં તેના ઉપર કેટલો ભરૂંસો રાખવો તે બાબત વ્યાજબીરાહે વાંધો રેહે છે. જ્યારે હિસાબ ઠેકાણા વિનાનો રાખવામાં આવ્યો હોય અગર વચમાં વધારવામાં આવે તો જુઠો મજકુર બનાવવાને ઘણુ સેહેલું થાય, મેહેલ્લાઓમાં ફેરૂઆ માલ વેચવા આવે છે તેમની લખેલી યાદી ઉપર વખતે ઘણો ભરૂંસો રેહેતો નથી. મદ્રાસબેંકના ચોપડાનો કાંઈ અપવાદ થઈ શકતો નથી. તેમ હમેશાં મારા સમજવામાં છે કે ગુજરાતના શાહુકારો એક બીજાના ચોપડાના ઉપર બેહદ ભરૂંસો રાખે છે, અને મને યાદ છે કે એક કામમાં જેના ઉપર દાવો કરવામાં આવેલો હતો તે પક્ષકારે એમ કહયું હતું કે જો મારા ઉપરનો દાવો દાવેદારના ચોપડામાં માલમ પડે તો, તે મને બંધનકારક છે. દરેક કામમાં આશપાશની તમામ હકિકત ઉપર નજર રાખી દરેક ચોપડો જે પુરાવમાં ગુજારવામાં આવે તે ઉપર વજન રાખવું જોઈએ. આ નિયમ કબુલ કરી સન ૧૮૫૫ ના આકટ ૨, જાની કલમ ૪૩ મીમાં ઠરાવ કરવામાં આવેલો હતો કે રીતસર રાખેલા ચોપડા પ્રસંતરી પુરાવ છે, અને સ્વતંત્ર પુરાવ નથી.

આખો ચોપડો જેમ જેમ કામ કાજ ચાલે તેમ તેમ નોંધાએલો હોવાની જરૂર છે, તેવી જરૂર રાખવામાં આવે નહી તો, હરકોઈ માણુસ નિયમસર રાખેલો દેખાડવા આખો ચોપડો કોઇ પણ વખતે ઉભો કરી શકે, અને પોતાનું ગમેતેવું જુઠ્ઠુ નામું

પોતાનો પુરાવો થઈ પડે કે જે અટકાવવા આખા પુરાવાના ધારાનો અને ખસુસે કરીને આજ બાબતમાં કલમ ૧૮ તથા ૩૨ નો હેતુ છે.

ચાલતે કામકાજે એ નોંધ થઈ છે કે કેમ એ વાત તે ચોપડામાં આગળ પાછળ કરેલી નોંધો, તેની લખાવટ, કલમ તથા શાહી એ વિગરે હકીકતો ઉપરથીજ ઘણી વખત નક્કી થઈ શકે છે. આગલ્યા પુરાવાના ધારા પ્રમાણે તે વાત શાબીત કર્યા બાદ તેવી નોંધો પુરાવામાં દાખલ કરવામાં આવતી હતી, પણ આ કલમ તથા દષ્ટાંતના શબ્દો (શાબીત કરે છે એમ નહી) કાયદા બાંધનારી સભાનો ઈરાદો બતાવતા દેખાય છે.

આ દેશમાં જમીનની તકરારમાં કિંવા દરમીયાન ઉપજનો આંકડો મુકરર કરવા માટે પક્ષકારો વારંવાર વહિવટના ચોપડા રજુ કરે છે, અને વખતે ગામના તલાટી પાસે પણ રજુ કરાવે છે. આ ચોપડાઓ નિયમસર રાખેલા દેખાય ખરા, પણ ઘણી વખત તો તદન નવા ઉભા કરેલા હોય છે, અને જુદી જુદી ક્રીયાથી જુનાપણાનો દેખાવ આપે છે. આવે પ્રસંગે જુનાપણું આકસ્મીક એટલે સ્વભાવિક છે કે ઈરાદાપુર્વક છે, એટલુંજ તે ઉપરના નીશાનોથી નક્કી થાય તો પછી તેનું ખરા ખોટાપણું નક્કી કરવામાં ઘણીજ થોડી મુશ્કેલી રેહેશે. તેમ કરવામાં કલમ ૧૫ ઘણીજ ઉપયોગી થઇ પડશે.

આવા પુરાવા ગરાસ ચાસના કામમાં ઘણા ભયકર છે. આ દેશની કોર્ટોમાં તે ઉપર કાંઈ વધારે વજન રાખવામાં આવે છે.

વહિવટના અને ધીરધારના નામાના ચોપડા વચ્ચે વિશાળ તફાવત છે; એક તરફથી અમુક પ્રસંગે વહિવટના ચોપડા ઉપર લેવડદેવડના ચોપડા કરતાં વધારે વજન રાખવાને માટે એમ કારણ છે કે તે નામાનો આધાર ખરો હોય છે; એવી રીતે કે ઉપજ મુકરર કરવાની તકરારોમાં વહિવટ થયાનું બીનતકરારી હોય છે. જમીનનું માપ પણ ચોકસ હોય છે જેથી એ ચોપડાની મદદ લીધા શિવાય બીજી રીતે પણ વાર્ષિક ઉપજનો અડસટો મુકરર થઇ શકે છે. પણ ધીરધારની બાબતમાં તેમ નથી. કાંઈ ધીરધાર થઇ છે કે નહી એમજ તકરાર હોય, અથવા ધીરધાર થયાનું કબુલ કરી જુજ રકમો સામો ધણી કબુલ કરે તો, પછી બાકીની રકમો શાબીત કર્યા શિવાય અથવા તમામ નોંધોના નામાના ખરાપણાની શાબીતી શિવાય ખરી લેવડદેવડ કેટલી તે ચોકસ કરવા ત્રીજો રસ્તો નથી.

બીજી તરફથી ધીરધારના નામાના ચોપડા ઉપર વધારે વજન રાખવાને માટે એક જુદુ કારણ હોય છે, તે એકઃ—ધીરધાર જેમ જેમ થતી જાય છે તેમ તેમ દરેક રકમ લખાતી જાય છે, જેથી તે સબંધી એક અસલ ચોપડી હોય છે અને તે ઉપરથી બીજી સાફ નકલ તરીકે રખાય છે, અને એક ચોપડો સાંકળીયા (ઇન્ડેક્ષ) રૂપે રાખે છે. આ પ્રમાણે વહિવટની બાબતમાં હોતુ નથી. વહિવટના ચોપડામાંની ઘણી રકમોનો એકજ વખતે વહિવટ થયો હોય છે. વહિવટ કરવામાં આ દેશમાં અસલ ખરડા થાય તે, તે ઉપરથી સાફ કરી એ ખરડા ફાડી નાંખવામાં આવે છે. અસલની ખામી પુરી પાડવાને માટે કાંઇ નથી. એ નકલની બીજી નકલ પણ ગમે ત્યારે ગમે તેટલા તફાવતથી થઈ શકે, અને તે ઉપરથીજ ખોટું પાડવાની કુદરતી કસોટીઓ બંધ પડે છે.

જે હકીકત મુદ્દાની નથી તેમ કોઈ પણ કલમ મુજબ લગતી નથી, તે હકીકત વિશેનું નામું કામ લાગશે નહી. આવા નામાની હકીકત કલમ ૨૧ ની શરત ૧ મુજબ

કલમ ૩૨ ની રકમ ૨ માં કહેલી હકીકતોનો લખનાર જીવતો હોય ત્યારે લગતી થાય છે.

ઈંગ્લાંડની કામન લૉ કોર્ટોમાં કોઈ પક્ષકારે પોતે કરેલી નોંધો પોતાની તરફથી પુરાવામાં આપી શકતો નથી, તેના વિરૂદ્ધજ પુરાવ તરીકે કામ લાગી શકે છે. પણ પુરાતન વખતમાં વેહેપારી અથવા શાહુકારના ચોપડા તેના તરફથી પુરાવ તરીકે કામ લાગતા હતા. ચેન્સરી ( ઇક્વીટી ) કોર્ટોમાં તે નિયમ હજી ચાલે છે.

અમેરીકામાં આવી નોંધો જો તેમાં બતાવેલા બનાવ બનતી વખતજ કરી હોય તો, તે કામ આવે છે.

રોમન લૉ પ્રમાણે વેહેપારી અને શાહુકારના ચોપડા નિયમસર અને બરાબર કામકાજના પ્રસંગે રાખેલા હોય તો, વાદીના દાવાના ખરાપણાનો પ્રથમ અનુમાનીક પુરાવ ગણવામાં આવતો હતો, અને તેના ખરાપણાના વાદી સોગંદ ખાય ત્યારે તેના લાભમાં હુકમનામું કરી આપવાને બસ પુરાવ ગણાતે. ટેલર. પે. કલમ ૬૪૨. તેવોજ નિયમ ફ્રાંસ અને સ્કૉટલાંડમાં ગ્રહણ કરવામાં આવ્યો છે. ઈંગ્લાંડમાં દાખલ કરવાની મી૦ ટેલર ભળામણ કરે છે. કાઠીયાવાડ અને ગુજરાતમાં શાહુકારો એક બીજાના નામા ઉપર બેહદ ભરોસો રાખે છે.

હિસાબના ચોપડાનાં નામાં તપાસવાં અને ચોક્સ કરવા માટે કમીશન નીમવામાં આવે છે, તે વિશે. સી. પ્રો. કોડની કલમ. ૩૯૪–૯૫ જુઓ.

સીવીલ પ્રોસીજરકોડની કલમ ૬૨ એમ ઠરાવ કરે છે કે જે દસ્તાવેજ ઉપરથી વાદી દાવો કરે છે તે દસ્તાવેજ તેના કબજા માંહેના દુકાનના અથવા બીજા ચોપડાની નોંધ રૂપે હોય તો ફરીયાદી દાખલ કરતી વખત જે નોંધ ઉપર આધાર રાખે છે, તે નોંધની નકલ સહીત વાદીએ રજુ કરવા.

**ફેંસલા**—દ્વારકાં દોસ ાવ. બાબુ જાનકી દોસ ( ૬ મુસ. ઇં. અ. પાનું. ૮૮ ) ના કામમાં એક નાણાવટીની પેહેડીએ બીજા નાણાવટીની પેહેડી ઉપર તે બે પેહેડીઓની વચે ચાલેલા હિસાબની બાકીનાં નાણાં લેવા બાબતનો દાવો કરેલો હતો. વાદીએ પોતાની પેહેડીના ચોપડા પુરાવમાં રજુ કર્યા, અને કોર્ટના ઇન્સ્પેકટરે સર્ટીફીકેટ આપ્યું કે તે ચોપડા નાણાવટીની પેહેડીના રીવાજ પ્રમાણે રાખેલા છે, અને વાદીએ પ્રતીવાદીને હિસાબ આપેલો છે તે સાથે તે મળતા છે. પણ તે ચોપડા બરોબર રાખવામાં આવેલા છે તે બાબત અગર દાવાવાળી અમુક રકમો શાબેત કરવાને વાદીએ કાંઇ શાહેદ આપ્યો નહી. વાદીએ એટલું શાબેત કરેલું છે કે પ્રતીવાદીએ મારો હિસાબ બરોબર છે એમ કબુલ કરેલું છે, અને તકરારી રકમોમાંથી એક રકમ બાબત મારા લાભમાં ઠરાવ ( આવાર્ડ ) થએલો છે. પ્રતીવાદીએ પોતાના જવાબમાં વાદીનો હિસાબ બરોબર નથી અગર પુરાવમાં રજુ કરેલા ચોપડા બરોબર નથી એવી તકરાર કરેલી નહી, પરંતુ તે હિસાબમાંથી બે રકમો બાબત વાંધો લીધો છે, અને સામો દાવો ( સેટાફ ) કરેલો છે, પણ વાદીનો દાવો ખોટો છે તે બતાવવાને પ્રતીવાદીએ એક પણ શાહેદી આપેલો નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે જો વાદીના ચોપડા તથા ઈન્સ્પેકટરનો રીપોર્ટ નિશ્ચયકાર્ક પુરાવ નથી, તોપણ પ્રતીવાદીની કબુલતથી સકત પુરાવ હોવાની જરૂર રહેલી નથી, અને વળી તે હિસાબ બરોબર નથી તેવો પ્રતીવાદીએ કાંઈ પુરાવ પણ ગુજારેલો નથી, માટે તકરારી રક-

મોનો ખાત્રીપુર્વક ખુલાસો થએલો છે એમ સમજવું જોઇએ. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું ૧૯૮, ૧૯૯.)

આ નિયમ હિંદુસ્તાનમાં કેવી રીતે લાગુ છે તે બાબતમાં નીચેના ફેંસલા જુઓ.

રાય શ્રીકીશ્ન વિ. રાય હરીકીશ્ન (૫ મુંસં. ઈ. અ. પાનું ૪૩૨), શેઠ લખમીચંદ વિગરે વિ. શેઠ ઇંદ્રમલ વિગરે (૩ બે. લા. રી. પ્રી. કાં. ૩૧), દ્વારકાંદાસ વિગરે વિ. દ્વારકાંદાસ (૩ ના. વે. પ્રા. રી. ૩૦૮), અલીયત ચીનામન વિ. જગત ચંદ્રરાય વિગરે (૫ વી. રી. પાનું- ૮૩), સોરાબજી વાચાગંડા વિ. કુંવરજી માણેકજી (૧ મુસં. ઈ. અ ૪૭). વળી ૨૩ વી. રી. ૩૯૧ અને ૨૨ વી. રી. પાનું ૫૪૯ તથા ઈ. લા રી. ૧ મુ. ૬૫૧ વિગરે.

હમેશાંનું કામ ચલાવવાની રીતીના રીતસર રાખેલા ચોપડામાં લખેલી હકીકત આ કલમમાં બતાવ્યા પ્રમાણે લગતી હકીકત છે, તોપણ અમુક બાબતની તે હકીકત ના હોય તો તેવા ચોપડા ઉપરથી તે લાગતી હકીકત છે, એમ અનુમાન થતું નથી. ઈ. લા. રી. ક. વા. ૧૦ પાનું. ૧૦૨૪

## કલમ ૩૫ મી.

જે કામ કરવાનું કાયદામાં ફરમાવવામાં આવ્યું હોય તે કામ કરવાને પ્રસંગે સરકારી દફતરમાં જે નોંધ કરી હોય, તે કયારે લગતી સમજવી.

**તકરારી કિંવા લગતી હકિકત જેમાં બતાવેલી હોય એવી નોંધ કોઇ પણ સાર્વજનિક કિંવા બીજી સરકારી ચોપડીમાં કિંવા રજીષ્ટરમાં કિંવા દફતરમાં હોય, અને તે નોંધ કોઇ સરકારી નોકરે પોતાનું સરકારી કામ કરવાને પ્રસંગે કરી હોય, કિંવા જે દેશમાં સદરહુ ચોપડી કિંવા રજીષ્ટર કિંવા દફતર રાખવામાં આવ્યું હોય તે દેશના કાયદામાં જે કામ કરવાનું વિશેષે કરી ફરમાવ્યું હોય તે કામ કરવાને પ્રસંગે હરકોઇ બીજા સખસે કરેલી હોય તો, તે નોંધ સ્વત: લગતી હકિકત છે, એમ સમજવું.**

**ટીકા**—હક્ક બાબતના દફતરમાં સેટલમેંટ આફીસર અને ગામના અમલદારોએ જે મજકુર લખેલો હોય તે આ કલમ પ્રમાણે પુરાવ છે. તેમજ જન્મ, મોત અને લગ્ન વિગરે સબંધી રજીસ્ટ્રારે રજીસ્ટારમાં જે મજકુર લખેલો હોય, અને તે બાબતની તકરાર હોય તો, તે પણ લગતો મજકુર છે.

સન ૧૮૬૬ના આકટ ૧૦ માની કલમ ૬૧ પ્રમાણે ઈન્સ્પેકટરોના રીપોર્ટની નકલ હોય, અને તે ઉપર કંપનીનો શીક્કો હોય તો, તે તેમના અભિપ્રાય બાબતનો એક પુરાવ છે.

સન ૧૮૬૦ ના આકટ ૨૭ માની કલમ ૪ પ્રમાણે જે સર્ટિફીકટ જીલ્લા કોર્ટથી જે સખસને આપવામાં આવેલું હોય, તે તેના પ્રતિનિધિપણા બાબત નિશ્ચયકાર્ક પુરાવ છે. (કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૫૪).

આ કલમમાં બતાવેલો મજકુર કલમ ૩૨ ની રકમ ૨, માં બતાવેલા મજકુરથી જુદો છે, કારણ કે આ કલમ પ્રમાણે તો ફકત સાર્વજનિક અગર સરકારી દફતરમાં લખેલો મજકુર છે. આ મજકુર લખનાર હયાત હોય અને તેમને શાહેદીમાં બોલાવવામાં ના આવે તોપણ તે પુરાવમાં લેઈ શકાય છે. આ કલમ ઉપરથી એમ જણાતું નથી કે જે વખતે મજકુરવાળી બાબત બને તેજ વખતે તે લખેલો હોવો જોઇએ, તેમ તે સોગન ઉ-

પર હોવાની પણ જરૂર નથી; પરંતુ તે વ્યવહાર સરકારીરાહે થાય છે તેથી પ્રથમ દર્શનિક તે સાચો છે એમ થાય છે. આ કલમમાં સરકારી તમામ ચોપડીઓનો સમાસ થાય છે. તેમજ રેલવે અને બીજી કંપનીઓમાં કાયદા પ્રમાણે જે બુકો રાખવામાં આવે તેનો પણ સમાસ થાય છે.

સન ૧૮૬૬ ના આકટ ૧૦ માની કલમ ૧૭૦ પ્રમાણે તમામ બુકો જ્યારે કંપની બંધ કરવામાં આવે ત્યારે તે બુકોમાં લખેલી હકિકતના સાચાપણા બાબત પ્રથમ દર્શનિક પુરાવ થાય છે. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૦૦ ).

સ્ટાર્કના ગ્રંથમાંથી ફીલ્ડસાહેબે પોતાની ટીકાને પાને ૧૫૮ મે બતાવેલું છે કે, "આ દસ્તાવેજો તથા તમામ સાર્વજનિક દસ્તાવેજો તે ઘણુંકરીને પુરાવમાં દાખલ કરવા લાયક છે. પછી હમેશાં તેના સાચાપણાની અજમાશ કરવાને સોગન અને આડાઅવળા સ્વાલ કરવાની રીતી વાપરવામાં નથી આવતી તોપણ ચીંતા નહી. તેમના ઉપર અસાધારણ રીતીનો ભરૂસો રાખવામાં આવે છે, કારણ કે તે કાયદા પ્રમાણે રાખવામાં આવેલો હોય છે, અને વળી તેનો મજકુર સાર્વજનિક હિતનો અને પ્રસિદ્ધ હોય છે, અને વિશેષે કરીને એવા કારણથી કે તે મજકુર લખનારે પોતાની નોકરી બાબતના સોગન લીધેલા તે પ્રમાણે અગર ઓછામાં ઓછી પોતાની જે સરકારની રાહાની ફરજ હોય તે પ્રમાણે લખવામાં આવે છે. અને તે જે લખનાર જેના ઉપર વિશ્વાશ હોય તેવા નીમેલા માણસોએ લખેલો હોય છે. વળી તે મજકુર સાર્વજનિક પ્રકારનો છે, સબબ જે સાક્ષિઓએ સોગન ખાધેલા હોય તેવા સાક્ષીથી તે શાબેત કરવા મુશ્કેલ છે.

સાર્વજનિક અને સરકારી દસ્તાવેજના મજકુરની શાબેતી સહીવાળી નકલ તથા બીજી રીતે કરવાની બાબતમાં આ આકટની કલમ ૭૬-૭૭-૭૮ જુઓ.

આ કલમ નીચે હીંદુસ્થાનમાં કેઇ બુકો, રજીસ્ટરો તથા દફતરો આવે છે, તેના કેટલાક દાખલા નીચે પ્રમાણે છે.

લૉગબુક. (સ. ૧૮૫૯ ના આકટ ૧ લાની કલમ ૧૦૩-૧૦૮ તથા વીકટોરીયા મહા રાણીના ૧૦૪ થા ચ્યાપટરના આકટ ૧૭ તથા ૧૮ માની કલમ ૨૮૦-૨૮૫ જુઓ).

લગ્નનાં રજીસ્ટર (સ.૧૮૭૨ ના આકટ ૧૫ માની કલમ ૨૮,૩૨ અને ૫૪ તથા ત્રીજું અને ચોથું શેડીયુલ, અને વીકટોરીયાના ચ્યાપટર વા. ૪૦ ની ૧૪-૧૫ કલમ૧૪, ૨૧ તથા ૨૬ થયેલા સન ૧૮૫૨ ના આકટ ૫ મા ની કલમ ૪૯; તથા રદ થયેલો સન ૧૮૬૪ નો આકટ ૨૫ મો તથા સન ૧૮૬૫ ના આકટ ૫ મા ની કલમ ૪૪ તથા સન ૧૮૬૫ ના આકટ ૧૫ માની કલમ ૬ તથા શેડીયુલ.

સન ૧૮૭૭ ના આકટ ૩ ઈન્ડીયન રેજીસ્ટ્રેશનના ભાગ ૧૧ માંથી જે રાખવાના રજીસ્ટરો તેઃ છાપખાનાં, ન્યુસપેપરો અને બુકો જે હીંદુસ્થાનમાં પ્રસિદ્ધ થાય તેના સન ૧૮૬૭ ના આકટ ૨૫ મુજબ રાખવાનાં રજીસ્ટર તથા સન ૧૮૪૭ ના આકટ ૨૦ મુજબ કાપીરાઈટ બાબતનાં રજીસ્ટરો તથા સન ૧૮૫૯ ના આકટ ૧૫ ની કલમ ૧૧ તથા સન ૧૮૭૨ ના આકટ ૧૩ મુજબનાં રજીસ્ટરો તથા સન ૧૮૬૦ ના આકટ ૨૧ અને સન ૧૮૬૬ ના આકટ ૧૧ મુજબ તથા સન ૧૮૪૧ ના આકટ ૧૬ મા મુજબનાં રજીસ્ટરો, તેમજ મ્યુનીસીપલ એકટ પ્રમાણે અને રજીસ્ટર કંપની તથા મ્યુનીસીપલ કમેટીના પ્રોસીડીંગ તથા સન ૧૮૬૩ ના મુંબાઈ કૌંસીલના આકટ ૧ મુજબના કાગળો એ વિગરે છે.

સરકારી અમલદારોએ પોતાના હોદ્દાના જોરથી તજવીજ કરી ઉપરી અમલદારોને કરેલા રીપોર્ટો હીંદુસ્થાનમાં ઘણી વખત પુરાવમાં અપાય છે ને તે પુરાવમાં લેવાય છે, પણ રાજા લીલાનંદસીંઘ. વિ. મુસામન લખપતી ઠકરાન (૨૨. વી. રી. ૨૩૨) ના કામમાં સ્પેશીયલ કમીસ્નરનો રીપોર્ટ રદ કરવામાં આવ્યો હતો, પરંતુ જજમેન્ટથી નથી માલમ પડ્યું કે એ સ્પેશીઅલ કમીશનરની નીમનોક શા અધિકારથી થઈ હતી.

ફેંસલા—પ્રતીવાદીની જગોએ આગળ થઈ ગએલા પ્રથમના એક દાવામાં હકીકતમાં સન ૧૮૧૮ ની સાલમાં કબુલત કરેલી તે વાદીએ માંછલાં પકડવાની જગોના કબજાના દાવામાં પુરાવમાં આપવા માંડી. તે કબુલત બાબતનો પુરાવ તે પ્રથમના કામના હુકમનામાનો ફક્ત છે. તે હુકમનામાનો સામાન્ય રીતના ભાગના દાવામાં જે તકરાર હતી તે સારાંશમાં બતાવવામાં આવી હતી. જીલ્લાની અંદરની કોર્ટોમાંના જુના રીવાજ પ્રમાણે દરેક કામમાંની તકરારનો મતલબ હુકમનામામાં દાખલ કરવાની કોર્ટને ફરજ હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે પુરાવ આકટની કલમ ૩૫ મી પ્રમાણે તે હુકમનામામાં જે હકીકત છે તે સદરહુ કબુલતનો પુરાવ છે. (ઇ. લા. રી. ક. વા. ૯. પાનું ૫૮૬)

ખાલસા કરવાના 'ચીતા' જો ખાલસા કરવાનું પ્રોસીડીંગ ન હોય તો, ત્રીજા પક્ષકાર વિરૂદ્ધના હક્ક વિષે નિશ્ચયકાર્ક પુરાવ થતા નથી ( ઇ. લા. રી. ક. વા. ૧૪ પાનું ૧૨૦ ).

## કલમ ૩૬ મી.

નકશા તથા પ્લાન એ ક્યારે લગતા છે.

**૩૬. પ્રસિદ્ધ કરેલા દેશના નકશા કિંવા ચાર્ટ સર્વે લોકોને વેચવા સારૂ બહુ કરીને રાખવામાં આવતા હોય તેમાં, અથવા સરકારના હુકમથી દેશના જે નકશા કિંવા પ્લાન કરવામાં આવ્યા હોય તેમાં, એવા દેશના નકશામાં કિંવા ચાર્ટમાં કિંવા પ્લાનમાં જે બાબતો ઘણું કરીને હમેશ દર્શાવવામાં કિંવા લખવામાં આવતી હોય તે બાબતો સબંધીનો કોઈ તકરારી કિંવા લગતી હકિકતનો મજકુર બતાવ્યો હોય, તે મજકુર સ્વતઃ લગતી હકિકત છે.**

**ટીકા**—આ કલમમાં જે નકશા ઈત્યાદી બતાવવામાં આવેલા છે તેમાં, અને અમુક મુકરદમાના કારણસર જે નકશા વિગરે બનાવવામા આવેલું હોય તેમાં ભેદ છે. ( કલમ ૮૩ મી જોવી ). અમુક મુકરદમાના કારણસર જે નકશા વિગરે બનાવવામાં આવેલું હોય તે બનાવનાર માણસથી શાબેત થવું જોઇએ, કારણ કે આ કલમ પ્રમાણેના નકશા વિગરે ઉપર જે ભરૂંસો પડે છે તે તેના ઉપર પડતો નથી. આ કલમ પ્રમાણેના જે નકશા વિગરે છે તે કોઇના હિત વગરના બતાવેલા હોય છે. બેશક તેમની બુજ તેમની સ્પષ્ટતા ઉપર રહેલી છે. મુકરદમાના કારણસર જે નકશા થાય છે તેમાં કંપટ હોય તે કોરાણે રાખીએ, તોપણ તેમાં કાંઇ ફેરફાર, અતીશેયોકતી અગર મેહેરબાની કરવાનું વલણ હોય છે, સબબ તે સાચા છે એ બાબત તે કરનારને સોગન આપવાની જરૂર રેહે છે.

સરવૈની માપણી, ફીલ્ડ બુકોની દાખલાવાળી નકલો તથા નકશા પુરાવમાં દાખલ કરવા લાયક છે, કારણ કે તે બાબતમાં તે કરનારનો સ્વાર્થ હોતો નથી. વળી તે વખત

લાગતા વળગતાને હાજર રાખવામાં આવે છે, તેથી તેમાં કાંઇ ખામી રહી ગઇ હોય તો તેઓ તકરાર લીધા વિના રેહે નહી. એવું બાબુ મોતીલાલ વિ. માહારાજ ભુપસીંગ બાહાદુરનાં રાણી (વિ. રી. સી. રૂલીંગ. વા. ૮ પાનું ૬૪.) ના કામમાં ઠરાવવામાં આવેલું છે. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૦૦ )

સન ૧૮૨૨ ના ૭ મા તથા ૧૮૨૫ ના ૯મા કાયદા મુજબ નકશા થતા પેહેલાં લાગતા વળગતાને હાજર થઈ પોતાના હક્ક હિસ્સાનો તપાસ રાખે એટલા માટે નોટીસ કાહાડવામાં આવે છે.

આ નકશાઓ પ્રથમ દર્શનિક પુરાવ ગણાય છે, પણ નિર્ણયકાર્ક પુરાવ ગણાતા નથી. તેમાં કાંઈ ચુક અથવા ભુલ હોય તો તેથી જેને નુકશાન થતુ હોય તે સબસ પુરાવાથી ચુક શાબેત કરી ન શકે તો પછી નિર્ણયકાર્ક પુરાવ થઇ પડે. જુઓ રાજશયના સેક્રટર વિ. દુરગા સુંદ્રીદેબીયા ( ૧૦ વી. રી. ૩૪૩ ) અને કાશી કીશોર રાય વિ. બામાસુંદ્રી દેબીયા ( ૨૩ વી. રી. પાનું ૭૨ )

રામનારાયણ વિ. મહેશચંદ્ર બરનજી (૧૯ વી. રી. ૨૦૨ ) ના કામમાં જસ્ટીસ માર્કબી સાહેબે આવા નકશાને કોઈ પણ રીતે પુસ્ટી આપવાની જરૂર છે કે નહી, તે વિષે કાંઈ પણ નિયમ મુકરર કરવાની ના પાડી.

આ કલમ પ્રમાણે બે પ્રકારના નકશાઓ છે. ( ૧ ) પ્રસિદ્ધ કરેલા દેશના નકશા કિંવા ચાર્ટ સર્વે લોકોને વેચવા સારૂ બહુ કરીને રાખવામાં આવ્યા હોય તે. ( ૨ ) સરકારના હુકમથી જે દેશના નકશા કિંવા પ્લાન કરવામાં આવ્યા હોય તે. આ પેહેલા પ્રકારના નકશા જેમ એક ન્યાયાધિશ અમુક શબ્દનો અર્થ જોવા કોષ જુએ અગર કાંઈ ત્વારીખની જરૂર પડવાથી ઈતિહાસ જુવે તેમ તેઉ જોઈ શકે છે. ( આ આકટની કલમ ૫૭ મી જોવી ). બીજા પ્રકારના નકશામાં સરકારના હુકમથી સરવૈના જે નકશા થાય છે. તેનો સમાસ થાય છે. સરવૈના નકશા એ કબજા બાબતમાં પુરાવ થાય છે, અને તેથી હક્કની બાબતમાં પુષ્ટી થાય; પરંતુ તે માલેકપણાના હક્ક બાબતનો કાંઈ પુરાવ નથી. ( ફીલ્ડસાહેબની ટીકાનું પાનું ૧૬૧ તથા ૧૬૫ ).

**ફેંસલો**—વાદી એક તાલુકાનો લીલામમાંથી ખરીદ કરનાર છે, તેણે અમુક જમીનનો કબજો ઘણા પ્રતીવાદીઓ પાસેથી લેવા દાવો કર્યો. વાદીએ પોતાના દાવાનો આધાર એક "થાકબસ્ટ" નકશો કે જે ઉપર પ્રતીવાદીના ઘરડા આનંદો ચકરબતીની સહી છે. તે ઉપર રાખેલો છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે સદરહુ નકશો એ કોઈ વાદીનું હુકમનામું કરવાને બસ નથી. (ઇ. લા. રી. ક. વા. ૫. પાનું ૨૧૨.)

## કલમ ૩૭ મી.

સાર્વજનિક પ્રકારની હકીકત બાબત કોઈ આક્ટમાં અથવા સરકારી જાહેરનામામાં મજકુર લ-

**૩૭.** **સાર્વજનિક પ્રકારની કોઈ હકીકત બની છે કે નહી એ બાબત જ્યારે કોર્ટને અભિપ્રાય બાંધવાનો હોય, ત્યારે પાર્લમેંટના, કિંવા હિંદુસ્તાનના ગવરનર જનરલ ઇનકોંસિલના, કિંવા મદ્રાસના કિંવા મુંબાઈના ગવરનર ઇનકોંસિલના, કિંવા બંગાળાના લેફટેનન્ટ ગવરનર ઇનકોંસિ-**

ળ્યો હોય તે લગતો છે.

**લના કોઇ પણ આકટ માંહેના; કિંવા ગેઝીટ આફ ઇંડિયામાં છાપેલા કિંવા કોઈ પણ સ્થાનિક સરકારના ગેજીટમાં છાપેલા, કિંવા કોઈ છાપેલો પત્ર લંડન ગેજીટ છે કિંવા રાણીના વસાવેલા મુલકનું કિંવા રાણીના કબજામાં આવેલા દેશનું સરકારી ગેજીટ છે, એવું તે છાપેલા પત્ર ઉપરથી સમજાય તેવા છાપેલા પત્રમાં છાપેલા, સરકારના જાહેરનામા માંહેના કોઈ ઉદ્દેશરૂપી લખાણમાં સદરહુ સાર્વજનિક પ્રકારની હકીકત બન્યાનો કિંવા ન બન્યાનો જે કાંઈ મજકુર લખેલો હોય, તે મજકુર લગતી હકીકત છે.**

**ટીકા**—આ કલમ પ્રમાણે જે હકિકત બાબત કોર્ટને અભિપ્રાય બાંધવાનો છે તે સાર્વજનિક પ્રકારની હોવી જોઇએ, સબબ આ કલમની સાથે આકટ ઇત્યાદી ઇનસાફની રૂઈએ ધ્યાનમાં રાખવા બાબત આ કાયદાની કલમ ૫૭ મી, જાહેર ખબરો તથા બીજા સરકારી દસ્તાવેજો શાબેત કરવા સબંધી કલમ ૭૮ મી, અને ગેજીટમાં કોઇ દેશ આપ્યા વિશેની જાહેર ખબર સબંધી કલમ ૧૧૩ અને ગેઝીટ સબંધી અનુમાન કરવા બાબતની કલમ ૮૭ મી વાંચવી જરૂર છે.

મી૦ ટેલર પોતાના ગ્રંથની કલમ ૧૪૭૩ માં કેહે છે કે જો સરકારી દસ્તાવેજનો મજકુર "ઇસ્યુ" ને લગતો હોય તો, તે પ્રથમ દર્શનિક અગર નિર્ણયકાર્ક પુરાવ તરીકે ઘણુંકરીને પુરાવમાં દાખલ કરવા લાયક છે, અને ઘણાક કામમાં તો તે દસ્તાવેજમાં આરંભના પ્રવેશ તરીકે મજકુર લખેલો હોય તે પણ પુરાવ થાય છે. જેમકે એક સાર્વજનિક સ્ટાટયુટમાં એવું કેહેવામાં આવેલું હોય કે દેશના અમુક ભાગમાં મોહોટું તોફાન થએલું હતું, અને તેવો મજકુર લખી જાહેરનામું કાહાડવામાં આવેલું હતું કે, જો તે ગુન્હો કરનારને કોઈ શોધી કાહાડી શાબેત કરી આપશે તેને ઇનામ આપવામાં આવશે, તો તોફાન થયું હતું તે બાબત પુરાવમાં દાખલ કરવા લાયક છે. (રાણી વિ. સટન, ૪ માલ અને સેલવુર્ઇન. પાનું ૫૩૨).

મહારાણી વિ. અમરૂદીન (૭ બેંગાળ લા રીપોર્ટ પાનું. ૬૩) ના કામમાં ઠરાવવામાં આવેલું છે કે હિંદુસ્તાનના અગર કલકત્તાના ગેજીટમાં ઇંગ્રેજ સરકાર તથા સરહદ ઉપરના તોફાની મુસલમાનો વચ્ચે દુશ્મનાઈ સબંધીનો સરકારી પત્ર છે, સબબ તે ગેજીટો પુરાવમાં દાખલ થઇ શકે છે. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૦૧, ૨૦૨).

ગેજીટ અગર બીજા વર્તમાનપત્રો વારંવાર પુરાવમાં રજુ કરવામાં આવે છે, એવા હેતુથી કે તેમાં જે હેકિકત પ્રસિદ્ધ કરવામાં આવી છે તે સામા પક્ષકારના જાણવામાં છે. માટે જો કોઈ બાબતમાં કાંઈ ખાસ આકટનો ઠરાવ ના હોય તો, એવો પુરાવ હોવો સલાહકાર્ક છે, અને કેટલીક વખતે જરૂરજ છે કે જે ઉપરથી એમ અનુમાન થાય કે જે પક્ષકાર વિરૂદ્ધ તે ગેજીટ અગર વર્તમાનપત્ર પુરાવમાં આપવામાં આવે છે તેણે તે વાંચ્યું છે. આ પુરાવ એવો જોઇએ કે તે સખસે તે ગેજીટ અગર વર્તમાન પત્ર રાખેલું છે, અગર અમુક વાંચવાની જગાએ તે ગએલો હતો અને તેણે તે વાંચ્યું

હતું અગર તે ગેઝીટ અગર વર્તમાનમાંની બીજી બાબતની તેણે પોતે માહીતી જણાવી હતી. પરંતુ આ વખતે સન ૧૮૮૨ ના આક્ટ ૧૦ માની કલમ ૩૪૪ લક્ષમાં રાખવી જોઇએ. ( ફીલ્ડસાહેબની ટીકાનું પાનું. ૧૬૮).

**ફેંસલા**—ગામના વહિવટ પ્રમાણે જે કર વસુલ થઈ શકતો હોય, અને તે સેટલમેંટ આફીસરે દફતરમાં દાખલ કર્યો હોય તો, તે રીવાજ બાબતનો અગત્યનો પુરાવ છે, પણ તે નીશ્ચયકારક પુરાવ નથી. (ઈ. લા. રી. અ. વા. ૨. પાનું ૪૯)

વ્યભીચાર કરવામાં આવેલો અને વ્યભીચારના કારણસર પરણેલી ઓરતને ફોસલાવી લેઈ જવામાં આવી, એવા આરોપની તપાસના કામમાં ફરીયાદીએ પોતાની ઓરતને લગ્નની બાબતમાં તપાસવાની ના પાડી. દીપુટીમાજીસ્ત્રેટે તે તોહમત રાખવાને ના કહી, અને તોહમતવાળાને છોડી મુક્યો. તે ઉપરથી સેશનજડજે બીજા દીપુટી માજીસ્ત્રેટને તે કામની ફરીતપાસ કરવાને ફરમાવ્યું, અને હુકમ કર્યો કે લગ્નની બાબતમાં ફરીયાદીની ઓરતની શાક્ષી લેવી જોઈએ. તેમાં ઠરાવવામાં આવ્યું કે ફરીયાદીએ કબુલ કર્યું છે કે તે લગ્ન શાબેત કરી શક્યો નથી, અને ફરીયાદીએ કાંઈ પુરાવ આપવા માંડેલો તે દીપુટીમાજીસ્ત્રેટે લીધો, નહી એમ થયું નથી. માટે ફરીતપાસ કરવાને સેશનજડજે જે હુકમ કર્યો છે તે યોગ્ય ડાહાપણ વાપરી કર્યો નથી. ( ઇ. લા. રી. ક. વા. ૧૧ પાનું. ૮૧ )

## કલમ ૩૮ મી.

કાયદાની ચોપડીમાં લખેલો મજકુર.

**૩૮. કોઇ દેશના કોઈ કાયદા બાબત જ્યારે કોર્ટને અભિપ્રાય બાંધવાનો હોય, ત્યારે સદરહુ દેશની સરકારના હુકમથી અમુક ચોપડી છપાઈ છે કિંવા પ્રસિદ્ધ થઇ છે, તથા તેમાં સદરહુ કાયદા લખેલા છે, એવું તે ચોપડી ઉપરથી સમજાય તેવી ચોપડીમાં લખેલો સદરહુ કાયદાનો મજકુર તથા સદરહુ દેશની કોર્ટોએ કરેલા ઠરાવ કોઈ ચોપડીમાં આપ્યા છે, એવું જે ચોપડી ઉપરથી સમજાય તે ચોપડીમાં આપેલા ઠરાવ, એ બેઉ લગતા છે.**

**ટીકા.**—જે કાયદાઓનો કોર્ટોમાં ઉપયોગ કરવામાં આવે છે તે કાયદા તે કોર્ટોએ ન્યાયની રૂઇએ ધ્યાનમાં રાખવા જોઇએ. સબબ તે બાબત કાંઇ શાબેતી હોવાની જરૂર નથી, પરંતુ પરરાજ્ય અને આપણા "કોલોનીઝ" જેમકે સીલોનનાં કાયદાઓ તેના વાકેફગાર સખસોથી શાબેત થવા જોઇએ—( કલમ ૪૫ મી જોવી. ) સન ૧૮૫૫ ના આક્ટ ૨, જાની કલમ ૧૨ ની જગોએ આ કલમ છે. આ આક્ટની કલમ ૮૫ મીમાં ઠરાવવામાં આવ્યું છે કે "કોઈ ગ્રંથ ઉપરથી એમ સમજાય કે તે હરકોઈ દેશની સરકારના હુકમથી છાપવામાં અગર પ્રસિદ્ધ કરવામાં આવેલો છે, તથા તેમાં દેશ મજકુરના કાયદામાંનો કોઈ કાયદો છે તો, તેવો પ્રત્યેક ગ્રંથ ખરો છે એવું કોર્ટે અનુમાન કરવું, તથા કોઈ ગ્રંથ ઉપરથી એવું સમજાય કે તેમાં એવા દેશની કોર્ટોના ફેંસલાના રીપોર્ટો છે તો, એવો પ્રત્યેક ગ્રંથ ખરો છે એવું અનુમાન કરવું." આ પ્રમાણે બંગાળા, મદ્રાસ અને મુંબાઈની હાઇકોર્ટના "લા રીપોર્ટો" જે હુકમથી છાપવામાં આવે છે તે પુરાવ

માં લેવા લાયક છે. તેમજ કોર્ટોના પ્રત્યક્ષ હુકમથી નહી, પણ તે કોર્ટોને જે રીપોર્ટ બતાવવામાં આવે અગર પોતે જુવે તે પણ પુરાવમાં લેવા લાયક છે. જેમકે સધરલાન્ડ વીકલી રીપોર્ટ અને ઇગ્લંડ અને અમેરીકાંના કામન રીપોર્ટો. પણ એકાદા મુકરદમાનો રીપોર્ટ કોઈ વર્તમાનપત્રમાં પ્રસિદ્ધ કરવામાં આવેલો હોય તો, તે પુરાવમાં લેઈ શકાતો નથી. પણ આ વખતે (સન ૧૮૭૫ નો આકટ ૨ જો) હિંદુસ્તાનના લા રીપોર્ટ આકટમાં ઠરાવવામાં આવ્યું છે કે, હાઈકોર્ટનો કોઈ ફેંસલો ગવરનર જનરલ ઈનકોંસિલના હુકમ શિવાય પ્રસિદ્ધ કરવામાં આવેલો હોય તો, તે બંધનકર્ક છે એમ સાંભળવાને અગર સમજવાને કોર્ટો બંધાએલી નથી. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૦૨).

## કલમ ૩૯ મી.

## કહેલા કિંવા લખેલા મજકુરનો કેટલો ભાગ શાબેત કરવો જોઇએ.

કહેલો કિંવા લખેલો મજકુર વાતચીતનો કિંવા દસ્તાવેજનો કિંવા ચોપડીનો કિંવા અનુક્રમે રાખેલા પત્રો કિંવા કાગળોનો ભાગ હોય તો, કીયો પુરાવો આપવો જોઈએ.

**૩૯. જે મજકુરનો પુરાવો આપવામાં આવતો હોય તેવો હરકોઈ મજકુર જયારે તે મજકુર કરતાં લાંબા બીજા કોઈ મજકુરનો કિંવા કોઈ વાતચીતનો કિંવા કોઈ છુટા દસ્તાવેજનો ભાગ હોય ત્યારે; અથવા જયારે સદરહું મજકુર જે દસ્તાવેજ કોઈ ચોપડીનો કિંવા સબંધવાળા અનુક્રમે રાખેલા પત્રો કિંવા કાગળોનો ભાગ હોય, તે દસ્તાવેજ માં લખ્યો હોય ત્યારે, તે મજકુરનો પ્રકાર તથા તે ઉપરથી થતું પરિણામ તથા જે બીના ઉપરથી તે કેહેવામાં કિંવા લખવામાં આવ્યો હોય તે બીના પુરતી રીતે સમજવાને સારૂ દસ્તાવેજના કિંવા સદરહુ લાંબા મજકુરનો કિંવા વાતચીતના કિંવા ચોપડીના કિંવા અનુક્રમે રાખેલા કાગળો અથવા પત્રોનાજેટલા ભાગની તે અમુક કામમાં કોર્ટને જરૂર લાગે તેટલાજ ભાગનો પુરાવો આપવો; જાસ્તી ભાગનો પુરાવો આપવો નહી.**

**ટીકા.**—ચોપડામાં અથવા દસ્તાવેજોમાં આવેલી બદ્ધિ હકીકત પુરાવામાં લેવાથી ઈનસાફના કામમાં નકામી અડચણ પડે અને ફોકટ વખત ગુજર્યા જેવું થાય, માટે ખરેખર જરૂરની લગતી હકીકત હોય તેજ હકીકતો દાખલ થવા દેવી, અને તે શિવાયની બીજી ન લેવી, એવી આ કલમ મર્યાદા મુકે છે. લગતી અથવા કામની હકીકત કઇ કઇ ગણવી એ મુખ્ય કરી વિચારવા જેવી બાબત છે કે જે વિશે આ કલમજ સારી રીતે ખુલાસો કરે છે, અને ત્રણ બાબતો બતાવે છે.

(૧) તે મજકુરના પ્રકાર (૨) તેનું પરીણામ અને (૩) જે કેફીયતના આધારે તે કેહેવામાં કિંવા લખવામાં આવ્યો હોય તે બદ્ધિ બીના. આ ત્રણે બાબતો પુરી રીતે સમજવા માટે જોઇએ તેટલોજ ભાગ કામ લાગે છે.

જસ્ટીસ ફ્રીયરે કહ્યું છે કે જ્યારે એક કેદીએ બે હકિકતો એવી રીતે કહેલી હોય કે જેમાંની એક હકિકત તેની કબુલાત (કનફેશન) થતી હોય, અને બીજી ગુન્હાની વાત કોરાણે રાખતી હોય, ત્યારે જેમ તેના ફાયદાનો તેમજ વિરૂદ્ધતાનો એ બેઉનો વિચાર કરવો જોઈએ, અને બેમાં વધારે હકિકત પસંદ કરવી તે, તે હકિકતોનું કોર્ટે પસંદ કરતાં પેહેલાં વજન રાખવું જોઈએ; રાણી વિ. સુબન્નાન. (૧૦ બેંગાળ લા રીપોર્ટ પાનું. ૩૩૨ થી ૩૩૫.)

રાણી વિ. જોન્સ (૨ સી. અને પી. ૬૨૯) ના કામમાં જસ્ટીસ બોસાનક્વેટે કહ્યું કે; "જો પ્રોસીક્યુટર કોઈ કેદીનું કેહેવું વાપરવા ધારે તો, તેણે તે બધું કેહેવું લેવું જોઈએ, અને એક ભાગ પસંદ કરે અને બીજો ભાગ છોડી દે એમ બની શકે નહી, અને જો તેથી વિરૂદ્ધ બીજો પુરાવ ન હોય તો એ કેહેવું ખરૂં માનવું જોઇએ, પણ કેદીનું આખું બોલવું પુરાવામાં મુક્યા બાદ તેમાંનો કાંઇ ભાગ ખોટો પાડી આપવા પ્રોસીક્યુટરને સાધન હોય તો તેમ કરવા તેને છુટ છે, અને પછી એ કેહેવું તથા બીજો પુરાવો જ્યુરી આગળ મુકવો."

દિવાની અગર ફોજદારી કામમાં જે હકિકત કહી હોય તે તમામ એકઠી વાંચી સમજવી જોઇએ; કારણ કે તેમ કર્યા વિના તે હકિકત કેહેનારનો શું કેહેવાનો ઈરાદો છે તે સમજી શકાય નહી. તે મજકુર કેહેનારના હિતનો વિરૂદ્ધ ઈરાદો કાહાડવો એ રીવાજ સારો નથી, પછી તે મજકુરના બીજા વાક્યમાંજ તે બાબત કાંઇ શરત હોય તો તેની ચીંતા નહી. જો કે તે મજકુર કેહેનારે પોતાના ફાયદામાં કહેલો હોય, તોપણ તેણે કહેલું હોય તે તમામનો ન્યાય કરવો જોઇએ. પણ તે કહેલી અગર લખેલી બાબતના દરેક ભાગને એકસરખી રીતે માનવાની જરૂર નથી. જે કામમાં આસેસરો હોય અગર "જ્યુરી" હોય તેમને ન્યાયાધિશે આ ભેદ બતાવવો જોઈએ. પણ બીજી તરફ જોતાં જ્યારે કોર્ટની રૂબરૂ આખો દસ્તાવેજ અગર બદ્ધિ વાતચીત આવવી જોઈએ એવા કારણથી તમામ લાંબી હકીકત ગુજારવામાં આવે, ત્યારે તે બીનજરૂરીઆત બાબત લાંબી કરવામાં નકામો વખત જાય, સબબ તે "મજકુરનો પ્રકાર તથા તે ઉપરથી થતું પરિણામ તથા જે બીના ઉપરથી તે મજકુર કેહેવામાં આવ્યો હોય તે બીના પુરતી રીતે સમજવાને સારૂ જેટલી જરૂર હોય તેટલી હકિકત જડજે ગુજારવા દેવી જોઇએ, પણ તેથી વધારેની જરૂર નથી." માટે તે બાબત સદરહુ નિયમ ઉપર નજર રાખી જડજની મરજી ઉપર રાખવામાં આવી છે, સબબ જો કાંઈ મજકુર વાત ચિતમાં કેહેવામાં આવેલો હોય તો, તમામ વાતચિત કોર્ટે દાખલ કરવી જોઇએ એમ કોઇ રીતે થતું નથી. તે મજકુર સમજવાને અગર તેની શરતો બતાવવાને જેટલી હકિકત દાખલ કરવાની જરૂર હોય તેટલીજ ફક્ત એ બાબતમાં કોર્ટે દાખલ કરવાને પોતાનું ઘણું ડાહાપણ વાપરવાનું છે. એક હિસાબના ચોપડામાં એક રકમમાં મજકુર લખેલો હોય તો, આ નિયમ પ્રમાણે તે ચોપડામાંની બીજી રકમો ગુજારવાની જરૂર નથી; તેમજ એક વર્તમાનપત્રનો અમુક ભાગ કોઈની આબરૂને નુકશાનકારક હોય તો તે શિવાયની બીજી કલમો તે બાબતનાં "લાયબલ"ના કામમાં પુરાવમાં ગુજારવાની જરૂર નથી. તેમજ એક લેટરબુકમાંથી એક કાગળ પુરાવમાં ગુજારવામાં આવે અને તે કાગળ સાથે તે બુકમાંના બીજા કાગળો કાંઈ સબંધ રાખતા ના હોય તો, તે બીજા કાગળો પુરાવમાં દાખલ કરવાની જરૂર નથી. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૦૩, ૨૦૪).

અસલ "કામન લા" નો એવો નિયમ હતો કે જ્યારે એક પક્ષકાર એક દસ્તાવેજ-

માંથી ઇંતેકાફ રજુ કરે, અગર અમુક વાત ચિતમાં અમુક મજકુર કેહેવામાં આવેલો હોય તે બાબત સ્વાલ પુછે તો, બીજા પેક્ષકારનો સદરહુ તમામ દસ્તાવેજ વંચાવવાનો અગર તમામ વાતચિત કેહેવરાવવાનો હક્ક છે.

પણ આ નિયમનો અમલ કરવામાં એટલી બદ્ધિ હરકત અને ગેરઇનસાફ થયો કે જેથી તે લાગુ કરવામાં કોર્ટોએ તે નિયમમાં ઘણોજ ઘટાડો કરયો, અને તેથી હાલનો ઇંગ્રેજી "લા" આ કલમમાં જે ઠરાવ છે તેવોજ છે, સબબ કાંઇ મજકુર સમજવાને જેટલી હકિકતની જરૂર હોય તેટલીજ પુરાવમાં લેવાય છે. જેમકે એક કામમાં વાદીએ પ્રતીવાદી ઉપર એવો દાવો કરયો કે પ્રતીવાદીએ મને દૂષબુદ્ધિથી કરજ બદલ પકડેલો હતો. વળી વાદીએ તેમાં તકરાર કરી હતી કે તે નાણાં બક્ષિસ આપેલાં હતાં અને મને ધીરેલાં નહી હતાં. તેમાં વાદીના એક શાહેદીને આડાઅવળા સ્વાલ કરતાં તેણે કબુલ કર્યું કે વાદીએ સોગન ઉપર કબુલ કરેલું હતું કે હું વારંવાર નાદાર થએલો છું, અને કોર્ટે મને છોડી દીધેલો છે. આ કબુલત વાદીએ સોગન ઉપર આપી તે મેં સાંભળી છે. તે વખત વાદી તરફથી ફરીથી સ્વાલ કરી પુછવામાં આવ્યું કે તે વખતે વાદીએ એમ કહ્યું હતું કે સદરહુ નાણાં મને બક્ષિસ આપેલાં છે અને ધીરેલાં નથી કિંવા તે પ્રમાણે કહેલું નથી. હવે એ ખુલ્લું છે કે આ બેઉ મજકુર એક વાત ચીતમાં કેહેવામાં આવેલા છે, પણ તે બેમાંથી એકનો ખુલાસો કરવાની જરૂર નથી. સબબ વાદીનું જે એમ કેહેવું છે કે તે નાણાં મને બક્ષિસ આપેલાં છે અને ધીરવામાં આવેલાં નથી, તે તેની કબુલત છે, પણ તે તેનાથી અગર તેની તરફના માણસથી શાબેત થઈ શકતી નથી.

મી૦ ટેલર પોતાના ગ્રંથની કલમ ૬૬૩ માં કેહે છે કે એક પક્ષકાર ઉપર સામા પક્ષકારે કાગળો લખેલા હોય, તે કાગળોના તે સામા પક્ષકાર ઉપર જવાબ આવેલા હોય, તે, તે સામા પક્ષકાર પાસે હોય તો તે રજુ કરયા શિવાય અગર રજુ કરવાને દરખાસ્ત કરયા શિવાય તે પુરાવમાં ગુજારી શકાય છે. પછી તે વ્યવહાર સમજવાને બીજા પક્ષકાર જવાબ ગુજારવા માગે તો તે જવાબના કાગળો તે પુરાવમાં ગુજારી શકે છે. (કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૫૫, ૫૬).

વળી મી. ટેલર કેહે છે કે કેદીની કબુલતના બધા ભાગ ઉપર સરખું વજન રેહે એમ કાંઇ નિયમ નથી. જો પુરતુ કારણ હોય તો કેદીની વિરૂદ્ધનો ભાગ જ્યુરી માને અને તેના લાભનો ભાગ કાઢી નાંખે, તે વિરૂદ્ધ પ્રોસીક્યુટર તરફથી પુરાવ રજુ થયો ન હોય તોપણ ફીકર નહી. લાભનો ભાગ ખોટો છે એમ માનવાને બીજાં કારણ હોય તો બસછે. આ પ્રમાણે હિંદુસ્તાનમાં કેટલાક કેસો આ આકટ પસાર થતા પહેલાં ચુકવેલા છે જે ઓ રાણી વિ. ચકુખાં (૫ વી. રી. ૭૦) રાજા નીલમણી વિ. રામાનુગ્રહ (૭ વી. રી. ૨૯) વિગરે.

લગતી હકીકતોના ૫ વર્ગ પાડયા છે. તેમાંનો કલમ ૧૭ સી કલમ ૩૯ નો બીજો વર્ગ છે. તેમાં મુદ્દાની હકીકત બન્યા પછી તેના સબંધે જે કાંઇ કેહેવામાં અથવા બોલવામાં આવ્યું હોય, તે વિશેની હકીકતો આવે છે.

**ફેંસલો**—દસ્તાવેજમાં એવો મજકુર લખવામાં આવે કે સગીર અગર મઝીયારા કુટંબના અંગભૂતને જે દેવુ બંધનકર્ડ છે, એવું દેવું કરવાની જરૂર પડી છે તો, તેથી તે વ્યવહારના પક્ષકારોના દીલમાં તે બાબત હતી એ બાબતનો કેટલોક પુરાવ છે, અને આવો

મજકુર જ્યારે તે દસ્તાવેજમાં લખવામાં આવ્યો ના હોય, ત્યારે કાયદેસર જરૂરી હતી એવું શાબેત કરવાનો બોજો જે પક્ષકારને શીર હોય તેને તે શાબેત કરવાને વધારે મુસ્કેલી પડે છે. પરંતુ આવો મજકુર લખવાથી તે બાબતનો કાંઈ પુકત પુરાવ થતો નથી. (ઈ. લા. રી. ક. વા. ૫ પાનું ૩૬૩)

## કલમ ૪૦ મી.

## ઇનસાફી કોર્ટોના ફેંસલા કયારે લગતા સમજવા તે બાબત.

બીજી વખત દાવો થતો અથવા તજવીજ ચાલતી અટકાવવાને સારૂ પેસ્તરનો ફેંસલો લગતી હકીકત છે.

**૪૦. કોઈ કોર્ટે કોઈ એક દાવાની ફરીયાદી સાંભળવી કે નહીં, કિંવા કોઈ એક તજવીજ ચલાવવી કે નહી, એવી જ્યારે તકરાર હોય ત્યારે, જે ફેંસલો કિંવા હુકમ કિંવા હુકમનામું થયાના કારણને લીધે સદરહુ ફરીયાદી સાંભળવાને કિંવા સદરહુ તજવીજ ચલાવવાને કાયદાથી કોર્ટને અટકાવ પોંહોંચતો હોય, તે ફેંસલો કિંવા હુકમ કિંવા હુકમનામું થયું છે, એ વાત લગતી હકીકત છે.**

**ટીકા**—જે ધારાથી કાંઈ ફેંસલો અથવા હુકમનામું થયાને લીધે દાવો સાંભળવાને દીવાની કોર્ટને પ્રતીબંધ છે તે વિશેના નીયમો દીવાની કાયદામાં આવેલા છે, અને તેજ પ્રમાણે ફોજદારી કોર્ટને પ્રતીબંધ કરનારા નિયમો ક્રીમીનલ પ્રોસીજરકોડમાં આપેલા છે. ઇંગ્રેજી ગ્રંથકારો તે બાબતને પુરાવના નીયમો તળે દાખલ કરે છે. પરંતુ હિંદુસ્થાનની ન્યાય સભાએ તે વિષયને કામ ચલાવવાની રીતીના ધારામાં દાખલ કરવા વ્યાજબી ધાર્યું છે, અને તેમ કરી તે પ્રસંગે એ ફેંસલા, હુકમ અને હુકમનામાને પુરાવા તરીકે લાવવા આ કલમથી ઠરાવ્યું છે.

આ બાબતમાં સરજીટ જેમ્સ સ્ટીફન પોતાની આ કાયદા ઉપરની ટીકાને પાને ૧૨૭ મે કેહે છે કે જે બાબતના ફેંસલા હોય તે બાબતનું વધારે કામ ચાલવાને તે ફેંસલાથી પરિણામે અટકાવ થાય છે, તે બાબત આ કલમ ૪૦ તથા ૪૧ માં જાણીબુજીને છોડી દેવામાં આવી છે. આ બાબતનો કાયદો દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૩ તથા ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૦૩ માં બતાવવામાં આવેલો છે, સબબ આ પુરાવના આકટમાં જે બાબત ઠરાવવામાં આવી છે તે કોર્ટના જે ફેંસલા કાયદા જેવા હોય અને જેથી હક્ક ઉત્પન્ન થાય અને તે કાયમ છે, એમ ઠરાવવામાં આવે તે બાબત છે.

દિવાની કામમાં સન ૧૮૭૭ ના આકટ ૧૦ માની કલમ ૧૩ એ નિયમ સારી રીતે બતાવે છે. તે સીવાય કલમ ૧૨-૧૩-૪૩-૧૦૩ અને ૩૭૧ એ નિયમ સાથે અગત્યનો સબંધ ધરાવનાર છે. કલમ ૧૩ પ્રમાણે કાંઇ ફેંશલો પુરાવામાં લેતાં પેહેલાં ચાર વાતો જોવાની છે તે એકે:-( ૧ ) બીજા કામમાં પ્રત્યક્ષ અને ખરી રીતે તકરારમાં હોય તેજ બાબત ( ૨ ) યોગ્ય હકુમતવાળી કોર્ટે ( ૩ ) એકજ હક્કથી વાદ ચલાવનારા તેના તેજ પક્ષકારો અથવા તેમના પ્રતિનીધીઓ દરમિયાન ( ૪ ) તે બાબત ચોકશી કરીને આખરનો નીકાલ કર્યો હોય ત્યારેજ તે ઠરાવ આ કલમ પ્રમાણે પુરાવમાં આપી શકાય છે.

પેહેલી બાબત સદરહુ કલમનો ખુલાસો મેરીએટ વિ. હેમટન (૭ ટી. આર ૨૬૯) ના કેસ ઉપર રહેલો છે, તે કેસમાં એમ હકીકત હતી કે **અ** એ **બ** ઉપર વેચેલા માલની કીમતને માટે દાવો કર્યો, કે જે કીમત **બ** એ પ્રથમજ વસુલ આપી દીધી હતી અને તેને માટે પોહોચ પણ લીધી હતી, પણ તે વખત એ પોહોંચ નહી મળી શકવાથી તેમજ વસુલાતનો બીજો પુરાવો નહી હોવાથી **બ**, એ દાવાનો બચાવ કરી શક્યો નહી, અને તેથી ફરી પૈસા આપવા પડ્યા. પાછળથી એ ગુમ થએલી પોહોંચ તેને માલુમ પડી અને તે ઉપરથી ગેરવ્યાજબી રીતે કઢાવેલા પૈસા મળવાનો દાવો કર્યો. આ દાવાનું કામ ચાલતી વખત લોર્ડ કનીઅન સાહેબનો એવો અભીપ્રાય બંધાણો કે, કાયદેસર ન્યાયના ઈલાજથી પૈસા મેળવ્યા બાદ તે પાછા મળી શકે નહી, એમ કહીને એ દાવો કાઢી નાંખ્યો. એ દાવો ફરી દાખલ કરાવવાને માટે અરજી કરવામાં આવી, તે નામંજુર કરવામાં આવી, અને એ અભિપ્રાય સંપુર્ણ રીતે કાયમ રાખ્યો. તે વખત લોર્ડ કનીઅન (ચીફજસ્ટીસ) સાહેબે કહ્યુંકે જો આ દાવો ચાલી સકે તો મારા સમજવામાં આવતું નથી કે કયું દાવાનું કારણ કદી પણ શાંતીપર આવશે. ન્યાયના ઈલાજવડે મેળવ્યા બાદ હરેક તકરારનો અંત આવવો જોઈએ, નહીં તો કોઈ માણુસને માટે સલામતી રેહેશે નહી," અને જસ્ટીસ ગ્રાસ સાહેબે કહ્યું કે "પક્ષકારો પહેલી વખત પોતાના પુરાવાથી બરાબર તૈયાર થયા ન્હોતા એટલાજ સબબથી દાવાના કારણનો ફરી ઈનસાફ કરવાનું પક્ષકારોને દ્વાર ખુલ્લું કરી આપવામાં આવે તો, તે વાતથી મ્હોટામાં મ્હોટી કસુર અને ગફલતને ઉતેજન આપવાનું થાય." જસ્ટીસ લારેન્સસાહેબે ટીકા કરી કહ્યું કે "જે જાતનો પુરાવો અકસ્માતપણે પ્રથમની તજવીજમાં લાવવો રહી ગયો હતો તે દરેક જાત આગલું જજમેંટ કાયમ છતાં નવો દાવો કરવામાં ઉપીયોગી થઇ પડે, એવો સીધાંત મુકરર કરવો એ ઘણુંજ વીચીત્ર થઈ પડે, કેમકે એની એ બાબત આગલ્યા કામમાં વસુલાતના સ્વાલ રૂપે હતી અને તેથી આગલ્યું જજમેંટ એ સ્વાલ ઉપર નીર્ણયકાર્ક છે." આ ઠરાવ ન્યાયના જોરથી મેળવેલા પૈશા પાછા લેવાના કામમાં અને નીર્ણીત વાતના આધાર તરીકે વારંવાર અપાય છે. પણ મી. ફીલ્ડ સાહેબ કેહે છે કે ન્યાયની મદદથી મેળવેલા પૈસા પાછા મળી શકે નહી, એ સીદ્ધાંત હિંદુસ્તાનમાં જરા તફાવતની સાથ ગ્રહણ કરવો જોઈએ.

કાયદાની કોર્ટે અમુક બાબતનો સારીપેઠે તપાસ કરી તે બાબત ફેંસલો આપેલો હોય તો. તે ઊંચામાં ઊંચા દરજ્જાનો આધાર છે, સબબ તે બાબત તે ફેંસલાથી એક વખત નિર્ણય થઇ ગયો એટલે નિર્ણય થએલી બાબત સાચી છે એમ કબુલ કરવુંજ જોઇએ, કારણ એક તો તે ફેંસલો ગંભીર રીતે અને પ્રસિદ્ધ રીતે આપવામાં આવે છે. બીજું કે તે ફેંસલો રજુ કરવામાં આવે છે, એટલે તે ફેંસલો થએલો છે તે તથા તેના કાયદેસર પરિણામ જે તમામ દુનિયાં વિરૂદ્ધ થાય છે તેથી તે બાબતમાં પુરાવ થાય છે. જેમકે **અ** એ **બ** ઉપર દ્વેષબુદ્ધિથી ફરીયાદ કરચા બાબતનો દાવો કરેલો હોય, અને તેમાં **અ** પોતે નિર્દોષ ઠરચાનો ફેંસલો પુરાવમાં રજુ કરે તો, તે ફેંસલો થએલો છે તે બાબત તથા તે કાયદેસર રીતે નિર્દોષ થએલો છે એ બેઉ બાબત પુરાવ થાય છે, તેમજ પોતે જે સખસ તરફથી જમાન થયો હોય તે સખસ તરફથી તે જમાનને જે નાણું આપવાં પડ્યાં હોય તે તે સખસ પાસેથી લેવાના દાવામાં જે ફેંસલાથી તે નાણું આપવાં પડ્યાં

હોય તે ફેંસલો રજુ કરવાથી તે નાણાં આપવા પડ્યા બાબતનો પુરાવ થાય છે, તેમજ. એક માણસની અમુક ગુન્હો કરયા બાબતની તપાસ કરવામાં આવે અને તેમાં તે એવો ફેંસલો રજુ કરે કે તેજ ગુન્હા બાબત મને ગુન્હેગાર ઠરાવેલો હતો તો, તે ફેંસલો થએલો અને તેને ગુન્હેગાર ઠરાવેલો છે તે બાબત તે નિશ્ચયકાર્ક પુરાવ થાય છે, સબબ ફરીથી તે બાબત તેના ઉપર આરોપ રાખી શકાતો નથી, કારણ કે કાયદાનો એવો પણ એક નિયમ છે કે કોઈ માણસને એકના એકજ ગુન્હા બાબત બે વખત તસદી આપવી નહી જોઇએ.

જ્યારે જે બાબતનો નિર્ણય કરી ફેંસલો કરવામાં આવ્યો હોય, તે બાબત સામાવાળો કાંઇ બીજો ઈલાજ કરી શકે નહી એવો અટકાવ થાય છે, ત્યારે તે ફેંસલો તેના પક્ષકારો અને તેમની સાથે સબંધ રાખનારાઓનેજ ફકત બંધનકાર્ક છે, અને કાંઈ બદ્ધિ દુનિયાંને બંધનકાર્ક નથી. પરંતુ આ ફેંસલો યોગ્ય કોર્ટથી થએલો જોઇએ. એકસરખી હકુમતની કોર્ટના જડજે ફેંસલો કરેલો હોય તો તે પણ નિશ્ચયકાર્ક અગર બીજું કામ ચાલી શકે નહી તેવા અટકાવનો પુરાવ થાય છે. તેમજ જે કોર્ટને અમુક બાબતની સ્વતંત્ર હકુમત હોય તેવી કોર્ટે કરેલો ફેંસલો પણ તેટલોજ બળવાન છે. વળી જે પક્ષકારોની વચમાં તે ફેંસલો થએલો હોય તેમની વચમાં બીજી કોર્ટમાં બીજા કારણસર તકરાર ચાલતી હોય અને તેમાં આ ફેંસલો કોઈ રીતે લાગુ થતો હોય તો તે, તે બેની વચમાં તે બાબતનો નિર્ણયકાર્ક પુરાવ છે. પણ જે બાબતસમાંત્તર રીતીની, અને કોર્ટની હકુમત અંદરની અને નિર્ણય કરેલી હોય; અગર અકસ્માત રીતે જે બાબત આવેલી હોય તેનો નિર્ણય હકુમતવાળી કોર્ટે કરેલો હોય તોપણ તે કાંઇ પુરાવ નથી. તેમજ જે બાબતના ફેંસલા ઉપર તકરાર કરવાથી અનુમાન થતું હોય તે કાંઈ પુરાવ થતો નથી.

પ્રતીવાદી પોતાના લખીત જવાબમાં બીજા મુકરદમા બાબત હમેશાં અસર થાય તે પ્રમાણે બતાવે છે, સબબ તે પ્રથમના કામમાં થએલો ફેંસલો તે બાબતના બીજા દાવાને અટકાવ કરે છે એવી તકરાર કરવી હમેશાં સલ્લાકાર્ક છે, એમાં કાંઇ પણ શક નથી. આથી કામ ચલાવવાની બાબત ટુંકી થાય છે અને ખરચ બચે છે. પરંતુ એવું વિચારવામાં છે કે કોર્ટના જાણવામાં ફેંસલા વિગરેની વાત ગમે ત્યારે આવે, તોપણ તેનો અસર જાણે તે બાબત તકરાર કરવામાં આવી હોય તે મુજબ થાય છે.

જે ફેંસલાઓ જેને ઇંગ્રેજીમાં જજમેંટ "ઇનટર પાર્ટિઝ" કેહેવામાં આવે છે તેમાં પક્ષકારો કોણ છે તે જોવું જોઇએ. આ બાબતમાં જો એમ કેહેવામાં આવે કે જે દાવામાં ફેંસલો કરવામાં આવેલો હતો તેમાં એક સખસ પક્ષકાર ન્હોતો, તેમ છતાં તે સખસ વિરૂદ્ધ તે ફેંસલો બંધનકાર્ક થાય તે પ્રમાણે પુરાવમાં ગુજારવામાં આવે તો, તે સખસ વ્યાજબીરાહે એમ કહી શકે કે આ ફેંસલાથી હું બંધાએલો નથી, કારણ કે મને મારો જવાબ કેહેવાનો, આડાઅવળા સ્વાલ કરવાનો અગર અપીલ કરવાનો હક્ક નહી હતો. બીજી બાજુએ જે પક્ષકાર ના હોય તેવા ત્રાહિત સખસનો તે ફેંસલો પુરાવમાં આપવામાં આવે તો, જેના વિરૂદ્ધ તે આપવામાં આવતો હોય તે પક્ષકાર સારી રીતે એમ કહી શકે છે કે આ વ્યાજબી નથી, કારણ કે અમારે આમાં કાંઈ અરસપરસ વ્યવહાર થએલો નથી, કેમકે તે ફેંસલાથી તો મારો સામાવાળો મને બાંધવાને માગે છે. માટે જો હું તે સ-

ખસ વિરૂદ્ધ પુરાવમાં ગુજારૂં તો, તેથી સ્પષ્ટ રીતે તેને હરકત થઈ શકતી નથી, અને તેતો એવી હરકત લેજ કે તે નિર્ણય મારી તથા તે પક્ષકારની વચમાં થએલો નથી. (૨ મું. હા. રી. પાનું. ૩૮૫)

અરસ્પરસ વ્યવહાર બાબત મી. ટેલરે કહેલું છે કે પક્ષકારોની વચે થએલા જજમેંટથી જે બાબતનો નિયમ કરવામાં આવેલો હોય તે બાબતમાં તે નિયમ નિર્ણયકાર્ક છે. એ નિયમનો અમલ કરવાને અવસ્ય કરીને બેઉ પક્ષકારોના અરસ્પરસ હિત બાબતનો તે ફેંસલો હોવો જોઈએ, તે એટલાજ કારણથી કે તે નિયમનો અમલ કરતાં ગેરઇનસાફ થાય નહી. તે ફેંસલાથી બેઉ પક્ષકારો જેમની વચમાં કજીયો હોય તે બંધ પડવો જોઈએ, નહી તો બેમાંથી એક્કે પક્ષકારની બાબતમાં તે કામ નિર્ણયકાર્ક નથી, કારણ કે એક પક્ષકાર એક કામમાં પક્ષકાર ના હોય અને તેની શાહેદી ઉપરથી તે કામમાં ફેંસલો થએલો હોય, પછી તે ફેંસલાનો ફાયદો લેવાને તે માગે અને તે ફાયદો તેને આપવામાં આવે તો, તેથી ગેરવ્યાજબી થાય. બીજી તરફ તેવા સખસનું તે કામમાં જે સખસોની વર્તણુંકથી કામ ચલાવવામાં આવેલું હોય તેઓના ઉપર દાબ નહી છતાં તે કામના ફેંસલાથી તેને બંધ કરવો એ પણ વ્યાજબી નથી, કારણ કે તે કામ તો વખતે તે કામના પક્ષકારોએ તે સખસો ઉપર જવાબદારી નાંખવાને એક બીજા સાથે મળી જઈ પણ ચલાવ્યું હોય. જોપણ અરસ્પરસનું હિત હોવાનો નિયમ અસલ દાખલ કરવામાં આવે તેનાં આ કારણો હમેશાં આપવામાં આવે છે, તોપણ તે નિયમ એક વખત કાયમ થઈ ગએલો છે, એટલે હવે તેને આ કારણોની પુષ્ટી હોવાની જરૂર નથી. માટે એવું કામ બને કે જેમાં દેખીતું એમ શાબેત થઈ શકે કે એક ત્રાહિત સખસ એક જજમેંટ ઉપર આધાર રાખે છે. જોપણ તે જજમેંટના ઠરાવમાં તે ત્રાહિતનો કાંઈ ઘણા દુરના સાક્ષિ તરીકે અગર બીજી રીતે પણ અસર થએલો નથી, તોપણ તેથી તેના લાભમાં સદરહુ નિયમનો કાંઈ અપવાદ થાય એમ થતું નથી.

આ નિયમના આધારથી મી. ટેલર પોતાના ગ્રંથની કલમ ૧૦૫ માં કેહે છે કે ફોજદારી કામમાં થએલો ફેંસલો દિવાની કામમાં પુરાવ નથી. એટલી વાત યાદ રાખવી જોઇએ કે ફોજદારી તપાસમાં લોકો તરફથી સરકાર એક પક્ષકાર હોય છે, સબબ ફોજદારીરાહે જે ઠરાવ થએલા હોય તે ઠરાવ અગર તેના કાયદેસર પરિણામ શાબેત કરવાના કામમાં આવે છે, તે સિવાય કાંઈ કામમાં આવતું નથી.

એક સખસ ઉપર એકઝીક્યુટર તરીકે હુકમનામું થએલું હોય તો, તે તેની બીજી સ્થીતીમાં બંધનકાર્ક નથી. બેઉ કામમાં પક્ષકારો વાદી અગર પ્રતીવાદી થએલા જોઇએ. કાંઈ કામમાં બીનામી વ્યવહાર થએલો હોય તો તેમાં કોર્ટે ખરેખરા પક્ષકાર કોણ હતા તે જોવું જોઇએ. પક્ષકારોનો હક્ક ત્રણ રીતે ઉત્પન્ન થાય છે. એક રક્તથી, બીજો કાયદાથી અને ત્રીજો મીલકતથી. રક્તથી એટલે વારસ, વકીલ ઇત્યાદી. કાયદાથી એટલે જ્યારે કોઈ વારસ નથી હતું ત્યારે કાયદા પ્રમાણે ત્રીજા પક્ષકારને મીલકત મળે છે તે. મીલકતથી એટલે પટેઆપનાર અને પટેરાખનાર, અને વશિયત કરનાર અને એકઝીક્યુટરો વગર વશિયતે મરણ પામેલા અને વહિવટદારો પણ. એક પક્ષકાર એક કામમાં વાદી

હોય અને બીજા કામમાં પ્રતીવાદી હોય તેની ચીંતા નહી, પણ તે બેઉ મુકરદમામાં પક્ષકાર હોવાની જરૂર છે.

દાવાનું કારણ તેનું તેજ હોવું જોઇએ. માટે જે બાબતનો ઇસ્યુમાં બીજા કામમાં નિર્ણય કરવાનો હોય તે ઇસ્યુનો નિર્ણય પ્રથમના કામમાં થએલો જોઈએ, સબબ પ્રથમના કામનો ફેંસલો જે બાબત બીજા કામમાં પુરાવમાં આપવામાં આવે તે બાબત આપેલો જોઇએ. માટે જજમેંટ જોઇ અમુક બાબતની તજવીજ કરીજ હશે અગર તેનો ઠરાવ થયોજ હશે એવું અનુમાન થાય તો, તે બસ નથી; પરંતુ તે બાબત તે જજમેન્ટમાં આપ ખુદી રીતે જણાવવી જોઇએ.

સંભાળથી ઇસ્યુ બાબત વિચાર કરવો જોઈએ. જે ઇસ્યુ બીજા કામમાં જોવાનો હોય તે ઈસ્યુ પ્રથમના કામમાં એકલોજ હોવો જોઈએ, એમ કાંઇ જરૂર નથી. પ્રથમના કામમાં તે ઇસ્યુ બીજા ઇસ્યુની સાથે હોય તોપણ તેની કાંઇ હરકત નથી. જે બાબત તકરાર હોય તે બાબત તમામ હકિકત બતાવવાને પક્ષકાર બંધાએલા છે, અને દાવામાં ઠરાવ કરવાના જે મુદ્દા હોય તે બાબત તમામ હકિકત બતાવી શકે છે. જે સ્વાલની તકરાર હોય અને જેનો વિચાર કરવાનો હોય તે પક્ષકાર છોડી દે અને પછી ફરીથી દાવો કરવાનું કારણ થયું બતાવે, એમ થઈ શકતું નથી.

એક વખત પ્રથમના કામમાં નિર્ણય થઇ ગએલો છે માટે તે નિર્ણય થઇ ગએલી બાબતનો બીજો દાવો ચાલી શકતો નથી, એવી જે તકરાર છે તેનો અમલ કરવા તે કોર્ટને એવી ખાત્રી થવી જોઇએ કે, જે કાયદેસર હક્કના કારણથી વાદી દાવો કરે છે તે કારણ પ્રથમના કામમાં ઉત્પન્ન થએલું હતું, અને તે બાબત નિર્ણય કરવાનો હતો, અને તેની છેવટની વ્યવસ્થા તે કામમાં જજમેંટ તથા હુકમનામાથી કરવામાં આવી છે. ૧૦ બેંગાળ લા રીપોર્ટને પાને ૨૦૦ મે નથુલાલ ચોધ્રી વિ. સોકીલાલનો મુકરદમો એવી મતલબનો છે કે, એક અવિભક્ત કુટંબના બે અંગભુતોએ એકઠું ખત લખી આપેલું તેની રૂઈએ તે કુટંબના બીજા અંગભુતો ઉપર દાવો કરી હુકમનામું મેળવવામાં આવેલું હતું, તેમ છતાં આ દાવો થયો, તેથી ઠરાવ્યું કે આ કામનો નિર્ણય એક વખત થઇ ગએલો છે, (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૦૫ થી ૨૦૯).

હાલના દિવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સન ૧૮૮૨ ના આક્ટ ૧૦ મા) ની કલમ ૧૩ ના ખુલાસા ૫ મામાં જે ઠરાવ છે તે નીચે પ્રમાણે છેઃ—

ખુલાસો ૫ મો—પોતાને વાસ્તે અને બીજાઓને વાસ્તે મળીને; કોઇ ખાનગી હક્ક ઉપર એકઠો દાવો રાખીને, તે ખાનગી હક્ક વિષે કોઇ સખસો ખરા ઇમાનથી કોર્ટમાં વાદ ચલાવતા હોય, ત્યારે તે હક્કની સાથે લાગતા વળગતા બધા સખસો આ કલમના કામ સારૂ તે વાદ ચલાવનારા સખસો તરફથી હક્ક રાખનાર સખસો છે, એમ ગણવું.

બીજા કામમાં જે ઈસ્યુ હોય તે પ્રથમના કામમાં ફકત ઉત્પન્ન થએલો જોઈએ એટલુંજ નહી, પણ તે બાબત ગુણદોષની તપાસ થઇ ફેંસલો થએલો જોઇએ, અને ફકત આરંભના મુદ્દા અગર કાંઈ સાંકીત બાબત ઉપરથી પ્રથમના કામનો નીકાલ કરવામાં આવેલો હોય તો, તે બસ નથી. માટે જો દાવો જારી રાખવામાં આવ્યો ના હોય, અગર નાનસુટ (કાહાડી નાંખવા) કરવામાં આવ્યો હોય તો, તે ફેંસલાથી બીજા દાવાને અ-

ટકાવ થતો નથી.

બેઉ કામમાં દાવાનાં સ્વરૂપ એકજ હોવાં જોઇએ, એમ કાંઇ જરૂર નથી, સબબ એક કામમાં અમુક હકનો નિર્ણય કરવામાં આવે તો પછી તે બાબત બીજા પ્રકારનો દાવો કરી તેનો નિર્ણય થઈ શકતો નથી. બીજો દાવો ચાલવાને નવું કારણ ઉત્પન્ન થવું જોઈએ. માટે તેના તેજ કારણના એક ભાગનો નવો આધાર થાય, તેથી કાંઇ બસ નથી.

જાનકી અમાલ વિ. કમાલાથમલ ( ૭ મ. હા. રી. પાનું. ૨૬૩ ) ના કામમાં **अ** એ પોતાના ધણીના વારસાના હકથી મીલકત તાબે લેવા દાવો કર્યો, તેમાં **ब** એ હરકત લીધી, પણ તેના વિરૂદ્ધ ઠરાવ થયો, તે પછી એ મીલકતમાં કુટંબના બંદોબસ્તની રૂઇએ પોતાનો અર્ધો હિસ્સો છે એમ કહી **ब**. એ દાવો કર્યો, પણ તેમાં આગલ્યા ફેંસલાની હરકત ગણી દાવો કાહાડી નાંખ્યો.

આ બાબતમાં ૨૨ ક. વી. રી. ૪૬૪ તથા ઈ. લા. રી. ૨ ક. ૧૫૨ તથા ઈ. લા. રી. ૧ મુ. પાનું ૮૭; તથા મુર્સ. ઈ. અ. ૫૦ તથા ઇ. લા. રી. ૧ અ. ૭૫. ૧૦ મુ. હા. રી. પાનું. ૨૫૩. ૮ વી. રી. પાનું. ૩૦૭; તથા ૯ વી. રી. પા. ૩૧૦ વિગરે ઘણા ફેંસલા છે.

અકસ્માત રીતે, એટલે વગર અખત્યારી કોર્ટે પોતાના અખત્યાર પુર્વકના કામમાં બીજી બાબતનો અભિપ્રાય બતાવેલો હોય, જેમકે ઘરના ભાડાના દાવામાં સ્માલકાજકોર્ટે ઘરના માલેકપણા વિશે કે નુકશાનના દાવામાં ઝાડના કે બીજી સ્થાવર મીલકતના માલેકપણા બાબત અભિપ્રાય આપ્યો હોય તેવાં કામ. ૭ બે. લા. રી. પાનું. ૬૭૩ તથા ૧૫ બે. લા. રી. ૨૪૮, ૨૫૧.

કોર્ટોની હકુમત બાબતમાં અંગ્રેજી કાયદાનો હેવો નિયમ છે કે જે વાત ખાસ બાતલ કરી ના હોય, તેવી સઘળી બાબતની હકુમત ઉપલી કોર્ટને છે, અને જેટલી સફાઈથી બતાવવામાં આવી હોય તેટલીજ બાબતમાં તાબાની નીચેની કોર્ટને હકુમત છે. માટે અમુક બાબત તાબાની કોર્ટની હકુમતમાં હતી એ વાત હકુમત કેહેનાર પક્ષકારે શાબેત કરવી જોઈએ.

પરરાજ્યના સ્વતંત્ર ફેંસલા સદરહુ રીતેજ બંધનકાર્ક છે, અને ગુણદોષની બાબતમાં તે આખરના છે. તે ફેંસલાની બાબતમાં કપટ અગર બેઉ પક્ષકારની એક મસલત અગર હકુમતની ખામી અગર પક્ષકારોની ખામીને લીધે વાંધો લેઇ શકાય છે.

હાલના દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૪ મીમાં ઠરાવવામાં આવેલું છે કે, પરરાજ્યનો કોઈ ફેંસલો નીચે પ્રમાણે હોય તો તેને લીધે બ્રિટિશ ઇંડ્યામાં ફરીયાદ કરવાને પ્રતિબંધ થશે નહી, એટલેઃ—

( **अ** ) કામના ગુણદોષ તપાશીને તે ફેંસલો નહી આપ્યો હોય તો,

( **ब** ) કામના કાગળ જોતાંજ એમ જણાય કે દેશ દેશના અરસ્પરસ વ્યવહારના કાયદાની ( ઈંટર નેશનલ લાના ) અથવા બ્રિટિશ ઈંડિયા માંહેના કોઇ ચાલુ કાયદાની ભુલ ભરેલી સમજથી તે ફેંસલો કરેલો છે તો,

( **क** ) જે કોર્ટની રૂબરૂ તે આણ્યા હોય તેના અભિપ્રાયમાં એમ આવે કે વાસ્તવિક ન્યાયથી તે ઉલટો છે તો,

(ड) તે કપટથી મેળવેલો હોય તો,

(इ) બ્રિટિશ ઇંડયામાં ચાલતો કોઈ કાયદો તોડીને તેને આધારે કરેલો દાવો તેમાં અપાવ્યો હોય તો.

મી૦ ટેલર સદરહુ કલમ ૧૪ મીમાં બતાવેલી બાબતોની સાથે વધારાની એટલી બાબત બતાવે છે કે, જો જે દેશમાં તે ફેંસલો આપવામાં આવેલો હોય ત્યાંહાંના કાયદા વિરૂદ્ધ અગર તે એવા અંદેશા ભરેલો હોય કે તેમાં શી બાબતનો નિર્ણય કરેલો છે તે નક્કી થઇ શકતું ના હોય, અગર દેખીતા અમુક કારણોથી તે ફેંસલો કરવામાં આવેલો છે એમ જણાતું હોય, અને તે કારણો ભુલ ભરેલાં હોય તો તે ફેંસલાનો અસર પુરાવ તરીકે બીલકુલ રેહેતો નથી.

આગળ કેહેવા પ્રમાણે ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૪૦૩ પ્રમાણે પ્રથમના કામમાં થએલા ફેંસલા બીજા કામને પ્રતિબંધ કરતી છે એવું ઠરાવવામાં આવ્યું છે. જો કેદીને ચોરીના તોહમતમાંથી મુકત કરવામાં આવેલો હોય તો, પછી તે ચોરીમાં મદદ કરયાનો આરોપ તેના ઉપર ચાલી શકતો નથી, પણ જ્યારે એક સખસને એક દસ્તાવેજ જુઠો બનાવ્યાનો ગુન્હેગાર ઠરાવ્યો હોય તેથી બીજો દસ્તાવેજ તે તપાસમાં કોર્ટની રૂબરૂ હોય, તોપણ તેથી કાંઈ તે બીજો દસ્તાવેજ જુઠો બનાવેલો છે એવો આરોપ રાખી બીજું કામ ચલાવવાને હરકત થતી નથી, કારણ કે દ્વારકાંનાથ દત્તના કામમાં (૭ સધરલાન્ડ ક્રિમિનલ રૂલીંગ પાનું ૧૫) ચીફ્જસ્ટીસ પીકોકે કહ્યું છે કે अ એ દસ્તાવેજ જુઠો બનાવ્યો તે અને ब એ દસ્તાવેજ જુઠો બનાવ્યો તે બન્ને, મારી નજરમાં પૃથક પૃથક ગુન્હા છે.

પ્રથમ જે કામ ચાલેલું હોય તેમાં અને બીજા કામમાં તેનો તેજ ગુન્હો હોય તો, પ્રથમના કામનો ફેંસલો બીજા કામમાં બંધનકાર્ક થાય છે. માટે પ્રથમના કામમાં પુરાવ શો હતો અને બીજા કામમાં શો છે તે જોવાની કોર્ટને જરૂર નથી, સબબ બેઉ કામમાં પુરાવ એક હોય પણ ગુન્હા જુદા જુદા હોય તો, તે પ્રમાણે પ્રથમના કામનો ફેંસલો પ્રતિબંધ કરતો નથી. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૧૩)

**ફેંસલા**—શામપ્રસાદ વિ. હરીપ્રસાદ (૧૦ મુંસૈ. ઈં. અ. ૨૦૩) ના કામમાં પ્રીવીકાંઉસીલે કહ્યું કે "ઈંગ્લંડના કાયદા પ્રમાણે અને તેથી જુદોજ નિયમ હિંદુસ્તાનને માટે છે, એમ ઠરાવવાને માટે કોઈ કારણ અમારા જોવામાં આવતું નથી. તે ધારા પ્રમાણે બીન શક છે કે કોઈ હુકમનામા અથવા જજમેન્ટના આધારે મેળવેલા પૈસા જ્યાં સુધી તે હુકમનામું અથવા જજમેન્ટ અમલમાં રેહે ત્યાં સુધી તે પાછા મેળવી શકાતા નથી, પણ ન્યાયના આ નિયમનો અમારા સમજવા પ્રમાણે એ કારણ ઉપર આધાર રહેલો છે કે અસલ હુકમનામું અથવા ફેંસલો પાછળથી કામ ચાલી રદ થયો નથી, ત્યાં સુધી અસલ હુકમનામું કાયમ છે એમ સમજવું જોઇએ. જો તે પ્રમાણે રદ થાય તો પછી તેના આધારે મેળવેલા પૈસા ખરેખરા પાછા આપવા જોઈએ. અને તે સંક્ષેપ રીતે અથવા નવો દાવો કરીને પાછા મેળવી શકાય છે, ત્યારે આ કેસમાં ખરેખરો એ સ્વાલ છે કે એ હુકમનામું એ પ્રમાણે રદ થયું છે કે કેમ."

મથુરાંદેવ વિ. સીવતમથું માદેવ (૭ મ. હા. રી. ૧૬૦) ના કામમાં વાદીએ ટીલા-

ઈત હક્કનો રીવાજ કહી છેલ્લા માલીકના વડા દીકરા તરીકે અમુક મીલકત કબજે લેવાનો દાવો બાંધ્યો, પ્રથમ તેણે પોતાના બાપની પટરાણીના દીકરા તરીકેની પોતાની સ્થીતિ ઠરાવવા દાવો કર્યો હતો. તેમાં તેની વિરૂદ્ધ થએલા હુકમનામાથી આ બીજા દાવાને પ્રતિબંધ છે, એમ ઠરાવવામાં આવ્યું; એટલા ઉપરથી કે પેહેલા દાવાનું કારણ વારસ હોવાને હયાતીનું હતું, અને બીજા દાવામાં તેજ હક્ક ઉપરથી નવો પાયો માંડવામાં આવે છે.

શ્રીધર વિનાયક વિ. નારાયણ બાબાજી ( ૧૧ મુ. હા. રી. ૨૨૮ ) ના કામમાં અમુક જમીન હુકમનામાની બજાવણીમાં જપ્ત થઈ. अ એ જપ્તી વિશે વાંધો લીધો કે તે જમીન તેના કબજામાં ગીરો અને શરતી વેચાણની રૂઇએ હતી, અને તેની મુદત થઈ રેહેતાં વેચાણ કાયમ થયું છે. તે વાંધો રદ કરવામાં આવ્યો અને એ જમીન ब ને હરાજીમાં વેચાણ આપી. આ ઉપરથી अ એ પોતાનો હક્ક સ્થાપન કરવાને ब ઉપર દાવો કર્યો. આ દાવો ગીરો અને શરતી વેચાણની વાત अ એ શાબીત નહી કરવાથી કાઢી નાંખવામાં આવ્યો. આ કાર્યના પુરાવાનો દસ્તાવેજ સ્ટાંપ ઉપર નહી હોવાથી દાખલ કરવા જોગ ન્હોતો, તેમાં એમ પણ ઠરાવવામાં આવ્યું કે માલીક તરીકે अ ત્રીસ વર્ષના કબજાનો હક્ક શાબીત કરી શક્યો નથી, તોપણ કબજો મેળવવાને ब અશક્ત હતો તેથી તેણે अ પાસેથી કબજો લેવાનો દાવો કર્યો. આ દાવો હાયકોર્ટે રદ કર્યો, એમ ઠરાવીને કે अ ૧૨ વર્ષ કરતાં વધારે મુદત થયાં કબજેદાર હતો કે જેથી કરીને મુદતના ધારા પ્રમાણે ब ના દાવાને પ્રતિબંધ હતો. પાછળથી ब ના છોકરાએ अ ના છોકરા પાસેથી જે ગીરોની વાત પ્રથમ अ કેહેતો હતો તે ગીરો છોડાવવાનો દાવો કર્યો. તેમાં એમ તકરાર લેવામાં આવી કે अ એ શરૂથીજ પોતાના હક્કનો આધાર ગીરોની વાત ઉપર રાખ્યો હતો અને તે વાતની ब ને પુરેપુરી ખબર હતી, તેથી પોતાના કબજાના દાવાને પુષ્ટી આપે એવી જે કાંઈ વાત જાણવામાં હોય તે બધી તેજ દાવામાં લાવવા ब ની ફરજ હતી. માટે આગલ્યા હુકમનામાથી આ દાવાને પ્રતિબંધ છે. તેમાં મુંબાઈ હાયકોર્ટે ઠરાવ્યું કે આગલ્યા જજમેંટથી આ દાવાને પ્રતિબંધ નથી, એટલા માટે કે આગલ્યો દાવો ફક્ત अ ને કબજામાંથી કઢાવવા માટે હતો અને તેમાં ગીરો છોડાવવાનું હુકમનામું થઈ શકે નહી. એક તરફથી માલીક અને પ્રવેશ કરનારના હક્ક અને ફરજો ગીરો મુકનાર અને ગીરો રાખનારના હક્ક અને ફરજોથી તમામ જુદો છે, અને સાદી રીતે કબજામાંથી કઢાવવાના દાવામાં નિષ્ફળ થવાથી ગીરો મુકનાર તરીકેના હક્કથી કરેલા દાવાને પ્રતિબંધ થતો નથી.

દેવરાવ ક્રિશ્ન વિ. હલમભાઈ ( ઈ. લા. રી. ૧ મુ. ૮૭ ) ના કામમાં વાદીએ પ્રતીવાદીને મુખી ગણીને ઠરાવેલા બાળવાનાં લાકડાં નહી સોંપ્યાનો દાવો કર્યો. તેમણે તકરાર કરીકે પોતે વાદીના આડતીયા હતા, અને એ લાકડાં સોંપવાનો પોતે કરાર કર્યો ન્હોતો. આ તકરાર શાબીત થઈ અને દાવો રદ થયો. તેમાં ઠરાવ્યું કે એ પ્રતીવાદીઓ ઉપર વેહેપારની રૂડીના આધારે આડતીયા તરીકે જવાબદાર ગણવાનો દાવો થઈ શકતો નથી.

દીનબંધુ ચોધ્રી વિ. ક્રીસ્તોમણી દાસી (ઈ. લા. રી. ૨ ક. ૧૯૨ ) ના કામમાં अ અને તેની ઓરત ब ને क નામની દીકરી હતી, તેને ड સાથે પરણાવી. क ના અને પાછળથી अ ના મરણ પછી क ને अ એ અમુક મીલકતનું બક્ષીસપત્ર કરી આપ્યાને બાહાને ड, એ મીલકત રાખી બેઠો છે, અને એ બક્ષીસપત્ર વાસ્તવિક રીતે બનાવટી છે, એમ કહી તે મીલકત લેવા ब એ ड ઉપર દાવો કરયો. એ બક્ષીસપત્ર ખરૂ માલુમ પડયું અને ब

નિષ્ફળ ગયું, તે ઉપરથી તેણીએ એ જમીન **क** ના વારસ તરીકેના હક્કથી મેળવવાનો બીજો દાવો કર્યો. તેમાં ફુલબેંચના પાંચ જડજોમાંથી ચાર જડજોએ ઠરાવ્યું કે આગલ્યા જજમેંટથી આ દાવાને પ્રતિબંધ છે.

બળદેવશાહ વિ. બતેસર ( ઈં. લા. રી. ૧ અ. પાનું ૭૫ ) ના કામમાં એમ હકીકત હતી કે, પ્રતીવાદીએ વાદીના કબજાની જાગીર ખરીદ કરી તેનો કબજો મેળવવા દાવો કર્યો હતો. વાદીએ તે કામમાં એમ બચાવ કર્યો કે પોતે હરરાજીનો ખરીદદાર છે, તે કામમાં પ્રતીવાદીએ હુકમનામું મેળવ્યું. તે ઉપરથી અગ્રક્રિયાધિકારના હક્કથી એ જમીન મેળવવાનો આ દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તેણે આ હક્ક આગલ્યા દાવાના બચાવમાં મુકવો જોઈતો હતો, માટે આગલ્યા ઠરાવથી આ દાવાને પ્રતીબંધ છે " તેવીજ રીતે જદુલાલ વી. રામગુલામ ( ઈ. લા. રી. ૧ અ, ૩૨૬ ) ના કામમાં ઠરાવ થયો છે.

નોબો દુરગાદાસી વિ. ફેઝબક્ષ. ( ઈ. લા. રી. ૧ ક. ૨૦૨ ) ના કામમાં એમ હકીકત હતી કે **अ** એ **ब** પાસેથી ૧૮૬૧ માં કેટલાં એક ગામ ઈજારે રાખ્યાં. ૧૮૬૫ માં થોડો એક ભાગ તેના કબજામાંથી છીનાવી લેવામાં આવ્યો. પણ તે વખત વાર્ષિક રકમમાંથી ઘટાડો કરવાને કાંઇ ઇલાજ લીધો નહી. સન ૧૮૭૧ ની રકમ નહી ભરવાથી **ब** એ એક વર્ષની રકમનો દાવો બાંધ્યો. આ દાવામાં જે મીલકત તેની પાસેથી ગઇ હતી તેની કીમત તરીકે રૂ. ૧૫૫ ) નો ઘટાડો કરવા **अ** એ બચાવમાં માગણી કરી. તે તકરારમાં એમ ઠરાવવામાં આવ્યું કે રૂ. ૪૨ ) નો ઘટાડો થવા તે હક્કદાર છે, આ ઠરાવ ઉપર અપીલ નહી થવાથી આખરનો ઠરાવ થયો. ત્યાર પછી **अ** એ રૂ. ૧૫૫ ) નો ઘટાડો હમેશને માટે કરાવવા દાવો કર્યો, તેમાં ઠરાવ્યું કે આગલ્યા કેસમાં ઘટાડાના સ્વાલનો નિર્ણય થઈ ગયો છે, માટે એ સ્વાલ ફરી કરી શકાતો નથી.

હિંદુ લગ્ન ગેરકાયદેસર કે નીરર્થક ઠરાવવાના દાવા સાંભળવાને કોર્ટોને અખત્યાર છે; અનીજા દાસી વિ. પ્રલ્હાદચંદ્ર ( ૬ બં. લા. રી. ૨૪૩ ), તેમજ લગ્નના હક્ક મેળવવાના દાવા દીવાની કોર્ટ સાંભળી શકે છે, મુનસીઝલ રહિમ વિ. સમસુ નીસા બેગમ ( ૧૧ મુર્સ ઈ. અ. ૫૫૩ ), યટીન બીબી વિ. સખીરચંદ્ર ( ૬ વી. રી. ૧૦૫ ), તેમજ ન્યાતમાં દાખલ થવાનો દાવો દીવાની કોર્ટ સાંભળી શકે, રામકંથ વિ. રામલછન, ( બં. સ. દી. સન ૧૮૫૯ નું પાનું ૫૩૫ ), ગોપાળ ગુરેન વિ. ગુરેન ( ૮ વી. રી. ૨૫૯ ), તેમજ પુરોહીતનું કામ કામ ચલાવવાના હક્કના દાવા દિવાની કોર્ટ સાંભળી શકે છે,. એટલા માટે કે એ હક્ક વેચી અને ગીરોમાં લેઇ શકાય છે. સંકરભાર્થિ સ્વામી વિ. સીધલીંગાય ( ૩ મું. રી. અ. ૧૯૮ ), તેમજ મોઢેથી ગાળ દીધાને માટે નુકશાનીના દાવા સાંભળી શકાય છે, ગૌરચંદ્ર વિ. કલે ( વી. રી. ૨૫૬ ), તેમજ જે માજીસ્ટ્રેટ અને ઇનસફ્દાર પોતાની ફરજો બજાવવામાં વ્યાજબી સંભાળથી અને ચોતરફ ધ્યાન રાખી કામ નથી કરતા તેના ઉપર નુકશાનીના દાવા સાંભળી શકાય છે. પલનાય દેવકર વિ. બાઈ પૃચ્છા ( ૩ મુ. વી. રી. ૩૬ ), તેમજ જબરાઈથી મેળવેલા પૈસા પાછા લેવાના દાવા, રામગતીદાસ, વિ. ગુલામ અહમદ ( વી. રી. ૨. પે. ૮૫ ), કોઈ ગીરો થએલો દસ્તાવેજ રદ કરાવવા અને બનાવટ ઠરાવવાના દાવા, ફકીરચંદ વિ. ટકરસંધ ( ૭ બં. લા. રી. ૬૧૪ . ગુજરાન ની

હિંદુ ઓરતના દાવા, લાલ ગોપીનાથ વિ. મુસામતજીતના ( ૬ વી. રી. ૬૭). ગેરવ્યાજબી રીતે નોકરને બરતરફ કર્યા બાબત સરકાર ઉપરના દાવા હીયુઝ વિ. હિંદુસ્તાન ખાતાના વડા પ્રધાન ( ૭ બં. લા. રી. ૬૮૮). હુકમનામાની રકમ કોર્ટ બહાર વસુલ આપેલી હોય અને સામો ધણી કોર્ટમાં ભરપાઇ કરી બજાવણી કરે, ત્યારે કોર્ટ બાહાર આપેલી રકમ પાછી લેવાના દાવા દિવાની કોર્ટમાં સાંભળી શકાય છે. યુનામતદાસી વિ. પ્રાણકીશોર. ( ૫ બં. લા. રી. ૨૨૩ ), પણ આ છેલ્લા દાવા બાબત મદ્રાસ હાઈકોર્ટે એમ ઠરાવ્યું કે તે ચાલી શકશે નહીં, અરૂણછેલા પીલાઈ વિ. અપાબુ પીલાઈ ( ૩ મ. ૧૮૮ ). આ બાબતમાં દિવાની પ્રોસીજરકોડની કલમ [illegible] માં ઠરાવ કર્યો છે, અને તેથી એમ જણાય છે કે અલાઇદો દાવો ચાલી શકશે નહી. [illegible]પણના કરાર પળાવવાના દાવા સાંભળી શકાતા નથી, ગણપતનારાયણસંઘની અરજીના કામમાં ( ઈ. લા. રી. ૧ ક. ૭૪ ). કોઇ મંડળી અથવા સમાજમાં મેંબરનું તરીકે હક્ક ઠરાવવાનો દાવો જો તેમાં કાંઈ મીલકતને નુકશાન અથવા ન્યાત બાહાર મુક્યાની વાત નહી હોય તો ચાલી શકશે નહી. ( સધારામ પતર વિ. સધારામ ( ૩ બં. લા. રી. પાનું ૯૧ )

શાખી બીવા વિ. મેહેદી મંડળ ( ૯ વી. રી. ૩૨૭ ) ના કામમાં ઠરાવવામાં આવ્યું કે આગલું કામ ગુણદોષ ઉપર ચુકાદો થયા શિવાય પ્રથમના મુદ્દા ઉપરથી સંક્ષેપ રીતે કાઢી નાંખવામાં આવ્યું છે, માટે આ દાવાને પ્રતીબંધ નથી. તેમજ દાવાની કીંમત ઓછી બાંધવાના સબબથી કાંઈ કેસ નીકળી ગયો હોય તેથી ફરી દાવો બાંધવા પ્રતીબંધ નથી. દુલભ જોગી વિ. નારાયણ લખુ (૪ મુ. હા. રી. પાનું ૧૧૦ ). દિવાની પ્રોસીજરકોડની કલમ ૫૬ પ્રમાણે કાઢી નાંખેલા દાવા બાબત ફરી દાવો કરવાને હરકત નથી.

**अ** એ એક હુકમનામું મેળવી પોતાની તથા **ब** ની વતી તેની બજાવણી કરવા માગણી કરી, એમ કહીને કે **ब** પોતાના ધણીનો ઔરસ પુત્ર છે અને તેના ધણીના મોત પછી જન્મ્યો છે. **ब** ના ઔરસપણા વિશે વાંધો ઉઠયો, પણ તેના બજાવણીના કામમાં ચોકશી થઈ નીકાલ કરવામાં આવ્યો. તેમાં પ્રીવીકોંસીલે ઠરાવ્યું કે એ ઠરાવ નીર્ણીત ગણાતો નથી. અબીદનીસા ખાતુન વિ. અમીરનીસાખાતુન ( ૪. લા. રી. ૨ ક. ૩૨૮ ). આ પ્રતીવાદી ઉપરના સમન વાદીએ પ્રોસેસ ફી રજુ કરવાની કસુર કર્યાથી ન બજ્યાથી અથવા બંને પક્ષકારોની ગેરહાજરીમાં દાવો કાઢી નાંખવાથી ફરીયાદો કરવા પ્રતીબંધ નથી. સી. પ્રો. કોડ કલમ ૯૭–૯૮–૯૯, પણ વાદીની ગેરહાજરી. સબબ દી. પ્રોસીજરકોડની કલમ. ૧૦૩ પ્રમાણે દાવો કાઢી નાંખ્યો હોય, ત્યારે તે બાબતનો ફરી દાવો ચાલી શકતો નથી, તેમજ કલમ ૩૭૧ પ્રમાણે ફરીયાદ બંધ પડ્યા પછી તેજ દાવાના કારણ ઉપરથી નવી ફરીયાદ ચાલવાને પ્રતિબંધ છે.

રાણી વિ. ઈશ્વરીઆ ( ૨૨ વી. રી. ૧૪ ) ના કામમાં ઠરાવ્યું કે જે કોર્ટ આગળ ફરી ઈનસાફ થાય છે તે કોર્ટને આગલા કામમાં શું પુરાવ પડયો હતો એ બાત, આગલા કામમાં તેના તેજ ગુન્હાની તજવીજ હતી, એ નક્કી કરવા શિવાય બીજા કાંઈ કારણસર જોવાની જરૂર નથી. જો ગુન્હો એકનો એકજ હોય તો પછી આગલા કામની શાબીતી અથવા ગેરશાબીતી બીજા કામને પ્રતિબંધ થઇ પડે છે; ગમે તો પછી આગલા કામમાં

પડેલા પુરાવા ઉપરથી તે પ્રમાણે વ્યાજબી રીતે પરીણામ આવે છે, એમ બીજી કોર્ટની નજરમાં આવે કે નહીં, તેની ફીકર નહી.

સન ૧૮૬૪ ના આકટ ૫ મા પ્રમાણે મામલતદારે કરેલો ફેંસલો નીશ્ચયકાર્ક પુરાવ નથી. ઈ. લા. રી. મું. વા. ૧ પાનું ૬૨૪ તથા મું. વા. ૫ પાનું ૩૮૭

પક્ષકારોની વચે અગર જે સખસોની તરફથી પક્ષકારો કામ કરતા હોય તેમની વચમાં ફેંસલાથી અને હુકમનામાથી હક્ક કબુલ કરવામાં આવ્યો હોય, તે પુરાવ આકટ (સન ૧૮૭૨ ના આકટ ૧ લા) પ્રમાણે આગળની માફક નીશ્ચયકાર્ક નથી, તોપણ તે આકટની કલમ ૧૩ પ્રમાણે તે પુરાવમાં ગ્રાહ્ય છે. પછી ગમે તો આગળના કામમાં પક્ષકારો કેવળ ત્રાહીત હોય તેની ચીંતા નહી. જ્યારે પક્ષકારો તેના તે હોય અગર આગળન કામમાં જે પક્ષકારો હોય તેના વારસ વકીલો હોય, ને તે ફેંસલો ઘણુંકરીને નીશ્ચયકાર્ક એવી રીતે થાય કે જે પક્ષકાર તે રજુ કરે તેના લાભમાં તે હોય તો, તેના ઉપરથી પુરાવનો બોજો ખશી સામા પક્ષકારના ઉપર તે બોજો જાય છે. (ઈ. લા. રી. મું. વા. ૩ પાનું. ૩)

ઘણા મતે ઠરાવવામાં આવ્યું કે સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૪૬ ના ઠરાવ પ્રમાણે જે હુકમ કરવામાં આવ્યો હોય, તે જો કાયદા પ્રમાણે મુદતની અંદર પાકો દાવો કરી રદ કરાવેલો ના હોય તો, તેમાં જે પક્ષકારો હોય તેને તે બંધનકાર્ક અને નીશ્ચયકાર્ક છે. (ઈ. લા. રી. અ. વા. ૧ પાનું ૩૮૧)

એક ખત લખી આપનારના ઉપર **अ** એ દાવો કરયો. કોર્ટે તેમાં ઠરાવ્યું કે ફેંસલામાં જે કારણો બતાવવામાં આવ્યાં છે તે કારણોથી તે લખી આપનારાઓની સહીઓ સાચી નથી. તેથી **अ** એ ખોટો દસ્તાવેજ બનાવ્યા બાબત તેના ઉપર ફરીયાદ ચલાવવાને ઠરાવ કરવામાં આવ્યો. **अ** ની જ્યુરી રૂબરૂ તપાસ ચાલતાં દીવાની કોર્ટનો ફેંસલો ફરીયાદ તરફથી પુરાવમાં રજુ કરવામાં આવ્યો, અને તે ફેંસલાના મજકુર બાબત સેશનજડજે જ્યુરીને કામ સમજાવતાં ટીકા કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ ફેંસલો કાયદા વિરૂદ્ધ પુરાવમાં દાખલ કરવામાં આવ્યો. (ઈ. લા. રી. ક. વા. ૬ પાનું ૨૪૭)

**अ** અને **ब** ની વચમાંના દાવામાં એવો સવાલ છે કે **क** અગર તે **ह** નો વારસ છે કે નહી. જો **क** તે **ह** નો વારસ હોય તો, **अ** ને જીતવાનો હક્ક છે; તેમ ના હોય તો તેવો તેનો હક્ક નથી. તેજ સવાલ પ્રથમ ક્ષ એ **अ** ઉપર દાવો કરયો હતો તેમાં ઉત્પન થએલો હતો, અને **अ** ના વિરૂદ્ધ તેનો નિર્ણય કરવામાં આવેલો હતો. આ પ્રથમનો ફેંસલો **अ** અને **ब** ની વચમાંના દાવામાં પુરાવમાં દાખલ કરવામાં આવ્યો, અને નીચેની કોર્ટોએ તે બાબતમાં **अ** વિરૂદ્ધ નિશ્ચયકાર્ક ગણ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે **अ** અને **ब** ની વચમાં કલમ ૧૩ તરીકેના "વ્યવહાર" પ્રમાણે અગર કલમ ૧૧ મુજબ "હકીકત" તરીકે અગર પુરાવ આકટની બીજી કોઈ કલમ પ્રમાણે પ્રથમનો ફેંસલો પુરાવમાં દાખલ કરવા લાયક નથી. (ઈ. લા. રી ક. વા. ૬ પાનું. ૧૭૧)

## કલમ ૪૧ મી.

પ્રોબેટ વિગરે સબંધીના અધિકારથી

**૪૧. કોઈ કાયદેસર સબંધ કોઈ સખસને છે કિંવા નથી, અથવા કોઈ સખસનો કોઈ અમુક વસ્તુ ઉપર હક્ક છે કિંવા**

કીધેલા ફેંસલા.

નથી, એ વાત જ્યારે લગતી હોય ત્યારે પ્રોબેટ સબંધી-ના કિંવા લગ્ન સબંધીના, કિંવા સમુદ્ર ઉપરના, કિંવા નાદારી સબંધીના, પોતાના અધિકારનો અમલ ચલાવતાં કોઈ અધિકારવાળી કોર્ટે આખરી ફેંસલો કિંવા હુકમ કિં-વા હુકમનામું કર્યું હોય, અને તે ઉપરથી સદરહુ કાયદે-સર સબંધ કોઈ સખસને આપ્યો હોય અથવા તેની પાસેથી છીનવી લીધો હોય, અથવા કોઈ સખસનો એવા સબંધ ઉપર હક્ક છે એમ ઠરાવ્યું હોય, અથવા સદરહુ અમુક વસ્તુ ઉપર સદરહુ સખસનો હક્ક છે એમ ઠરાવ્યું હોય, અને તે હક્ક કોઈ બીજા અમુક માત્ર એકજ સખસના દાવા વિરૂદ્ધ તે સખસનો છે એમ ન ઠરાવતાં હક્ક મજકુર સ્વ-તંત્ર પુરો તે સખસનો છે એમ ઠરાવ કર્યો હોય, તો તે ફેંસ-લો, કિંવા હુકમ, કિંવા હુકમનામું લગતાં છે, એમ સમજવું.

જ્યારે સદરહુ ફેંસલો કિંવા હુકમ કિંવા હુકમનામું અમલમાં આવ્યું ત્યારે તે ઉપરથી આપેલો સદરહુ કાયદે-સર સબંધ ઉત્પન્ન થયો, એ હકિકતની,

તથા જે કાયદેસર સબંધ ઉપર સદરહુ કોઈ સખસનો હક્ક તે ફેંસલામાં ઠરાવ્યો હોય, તે હક્ક જે વખતે તે સખ-સને વિશે ઉત્પન્ન થયાનું ફેંસલા કિંવા હુકમ કિંવા હુકમ-નામા મજકુરમાં ફરમાવ્યું હોય, તે વખતે હક્ક મજકુર સખ-સ મજકુરને વિશે ઉત્પન્ન થયો, એ હકિકતની,

તથા સદરહુ સખસ પાસેથી જે કાયદેસર સબંધ છીનવી લેવામાં આવ્યો હોય, તે સબંધ જે વખતથી બંધ થવાનું ફેંસલા કિંવા હુકમ કિંવા હુકમનામાં મજકુરમાં ફરમા-વ્યું હોય, તે વખતે તે સબંધ થયો અથવા થવો જોઇએ, એ હકિકતની,

તથા કોઈ સખસનો હક્ક જે વસ્તુ ઉપર સદરહુ ફેંસલામાં ઠરાવવામાં આવ્યો હોય, તે વસ્તુ જે વખતે તે સખસની થવાનું ફેંસલા કિંવા હુકમ કિંવા હુકમનામા મજકુરમાં ઠરાવવામાં આવ્યું હોય, તે વખતે તે વસ્તુ તેની થઇ અ-થવા થવી જોઇએ, એ હકિકતની,

સદરહુ ફેંસલો કિંવા હુકમ કિંવા હુકમનામું નિર્ણય-કારક શાબેતી છે

**ટીકા**—આ કલમમાં જે ફેંસલાઓને ઇંગ્રેજીમાં "જજમેંટ ઇન રેમ" કેહેવામાં આ-વે છે તે બાબત ઘણી વિદ્વતા બતાવવામાં આવી છે. "જજમેંટ ઇન રેમ" એવો શબ્દ આ

કલમમાં બતાવવામાં આવેલો નથી.

ફીલ્ડસાહેબ પોતાની ત્રીજી આવૃતિને પાને ૩૦૩ કેહે છે કે આવા પ્રકારના ફેંસલા જીલ્લાની અંદરની કોર્ટોમાં હતા નથી, અને તે કોર્ટોમાં વાહિત સખસના વિરૂદ્ધ કોઈની મીલકત અગર સ્થીતી બાબતનાં હુકમનામાં પુરાવમાં દાખલ કરવામાં આવતાં નથી.

હુકમનમાં બે પ્રકારનાં હોય છે, એક પ્રકારના હુકમનામાથી ફકત પક્ષકારો અને તેમના પ્રતિનીધીઓ બંધાય છે, અને બીજી જાતના હુકમનામાં દુનીયાના તમામ લોકને બંધન કરતા ગણાય છે. પેહેલા પ્રકારના હુકમનામાને "જજમેંટ ઈન્ટર પાર્ટીઝ" અને બીજા પ્રકારનાંને "જજમેંટ ઈનિ રેમ" કરી કેહે છે. આ કલમ છેલ્લા પ્રકારના જજમેંટ વિશેછે.

પ્રોબેટ એટલે શાબીત થએલાં વસીયતનામાં. દરીયાઈ, લગ્ન સબંધી અને નાદાર દેવાદાર સબંધી હકુમત ચલાવતાં કરેલા ઠરાવો આખી દુનીયા વિરૂદ્ધ નિર્ણયકારક ગણેલા છે. આવી કોર્ટો ઠરાવ આપ્યા પેહેલાં સામાન્ય જાહેર ખબર આપી તમામ લોકને વાંધો લેવા સારૂ હાજર થવાને આમંત્રણ કરે છે, એટલે કોઈ પણ માણસ હાજર ન થઈ શકયો કિંવા તકરાર ન લઇ શકયો, એવું બાહાનું કાઢી શકતો નથી.

હીંદુસ્તાનમાં હાઈકોર્ટો શિવાય બીજી દિવાની કોર્ટોને સન ૧૮૬૫ ના આકટ ૧૦ મા (હીંદુસ્તાનના વારસા બાબત) ની કલમ ૨૩૫ અને તે પછીની કલમો મુજબ પ્રોબેટનો અખત્યાર છે. હીંદુઓને માટે સન ૧૮૭૦ નો આકટ ૨૧ મો છે. પ્રોબેટની અથવા વહિવટ કરવાની સનંદ તેમાં બતાવેલી સ્થીતી વારસાના અમલ કરનાર (એગઝીક્યુટર) ને અને વહિવટદાર (એડમીનીસ્ટ્રેટર) ને હવાલે કરે છે, અને એ સનંદ દુનિયાં વિરૂદ્ધ નિર્ણયકાર્ક છે, માટે એ કોર્ટ એ સનંદ રદ કરી શકે છે, માટે રદ કરી છે એમ કિંવા બનાવટી છે એમ બતાવી શકાય છે, કિંવા અખત્યારવાળી કોર્ટથી નથી મળી એમ કહી શકાય છે. વસીયતનામું કરી જનાર ગાંડો હતો, અથવા વસીયતનામું (વીલ) બનાવટી હતું એમ વાંધો લેઈ શકતો નથી, કારણ કે આ વાતો પ્રોબેટ આપવા અધિકાર છે તે કોર્ટ પાસે છણાએલી હોય છે.

લેટર્સપેટંટ (અધિકાર સબંધી બાદશાહી સનંદો) મુજબ હાઈકોર્ટોને દરીયાઈ (એડમીરાલ્ટી) હકુમત છે. પ્રગણાની કોર્ટોની દરીયાઈ હકુમત વિશે રાણીસાહેબના વર્ષ ૧૨–૧૩ ના ચ્યાપટર (બાબ) ૯૬ અને ૨૩–૨૪ ના ચ્યાપટર (બાબ) ૮૮ માં બંદોબસ્ત કરેલો છે.

હાઈકોર્ટના નાદાર દેવાદારના છુટકારા સબંધી અખત્યાર બાબતમાં રાણી સાહેબના વર્ષ ૧૧–૧૨ નું ચ્યાપટર (બાબ) ૨૧ જુઓ, અને પ્રગણાની કોર્ટોના આવા અધિકાર વિશે દિવાની પ્રોસીજરકોડ (સન ૧૮૮૨ ના આકટ ૧૪ મા) નો બાબ ૨૫ જુઓ.

કલકતાની હાઈકોર્ટને માટે સન ૧૮૬૫ ના લેટર્સપેટંટની કલમ ૧૮ છે, અને તેજ પ્રમાણે બીજી કોર્ટોને પણ લેટર્સપેટંટો છે.

મી. સ્મીથે સદરહુ શબ્દની વાખ્યા એવી કરેલી છે કે અમુક બાબતની સ્થીતીનો નિર્ણય કરવાને જે યોગ્ય અધિકારી હોય, તેવા અધિકારીએ તે સ્થીતી નિર્ણય કરેલી હોય તે. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૧૪)

**ફેંસલા**—જજમેન્ટ ઈન રેમ શું છે, એની વધારે ખુલાસેથી સમજ કનૈયાલાલ વિ.

રાધાચરણનો મુકદમો ( ૭ વી. રી. સી. રૂ. પાનું. ૩૩૯ ) મે છપાએલો છે, તેથી વધારે ખુલાસો થશે.

હિંદુ વુઇલ આક્ટ મંજુર થતા પેહેલાં જે પ્રોબેટ આપવામાં આવેલાં હોય તેને આ કલમ લાગુ છે. ( ઇ. લા. રી. ક. વા. ૧૪ પાનું. ૮૬૧ )

## કલમ ૪૨ મી.

ત્રીજા પક્ષકાર વચેના કામનો ફેંસલો કિંવા હુકમ કિંવા હુકમનામું ક્યારે ગેરલગતું હોય ને ક્યારે ન હોય, તે વિશે.

**૪૨. કલમ એકતાળીસમાં બતાવ્યા છે તે શિવાયના ફેંસલા, હુકમ, કિંવા હુકમનામાં જો ચાલતી ચોકશીને લગતી સાર્વજનિક પ્રકારની બાબત સબંધી હોય તો, તે ફેંસલા, હુકમ, કિંવા હુકમનામાં લગતાં છે એમ સમજવું, પરંતુ એવા ફેંસલા, હુકમ, કિંવા હુકમનામાં, તેમાં લખેલા મજકુરની નિર્ણયકાર્ક શાબેતી છે, એમ સમજવું નહી.**

### દૃષ્ટાંતો.

**પોતાની જમીન ઉપર પ્રવેશ કર્યા બદલ अ એ ब ઉપર દાવો કર્યો. ब નું કેહેવું એવું છે કે તે જમીન ઉપર સાર્વજનિક હક્કનો રસ્તો છે પરંતુ એ વાત अ નાકબુલ કરે છે.**

**એજ જમીન ઉપર પ્રવેશ કર્યા બદલનો દાવો अ એ क ઉપર કર્યો હતો, તે કામમાં क એ જવા આવવાનો એવોજ હક્ક છે એવી તકરાર કરી હતી, તે કામમાં પ્રતીવાદી તરફનું થએલું હુકમનામું લગતું છે. પરંતુ જવા આવવાનો સદરહુ હક્ક છે એ વાતની તે હુકમનામું નિર્ણયકાર્ક શાબેતી થતી નથી.**

**ટીકા**—મી૦ ટેલરે પોતાના ગ્રંથની કલમ ૧૪૯૬ મીમાં કહેલું છે કે હાલ જે અપવાદ કેહેવામાં આવેલો છે તે રીવાજ, ભોગવટા, જકાત, ગામોની વચમાંના શીમાડા, હોડી ચલાવવાનો હક્ક, રસ્તા અગર દરીઓ દુરસ્ત કરવાની જવાબદારી વિગરે સાર્વજનિક પ્રકારની બાબતોના ઠરાવ, ફેંસલા અને બીજા નિર્ણય તરફમાં કરેલો છે. આવા પ્રકારના કામમાં જો પક્ષકાર એકના એક હોય છે તો, તે બાબતના પ્રથમના કામમાં થએલો નિર્ણય બીજા કામમાં નિર્ણયકાર્ક છે. પરંતુ બીજા કામમાં પક્ષકાર જુદા હોય તો તે પ્રથમના કામનો ફેંસલો નિર્ણયકાર્ક થતો નથી, પણ તે ફક્ત પુરાવ તરીકે દાખલ થઈ શકે છે. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૧૬ )

લગતી બાબતને સારૂ કલમ ૧૩ નીચેની નોટ તથા નિર્ણયકાર્કને સારૂ કલમ ૪ થી જોવી.

**ફેંસલા**—મહારાજા બીરચંદ્ર વિ. રામકીસનશા ( ૧૦ વી. રી. ૨૧૫ ) ના કામમાં કલકતા હાઇકોર્ટે ( ફુલબેંચે ) ઠરાવ્યું કે " એકતરફી હુકમનામું બજાવવાની મુદત ગયા છતાં પણ પુરાવામાં લઈ શકાય છે. તેના ઉપર કેટલું વજન રાખવું એ સ્વાલનો નીચલી કોર્ટે નિર્ણય કરવાનો છે. આ કેસનો ખુલાસો કરી બીરચંદ્ર વિ. હરીસચંદ્રદાસ ( ઇ. લા. રી. ૩ ક. ૩૮૩ ) ના કામમાં ઠરાવ્યું કે " એકતરફી હુકમનામાની અસર બેતરફી તકરાર ચાલી થયેલા હુકમનામાના જેટલીજ છે. આવું હુકમનામું બજાવવાની મુદત ગયા પછી પણ પુરાવા તરીકે કામ લાગે છે."

આવી જાતના બધા મુકરદમામાં કલમ ૩૨ ની રકમ તથા કલમ ૧૩ મુજબ આવો પુરાવો લગતો થાય છે. માટે એવી બાબતના પુરાવા લેવા જોઈએ, પછી પક્ષકાર એના એજ હોય કિંવા બીજા હોય તેની ચીંતા નહીં, પક્ષકાર ત્રાહીત હોય છે ત્યારે આવો પુરાવો નિર્ણકાર્ક થતો નથી. એના એજ હોય તો ઘણું કરીને નિર્ણયકાર્ક થઈ પડે છે. જુઓ માધવચંદ્રનાથ વિ. ટોભી બીવા (૭ વી. રી. ૨૧૦ )

જમીન કબજે લેવાના દાવામાં પ્રતીવાદીએ પોતાનો કબજો કેવા પ્રકારનો છે તે બતાવવાને એક દાવો કે જેમાં વાદી અગર તેની પુર્વે જે હક્કવાળા સખસો થઇ ગએલા તે પક્ષકારો નહી હતા, તે દાવામાં મેળવેલો ફેંસલો પુરાવમાં રજુ કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે ફેંસલો પુરાવમાં દાખલ કરવા લાયક છે. ( ઈ. લા. રી. ક. વા. ૧૧ પાનું ૭૪૫ )

જમીનનો ખાસકબજો લેવાને દાવો કરયો, એવું કહીને કે પ્રતીવાદીએ તે કબજો આપવાને અગર તેની સાંથ આપવાને ના પાડેલી છે, તેથી દાવાવાળી જમીન સાંથ આપવાને પાત્ર છે, એવું ઠરાવ્યાનું હુકમનામું પુરાવમાં ગુજારવા માંડયું. તે હુકમનામું લીલામમાંથી ખરીદ કરનારે પ્રતીવાદી ઉપર મેળવેલું હતું, પરંતુ લીલામમાંથી ખરીદ કરનારને ખરી રીતે પ્રવેશ કરનાર તરીકે ગણવામાં આવેલો, અને તેની પાસેથી કબજો છોડાવવામાં આવેલો. તે ખરીદ કરનારની તરફથી વાદીએ દાવો કર્યો નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે ગજીલાલ વિ. ફતેલાલ (ઈ. લા. રી. ૬ ક. પાને ૧૭૧ ) મે ઠરાવ છે, તે આ કામને લાગુ થાય છે. માટે તે હુકમનામું પુરાવમાં દાખલ કરવા લાયક નથી. જો કે હીરાલાલ પાલ વિ. હીમ્સ ક. લા, રી. વા. ૧૧ પાનું ૫૨૮ ) મે ઠરાવ છે, તેમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે, જોપણ પક્ષકારોની વચેના ફેંસલા ના હોય, તે ફેંસલાઓ કેટલાક કામોમાં પુરાવમાં લઈ શકાય છે, તોપણ તેમાં એમ ઠરાવવામાં આવ્યું નથી કે, જે બાબતની તે ફેંસલાઓમાં વ્યવસ્થા કરવામાં આવેલી હોય તે વિષે તે ફેંસલાઓ નિશ્ચેકારક પુરાવ થાય. ( ઈ. લા. રી. ક. વા. ૧૨ પાનું ૨૦૭ )

## કલમ ૪૩ મી.

કયારે ફેંસલા વગર લગતા નથી.

**૪૩. કલમ ૪૦, ૪૧ તથા ૪૨ માં જણાવેલા છે તે શિવાયના બીજા ફેંસલા, હુકમ કિંવા હુકમનામાં થયાં છે કે નહી, એ મુદ્દાની હકિકત ન હોય, કિંવા આ કાયદાના બીજા કોઈ ઠરાવ મુજબ તે લગતી હકિકત ન હોય,-તો તેવા ફેંસલા કિંવા હુકમ કિંવા હુકમનામાં ગેર લગતાંછે, એમ સમજવું.**

## દૃષ્ટાંત.

**(અ.) એક આબરૂ લેવા જેવી વાત ઉપરથી અ તથા બ એ બેઉને દોષ લાગે છે; તે બદલ અ એ તથા બ એ ક ઉપર જુદા જુદા દાવા બાંધ્યા છે. જે વાત આબરૂ લેવા જેવી છે એવું કેહેવામાં આવે છે તે ખરી છે એવું ક બેઉ કામમાં કેહે છે, અને કેફીયત એવા પ્રકારની છે કે તે વાત યાતો બેઉ કામમાં ખરી હોવી જોઇએ, યાતો બંન્નેમાં ખોટી હોવી જોઇએ, એવો સંભવ થાય છે.**

क એ જે જવાબ આપ્યો તે તેણે શાબેત કર્યો નહી, એવા કારણ ઉપરથી क ઉપર अ નું નુકશાનનું હુકમનામું થયું, એ હકિકત ब તથા क વચેના મુકદમામાં લગતી નથી.

(ब.) अ ની સ્ત્રી क એની જોડે ब એ છીનાળું કર્યા બદલ अ એ ब ઉપર ફોજદારીમાં ફરીયાદી કરી છે.

क, अ ની સ્ત્રી છે, એ વાત ब નાકબુલ કરે છે, પરંતુ ब ઉપર છીનાળાનો ગુન્હો કોર્ટે શાબેત ઠરાવ્યો.

ત્યાર પછી अ જીવતો છતાં क એ ब સાથે ફરી લગ્ન કર્યું, માટે क ના ઉપર ફોજદારીમાં કામ ચાલ્યું છે. क નું કેહેવું એવું છે જે હું કોઈ પણ કાળે ब ની સ્ત્રી ન્હોતી.

ब ની વિરૂદ્ધ થએલો ઠરાવ क ની વિરૂદ્ધ ગેરલગતો છે.

(क.) પોતાની પાસેથી એક ગાય ચોરી લઈ જવા બાબત अ એ ब ઉપર ફોજદારીમાં ફરીયાદ કરી છે. ब ના ઉપર ગુન્હો શાબેત ઠરાવવામાં આવ્યો છે.

ब ના ઉપર ગુન્હાની શાબેતી થઈ તેના પેહેલાં તે ગાય ब એ क ને વેચી નાંખી હતી, તે લેવાનો દાવો પાછળથી अ એ क ઉપર કર્યો છે. ब ના વિરૂદ્ધ થએલો ઠરાવ अ તથા क વચેના કામમાં ગેરલગતો છે.

(ड.) એક જમીનના કબજાનું अ એ ब ના ઉપર હુકમનામું મેળવ્યું છે. ब નો છોકરો क એણે अ નું ખુન સદરહુ કારણને લીધે કર્યું છે.

સદરહુ ફેંસલો છે એ વાત ગુન્હા કરવાનો હેતુ બતાવે છે, તે માટે લગતી છે.

**ટીકા**—જ્યારે કલમ ૪૦ નીચેની નોટમાં બતાવ્યા પ્રમાણે ફેંસલા વિગરે છે કિંવા નહી અગર તેનો કાયદેસર પરિણામ શાબેત કરવાનો હોય, ત્યારે તે ફેંસલા વિગરે હમેશાં લગતી હકિકત છે.

મદ્રાસ હાયકોર્ટના રીપોર્ટના વા. ૬ ને પાને ૪૨૫ મે સન ૧૮૭૯ ના રેગ્યુલર અપીલ નંબર ૧૧૬ નો ફેંસલો છે, તેમાં ઈંગ્રેજી કોર્ટોમાં નિયમ છે કે "અમુક બાબતની માજીસ્ત્રેટને હકુમત હોય તે બાબતમાં તે માજીસ્ત્રેટ ગુન્હાની શાબેતી ઠરાવે, જો તેમાં પ્રથમ દર્શનિક કાંઈ ખામી માલમ પડે નહી તો, તેમાં લખેલી હકિકત બાબતમાં તે નિશ્ચયકાર્ક પુરાવ છે, તેનો જડજોએ વિચાર કરેલો છે. પરંતુ ચીફ્જસ્ટીસ સ્કાટલંડના વિચારમાં આવ્યું છે કે ઈંગ્રેજી ઠરાવો પ્રમાણે માજીસ્ત્રેટના આવા ઠરાવો બીલકુલ નિશ્ચયકાર્ક છે એમ નથી, અને વળી તે નિયમનો આ દેશમાં કોઈ દીવશ અમલ કરવામાં આવેલો નથી. આ આકટ પ્રમાણે માજીસ્ત્રેટનો જે હુકમ ફેરવવામાં આવેલો ના હોય અને કાયમ હોય તે હુકમ સબંધી જે પક્ષકાર તેમના ઉપર દાવો કરે તે પક્ષકાર વિરૂદ્ધ તેમાં લખેલી હકિકત નિશ્ચયકાર્ક પુરાવ થતી નથી, એમાં કાંઈ તકરાર નથી.

આ આકટની કલમ ૧૫૩ પ્રમાણે કોઈ શાહેદી પ્રથમ ગુન્હેગાર ઠરેલો હતો, માટે

તે વિશ્વાસ રાખવા લાયક નથી, એવું શાબેત કરવાને પ્રસંગે ફેંસલો બતાવે એ લગતી બાબત છે. તેમજ એક ફોજદારી કામમાં તોહમતવાળો પ્રથમ ગુન્હેગાર ઠરેલો હતો તે બતાવવું આ કાયદાની કલમ ૫૪ પ્રમાણે લગતી હકિકત છે. પ્રથમનો ગુન્હો કેવી રીતે શાબેત થએલો તે શાબેત કરવાની રીતી ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૨૯ મીમાં બતાવેલી છે. ( કનીંગહામ સાહેબની ટીકાનું પાનું. ૬૨ ).

ખરી વાત છે કે આ આકટમાં જે ઠરાવેલું છે તે શિવાય **अ** વિરૂદ્ધનું જજમેંટ **ब** વિરૂદ્ધ પુરાવ થતું નથી. તોપણ જ્યારે **अ** પોતાના એજંટ **ब** ઉપર કસુર કર્યા બાબત દાવો કરે, તે દાવામાં **अ** વિરૂદ્ધ તે કસુરને લીધે ત્રીજા પક્ષકારે ફેંસલો મેળવેલો હોય, તે ફેંસલો તે કસુરનો પરિણામ શાબેત કરવાને **ब** વિરૂદ્ધ **अ** પુરાવમાં રજુ કરી શકે છે. નુકશાન કેટલું અપાવવું તે બાબતમાં આવા ફેંસલા પુરાવ થાય છે, પણ કેટલી ઈજા થઈ તે બાબતમાં પુરાવ થતા નથી. તેમજ એક સખસ ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે એકાદા સખસે આરોપ રાખેલો હોય, અને તે તે આરોપમાંથી મુકત થાય ત્યાર પછી તે સખસ ફરીયાદ ચલાવનાર ઉપર દિવાનીમાં દ્વેષબુદ્ધિથી તે ફરીયાદ ચલાવી હતી એમ કહી નુકશાનનો દાવો કરે તો, સદરહુ મુકત થયાનો ફેંસલો તે નુકશાન લેવાને ફરીયાદી વિરૂદ્ધ પુરાવ થાય છે, પરંતુ તે દિવાની કામનો પ્રતીવાદી ફોજદારી કામમાં ફરીયાદ ચલાવનાર હતો તે બાબત અગર દ્વેષબુદ્ધિ શાબેત કરવાને અગર ફરીયાદ કરવાને સભવિત કારણ નહી હતું તે શાબેત કરવાને તે ફેંસલો પુરાવ થતો નથી. માટે જો કે વાદીને ફોજદારી કામમાં મુકત કરવામાં આવેલો હોય તોપણ પ્રતીવાદીને વાદીએ ગુન્હો કર્યો હતો એવું શાબેત કરવાનો હક છે. તેમજ કોઈ ફેંસલાથી એક જમાનને નાણાં આપવાં પડેલાં હોય તો, તે નાણાની રકમ બાબતમાં તે ફેંસલો પુરાવ થાય છે; પણ જે અસલ દેણદારનો તે જમાન થએલો તે અસલ દેણદારે તે નાણાં આપવાને કસુર કરવાથી તે જમાન કાયદેસર રીતે તે બાબત જવાબદાર હતો, તેવું શાબેત કરવાને તે પુરાવ નથી. બે અગર વધારે સખસોએ કરજે નાણાં લેઈ ધીરનારને એક મજીયારૂં ખત લખી આપેલું હોય, અને તેમાંના કેટલાક સખસો ઉપર તે ખતની રૂઈએ દાવો કરી હુકમનામું મેળવવામાં આવે, અને તમામ દેવું તે સખસોને આપવું પડે તો, તે દેવાની રકમ જે આપેલી હોય તે બાબત તે પુરાવ છે; પણ તે ખતના ખરાપણા બાબત અગર બાકીનાની સાથે તે ખત લખી આપનાર કેટલે હિસ્સે જવાબદાર છે તે બાબત તે ફેંસલો પુરાવ નથી. **अ. ब.** અને **क** અમુક જમીનના મજીયારે માલેક છે. **क** ન્હાની વયનો હતો તે દરમિયાનમાં **अ** તથા **ब** એ **क्ष** ને તે જમીન પટે આપી. **क** પાકી ઉમરનો થયો ત્યાર પછી **अ. ब** તથા **क्ष** ઉપર સદરહુ પટો રદ કરવાને **क** એ દાવો કર્યો, તેમાં **क** નું હુકમનામું થયું. તેથી **क्ष** એ **अ** તથા **ब** ઉપર **क** ના ભાગના ત્રીજા હિસ્સાની કિમતનાં નાણાં પાછાં લેવા દાવો કર્યો, એવું કહીને કે **अ** તથા **ब** એ કપટ કરેલું હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રથમના કામનું જજમેટ આ કપટ બતાવવાને કાંઇ પુરાવ નથી. ( વીકલી રીપોર્ટ રૂમાલકાજ કોર્ટ રેફ્રન્સનું વા. ૫ પાનું ૨૩ ). ઈનસાફી મુકદમામાં જાણીબુજીને જુઠી શાહેદી આપ્યા બાબતની તપાસમાં ( પીનલકોડની કલમ, ૧૯૩ ). ન્યાયની રૂઈએ કામ ચાલેલું હતું, અને કેઇ શાહેદી બાબત આરોપ રાખવામાં આવેલો છે તે બાબતમાં તે કામના કાગળો પુરાવ થાય છે. એક સખસ ગુન્હેગાર ઠરી ચુકેલો હોય તેમ છતાં તેને જાણીબુજીને અગર કસુરથી

નાશી જવા દીધો હોય તો (પીનલકોડની કલમ ૨૨૨, ૨૨૩ પ્રમાણે) તે ગુન્હેગાર ઠર્યો હતો તે બાબત તે કામના કાગળો પુરાવ છે. એક કામમાં અમુક જમીનનો કબજો લેવા દાવો કરવામાં આવેલો હતો, તેમાં પ્રતીવાદીના બાપે તે જમીનના કબજા બાબત કેટલાક સખસો કે જેમને વાદી સાથે કાંઇ પણ સબંધ નહી હતો તેમના ઉપર હુકમનામું મેળવેલું હતું, તે પ્રતીવાદીના બાપે શા આધારથી તે કબજો મેળવ્યો હતો તેનો ખુલાસો કરવાને પુરાવમાં લેવામાં આવેલું હતું, પણ તે હુકમનામામાં લખેલી હકિકત શાબેત કરવાને કાંઈ તે પુરાવમાં લેઇ શકાતું નથી. (ફીલ્ડસાહેબની ત્રીજી આવૃતિનું પાનું. ૩૨૧).

કોર્ટનાં દફતરો મંગાવવા વિશે દિવાની કાયદાની કલમ ૧૩૭ જુઓ, પણ તે કલમ જે દસ્તાવેજ આ કાયદા મુજબ પુરાવામાં લેવા લાયક ન હોય, તે પુરાવામાં વાપરવાને માટે છુટ આપતી નથી.

**ફેસલા**—ફોજદારી કામમાં થયેલાં હુકમનામાં દિવાની કામમાં જે હકીકત ઉપરથી એ ઠરાવ થયો હોય તે હકીકત શાબીત કરવા પુરાવામાં લઇ શકાતાં નથી, તેમજ દિવાની કામમાં થએલો ઠરાવ ફોજદારી કામ ચલાવવામાં પુરાવામાં આપી શકાતો નથી. જુઓ કરિમતુલા ચોધ્રી વિ. ગુલામ હુસેન (૯ વી. રી. ૭૭), કારણ દિવાની કામમાં ફોજદારી કામની પેઠે મહારાણી પક્ષકાર હોતાં નથી. પણ એ ઠરાવ સાર્વજનીક બાબતના હોય તો કલમ ૪૨ પ્રમાણે કામ લાગે છે. હું ગુન્હેગાર છું એમ કેદીએ જવાબ આપ્યો હોય તો, તે વાત અંગીકાર તરીકે શાબીત કરવા જજમેંટ લગતું થાય છે. જુઓ સંભુચંદ્ર વિ. કૈબર્ત (૧૦ વી. રી. પાનું ૫૬)

રાણી વિ. પરભુદાસ અંબારામ (૧૧ મુ. હા. રી. ૯૦) ના કામમાં મુંબાઈ હાઇકોર્ટે કહ્યું કે "જ્યાં એક માણસ બીજા ઉપર ખોટી નોટ બનાવ્યાનો આરોપ મુકે છે, અને પોતે કાંઇ નોટ કરી આપ્યાનું ઇનામ ઇનકાર કરે છે, ત્યાં બનાવટી કેહેવાએલી નોટના જેવી નોટ તે સખસે કરી આપી હતી, એ વાત અથવા તે નોટ વિશેનું જજમેંટ એ કાંઈ પુરાવ નથી.

સાંથ લેવાના દાવામાં વાદીએ રોકડ તથા વજે લેવાનો દાવો છે, એવો દાવો રાખ્યો, તેથી વજે લેવાને તેનો હક્ક છે એવું બતાવવાને બે એકતરફી હુકમનામાં તેની પુર્વે થએલા સખસે રજીસ્ટર થએલા સાંથેરાખનારાઓ જે તે કામમાં હુકમનામાં થતી વખતે હતા તેમના ઉપર થએલાં તે રજુ કર્યાં. આ હુકમનામાં રોકડ અને વજે બેઉ બાબતનાં હતાં. એવું માલમ પડે છે કે પ્રતીવાદી તે બે હુકમનામાં થતી વખતે ગીરોથી છોડાવવાનો હક્ક બંધ થવાથી તે જમીનનો માલેક થએલો હતો, તોપણ તે વાદીના ચોપડામાં ચડાવવામાં આવેલું ન્હોતું, અને તેને જે દાવામાં તે હુકમનામાં થએલાં છે તેમાં પક્ષકાર કરવામાં આવેલો નહી હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદી જે દાવામાં તે હુકમનામાં થએલાં છે તેમાં પક્ષકાર નહી હતો ને તેણે જે પક્ષકાર ઉપર તે હુકમનામાં થએલાં છે તેમની મારફતે અગર તેમની તરફથી દાવો રાખેલો નથી, માટે તેના વિરૂદ્ધ તે હુકમનામાં આ દાવામાં પુરાવમાં દાખલ કરવા લાયક નથી. શામચંદ્ર કુંડુ વિ. બ્રીજપાળ ચોધ્રીના કામ (૨૧ વી. રી. પાનું ૯૪) માં એવું ઠરાવવામાં આવ્યું નથી કે જે રજીસ્ટર થયા વગરનો ચડાવી લેનાર હુકમનામામાં પક્ષકાર ના હોય તે પક્ષકારના વિરૂદ્ધ હવે પછીના ચાલતા કામોમાં રજીસ્ટર થએલા સાંથેરાખનાર ઉપરનું હુકમનામું પુરાવમાં લેઈ

શકાય, પરંતુ તે કામમાં જે ઠરાવવામાં આવ્યું છે તે એટલુંજ છે કે તે અમુક હુકમનામું પુરૂં કરવાના કારણુસર રજીસ્ટર થયા વગરનો ચડાવી લેનાર તેથી બંધાએલો છે. પછી તે તેમાં પક્ષકાર હોય કિંવા નહી, કારણ કે પટાવાળી જમીન સાંથ આપવાને પાત્ર છે. (ઇ. લા. રી. ક. વા. ૧૧ પાનું. ૫૬૨)

સરકાર મેહેસુલની ચડેલી બાકી સારૂ થએલા લીલામમાંથી એક સખસ ખરીદદાર થએલો, તેને કસુર કરનાર માલેક તરફનો હક મળતો નથી, માટે કસુર કરનાર માલેક અને ત્રાહીત પક્ષકારોની વચમાં તે જમીન સબંધીના હક બાબત ચાલેલા કામ, સદરહુ ખરીદદારે તે માલેક ઉપર પાછળથી દાવો કરેલો હોય તેમાં પુરાવમાં દાખલ કરવા લાયક નથી. (ઈ. લા. રી. ક. વા. ૧૨ પાનું ૮૨)

નિઆમતઅલી વિ. ગુરૂદાસ (૨૨ વી. રી. ૩૬૫) ના કામમાં કલકતા હાઈકોર્ટે ઠરાવ્યું કે 'જે સખસના વિરૂદ્ધ એ જજમેંટ વાપરવામાં આવે છે, તે તેમાં પક્ષકાર ન હોય તેમ તે વિશે તકરાર કરવાનો તેને લાગ મળ્યો ન હોય, અને જ્યારે તે પક્ષકાર હોય અને તેવો લાગ મળ્યો હોય, એમ જુદે જુદે પ્રસંગે એ પુરાવાનું વજન જુદું જુદું થશે."

## કલમ ૪૪ મી.

દગલબાજી, દગાભરેલો સંપ તથા કોર્ટને અધિકાર નથી એ વાતની શાબેતી કરી શકાય છે.

**૪૪. કોઈ ફેંસલો કિંવા હુકમ કિંવા હુકમનામું કલમ ૪૦, ૪૧ કિંવા ૪૨ મુજબ લગતું હોય, તથા તેની શાબેતી સામા પક્ષકારે કરી હોય, તે જે કોર્ટે તેને કરવાનો અધિકાર ન્હોતો, કિંવા તે દગલબાજીથી કિંવા દગા ભરેલા સંપથી મેળવ્યું છે, એવું કોઈ દાવાનો કિંવા બીજા કામનો પક્ષકાર બતાવી શકે છે.**

**ટીકા**—આ કલમ મુજબ કોઈ પણ ઠરાવ વિષે હકુમતની ખામીનો અને દગા અથવા દગા ભરેલા સંપથી થયાનો વાંધો લેઈ શકાય છે.

એક પક્ષકાર ગુન્હેગાર હોય તે જે જજમેંટ પુરાવમાં રજુ કરવામાં આવતુ હોય તે મારા પોતાનાજ કપટથી મેળવવામાં આવેલું છે, એમ બતાવી તે પુરાવમાંથી બાતલ કરી શકતો નથી. કાંઈ કપટ ભરેલો જવાબ (ડીફેન્સ) આપવામાં કપટ હોવું નહી જોઈએ; પણ કપટ એવું જોઈએ કે ફેંસલો મેળવવામાં બેઉ પક્ષકારો મળી ગયા હતા અગર કોર્ટને તે બાબતમાં ઠગ્યા હતા. આથી એમ બતાવી શકાય છે કે કોર્ટનો શિક્કો ખોટો બનાવવામાં આવેલો છે. એમ પણ બતાવી શકાય છે કે જે જજમેંટ કેહેવામાં આવે છે તે જજમેંટ થએલુંજ નથી અગર રદ થએલું છે, સબબ એમ બતાવી શકાય છે કે તે જજમેંટ જુઠું બનાવેલું છે અગર જે કોર્ટે તે આપેલું છે તેને હકુમત નહી હતી. આ કલમમાં જે જજમેંટ ફેરવવામાં આવેલું હોય તે બાબત કાંઈ ઠરાવ કરેલો નથી, પણ ધણુંકરીને કાયદા કરનારે એવો વિચાર કરયો હશે કે જે ફેંસલો અગર જજમેંટ ફેરવવામાં આવ્યું, એટલે તે પછી તે ફેંસલો અગર જજમેંટ નથી. એવી હકિકત બને કે એક એવો ફેરાવેલો ફેંસલો કામના પુરાવમાં એક પક્ષકાર રજુ કરે, અને તે ફેરાવેલું છે એવી હકિકત તે કામની તપાસ કરનારી કોર્ટના જાણવામાં ના હોય તો, સામો પક્ષકાર એમ બતાવી શકે છે કે તે ફેંસલો ફરી ગએલો છે, અને હાલ કાયમ નથી. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું ૨૧૫)

સન ૧૮૭૨ ના આકટ ૯ મા (હિંદુસ્તાનના કરાર આકટ) ની કલમ ૧૭ મીમાં "દગલબાજી" ની વાખ્યામાં કહ્યું છે કે; "એકાદી વાત ખરી નહી છતાં તે ખરી છે એવું જે માનતો નથી તે સખસ તે વાત ખરી છે એ મુજબ સુચવે, કાંઈ વાત કોઈ સખસના જાણવામાં કિંવા માન્યામાં હોય તે સખસ કાંઈ કૃત્ય કરીને તે વાત છુપાવે, વચન પુરૂં કરવાનો ઇરાદો બીબકુલ નહી છતાં વચન આપવું, ફરેબમાં નાંખે એવું બીજું કાંઇ પણ કૃત્ય કરવું કિંવા ન કરવું એ કપટ છે."

મી૰ કર્નીગહામસાહેબ કેહે છે કેઃ–"આ વાત વિશે આ કલમમાં કાંઈ કેહેવામાં આવ્યું નથી, તોપણ હુકમનામાનો કોઇ પક્ષકાર કે જે તે હુકમનામું પોતાનાજ દગાથી થયું છે એમ બતાવી તે હુકમનામાને દુર કરવા કોશીસ કરે છે તે પક્ષકારને કલમ ૧૧૫ મુજબ તે વિરૂદ્ધ બોલવાનો પ્રતીબંધ નહી થતો હોય, તોપણ કોઇ પણ માણુસ પોતાના અપકૃત્યનો લાભ લઈ શકે નહી." (બુ. લી. મે. આ. ૫ પાનું ૩૮૩) એ નિયમને લીધે પોતાનું કપટ બતાવવા તેને છુટ મળશે નહીં. તોપણ આ કલમથી આગલ્યા કામના નીરપ્રાધી પક્ષકારને તો એમ બતાવવાને ખુલ્લીરીતે છુટ મળે છે કે તે હુકમનામું દગાથી થએલું છે."

પણ મી૰ ફીલ્ડ સાહેબ કેહે છે કે "આ કલમના શબ્દ આગલ્યા કામના કોઇ પણ પક્ષકારની બતાવણી કરે છે તો, તેમાં નીરપ્રાધી તેમજ અપ્રાધી (કપટ કરનાર) પક્ષકારનો એકસરખી રીતે સમાવેશ થાય છે. જો અપ્રાધી પક્ષકારનો સમાવેશ કરવા ધાર્યું હોય તો તે વાત શંકા ઉઠાવવા જેવી થઈ પડે."

કપટથી થએલા હુકમનામાની બાબતમાં કલકતા હાઇકોર્ટે મેવાલાલ વિ. ભુજન (૨૩ વી. રી. ૨૧૩) ના કામમાં ઠરાવ્યું કે "બીજી કોર્ટોનાં જે જે હુકમનામાં દગાથી મેળવ્યાનું સંતોશકાર્ક રીતે બતાવી આપવામાં આવે તે બધા હુકમનામાનો તિરસ્કાર કરવા અથવા તેમને માલ વિનાનાં ગણવા હરેક કોર્ટને જે હક્ક છે, તે વિશે સંશય ઉઠાવવા અમે જરા પણ ઇચ્છતા નથી, એવાં હુકમનામાં ગમે તો પછી તાબાની કોર્ટનાં હોય કે સર્વોપરી કોર્ટનાં હોય તેની ચીંતા નહી.

"દગા ભરેલો સંપ" એટલે ત્રીજા સખસને હરકત કરવાના કારણસર બે અગર વધારે સખસોએ કાંઈ કરાર અગર કૃત્ય કરવું તે. ન્યાયની રૂઈના કામમાં "દગા ભરેલો સંપ" એવો હોય છે કે બે સખસોની વચમાં ગુહ્ય કરાર થાય છે. એક સખસે બીજા સખસ ઉપર ન્યાયાધિશનો ફેંસલો અમુક ગુહ્ય કારણસર મેળવવાને દાવો કરવો, તે બે પ્રકારનો સંપ હોય છે. એક તો જે હકિકતની રૂઈએ દાવો કરી ફેંસલો મેળવવામાં આવેલો હોય તે હકિકત બીલકુલ હોયજ નહી. બીજે તેવી હકિકત હોય તો તે ફેંસલો મેળવવાને તે હકીકત પ્રથમથી રચેલી જોઇએ. (ફીલ્ડસાહેબની ત્રીજી આવૃતિ પાનું. ૩૩૫)

મી૰ ટેલરસાહેબ કેહે છે કે "હરકોઈ ત્રાહીત માણસ કે જેના વિરૂદ્ધ કોઇ હુકમનામું પુરાવામાં આપવામાં આવે છે તે માણસ એ હુકમનામું દગાથી કિંવા દગા ભરેલા સંપથી મેળવેલું છે એમ બતાવી શકે છે, પણ તે કામનો નિરઅપ્રાધી પક્ષકાર દગાથી થયાનો વાંધો લેઈ શકે કે નહીં એ તેટલું ખુલ્લું નથી, કારણ તે બાબતમાં જે કોર્ટે તે હુકમનામું કર્યું છે તે કોર્ટને તે ઠરાવ રદ કરાવવા અરજ કરી શકે છે, પરંતુ એતો નક્કી છે કે તકસીરવાર માણસ તેવું કારણ બતાવી તે ઠરાવ અટકાવી શકે નહી."

**ફેંસલા**—કાળકાપ્રસાદ વિ. કનૈયાસીંગ (૭ અ. હા. કો. ૯૯) ના કામમાં એમ હકીકત હતી કે એક કોર્ટે વગર અધિકારે વધારેલા ગણોતની ચહતને માટે એક જ-

મીનદારે કરેલા દાવાનું હુકમનામું કરી આપ્યું, અને તેના ખેડુએ એ હુકમનામાના આધારે થએલી જમી ખશેડવાનો પાછળથી દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે એ હુકમનામું પક્ષકારોને બંધનકાર્ક ગણી શકાતું નથી, અને બીજા દાવાનો તેના ગુણદોષ ઉપરથી ચુકાદો થવો જોઇએ.

**अ** એ અમુક મીલકત **ब** ને ગીરો આપી. તેણે પોતાના ગીરોની રૂ૭-એ દાવો કરી જેમાં હુકમનામું મેળવ્યું. આ હુકમનામું થયા પછી **अ** એ તે મીલકત ત્રાહીત પક્ષકાર **क** ને વેચી, તેથી **क** ના કબજામાંની તે મીલકત ઉપર તે હુકમનામું બજાવવાને **ब** એ પ્રયત્ન કરયો. તે ઉપરથી **क** એ **अ** ને **ब** ઉપર એવો દાવો કરયો કે તે હુકમનામું પુરૂં કરવાને તે મીલકત જવાબદાર નથી, કારણ કે તે ગીરો કપટ ભરેલું છે, અને તે હુકમનામું કપટ અને સાજસથી મેળવવામાં આવેલું છે એમ ઠરાવી આપો. તે દાવામાં **ब** એ તકરાર કરી કે તે હુકમનામું થયા પછી **क** એ મીલકત ખરીદ કરેલી છે, માટે તે હુકમનામું **क** ને બંધનકાર્ક છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમના ઠરાવ ઉપર લક્ષ રાખતાં **क** સંપુર્ણ રીતે એવું શાબેત કરી શકે છે કે, તે હુકમનામું કપટ અને સાજસથી મેળવવામાં આવેલું છે. (ઈં. લા. રી. ક. વા. ૧૨ પાનું ૧૫૬)

## કલમ ૪૫ મી.

## ત્રાહિત સખસોના અભિપ્રાય ક્યારે લગતા છે.

---

કુશળ માણસોના અભિપ્રાય.

**૪૫. પારકા દેશના કાયદાની કોઈ બાબત વિશે, અથવા શાસ્ત્ર કિંવા કળાની કોઈ બાબત વિશે, અથવા અક્ષર ઓળખવા વિશે, કોર્ટને જ્યારે અભિપ્રાય બાંધવાનો હોય ત્યારે તેવા બીજા દેશના કાયદામાં કિંવા શાસ્ત્રમાં, કિંવા કળામાં કિંવા અક્ષર ઓળખવા વિશે જે સખસો વિશેષે કરીને કુશળ હોય, તેવા સખસોના તે બાબત વિશેના અભિપ્રાય લગતી હકિકતો છે.**

**એવા સખસોને કુશળ માણસ કેહે છે.**

### દૃષ્ટાંતો.

**(अ.) તકરાર એવી છે કે अ નું મર્ણ ઝેરથી થયું છે કે કેમ.**

**જે ઝેરથી अ મર્ણ પામ્યાનું ધારવામાં આવે છે, તે ઝેર ખાધાથી જે લક્ષણો થતાં હોય, તે બાબત કુશળ માણસોના અભિપ્રાય લગતા છે.**

**(ब.) તકરાર એવી છે કે અમુક કૃત્ય કરતી વખતે પોતે કેવા પ્રકારનું કૃત્ય કરે છે અથવા પોતે જે કરે છે તે ખોટું કિંવા કાયદા વિરૂદ્ધ છે, એવું સમજવાના अ દીવાનગીન સબબથી અશક્ત હતો કે કેમ.**

**રોગનાં જે લક્ષણો अ માં દેખાતાં હતાં તે લક્ષણો જ્યાંહાં**

**.માલમ પડે ત્યાં દીવાનાપણું બહુ કરીને હોય છે કે કેમ, તથા એવા દીવાનાપણાથી પોતે જે કૃત્ય કરે તેનો પ્રકાર સમજવાને કિંવા જે પોતે કરે છે તે ખોટું કિંવા કાયદા વિરૂદ્ધ છે એ સમજવાને લોકો ઘણું કરીને અશક્ત થાય છે કે કેમ, એ વિશેના કુશળ માણસોના અભિપ્રાય લગતા છે.**

**(क.) તકરાર એવી છે કે અમુક દસ્તાવેજ अ એ લખ્યો છે કે કેમ. બીજો એક દસ્તાવેજ अ એ લખેલો શાબેત કરવામાં આવ્યો છે કિંવા અંગીકાર કરવામાં આવ્યો છે,તે દસ્તાવેજ હાજર કરવામાં આવ્યોછે. બેઉ દસ્તાવેજો એકજ સખસે લખ્યા છે કિંવા જુદા જુદા સખસોએ લખ્યા છે,એ વિશેના કુશળ માણસોના અભિપ્રાય લગતા છે.**

**ટીકા**—પરરાજ્યનો કોઇ કાયદો શાબેત કરવા વિશે ( ૧ ), શાસ્ત્ર અગર કળા શાબેત કરવા વિશે ( ૨ ), અગર અક્ષર ઓળખવા બાબત ( ૩ ), કુશળ માણસની સાક્ષિ લેવામાં આવેછે.

પારકા દેશનો કાયદો શાબેત કરવાની રીતી તે કાયદાથી વાકેફગાર હોય તેની શાહેદીથી સાધારણ રીતે લેવામાં આવે છે. પારકા દેશના કાયદાનો કુશળ માણસ જે દેશનો કાયદો શાબેત કરવાનો હોય તે દેશના કાયદાનો ધંધો કરનાર માણસ હોવો જોઇએ, અગર તેનો સરકારી હોદ્દો એવો હોવો જોઇએ કે જે ઉપરથી એમ અનુમાન થાય કે તેને તે કાયદાની માહેતી છે. ન્યાયાધિશ, બારીસ્ટર, આડવોકેટ અગર અટર્નિ કુશળ છે, પણ જે વેહેપારી કાયદો જાણી શકે તેવો હોય પણ તેને કાયદા સાથે સબંધ ના હોય તેઓ કાંઇ કુશળ નથી. સાક્ષિ કુશળ છે કિંવા નહી એ સ્વાલ કોર્ટે જોવાનો છે. કુશળ માણસ પોતાની યાદદાસ્ત લખેલો કાયદો જોઈ તાજી કરી શકે છે.

શાસ્ત્ર અગર કળાની બાબતમાં સાધારણ નિયમ છે કે સાક્ષિને જે હકિકતની જાત માહેતી હોય, તે સાક્ષિએ શાક્ષી પુરતાં તે નિયમ તુટે છે એવા દાખલા વારંવાર બને છે, અને સાક્ષિને તેનો અભિપ્રાય અગર જે માનવું હોય તે કેહેવા દેવાની પરવાનગી આપવામાં આવે છે. વૈદક અને ઇંજીનિયરીંગની બાબતમાં શાસ્ત્ર બાબતનો આવો પુરાવ વારંવાર ગુજારવામાં આવે છે. મી૦ ટેલરે ( કલમ ૧૨૭૪–૮ ) એવા દાખલાનો સંગ્રહ કરેલો છે કે જેમાં આવો પુરાવ આવવાનો સંભવ હોય છે, અને તે ઉપરથી તેમણે કહેલું છે કે અમુક માણસના મરણના કારણ બાબત, જખમના પરિણામ બાબત, અગર મંદગીની બરદાશ બાબત, તથા અમુક સખસનું મન ચીતભ્રમ થએલું છે કિંવા નહી, અને બીજું ધંધાની વિદ્યાની બાબતમાં વૈદકી જ્ઞાનવાળાનો અભિપ્રાય હમેશાં પુરાવમાં દાખલ કરવામાં આવે છે. તેમજ "ઇન્સ્પેકટર્સ આફ ફ્રાડ" ની શાહેદી અમુક સખસે અમુક દસ્તાવેજ લખેલો છે કે નહી, તે બાબત તેમનું માનવું શું છે, તે બાબતમાં વારંવાર લેવામાં આવે છે. તેમજ હમેશાંના માવરાવાળા સરવૈયરને ઝાડ, પથ્થર ઈત્યાદિ ઉપર અમુક નીશાન છે તે હદના નીશાન તરીકે કરવાનો ઇરાદો છે કિંવા નહી' તે બાબત શાહેદીમાં બોલાવવામાં આવે છે. ·i· ·i· તેમજ કોઇ કારીગર રંગનાર હોય તેની શાહેદી અમુક અસલ તસ્બીર છે કિંવા નહી તે બાબતમાં લેવામાં આવે છે. તેમજ અમુક મ્હોર અસલ શિક્કા ઉપરથી કરવામાં આવી છે કિંવા બીજા ઉપરથી કરવામાં આવી છે તે બા-

બતમાં શિક્કો કરનારને શાહેદીમાં બોલાવવામાં આવે છે, અને ટપાલના નીશાનના ખરાપણા બાબત પોસ્ટ આફીસના કલાર્કનો અભિપ્રાય અગર તે નીશાનથી જેને કાગળ મળવાનો રીવાજ છે તેનો અભિપ્રાય પુરાવમાં દાખલ કરવામાં આવે છે.

રોસ્કોના ક્રીમીનલ એવીડન્સના ગ્રંથને પાને ૬૬ મે બતાવવામાં આવેલું છે કે વૈદકી અભિપ્રાયનો પુરાવ મરણના કારણ, ઇજા અગર જખમ અગર દિવાનાપણાના પ્રકાર સાથે હમેશાંની માહેતીવાળો હોવો જોઈએ.

આ શાસ્ત્રોના ગ્રંથો જોઇ કુશળ માણસ પોતાની યાદદાસ્ત તાજી કરી શકે છે. તે એમ કહી શકે છે કે મારો કેટલોક અભિપ્રાય તો મારા સ્વધંધાના ભાઈએ લખેલા ગ્રંથો જોઇ મેં બાંધેલો છે. મ્યાગનાગટનના કામમાં જડજોને એવો સ્વાલ કરવામાં આવેલો હતો કે વૈદકી જ્ઞાનવાળા માણસને દિવાનાપણાના મરજની માહેતી હોય, પછી તેણે કેદીને તેની તપાસ થતાં પેહેલાં જોએલો ના હોય. પરંતુ તેની તમામ તપાસ થતી વખતે તે વૈદકી જ્ઞાનવાળો હાજર હોય અને તપાસમાં તમામ શાહેદીઓની શાહેદી સાંભળી હોય તો, પછી તે માણસનો તે કેદીનું મન ગુન્હો કરતી વખતે કેવું હતું તે બાબત અગર તે વખતે તે કાયદાથી ઉલટું કરે છે તેવું તેને ભાન હતું કિંવા નહી, અગર તે વખતે તેનું મન કાંઇ ચીતભ્રમ થયેલું હતું તેવો તેમનો અભિપ્રાય પુછી શકાય છે કિંવા નહી?

જસ્ટીસ માલસાહેબે અભિપ્રાય આપ્યો છે કે આ સ્વાલ પુછી શકાય કિંવા નહી તેનો આધાર દફતર ઉપર જે હકિકતનો સ્વાલ હોય તે ઉપર છે, એટલુંજ નહિ પણ તે પુછવાનું કેહેવામાં આવ્યું હોય તે વખતે તેનું કારણ કેવી રીતનું હતું તે ઉપર છે, અને અમુક સખસ ઉપર એક આરોપ રાખવામાં આવેલો અને તેનો બચાવ દિવાનાપણાના કારણથી કરવામાં આવેલો હોય, તે સખસના ગુન્હાની તજવીજ એવી હોય કે જે સ્વાલો સુચવવામાં આવેલા છે તેમાંનો એક પુછવો અને તેનો જવાબ લેવો, એ બરોબર છે. પછી જે શાહેદીને તે સ્વાલ પુછ્યો હોય તે શાહેદીએ જે સખસની તપાસ ચાલે છે તેને જોયો પણ ના હોય, અને શાહેદીઓ લેવામાં આવ્યા હોય તે વખતે તે હાજર હોય અને તેમની શાહેદી સાંભળી હોય તોપણ તેની ચીંતા નહી. તેણે તે સખસ ને પ્રથમ કોઈ દિવશ જોએલો નહી અને તપાસ વખતે તે હાજર હતો, એથી કરીને જે સ્વાલ એક રીતે કાયદાસર તેજ બીજી રીતે કાયદાસર નથી એમ થતું નથી, એવું અમારી નજરમાં આવે છે, તોપણ આ બધી બીનાની અસર જે થવી જોઈયે તે ના થાય તેવી તપાસ થાય નહી, એવું અમે કેહેતા નથી.

"ધારો કે શાહેદી તપાસ વખતે હાજર હતો અને તેણે પુરાવ સાંભળ્યો છે, તે શિવાય.તેમાં જે સ્વાલ પુછવાને યોગ્ય રીતે સુચના થએલી હોય તે સ્વાલ તપાસમાં પુછવાને બીજી કાંઇ હરકત નથી, તો વિચારવાનું એટલુંજ છે કે આ સ્વાલ પુછવાને તે બસ છે કિંવા નહી. ખરી રીતે તો તેમાં એટલી હરકત લેઈ શકાય કે તે શાહેદી પોતાનો અભિપ્રાય પુરાવ ઉપરથી જે નિશ્ચય થતો હોય તે ઉપર બાંધે. માટે તેવી ધારણા ઉપર થી તે જે શાહેદી આપે તે તપાસને લગતી નથી તેવી થાય છે. પરંતુ આવા સ્વાલ વારંવાર પુછવામાં આવે છે, અને તે બાબત જે શાહેદી હોય છે તે આપવામાં આવે છે, અને આવી હરકત મંજુર રાખવામાં આવી હોય એમ જસ્ટીસ માલસાહેબ કેહે છે કે મારા જોવામાં આવેલું નથી. આવી હરકત લેવાય તેવો પુરાવ મહારાણી વિ. મ્યાગનાગટન

ના કામમાં લેવામાં આવેલો હતો, તેમાં ઠરાવવામાં આવેલું છે કે આવી હરકત ઉઠી શકતી હોય, તોપણ આવો સ્વાલ પુછી શકાય છે."

અને ચીફ્જસ્ટીસ ટીંડાલસાહેબે કહેલું કે "ઉપર જેવા શબ્દો સ્વાલમાં બતાવેલા છે તેવા શબ્દોથી તે સ્વાલ બરોબર પુછી શકાતો નથી, કારણ કે તે દરેકમાં જે હકિકત પુરાવમાં છે તેનો નિર્ણય કરવાનો છે, અને તે નિર્ણય જુરીને કરવાનો છે, અને આ સ્વાલ ફકત શાસ્ત્ર બાબતના નથી, કારણ કે તેવી બાબતમાં આવો પુરાવ દાખલ કરી શકાય છે. પરંતુ જ્યારે હકિકત કબુલ કરવામાં આવેલી હોય અગર તે બાબત તકરાર કરવામાં આવી ના હોય; અને તે સ્વાલ ફકત શાસ્ત્ર બાબતમાંજ હોય તો, તે સ્વાલ મોઘમ રીતે પુછી શકાય છે, પણ એક હક્ક તરીકે આગ્રહ કરી પુછી શકાય છે, એમ કાંઈ નથી." કદાપી એમ પુછવું બરોબર છે તો, "ધારો કે હકિકત સાચી છે, તે બાબત શાક્ષિનો અભિપ્રાય શો છે?"

ક્રિમીનલ પ્રોસીજરકોડની કલમ ૫૧૦ કેમીકલ એકઝામીનરનો રીપોર્ટ સોગન ઉપર નથી હતો અને તેને આડા અવળા સ્વાલ કરવામાં નથી આવતા, તોપણ પુરાવમાં દાખલ થાય છે.

સદરહુ કાયદાની કલમ ૫૦૯ મી પ્રમાણે કોઈ સીવીલ સરજન અગર વૈદકી જ્ઞાનવાળા શાહેદીની માજીસ્ટ્રેટની રૂબરૂ લેવાએલી જુબાની, તેને શાહેદીમાં બોલાવવામાં આવેલો ના હોય, તોપણ પુરાવમાં લેઈ શકાય છે. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૨૧ થી ૨૨૩)

રીસ્ડસાહેબ પોતાની ત્રીજી આવૃતિને પાને ૩૩૦ મે કેહે છે કે કુશળ માણસોની શાહેદી ઘણી સાવધગીરીથી લેવાની છે, તે ફકત એટલાજ કારણથી નહી કે તેઓની નજરમાં આવે તે બોલે છે, પણ તેઓનો વિચાર ગમે તેટલો અંતઃકર્ણ પુર્વક બતાવવાનો હોય તોપણ એકતરફી હકિકત જોવાથી તણાઇ જાય છે, અને તેથી તેઓ ખરો અભિપ્રાય આપવાને ના લાયક થાય છે.

આ કલમ પ્રમાણે સદરહુ સ્વાલ એવી રીતે પુછી શકાય કે "अ એ જે ચિન્હ બતાવ્યાં તે તમે સાંભળ્યાં છે. હવે ધારો કે એક સખસ તેવાં ચિન્હ બતાવે છે તો, તેના મનની સ્થીતી બાબત તમારો શો અભિપ્રાય છે?"

"વિશેષે કરીને કુશળ સખસો" જે પોતાની સ્થીતી અને નોકરીને લીધે ખાસ જ્ઞાનના સાધનવાળા અને અમુક બાબતમાં ખાસ લક્ષ આપેલું હોય, અને તે બાબતની વિગત• બાબત સાધારણ જ્ઞાન કરતાં વધારે જ્ઞાન હોય તે છે. જેમકે એક કારકુન જુદા જુદા માણસોના હરફ ઓળખતો હોય અને તેના મળતાપણા બાબત તથા જુદાપણા બાબત શોધી કાહાડી શકે તેવું હોય તો, તે હરફ બાબતના સ્વાલ વિશે તે શાહેદી આપી શકે છે. (કનીંગહામસાહેબની ટીકાનું પાનું ૬૫).

નીચેની ત્રણ રીતીએ અક્ષર શાબીત થાય છે.

(अ) કલમ ૪૭ મુજબ અક્ષર ઓળખનારથી સહી શાબીત થાય છે. અને તેમાં પણ ચાર ભેદ છે. (૧) લખનારની સાક્ષીથી; (૨) લખતાં જોનારની સાક્ષીથી; (૩) બીજે પ્રસંગે લખતાં જોયા ઉપરથી અક્ષર ઓળખી શકે તેની સાક્ષીથી અને; (૪) લખતાં જોયા ન હોય પણ કામકાજના પ્રસંગે બીજા કાગળપત્ર ઉપરથી કોઈના અક્ષરની જેને ઓળખાણ થઈ હોય તેની સાક્ષીથી (જેમકે કલમ ૪૭ નું દ્રષ્ટાંત)

(ब.) કલમ ૪૫ તથા ૭૩ મુજબ કુશળ માણસ એક તકરારી સહીનો બીનતકરારી સહી સાથે મુકાબલો કરી શકે તેની સાક્ષીથી શાબિત થાય છે, અને,

(क.) કલમ ૭૩ મુજબ કોર્ટ પોતેજ એક સહીનો બીજી સહી સાથે મુકાબલો કરવાથી શાબિત થાય છે.

કુશળ માણસોના અભિપ્રાય કેવી રીતે શાબિત કરવા તે બાબત જુઓ, કલમ ૬૦.

**ફેંસલો**—જે વૈદે જે સખસની લાશ જોઈને તપાશી હોય તેની શાહેદી પુરાવમાં પ્રથમ એવું શાબેત કરવાને દાખલ કરવા લાયક છે કે, તેમના જોવામાં અમુક રીતની ઇજા થએલી હતી, અને તે ઇજા કેવી રીતે કરવામાં આવી હતી અને મોતનું કારણ શું છે તે બાબતના અભિપ્રાયની બાબતમાં દાખલ કરવા લાયક છે. જે વૈદે તે લાશ જોએલી ના હોય તે ફક્ત વૈદકજ્ઞાનની પ્રવીણતા તરીકે પોતાના અભિપ્રાય બાબતમાં શાહેદી આપી શકે છે. આવો પુરાવ કઢાવવાની રીતી એ છે કે જે બાબત બીજા સાક્ષીયોથી શાબેત કરાવવાની કોશીસ હોય, તે બાબત ધારણા તરીકે તેને સાહીને બતાવવી જોઇએ, અને પછી તે હકીકત ઉપર તેમનો અભિપ્રાય પુછવો જોઇએ. વૈદે તપાસ કરી રીપોર્ટ કરેલો હોય તે પોતાની યાદદાસ્ત તાજી કરવાને જોઇ શકે છે. પરંતુ તે રીપોર્ટ કાંઈ પુરાવ થતો નથી. માટે તે રીપોર્ટ ઉપરથી કાંઈ હકીકત મનાતી નથી. (ઈં. લા. રી. કલકત્તા. વા. ૯ પાનું. ૪૫૫)

## કલમ ૪૬ મી.

કુશળ માણસના અભિપ્રાય સાથે સબંધ રાખતી હકિકતો.

**૪૬. જે હકિકતો બીજી રીતે લગતી ન હોય, તે હકિકતો ઉપરથી જો કુશળ માણસના અભિપ્રાય જ્યારે લગતા હોય ત્યારે તેને પુષ્ટી મળતી હોય, કિંવા તે અભિપ્રાય મજકુર વિરૂદ્ધ હોય, તો હકીકત મજકુર લગતી છે, એમ સમજવું.**

### દૃષ્ટાંતો.

**(अ.) તકરાર એવી છે કે અમુક જાતનું ઝેર अ ને આપ્યું હતું કે કેમ. બીજા માણસોને એવી જાતનું ઝેર આપ્યું હતું તેઓમાં જે અમુક લક્ષણો દેખાતાં હતાં તે સદરહુ ઝેરનાં છે કિંવા તેનાં નથી, એવો કુશળ માણસોનો અભિપ્રાય હોય, એ હકિકત લગતી છે.**

**(ब.) અમુક બંધારાથી બંદરને હરકત થાય છે કે કેમ, એવી તકરાર છે. બીજાં બંદરો બીજી વાતે આ બંદર જેવાંજ છે; પરંતુ ત્યાંહાં એવા બંધારા નથી, તે બંદરોને પણ તેજન્વખતેથી હરકત થવા લાગી એ હકીકત લગતી છે.**

**ટીકા**—આ કલમનાં દ્રષ્ટાંત ઉપરથી એમ જણાય છે કે કુશળ સખસોના અભિપ્રાયનો પ્રત્યંતર પુરાવ અગર તે રદ કરવાનો પુરાવ દાખલ થઈ શકે છે.

**अ** એ **ब** ને સાંથી ભાવ ઠરાવ્યા વિના સોનું લેઈ **क** ને તેની કંઠી ઘડવા સારૂં આપી. **अ** એ **ब** ને વ્યાજબી કીમત શું આપવી એ વિશે તકરાર છે. તે બાબતમાં સોનાની ચોકશી કરનારે તેવી કંઠીના સોનાને ચોખું ગણી અમુક બજાર ભાવ બતાવ્યો. તે પ્રસંગે

अ એ क પાસે તે સોનામાં ત્રાંબાની રાય મુકાવી હતી એ વાત લગતી છે. આ હકિકત કલમ ૬, ૮, ૧૧ તથા ૪૬ મુજબ લગતી છે.

કાર્યના ભાગ તરીકે કલમ ૬ મુજબ લગતી છે, લગતી હકિકતને રદ કરે છે માટે કલમ ૮ મુજબ લગતી છે, ત્રાંબાનો ભાગ બાદ કરી સોનાની જાત મુકરર કરવામાં ઉપયોગી છે, માટે કલમ ૧૧ મુજબ લગતી છે, અને સોનાની ચોકસી કરનારના અભિપ્રાયને રદ કરે છે, માટે આ કલમ મુજબ પણ લગતી છે.

ફીલ્ડસાહેબની ટીકાને પાને ૨૪૪ મે કેહે છે કે આ કલમ ટેલરકૃત પ્રમાણશાસ્ત્રની કલમ ૩૧૯ માં જે નિયમ બતાવેલો છે તે મુજબ છે.

## કલમ ૪૭ મી.

અક્ષર વિશે અભિપ્રાય.

**૪૭.** અમુક દસ્તાવેજ કયા સખસે લખ્યો છે કિંવા તેના ઉપર કોણે સહી કરી છે, એ વિશે કોર્ટને જ્યારે અભિપ્રાય બાંધવાનો હોય, ત્યારે જે સખસે તે દસ્તાવેજ લખ્યાનું કિંવા તેના ઉપર સહી કર્યાનું ધારવામાં આવતું હોય તે સખસના અક્ષરની જે સખસને માહિતી હોય તે સખસ, તે દસ્તાવેજ સદરહુ સખસે લખ્યો છે, કિંવા નથી લખ્યો, અથવા તેના ઉપર સદરહુ સખસે સહી કરી છે કિંવા નથી કરી, એવો અભિપ્રાય આપે તે અભિપ્રાય લગતી હકિકત છે.

ખુલાસો.—જ્યારે કોઈ એક સખસે કોઈ બીજા સખસને લખતાં જોયો હોય ત્યારે, કિંવા જ્યારે તેણે પોતે કિંવા તેના પોતાના હુકમ ઉપરથી જે દસ્તાવેજ લખ્યા હોય અને તે સદરહુ બીજા સખસ ઉપર સરનામું કરીને મોકલ્યા હોય તે દસ્તાવેજના જવાબમાં સદરહુ બીજા સખસે લખેલા છે એવા મજકુરના દસ્તાવેજ તેના ઉપર આવ્યા હોય ત્યારે, કિંવા જ્યારે સદરહુ બીજા સખસે લખેલા છે એવા મજકુરના દસ્તાવેજ તેની પાસે કામને સાધારણ પ્રસંગે આવવાની રીતી હોય ત્યારે, તે સખસને સદરહુ બીજા સખસના અક્ષરની માહિતી છે એમ સમજવું.

તકરાર એવી છે કે અમુક પત્ર अ નામના લંડનમાંના એક વેહેપારીના હાથનું છે કે કેમ,

ब એ કલકત્તા મધે વેહેપારી છે તેણે अના નામના પત્રો લખ્યા છે, તથા अ એ લખ્યા છે એવા મજકુરના પત્રો તેના ઉપર આવ્યા છે.

क એ ब નો મેહેતો છે, તેનું કામ ब ના જે કાગળ પત્ર

**આવે જાય તે તપાસવાનું તથા તેને ફાઈલ કરવાનું છે. ड એ ब નો દલાલ છે, ને अ ના લખેલા છે એવા મજકુરના જે પત્રો ब ની પાસે આવતા તે ड ની સાથે વિચાર કરવાને તેને ब હમેશ બતાવતો હતો.**

**ब, क, તથા ड પૈકી કોઇએ अ ને લખતાં કદી જોયો ન હોય, તોપણ તકરારી પત્ર अ ના હાથનો લખ્યો છે કે નહી એ બાબત જે અભિપ્રાય ब, क, તથા ड આપે તે લગતો છે.**

**ટીકા.**—હરફ શાબેત કરવાનાં નીચે પ્રમાણે પાંચ સાધનો છે:—

( ૧. ) તે હરફ લખનારને બોલાવવો. પરંતુ અવશ્ય કરીને તે લખનારને બોલાવવોજ જોઈએ એમ કાંઇ નથી, કારણ કે તે લખનારને લખતાં જે સખસે જોએલો હોય તે સખસની શાહેદી એકસરખી રીતે અસલ પુરાવ છે.

( ૨. ) જે સખસે અમુક કાગળ લખતાં અગર સહી કરતા બીજાને ખરી રીતે જોએલો હોય, તે સખસને તે હરફ શાબેત કરવાને બોલાવી શકાય છે.

( ૩. ) જે સખસના અમુક હરફની તકરાર હોય તે સખસને બીજા હરફ લખતાં કોઇ બીજે પ્રસંગે જે સખસે જોએલો હોય, અને તે હરફ ઓળખતો હોય અને માહેતી હોય તેને શાહેદીમાં બોલાવી શકાય છે.

( ૪. ) આ કલમ નીચેના ખુલાસામાં બતાવ્યા પ્રમાણે હમેશાંની પદ્ધતિ પ્રમાણે કામ ચાલતાની દરમિયાનમાં શાબેત થએલા દસ્તાવેજો જે સખસે જોએલા હોય, અને તે બાબતની માહેતી હોય તેવા સખસોને આ કારણસર શાહેદીમાં બોલાવી શકાય છે.

( ૫. ) સદરહુ હરફ બીજા હરફ સાથે મુકાબલો કરી પણ શાબેત થઈ શકે છે. ( કલમ ૭૩ જોવી ).

સદરહુ અનુક્રમ, હરફ શાબેત કરવાની રીતીનો બતાવેલો છે, તે પ્રમાણેજ ઘણું કરીને તે પુરાવનું વજન છે. માટે જ્યારે તે બાબતમાં એક પક્ષકાર થોડો વજનદાર પુરાવ ગુજારે, અને સારામાં સારો પુરાવ તે વિશે મળી શકે તેવું નથી એમ જણાય નહી તો, તે પક્ષકારે તેવો સારામાં સારો પુરાવ કાંઇ અયોગ્ય હેતુથી ગુજારેલો નથી એમ તે પક્ષકાર બાબત અંદેશો ઉત્પન્ન થાય છે. ( ફીલ્ડસાહેબની ત્રીજી આવૃતિ પાનું. ૩૩૩ ).

વળી આ પુરાવના વજનનો આધાર હરફ લખતાં જે સખસે જોએલા હોય તેણે કેટલી મરતબે જોયા, છેવટ ક્યારે જોયા હતા, અને તે લખનાર ઉતાવળમાં લખતો હતો કિંવા વિચારથી લખતો હતો, અને તે જોનારને લક્ષ આપી જોવાનો મતલબ અને લાગ કેવો હતો તે ઉપર છે. તોપણ એક સખસે છેવટ વીસ વર્ષથી તકરારી હરફ લખનારને લખતાં જોએલો ના હોય પણ ત્યાર પેહેલાં લખતાં જોએલો હોય, અગર ફકત એકજ વખત જોએલો હોય અને કેવળ જુજ લખતાં જોએલો હોય, તેમ છતાં તેને તે બાબત શાહેદીમાં બોલાવી શકાય છે, અને તેની શાહેદી પુરાવમાં દાખલ કરવા લાયક છે. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૨૬ ).

આ કલમના સબંધમાં પાછળ કલમ ૪૫, ૪૬ ની ટીકા અને આગળ કલમ ૭૩ ની ટીકા જુઓ.

## કલમ ૪૮ મી.

હક્ક કિંવા રિવાજ છે કિવા નથી એ બાબતનો અભિપ્રાય ક્યે પ્રસંગે લગતો હોય છે.

**૪૮. અમુક સામાન્ય રિવાજ કિંવા હક્ક છે કે કેમ, એ બાબત જ્યારે કોર્ટને અભિપ્રાય બાંધવાનો હોય, ત્યારે રિવાજ કિંવા હક્ક મજકુર હોયતો જે સખસોને તેની માહિતી હોવાને સંભવ હોય, તે સખસો તેવો રિવાજ કિંવા હક્ક છે કિંવા નથી, એ બાબતજે અભિપ્રાય આપે તે લગતા છે.**

**ખુલાસો.—'સામાન્ય રિવાજ કિંવા હક્ક' એ શબ્દોમાં જે રિવાજ કિંવા હક્ક કોઈ એક વર્ગના ઘણા લોકોમાં સામાન્ય હોય, તે હક્ક કિંવા રિવાજનો સમાવેશ થાય છે.**

## દૃષ્ટાંત.

**અમુક કુવાનું પાણી અમુક ગામના ગામવાળાઓનો વાપરવાનો હક્ક છે, એ આ કલમના અર્થ મુજબ સામાન્ય હક્ક છે.**

**ટીકા**—આ કલમની સાથે આ આકટની કલમ ૧૩ અને ૩૨ ની રકમ ૪ જોવી જોઇએ.

કલમ ૧૩ મી તમામ સાર્વજનિક અને સામાન્ય હક્કોને લાગુ થાય છે, અને તે બાબતમાં અમુક હકિકતમાં પુરાવમાં ગુજારી શકાય છે એવું તેમાં બતાવવામાં આવેલું છે.

કલર ૩૨ ની રકમ ૪ માં અમુક મજકુર કેહેનારને તેના મરણના કારણથી અગર કાંઈ બીજા કારણથી કોર્ટની રૂબરૂ હાજર કરી શકાતો ના હોય તો, તે બાબતમાં બીજા દરજ્જાનો પુરાવ દાખલ કરવા બાબત ઠરાવ છે. આ કલમ ફકત સામાન્ય હક્ક અગર રીવાજ સબંધી છે, અને સાર્વજનિક હક્ક અગર રીવાજ સબંધી નથી. વળી તે જે હયાત શાહેદી કોર્ટની રૂબરૂ રજુ થઈ શકતો હોય, સોગન આપી શકાતા હોય, અને આડા અવળા સ્વાલ થઈ શકતા હોય તેને લાગુ થાય છે. સાધારણ રીતે આવા શાહેદીએ મુખ્ય તપાસણીમાં ફકત ખરી હકિકત કેહેવાની છે. પરંતુ આ કલમ પ્રમાણે તો સામાન્ય હક્ક અગર રીવાજ છે કિંવા નહી તે બાબત તે શાહેદીને પોતાનો અભિપ્રાય આપવાનો છે. માટે જે હક્ક અગર રીવાજની તેને સ્વતા માહિતી હોય તે બાબતજ તેને બોલવાનું છે એમ નથી. રીવાજ બાબત કાંઈ ઇંદ્રીજ્ઞાન થતું નથી. તેતો એકની એક હકિકત જ્યારે જ્યારે તે બનવાનો વખત આવે ત્યારે ત્યારે ઘણી વાર બને જાય તે છે; અને જોપણ આ બાબતનો અભિપ્રાય શા આધારથી બાંધવામાં આવેલો છે તે નક્કી કર્યા વિના તે ઉપર કાંઈ વજન રેહેતું નથી, તોપણ એટલી વાત હમેશાં યાદ રાખવી જોઈએ કે કલમ ૫૧ મી આ કલમ સાથે વાંચવાની છે, સબબ શાક્ષિનો અભિપ્રાય શા આધારથી થએલો છે તે મુખ્ય તપાસણીમાં જાણવામાં આવેલું ના હોય અગર ન્યાયાધિશે તે બાબત પુછેલું ના હોય તો, ઉલટ તપાસણીમાં તે અભિપ્રાય સાક્ષિ પાસેથી જરૂર કઢાવવો જોઇએ. જીલ્લાની અંદર ગામોની વચમાંના સીમાડા, અમુક ગામ અગર શેહેરની હદ, જગાત ઉઘરાવવાનો હક્ક, બીજાઓને બાતલ કરી વેહેપાર કરવાનો હક્ક, પડતર જમીનમાં ઢોર ચરાવવાનો હક્ક, રસ્તા દુરસ્ત કરવાની જવાબદારી, અગર ઝાડ રોપવાં, પાણી જવાનો હક્ક, તળાવ, ધોવાના ઘાટ ઉપરનો હક્ક વિગરે સામાન્ય હક્કો સાધારણ રીતે માલમ

પડે છે. આ કલમના ખુલાસા ઉપરથી જણાય છે કે તે ખાનગી હક્કને લાગુ થતી નથી, સબબ તેવા હક્ક શાબેત કરવાનો અભિપ્રાય અગર માન આપવા લાયક પુરાવ દાખલ થઈ શકતો નથી. માટે તેતો માલેકપણાના કૃત્ય જેવી હકિકતથીજ શાબેત થવો જોઈએ. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું ૨૨૭ )

ખાનગી બાબતને આ કલમ લાગુ પડતી નથી, હક્ક એટલે ' નીરાકાર હક્કો ' સમજવા.

આ કલમના ખુલાસા મુજબ સામાન્યમાં સાર્વજનીક બાબત આવી જાય છે, ગામો વચેની સરહદ, ચીલા ઉઘરાવવાના હક્ક, રસ્તા સુધારવાની જવાબદારી, એ બધા સામાન્ય હક્ક તથા રીવાજના દાખલા છે.

## કલમ ૪૯ મી.

વિહવટ, સંપ્રદાય વગેરે બાબતનો અભિપ્રાય ક્યારે લગતો હોય છે.

**૪૯. કોઈ પંક્તીના માણસોનો કિંવા કોઈ કુટંબનો વહિવટ તથા સંપ્રદાય કેવા પ્રકારના છે, એ બાબત.**

**અથવા ધર્મ સબંધીની કિંવા ધર્માદા સબંધીની કોઈ સ્થાપનાને અર્થે નિમેલો ધર્માદાય કેવી રીતે સ્થપાએલો છે, તથા તેની વ્યવસ્થા કેવે પ્રકારે ચાલે છે, એ બાબત.**

**અથવા અમુક જીલ્લામાં કિંવા અમુક વર્ગના લોકોમાં જે શબ્દ કિંવા બોલ વપરાતા હોય, તેનો અર્થ શો થાય છે, તે બાબત,**

**કોર્ટને જ્યારે અભિપ્રાય બાંધવાનો હોય, ત્યારે તે બાબતની માહિતી હોવાને જે સખસોને વિશેષ રીતનાં સાધનો હોય, તે સખસોના અભિપ્રાય લગતા છે.**

**ટીકા**—અહિયાં પણ આગલી કલમ પ્રમાણે એટલું કેહેવાનું છે કે શાહેદી પોતાનો અભિપ્રાય બતાવે, પણ જ્યાં સુધી તે અભિપ્રાય શા આધારથી બાંધવામાં આવેલો છે તે બતાવે નહી, ત્યાંહાં સુધી તેના તે અભિપ્રાય ઉપર થોડુંકજ વજન રાખવાનું છે.

હિંદુશાસ્ત્રમાં રીવાજ કાયદા જેટલો બળવાન છે. એ વિશે મી. સ્ટ્રેંજ એક ઠેકાણે કેહે છે કે " જેમ આપણામાં છે તેમજ હિંદુઓમાં રીવાજ કાયદાની એક શાખા છે " અને બીજી જગોએ વળી કેહે છે કે " રીવાજ હિંદુ કાયદાની શાખા હોવાથી તે રીવાજ જ્યાં ચાલતો હોય ત્યાં કાયદાના નિયમોને એક કોરે મુકે છે."

એજ પ્રમાણે મનુ કેહે છે કે " યાદગીરી ન પોહોચે તેવા વખતનો રીવાજ કાયદા જેટલોજ બળવાન છે. "

આ કલમ પ્રમાણે નીચેની બાબતો વિશે સાક્ષિનો અભિપ્રાય પુરાવ તરીકે લેવામાં આવેછે.

૧. કોઈ પંકતીના માણસોનો રીવાજ—તેમાં વેહેપાર અને ખેતીના રીવાજનો સમાસ થાય છે.

૨. કોઇ પંકતીના માણસોનો સંપ્રદાય—તેમાં જે અભિપ્રાય અગર નિયમ સાચી હકિકત તરીકે માની ચાલતો હોય તેનો સમાસ થાય છે. અને તે ધર્મ, રાજ્ય પ્રકરણ, શાસ્ત્ર ઈત્યાદીને લાગુ થાય છે.

૩. કુટંબના રીવાજો— તેમાં અસલના જમીનદારોના કુટંબમાં પ્રથમ વારસ થવાના હક્ક, વંશની ખાસ રીતી વિગરેનો સમાસ થાય છે. રીવાજ બે પ્રકારના છે એક કુળાચાર એટલે કુટંબનો રીવાજ જેને આ દેશના કેટલાક ભાગમાં "કોર્તાચાર" કેહેવામાં આવે છે, અને બીજો દેશાચાર અગર સ્થાનિક રીવાજ.

૪. ધર્મ સબંધીની કિંવા ધર્માદા સબંધીની કોઈ સ્થાપનાને અર્થે નિમેલો ધર્માદાય કેવી રીતે સ્થપાએલો છે, તથા તેની વ્યવસ્થા કેવે પ્રકારે ચાલે છે તે બાબત, તેમાં ધર્માદાનો ફાયદો કેવા માણસો લેઈ શકે છે તેનો સમાસ થાય છે.

હિંદુસ્તાનમાં ઘણી જુદી જુદી ભાષાઓ બોલાય છે. ન્યાયાધીશો દઅંગ્રેજો હોય છે, સબબ ન્યાયાધિશો તે કારણસર કોષનો ઉપયોગ કરી શકે છે. ( ફીલ્ડસાહેબની ત્રીજી આવૃતિનું પાનું. ૩૩૪)

દેશાચાર જો ખરેખર હોય તો તે અમુક જાગીર બાબતમાં નહિ, પણ આખા દેશમાં ચાલતો હોવાથી કુળાચાર કરતાં તેનો પુરાવો વધારે સેહેલાઈથી મળી શકે છે.

કુળાચાર મુકરર કરવા સારૂ એમ બતાવવું જોઇએ કે તે રીવાજ જુના વખતનો છે, અને અભંગ છે. અમૃતનાથ ચોધ્રી વિ. ગૌરીનાથ ચોધ્રી ( ૬ બં. લા. રી. ૨૩૮ ) તથા રાજ નાગેંદ્ર નારાયણ વિ. રઘુનાથ નારાયણદેવ ( સધર રી. જાને. જુલાઇ ૧૮૬૪ પ્રૂ ૨૦)

આ રીવાજનું જુનાપણું અને નહી બદલાતાપણું શાબીત કરવાનો બોજો તે હોવાનું જે માણસ કેહે છે તેની ઉપર રાખવામાં આવ્યો છે. જુઓ ભગવાનદાસ વિ. રાજમલ ( ૧૦ મું હા. રી. પાનું. ૨૪૧ )

## કલમ ૫૦ મી.

સગપણ બાબતનો અભિપ્રાય ક્યારે લગતો હોય છે.

**૫૦. એક સખસનું બીજા સખસ જોડે શું સગપણ છે, એ બાબત કોર્ટને અભિપ્રાય બાંધવાનો હોય, તો જે સખસને તે કુટંબનું માણસ હોવાને લીધે, કિંવા બીજા કારણને લીધે સગપણ મજકુર વિશેની માહિતી થવાને વિશેષ રીતનાં સાધનો હોય, તે સખસની સગપણ મજકુર સબંધીની વર્ત્તણુંક ઉપરથી જે અભિપ્રાય દેખાઈ આવે તે લગતો છે; પરંતુ "ઈંડિયાના ડાઇવોર્સ (એટલે છેડો આપવા બાબતના) આકટ" મુજબ જે કામ ચાલતું હશે તે કામમાં કિંવા હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૪૯૪, ૪૯૫, ૪૯૭ કિંવા ૪૯૮ મુજબ ચાલતા કામમાં, સદરહુ અભિપ્રાય લગ્ન શાબિત કરવા જેટલો પુરતો ગણવો નહી.**

### દૃષ્ટાંત.

**(અ.) તકરાર એવી છે કે અ તથા બનું લગ્ન થયું હતું કે કેમ, તેઓના**

**સ્નેહી તેઓને ધણી ધણીયાણી સમજીને તે પ્રમાણે હમેશાં તે-ઓની સાથે વર્ત્તતા હતા, એ હકિકત લગતી છે.**

**(ब.) તકરાર એવી છે કે अ એ ब ના કાયદેસર છોકરો છે કે કેમ. તે કુટંબના માણસો अ કાયદેસર છોકરો હોય એ પ્રમાણે તેની સાથે હમેશાં વર્ત્તતા હતા, એ હકિકત લગતી છે.**

**ટીકા**—મી૦ ટેલરસાહેબ પોતાના ગ્રંથની કલમ ૫૮૪ મીમાં નીચે પ્રમાણે કેહે છેઃ—

"વળી સગપણ ગર્ભિત રીતે કબુલ કરવું અને મિલકત વેંહેંચવી અને આપવી એવી કુટંબની વર્તણુંક ઉપરથી કુટંબ સબંધી અભિપ્રાય અને માનવું થતાં એવી વર્તણુંક વારંવાર પુરાવામાં લેવામાં આવે છે, અને તે છેવટે કુટંબના ઈતિહાસ તરીકે છે. કેમકે અમુક સખસનાં માબાપ અગર વંશ બાબતમાં મુખ્ય સ્વાલ વંશાવળીના કામોમાં ઉત્પન્ન થાય છે, માટે સ્વાલનો નિર્ણય કરવાને એક સખસ બીજા સખસના રકત અગર સબંધથી સગો થાય છે તો, તેને કેવી રીતે કબુલ કરવામાં આવતો હતો તથા તેની કેવી રીતે બર-દાશ કરવામાં આવતી હતી તે નક્કી કરવાની ખુલ્લી અગત્ય છે.

બરકલી પીરેજના કામમાં સર જેમ્સ માન્સફીલ્ડે કહ્યું છે કે "જો એમ શાબેત થાય કે બાપે, અમુક પક્ષકારને પોતાના ઔરસ છોકરા તરીકે ઉછેરેલો છે તો, વિરૂદ્ધ પુરાવો પડે ત્યાં સુધી તે છોકરો ખરોછે એવું હમેશાં કેહેવામાં આવેલું થાય છે."

જેમકે એક છોકરાનો જન્મ થએલો તે તેની માએ પોતાના ધણીથી છાનો રાખેલો, અને જે વખતે તે છોકરાનો ગર્ભ રહેલો તે વખતે જે સખસ તે છોકરાની મા સાથે વ્ય-ભિચારના કારણસર રેહેતો હતો તે સખસ પાછળથી તે છોકરાની બરદાશ રાખે, તેથી તે સખસના કુટંબનું નામ તે છોકરે ધારણ કરેલું હતું, અને તે છોકરાની માના ધણીના કુટંબમાં તે છોકરાને ઔરસ છોકરા તરીકે કોઇ દિવસ કબુલ કરવામાં આવેલો નહી હતો. આ બધી હકિકત જે પરણેલી સ્ત્રીના છોકરાના ઔરસપણા બાબત જે અનુમાન થાય છે, તે અનુમાન ઘણે દરજજે રદ કરે છે.

વળી જો અમુક દાવેદાર અમુક સખસના વંશમાં છે, પણ તે સખસ વશિયત કરના રનો છોકરો છે કિંવા નહીં એવો સ્વાલ છે તો, હકિકત એવી છે કે વીલમાં કુટંબના ત-મામ માણસો દર્શાવવામાં આવેલાં હોય, પરંતુ સદરહુ સખસ વિશે તેમાં કાંઈ પણ ના હોય તો, તે હકિકત વશિયત કરનારનો તે સખસ છોકરો નથી અગર વીલ કરતાં અ-વલ વગરફરજંદે તે સખસ મરણ પામેલો છે એવું બતાવવાનો પુરાવો થાય છે. અને જો એવું શાબેત કરવાનું હોય કે અમુક સખસે કાંઇ ફરજંદ મુકેલું નથી, પછી તેનું વી-લ રજુ કરવામાં આવે તેમાં કુટંબના કોઈ માણુસ બતાવવામાં આવેલાં ના હોય, અને પોતાની મીલકત કોઇ ત્રાહિત સખસને વશિયત કરેલી હોય તો, તે વગરફરજંદે ગુજ-રી ગએલો છે તે બાબતનો મજબુત પુરાવ છે." ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૨૯ )

ઔરસપણા બાબત મુસલમાની શરેહ પ્રમાણે ઔરસપણાના કાયદામાં એવું મજ-બુત અનુમાન થાય છે કે થોડોક પુરાવ છોકરાની ઔરસ તરીકે બરદાશ કરવામાં આવતી હતી, એવું બતાવાનો હોય તો, તે બાબત બસ છે (૧ વીકલી રી. સીવીલ રૂલીંગ પાનું. ૧૭)

કનીંગહામ સાહેબ પોતાની ટીકાને પાને ૬૯ મે કેહે છે કે એક સ્ત્રી અને પુરૂષ ધણી ધણીયાણી તરીકે એકઠાં રેહેતાં હોય તો, હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૪૯૮ પ્રમાણેના કામમાં તોહમતવાળા ઉપર તે પ્રમાણે તેઓ રેહેતાં નથી એવું શાબેત કરવાનો બોજો નાંખવો તે બસ છે. આ કલમ પ્રમાણે દરેક લગ્ન શાબેત કરવાના કામનો બોજો ફરીયાદી ઉપર છે, અને તેવી વાત શાબીત કરવાને આવો અભિપ્રાય બસ ગણાશે નહી.

અબ્રદુ દાલૌ વિ. હૈદર હુસેન (સ. પી. ૬૫૯) ના કામમાં પ્રીવીકાંઉસીલે કહ્યું કે– મુશલમાની ધારા પ્રમાણે લગ્નની શાબીતી શિવાય જારી ભેળા રેહેવાપણું લગ્નનું એવું અનુમાન કરવાને બસ નથી કે જેથી કરીને તે દરમિયાન થએલો છોકરો કાયદેસર ગ-ણાય. પણ આ કલમની શરત જોતાં એમ લાગે છે કે આવા કામમાં ભેગા રેહેવાપણું લગ્નનો પુરાવ ગણાશે.

સાત માસની અઘરણી ક્રિયા કરવી અને છોકરાનો જન્મ ઓછવ કરવો એ લગ્નનો અને છોકરાના કાયદેસરપણાનો પુરતો પુરાવો છે. જુઓ જે. પી. વાઈસ. વિ. સંદુલુનીસા (સ. પ્રી. જ. ૬૬૭) નો કેસ.

ખોજા મહમદ ગૌસીલી વિ. અબ્રુનીસા (સ. પ્રી. જ. ૫૧૯) ના કામમાં પ્રીવી કાંઉસીલે ઠરાવ્યું કે "વાદીઓનો માત્ર પોતાનો સબંધજ નહી પણ પોતાનો હક્ક કે જેનો આધાર પ્રતીવાદી ગેરકાયદેસર પુત્ર હોવા ઉપર હતો, તે શાબીત કરવાનું તેમના ઉપર હોવાથી પ્રતીવાદીનું કાયદેસરપણું શાબીત કરવાનો બોજો પ્રતીવાદી ઉપર નાંખવાને માટે વાદીઓ પોતાના કેસના આધારમાં પુરતો સામાન્ય પુરાવ આપવાને બંધાએલા છે.

વિવાહની અને બાપ દીકરા વચેના સબંધની બાબતમાં અનુમાન લેવા વિશે કલમ ૧૧૩, ૧૧૪ અને તે ઉપરની ટીકા જુઓ.

**ફેંસલો—ड** નામના સખસે પોતાની પરણેત ઓરત **पी** સાથે **क** એ બળાત્કાર સંભોગ કરયો એથી ફરીયાદ કરી. અને તેને તે ઉપર એવા આરોપ સારૂ કમીટ ક-રવામાં આવ્યો કે તેણે બળાત્કાર સંભોગ અગર તે નહી તો છીનાળું કીધું છે. **पी** અ-ને **डी** ની વચમાં લગ્ન થએલું છે, તે બાબતનો પુરાવ એવો છે કે **क** ની હકીકતમાં **डी** ની ઓરત **पी** છે એવું કબુલ કર્યું, અને તે પ્રમાણે **पी** અને **डी** ની જુબાનીઓ છે. **क** ને છીનાળાના તોહમતનો ગુન્હેગાર ઠરાવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આવો પુરાવ હિંદુસ્થાનના પુરાવ આકટની કલમ ૫૦ પ્રમાણે ફક્ત બસ નથી, એટલુંજ નહી પણ ફો-જદારી કામોમાં આવી બાબતનો જે પુરાવ આપવાનો નિયમ છે, તે પ્રમાણે છીનાળાનું તોહમત શાબેત કરવા મુખ્ય બાબત શાબેત કરવી જોઈએ કે **पी** અને **डी** ની વચમાં લગ્નનો સબંધ છે, તે શાબેત કરવાના નિયમ પ્રમાણે આ પુરાવ જોઇએ તેટલો નથી. ઈ. લા. રી. મદ્રાસ વા. ૫ પાનું ૨૩૩

## કલમ ૫૧ મી.

અભિપ્રાયનાં કારણો ક્યારે લગતાં હોય છે.

**૫૧. જ્યારે કોઈ હયાત હોય એવા સખસનો અભિપ્રાય લગતો હોય, ત્યારે એવા અભિપ્રાયનો આધાર જે કારણો ઉપર હોય તે કારણો પણ લગતાં છે.**

### દૃષ્ટાંત.

**પોતાનો અભિપ્રાય બાંધવાને સારૂ જે પ્રયોગો કોઈ કુશળ માણસે કર્યા હોય તે પ્રયોગોનો હેવાલ તે કુશળ માણસ આપી શકે છે.**

**ટીકા**—ઘણીક વખતે જે કારણો ઉપર અભિપ્રાયનો આધાર હોય તે કારણ જોવામાં આવ્યાથી તે અભિપ્રાય ખરો છે કે ખોટો તેનો સારી રીતે નિશ્ચય થઈ શકે છે. સ્ટીફનસન વિ. રીવર ટાઈન કમીશનરો ( ૭ વીકલી રીપોર્ટને પાને ૫૯૦ ) ના કામમાં બતાવવામાં આવેલું છે કે, "કુશળ સાક્ષિ પોતાનો જે અભિપ્રાય બંધાએલો હોય તેજ ફક્ત કેહે નહી, પણ જો એમ કેહે કે તે પ્રમાણે હું વર્તેલો છું તો, તે વર્તવું તેના અભિપ્રાયને મજબુત પ્રસંતરી પુરાવ છે."

અમુક સખસ કાંઇ કેહે તેના કરતાં તે જે કાંઈ કરે તે તેના અભિપ્રાયના સાચાપણાનો વધારે સારો પુરાવ છે, સબબ આવો પુરાવ કલમ ૮ તથા ૧૧ પ્રમાણે બેશક દાખલ થઈ શકે છે.

## કલમ ૫૨ મી.

## કોઇ સખસની ચાલ ચલણ કયારે લગતી છે.

---

દિવાની કામમાં વર્તણુંક શાબિત કરવાને સારૂ ચાલ ચલણ લગતી નથી.

**૫૨. કોઇ ચાલતા કામ સાથે સબંધવાળા સખસે અમુક રીતની વર્તણુંક કર્યાનું કેહેવામાં આવ્યું હોય, તે સખસની ચાલ ચલણ એવી છે કે તે ઉપરથી તેણે સદરહુ વર્તણુંક કર્યાનો સંભવ છે કે નહી એ માલમ પડે છે, એ હકિકત દિવાની કામમાં ગેરલગતી છે, પરંતુ જે હકિકતો બીજી રીતે લગતી હોય તે ઉપરથી સદરહુ પ્રકારની જેટલી ચાલ ચલણ માલમ પડતી હોય તેટલી ચાલ ચલણ લગતી છે એમ સમજવુ.**

**ટીકા**—મીટ જેમ્સ સ્ટીફનસાહેબ કેહેછે કે, ચાલ ચલગત બાબતની કલમો સબંધી થોડું કેહેવું જરૂર છે. ચાલ ચલગત બાબતનો પુરાવ બે પ્રકારના કામમાં ઘણો અગત્યનો છે, તોપણ સામાન્ય રીતે કેહેતાં તે નહી જેવો પુરાવ છે. સદરહુ બે પ્રકારનો પુરાવ નીચે પ્રમાણે છે.

( ૧ ) જ્યારે ચાલ ચલગત અંદેશા ભરેલી અગર ગુન્હા ભરેલી છે એમ અનુમાન થતું હોય, ત્યારે ચાલ ચલગતના પુરાવથી વર્તણુંકનો ખુલાસો થાય છે, અને તેવો પુરાવ ના હોય તો જે અનુમાન ઉત્પન્ન થાય તે રદ થાય છે. જેમકે એક માણુસના કબજામાં ચોરાએલો માલ માલમ પડે, પછી તે સખસ કેહે છે કે મને તે માલ જડેલો છે, અને તે મેં તેના માલેકને આપવા મારા કબજામાં લીધો છે. જો તે સખસ બહુ સારી વર્તણુંકથી ચાલતો હોય તો આ હકિકત માની શકાય છે. ( ૨ ) જ્યારે કોઇ આરોપનો આધાર એક સાહેદીની પ્રત્યક્ષ સાક્ષિ ઉપર હોય, અને તોહમતવાળો તે બીલકુલ ના કેહેતો હોય

તો એક માણુસ ઉપર એક સ્ત્રીએ એવો આરોપ મુકેલો હોય કે, તેણે મારા ઉપર બેઅદબી ભરેલો હુમલો કરયો; તે માણુસ તે આરોપ ઇનકાર કરે તો, અહિયાં આ તોહમતવાળાની નીતી ભરેલી સારી ચાલ ઘણી અગત્યની છે. (સ્ટીફ્નસાહેબની ટીકાનું પાનું. ૧૨૮ )

આ કલમ મુકરદમાના પક્ષકારો સબંધી માલમ પડે છે, અને સાક્ષિઓને લાગતી નથી; અને જેવો જુનો કાયદો હતો કે જે કામ ચાલ સાથે સબંધ રાખતુ ના હોય, તેમાં બેમાંથી એકે પક્ષકારની ચાલનો પુરાવ લગતી હકીકત છે એમ ગણવામાં આવતું નહી, અને પક્ષકારની ચાલ કોર્ટની નજરે ખુલ્લી પાડવાને જે પુરાવ ગુજારવામાં આવે તે બાતલ કરવામાં આવતો હતો, તે પ્રમાણે આ કલમમાં પણ ઠરાવ છે. જે હકિકત મુકરદમામાં લગતી હોય તે કોર્ટની રૂબરૂ શાબેત થવાથી પક્ષકારની અગર સાક્ષિઓની વર્તણુંકની ચાલ વિશે કોર્ટ અલબત અભિપ્રાય બાંધી શકે છે, સબબ કોર્ટ તે પ્રમાણે જે અભિપ્રાય બાંધે તે ઉપરથી અમુક પક્ષકારની ગુન્હા ભરેલી વર્તણુંક છે કિંવા નહી તે બાબત અનુમાન કરી શકે છે, અગર તેના ઉપર વજન રાખી શકાય કિંવા નહી તે બાબત પણ અનુમાન કરી શકે છે. એક કરારની રૂઇએ સાધારણ દાવો કરવામાં આવ્યો હોય તેમાં પક્ષકારના જાતીકા સ્વભાવ અગર ઘાતકીપણા બાબતની નામીચાઇનો પુરાવ લગતો નથી, એ ખુલ્લું છે, કારણ કે જ્યાંહાં એવો સ્વાલ હોય કે વાદીના ઘરની મરામત કરવાનો અગર તેનાં કપડાં દુરસ્ત કરી આપવાનો કરાર તેણે તોડેલો છે કિંવા નહી, તેવા સ્વાલમાં સદરહુ રીતના પુરાવથી કાંઇ ફાયદો થતો નથી. (નાૅર્ટનસાહેબની ટીકાનું પાનું ૨૩૦ )

દિવાની કામમાં અથવા નરસી ચાલથી કૃત્ય થયું છે કે નહી એ વિષે સેહેજ સાજ વખતે ખુલાસો થાય છે, પણ તેની અવેજી આવી ચાલનો પુરાવો આપવાની છુટ આપવાથી કોર્ટની આગળ પક્ષકારની આબરૂ ખુલ્લી થાય છે, એટલે આવા કામમાં આવો પુરાવો લેવાથી ફાયદા કરતાં ગેરફાયદો વધારે થાય છે.

મી. ટેલર કેહેછે કે "જે ટોળામાં એ માણુસ રેહે છે તેમાં કેટલાં બધાં માણુસો તેનાં નામ અને ચાલ ચલગત વિશે તદન અજાણ્યા હોય છે, અને કેટલા બધા પોતાના કામકાજમાં ડુબેલા હોય છે, કે જેથી કાંઈ પણ તેના તરફ ધ્યાન આપી શકે." અને વળી તેના ઘણા નજીકના સગા કે જેઓ તેને સારીપેઠે જાણે છે તેમનામાંથી પણ કેટલા બધા થોડા ખરેખરી રીતે તેની અંદરની મનોવ્રતી અને સ્વભાવ વિશે માહીતગાર હોય છે.

વળી મી૦ ટેલરે પોતોના ગ્રંથની કલમ ૩૨૮ અને ૩૨૯ મીમાં જે કહેલું છે તે ઉપરથી જણાય છે કે, એક સખસની ચાલ ચલગત બાબત તપાસ કરવામાં આવતી હોય, અને તેના જવાબમાં તે સખસની બાબતમાં કાંઈ "લાયબલ" થાય તેવું હોય તો, તે સખસની ચાલનો સાધારણ રીતે પુરાવ આપી શકાય છે. તેમજ એક નોકર પોતાની નોકરીની દરમીયાન અપ્રમાણીક અને બદચાલનો હતો એવો તેના ઉપર આરોપ રાખવામાં આવેલો હોય તો, તે નોકરે પ્રથમ જેની નોકરી કરી હોય તે શેઠને પોતાની આગલી સારી ચાલ શાબેત કરવાને બોલાવી શકે છે. (રીલ્ડસાહેબની ત્રીજી આવૃત્તિ પાનું ૩૩૬).

આ કલમમાં સબંધવાળા સખસ એમ જે લખ્યું છે તે સખસોને પક્ષકાર સમજવા. તેમાં શાક્ષીનો સમાસ થતો નથી. શાક્ષીને માટે આગળ કલમ ૧૪૫, ૧૪૬ અને ૧૫૫ માં ઠરાવ કરેલા છે.

## કલમ ૫૩ મી.

ફોજદારી કામમાં આગલી સારી ચાલ ચલણ લગતી છે.

**૫૩. તોહમતવાળો સખસ સારી ચાલ ચલણનો છે, એ હકિકત ફોજદારી કામમાં લગતી છે.**

**ટીકા**—આ કલમથી તોહમતદારની સારી ચાલને લગતી હકીકત ગણી છે, તોપણ એ ચાલ જે હકીકત શાબેત થઈ હોય તેમાં કાંઇ ફેરફાર કરીને તોહમતદારને કાંઈ ફાયદો કરતી નથી, પણ જયાંહાં હકીકતજ સંસયવાળી હોય છે ત્યાંહાં સારી ચાલનો પુરાવો તોહમતદારને લાભ આપે છે. જે ગુન્હામાં ઈરાદો જરૂરની વાત છે ત્યાંહાં ઇરાદા વિશે ખાત્રી લાયક હકીકત શાબીત ન થઈ હોય તો, આવો પુરાવો ઘણો કામનો થઇ પડે છે, તેમજ શીક્ષા ઓછી થવાની બાબતમાં પણ કામ લાગે છે. જે જગે હકીકત શાબેત થઈ છે ત્યાંહાં કોઈ વિસ્વાસપાત્ર શાક્ષીના મ્હોમાંથી સારી ચાલનો પુરાવો નીકળ્યો હોય ત્યારે એમજ ધરાય કે કાંતો તે શાક્ષીને એ માણસની ખરી ચાલનું ગ્નાન નથી અથવા તોહમતદારે આ પ્રસંગે લાલચમાં પડી ભુલ ખાધી.

પ્રોસીક્યુશન તરફના તેમજ બચાવ તરફના શાક્ષીની તપાસણીમાં કેદીની સામાન્ય સારી ચાલ વિશેના સ્વાલ પુછી શકાય છે. જુઓ રાણી વિ. રાવટન ( ૧૦ કોક્ષ પાનું ૩૩ )

કેટલાંએક ફૅલ ઇરાદા સાથે નીસ્બત રાખ્યા સીવાય જાતેજ ગુન્હા ગણાય છે, એટલે ઈરાદાની જરૂર રાખી નથી, તે બાબત ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૩૪૫ તથા પીનલકોડની કલમ ૨૧૪ નો અપવાદ જુઓ.

જ્યારે કેદીના ગુન્હા વિશે અંદેશો હોય ત્યારે તે કામમાં આવા પુરાવ ઉપર વજન રાખી શકાય છે, અને સાધારણ રીતે કેહેતાં તે અગત્યનો છે.

તોહમતવાળાની સારી ચાલનો પુરાવ તોહમતવાળાના શાહેદીઓ બોલાવી ઉલટ તપાસણી કરી આપી શકાય છે. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું ૨૩૧ )

મી. સ્ટીફનસાહેબ કેહે છે કે ખોટી ચાલનો સામાન્ય પુરાવ તોહમતવાળાની વિરૂદ્ધ દાખલ થઈ શકતો નથી, પણ સારી ચાલનો સામાન્ય પુરાવ તેના ફાયદામાં દાખલ થઈ શકે છે.

જડજો જ્યુરીને વારં વાર કેહે છે કે જ્યારે ગુન્હો સ્પષ્ટ રીતે શાબેત થએલો હોય ત્યારે ચાલ બાબતનો પુરાવ કાંઈ પણ ઉપયોગનો નથી, પણ તે શિક્ષા ઓછી અગર વધારે કરાવવામાં ઉપયોગી થઈ પડે છે, તોપણ જો તેઉને કાંઈ ગુન્હા બાબત શક હોય તો, તે ચાલ બાબતનો પુરાવ ઘણો અગત્યનો છે. ( ફીલ્ડસાહેબની ત્રીજી આવૃતિ પાનું ૩૩૭ )

## કલમ ૫૪ મી.

ગુન્હાની શાબેતી પેસ્તર થઈ હતી એ વાત ફોજદારી કામને લગતી છે; પણ ચાલ ચલણ પેસ્તર

**૫૪. તોહમતવાળા ઉપર પેસ્તર કોઈ એક ગુન્હાની શાબેતી થએલી છે, એ હકિકત ફોજદારી કામમાં લગતી છે, પરંતુ તેની ચાલ ચલણ ખરાબ છે એ હકિકત ગેરલગતી છે, તથાપી તેની ચાલ ચલણ સારી છે એવો પુરાવો આપવામાં આવ્યો હોય તો, તેની ચાલ ચલણ ખરાબ છે એ વાત લગતી**

ખરાબ હતી એ વાત લગતી નથી, તોપણ પ્રતિઉત્તર તરીકે તે લગતી છે. **થાયછે.**

**ખુલાસો—અમુક સખસની ચાલ ચલણ ખરાબ છે એજ વાત જે કામમાં મુદ્દાની હકિકત હોય, તે કામને આ કલમ લાગુ નથી.**

**ટીકા**—આ કલમમાં બે વાતો લગતી ગણેલી છે. (૧) તોહમતદારને અગાઉ ગુન્હેગાર ઠરાવ્યાની વાત (૨) અને જ્યાં સારી ચાલનો પુરાવો આપ્યો હોય તેવે પ્રસંગે તેના જવાબ દાખલ ખરાબ ચાલ.

દરેક ફોજદારી કામમાં તોહમતવાળો આગળ પણ ગુન્હેગાર થયો હતો, એવો પુરાવ ફરિયાદ તરફથી ગુજારી શકાય છે, અને તે કામના સંભવિતપણા બાબત લક્ષ આપવાને કોર્ટને દરખાસ્ત થઈ શકે છે. બીજો ખોટી ચાલનો પુરાવ ફક્ત સારી ચાલ નો પુરાવ રદ કરવાનેજ લેવામાં આવે છે, તે સિવાય લેઈ શકાતો નથી.

ખરાબ ચાલના પુરાવા બાબત એટલી હદ રાખવામાં આવી છે તેનું કારણ કામના સંભવિતપણાનું વજન રાખવામાં તે કાંઈ અગત્યની નથી એટલુંજ નહી, પણ તે એવો મોઘમ અને તે રદ કરવાને એવી મુશ્કેલી હોય છે કે, તે બાબત સદરહુ હદ રાખવામાં આવી ના હોય તો તેનો ઘણો ખોટો ઉપયોગ થાય. પરંતુ કામના સંભવિતપણાનો વિચાર કરવામાં ચાલનો વિચાર કરવો વારંવાર ઘણોજ અગત્યનો થાય છે. જેમકે એક છોકરીને લુટી લેઈ તેની સાથે બળાત્કાર સંભોગ કરી છેવટ તેને મારી નાંખી. કામની હકીકત એવી છે કે આ ગુન્હો બેમાંથી એક જણે કરેલો છે, જેમાંનો એક પ્રખ્યાત તોફાની ટેવનો ચોર માણસ અને બીજો સુધરેલો પઈસાવાળો અને પરોપકારી માણસ છે, તે બેમાંથી એક માણસે પણ તે ગુન્હો કરેલો હોવો જોઈએ. આવા કામમાં ચાલ બાબતનો પુરાવો ઘણો અગત્યનો થઈ પડે છે, તેથી પેહેલા માણસે ગુન્હો કર્યાનું વધારે મજબુત થાય છે. બેનથામે ફોજદારી કામમાં ચાલ બાબતનો પુરાવ દાખલ કરવા બાબત જે દાખલા આપેલા છે, તેમાંનો આ પણ એક દાખલો છે. (કનીંગહામસાહેબની ટીકાનું પાનું ૭૦)

તોહતમદાર આગળ પણ ગુન્હેગાર ઠરેલો હતો તે પુરાવ તેને વધારે શિક્ષા કરવાના કામમાં ઉપયોગી થાય છે, પણ તેથી કાંઈ તેના ઉપર મુકાયલા તોહમતનો ગુન્હો તેણે કર્યો છે તે શાબેત ગણવા બાબત તે કાંઇ પણ કામમાં આવતો નથી. આ કલમના શબ્દોનો અર્થ આથી..વધારે બોહોળો થઈ શકતો નથી.

તોહમતવાળાએ આગળ ચોરી કરી હોય અને હાલ તેના ઉપર બળાત્કાર સંભોગનો આરોપ હોય તો, તે સાથે તે પ્રથમના ગુન્હાનો કાંઈપણ સબંધ નથી. ક્રિમીનલ પ્રોસીજરકોડની કલમ ૨૨૧ મીના શબ્દોથી આ કલમના શબ્દોની હદ બાંધવામાં આવી છે, તેમાં બતાવેલું છે કે તે શિક્ષા કરવાની બાબતમાં લાગુ થાય છે."

"તોહમતવાળા સખસની ઉપર અગાઉ કાંઈ ગુન્હો ઠર્યો હોય અને જે શીક્ષા ઠરાવવી હોય તે શીક્ષામાં અસર કરવાના કારણ સારૂ અગાઉનો ઠરાવ શાબીત કરવાનો ઇ-

રાદો હોય તો, અગાઉ ગુન્હો શાબીત થયો હતો તે વાત તોહમતનામામાં લખવી, તે વાત લખી નહી હોય તો શીક્ષાનો હુકમ કરવા પેહેલાં કોઈ પણ વખતે એ વાત દાખલ કરવાનો અધિકાર છે, પણ શિક્ષાનો હુકમ કરવા પછી દાખલ કરવાનો અધિકાર નથી."

ફટકાની શીક્ષા કરવા બાબતના સન ૧૮૬૪ ના આકટ ૬ ઠાની કલમ ૩ તથા ૪ અન્વએ ફોજદારી કાયદા પ્રમાણે જે ગુન્હા બાબત તે જે બીજી શીક્ષાને લાયક થશે, તે શીક્ષાને બદલે અથવા તે શીક્ષા શિવાય વળી તેને ફટકાની શીક્ષા કરવાનો અધિકાર છે.

જ્યારે કેદી પોતાની સારી ચાલના શાહેદીઓ આપે, ત્યારે પ્રથમ તે ગુન્હેગાર ઠરેલો હતો તેવો પુરાવ આ કલમ પ્રમાણે આપવો સારો છે. ( ના. ટીકા પાનું. ૨૩૨ )

આ કલમનો ખુલાસો સન ૧૮૮૨ ના આકટ ૧૦ માના બાબ ૮–કલમ. ૧૦૯–૧૧૦ ૧૧૧–૧૧૨–૧૧૪–૧૧૭–૧૨૦–૧૨૨–૧૨૩–૧૨૪–૧૨૬–૫૧૧–૫૧૪–૫૫૪ સબંધમાં વાંચવો. તે બાબ મુજબ જીલ્લામાં પ્રસિદ્ધ રીતે ખરાબ અથવા ભય ભરેલી ચાલ ચલણવાળા સખસોને સારી ચાલે ચાલવા બાબત જામીન આપવાનું ફરમાવી શકાય છે, અને જો તે જામીન ન આપે તો તેને કેદમાં મોકલી શકાય છે.

**ફેંસલા**—કોઇ માણસનું કૃત્ય હકીકતના પુરાવાથી શાબીત થાય છે. ચાલ ચલગતનો પુરાવાથી થતું નથી. રાણી વિ. ટરવર ફીલ્ડ ( ૧૦ કોક્ષ. ૧ ). આવો પુરાવો મન ઉપર એક જાતનું વલણ પેદા કરે છે, પણ ગુન્હો કરયાના ખરાપણામાં જરા પણ વધારો કરતો નથી. રાણી વિ. સાંખુ મંડળ ( ૩ વી. રી. પાનું ૩૮ )

તોહમતદારની ખરાબ ચાલનો પુરાવો ગુન્હો શાબીત થયા સુધી લઇ શકાતો નથી. રાણી વિ. ઠાકોરદાસ ચતુર ( ૭ વી. રી. પાનું ૭ )

શરૂમાં નરસી ચાલનો પુરાવો આપી શકાય નહી. રાણી વિ. ગોપાળ ઠાકોર ( ૬ વી. રી. પાનું ૭૨ )

કલમ ૧૫૫ ની રકમ ૪ મુજબ બળાત્કાર સંભોગના ગુન્હામાં ફરીયાદણ બદચાલની છે, એવો પુરાવો આપી શકાય છે.

પ્રથમના કામમાં ગુન્હાની શાબેતી ઠરાવવામાં આવેલી હોય, તે તોહમતવાળા વિરૂદ્ધ તમામ કામોમાં આ કલમ પ્રમાણે પુરાવમાં દાખલ કરવા લાયક છે. ( ઈ. લા. રી. ૧૪ ક. પાનું ૭૨૧ )

## કલમ ૫૫ મી.

જે ચાલ ચલણ ઉપરથી નુકશાનની રકમમાં કમી જાસ્તી થતું હોય,તે ચાલ ચલણ બાબત.

**૫૫. કોઈ સખસની ચાલ ચલણ એવા પ્રકારની હોય કે તે ઉપરથી જે નુકશાન તેને મળવાનું હોય, તે નુકશાનની રકમ કમી જાસ્તી થાય, તો તેની ચાલ ચલણ દિવાની કામમાં લગતી છે.**

**ખુલાસો.—ચાલ ચલણ એવો શબ્દ કલમ ૫૨, ૫૩, તથા ૫૪ તથા ૫૫ માં લખેલો છે, તેમાં આબરૂ તથા સ્વભાવ એ બેઉનો સમાવેશ થાય છે; પરંતુ જે પુરાવો આપવાનો તે માત્ર લોકોમાં સાધારણ રીતે આબરૂ કેવી છે તે વાતનો તથા સાધારણ રીતે સ્વભાવ કેવો છે તેનોજ આપી શકાય**

**છે; જે અમુક કૃત્ય ઉપરથી આબરૂ કિંવા સ્વભાવ દેખાઈ આવ્યો હોય, તે અમુક કૃત્યનો પુરાવો આપી શકાય નહી.**

**ટીકા**—આ કલમ સાથે કલમ ૧૨' ઘણોજ નીકટ સબંધ રાખે છે, એટલે કલમ ૧૨ માં જે 'હકીકત' શબ્દ આપ્યો છે તે આ કલમને મળતો છે.

આ કલમનો તમામ ખુલાસો મી. ટેલરે પોતાના ગ્રંથની કલમ ૩૩૦–૫ માં બતાવેલો છે, સબબ તેમાંના થોડાક ઈતિકાકની મતલબ અહિંયાં બતાવવી દુરસ્ત ધારેલી છેઃ—તેમાં કહેલું છે કે "વહુ અગર છોકરીની પ્રથમની સારી ચાલ બાબત દોષ બતાવવાનો પુરાવ, ધણીએ પોતાની ઓરતના છીનાળાના કારણથી નુકશાની બાબત અરજી કરેલી હોય તેમાં, અગર છોકરીના બાપે છોકરીને ફોસલાવી લેઈ જવા બાબત દાવો કર્યો હોય તેમાં, સામાન્ય ઈસ્યુ હોય ત્યારે દાખલ થવા લાયક છે; કારણ કે તેવા કામમાં પ્રતીવાદીએ વાદીના કુટંબની ફજેતી કરી અને તેના ઘરના સુખની પાયમાલી કરી જે દુઃખ કરેલું હોય છે તે બદલ તે ખરી રીતે તો નુકશાની માગી શકે છે. આવી તરેહનો તે દાવો હોય છે તે ખુલ્લું છે, તોપણ ફોસલાવવાના કામમાં દાવો કરવાનું દેખીતું કારણ નથી હતું, પણ ધણીયાણી અગર છોકરીની પ્રથમની ચાલ જેટલે દરજ્જે સારી અગર ખોટી કેહેવામાં આવી હોય તેટલે દરજ્જે નુકશાની થાય છે.—સબબ આ કામોમાં સાધારણ ખોટી ચાલ બાબતનો ફક્ત પુરાવ નુકશાન ઓછું બતાવવાને લેવામાં આવે છે એટલુંજ નહી, પણ પ્રતીવાદી અમુક અનિતિ અગર ખોટું કામ કરવાનું પણ શાબેત કરી શકે છે"

"એક સખસને છીનાળવો કહી તેની પાસેથી નુકશાની લેવા અરજી કરવામાં આવેલી હોય તો, તેમાં સામાવાળો નુકશાની ઓછી બતાવવાને એવું શાબેત કરી શકે છે કે અરજદાર ખુલ્લી રીતે પોતાની ફરજ વિરૂદ્ધ ચાલેલો છે. તેણે પોતાની ઓરતને પોતાના ઘર બાહાર કાહાડી મુકી છે; તેણીને તે ખોરાકી પોશાકી આપતો નથી, અગર બીજી રીતે ખરાબ ચાલનો છે, કારણ કે જે લોકોની તે અરજદારજ જ્યારે એટલી બધી થોડી દરકાર રાખે, ત્યારે તે લોકોની બાબતમાં તેને નુકશાન થયું છે એમ તે ભાગ્યેજ ફરીયાદ કરી શકે છે. વળી એમ જણાય છે કે ફોસલાવવા બાબતના કામમાં વાદી ઉડાઉ ટેવનો માણસ છે, એવો પુરાવ આપી શકાય છે."

'ચાલ' ના ખુલાસામાં આબરૂ અને સ્વભાવ એ બેઉનો સમાસ કરેલો છે. પરંતુ ઈંગ્લાંડના કાયદામાં તેમ નથી, તે કાયદામાં ચાલમાં ફક્ત આબરૂજ બતાવેલી છે. પણ હિંદુસ્તાનના કાયદા કરનારાઓએ એક કામમાં અર્લ ચીફજસ્ટીસ તથા જસ્ટીસ વાઇલ્સે અભિપ્રાય બતાવી ઠરાવેલું છે કે, ચાલ બાબત આબરૂ અને સ્વભાવ બંન્નેનો પુરાવ લેઈ શકાય છે. તે પ્રમાણે બંને બાબતનો સમાસ કરેલો છે.

આબરૂ અગર સ્વભાવ બાબતનો પુરાવ જે વિશે તોહમત હોય તે સબંધીજ ફક્ત લેઇ શકાય છે. જેમકે કેદી ઉપર કાંઈ નિર્દય કામ કર્યાનો આરોપ રાખવામાં આવેલો હોય તેમાં તેના પ્રમાણીકપણાની આબરૂનો પુરાવ આપવો તે અગર ચોરીનું તોહમત રાખવામાં આવ્યું હોય અને તેમાં તેના નમ્રસ્વભાવનો પુરાવ આપવો એ ઉપયોગી નથી. પણ ચોરીના તોહમતમાં પ્રમાણીકપણા બાબતની આબરૂનો પુરાવ અને નિર્દયપણાના તોહમતમાં તેનો દયાળું સ્વભાવ છે, તે બાબતનો પુરાવ લગતો પુરાવ છે. જ્યારે ચાલ

બાબત પુરાવ આપવામાં આવે, ત્યારે સાધારણ રીતે લોકામાં આબરૂ કેવી છે તે બાબતને પુરાવ આપવો જોઇએ, પણ અમુક કૃત્ય જેમકે પ્રમાણીકપણું અગર પરોપકાર ઈત્યાદિ બાબતને પુરાવ લેઈ શકાતો નથી. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૩૪).

આબરૂ એ શબ્દનો અર્થ એક સખ્સ વિશે બીજાનો વિચાર અને સાર્વજનિક અભિપ્રાય હોય તે છે, સ્વભાવમાં અમુક કામ કરવાનો આધાર અને હેતુનો સમાસ થાય છે, અને તે કાયમ અને ઠરેલો છે અને મનનું તમામ બંધારણ અને રૂપ છે. આબરૂ અને સ્વભાવનો આધાર માણસની સાધારણ ટેવ ઉપર છે, અને તેના અમુક કૃત્યો અગર દેખાવો ઉપર નથી. સબબ ફક્ત સાધારણ રીતે આબરૂ કેવી છે અને સાધારણ રીતે સ્વભાવ કેવો છે તે બાબત પુરાવ આપી શકાય છે, માટે આ બાબત સાક્ષિને સ્વાલ કરવા હોય તો તે યોગ્ય રીતે એવી રીતે કરવા જોઈએ કે, તમારી વાદી અગર કેદી બાબત જે માહેતી હોય તે પ્રમાણે તેણીની પ્રમાણીકપણા વિગરેની સારી ચાલ છે કિંવા નહી? (ફીલ્ડસાહેબની ટીકાનું પાનું. ૩૪૨).

**ફેંસલો—**બળાત્કાર સંભોગના કામમાં ફરીયાદણની ચાલ બાબતનો તેણીને સ્વાલ પુછી શકાય છે, એવું બતાવવાને કે એ ફરીયાદણ દુરાચર્ણી કે પતીવ્રતા હતી તે સાબેત થયાથી ગુન્હાનું ખરૂં સ્વરૂપ જણાઈ આવે. રાણી વિ. હોમ્સ ઇલીસ (લા. રી. ક્રાઉન કેસસ પાનું. ૩૩૪) પણ એ સાક્ષીના જવાબમાં એ ફરીયાદણ જે કાંઈ પ્રતીઉત્તર આપે તે આખરને સમજવો, ને તેને રદ પાડવાનો બીજો પુરાવ ગ્રાહ્ય નથી.

---

# ભાગ ૨ જો.

## શાબિતિ બાબત.

### બાબ ૩ જો.—કઈ હકિકતો શાબિત કરવાની જરૂર નથી.

---

### કલમ ૫૬ મી.

કોર્ટ ન્યાયાધિકારની રૂઈએ ધ્યાનમાં રાખે તે હકિકતનો પુરાવો આપવાની જરૂર નથી.

**૫૬. જે હકિકત ન્યાયાધિકારની રૂઇએ કોર્ટ ધ્યાનમાં રાખે તેવી હકીકતો શાબિત કરવાની જરૂર નથી.**

**ટીકા**—સર ફીટ જેમ્સ સ્ટીફનસાહેબ પોતાની ટીકાને પાંને ૧૨૯ મે કેહે છે કે "કેટલીક હકિકતો પોતાની મેળેજ એવી પ્રખ્યાત હોય છે અગર પ્રસિદ્ધ ગ્રંથો જેને વાંચવા હોય તે વાંચી શકે તેમાં એવા આધાર સાથે કેહેવામાં આવેલી હોય છે કે, તે બાબત કાંઈ શાબેતી જોઈતી નથી, માટે તે બાબત કોર્ટને ખબર ના હોય તોપણ રીતસર પુરાવ લીધા વિના તે બાબત તે માહિતી મેળવી શકે છે. આવી હકિકતો ન્યાયની રૂઈએ ધ્યાનમાં રાખવાની છે.

દિવાની કામોમાં કમીશનથી પુરાવો લેવાને તે કાયદાનો બાબ ૨૫ મો છે, અને ફોજદારી કામોમાં સન ૧૮૮૨ ના આકટ. ૧૦ માની કલમ છે.

## કલમ ૫૭ મી

કઈ હકિકતો કોર્ટે ન્યાયાધિકારનીરૂઇએ ધ્યાનમાં રાખવી.

**૫૭. નીચે લખેલી હકિકતો કોર્ટે ન્યાયાધિકારની રૂઇએ ધ્યાનમાં રાખવી.**

(૧.) જે કાયદા કિંવા કાયદાના જેટલા અમલવાળા નિયમો બ્રિટિશ ઇંડિયાના કોઈ પણ ભાગમાં હાલ કિંવા હાલ સુધી અમલમાં છે કિંવા હવે પછી અમલમાં આવે, તેવા સર્વે કાયદા કિંવા નિયમો.

(૨.) જે સાર્વજનિક આકટો પાર્લીમેન્ટે પસાર કર્યા છે કિંવા હવે પછી કરશે તે સર્વે આકટો, તથા સ્થાનિક તથા અમુક સખસ સબંધી જે આકટો ન્યાયાધિકારની રૂઇએ ધ્યાનમાં રાખવાનું સદરહુ પાર્લીમેન્ટે ફરમાવ્યું હોય, તેવા સર્વે આકટો.

(૩.) મહારાણીની ખુસ્કી ઉપરની તથા દરિયાઈ ફોજને સારૂ કરેલા લશ્કરી કાયદા.

(૪.) સદરહુ પાર્લીમેંટનું કામ ચલાવવાની, તથા હિંદુસ્તાનની કોંસિલના આકટ મુજબ અથવા તે બાબત વખતે વખતે જે કાંઈ બીજો કાયદો હોય તે મુજબ કાયદા તથા કાનુન કરવા સારૂ સ્થાપન કરેલી કોંસિલનું કામ ચલાવવાની પદ્ધતિ.

ખુલાસો.—રકમ (૨) તથા (૪) માં પાર્લીમેંટ એ શબ્દ છે, તેમાં નીચે મુજબની સભાઓનો સમાવેશ થાય છે.

(૧.) ગ્રેટબ્રિટન તથા આયરલાંડના સંયુક્ત રાજ્યની પાર્લીમેંટ,

(૨.) ગ્રેટબ્રિટનની પાર્લીમેંટ,

(૩.) ઇંગ્લાંડની પાર્લીમેંટ,

(૪.) સ્કાટલાંડની પાર્લીમેંટ, તથા

(૫.) આયરલાંડની પાર્લીમેંટ.

(૫.) ગ્રેટબ્રિટન તથા આયરલાંડના સંયુક્ત રાજ્યનો વખતે વખત જે સત્તાધિશ હોય તેને રાજ્યપદ ક્યારે પ્રાપ્ત થયું તે, તથા તેની હસ્તાક્ષરની સહી હોય તે.

(૬.) ઇંગ્લંડ દેશની કોર્ટો જે શિક્કા ન્યાયાધિકારની રૂઇએ ધ્યાનમાં રાખે તે સર્વે શિક્કા, તથા ગવરનર જનરલ ઇન કોંસિલની કિંવા કોઈ સ્થાનિક સરકારની કોંસિલના હુકમ-

થી સ્થાપન થએલી બ્રિટિશ ઇંડિયા માંહેની કિંવા બ્રિટિશ ઇંડિયા બાહારની સર્વે કોર્ટોના શિક્કા, તથા એડમિરાલ્ટી તથા મેરિટાઇમ એવી હકુમત ચલાવનારી કોર્ટોના શિક્કા તથા નોટ રિપબ્લીકના શિક્કા, તથા બ્રિટિશ ઇંડિયા મધ્યે કાયદા જેટલા અમલવાળા પાર્લામેંટના કિંવા બીજા કોઈ પણ આકટ તથા કાયદા ઉપરથી જે શિક્કા કોઇ સખસને વાપરવાનો અધિકાર મળ્યો હોય તેવા સર્વે શિક્કા.

(૭.) બ્રિટિશ ઈંડિયાના કોઈ પણ ભાગમાં કોઈ સખસને કોઈ સરકારી હોદ્દો આપવામાં આવે તો, જે સખસની નિમણુક એવા હોદ્દા ઉપર થઈ છે એ વાત ઈંડિયાના ગેઝેટમાં કિંવા કોઈ સ્થાનિક સરકારના સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ થાય તેવા જે સખસો વખતે વખત સદરહુ મુજબના હોદ્દા ઉપર હોય તે સખસોને હોદ્દો મજકુર પ્રાપ્ત થવાની વાત તથા તેમના નામો તથા ઇલિકાબ તથા કામ અધિકાર તથા સહી.

(૮.) બ્રિટિશ સરકારે જે સંસ્થાન કિંવા સત્તાધિશને માન્ય કર્યો હોય તે સંસ્થાન કિંવા સત્તાધિશ હોવાની વાત, તથા તેનો ઇલકાબ, તથા તે મુલુકનો સરકારી વાવટો.

(૯.) કાળના વિભાગ, તથા ભુગોળ વિદ્યા સબંધીના પૃથ્વીના વિભાગ, તથા સાર્વજનિક તેહેવારના દિવશો તથા ઉપવાસના દિવશો તથા જે રજાના દિવશોની સરકારી ગેઝેટમાં જાહેરખબર આપી હોય તે.

(૧૦.) બ્રિટિશ રાજ્યના અમલ તળેના મુલુક.

(૧૧.) બ્રિટિશ સરકાર તથા બીજી કોઇ સરકાર કિંવા માણસની મંડળી વચ્ચેની લઢાઇની શુરૂઆત તથા તે ચાલતી હોય તે વાત, તથા તેનો અંત.

(૧૨.) કોર્ટના સભાસદ તથા અમલદારનાં નામો, તથા તેના ડેપ્યુટીઓના તથા તાબાના અમલદારોના તથા આસિસ્ટંટોનાં નામો, તથા કોર્ટની પ્રોસેસ અમલમાં લાવવાનું કામ કરનાર સર્વે અમલદારોનાં નામો, તથા સર્વે એડવોકેટ તથા આટરની તથા પ્રાકટર તથા વકીલ તથા પ્લીડર તથા કોર્ટની રૂબરૂ હાજર થવાનો કિંવા કામ ચલાવવાનો કાયદાથી જે બીજા સખસોને અધિકાર હોય તેઓનાં નામો.

(૧૩.) જમીન કિંવા સમુદ્રના રસ્તા બાબતની રૂલ.

સદરહુ સર્વે બાબતમાં, તથા સાર્વજનિક ઇતિહાસ, વિદ્યા,

શાસ્ત્ર કિંવા કળા, એ બાબતનાં સર્વે કામોમાં પણ, કોર્ટ યોગ્ય પુસ્તકની કિંવા દાખલા જોવાના દસ્તાવેજની મદદ લેવાને મુખત્યાર છે.

કોઇ હકિકત ન્યાયાધિકારની રૂઇએ ધ્યાનમાં લેવાનું કોઇ સખસ કોર્ટને કેહે, તો તે પ્રમાણે કોર્ટ કરી શકે તેને સારૂ કોર્ટને જે પુસ્તકની કિંવા દસ્તાવેજની જરૂર જણાય, તે પુસ્તક કિંવા દસ્તાવેજ સદરહુ માણસ હાજર ન કરે તો તથા કરે ત્યાંહાં સુધી, હકિકત મજકુર સદરહુ પ્રમાણે ન્યાયાધિકારની રૂઇએ ધ્યાનમાં લેવાનું નાકબુલ કરવાને કોર્ટ મુખત્યાર છે.

**ટીકા**—મી૦ ટેલરે પોતાના ગ્રંથની કલમ ૫ માં કહેલું છે કે જ્યાંહાં લડાઇ ચાલતી હોય ત્યાંહાં અમુક લોકોનો એક ભાગ પોતાની મેળે સ્વતંત્ર રાજ્ય છે, એમ સ્થાપીત કરેલું હોય તો, ન્યાયાધિશોએ જાણવું જોઈએ કે સરકારે તે લોકોને સ્વતંત્ર સ્વસ્થાન તરીકે કબુલ કરેલા છે કિંવા નહી.

આ પ્રમાણે હિંદુસ્તાનના દેશી રાજ્યની અથવા બ્રીટીશ સ્વસ્થાનના ધારાની અથવા કોઇ કોર્ટના હુકમનામાની સહીવાળી મુકાબલ કરેલી નકલો ઉપરના સીક્કા તથા સહીઓ ઇંગ્રેજી કોર્ટ ન્યાયાધીકારની રૂઇએ ધ્યાનમાં લે છે.

આ કલમની બાબતમાં સન ૧૮૭૨ ના આકટ ૧૮ માથી આ શબ્દોનો વધારો કરવામાં આવેલો છે. કલમ ૨૬ માં વાંહણ દરિયામાં હંકારતાં કાંઇ મુસ્કેલી આવી પડે નહી તે બાબતના કાયદા કેવી રીતે પ્રસિદ્ધ કરેલા છે અને શાબેત કરવાના છે, તે બતાવેલું છે. (કર્નીંગહામસાહેબની ટીકાનું પાનું. ૭૪)

**ફેંસલો**—રજીસ્ટર થએલું મુખત્યારનામું આ કલમ પ્રમાણે દાખલ કરવામાં આવ્યું હોય તો, આ આકટની કલમ ૩ પ્રમાણે રજીસ્ટર આફીસર તે કોર્ટ છે. (ઇં. લા. રી. ક. વા.૧૪ પાનું ૧૭૬)

## કલમ ૫૮ મી.

અંગીકાર કરેલી હકીકતો બાબત.

૫૮. કોઈ પણ કામના પક્ષકારો કિંવા તેઓના મુખત્યારો જે હકીકત મુકદ્દમાની સુનાવણીની વખતે અંગીકાર કરવાનું કબુલ કરે, કિંવા સુનાવણીની પેહેલાં પોતાની સહી સાથેના લખી આપેલા લેખ ઉપરથી જે હકીકત અંગીકાર કરવાને તેઓ કબુલ કરે, કિંવા જે હકીકત તેઓએ પોતાના જાબ જવાબ ઉપરથી અંગીકાર કરી છે એવું એવા જાબ જવાબ બાબતના તે વખતના ચાલુ નિયમો પ્રમાણે ગણાતું હોય, તે હકીકત શાબિત કરવાની જરૂર નથી; પરંતુ કોર્ટની નજરમાં યોગ્ય જણાય તો સદરહુ અંગીકાર કરેલી હકીકત અંગીકાર શિવાય બીજી

**કોઈ રીતે શાબિત કરી આપવાનું પક્ષકાર મુજકુરને ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ મુજબ હકિકત વિષે (૧) કામની રજુવાત વખતે પક્ષકારે કે તેમના મુખત્યારે મોઢાની કે લખેલી કબુલત (૨) કામની રજુવાત પેહેલાં પક્ષકારે કે તેમના મુખત્યારે લખીને કરેલી કબુલત (૩) જવાબના નિયમથી થતી કબુલત, એ ત્રણ રીતે કરેલી કબુલત શાબિત કરવાની જરૂર નથી, તોપણ એવી શરત રાખી છે કે કોર્ટની મરજીમાં આવે તો તેનો પુરાવો બીજી રીતે માગવાને મુખત્યાર છે.

આ જે નિયમ છે તે શિવાય કાંઈ નિયમ હોય એમ જણાતું નથી, પણ આ નિયમ ફક્ત દસ્તાવેજ વિષે છે. મુખજુબાન વિષે કાંઈ નિયમ થયો નથી, તોપણ ચાલતા જવાબો ઉપરથી પક્ષકારની કેટલી એક ગર્ભિત કબુલત ગણવામાં આવે છે. જેમકે—

"પ્લીડીંગ" ના ઇંગ્રેજી નિયમો એટલા બધા સખત છે કે અમુક હકિકત યોગ્ય વખતે ઉલટાવવી રહી ગએલી હોય તો તે વારંવાર કબુલત થયા બરોબર થાય છે. મી૦ ટેલર પોતાના ગ્રંથની કલમ ૫૮ માં કેહે છે કે "જ્યારે અગત્યની બાબતની સારીપેઠે તકરાર કરવામાં આવેલી હોય, અને તે બાબત વિરૂદ્ધ પક્ષકાર ઇનકાર કસ્યા શિવાય કામ ચલાવે તો, પછી તે કબુલત વિરૂદ્ધ પક્ષકારની કબુલત થાય છે. પરંતુ હિંદુસ્તાનના કાયદામાં આટલી બધી સકતાઇ રાખેલી નથી, તોપણ કેટલીક તકરારો એવી છે કે તેના પ્રકાર ઉપરથીજ કેટલીક હકિકતની કબુલત થાય છે."

જેમકે (૧) કરજ વસુલ આપ્યાની તકરાર કરવામાં આવે તો, તે ઉપરથી અવસ્ય કરીને એવી કબુલત થાય છે કે કરજ હતું, તેમજ (૨) અમુક ખત રદ કસ્યાની તકરાર ઉપરથી તે લખી આપવામાં આવ્યું હતુ એવી કબુલત થાય છે, અને (૩) માલેકને ભાડું આપવા માંડેલું હતું તે ઉપરથી ભાડે રાખ્યા બાબતની કબુલાત થાય છે. (૪) બે ચોપડા માંહેના બે જુદા જુદા નામનાં ખાતાં અમે એક બીજા સાથે મેળવ્યાં હતાં, એમ કેહેવાથી કેહેનારે તે બે ખાતાં એક સખસના ગણ્યાની કબુલત થાય છે. આ છેલ્લી બાબત લેણદેણના કામમાં ઘણી ઉપયોગી છે. દાખલો કે, આ કાંઈ "પ્લીડીંગ" ના નિયમનો પરિણામ નથી, પરંતુ જે શબ્દ વાપરવામાં આવે તેનો તર્કશાસ્ત્ર પ્રમાણે અવસ્ય કરીને જે અર્થ થવો જોઈએ તે થાય છે. (કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૭૫).

**अ** એ એક ખાતાની રૂએ **ब** ઉપર દાવો બાંધ્યો, તેમાં **ब** એ જવાબ આપ્યો કે એ ખાતુ મેં પાડી આપ્યું નથી, ને મારૂં નથી. પાછળથી **ब** ના ચોપડામાંથી તેના સૈયારી અને બીજાના નામનું ખાતુ નીકળ્યું. **अ** કેહે છે કે તે ખાતુ અને પોતે રજુ કરેલું ખાતુ એકજ છે. ત્યારે **ब** એ તકરાર લીધી કે બે ખાતાં એક નથી. આ બાબતમાં **अ** નો વકીલ **ब** ને પોતાનો શાક્ષી કરી એ બે ખાતાં કોઈ વખતે મેળવ્યાનું પુછે અને **ब** મેળવ્યાનું અને તેમાં થોડો તફાવત રહ્યાનું કેહે તો એથી **ब** ની એવી કબુલત થાય છે કે એ બે જુદા નામનાં ખાતાં એકજ છે. અને એ સ્વાલનો **ब** જવાબ આપતી વખત તેનો વકીલ એ ખાતાં એક નથી તો કેમ મળે, એમ કહી સુચક સ્વાલ પુછવાને વાંધો લે તો તે નકામો છે, કારણ કે મેળવવા બેસવાની વાત **ब** તરફનું એવું કૃત્ય છે કે તે ખાતાં એક છે, એમ તે **ब** ની કબુલત થાય છે, અને કલમ ૮ અને ૧૪ પ્રમાણે તે લગતી વાત છે.

આ કાંઈ જવાબના નિયમનું પરીણામ નથી, પણ બોલવા ઉપરનો તર્ક છે.

હાલના દિવાની કામ ચલાવવાની રીતીના કાયદા ( સન ૧૮૮૨ ના આક્ટ ૧૪ મા ) ની કલમ ૧૨૮ પ્રમાણે મુકરદમાની સુનાવણી થતાં અમુક દસ્તાવેજ ખરો છે એવી પક્ષકાર કબુલત આપી શકે છે. તે કલમમાં કહું છે કે "ફરીયાદના કામમાં કોઈ અગત્યનો દસ્તાવેજ હોય તો, જે તે દસ્તાવેજ પુરાવામાં લેવાને (વ્યાજબી હરકતો હોય તે બધી કાયમ રાખીને) તે દસ્તાવેજનું ખરાપણું કબુલ કરો એ પ્રમાણે સુનાવણી પેહેલાં દસ દીવશથી ઓછી નહી એવી યોગ્ય મુદતમાં સામા પક્ષકારને કોર્ટ મારફત નોટીસ આપીને એમાંથી ગમે તે પક્ષકાર પુછવાને મુખત્યાર છે."

ફોજદારી કામમાં ક્રી. પ્રોસીજરકોડમાં (૧) સમનના મુકદમામાં કલમ ૨૦૬, ૨૦૭ થી (૨) વારંટના મુકદમામાં કલમ ૨૦૭ તથા ૨૧૮ થી, અને (૩) સેશનના મુકદમામાં કલમ ૨૩૭, તથા ૨૩૮ થી ખુલ્લી રીતે જવાબ કરવાનું ફરમાવેલું છે. આ બધી બાબતોથી જણાય છે કે હિંદુસ્તાનમાં એવો કાંઈ નિયમ અમલમાં નથી કે જેથી કોઈ બાબત વિશે ગર્ભિત રીતે કબુલત થતી હોય.

આ કલમ ફકત દિવાની કામને લાગુ છે, અને કેદીએ જે કબુલતો પ્રથમ કરેલી હોય અને જે ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા પ્રમાણે પુરાવામાં દાખલ થવા લાયક ન હોય, તે પણ આ કલમ પ્રમાણે દાખલ થાય છે, એમ ધારવું નહી જોઇએ. જ્યારે સુનાવણી થતા પેહેલાં કબુલત કરવામાં આવેલી હોય ત્યારે તે બાબતનો કરાર લખેલો હોવો જોઇએ, અને તે નીચે પક્ષકારો અગર તેમના એજંટોની સહીઓ હોવી જોઇએ. પરંતુ જ્યારે ન્યાયાધીશની રૂબરૂ આવી કબુલત કરવામાં આવે ત્યારે તે બાબત ન્યાયાધીશે દફતરમાં લખી લીધું હોય તે બસ છે. સદરહુ કલમ ૧૨૮ મી ઈંગ્લંડમાં "કામન લા પ્રોસીજર આકટ સન ૧૮૫૨" ની કલમ ૧૧૭, ૧૧૮ ચાલતી હતી તે આધારથી હાલ કરવામાં આવેલી હોય એમ જણાય છે. આવી કબુલત બાબતનો જે કરાર હોય તેમાં જે દસ્તાવેજ અગર હકીકત કબુલ કરવાનો ઇરાદો હોય તે સ્પષ્ટ રીતે બતાવવું જોઈએ, પણ કોઈ દસ્તાવેજનું ખોટું વર્ણન કરવામાં આવેલું હોય, તથાપી તે ખોટા વર્ણનથી ખોટું સમજી શકાતું ન હોય તો, તે ખોટું વર્ણન કરવાથી તે બાબતના બંધનમાંથી જેમ પક્ષકાર છુટતો નથી તેમજ એક પ્રામીસરી નોટની તારીખ જુદી બતાવી હોય, પરંતુ બીજી રીતે તેનું વર્ણન ચોકસાઇથી કરેલું હોય તો, તેથી કાંઈ હરકત થતી નથી. માટે જ્યારે કબુલતમાં અમુક દસ્તાવેજ કબુલ કરવામાં આવેલો હોય તો, તે દસ્તાવેજ યોગ્ય રીતે લખી આપવામાં આવેલો છે, અને તેના હરફે હરફ કબુલ કરવામાં આવેલા છે એટલું તે લખતમાં વ્યાજબીરાહે આવવું જોઇએ. જો પક્ષકારોની નજરમાં આવે તો તે શા આધારથી કબુલ કરવામાં આવ્યો વિગરે મતલબ પણ કબુલ કરી શકે છે. પક્ષકારોએ ઘણી સંભાળ રાખવી જોઇએ કે તેમને જે કબુલત કરવાનો ઈરાદો હોય તેના કરતાં તે કબુલતના કરારના શબ્દોથી વધારે કબુલત થાય નહી, કારણ કે તેઓ તે કરાર નીચે સહી કરે એટલે તેથી તેઓ બંધાવવાના ભયમાં છે.

જ્યારે કોઇ પડદાનસીન સ્ત્રીની કમીશનથી સાક્ષી લેવામાં આવેલી હોય, અને તે

સાક્ષી રજુ કરવામાં આવે તો, તે સ્ત્રીને ઓળખવા બાબતનો પુરાવો હોવો જોઈએ. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૩૮ ).

કોઇ વકીલે પક્ષકાર તરફથી કબુલત આપેલી હોય, તે કબુલત મુકરદમાની તપાસ ચાલતાની દરમિયાનની હોય તો, તે કરવાને તેમને અખત્યાર હતો એમ કોર્ટ બેશક ગણે.

## કલમ ૫૯ મી.

## બાબ ૪ થો.—મુખજુબાની પુરાવા બાબત.

---

મુખજુબાની પુરાવાથી હકીકતો શાબિત કરવા બાબત.

**૫૯. દસ્તાવેજમાંના મજકુર શિવાય સર્વે હકીકતો મુખજુબાની પુરાવાથી શાબિત કરી શકાય છે.**

**ટીકા**—આ કલમના શબ્દો જેવા જોઈએ તેવા નથી. દસ્તાવેજનો મજકુર પણ અમુક હકીકત પ્રમાણે મુખજુબાનીના પુરાવથી શાબેત થાય છે; એટલે જેમકે દસ્તાવેજી પુરાવ બાબત ઉપપુરાવ દાખલ કરવામાં આવે છે. કલમ ૬૩ ની રકમ ૫, કલમ ૩૨ ની રકમ ૮ જોવી. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૩૯ ).

હિસાબ નક્કી થયાની બાબત મુખજુબાનીના પુરાવથી શાબેત થઈ શકે છે. પુર્ણમા ચોપ્રાયણ વિ. નીલાનંદ ( બં. લા. રી. સુ. ૩ ), તેમજ વસુલાતની લખેલી પોહોચ મળી હોય તે રજુ ન થાય, તોપણ ભરણાને મુખજુબાની પુરાવ અપાય છે. દલીપસીંગ વિ. દુરગાપ્રસાદ ( ઈ. લા. રી. ૧ અ. પાનું ૪૪૩)

જ્યારે મુખજુબાનીનો પુરાવ અરસ્પરસ વિરૂદ્ધ હોય ત્યારે પ્રીવીકૌંસીલે એક કરતાં વધારે વાર કહેલું છે કે દસ્તાવેજી પુરાવની કીમત એવી છે કે, જે બાજુ તરફ તે હોય તે બાજુનો મુખજુબાનીનો પુરાવ સાચો છે એમ કેહેવાને એક આધાર છે, વળી એમ કહી શકાય છે કે આ પ્રમાણે એક બીજા વિરૂદ્ધ પુરાવ હોય, ત્યારે અમુક માણસ જે શબ્દો બોલે તેના કરતાં તેના કૃત્ય ઉપર વધારે વજન રાખવું જોઇએ, કારણ કે તેના મોહોના શબ્દો સેહેજ રીતે ઘણા ભુલ ભરેલા અગર ખોટા બોલવામાં આવે છે. મસામત ઈમામબંધી વિ. હરગોવીંદ ઘોસ ( ૪ મુર્સ. ઈ. અ. પાનું ૪૦૩ )

## કલમ ૬૦ મી.

મુખજુબાની પુરાવો પ્રત્યક્ષ જોઇયે.

**૬૦. હરકોઇ જાતના તમામ કામોમાં મુખજુબાની પુરાવો પ્રત્યક્ષ હોવો જોઇએ; એટલે,**

**જો પુરાવો મજકુર જે હકીકત જોવાઇ શકાતી હતી તે હકીકત વિશે હોય, તો હકીકત મજકુર પોતે જોઇ છે એવું જે શાહેદ કેહે તેની શાહેદી આપવી જોઈએ.**

**જો પુરાવો મજકુર જે હકિકત સાંભળી શકાતી હતી તે હકિકત વિશે હોય તો, હકિકત મજકુર પોતે સાંભળી છે એમ જે શાહેદ કેહે તેની શાહેદી આપવી જોઈએ.**

જો પુરાવો મજકુર જે હકિકતનું જ્ઞાન બીજી કોઈ ઇંદ્રીવડે કિંવા કોઇ બીજી રીતે થઈ શકતું હતું તે હકિકત વિશે હોય તો, હકિકત મજકુરનું જ્ઞાન પોતાને તે ઇંદ્રીવડે કિંવા તે રીતે થયું છે એમ જે શાહેદ કેહે તેની શાહેદી આપવી જોઇએ.

જો પુરાવો મજકુર અમુક અભિપ્રાય વિશે કિંવા જે કારણ ઉપરથી તે અભિપ્રાય ઠરાવવામાં આવ્યો હોય તે વિશે હોય, તો જે સખસનો તે કારણ ઉપરથી તેવો અભિપ્રાય હશે તે સખસની શાહેદી આપવી જોઇએ.

પરંતુ એવું ઠરાવવામાં આવ્યું છે કે જે ગ્રંથો વેચવા સારૂ મુકવામાં સાધારણ રીતે આવતા હોય તેમાં કુશળ માણસોના લખેલા અભિપ્રાયની તથા જે કારણ ઉપરથી તે અભિપ્રાય બંધાયા તે કારણોની શાબિતી તે ગ્રંથો હાજર કરીને કરી શકાય છે; પણ એ મુજબ કયારે થાય કે જ્યારે તે ગ્રંથકાર મરણ પામ્યો હોય, કિંવા તે મળી શકતો ન હોય, કિંવા શાહેદી આપવાને તે અશક્ત થયો હોય, કિંવા ઘણો વખત લાગ્યા શિવાય અથવા ઘણો ખરચ કર્‌યા શિવાય તેને હાજર કરાતો ન હોય, અને તેવું કરવું કોર્ટને યોગ્ય દેખાતું ન હોય ત્યારે.

અને વળી એવું પણ ઠરાવ્યું છે કે મુખજુબાની પુરાવો જો દસ્તાવેજ શિયાય બીજો કોઈ જડ પદાર્થ છે કે નહી તે વિશે અથવા તેની સ્થિતી વિશે હોય, તો કોર્ટને યોગ્ય જણાયાથી તે પદાર્થ પોતાને તપાસવા સારૂ હાજર કરવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

**ટીકા**—દસ્તાવેજના મજકુર શિવાયની તમામ હકીકત તમામ કામોમાં પ્રતક્ષ પુરાવથી શાબેત થવી જોઈએ. એટલે, જે સાક્ષિને પોતાની ઇંદ્રીથી તે હકીકતનું જ્ઞાન થએલું હોય તે બાબત તે સાક્ષિની શાહેદી હોવી જોઈએ.—(સ્ટીફનસાહેબની ટીકાનું પાનું. ૧૨૯).

આ કલમનો હેતુ એટલો છે કે જે કાંઇ પુરાવમાં ગુજારવામાં આવે તે પુરાવ તરીકે દાખલ થઈ શકે તેવું છે કિંવા નહી તે બાબતની સંભાળ રાખવી. ભાગ ૧ માં તે બાબત કહેલું છે તે જોવું. જો કે હકીકતી પુરાવ પ્રતક્ષ પુરાવ કરતાં વારંવાર વધારે જરૂરનો ખુલાસો કર્તા અમે સંતોષકાર્ક માલુમ પડે છે, અને તે આધારથી ઈનસાફ આંપવામાં આવે છે, તોપણ કોર્ટની રૂબરૂ તેવો હકીકતી પુરાવ પ્રતક્ષ પુરાવથી રજુ કરવો જોઈએ. માટે બીજા દરજ્જા (કર્ણોપકર્ણી) નો પુરાવ બાતલ કરવા બાબત જે નિયમ છે તેજ હકીકતી પુરાવને લાગુ થાય છે, સબબ હકીકતી પુરાવ જે સખસે અમુક બાબત જોઈ હોય વિગરે, તે બાબત તેની પ્રતક્ષ શાહેદીથી શાબેત થવી જોઈએ. આ કલમમાં પેહેલી ત્રણ બાબતો હકીકતની બતાવી છે, અને ચોથી અભિપ્રાયની છે. જેમકે કલમ ૪૫ પ્ર-

માણે કુશળ માણસોની શાહેદી અગર કલમ ૪૯ પ્રમાણે કોઇ વર્ગના શાહેદી આપવામાં આવે તે. સામાન્ય નિયમ પ્રમાણે સાક્ષિઓએ પોતાની મુખ્ય તપાસણીમાં જેટલી બાબતની સ્વતા માહેતી હોય તેટલી બાબતજ કેહેવી જોઇએ. કેટલીક વિશેષ બાબતો છે કે જે બાબત સાક્ષિઓને પોતાનો અભિપ્રાય બતાવવાની ખુલ્લી પરવાનગી આપવામાં આવે છે. આ કલમમાં પેહેલી ત્રણ બાબતો બતાવી છે તેની મજબુતાઈથી એવી જરૂર પડે છે કે જે સાક્ષિઓએ અમુક હકિકત પોતાની આંખે જોઈ હોય (૧), પોતાના કાને સાંભળી હોય (૨), પોતે સ્પર્શ કરેલી, ચાખેલી અગર સુંઘેલી હોય, તેમની શાહેદી હોવી જોઇએ. તે કર્ણોપકર્ણી અગર મધ્યસ્થ પુરાવના દ્વારાએ ગુજારી શકાતી નથી. એક **અ** નામના સખસે અમુક બાબત જોઈ અગર સાંભળી હોય વિગરે તો, તેને રજુ કરવો જોઇએજ. પણ **બ** એ તે બાબત જોઇ અગર સાંભળી વિગરે ના હોય, પણ તે કેહેતો હોય કે મને **અ** એ કહેલી છે, અને તે સોગન ઉપર કેહેવાને હું તઇયાર છું, તો **બ** ની મારફતે તે બાબત શાબેત થઇ શક્તી નથી. તેમજ ચોથી બાબત અભિપ્રાયના પુરાવની છે; માટે તે બાબત શાબેત કરવાને પણ જે સખસનો અમુક બાબતમાં અભિપ્રાય હોય તેનેજ સાક્ષિમાં રજુ કરવો જોઇએ; પણ કોઇ શાહેદી ફકત એમ કેહે કે બીજા માણસને પોતાનો અભિપ્રાય ખુલ્લી રીતે આપતાં મેં સાંભળ્યો છે, તે શાહેદી બાતલ કરવામાં આવે છે.

ઈનસાફદારનું જાતી જ્ઞાન અથવા જાહેરાંત અફવાનો પ્રત્યક્ષ પુરાવમાં સમાસ થતો નથી. મીથુનબીબી વિ. બુશેરખાં (સ. પ્રી. જ. ૬૮૩) ના કામમાં પ્રીવીકાંઉસીલે ઠરાવ્યું કે "હકીકતનો સવાલ ચુકવવામાં મુખ્યત્વે કરીને પોતાના જાણવા તથા માનવા પ્રમાણે અથવા લોક અફવાના આધારે અને પુરતા કાયદેસર પુરાવ શિવાય વર્તવામાં કોઈ પણ જડજ વ્યાજબી કરતો નથી.

પેહેલો વિશેષ ઠરાવ—આગળ જે કલમો છે તેમાંની એકે કલમમાં એવો ઠરાવ નથી કે કોઈ "કુશળ" માણસ મરણ પામેલો હોય તો, તેનો અભિપ્રાય પુરાવમાં ગુજારી શકાય છે. કલમ ૩૨ જોવી. ઇંગ્રેજી લા પ્રમાણે વૈદક અને બીજા ગ્રંથો પુરાવ નથી, પછી તેના કર્તાઓ હયાત હોય અગર મરણ પામેલા હોય તેની ચીંતા નહી. કાલીયર વિ. સીમ્પસન, ૫ સી. અને પી. પાનું. ૭૪. કલમ ૪૫ મી ફકત હયાત સાક્ષિઓ સબંધી છે. પરંતુ આ કલમમાં નવો ઠરાવ છે કે કોઈ પણ શાસ્ત્રનું પુસ્તક વેચવાને પ્રસિદ્ધ કરવામાં આવેલું હોય, અને જો તેનો કર્તા મરણ પામેલો હોય અગર કલમ ૩૨ પ્રમાણેની કાંઈ પણ હકિકત હોય તો, તે પુસ્તક પુરાવ થાય છે.

બીજો વિશેષ ઠરાવ—જેનું અસલ રજુ કરવાને ઘણી હરકત હોય અગર તે બની શકે તેવું ના હોય તો, તે બાબત ઉપપુરાવ લેવા જેવી છે. જેમકે દીવાલ કિંવા ઈમારતો ઉપરના કોરેલા લેખો, સરવૈયરના નિશાન વિગરે, તેની નકલો મુખજુબાનીના પુરાવથી શાબેત થઇ શકે છે. મારટીમર વિ. મેકલોન, ૬ એમ. અને ડબલ્યુ, ૬૮. પણ નકલને બદલે તે અસલ રજુ કરાવવું કોર્ટની નજરમાં દુરસ્ત લાગે તો, તે પ્રમાણે હુકમ કરવાને કોર્ટને અખત્યાર આપવામાં આવેલો છે. પણ જે "અસલ વસ્તુ" રજુ થઈ શકવી અશક્ય હોય, તે રજુ કરવાને ન્યાયાધિશ ફરમાવે તો તે ઘણુંજ ખોટું છે. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૩૯, ૨૪૦)

પરંતુ આ કલમ પ્રમાણે જે મુખજુબાનીનો પુરાવ લેવાનો છે તે તમામ કોર્ટની

રૂબરૂ ગુજારેલો હોવાની જરૂર નથી. દિવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સન ૧૮૮૨ ના આક્ટ ૧૪ મા) ની કલમ ૩૮૩ થી ૩૯૦ પ્રમાણે દિવાની કામમાં, તેમજ ફોજદારી કામમાં ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૫૦૩ પ્રમાણે કમીશનથી પણ આવો પુરાવ લેઈ શકાય છે. ( કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૭૬ ).

અભિપ્રાયના સબંધમાં કલમ ૪૪ થી ૫૧ સુધીની કલમ જુઓ.

## કલમ ૬૧ મી.

## બાબ ૫ મો.—દસ્તાવેજી પુરાવા બાબત.

---

દસ્તાવેજના મજકુરની શાબિતી.

**૬૧. દસ્તાવેજના મજકુરની શાબિતી અવલ પુરાવાથી કિંવા દોયમ પુરાવાથી કરી શકાય છે.**

**ટીકા**—આ કલમ પ્રમાણે દસ્તાવેજનો મજકુર શાબેત કરવાને અવલ કિંવા દોયમ પુરાવો દાખલ કરતાં પેહેલાં સ્ટાંપ આક્ટ અને રજીષ્ટર આક્ટના જે ઠરાવો છે તે લક્ષમાં રાખવાના છે, કારણ કે આ કલમથી તે કાયદાઓમાં જે દસ્તાવેજો સબંધી ઠરાવ છે, તે કાંઇ રદ થએલા નથી.

કેવે પ્રસંગે દસ્તાવેજ રજીષ્ટર કરાવ્યા વગર ચાલેજ નહી તેને માટે સન ૧૮૭૭ ના આક્ટ ૩ જાની કલમ ૧૭ મી, અને કેવે પ્રસંગે તે પ્રમાણે રજીષ્ટર કરાવવા અગર ન કરાવવા એ મરજી ઉપર છે, તેને માટે તેજ આક્ટની કલમ ૧૮ મી જોવી. (કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૭૬)

કલમ ૬૨ થી અવલ પુરાવ અને કલમ ૬૩ થી દોયમ પુરાવો શું તે જણાશે, અને કેવે પ્રસંગે દોયમ પુરાવો આપી શકાય છે તે બાબત કલમ ૬૫ જુઓ.

**ફેંસલા—**સન ૧૮૭૭ નો આક્ટ ૩ જો રજીશ્ટર બાબતનો છે, તે પ્રમાણે સ્થાવર મીલકત સબંધીનો દસ્તાવેજ પુરાવમાં કયારે લેઇ શકાય છે, અને ક્યારે લેઈ શકાતો નથી. તે રાજુ બાલુ વી. કૃશ્નરાવ રામચંદ્રના કામમાં વિગતવાર બતાવવામાં આવ્યું છે. ( ઈ. લા. રી. મુ. વા. ૨ પાનું ૨૭૩ )

ગીરોરાખનારે ગીરોઆપનારને ગીરો ઉપરનાં નાણાં આપ્યા બાબત રજીસ્ટર કરાવ્યા વિનાની પોહોચ્યો આપેલી હોય, તે સન ૧૮૭૭ ના આક્ટ ૩ ની કલમ ૧૭ ની રકમ (સી) પ્રમાણે પુરાવમાં દાખલ કરવા લાયક નથી, એમ નથી. ( ઈ. લા. રી. મુ. વા. ૫. પાનું. ૧૮૧ )

**स** અને **र** એ પોતાના ભાઇ **म** અને **व** ઉપર સન ૧૮૮૦ માં કુટુંબી મીલકતની વેહેચણ કરવા દાવો કરયો. પ્રતીવાદીઓએ તકરાર કરી કે તે મીલકતની સને ૧૮૭૦ માં વેહેચણ થએલી છે, અને અમારા કુટુંબના જુદા જુદા અંગભૂતોની પોત પોતાના હીસ્સાની મીલક્ત પોત પોતાના કબજા ભોગવટામાં છે. સુનાવણી વખતે પ્રતીવાદી **म** એ એક દસ્તાવેજ તા. ૧૩ જાન્યુએરી સન ૧૮૭૭ ના રોજનો જે ત્રણ ભાઇઓ **स**, **र** અને **घ** એ તે મીલકતનો ભાગ **म** એ ગીરો આપ્યો તેમાં સહીઓ કરી ઓપેલો છે, એમ શાબેત થએલું છે. આ દસ્તાવેજમાં નીચેના શબ્દો છેઃ—

"આપણા વડીલ ભાઈ **म** એ મકાનો બાંધ્યાં છે, અને તે પોતાના ભાગની મીલકત

ઉપર નવા ઘરો બાંધે છે...તે ઉપર અમો ત્રણે શખસોનો તથા અમારા વારસોનો કોઈ પ્રકારનો હક્ક નથી. જો અમે અગર તેઓ કાંઇ દાવો કરીએ તો તે રદ છે. આ ફારકતી અમે એકામતે એકાજુતે દીલ શાબેતીથી લખી આપી છે." આ દસ્તાવેજ રજીસ્ટર કરાવવામાં આવેલો નહી, તેથી જે વેહેચણ કેહેવામાં આવી છે તે વિશે પુરાવમાં દાખલ કરવા લાયક નથી. વાદી र ની ઉલટ તપાસ કરતાં તેને કેવી હકીકતથી તા. ૧૩ જાન્યુઅેરી સન ૧૮૭૭ ના રોજ म એ ગીરો લખી આપેલું, તે વિશે પૂછવામાં આવેલું છે, તેથી તેણે કહ્યું છે કે "જે વખત ગીરો આપવામાં આવ્યું તે વખતે હું હાજર હતો, પરંતુ ઘણી મંદગીના બીછાનામાં હતો...આ તા. ૧૩ જાન્યુઅેરી સન ૧૮૭૭ ના રોજ થએલું હતું... તે તારીખે મેં કાંઇ એમ કહેલું નથી કે તે મીલકત ઉપર મારો દાવો નથી." પછી તેને સદરહુ દસ્તાવેજ બતાવવામાં આવ્યો, ત્યારે તેણે પોતાની સહી કબુલ કરી. પછી તે દસ્તાવેજ પુરાવમાં ગુજારવામાં આવ્યો, તે ફારકતી તરીકે નહી પણ સાક્ષીને ઉલટાવવાના કારણસર ગુજારવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દસ્તાવેજ તે કારણસર પુરાવમાં દાખલ થવા લાયક છે, કારણ કે તે દસ્તાવેજમાં સન ૧૮૭૭ ના આકટ ૩ ની કલમ ૧૭ ના ઇરાદા પ્રમાણે કાંઈ સ્થાવર મીલકત ઉપરનો હક્ક ઠરાવવામાં આવ્યો નથી. તેમાં ભાઈઓ વચ્ચે પ્રથમ વેહેચણ થએલી છે, એવી કબુલત છે, પણ તે દસ્તાવેજ કાંઇ ફારકતી નથી. ( ઈ. લા. રી. મુ. વા. ૫. પાનું. ૨૩૨ )

તા. ૩ ફેબ્રુઅેરી સન ૧૮૭૧ ના રોજ પ્રતીવાદીઓએ રૂ. ૧૦૦૦) વાદીઓ પાસેથી કરજે લીધા, અને વાદીને એક દસ્તાવેજ લખી આપી તે નાણાની જમાની દાખલ અમુક સ્થાવર મીલકત શરતી ગીરો આપી, અને તેમાં એવો ઠરાવ હતો કે તે રકમ ઉપર દર વર્ષે અમુક વ્યાજ આપવું, અને તે રકમ તે દસ્તાવેજની તારીખથી પાંચ વર્ષની અંદર આપવી, પણ જો તે પ્રમાણે કરવામાં કસુર કરવામાં આવે તો વાદીઓ તે મીલકત ગીરોથી છોડાવવાનો હક્ક બંધ થવા અરજ કરે. તા. ૧૮ જાન્યુઅેરી સન ૧૮૭૯ ના રોજ વાદીઓએ તે રકમ તથા વ્યાજની રકમની બાકી લેહેણી રહેલી તે લેવા દાવો કરયો, અને તે મીલકત ઉપરથી પોતાનો દાવો છોડી દીધો. કારણ કે સદરહુ દસ્તાવેજ રજીસ્ટર કરાવવામાં આવેલો નહી હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ દાવો ચાલી શકે છે. કારણ કે તે દસ્તાવેજ ફક્ત પૈસા બાબતના દાવા સબંધી તથા પાંચ વર્ષની હવધની બાબતમાં પુરાવમાં લેઈ શકાય છે. ( ઈ. લા. રી. અ. વા. ૪ પાનું ૩ )

## કલમ ૬૨ મી.

અવલ પુરાવો. **૬૨. કોર્ટ તપાસે તે સારૂ હાજર કરેલા ખુદ દસ્તાવેજને અવલ પુરાવો સમજવો.**

**ખુલાસો ૧ લો.—કેટલાએક ભાગો મળીને જો એક દસ્તાવેજ થયો હોય તો, દરએક ભાગ દસ્તાવેજ મજકુરનો અવલ પુરાવો છે એમ સમજવું.**

**જ્યારે કોઈ દસ્તાવેજ સામા લેખ સહિત થયો હોય, અને તે પ્રત્યેક સામો લેખ પક્ષકારોમાંથી એક કિંવા કેટલા-**

એક પક્ષકારેએજ માત્ર કરી આપ્યો હોય, ત્યારે તે પ્રત્યેક સામો લેખ તે કરી આપનાર પ્રત્યેક પક્ષકાર વિરૂદ્ધ અવલ પુરાવો છે, એમ સમજવું.

ખુલાસો ૨ જો.—ઠસ્સા છાપથી, કિંવા શિળા છાપથી, કિંવા ફોટોગ્રાફીથી જે પ્રમાણે ઘણા દસ્તાવેજ બને છે તે પ્રમાણે જ્યારે એકજ એકસરખી ક્રિયાવડે ઘણાએક દસ્તાવેજ થયા હોય, ત્યારે તે પ્રત્યેક દસ્તાવેજ બાકીના બીજા દસ્તાવેજોના મજકુરનો અવલ પુરાવો છે; પરંતુ જ્યારે સદરહુ સર્વે દસ્તાવેજો એકજ અસલ દસ્તાવેજોની નકલો હોય, ત્યારે તે દસ્તાવેજો સદરહુ અસલ દસ્તાવેજના મજકુરનો અવલ પુરાવો થતો નથી.

## દૃષ્ટાંત.

એવુ બતાવવામાં આવ્યું છે કે એક માણસના કબજામાં ઘણાં જાહેરનામાં છે; અને તે સર્વે એક અસલ ઉપરથી એકી વખતે ઠસ્સાથી છાપેલાં છે. સદરહુ જાહેરનામાં પઇકી હરકોઈ એક જાહેરનામું બીજા હરકોઇ જાહેરનામાના મજકુરનો અવલ પુરાવો છે; પરંતુ સદરહુ અસલ જાહેરનામાના મજકુરનો સદરહુ જાહેરનામાં પઈકી કોઇ પણ જાહેરનામું અવલ પુરાવો થતો નથી.

**ટીકા—ખુલાસો ૧ લો**—જ્યારે તમામ પક્ષકારોએ એક દસ્તાવેજ બેવડો અગર ત્રેવડો લખી આપેલો હોય, એવા હેતુથી કે તમામ પક્ષકારો તે દસ્તાવેજ પ્રમાણે એક એક નકલ પોતાની પાસે રાખે તો, તે દરેક અસલ પ્રમાણે ગણવામાં આવે છે, અને તે દરેક બીજાઓ બાબત અસલ પુરાવ છે; કાલીંગ વિ. ફ્રીવીક. ૬ બી. અને સી. ૩૯૮. જ્યારે દરેક દુસ્તાવેજ ઉપર જે પક્ષકાર તેથી બંધાતો હોય તેણે સહી કરી હોય, અને તે દરેક તેવો સખસ સહી કરી બીજાને તે દસ્તાવેજ આપે તો, તે દસ્તાવેજો સામ સામી થયા કેહેવાય. માટે તે દરેક જેણે લખી આપ્યા હોય તેની અને તેની તરફથી હક્ક રાખનારા વિરૂદ્ધ તે પુરાવ થાય છે, અને તે દરેક બીજાનો ઉપપુરાવ છે.

**ખુલાસો ૨ જો**—લખેલા દસ્તાવેજો જેમ નકલ થાય છે તેમજ છાપેલા પણ થાય, માટે તે બાબતમાં લખેલા અને છાપેલામાં કાંઇ ભેદ નથી. સબબ જ્યારે બીજા દરજ્જાનો પુરાવ દાખલ થઈ શકતો હોય ત્યારે તે એકસરખી રીતેજ બીજા દરજ્જા તરીકેના પુરાવમાં દાખલ થઇ શકે છે. જેમકે એક અસલ દસ્તાવેજ ખોવામાં આવેલો છે અગર નાશ પામેલો છે એમ બતાવવામાં આવે અગર સામા પક્ષકારના કબજામાં છે, અને તે રજુ કરવાની તેને નોટીસ આપેલી છે એમ બતાવવામાં આવે તો, તેને બદલે બીજા દરજ્જાનો પુરાવ દાખલ કરવામાં આવે છે. લખેલી નકલ જેવી સાચી હોય છે તેના કરતાં છાપેલી

નકલ કાંઇ વધારે સાચી હોય છે, તેને માટે કાંઈ જામીની નથી. પરંતુ એક પત્ર ઉપરથી કેટલીક નકલો છાપી કાહાડેલી હોય તેના સાચાપણા બાબત, લખેલી નકલોના સાચાપણા કરતાં વધારે સારી જામીની છે, માટે યંત્રથી તૈયાર કરેલી દરેક નકલ તેવી તમામ નકલોનો અસલ પુરાવ છે એમ ગણવામાં આવે છે. પરંતુ જે અસલ ઉપરથી તે નકલો તૈયાર કરવામાં આવેલી હોય તે બાબતનો તે કાંઈ અસલ પુરાવ નથી. જેમકે એક વર્તમાનપત્રમાં લાયબલ પ્રસિદ્ધ કરવામાં આવેલું હોય, તે વર્તમાનપત્રની તમામ નકલો બાબત તેની દરેક નકલ અસલ પુરાવ છે, પરંતુ જે અસલ લાયબલ ઉપરથી આ છાપેલી નકલો થઇ હોય અને તે શાબેત કરવાનું હોય તો, આ નકલો કાંઈ અસલ પુરાવ નથી, અને તે લખેલા અસલ લાયબલની તે છાપેલી નકલો બીજા દરજ્જાનો પુરાવ છે. સબબ જે શરતોની સાથે બીજા દરજ્જાનો પુરાવ દાખલ થાય છે તે શરતોની સાથે તે નકલો પુરાવમાં દાખલ થાય છે. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૪૧. )

કપટથી કે વગર અખત્યારે કોઇ દસ્તાવેજમાં ફેરફાર કરવાથી તે સર્વ નિરર્થક થાય છે. ( ક. પ્ર. ૧૦૪ )

મી૰ ટેલર પોતાના ગ્રંથની કલમ ૧૬૧૭ માં કેહે છે કે કોઇ દસ્તાવેજમાં કાંઇ અગત્યનો ફેરફાર કે જેથી સામા પક્ષકારને હરકત થાય તેવું હોય, અને તે સામા પક્ષકારની કબુલત વિના તે દસ્તાવેજ થયા પછી તેવો ફેરફાર કરવામાં આવે તો, તે દસ્તાવેજ બળવાન રેહેતો નથી. પછી તે ફેરફાર પક્ષકારે કરેલો હોય અગર ત્રાહિત સખસે કરેલો હોય તેની ચીંતા નહી. પરંતુ તેવો ફેરફાર જે પક્ષકાર તે દસ્તાવેજનો અમલ કરવા માગતો હોય તેના કબજામાં અગર ઓછામાં ઓછો તેના દાબમાં પણ ના હોય અને તે કરવામાં આવેલો હોય તો, તે દસ્તાવેજ નાબુદ થતો નથી. આ નિયમ જે જે દસ્તાવેજો કરારનો પુરાવો થાય છે તે સર્વને લાગુ છે.

આ નિયમનું કારણ એમ છે કે કાયદો કોઈપણ માણસને કપટ કરવાની તક લેવાની અને પછી તે કપટ પકડાય ત્યારે અસલ દસ્તાવેજનો લાભ લેવાની પરવાનગી આપતો નથી. આવે પ્રસંગે ન્યાય વચે પડે છે, અને કેહે છે કે આ પ્રમાણે ફેરફાર કરેલો દસ્તાવેજ તેવો રેહેતો નથી, માટે તે ઉપરથી કોઈ પણ માણસ દાવો કરી શકે નહી. ન્યાયનો આ નિયમ કપટ અટકાવવાને માટે બસ ગણ્યો છે. ( બ્રુ. લી. મે. આ. ૫ પાનું ૧૫૪. )

આ નિયમ જે "ડીડ" થતાં તેને માટે અસલ કરવામાં આવેલો હતો, કારણ કે ઘણુંકરીને આગળની વખતમાં ઘણાક લખેલા કરારો તેવા રૂપના થતા હતા, અને ત્યારથી તે નિયમ વેચવા લાયક દસ્તાવેજો, વેચેલી તથા ખરીદ કરેલી નોટો, ખોળીધરીયો અને વીમાની પાલેશીયોને લાગુ કરવામાં આવેલો છે. સબબ હવે એમ કહી શકાય છે કે જે લખીત દસ્તાવેજો કરારના પુરાવ તરીકે હોય છે, તે તમામ દસ્તવેજોને લાગુ થાય છે.

દસ્તાવેજમાં કાંઈ પણ ફેરફાર કરવામાં આવે તો, તેથી તે અલબત અંદેશા ભરેલો થાય છે અને કપટનું અનુમાન થાય છે, સબબ જે સખસ તેવા ફેરફાર કરેલા દસ્તાવેજની રૂઇએ દાવો કરતો હોય તેને સીર તે દસ્તાવેજનું ખરાપણું શાબેત કરવાનો બોજો છે, પરંતુ જે ફેરફાર અગત્યનો ના હોય તેવો ફેરફાર દસ્તાવેજના કોઈ પક્ષકારે કરેલો હોય તો, તેથી

તે દસ્તાવેજ નાબુદ થતો નથી. ( કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૭૭. )

**ફેંસલા.**—ઇગ્લીશ લૉનો નિયમ દસ્તાવેજના અગત્યના ભાગની ફારફેરીને માટે છે; પરંતુ મુંબાઈની ન્યાયાધિકારી હાયકોર્ટે પ્રીન્ટેડ જજમેન્ટ સન ૧૮ પાનું માં ઠરાવ્યું છે કે, જરૂરી અગર બીનજરૂરી ગમે તેવો ફેરફાર કરયો હોય, તોપણ એ દસ્તાવેજ રદ ગણાય છે.

મસામત ખુબકુંવર વિ. બાબુ સુદ નારાયણસીંગ (મુર્સ. ઈ. અ. પાનું. ૧૭) ના કામમાં કાંઇપિણ ફેરફારથી પેહેલે દરજ્જે કપટનું અનુમાન લેવાય છે. તે ફેરફારનો ઘણોજ સંતોષકારક ખુલાસો કરવાનું કામ તે રજુ કરનારનું છે, પણ તેવું અનુમાન કરવાને બીજો પુરાવ હોય તો કોઇવાર અપવાદ થઈ પડે છે, પણ નજીવા ફેરફારથી દસ્તાવેજ રદ થતો નથી.

એલડોસ વિ. કોર્નવેલ (લા. રી. કવી. બેંચ. ૫૭૩ ) ના કામમાં પ્રામીસરી નોટમાં 'માગે ત્યારે' એ શબ્દો ઉમેર્યા હતા. તેમાં ઠરાવ્યું કે તે ફેરફારથી એ નોટ રદ થતી નથી, કેમકે એ શબ્દો નીરપયોગી છે. એ શબ્દો જે વાત કાયદો પુરી પાડત તેજ માત્ર બતાવે છે. આજ પ્રમાણે ત્રીકમદાસ ઝવેરદાસ (૧૧ મુ. હા.રી.પાનું. ૨૦૩) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે.

ઈડી વિ. કંતોનાયશા ( ઇ. લા. રી. ૩ ક. ૨૨૧ ) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, મારજીનમાં ઉમેરેલા શબ્દોથી ઈગ્રેજી ધારાના અર્થ પ્રમાણે ફેરફાર થતો નથી. એ ફેરફાર એવો જોઈએ કે તે નીચે સહી થએલી દેખાય અથવા તેથી એ દસ્તાવેજનું સ્વરૂપ બદલાઇ જાય.

## કલમ ૬૩ મી.

દોયમ પુરાવો.

**૬૩. દોયમ પુરાવાનો અર્થ નિચે લખ્યા પ્રમાણે છે, અને તેમાં નીચે લખેલી વસ્તુનો સમાવેશ થાય છે:—**

**( ૧. ) આ આકટમાં હવે પછી જે નિયમો કહેલા છે તે પ્રમાણે આપેલી દાખલાવાળી નકલો;**

**( ૨. ) યંત્ર ક્રીયાવડે અસલ ઉપરથી કરેલી નકલો જયારે તે યંત્ર ક્રીયા ઉપરથી ખરેખર નકલ થાય એવું હોય ત્યારે, તથા એવી યંત્ર ક્રીયાવડે કરેલી નકલો સાથે મુકાબલ કરેલી નકલો;**

**( ૩. ) અસલ ઉપરથી કરેલી કિંવા અસલ જોડે મુકાબલ કરેલી નકલો;**

**( ૪. ) દસ્તાવેજના સામા લેખ, જે પક્ષકારે તે કરી ન આપ્યા હોય તે પક્ષકાર વિરૂદ્ધ;**

**( ૫. ) જે સખસે કોઇ દસ્તાવેજ પોતે જાતે જોયો હોય તેણે તે દસ્તાવેજના મજકુરનો મુખજુબાની કહેલો હેવાલ.**

## દૃષ્ટાંતો.

**( અ. ) અસલ દસ્તાવેજ તથા તેનો ફોટોગ્રાફ એ બેઉ**

ને મુકાબલ કર્યા ન હોય તોપણ સદરહુ અસલ દસ્તાવેજના મજકુરનો ફોટોગ્રાફ મજકુર દોયમ પુરાવો છે; પરંતુ જે વસ્તુ ઉપરથી ફોટોગ્રાફ મજકુર લીધો હોય તે અસલ હતી એવું શાબેત થવું જોઇએ.

(ब.) નકલ કરવાના યંત્રવડે કોઇ કાગળની કરેલી નકલ જોડે મુકાબલ કરેલી નકલ તે કાગળ માંહેના મજકુરનો દોયમ પુરાવો થાય છે; પરંતુ સદરહુ નકલ કરવાના યંત્ર વડે કરેલી સદરહુ નકલ અસલ મજકુર ઉપરથી કરી છે એવું બતાવવું જોઇએ.

(क.) નકલ ઉપરથી કરેલી કોઇ નકલ પછાડીથી અસલ જોડે મુકાબલ કરી હોય તો તે દોયમ પુરાવો થાય છે; પરંતુ તેને એ પ્રમાણે મુકાબલ કરી ના હોય તો તે અસલ દસ્તાવેજનો દોયમ પુરાવો નથી, પછી જે નકલ ઉપરથી તે કરવામાં આવી હોય ને નકલ અસલ જોડે મુકાબલ કરી હોય તોપણ.

(ड.) અસલ જોડે મુકાબલ કરેલી નકલનો મુખજુબાની હેવાલ, કિંવા અસલ ઉપરથી લીધેલા ફોટોગ્રાફ કિંવા યંત્રવડે કરેલી નકલનો મુખજુબાની હેવાલ, સદરહુ અસલ દસ્તાવેજનો દોયમ પુરાવો નથી.

**ટીકા**—ब. દ્રષ્ટાંત ઉપરથી જણાય છે કે જે અસલ વસ્તુનો ફોટોગ્રાફ લેવામાં આવેલો હોય તે અસલ વસ્તુ શાબેત કરવાને પ્રથમ એમ શાબેત કરવું જોઇએ કે, તેનો ખરી રીતે ફોટોગ્રાફ લેવામાં આવેલો હતો, તો પછી તે ફોટોગ્રાફ બીજા દરજ્જાના પુરાવ તરીકે પુરાવમાં લઈ શકાય છે, અને મુકાબલ કરેલી આવી નકલની નકલ પણ બીજા દરજ્જાના પુરાવ તરીકે પુરાવમાં લેઇ શકાય છે, અને નકલની નકલ છે, માટે તે નામંજુર થઈ શકતી નથી.

પેહેલો દાખલો જે બતાવવામાં આવેલો છે તેમાં એવું છે કે જે સખસે નકલ કરેલી હોય તે તેના સાચાપણા બાબત સોગન ખાઈ શકે છે. જો તેને રજુ કરવામાં ના આવે તો જે સખસે જાતે તે નકલ મુકાબલ કરેલી હોય તે, અગર એક અસલ વાંચનાર અને બીજો નકલ જોનાર એ રીતે બે શાહેદીઓની તે બાબતમાં સોગન ઉપર સાક્ષિ લેઇ શકાય છે, પરંતુ એકના એક સખસેજ જો મુકાબલો કરેલો હોય તો વધારે મેહેનત બચે.

ड. દ્રષ્ટાંત ઉપરથી જણાય છે કે નકલની નકલ ખુલ્લી રીતે પુરાવ, થાય છે. સરકારી આરીસમાંથી નકલની નકલ અમુક હકિકતને લીધે આવેલી હોય તો, તે પુરાવ થાય છે. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૪૩)

કલમ ૭૬ થી જે અમલદારના હવાલામાં સાર્વજનિક દસ્તાવેજ હોય, તેણે દસ્તુર મુજબ ખર્ચ લેઈ સહીવાળી નકલ આપવી જોઇએ, એવી તેના ઉપર ફરજ નાંખી છે. કલમ

૭૭ મુજબ આવી નકલ દસ્તાવેજની મતલબ શાબિત કરવા પુરાવામાં આપી શકાય છે.

આ કલમમાં ઉપપુરાવાના જે પ્રકાર છે તે સર્વે પુરાવા કાયદા સરખા માન્યા છે, એટલે ઉપપુરાવ આપવા હક્ક ઉત્પન્ન થાય છે.

દાખલાવાળી નકલ ખરી છે એમ કલમ ૭૯ પ્રમાણે અનુમાન થાય છે, પરંતુ ઉપર બતાવ્યા પ્રમાણે બીજી નકલોનું ખરાપણું શાબેત કરવું પડે છે. નકલ સાચી છે એવી શાબેતી હોવાથી તેનો અસલ દસ્તાવેજ સાચો છે અને તે લખાએલો છે એવો કાંઈ પુરાવ થતો નથી. (ફીલ્ડસાહેબની ત્રીજી આવૃતીનું પાનું. ૩૬૯).

ઉપપુરાવની કાંઇ પાછ્યરીઓ નથી હતી. એક વખત ઉપપુરાવ દાખલ કરવાનું થાય છે કે એ વર્ગના અને બીજા વર્ગના ઉપપુરાવમાં કાંઈ ભેદ નથી. પછી અમુક દસ્તાવેજના ઉપપુરાવમાં મુખજુબાનીના સાક્ષિઓ એક પક્ષકાર આપે અને એમ બતાવી આપવામાં આવે કે તે અસલ મુકાબલ કરેલા દસ્તાવેજની નકલ છે તો, તેથી તે પક્ષકારના શુદ્ધઅંતઃકર્ણ વિરૂદ્ધ અનુમાન કરવાનું કારણ થતું હોય તેની ચીંતા નહી. તોપણ અમુક બાબતો શાબેત કરવાને કેવી રીતનો ઉપપુરાવ જોઈએ તે બાબત કેટલાક ઠરાવો કલમ ૬૫ મીમાં બતાવવામાં આવેલા છે (કનીંગહામસાહેબની. ટીકાનું પાનું. ૭૮).

ફેંસલો—સન ૧૮૪૦ માં **क** એ અમુક મકાન બેભાઇઓ **र** અને **मी**ને ગીરો આપ્યું. તે ગીરોખતમાં “ધાનલાહન” નો અગર શરતી વેચાણનો ઠરાવ છે. સન ૧૮૫૨ માં તે ગીરોવાળું ઘર **र** અને **मी**ના કબજામાં ગએલું છે, એમ જણાય છે, અને એમ કેહેવામાં આવ્યું છે કે તેજ વર્ષમાં ગીરોથી છોડાવવાનો હક્ક બંધ થએલો છે. કુટંબી મીલકતની પાછળથી વેહેંચણ થઈ તેમાં તે ઘર **र** ના ભાગમાં આવ્યું. તે **र**ની વિધવા **प** (નંબર ૧ ની પ્રતીવાદીઅણે) એ સન ૧૮૫૮ માં **ल** (નંબર. ૨ ના પ્રતીવાદી) ને વેચાણ આપ્યું, અન **ल** એ સન ૧૮૭૧ માં **ट** (નંબર. ૩ ના પ્રતીવાદી ને વેચાણ આપ્યું. સન ૧૮૮૧ માં **ट** એ આ દાવો તે મીલકત ગીરોથી છોડાવવાને કર્યો. પણ સન ૧૮૫૨ નું ગીરોથી છોડાવવાનો હક્ક બંધ કર્યાનું હુકમનામું હતુ નહી, તેથી પ્રતીવાદીએ કહ્યું કે સન ૧૮૭૯ માં પુનામાં બુધવાર મેહેલ બળી ગયો ત્યારે સરકારી દફતર ભેગુ તે પણ બળી ગએલું છે. તે હુકમનામું થએલું હતું તે બાબતનો ફકત પુરાવ એક કામમાં ફેંસલો થએલો તેમાં તે હુકમનામાની નકલ બતાવવામાં આવેલી તે અને **मी** (જે સન ૧૮૮૧ માં મરણ પામ્યો છે) એ કહેલું છે, કે તે ગીરો છોડાવવાનો હક્ક બંધ થએલો છે તે છે. નીચેની કોર્ટોએ ઠરાવ્યું કે સદરહુ ફેંસલામાં તે નકલ બતાવવામાં આવી છે તે પુરાવ આકટ (સન ૧૮૭૨ ના આકટ ૧ લા) ની કલમ ૬૩ પ્રમાણે પુકત પુરાવ અસલ હુકમનામા સબંધી છે. અપીલમાં હાયકોર્ટે ઠરાવ્યું કે ગીરોથી છોડાવવાનો હક્ક બંધ થયાનો કાયદેસર કાંઈ પુરાવ નથી. જે અસલ દસ્તાવેજ એકાદા સખસે જોએલો ના હોય તે દસ્તાવેજની નકલનો મજકુર તે સખસે હકીકતમાં કહેલો હોય તો, તે પુરાવ આકટની કલમ ૬૩ પ્રમાણે સરખો પુરાવ છે, એમ કબુલ થઈ શકતુ નથી, એટલે જે સખસે તે જોયો હોય ને મુખજુબાનીથી તેનો મજકુર કેહે તે સરખો પુરાવ નથી. માટે ગીરોહક્ક બંધ થયાની બાબત શાબેત કરવાને તેનો ઉપયોગ થઇ શકતો નથી. (ઈ. લા. રી. મુ. વા. ૭ પાનું ૧૩૯.)

જ્યારે કમીશનરની રૂબરૂ શાક્ષી લેવામાં આવી હોય અને એકાદો દસ્તાવેજ પુરા-

વમાં આપવા માંડયો હોય, પણ તે બાબત કોઇ કારણથી હરકત લેવામાં આવે તો, વિરૂદ્ધ પક્ષકારને તપાસતી વખતે બીજા કોઈ કારણે તે દસ્તાવેજના સામા હરકત લેવાને અટકાવ થતો નથી. પ્રથમ જ્યારે તે પુરાવમાં આપવામાં આવે ત્યારે તે પુરાવમાં દાખલ નહી કરવાની તમામ હરકતો બતાવવાની જરૂર નથી, પરંતુ જ્યારે પક્ષકાર તે દસ્તાવેજ પુરાવમાં રજુ કરે તે વખતે તે પક્ષકાર નવી હરકત લેવાને મુખત્યાર છે. કોર્ટની હકુમતની બાહાર જ્યારે શાહેદી લેવાને કમીશન કાહાડવામાં આવેલું હોય ત્યારે તે દસ્તાવેજ જો બીજા દરજ્જાનો પુરાવ દાખલ કરવાને જે પક્ષકાર તે રજુ કરે તે પક્ષકારે અસલ દસ્તાવેજ રજુ કરવાને નોટીસ આપી હતી એવી જરૂર નથી, તેમ તે અસલ રજુ કરવાને ના' કેહેવામાં આવી હતી એવું શાબેત કરવાની પણ જરૂર નથી. ( ઈં. લા. રી. ક. વા. ૯ પાનું ૯૩૯ )

સન ૧૮૩૩ નું ગીરો વગર સ્ટાંપે લખવામાં આવેલું હતું, તેને સન ૧૮૬૬ ના કાયદા ૧૩ મા પ્રમાણે સ્ટાંપની જરૂર છે. પેનલ્ટી આપી તે દસ્તાવેજનો બીજા દરજ્જાનો પુરાવ આપવા માંડયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ( ઈં. લા. રી. મદ્રાસ. વા. ૮ પાનું. ૪૪૦ )

## કલમ ૬૪ મી.

દસ્તાવેજો અવલ પુરાવાથી શાબેત કરવા જોઈએ.

**૬૪. હવે પછી જે પ્રસંગો કહ્યા છે તે શિવાય બીજે પ્રસંગે દસ્તાવેજો અવલ પુરાવાથી શાબેત કરવા જોઇએ.**

**ટીકા**—આ કલમના સબંધમાં કલમ ૯૧ તથા સન ૧૮૮૨ ના આંકટ ૧૪ માની કલમ ૧૪૧ જુઓ. તે કલમ પ્રમાણે બધા દસ્તાવેજો દફતરમાં દાખલ કર્યા પેહેલાં આ કાયદા પ્રમાણે શાબીત થવા જોઇએ અથવા કબુલ થવા જોઇએ.

એક કામમાં ( વીનસેંટ વિ. કોલ, મુડ અને એમ. ૨૫૮ ) લાર્ડ ટેનટરડને કહેલું છે કે, જે લેખી દસ્તાવેજો છે તે હમેશાં તે લેખથીજ શાબેત કરવાના છે: એ નિયમ પ્રમાણે હું હમેશાં ઘણીજ સકતાઇથી ચાલ્યો છું. મારા અનુભવ ઉપરથી મારા જાણવામાં આવેલું છે કે સાક્ષિઓ ગમે તેટલા પ્રમાણીક હોય, પણ દસ્તાવેજના મજકુર બાબત તેમની યાદદાસ્ત ઉપર ભરૂસો રાખવો તે ઘણુંજ ભય ભરેલું છે.

**ફેંસલા**—રામલક્ષ્મી અમાલ વિ. શીવનાથ પીરૂમલ (૧૭ વી. રી. ૫૫૨ ) તથા રામગોપાળરાય વિ. ગોર્ડન સ્ટુઅર્ટ ( ૧૭ વી. રી. ૨૮૫ ) ના કામમાં પ્રીવીકાંઉસીલે ઠરાવ્યું છે કે હિંદુસ્તાનની કોર્ટોમાં પુરાવો દાખલ કરવામાં ખાસ અને બારીક નિયમો બધા કામમાં લાગુ પાડવા એ પસંદ કરવા લાયક નથી, તોપણ પુરાવાના બધા ખરાપણા અને વજનનો જે ખરેખરા ધોરણો ઉપર આધાર છે, તે ધોરણોને તો અનુસરવું જોઇએ. સ્ટ્રોથર વિ. બારના કામમાં લાર્ડગ્લીનફોર્ડે કહેલું છે કે કામમાં સારામાં સારો જે પુરાવ હોય, તે હમેશાં રજુ કરવો જોઈએ. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૪૪ )

દસ્તાવેજી પુરાવ બાબત દસ્તાવેજ ઉપર શાક્ષીઓ કરાવવાનો હિંદુશાસ્ત્ર પ્રમાણે જે નિયમ છે, તે વીલના કામને બરોબર રીતે લાગુ કરવાનો નથી. ( ઈં. લા. રી. મ. વા. ૨ પાનું ૭).

## કલમ ૬૫ મી.

કેવે પ્રસંગે દસ્તાવેજ વિશે દોયમ પુરાવો આપી શકાય છે.

૬૫. કોઇ દસ્તાવેજ છે કિંવા નથી એ વાતનો તથા તે દસ્તાવેજની સ્થિતિનો, તથા તેના મજકુરનો દોયમ પુરાવો નીચે કહેલે પ્રસંગે આપી શકાય છે.

( अ. ) જે સખસની વિરૂદ્ધ દસ્તાવેજ શાબેત કરવાની ઇચ્છા હોય તે સખસના,

કિંવા જે સખસને કોર્ટનો હુકમ પોહોંચી શકતો નહી હોય, કિંવા તે હુકમને તે તાબે ન હોય તે સખસના,

કિંવા તે દસ્તાવેજ હાજર કરવાની જે સખસને કાયદાથી ફરજ હોય તે સખસના,

કબજામાં કિંવા અખત્યારમાં અસલ દસ્તાવેજ છે એવું જ્યારે બતાવવામાં આવે કિંવા એવું માલમ પડે ત્યારે,

તથા જ્યારે કલમ ૬૬ મીમાં કહેલી નોટીસ પોંહોચ્યા પછી દસ્તાવેજ મજકુર હાજર કરવામાં ન આવે ત્યારે, તે પ્રસંગે;

( ब. ) જે સખસ વિરૂદ્ધ દસ્તાવેજ મજકુર શાબેત કરવાનો હોય તે સખસે અસલ છે એ વાત કિંવા તેની સ્થિતિ, કિંવા તેનો મજકુર, લખીતવાર અંગીકાર કરવાનું જ્યારે શાબેત થયું હોય ત્યારે તે પ્રસંગે;

( क. ) જ્યારે અસલ દસ્તાવેજનો નાશ થયો હોય ત્યારે, કિંવા તે ખોવાઈ ગયો હોય ત્યારે, કિંવા તેમાં લખેલા મજકુર વિશે જે પક્ષકાર પુરાવો આપવા માગે છે તે પક્ષકાર તેની પોતાની કસુર કિંવા ગફલતથી ઉત્પન્ન ન થયું હોય એવા બીજા કોઈ કારણને લીધે યોગ્ય વખતમાં તેને હાજર કરી શકતો ન હોય ત્યારે તે પ્રસંગે;

( ड. ) જ્યારે અસલ દસ્તાવેજ સેહેલથી ખશેડી શકાય નહી એવા પ્રકારનો હોય ત્યારે તે પ્રસંગે;

( इ. ) જ્યારે અસલ દસ્તાવેજ કલમ ૭૪ મુજબનો સાર્વજનિક દસ્તાવેજ હોય, તે પ્રસંગે;

( फ. ) જ્યારે અસલ દસ્તાવેજ એવો હોય કે, આ કાયદા મુજબ કિંવા બ્રિટિશ ઇંડિયામાં કોઇ બીજો કાયદો અમલમાં હોય તે મુજબ તેની દાખલાવાળી નકલ પુરાવમાં આપવાની પરવાનગી હોય, ત્યારે તે પ્રસંગ;

( ग. ) જ્યારે અસલ દસ્તાવેજમાં ઘણા હિસાબ તથા

બીજા દસ્તાવેજ હોય અને તેની તપાસણી કોર્ટમાં કરવી સુગમ પડતી ન હોય, તથા સદરહુ સર્વે દસ્તાવેજો મળીને તેનું એકંદર સર્વાળે શું પરિણામ થાય છે એજ હકિકત શાબેત કરવાની હોય, ત્યારે તે પ્રસંગે;

રકમ ( अ. ) ( क. ) તથા ( ड. ) માં કહેલે પ્રસંગે દસ્તાવેજ મજકુરના મજકુરનો હરકોઇ દાયમ પુરાવો લેવા યોગ્ય છે એમ સમજવું.

રકમ ( ब ) માં કહેલે પ્રસંગે રકમ મજકુરમાં કહેલો અંગીકાર લેવા યોગ્ય છે એમ જાણવું.

રકમ ( इ. ) તથા ( फ. ) માં કહેલે પ્રસંગે દસ્તાવેજ મજકુરની દાખલાવાળી નકલ લેવા યોગ્ય છે, પરંતુ કોઇ બીજી જાતનો દાયમ પુરાવો લેવા યોગ્ય નથી.

રકમ ( ग. ) માં કહેલે પ્રસંગે જે સખસે દસ્તાવેજ મજકુર તપાસ્યા હોય, તથા એવા દસ્તાવેજની તપાસણી કરવામાં જે સખસ કુશળ હોય, તે સખસની તપાસણીનું એકંદર સર્વાળે શું પરીણામ થયું છે એ બાબતનો પુરાવો આપી શકાય છે.

**ટીકા**—૧ સામા પક્ષકારના કબજામાં અસલ દસ્તાવેજ હોય તે રજુ કરવાની તેને નોટીસ આપેલી હોય તેમ છતાં તે રજુ કરે નહી તો, તે બાબત ઉપપુરાવ દાખલ થઈ શકે છે. આ નિયમ દિવાની અને ફોજદારી કામોને એકસરખી રીતે લાગુ થાય છે. તોપણ સામા પક્ષકારને તે રજુ કરવાને નોટીસ આપી એટલે બીજા દરજ્જાનો પુરાવ રજુ કરવાને કારણ થતું નથી. તેવો પુરાવ ગુજરતાં પેહેલાં હમેશાં એમ બતાવવું જોઇએ કે અસલ દસ્તાવેજ સામા પક્ષકારના કબજામાં અગર તેના અખત્યારમાં છે. આ નિયમનો હેતુ સારો છે તે તેના ઉપરથીજ જણાઈ આવે છે, કારણ કે તેવો નિયમ કરવામાં ના આવે તો પક્ષકાર જે દસ્તાવેજ કોઈ દીવસ થએલો ના હોય તેવો દસ્તાવેજ થયો હતો એમ કહી તેની નકલ કોર્ટમાં દાખલ કરે. પરંતુ આ બાબતમાં થોડો પુરાવ હોય તો આ અનુમાન ઉત્પન્ન કરવાને બસ પુરાવ છે; હેનરી વિ. લીગ ( ૩ કયામ્પ. ૫૦૨). પુકત પુરાવ કોને કેહેવો એ કોર્ટની ખુશી ઉપર છે. તે પુરાવ એવો હોવો જોઇએ કે જે પક્ષકાર ઉપર નોટીસ બજાવવામાં આવી હોય તેના અગર તેની તરફથી જે દાવો રાખતો હોય તેવા સખસના કબજામાં તે દસ્તાવેજ હોય, માટે જો છેવટ પ્રતીવાદીના કબજામાં તે દસ્તાવેજ જોવામાં આવેલો હોય તો, તે દસ્તાવેજ તે પ્રતીવાદીની પાસે નથી એવું બતાવવાનું કામ તે પ્રતીવાદીનું છે; શાર્પ વિ. લ્યાંબ, (૧૧ એ. અને ઇ. ૮૦૫ ). ફોજદારી કામમાં પણ તેજ નિયમ છે. એક પક્ષકારના કબજામાં અસલ દસ્તાવેજ હોય અને તે રજુ કરવાની તેના ઉપર નોટીસ બજાવવામાં આવે, તે પછીથી તે દસ્તાવેજ પોતાની પાસેથી ખશેડવામાં આવે તો, સદરહુ નોટીસ બજાવવાથી જે અસર થવો જોઈએ તે બંધ પડતો નથી. નાઇટ વિ. માર્ટીન. ( ગોવ. આર. ૧૦૪ ). એક પક્ષકારના સબંધવાળા સખસ એટલે તેના સરાફ, એજંટ, અગર નોકર વિગરેના કબજામાં તે દસ્તાવેજ હોય તો, તે પક્ષકારનાજ કબજામાં છે એમ સમજવું જોઇએ.

૨. જ્યારે તે કોઇ સખસના કબજામાં હોય અને તે કોર્ટના લાગમાં આવે તેવો ના હોય, અગર તેને કોર્ટનો હુકમ પોંહોંચી શકતો ના હોય તે બાબત અસલ સન ૧૮૫૫ ના આકટ ૨, જાની કલમ ૩૬ માં ઠરાવ હતો તે થોડોક વધારવામાં આવેલો છે. તે કલમમાં દસ્તાવેજ કોર્ટના હુકમ નીચે ના હોય એવો ઠરાવ હતો. આ કલમમાં જે સખસના કબજામાં તે હોય તે કોર્ટના લાગમાં અગર હુકમ નીચે ના હોય એવો ઠ-રાવ છે. ક્રિસ્પીન વિ. ડાગલીઓની ( ૩૨ એલ. જે. પી. અને એમ. ૧૦૯ ) ના કામમાં અસલ દસ્તાવેજ પરરાજ્યની કોર્ટમાં દાખલ કરવામાં આવેલો હતો, પછી તે કોર્ટને તે દસ્તાવેજ બાબત અરજી કરવામાં આવતાં તે નિષ્ફળ ગઇ હતી, એવો પુરાવ ગુજા-રવાથી તે બાબત ઉપપુરાવ દાખલ કરવામાં આવેલો હતો. પરંતુ સાધારણ રીતે તે બીજી કોર્ટમાં દાખલ કરવામાં આવેલો હોય તેથી તે રજુ નહી કરવાને પુકત સબબ થતો નથી. શ્રીમતી ગૌરમુની વિ. હરીકીશોર રાય, (૧૦ સધરલાન્ડ સીવીલ રૂલીંગ પાનું ૩૩૮.)

૩. જ્યારે કોઈ સખસને તે રજુ કરવાની કાયદાથી ફરજ હોય, એટલે જ્યારે ત્રીજો સખસ પોતાના લેખી દસ્તાવેજો રજુ કરવાની ના પાડે અગર તેની પાસે એક અસીલના અટર્નિ તરીકે હોય તો, (હારીસ વિ. હિલ, ૩ સ્ટાર્ક, ૧૪૦). તેમજ એક સાક્ષિએ પોતાના ઉપર બનેલી નોટીસ પ્રમાણે નહી ચાલવાને સામી બાજુને દસ્તાવેજ આપી દીધો હોય; ( લીડસ વિ. કુક, ૪ એસ. પાનું ૨૫૬.)

કોઈ દસ્તાવેજ ખોવાયો હોય અગર નાશ થએલો છે એમ કેહેવામાં આવતું હોય તો, તે દસ્તાવેજ એક વખત હતો એ બાબત કેટલોક પુરાવ આપવો જોઇએ. ત્યાર પછી આગ ઈત્યાદીથી નાશ થએલો છે અગર ખોવાએલો છે અગર તેવું અનુમાન થાય છે, એવો પુરાવ આપવો જોઇએ. જેમકે તે નકામો ગણી કાહાડી નાંખવામાં આવ્યો હોય.

અસલ બાબત શો શોધ કરવો તે વિષે આ આકટમાં કાંઈ નથી. માટે તે બાબત થોડા ઠરાવો બતાવવામાં આવે તો તે ઉપયોગી થાય. પ્રથમ તો યોગ્ય અગર સાધારણ રીતે જે જગોએ તે મુકવામાં આવતો હોય તે જગોએ તે શોધવો જોઇએ; તેમાં કેટલી ચંચ-ળાઈ રાખવી જોઇએ તે દરેક કામની હકીકત ઉપર રહેલું છે (બરૂસ્ટર વિ. લેવલ, ૩ બી. અને એ. ૩૦૩ ). પરંતુ વ્યાજબી ચંચળાઈ અને શુદ્ધ અંતઃકરણથી શોધ કરવામાં આવેલો હતો એવું બતાવવું જોઇએ. ( આર વિ. સાફ્રા હીલ. ૨૨ એલ. જે. એમ. સી. ૨૨). જ્યારે એક કરતાં વધારે જગોએ યોગ્ય રીતે તે મુકવાનો સંભવ થતો હોય, ત્યારે તે તમામ જગો શોધવી જોઇએ. જ્યારે દસ્તાવેજ યોગ્ય જગોએથી મળે નહી ત્યારે વધારે શોધ કરવો છોડી દેવો. જ્યારે કાગળ અગત્યનો ના હોય ત્યારે તેનો નાશ થએ-લો છે અગર ખોવાઇ ગએલો છે એવું સેહેજ પુરાવ ઉપરથી અનુમાન થાય છે. અમુક વેહેપાર કરવાનો સરકારના સેક્રટેરીએ એક સખસને પરવાનો આપ્યા બાદ, તે સખસે તે પરવાનો સદરહુ સેક્રટરીને પાછો આપ્યો, પછી તે સેક્રટરીએ સોગન ખાઈ કહ્યું કે આવા પરવાના હું રદી કાગળની ટોપલીમાં નાંખું છું, અને આ પરવાનાની પણ બીજા પરવાના પ્રમાણે મેં વ્યવસ્થા કરેલી છે, અને તે બાબત મેં શોધ કર્યો હતો પણ તે જડયો નહી. તેમાં કોર્ટે ઠરાવ્યું કે તે ખોવાઈ ગએલો છે એ પુક્ત રીતે શાબેત થએલું છે. ( કેન.

સીંગટન વિ. ઈંગ્લીશ, ૮ ઈસ્ટ. ૨૭૮ ). તેમજ એક ટીપ રજુ નહી કરવાનું કારણ બતાવવાની જરૂર પડી હતી, અને તેમાં એમ શાબેત કરવામાં આવેલું હતું કે સાત વર્ષ પેહેલાં તે કરી આપવામાં આવી હતી; અને તે બાબત બીજી ટીપ કરવાથી તે ટીપ નકાગી થવાથી ઘણુંકરીને તે વાદીને પાછી આપવામાં આવી હતી; તેથી વાદીના અટાર્નના કલાર્કે તે વાદીના ઘરમાં શોધી હતી, તે ફક્ત વાદીએ જે જગો બતાવી ત્યાં-હાંજ નહી, પણ જે જે જગોએ તેવા કાગળો હોવાનો સંભવ જણાએલો તેવી તમામ જગોએ તે શોધી હતી, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે ખોવાયાની વાત પુક્ત રીતે શાબેત થએલી છે. ( બરૂસ્ટર વિ. સીવેલ. ૩ બી. અને એલ્ડ. ૨૯૬ ). એક ચેક પારીસ ઉપરનો લેવામાં આવ્યો હતો તે, તે પારીસનો કલાર્ક જે પ્રતીવાદી હતો તેને આપવામાં આવ્યો, બાદ એવું બતાવવામાં આવ્યું કે તેજ દીવશે "પારીસ" ના સરાફેએ તે ચેકનાં નાણું આપ્યાં, અને નાણાં આપનાર કલાર્કને તે ચેક પાછો આપવાનો રીવાજ હતો. તે કલાર્કે એ કામ કરવાના મકાનમાં એક ઓરડો હતો તેમાં તે ચેક અનામત રાખતો હતો, પછી પ્રતીવાદી ચેકનાં નાણાં આપનાર કલાર્ક તરીકે વધારે મુદત નોકરીમાં રહ્યો નહી તેથી તેની જગોએ થનારને પણ બોલાવવામાં આવ્યો નહી હતો. એક શાહેદીએ કહ્યું કે ચેકો તપાસવાની તેણે મને અરજી કરી હતી, અને કેટલાક બંડલો તેમને આપવામાં આવેલાં તે તે સાક્ષીએ તમામ તપાસ્યાં, પણ તેમાં કાંઈ આ ચેક નહી હેતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે ચેકના મજકુરનો ઉપપુરાવ દાખલ કરવા લાયક છે. ( મગાહી વિ. આલસ્ટન, ૨ એમ. અને ડબ્લીઉ. ૨૦૬ ). જે પક્ષકારના કબજામાં અમુક દસ્તાવેજ હોવો જોઇએ, અને તે જો મરણ પામેલો હોય તો તેના વારસ વકીલ કોણ છે તે બાબત તપાસ કરવી જોઇએ. આ શોધ થોડી મુદત ઉપર કરેલો હોવો જોઇએ, એટલે તાજો હોવો જોઇએ એમ જરૂર નથી, સબબ જે કામમાં એક દસ્તાવેજની જરૂર હતી તે કામની તપાસ થતા પેહેલાં ત્રણ વર્ષ ઉપર તેનો શોધ કરવામાં આવેલો એ પુક્ત શોધ છે, એમ ઠરાવવામાં આવ્યું. પણ તાજો શોધ હમેશાં સલાહકાર્ક છે.

એક કામના કાગળો અસલકોર્ટમાંથી અપીલકોર્ટમાં જતાં તે કાગળો ખોવાયા, તેમાં કલકત્તા હાયકોર્ટે ઠરાવ્યું કે આ કાગળો બાબત ઉપપુરાવ લેવામાં આવી શકે છે. ( બનવારીલાલ વિ. જે. ફરલોંગનો મુકરદમો (૮ વી. રી. સીવીલ રૂલીંગને પાને ૩૮ જુઓ.)

પક્ષકાર પોતાની કસુરથી અસલ દસ્તાવેજ રજુ કરવાને અશક્ત થએલો ના હોય, એટલે જેમકે એક દસ્તાવેજ ઈંગ્લાંડમાં અગર બીજા પરરાજ્યના દેશમાં હોય અને તે તપાસ થવા સારૂ વખતસર મેળવી શકાતો ના હોય, તેવે પ્રસંગે અને વખતે આ પ્રમાણે કોઈ પક્ષકારને નોટીસ આપ્યા છતાં તે રજુ કરવાની ના કેહે, પણ તે કાયદેસર રીતે રજુ કરવાને ના કહી શકતો ના હોય તો, તે બાબત ઉપપુરાવ દાખલ થવા લાયક છે.

**ઙ** કલમ ૫૯ મી જોવી. આ બાબતમાં હરકાંઇ ઉપપુરાવ હોય તે લેવા લાયક છે.

**ઈ** કલમ ૭૪ માં જે દસ્તાવેજો બતાવેલા છે, તેમાં દસ્તાવેજો હાપેલાવાળી નકલોથી શાબેત થઈ શકે છે.

**ફ** આ રકમ પ્રમાણે ફક્ત દાખલાવાળી નકલો ઉપપુરાવ તરીકે દાખલ કરવામાં આવે છે.

**ગ** આ રકમમાં જે ઠરાવ છે તે સરકારનો વખત બચાવવાના કારણથી કરવામાં

આવેલો છે. દાખલો કે એક વેહેપારીના ચોપડામાં લાંબો હિસાબ હોય તેમાંથી બાકી નક્કી કરવાની હોય, અને પછી સાક્ષિને તે તમામ તપાસી ગણીને કોર્ટની રૂબરૂ કેહેવાની ફરજ પાડવામાં આવે તો ઘણી હરકત ઉત્પન્ન થાય, અને સાર્વજનિક વખત પણ ઘણો જાય. સબબ તે કોર્ટમાં આવો સોગન ઉપર પરિણામ કેહેતા પેહેલાં સદરહુ રીતે પ્રથમથી કરવાને તેને પરવાનગી આપવામાં આવે છે. માટે તેને હમેશાં ઉલટ તપાસ કરી તપાસી શકાય છે, અને તે હિસાબના ચોપડા કોર્ટમાં બની શકે ત્યાંહાં સુધી સામા પક્ષકારને તથા કોર્ટને જોવા સારૂ રાખવા જોઇએ; માટે એક પક્ષકારના હિસાબના ચોપડા તપાસી શાહેદી એમ કહી શકે છે કે તે પક્ષકાર નાદાર છે. ( મેયર વિરૂદ્ધ. સેફ્ટન, ૨ સ્ટ. આર. ૨૭૪ ), પરંતુ આ પ્રમાણે જે સખસ ચોપડા તપાસે તે તેમાં પ્રવીણ હોવો જોઇએ.

**अ**, **ब** અને **क** માં બતાવેલી બાબતોમાં ઉપપુરાવ દાખલ કરવા લાયક છે. ઉપ પુરાવ દાખલ કરવા બાબત કાંઈ પાબંદી નથી, પણ તેના ગુણમાં ભેદ હોય છે, સબબ તેનો અસર જુદો જુદો થાય છે, અને તે પ્રમાણે તે ઉપર વજન પણ રેહે છે. માટે જો અસલ દસ્તાવેજ ખોવામાં આવેલો હોય, અગર તે બાબત જવાબ દેવાનો હોય, અગર નોટીસ આપ્યા છતાં તે રજુ કરવામાં આવે નહી તો,.તેનો ઉપપુરાવ, દાખલાવાળી નકલ, સોગન ઉપર અગર તપાશેલી નકલ, ખરી નકલ, સામો દસ્તાવેજ, અગર તેના મતલબની યાદદાસ્ત, અગર સારાંશ, યાદશકતી ગમે તેટલી ખામી ભરેલી હોય, અને તે ઉપરથી લખાવવામાં આવે, તોપણ તે એકસરખી રીતે ઉપપુરાવ છે. માટે જે પક્ષકાર અમુક દસ્તાવેજના ઉપપુરાવ તરીકે શાહેદી બોલાવતો હોય, અને તેની પાસે તે દસ્તાવેજની નકલ હોય તેથી તે મુખજુબાનીનો પુરાવ રજુ કરવાને હરકત થતી નથી; તોપણ જે વધારે ખાત્રી લાયક પુરાવ પાછળ રાખી મુકી થોડો ખાત્રી લાયક પુરાવ ગુજારે તો તે ભારે ઠબકાને પાત્ર છે, એમાં કાંઈ શક નથી. જેમ તમામ અસલ પુરાવ હોય તે ગુજાર્યા પછી ઉપપુરાવ લેવાય છે તેમ કાંઈ તમામ ચડતા દરજ્જાનો ઉપપુરાવ ગુજારાય ત્યાર પછી ઉતરતા દરજ્જાનો ઉપપુરાવ ગુજારવામાં આવે, એમ કાંઈ જરૂર નથી. અમુક વખતે તે બાબતમાં પણ હદ રાખવામાં આવી છે. જેમકે કાયદા પ્રમાણે દાખલાવાળી નકલોજ ઉપપુરાવ થાય છે. દાખલાવાળી નકલોજ પુરાવમાં આપી શકાય અને તે બાબતમાં કાંઈ બીજો પુરાવ ના. આપી શકાય, તે શા કારણથી કાયદામાં મનાઈ કરવામાં આવી છે તે ખુલ્લુ નથી. પરંતુ ઇંગ્લાંડમાં તો અસલ અગર કાયદા પ્રમાણે તેને ઠેકાણે પુરાવ શા વાસ્તે રજુ કરી શકાતો નથી તેનો સબબ બતાવવામાં આવે તો, સાધારણ રીતનો ઉપ પુરાવ દાખલ થવા લાયક છે. ( થરસ્ટન વિ. સ્લાટફર્ડ, ૧ સાક. ૨૮૪ ). નિયમમાં આટલી નરમાશ રાખવી તેનો હેતુ સારો છે, કારણ કે તે પ્રમાણે ના. હોય તો હિંદુસ્તાનમાં પક્ષકારોને હરકત થાય.

અહિયાં એટલું બતાવવું જોઈએ કે જ્યારે નકલ ઉપપુરાવ તરીકે પુરાવમાં રજુ કરવામાં આવતી હોય, ત્યારે તે પુરાવમાં લેતાં અવલ તે નકલ સાચી છે એમ બતાવેલું જોઇએ. તે સાચાપણું તે અસલ ઉપરથી નકલ કરનાર અગર મુકાબલ કરનારની સોગન ઉપર શાહેદી થવાથી શાબેત થાય છે, અને વળી તે સખસ તે બાબત ચોકસાઈથી ચા-

લેલા કાગળ પત્રના વ્યવહાર બાબત પણ સોગન ઉપર કહી શકે છે. ( ફીશર વિ. સામુદા ૧ ક્યામ્પ, ૧૯૦ ). ત્રીસ વર્ષ કરતાં વધારે મુદતની જુની નકલ હોય તે સાચી નકલ છે, એમ શાબેત થયા સિવાય પુરાવમાં દાખલ કરવામાં આવેલી છે. ( પ્રાઇસ વિ. વુડહાઉસ, ૩ એકસચેકર ૬૧૬ ). એક સખસના કલાર્કે બીજા ઉપર પત્ર લખી તેની નકલ લેટરબુકમાં ફાઇલ કરી રાખી હતી, બાદ તે કલાર્ક મરી ગએલો હતો. પરંતુ એમ શાબેત કરવામાં આવ્યું હતું કે હમેશાંની કામ ચલાવવાની રીતીમાં તે કલાર્કનો શેઠ જે જે કાગળ લખતો હતો તેની નકલો તે કલાર્ક કરતો હતો તેથી સદરહુ કાગળની નકલ સાચી છે એમ અનુમાન કરવામાં આવ્યું હતું. (પ્રિટ વિ. ફેરકલાગ, ૩ ક્યામ્પ. ૩૦૫). નકલ કરવાના યંત્રથી એક પત્રની નકલ કરવામાં આવી હોય તો, તે નકલજ છે, અને તે સાચી છે એમ અનુમાન થાય છે; (નાદીમ વિ. મરે, ૩ ક્યામ્પ. ૨૨૮); અને તેવી નકલનો કબુલત તરીકે ઉપયોગ થઈ શકે છે. જ્યારે એક દસ્તાવેજના બે ભાગ હોય અને તેમાં એક ભાગ સ્ટાંપ ઉપર લખેલો હોય અને બીજા ભાગ ઉપર સ્ટાંપ ના હોય, પણ તે બેઉ એક વખતે લખી આપવામાં આવેલા છે, એમ શાબેત થાય તો, જે ભાગ વગરસ્ટાંપનો હોય તે સોગન ઉપર બરોબર છે એમ કેહેવામાં આવતાં સ્ટાંપવાળા ભાગના મજકુરનો તે ઉપપુરાવ છે, એમ ગણી તે દાખલ કરવા લાયક છે. ( વાલર વિ. હાર્સફાલ, ૧ ક્યામ્પ. ૫૦૧ ). જ્યારે અસલ દસ્તાવેજ ઉપર શાહેદી કરવામાં આવેલી હોય ત્યારે તેની નકલ તે શાહેદી કરનાર શક્ષિને બોલાવ્યા સિવાય પુરાવમાં દાખલ થઈ શકે છે. તેમ એક દસ્તાવેજ પ્રતિવાદીના કબજામાં છે એવું વાદી કામની તપાસ વખતે શાબેત કરે, અને તે રજુ કરવા વાદીએ પ્રતીવાદીને નોટીસ આપેલી હોય, તેમ છતાં પ્રતીવાદી તે દસ્તાવેજ રજુ કરે નહી તો, તે બાબત વાદી મુખજુબાનીનો પુરાવ ગુજારી શકે છે. પછી તે દસ્તાવેજ ઉપરના શાહેદીને બોલાવવામાં આવેલો ના હોય અને તે શાહેદી કોણ છે તે વાદીના જાણવામાં હોય, અને કોર્ટમાં હાજર હોય તોપણ તેની ચિંતા નહી. ( કુક વિ. ટ્રાન્સવેલ, ૮ ટાન્ટ ૪૫૦ )

મી૦ ટેલરે પોતાના ગ્રંથની કલમ ૪૨૦ માં કહેલું છે કે "જે દસ્તાવેજ ખોવાએલો હોય તેનો મજકુર તે દસ્તાવેજની નકલ ખરી છે એવું શાબેત થાય નહી ત્યાંહાં સુધી તે નકલથી શાબેત થઇ શકતો નથી; અને જો એક મુકરદમાના પક્ષકારે એક કાગળ જે તેણે સામા પક્ષકાર તરફ મોકલેલો હોય તેની નકલ તે મોકલનાર પક્ષકારે પોતે કરેલી હોય અને તે રજુ કરવાની નોટીસ આપી હોય, તેમ છતાં જ્યાંહાં સુધી તે નકલ કરનાર પક્ષકાર અગર તે મુકાબલ કરનાર બીજો કોઈ શાહેદી તેના સાચાપણા બાબત સોગન ઉપર કેહે નહી, ત્યાંહાં સુધી તે પુરાવમાં લેઈ શકાતી નથી. તેમજ કોઈ દસ્તાવેજની નકલની નકલ રજુ કરી તે દસ્તાવેજ શાબેત થઈ શકતો નથી, કારણ કે તેવો પુરાવ જે સબબથી કર્ણાપકર્ણી પુરાવ દાખલ કરવા લાયક થતો નથી, તેજ સબબથી નામંજુર કરવામાં આવે છે. સામાવાળાનો એવી હરકત લેવાનો હક્ક છે કે જે નકલ ઉપરથી બીજી નકલ કરવામાં આવી, તે પેહેલી નકલ બીજી નકલ સાથે મળે છે એમ ધારીએ, તોપણ પેહેલી નકલ રજુ થવી જોઈએ, અને તે અસલ સાથે મુકાબલ કરેલી હતી એમ શાબેત થવું જોઇએ. નહીતો તે બીજી નકલ અને

અસલ દસ્તાવેજ એકજ છે એમ બતાવવાને કાંઈ પણ નથી, કારણ કે તેવો પુરાવ તો એક પડછાયાનો પડછાયો હોય તેવો છે. (નાર્ટનસાહેબની ટીકા પાનું. ૨૪૮, ૨૪૯)

મી૦ ટેલરના ગ્રંથની કલમ ૩૯૯ અને ૪૦૧ ઉપરથી માલુમ પડે છે કે આ બાબતમાં શોધ કેટલે દરજ્જે કરવો તેનો ઘણો આધાર દરેક કામના પ્રકાર ઉપર છે, પરંતુ ઘણુંકરીને એમ આશા રાખવામાં આવે છે કે પક્ષકાર શુદ્ધ અંતઃકર્ણથી શોધ કરવાનાં સાધનો અને બાતની મેળવવા વ્યાજબી મેહેનત કરી ચુકેલો છે એવું તેણે બતાવવું જોઈએ; તે બતાવવામાં એમ બતાવવું જોઈએ કે તે સાધનો અને બાતમીની સ્વભાવિક રીતે સુચના યોગ અને હાથ લાગે તેવી મેહેનત તે મેળવવાને કરવામાં આવી હતી. જો કોઈ સરકારી કચેરીમાં કોઈ દસ્તાવેજ અનામત મુકવાનો હોય તે જગો શોધવામાં આવે તો, ઘણુંકરીને તે બસ ગૈણવામાં આવે છે, અને જે સખસનું તે દસ્તાવેજ ત્યાંહાં મુકવાનું કામ હોય અગર જે સખસ તે દસ્તાવેજનો ત્યાંહાં ઉપયોગ કરી શકતો હોય, તેને બોલાવવાની જરૂર પણ નથી. પણ નાશ થયો, અગર ખોવાયો અને તે બાબત યોગ્ય શોધ કરવામાં આવ્યો હતો, એ બાબતનો સ્પષ્ટ પુરાવ હોવો જોઇએ. એક મુકદમામાં વાદીએ એવું કહ્યું હતું કે અમુક દસ્તાવેજનો થોડો ભાગ ઉંદરોએ નાશ કરયો છે, અને તે દસ્તાવેજના કકડાની સાથે રજીષ્ટર થએલી નકલ પુરાવમાં રજુ કરવામાં આવી, પરંતુ આ પ્રમાણે હકિકત બની હતી તેનો પુરાવ આપવામાં આવ્યો નહી, તેથી પ્રિવિકૌંસિલે આ બાબત ઉપપુરાવ નામંજુર કર્યો.

મી૦ ટેલર પોતાના ગ્રંથની કલમ ૪૦૫ માં કેહે છે કે જો એક દસ્તાવેજ દુપલીકેટ અગર ત્રીપલીકેટ ( બેવડો અગર ત્રેવડો ) કરવામાં આવ્યો હોય તો, તે તમામ ભાગ ખોવાયા છે, એવો પુરાવ, તે બાબત ઉપપુરાવ દાખલ કરવાના કારણસર ગુજારવો જોઇએ; અને તમામ કામમાં તેવો પુરાવ દાખલ થવા લાયક થતાં પેહેલાં એમ બતાવવું જોઈએ કે અસલ દસ્તાવેજ યોગ્ય રીતે લખી આપવામાં આવેલો છે, અને તે બીજી રીતે પણ ખરો છે. માટે જો દસ્તાવેજ એવા પ્રકારનો હોય કે તે ઉપર શાક્ષિ હોવી જોઇએ તો, તે શાક્ષિ જો જાણવામાં હોય તો તેને બોલાવવોજ જોઇએ, અગર જો તે મરણ પામેલો હોય તો જાણે દસ્તાવેજ રજુ કરવામાં આવે અને તે મરનારના હરફ શાબેત કરવાને કોઈ સખસને બોલાવવામાં આવે, તે પ્રમાણે તેના હરફ શાબેત થવા જોઇએ. પણ જો તે દસ્તાવેજ ઉપર શાહેદી કરનાર સખસ કોણ હતું તે જાણવામાં ના હોય તો, શાબેતી બાબત સદરહુ સખતાઈ જરૂરના કારણથી છોડી દેવી. જો વિરૂદ્ધ પુરાવ ના હોય તો તે દસ્તાવેજ ઉપર યોગ્ય સ્ટાંપ હતો એમ કોર્ટ અનુમાન કરે છે.

વળી મુદતના ( સન ૧૮૭૭ ના આકટ ૧૫ મા ) ની કલમ ૧૯ મીમાં ઠરાવવામાં આવ્યું છે કે જ્યારે લખત કબુલત બાબતનું હોય, અને તે ઉપર તારીખ નાંખેલી ના હોય તો, તે ઉપર સહી ક્યારે કરવામાં આવી તે વીશે મુખજુબાનીનો પુરાવ આપી શકાય છે, પણ તે લખતના મજકુરનો કાંઈ મુખજુબાનીનો પુરાવ લેવામાં આવશે નહી.

માટે આવું લખત ખોવાય અગર તેનો નાશ થાય તો, તે બાબત પુરાવમાં લેવામાં આવશે નહી ( આ કલમની રકમ ક જોવી. ) ( કનિંગહામ સાહેબની ટીકાનું પાનું. ૮૦, ૮૧)

**ફેંસલા**—પુરાવ આકટની કલમ ૭૪ ના અર્થ પ્રમાણે બોર્ડ ઓફ ટ્રેડસનું સર્ટિફીકેટ કાંઈ સાર્વજનિક દસ્તાવેજ નથી. તે આકટની કલમ ૬૫ ની રકમ ફ તથા તેજ કલમ-

ની રકમ અ અગર ક માં જે કામનો સમાસ થાય, તેમાં બીજા દરજાનો પુરાવ દાખલ થવા લાયક છે. (ઈ. લા. રી. ક. વા. ૫ પાનુ. ૫૬૮).

એક વાદીનું ખત બીજા દસ્તાવેજોની સાથે બળી ગયું, તેથી તેણે પોતાના ગુમાસ્તા પાસે પોતાના લેહેણાનાં ખતો કોણે લખી આપ્યાં, અને કેટલાના લખી આપેલાં વિગરે મતલબનું રજીસ્ટર રખાવેલું તે પુરાવમાં ગુજારવા માંડયું. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ રજીસ્ટર કાંઈ બીજા દરજ્જાનો પુરાવ નથી, પણ સાક્ષી પોતાની યાદદારત તાજી કરવાને જોઈ શકે છે. (ઇ. લા. રી. ક. વા. ૫ પાનું ૩૫૩.)

સન ૧૮૭૦ માં વાદીઓએ પ્રતીવાદીઓની જગોએ પ્રથમ થઈ ગએલાં તેમની પાસેથી અમુક જમીન ગીરોથી છોડાવવાને દાવો કર્યો. આ દાવો કાહાડી નાંખવામાં આવ્યો, એવા કારણથી કે વાદીનો ગીરોથી છોડાવવાનો હક્ક એક હુકમનામાની બજાવણીમાં અ, બ ને વેચાણ આપવામાં આવ્યો છે. વાદીઓએ અ, બ પાસેથી તે ગીરોથી છોડાવવાનો હક્ક ફરીથી ખરીદ કરી પ્રતીવાદીના કબજામાંથી જમીન ગીરોમાંથી છોડાવવાને બીજો દાવો કર્યો. ઠરાવવામાં આવ્યું કે આ કામમાં જે સખસની કબુલત છે તેની દાવાવાળી જમીન સબંધીમાં સ્થીતી શાબેત કરવાની જરૂર છે, તે કબુલતો અસલ પુરાવ છે. અને બીજા દરજ્જાનો પુરાવ નથી. પછી તે સખસ હયાત હોય અને તેને સાક્ષી તરીકે બોલાવવામાં આવેલો હોય તેની ચીંતા નહી. (ઈ. લા. રી. મદ્રાસ. વા. ૫ પાનું ૨૩૯)

એક તાલુકાનો માલેકપણાનો હક્ક વેચવામાં આવ્યો, તેમાં તે જમીનનો એક ભાગ ધરાણે રાખવામાં આવ્યો હતો, એવી શરતની સાથે કે તે કોરાણે રાખેલા ભાગ સબંધી તે વેચાણ આપનારને મેહેસુલ ભરવું પડે તો, તેમનું નુકશાન ખરીદદારે ભરી આપવું. પછી બેઉ તરફથી અસાઇનમેંટ કરવામાં આવ્યાં. અને વાદીએ વેચનારની તરફથી મળેલા હક્કથી દાવો રાખ્યો, અને પ્રતીવાદીઓ કે જેમને ખરીદદાર તરફથી હક્ક મળેલો તેમના ઉપર સદરહુ જવાબદારીનો અમલ કરવાને દાવો કર્યો. વાદીએ કહ્યું છે ખરૂ, પણ અસલ પક્ષકારની વચ્ચે ઇકરારનામાથી આ ગોઠવણ કબુલ કરવામાં આવેલી તે રજુ કરેલું નથી. એક કામમાં ફેંસલો થએલો તેમાં ઇકરાર શાબેત થએલો તે તે ફેંસલાનો ફક્ત પુરાવ છે. વાદીનો દાવો નિષ્ફળ ગયો, કારણ કે હવે પછી મેહેસુલ ઠરાવવામાં આવે તે સબંધી આ જવાબદારી છે, એવું તેમાં શાબેત થએલું નથી. તેમ તેમાં એમ પણ શાબેત થએલું નથી કે ગમે તે કારણથી તે જમીનનો કબજો બીજાને મળે, પણ તેની સાથે તે કરાર પણ જાય. જે કામમાં તે ફેંસલો આપવામાં આવેલો છે તેમાં તે ઈકિરારનામું રજુ કરવામાં આવ્યું નથી. તેથી અસલકોર્ટે તે દસ્તાવેજનો ઉપપુરાવ દાખલ કર્યો નહી. અપીલમાં તે દસ્તાવેજ તપાસવાને આપવા માંડયો, પણ અપીલકોર્ટે તે બાબત ના કહી, તેથી બીજા દરજાનો પુરાવ દાખલ કરવામાં આવ્યો. આ અપીલમાં તે બીજા દરજ્જાનો પુરાવ દાખલ કરવાની પરવાનગી આપવામાં આવી તે ભુલ છે, તે બતાવવામાં આવ્યું, કારણ કે તે અસલ દસ્તાવેજ વાદીના કબજામાં છતાં કોર્ટે તે જોયો નથી, એ બરોબર નથી. (ઈ. લા. રી. અલ્હાબાદ વા. ૪. પાનું ૪૦૬)

જે અસલ દસ્તાવેજના દાખલાવાળી નકલ કાયદા પ્રમાણે બીજા દરજ્જાના પુરાવમાં દાખલ કરવા લાયક આ કલમ પ્રમાણે છે, તે નિયમ જ્યારે અસલ દસ્તાવેજ ગુમ

થયો હોય અગર નાશ થએલો હોય તે બાબતમાં લાગુ થતો નથી. (ઈ. લા. રી. મદ્રાસ. વા. ૬ પાનું ૮૦).

ઇંગ્લાંડમાં જે પ્રમાણુશાસ્ત્ર દસ્તાવેજોની બાબતમાં ઘણે દરજ્જે ચાલુ છે, તેથી હિંદુસ્તાનના કાયદામાં પ્રથમ એવી શરત ઠરાવવામાં આવી છે કે, જે અસલ દસ્તાવેજ રજુ કરવામાં આવેલો ના હોય તે દસ્તાવેજ શા કારણથી રજુ કરવામાં આવેલો નથી તેનો ખુલાસો કરવો, અને પછી તે દસ્તાવેજના મજકુરનો બીજા દરજ્જાનો પુરાવ આપવો. (ઈ. લા. રી. કલકત્તા. વા. ૬ પાનું ૭૨૦)

એક લેહેણાના ખરીદદારે દાવો કરેલો તેમાં તે વાદીએ કહ્યું કે સન ૧૮૭૩ માં **अ** એ **ब** ને રૂ ૧૦૦૦ ) નું ખત લખી આપ્યું છે. પછી તે **ब** ઉપરના હુકમનામાની બજાવણીમાં થએલા લીલામમાંથી **ब** નો તે હક્ક મેં ખરીદ કર્યો છે. વાદીએ ખતની રૂઈએ **अ** ઉપર દાવો કર્યો, અને **ब** ને પક્ષકાર કર્યો. તપાસમાં **अ** એ તે ખત લખી આપ્યાની વાત ઈનકાર કરી, પણ તે વાદીએ રજુ કરેલું નહી. વાદીએ તો **ब** ઉપર તે રજુ કરવાની નોટીસ બજાવેલી હતી. તેથી તેના મંજકુરનો બીજા દરજ્જાનો પુરાવ આપવા માંડયો. **ब** ની તપાસ સાહેદ તરીકે કરવામાં આવી. પરંતુ તે ખત ગુમ થયાનો અગર નાશ થયાનો પુરાવ ગુજારવામાં આવ્યો નહી. તેમાં ઠરાવવામાં આવ્યું કે બીજા દરજ્જાનો પુરાવ દાખલ કરવા લાયક નથી. (ઈ. લા. રી. કલકતા. વા. ૭ પાનું. ૯૮)

• આ કલમમાં જે બાબતો બતાવેલી છે તેમાંની એક અગર બીજીમાં સમાસ થાય એ પ્રમાણે પ્રથમ અસલ દસ્તાવેજ રજુ નહી કર્યા બાબત ખાત્રી કર્યા સિવાય તે દસ્તાવેજના મજકુરનો બીજા દરજ્જાનો પુરાવ દાખલ થઈ શકતો નથી. ( ઈ. લા. રી. ક. વા. ૧૪ પાનું. ૪૮૬ )

માપીલા આકટ ( મદ્રાસના સન ૧૮૫૯ ના ૨૦ મા) ના ઠરાવ પ્રમાણે ચાલતાં માપીલા તોફાન કર્યા સબંધી અંદેશો પડ્યાથી **ब** ને પકડવામાં આવેલો, તે **ब** એ કહેલી હકીકત મલબારના ડીપુટી માજીસ્ટ્રેટે કબુલત તરીકે લખી લીધી. આ હકીકત 'માલાયામ' માં આપવામાં આવી હતી. તે ઈંગ્રેજીમાં હકીકતના રૂપમાં લખી લેઇ તે ઉપર ફક્ત માજીસ્ટ્રેટે સહી કરી હતી. ત્યાર પછી થોડી મુદતે તેજ માજીસ્ટ્રેટ ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા પ્રમાણે ચાલતાં કાંઇ પણ પુરાવ **ब** વિરૂદ્ધ લેતા પેહેલાં, આ હકીકત કે જે તેને વાંચી બતાવી તેનો તરજુમો કરી બતાવેલો હતો. તે બાબતમાં **ब** ને તપાસ્યો. સ્વાલોના જવાબમાં **ब** એ કબુલ કર્યું કે તે કબુલત મેં ખુશીથી કરેલી હતી. આ તપાસ ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૩૬૪ પ્રમાણે લખી લેવામાં આવી હતી. બીજો પુરાવ લીધા પછી **ब** એ પોતાની હકીકત ખેંચી લીધી, તેથી **ब** ને તેનીજ લખી લીધેલી હકીકત અને તપાસ ઉપરથી સેશન કમીટ કરવામાં આવ્યો, અને ત્યાં તેની તપાસ થઈ તેને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો. ડીપુટી માજીસ્ટ્રેટને શાક્ષી તરીકે તપાસવામાં આવ્યા. તેમાં તેમણે કહ્યું કે **ब** એ જે હકીકત કહેલી તે મેં લખી લીધી છે, ને તે તેણે ખુશાથી કહી હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે **ब** એ ડીપુટી માજીસ્ટ્રેટ સાહેબની રૂબરૂ કહેલી હકીકત લખી લેવામાં આવી છે તે **ब** વિરૂદ્ધ પુરાવમાં દાખલ કરવા લાયક નથી. ( ઈ. લા. રી. મ. વા. ૫ પાનું. ૨૨૪ )

## કલમ ૬૬ મી.

દસ્તાવેજ હાજર કરવા બાબતની નોટીસ વિશેના નિયમો.

૬૬. કલમ ૬૫ ની રકમ (अ) માં બોધ કરેલા દસ્તાવેજોના મજકુરનો દોયમ પુરાવો આપવા જે પક્ષકાર માગતો હોય તે પક્ષકાર દસ્તાવેજ મજકુર હાજર કરવાની કાયદામાં ફરમાવ્યા મુજબની નોટીસ અથવા કાયદામાં કાંઈ નોટીસ ફરમાવી ન હોય તો તે કામની કેફીયત ઉપરથી કોર્ટને યોગ્ય જણાય એવી નોટીસ, જે સખસના કબજામાં કિંવા અખત્યારમાં તે દસ્તાવેજ હોય તે સખસને, કિંવા તેના મુખત્યારને કિંવા વકીલને પેસ્તરથી ન આપી હોય, તો સદરહુ મુજબનો દોયમ પુરાવો આપવો નહી.

પરંતુ નિચે લખેલા કામો પઈકી કોઇ પણ કામમાં કિંવા જે બીજા કામમાં એવી નોટીસ આપવાની જરૂર નથી એવું કોર્ટને લાગે તેવા કામમાં દોયમ પુરાવો લેવાઇ શકાય એટલા સારૂં સદરહુ પ્રમાણેની નોટીસ આપવાની જરૂર નથી; તે કામો નીચે મુજબ,—

(૧.) જે દસ્તાવેજ શાબેત કરવાનો હોય તે દસ્તાવેજ જાતે નોટીસ હોય તે કામમાં;

(૨.) જે કામમાં પોતાને દસ્તાવેજ મજકુર હાજર કરવાનું કેહેવામાં આવશે એમ તે કામના પ્રકાર ઉપરથી સામા પક્ષકારને માલમ પડવુંજ જોઇએ તેવા કામમાં.

(૩.) અસલ દસ્તાવેજનો કબજો સામા પક્ષકારે દગલબાજીથી કિંવા જબરાઈથી મેળવ્યો છે, એવું દેખાય કિંવા શાબેત થાય તે કામમાં,

(૪.) જ્યારે અસલ દસ્તાવેજ મજકુર સામા પક્ષકારની કિંવા તેના મુખત્યારની પાસે કોર્ટમાં હોય ત્યારે તે કામમાં;

(૫.) દસ્તાવેજ ખોવાઈ ગયો છે એવું સામાવાળાએ કિંવા તેના મુખત્યારે અંગીકાર કર્યું હોય તે કામમાં;

(૬.) જે સખસને કોર્ટનો હુકમ પોહોંચી શકતો નથી કિંવા તે હુકમને તે તાબે નથી, તે સખસના કબજામાં દસ્તાવેજ મજકુર હોય તે કામમાં.

**ટીકા**—દસ્તાવેજ રજુ કરવા કિંવા તેનું ખરાપણું કબુલ કરવા દિવાની કાયદા (સન ૧૮૮૨ ના આકટ ૧૪ મા) ની કલમ ૧૨૮, ૧૩૧, ૧૩૨, ૧૩૩, મુજબ એક પક્ષકાર બીજાને નોટીસ આપી શકે છે, અને તેનું ખરાપણું તે માણસ કબુલ ના કરે તો, પછી તે દસ્તાવેજ શાબીત કરવાથી જે કાંઈ ખર્ચ થાય તેના બોજામાં આવી પડે છે.

કાંઈ દસ્તાવેજ પ્રતીવાદીના કબજામાં હોય તે રજુ કરવાને દિવાની કાયદાની કલમ ૭૦ મુજબ વાદી સમન કઢાવી શકે છે, તેમજ બીજા માણસની પાસે કાંઇ દસ્તાવેજ હોય તેની બાબતમાં તેજ કાયદાની કલમ ૧૫૯ મુજબ સમન્સ કઢાવી શકાય છે. ફોજદારી કામમાં કાંઇ દસ્તાવેજ રજુ કરવા સબંધી ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૯૪ માં નિયમો આપેલા છે. આ પ્રમાણે જ્યારે દસ્તાવેજ રજુ કરવા કાંઈ સમન અગર હુકમ હોય છતાં તે રજુ ના કરે તો, પીનલકોડની કલમ ૧૭૫ મુજબ તેના ઉપર ફોજદારી કામ ચાલી શકે છે.

કલમ ૬૫ ની રકમ अ માં કહેલા ત્રણ પ્રસંગે નોટીસ આપવાની જરૂર છે. ધારાસર નોટીસ આપ્યા છતાં દસ્તાવેજ રજુ ન કરે તો, ઉપપુરાવ આપવાનો સામાન્ય હક્ક મળે છે.

જ્યારે કાયદામાં નોટીસ બાબત ઠરાવ ના હોય ત્યારે કોર્ટને વ્યાજબી લાગે તેવી નોટીસ આપવી. ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદામાં દસ્તાવેજ રજુ કરવા બાબત કાંઈ પણ ઠરાવ નથી; માટે જો કોઇ ફોજદારી કામની તપાસ ચાલતાં કોર્ટને કોઈ દસ્તાવેજની જરૂર પડે તો, કોર્ટને વ્યાજબી લાગે તેવી નોટીસ તે કોર્ટ આપી શકે છે. પણ ફોજદારી કામમાં દસ્તાવેજની જરૂર કવચીતજ પડે છે. માટે નોટીસ આપવાની પણ કવચીતજ જરૂર પડે છે. તોપણ નોટીસના મજકુર, દસ્તાવેજનું વર્ણન, જે પક્ષકાર ઉપર તે બજાવવાની હોય તે પક્ષકાર, વખત, જગો અને કેવી રીતે બજાવી તે ઉપર ન્યાયાધિશે લક્ષ આપવું જોઇએ. ફોજદારી કામમાં ઉપપુરાવ રજુ કરવાના નિયમ દિવાની કામમાં જે નિયમ છે તેના તેજ છે, સબબ ફોજદારી કામમાં પણ જ્યારે અસલ દસ્તાવેજ સામા પક્ષકાર પાસે છે એમ કેહેવામાં આવે, ત્યારે નોટીસ આપવાની તેવીજ જરૂર છે. બીજી રીતે નોટીસ આપવાનો ઠરાવ ના હોય તો, મુખજુબાનીથી પણ આપી શકાય; પણ હમેશાં લખેલી આપવી એ વધારે સારૂ છે; જો (સ્મીથ વિ. યંગ ૧ ક્યામ્પ. ૪૪૦). એક પક્ષકાર અમુક દસ્તાવેજ રજુ કરવાની ના કેહે તો તે હકિકત તે પક્ષકાર વિરૂદ્ધ જતી નથી; પણ તેથી સામા પક્ષકારને તે દસ્તાવેજ બાબત ઉપપુરાવ ગુજારવાનો હક્ક થાય છે, ( કુપર વિ. ગીબ્સ, ૩ કયામ્પ. ૩૬૩ ); તોપણ તે રજુ કરવાને જે પક્ષકાર ના કેહે તે કોર્ટને અવલોકન કરવાનું છે. તેમજ નોટીસ આપનાર પક્ષકાર નોટીસવાળો દસ્તાવેજ રજુ કર્યા છતાં તેનો ઉપયોગ કરે નહી તો, તેથી કાંઈ સામા પક્ષકારને પુરાવ થતો નથી, (શેયર વિ. કીચન ૧ એસ્પ. ૨૧૦); પણ કોર્ટને તે બાબત અવલોકન કરવાનું છે. બીજી રીતે જ્યારે દસ્તાવેજ મંગાવનાર પક્ષકાર દસ્તાવેજનો ઉપયોગ કરે અગર તે તપાસે તો સામા પક્ષકારને તે પુરાવ થાય છે. ( વીલસન વિ. બોવી ૧ સી. અને પી. ૧૦ ). એક દસ્તાવેજ રજુ કરવાની નોટીસ આપવામાં આવે અને તે રજુ કરવાને ના કેહેવામાં ના આવે તો, તે નોટીસ આપનાર પક્ષકાર તે દસ્તાવેજના મજકુર બાબત સાક્ષિને ઉલટ સ્વાલ કરી તપાશી શકતો નથી. જો તે પક્ષકાર અમુક દસ્તાવેજ રૂજુ કરવાને ના કેહે તો, પછી તે પક્ષકાર તે દસ્તાવેજ બાબતનો ઉપપુરાવને ઉલટાવવાને તે દસ્તાવેજ રજુ કરી શકતો નથી; અગર તે દસ્તાવેજ ઉપર જે સાક્ષિઓએ શાહેદી કરેલી છે તેમને બોલાવવા જોઇએ, એવું બતાવવાને અગર સાક્ષિની યાદદાસ્ત તાજી

કરવાને પણ તે રજુ કરી શકતો નથી. તે રજુ કરવાને ના કેહેનાર પક્ષકાર તો સામી બાજુ તરફથી કાયદેસર અને ખાત્રી લાયક જે પુરાવ ગુજારવામાં આવે તેથી બંધાએલો છે.

મી૦ ટેલરસાહેબે કહેલું છે કે ખત, બીલ આફ એકસચેંજ, અગર બીજા લખતનો ખોટી રીતે ઉપયોગ કર્યાના દાવામાં અગર અમુક દસ્તાવેજ ચોર્યા બાબત ફરિયાદ માંડેલી હોય તેમાં પ્રતીવાદી તે દસ્તાવેજ રજુ કરતો હોય, તોપણ વાદીનો અગર સરકારનો કાનસલ તે બાબત ઉપપુરાવ ગુજારી શકે છે; અને આ અપવાદ કરારની રૂઈએ અમુક લેખી દસ્તાવેજ નહી આપવા બાબત દાવો કરવામાં આવેલો હોય તેમાં અને કપટ ભરેલા કાગળપત્રના વ્યવહાર બાબતના તોહમતના કામમાં કબુલ કરવામાં આવે છે, પરંતુ જુઠા દસ્તાવેજના કામમાં તે લાગુ થતો નથી, એમ ઠરાવવામાં આવેલું છે. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૫૧, ૨૫૨ ).

## કલમ ૬૭ મી.

હાજર કરેલા દસ્તાવેજ ઉપર અમુક માણસે સહી કરીછે, કિંવા તે તેણે લખ્યો છે એવું કેહેવામાં આવે ત્યારે તેની સહીની તથા અક્ષરની શાબેતીથવીજોઈએ.

**૬૭. કોઇ દસ્તાવેજ ઉપર કોઇ સખસે સહી કરી છે, કિંવા તે સઘળો કિંવા તેનો કાંઇ ભાગ સખસ મજકુરે લખ્યો છે એવું કેહેવામાં આવતું હોય, તો તે સહી તે સખસના હાથની છે એવું, અથવા દસ્તાવેજ મજકુરનો જેટલો ભાગ માણસ મજકુરના હાથનો છે એમ કેહેવામાં આવતુ હોય તેટલા ભાગનું લખાણ તે સખસના હાથનું છે એવું શાબેત થવું જોઇએ.**

**ટીકા**—અક્ષર કેવી રીતે શાબેત કરવા તે વિશે કલમ ૪૫, ૪૭ ઉપરની ટીકા જુઓ. દસ્તાવેજમાં ફેરફાર વિશે કલમ ૬૨ ઉપરની ટીકા જુઓ.

મી૦ કર્નીગહામસાહેબ કેહે છે કે આ કલમથી કાંઇ દસ્તાવેજ બીજી રીતે શાબીત કરવા અટકાવ થતો નથી, જેમકે લખીતવાર કબુલત.

દસ્તાવેજ કરી આપ્યાની વાત કરી આપનાર પક્ષકાર કબુલ કરે તો, પછી અક્ષર શાબીત કરવાની જરૂર નથી. જુઓ કલમ ૫૮, ૭૦ અને ૭૨.

**ફેંસલો**—નીલકંઠો પંડીત વિ. જગબંધુ ઘોસ ( ૧૨ બં. લા. રી. પાનું ૧૮, ૧૯) ના કામમાં કાજી આગળ દસ્તાવેજ લખનારે તથા શાક્ષીએ એ દસ્તાવેજ થવા વિશે લખાવેલી હકીકત રજુ કરી તકરારી દસ્તાવેજ શાબીત કરવા પરવાનગી આપવામાં આવી હતી. તેમાં એમ તકરાર લેવામાં આવી હતી કે અક્ષર વિશે સહી કરનારનો પ્રતક્ષ પુરાવો જોઈએ, પણ આ કલમમાં સ્પષ્ટ રીતે તેમ કહ્યું નથી, તેમ કાયદો બાંધનારી સભાનો તેવો ઈરાદો હોય એમ પણ મને જણાતું નથી.

## કલમ ૬૮ મી.

દસ્તાવેજ ઉપર કાયદા પ્રમાણે સાક્ષિ

**૬૮. કોઈ દસ્તાવેજ ઉપર કાયદા પ્રમાણે સાક્ષિ થવી જરૂર હોય, અને દસ્તાવેજ મજકુર ઉપરનો કોઈ સાક્ષિ કર-**

હોવી જરૂર હોય તો તે થયાની શાબેતી બાબત.

**નાર સખસ હયાત હોય, તથા કોર્ટના અમલમાં હોય, તથા પુરાવો આપવાને શકત હોય, તો દસ્તાવેજ મજકુર થયાની વાત શાબેત કરવા સારૂ ઓછામાં ઓછો એક શાહેદ પણ બોલાવ્યા શિવાય તે દસ્તાવેજ પુરાવા દાખલ વાપરવો નહી.**

**ટીકા**—જ્યારે દસ્તાવેજ પુરાવમાં ગુજારવામાં આવે ત્યારે પેહેલો વિચાર એટલો કરવાનો છે કે, તે ઉપર કાયદા પ્રમાણે સાક્ષિ થએલી હોવાની જરૂર છે, તેવો તે દસ્તાવેજ છે કિંવા નહી. ઈંગલાંડમાં આવા દસ્તાવેજો ઘણા હોય છે. પરંતુ હિંદુસ્તાનમાં તો થોડાજ છે. હિંદુસ્તાનમાં તો વીલ" નો દાખલો આપી શકાય છે. સન ૧૮૬૫ ના આક્ટ ૧૦ મા (વારસાના આ ) ની કલમ ૫૦, ૫૨ જે કે સન ૧૮૭૦ ના આક્ટ ૨૧ માથી ઇલાકાના શેહેરો તથા બંગાળાના હેઠલ્યા ભાગમાં હિંદુ, જૈન, સીખ વિગરેના વસીયતનામાને લાગુ કરી છે. તે કલમ મુજબ થએલાં વશિયતનામાં આ કલમમાં બતાવેલી જાતના દસ્તાવેજો છે. જો દસ્તાવેજ રદ કરવામાં આવેલો હોય અગર બળી ગયો હોય તોપણ આવા દસ્તાવેજની શાબેતીમાં તેના ઉપરના સાક્ષિ હોવાની જરૂર છે, ઈંગ્લાંડમાં તો આવા દસ્તાવેજ લખી આપનાર કબુલ કરે તોપણ તે ઉપરના સાક્ષીઓને તપાસવામાં આવે છે, પરંતુ હિંદુસ્તાનમાં તો આ કાયદાની કલમ ૭૦ મીના ઠરાવથી તેવી જરૂર રાખેલા નથી. અને તે લખી આપનાર તે લખી આપ્યાની વાત કબુલ કરે એટલે તે લખી આપ્યા બાબત બસ પુરાવ થાય છે. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૫૩.)

## કલમ ૬૯ મી.

સાક્ષિ કરનાર શાહેદ મળતો નહી હોય તો, કેવી શાબેતી જોઈએ.

**૬૯. એવો શાહેદ કોઇ મળી શકતો ન હોય કિંવા સંયુકત થએલા ગ્રેટબ્રિટન તથા આયરલાંડના રાજ્યમાં તે દસ્તાવેજ થયો છે એવું દસ્તાવેજ મજકુર ઉપરથી સમજાતુ હોય, તો ઓછામાં ઓછા એક સાહેદની પણ સાક્ષિ તેના હાથની કરેલી છે એવું, તથા જે માણસે દસ્તાવેજ લખી આપ્યો છે તેની સહી તેનાજ હાથની છે એવું શાબેત થવું જોઇએ.**

**ટીકા**—ખોવાએલો દસ્તાવેજ શોધવામાં જેટલી તત્પરતાની જરૂર છે તેટલી તત્પરતા શાહેદી શોધવામાં હોવી જોઇએ, આ તત્પરતા જે દસ્તાવેજ ઉપર સાક્ષિઓ કાયદા પુર્વક હોવી જોઈએ તે દસ્તાવેજના સાક્ષિઓ અને જે દસ્તાવેજ ઉપર શાહેદીઓની કાયદા પ્રમાણે સાક્ષિ હોવાની જરૂર ના હોય, પણ તે ઉપર સાક્ષિઓ કરવામાં આવેલી હોય તો, તે સાક્ષિઓ શોધવામાં વાપરવી જોઈએ. જેમકે એકાદો દસ્તાવેજ અગર વીલ જુઠુ બનાવવામાં આવેલું છે એમ કેહેવામાં આવેલું હોય તો; તે બાબતમાં સાક્ષિને બોલાવવાની જરૂર છે. આ કલમથી બે બાબતો શાબેત થવી જોઈએ, એકતો સાક્ષિ કરનાર શાહેદીની શાખ અને બીજી દસ્તાવેજ લખી આપનાર પક્ષકારની સહી. તે કલમ ૬૭ માં બતાવ્યા પ્રમાણે શાબેત થઈ શકે છે. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૫૪).

આ કાયદામાં "સહી" ની વાખ્યા બતાવવામાં આવેલી નથી. આ કલમ ઉપરથી એમ અર્થાર્થ નિકળે છે કે શાહેદીનો શાખ પોતાના હાથ દસકતથીજ હોવી જોઇએ, કારણ કે સાક્ષિને લખતાં આવડે છે એવું ધારવીમાં આવે છે. પરંતુ હિંદુસ્તાનમાં ઘણા શાહેદીઓ તો પોતાનાં નીશાન કરી સાખો કરે છે. સન ૧૮૭૭ ના આકટ ૩ જા (નોંધવાના આકટ ) ની કલમ ૩ માં "સહી" ની વાખ્યા બતાવેલી છે, તેમાં નીશાનનો પણ સમાસ કરેલો છે. સન ૧૮૬૫ ના આકટ ૧૦ મા ( હિંદુસ્તાનના વારસાના આકટની) ની કલમ ૫૦ માં વશિયત કરનારની સહી અગર નીશાન બાબત તેમજ સાક્ષિની સહી બાબત બતાવવામાં આવેલું છે. ( ફીલ્ડસાહેબની ત્રીજી આવૃતિનું પાનું ૩૮૯ ).

## કલમ ૭૦ મી.

જે દસ્તાવેજ ઉપર સાક્ષિ થઈ હોય તે દસ્તાવેજ થયાનો અંગીકાર.

**૭૦. જે દસ્તાવેજ ઉપર સાક્ષિ થઈ હોય તે દસ્તાવેજ જે માણસે લખી આપ્યો હોય તે પોતેજ તે દસ્તાવેજ લખી આપ્યાનું અંગીકાર કરે, તો તે અંગીકાર દસ્તાવેજ મજકુર થયો છે એ વાતની લખી આપનાર મજકુર વિરૂદ્ધ પુરતી શાબેતી છે એમ સમજવું; પછી તે દસ્તાવેજ એવો હોય કે કાયદા પ્રમાણે તેના ઉપર સાક્ષિ થવી જોઇએ, તોપણ.**

**ટીકા**—આ કલમમાં જે કબુલત લખેલી છે તે કલમ ૨૨ મીમાં કબુલત છે તેથી જુદી છે. તેમ કલમ ૬૫ મીની **બ** રકમમાં મજકુર બાબત જે કબુલત છે તેથી પણ આ કલમમાં બતાવેલી કબુલત જુદી છે. આ કલમમાં કહેલો અંગીકાર દસ્તાવેજ થયા વિશેનો છે, અને કલમ ૨૨ અને ૬૫ ની રકમ **બ** માં કહેલી કબુલત દસ્તાવેજની મતલબ વિશેનો છે.

કલમ ૨૨ મુજબ દસ્તાવેજની મતલબ વિષે મોઢાનો અંગીકાર કામ આવતો નથી. પણ કલમ ૬૫ ની રકમ **બ** મુજબ લખીતવાર કબુલત કામ આવે છે, અને તે કલમ ૫૮ મુજબ દસ્તાવેજમાં લખેલી વાત શાબીત કરવા સારૂ બસ થઇ શકે છે, પણ તે બધુ કોર્ટ બાહારની કબુલત માટે છે. રજુયાત વખત પક્ષકાર કબુલત કરે તે પણ કલમ ૫૮ પ્રમાણે કામ આવે છે.

આ કલમમાં જે ઠરાવ છે તે સન ૧૮૫૫ ના આકટ ૨ જાની કલમ ૩૮ મીમાં હતો તેજ છે. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૫૪ ).

**ફેંસલો**—પેઢીના નોકર અગર એજંટે હિસાબના ચોપડા રાખેલા હોય તો, તે કબુલત તરીકે લાગતા છે. (ઇ. લા. રી. મુ. વા. ૧ પાનું. ૬૧૦)

## કલમ ૭૧ મી.

દસ્તાવેજ ઉપર સાક્ષિ કરનાર શાહેદ દસ્તાવેજ થયાનું ના કબુલ કરે તો, બીજી શાબેતી આપી શકાય છે.

**૭૧. દસ્તાવેજ થયાની વાત દસ્તાવેજે ઉપર સાક્ષિ કરનાર શાહેદ ના કબુલ કરે, કિંવા તેને તે વાત યાદ ન હોય તો, સદરહુ દસ્તાવેજ થયાની વાત બીજા પુરાવા ઉપરથી શાબેત કરી શકાય છે.**

**ટીકા**—આ કલમ તમામ દસ્તાવેજ ઉપરના શાહેદીઓની બાબતમાં લાગુ થાય છે, પછી તે દસ્તાવેજ એવો હોય કે તેનાં ઉપર સાક્ષિઓની જરૂર હોય કિંવા નહી તેની ચિંતા નહી. કોઇ કોઇ વખત તો શાહેદીને જે પક્ષકાર તરફથી બોલાવવામાં આવે છે તે પક્ષકાર વિરૂદ્ધ શાહેદી થાય છે, અને પોતે શાહેદી કરયાની વાત ઈનકાર કરે છે. આ પ્રમાણે શાહેદીને જ્યારે સામી બાજુ તરફથી રૂસ્વત આપવામાં આવે છે ત્યારે થાય છે. સબબ આ કલમમાં જે ઠરાવ છે તે ના હોય તો ન્યાય થાય નહી. જે શાહેદીને પોતે અમુક દસ્તાવેજ ઉપર શાહેદી કરયાની વાત યાદ ના હોય તેની બાબતમાં પણ આજ વિચાર લાગુ થાય છે, ( બીવ મ્યાન lવ. હાગસન, એલ, આર. ૧ પી. અને એમ, ૩૬૨ ). કલમ ૬૯ માં શાક્ષી કરનારની સાખ પોતાના દસકતની જોઈએ, એમ કાંઇ નથી. હિંદુસ્તાનમાં ઘણા એક શાહેદો નીશાન કરે છે. રજીષ્ટર આક્ટની કલમ ૩ માં સહીની વ્યાખ્યામાં નીશાનનો સમાસ પણ કરયો છે. તેમજ હિંદુસ્તાનના વારસાના આક્ટની કલમ ૫૦ મુજબ સહીની પેઠે નીશાન પણ કામ આવે છે. મોહોર સહીને બદલે કામ આવતી નથી.

જે દસ્તાવેજોમાં કાયદેસર સાખની જરૂર છે તેને માટે ઉપરની ચાર કલમો છે. હિંદુસ્તાનમાં એવા દસ્તાવેજો પ્રથમ બતાવી ગએલાં વશીયતનામાંછે.

## કલમ ૭૨ મી.

*જે દસ્તાવેજ ઉપર સાક્ષિ થવાની કાયદા મુજબ જરૂર નથી તેની શાબેતીબાબત.*

**૭૨. જે દસ્તાવેજ ઉપર સાક્ષિ થવાની કાયદા મુજબ જરૂર નથી તે દસ્તાવેજ ઉપર સાક્ષી થઈ હોય, તો જાણે તે દસ્તાવેજ ઉપર સાક્ષિ થઈજ નથી એમ સમજીને તેની શાબેતી કરી શકાય છે.**

**ટીકા**—જ્યારે કાયદા પ્રમાણે કોઈ દસ્તાવેજમાં શાક્ષી કરાવવાની જરૂર ન હોય, ત્યારે તે દસ્તાવેજ થયાની વાત શાક્ષીની સહી સિવાય બીજી રીતે શાબીત કરવી. જેમકે પક્ષકારની કબુલતથી, સહીની ઓળખાણથી, વિગરે.

સન ૧૮૮૫ નો આક્ટ ૨, જો હાલ રદ થએલો છે, તે આક્ટની કલમ ૩૭ મીમાં જે ઠરાવ હતો તેવો આ કલમમાં ઠરાવ છે. પરંતુ તે સન ૧૮૫૪ નો "કામન લા પ્રોસીજર આક્ટ" છે તેની કલમ ૨૬ મી સાથે મળતો છે. આ કલમ બે પ્રકારના કામને લાગુ થાય છે. ( ૧ ) જ્યારે પક્ષકારોએ જાતે અગર જેના તરફથી તેઓ દાવો રાખતા હોય અગર કામ ચલાવતા હોય, તેમણે સ્પષ્ટ રીતે કહ્યું હોય કે આ દસ્તાવેજ ઉપર એક અથવા વધારે શાક્ષી કરાવવી ત્યારે, અને ( ૨ ) કોઈ આક્ટ અગર સ્ટાટયુટથી દસ્તાવેજ ઉપર શાક્ષી કરાવવાની જરૂર હોય ત્યારે. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૫૫ ).

કાયદા મુજબ જરૂર હોય એવા શબ્દ આ કલમમાં લખ્યા છે તેથી ઉપર જણાવેલા બે પ્રકાર પૈકી પાછલ્યા પ્રકારના કામને સારૂ આ કલમ કરેલી જણાય છે.

## કલમ ૭૩ મી.

*અક્ષરના મુકાબ-*

**૭૩. કોઇ સહી કિંવા લખાણ કિંવા શિક્કા જે સખસે**

લા બાબત.

કર્યાનું તે ઉપરથી સમજાતું હોય તે સખસે તે સહી કિંવા લખાણ કિંવા શિક્કો કર્યો છે કે કેમ, એ વાતનો નિશ્ચય કરવા સારૂ જે સહી કિંવા લખાણ કિંવા શિક્કો સખસ મજકુરનો છે એવો અંગીકાર કરવામાં આવ્યો હોય, કિંવા એવી શાબેતી કોર્ટની ખાત્રી લાયક થઈ હોય, તે સહી કિંવા લખાણ કિંવા શિક્કાનો મુકાબલો, જે સહી કિંવા લખાણ કિંવા શિક્કા શાબેત કરવાના છે, તેની જોડે કરી શકાય છે; પછી જેની સાથે મુકાબલો લેવાનો છે તે સહી કિંવા લખાણ કિંવા શિક્કા બીજા કોઈ કારણને સારૂ હાજર કરવામાં આવ્યા ન હોય, કિંવા તેની શાબેતી કરવામાં આવી ન હોય, તોપણ,

કોર્ટમાં હાજર હોય એવા કોઈ સખસે જે શબ્દો કિંવા આંકડા લખ્યાનું કેહેવામાં આવતુ હોય, તે શબ્દ કિંવા આંકડા જોડે મુકાબલો કરવા સારૂ સખસ મજકુરને હરકોઈ શબ્દો કિંવા આંકડા લખવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

**ટીકા**—આ કલમના સબંધમાં કલમ ૪૫–૪૭ અને ૬૩ ધ્યાનમાં રાખવાની છે.

આ કલમ પ્રમાણે એક તકરારી સહીનો બીજી બીનતકરારી સહી સાથે મુકાબલો થઇ શકે છે, અને તે મુકાબલો કોર્ટ અથવા કુશળ શાહેદો કરી શકે છે. કલમ ૪૭ મુજબ જે માણસ અક્ષર ઓળખતો હોય તે ઓળખી શાબીત કરી શકે છે. કલમ ૬૭ હરકોઇ દસ્તાવેજના અક્ષર તથા સહી શાબીત કરવાનો નિયમ બાંધે છે.

ત્રીસ વર્ષના જુના દસ્તાવેજો શાબીત કરવાની કલમ ૯૦ મુજબ ફરજ રાખી નથી.

મી૦ ટેલર સાહેબ પોતાના ગ્રંથની કલમ ૧૬૬૭ માં કેહે છે કે, ઈગ્રેજી "લા" થોડી મુદત સુધી એવો હતો કે કાંઇ ખાસ હકિકત ના હોય અને બે લખતો એક સખસનાં લખેલાં હોય, તોપણ સાક્ષિ અગર જ્યુરીને મુકાબલો કરવા દેવામાં આવતો નહી હતો. આ બારીક નિયમ સાધારણ અક્કલના જોરથી નહી હતો એ નક્કી હતું, તેમ આપણી "એકલીઝીઆસ્ટીકલ' કોર્ટ ફેંચકોર્ટો અને અમેરીકાના ઘણાક કેળવણી પામેલા સ્વસ્થાનોની કોર્ટોનો રીવાજ પ્રત્યક્ષ રીતે ઉલટો હતો, પરંતુ સન ૧૮૫૪ ના "કામન લા પ્રોસીજર આકટ"ની કલમ ૨૭ મીમાં છેવટ ઠરાવવામાં આવેલું છે કે "જે લખત ન્યાયાધિશની ખાત્રીપુર્વક શાબેત થએલું હોય તે સાથે તકરારી લખતનો સાક્ષિઓ મુકાબલો કરી શકે છે. પછી તે લખત અને તે બાબત ને સાક્ષિઓની શાહેદી ખરાં છે કિંવા નહી તે બાબત કોર્ટ અને જ્યુરીની રૂબરૂ પુરાવ થાય છે." પણ તે કલમ ફક્ત દિવાની કામને લાગુ થાય છે. હિંદુસ્તાનના આકટની આ કલમ દિવાની અને ફોજદારી તમામ કામોને લાગુ થાય છે. મુકાબલો સાક્ષિઓ અગર કોર્ટ પોતે કરી શકે છે. ( કલમ ૪૭ જોવી ). આ કલમ સન ૧૮૫૫ નો આકટ ૨, જો ( રદ થએલો છે ) તેની કલમ ૪૮ થી કાંઇક જુદી છે.

એક સાક્ષિને હરફ શાબેત કરવાને બોલાવવામાં આવેલો હોય તો, પછી તેને ઉલટ તપાસમાં બીજા દસ્તાવેજો બતાવી એમ પુછી શકાય કિંવા નહી, કે તે દસ્તાવેજો તકરારી હરફ સાથે મળે છે કે કેમ ? અને પુછ્યા પછી તે મળે છે એમ હા કેહે તો, તે બીજા દસ્તાવેજો મળતા નથી એમ શાબેત કરી શકાય કિંવા નહી ? મી૦ ટેલરના અભિપ્રાય પ્રમાણે તે મુજબ થઇ શકે છે. તેમ તે પ્રમાણે કરવાને હિંદુસ્તાનના પુરાવના આકટમાં કાંઈ પણ નથી. ( ફીલ્ડસાહેબની ત્રીજી આવૃતીનું પાનું. ૩૯૧ ).

આ કલમની ૨ જી રકમ પ્રમાણે જેના હરફની તકરાર હોય અને તે સખસ કોર્ટમાં હાજર હોય તો, કોર્ટ હરફ લખવાને ફરમાવી શકે છે, પણ આ પ્રમાણે કોર્ટમાં લખેલા હરફની સાથે મુકાબલો થોડો સંતોષકાર્ક છે; કારણ કે જ્યારે કોર્ટમાં મુકાબલો કરવાના કારણસરજ હરફ લખાવવામાં આવે, ત્યારે તે લખનાર પોતાના હરફમાં ફેરફાર કરી પણ લખી શકે. ( નાર્ટનસાહેબના ટીકાનું પાનું. ૨૫૬ ).

**ફેંસલા**—રાજેંદ્રનાથ વિ. જોગેંદ્રનાથ (૭ બં. લા. રી. ૨૧૭) ના કામમાં જુડીશીઅલ કમીટીએ દેશી હરફ બાબત દેશી ન્યાયાધીશનો ઠરાવ ઈંગ્રેજ ન્યાયાધીશના ઠરાવ કરતાં વધારે પસંદ કરેલો છે.

કરાળીપ્રસાદ મીસર વિ. અનંતરામ ( ૮ બં. લા. રી. ૪૯૦ ) ના કામમાં એકલા હરફના મુકાબલા ઉપરથી બનાવટી દસ્તાવેજ કરયા બાબતનો અભિપ્રાય નાપસંદ કરવામાં આવ્યો છે.

ફુદીબીબી વિ. ગોવિંદ ચંદ્રરાય ( ૨૨ વી. રી. ૨૭૨ ) ના કામમાં સબાર્ડિનેટ જડજે અક્ષરનો મુકાબલો ભુલ ભરેલી રીતે કરેલો જણાયાથી તેમના અભિપ્રાય કરતાં મુનસફનો અભિપ્રાય પસંદ કરયો.

## કલમ ૭૪ મી.
## સાર્વજનિક દસ્તાવેજ.

સાર્વજનિક દસ્તાવેજ.

**૭૪. નિચે લખેલા દસ્તાવેજને સાર્વજનિક સમજવા.**

**૧. જે દસ્તાવેજ નિચે લખ્યા મુજબના આકટ હોય અથવા આકટના લેખ હોય તે દસ્તાવેજ.**

**(૧.) રાજ્યના સત્તાધિશે કીધેલા આકટ કિંવા આકટના લેખ.**

**(૨.) સરકારી મંળીએ તથા ઈનસાફની કોર્ટે કીધેલા આકટ કિંવા આકટોના લેખ.**

**(૩.) તથા બ્રિટિશ ઈંડિયા માંહેલા, અથવા મહારાણીના રાજ્યના કોઇ પણ બીજા ભાગ માંહેના, અથવા પરરાજય માંહેના, કાયદા કરના-**

રા, તથા ઈનસાફ કરનારા, તથા રાજ્ય કારભાર ચલાવનારા સરકારી અમલદારોએ કીધેલા એંકટ કિંવા આકટના લેખ.

૨. ખાનગી દસ્તાવેજના સાર્વજનિક લેખ, બ્રિટિશ ઈંડ્યામાં રાખવામાં આવતા હોય તે.

**ટીકા**—આ કલમની રકમ ૨, જી ઘણીજ અગત્યની છે, કેમકે રજીસ્ટરના કાયદા પ્રમાણે જે ખાનગી દસ્તાવેજની દફતરમાં નોંધ રાખવામાં આવે છે તે નકલ હોય છે, અને ઉપપુરાવ તરીકે તેની ખરી નકલ કામ આવે છે.

સાર્વજનિક દસ્તાવેજો દાખલ કરવાનો આધાર જે નિયમ ઉપર છે તે આધાર મી૦ સ્ટાર્કિએ એવી રીતે બતાવેલો છે કે "સાર્વજનિક પ્રકારના અને સરકારી અધિકારીના દસ્તાવેજો ઘણુંકરીને જે પક્ષકારના ઉપર તેનું સાચાપણું આધાર રાખતું હોય તેમને હમેશાંની રીતી પ્રમાણે સાચાઈ બાબત અજમાવ્યા શિવાય, એટલે તેમને સોગન આપ્યા શિવાય તથા તેમની ઉલટ તપાસ કરયા શિવાય પુરાવમાં દાખલ કરવામાં આવે છે. આ દસ્તાવેજો ઉપર આવો અસાધારણ ભરૂસો રાખવાનું કારણ એ છે કે, તે કારણસરજ નીમેલા ભરૂસાવાળા સખસોએ તે દસ્તાવેજ તૈયાર કરેલા હોય છે, અને તે જે સબંધી હોય છે તે સબંધી પ્રસિદ્ધ કરવામાં આવેલા હોય છે, અને વળી કેટલીક વખતે તો ઘણા જુના હોય છે. જ્યારે અમુક હકિકતનો તપાસ કરી દફતરમાં તે સાર્વજનિક કાયદા સારૂ દાખલ કરવામાં આવેલું હોય, ત્યારે તેની તપાસ કરવાને તથા ફરીયાદ કરવાને જે સખસોને અખત્યાર આપવામાં આવેલો હોય તે સખસો સર્વજનોના એજંટો છે, સબબ દરેક સખસ તે તપાસમાં સબંધ રાખનારા છે એમ ધારણા થાય છે. માટે આ પ્રમાણે અખત્યાર આપેલા એજંટો ઉપર ઘટતું વજન રાખવામાં આવે છે, તથા તે હકિકત સાર્વજનિક પ્રકારની હોય છે, તેથી આવા દસ્તાવેજો ઉપર અસાધારણ દરજ્જાનો ભરૂસો રાખવામાં આવે છે, માટે હમેશાંની રીતી પ્રમાણે સાચાઈની અજમાશ થાય છે, તે અજમાશ આવા દસ્તાવેજ બાબત કરવાની જરૂર નથી, કારણ કે સાર્વજનિક પ્રકારની હકિકતો સાક્ષિઓને બોલાવી સોગન ઉપર શાબેત કરવી એ મુસ્કેલી છે એટલુંજ નહી, પણ વારંવાર બીલકુલ અશકય છે." ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું ૨૫૬, ૨૫૭ ).

સન ૧૮૭૭ ના આકટ ૩ જા ( નોંધવાના કાયદા ) ની કલમ ૫૭ પ્રમાણે જે નકલો આપવામાં આવે તે અસલ દસ્તાવેજનો મજકુર શાબેત કરવાને પુરાવ થાય છે.

**ફેંસલા**—પર્થીસીંગ વિ. સીવસુંદ્રા ( ૨૩ વી. રી. ૨૭૨ ) ની તરફથી કોર્ટ આફ વાર્ડસના કામમાં દીસ્ત્રીકટ અમલદારો વચે લખાએલા કાગળો તે વખત અમુક માણસ હયાત હતો, એમ બતાવવાને માટે પુરાવમાં લેવામાં આવ્યા.

આ કલમના અર્થ પ્રમાણે બોર્ડ ઓફ ટ્રેડસનું સર્ટીફીકટ કાંઈ સાર્વજનીક દસ્તાવેજ નથી. તે આકટની કલમ ૬૫ ની રકમ **ફ** તથા તેજ કલમની રકમ **ઐ** અગર **ફ** માં જે કામનો સમાસ થાય, તેમાં બીજા દરજ્જાનો પુરાવ દાખલ થવા લાયક છે. (ઇં. લા. રી. ક. વા. ૫ પાનું ૫૬૮ ).

સન ૧૮૮૨ ના કાયદા ૭ મા પ્રમાણે જમીનનો સેટલમેન્ટ કરવામાં ડીપુટી કલેકટર રોકાએલા હોયૃ, તે વખતે તેમણે જમાબંધી કરેલી હોય તો, તે કલમ પ્રમાણે સ્થાનીક દસ્તાવેજ છે. જે વખતે દસ્તાવેજ તૈયાર કરવામાં આવ્યો તે વખતે દસ્તાવેજના ઠરાવથી જે પક્ષકારને અસર થતો હોય તે પક્ષકાર કબુલત કરવામાં હતો, એવું બતાવવાની જરૂર નથી. તરૂપનર વિ. અમીન્સ ચંદરદત્ત (ઈ. લા. રી. ક. વા. ૪. પાનું. ૭૯)

અમુક દસ્તાવેજો જીલ્લામાંથી રજુ કરવામાં આવેલા, પરંતુ સરકાર અમલદારે માપ કરયા બાબતના તે કાગળો છે એમ બતાવવાને કાંઈ પણ નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમ ૭૪ મીના અર્થ પ્રમાણે તે "સાર્વજનીક દસ્તાવેજો" નથી. (ઇ. લા. રી.કલકત્તો. વા. ૭ પાનું. ૭૬)

અનુમતી પત્ર આ કલમના હેતુ પ્રમાણે સાર્વજનીક દસ્તાવેજ નથી. (ઇ. લા. રી. ક. વા. ૧૪ પાનું ૪૮૬)

## કલમ ૭૫ મી.

ખાનગી દસ્તાવેજ.

**૭૫. બીજા સર્વે દસ્તાવેજોને ખાનગી દસ્તાવેજ સમજવા.**

**ટીકા**—કલમ ૭૪ મીયા જે દસ્તાવેજો બતાવ્યા છે, તે શિવાયના તમામ દસ્તાવેજો ખાનગી દસ્તાવેજ છે, એવું આ કલમના ઠરાવ ઉપરથી સાફ દીસે છે, સબબ હવે ખાનગી દસ્તાવેજો કોને કેહેવા તેનું વર્ણન અગર વાખ્યા બતાવવાની જરૂર રેહેતી નથી.

## કલમ ૭૬ મી.

સાર્વજનિક દસ્તાવેજની દાખલાવાળી નકલો.

**૭૬. જે સાર્વજનિક દસ્તાવેજ તપાસવાનો હરકોઈ સખસનો હક્ક છે, તે સાર્વજનિક દસ્તાવેજ, જે સરકારી અમલદારના હવાલામાં હોય, તે દરએક સરકારી અમલદારે તેની નકલ સદરહુ સખસને માગેથી તથા તેને સારૂ કાયદા મુજબની ફી ભરેથી આપવી, તથા તેની સાથે નકલ મજકુરની તળે એવું એક સર્ટીફિકેટ લખી આપવું, કે એ નકલ દસ્તાવેજ મજકુરની, અથવા તેનો ભાગ હોય તો તેના ભાગની, ખરી નકલ છે; એ સર્ટીફિકેટની ઉપર સદરહુ અમલદારે તારીખ નાખવી, તથા તે નીચે પોતાના સરકારી હોદા સાથે પોતાના નામની સહી કરવી, અને અમલદાર મજકુરને શિક્કો વાપરવાનો કાયદાથી અધિકાર હોય તો તેના ઉપર શિક્કો મારવો. એ પ્રમાણે જે નકલો ઉપર દાખલો લખેલો હોય તે નકલોને દાખલાવાળી નકલો કેહેવી.**

**ખુલાસો.—જે અમલદારોને સરકારી હોદ્દાના કામના સાધારણ રીતે આવતા પ્રસંગથી એવી નકલો સ્વાધીન કરવાનો અધિકાર હોય, તે દરએક અમલદારના હવાલામાં એવા દસ્તાવેજ છે, એવો આ કલમનો અર્થ સમજવો.**

**ટીકા**—આ કલમમાં ( ૧ ) જેને જોવાનો હક્ક છે તે નકલ માગે તો આપવી, અને ( ૨ ) એ નકલ દસ્તુર મુજબ ફી લેઇને આપવી, ( ૩ ) હવાલાદાર અમલદારે પોતાના સહી સીક્કાવાળી આપવી. એ રીતે ત્રણ વાતો જોવાની છે.

રજીસ્ટર આકટ પ્રમાણે રાખવામાં આવતી ચોપડીઓમાંની કેટલીએક ચોપડીઓ જોવાને હરકોઈને હક્ક છે.

સન ૧૮૬૭ ના આકટ ૨૫ માની કલમ ૬ મુજબ છાપખાનાવાળાએ અને મુદતસર છપાતાં પત્રો છાપી પ્રગટ કરનારા લોકોએ કરેલા ઈકિરાર જોવાને અને ફી આપી નકલ લેવાનો હરકોઇને હક્ક છે.

સન ૧૮૪૭ ના આકટ ૨૦ મા મુજબ ( પુસ્તકોના કાપીરાઇટનાં ) રજીસ્ટરો જે કે હિંદુસ્તાનના સેક્રેટરીની આફીસમાં રાખવામાં આવે છે, તેની નકલ લેવાનો તથા તે રજીસ્ટર જોવાનો બધાઓને હક્ક છે.

તેમજ સન ૧૮૬૧ ના આકટ ૧૦ મા મુજબ જોઈન્ટસ્ટાક કંપનીનાં રજીસ્ટરો જોવાનો તથા તેની નકલ લેવાનો હક્ક છે.

સન ૧૮૭૨ ના આકટ ૧૫ મા મુજબ લગ્નનાં રજીસ્ટરો તપાસવાનો અને નકલો લેવાનો હરકોઇને હક્ક છે.

તેમજ સીવીલ પ્રોસીજરકોડ તથા ક્રીમીનલ પ્રોસીજર પ્રમાણે પક્ષકારોને કેટલીએક નકલો આપવાનો ઠરાવ છે. તથાપી નકલ આપવા ના પાડે તો શું કરવું તેને માટે ઇલાજ તરીકે હિંદુસ્તાનમાં કોઇ ચોકસ ધારો થયો જણાતો નથી. તોપણ વિશેષ ન્યાયના આકટ ( સન ૧૮૭૭ ના ૧ લા ) ના બાબ ૮ મા મુજબ હાયકોર્ટ સરકારી અમલદારને તેની ફરજ બજાવવાનો હુકમ કરી શકશે. પણ વિલાયતમાં આવી બાબત કવીન્સબેંચ નામની કોર્ટને અરજ કરી શકાય છે.

ખુલાસા ઉપરથી સ્પષ્ટ જણાય છે કે કાયદેસર રીતે અમુક દસ્તાવેજનો કબજેદાર કોને સમજવો, એટલે એ બાબત આંહી વધારે દર્શાવવાની જરૂર નથી. પરંતુ આ કલમમાં "જે સાર્વજનિક દસ્તાવેજ તપાસવાનો હરકોઇ સખસનો હક્ક છે" એવા શબ્દો છે, તેમાં રાજ્યનિતિના અગર હક્કવાળા વ્યવહાર વિગરે કારણથી અમુક દસ્તાવેજો બતાવવાની ના કેહેવાને સરકારને જે હક્ક છે તેવા તમામ દસ્તાવેજો બાતલ કરવામાં આવેલા છે. ઈંગ્લાંડમાં દરેક દસ્તાવેજના પ્રકાર ઉપર જુદો જુદો આધાર રાખી દસ્તાવેજ તપાસવાનો હક્ક છે. ત્યાંહાં ઘણા દસ્તાવેજો તપાસવાને "કામન લા" પ્રમાણે હક્ક છે. બીજા દસ્તાવેજોનો આધાર અમુક આકટો ઉપર છે. આ આકટમાં કીયા કીયા દસ્તાવેજ સર્વ જનોને તેમ કોઈ સખસને તપાસવાનો હક્ક છે તે બતાવેલું નથી, સબબ તે બાબતનો નિર્ણય હિંદુસ્તાનમાં કોર્ટોએ કરવાનો છે. વખતે આ હક્ક ચડતા દરજ્જાની હકુમતવાળી કોર્ટોના દફતરને પણ લાગુ થાય. તેમજ ઉતરતા દરજ્જાની માજીસ્ત્રેટની કોર્ટોને જ્યાંહાં અમુક સખસ તપાસવાને માગતો હોય અને તેનું તેમાં હિત હોય તો તેને પણ લાગુ થાય, માટે જ્યારે દસ્તાવેજ દેખાડવાને ખોટી રીતે ના કેહેવામાં આવે ત્યારે કોર્ટ ઘણુંકરીને તે તપાસવા વિગરે સારૂ ફરજ પાડી શકે છે. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૫૭).

**ફેંસલો**—અનુમતીપત્ર જો કદાપી તે કામના કાગળોમાં હોય, તેથી આ કલમ પ્રમાણે દાખલવાળી નકલ થતી નથી. ( ઇં. લા. રી. ક. વા. ૧૪ પાનું. ૪૮૬)

## કલમ ૭૭ મી.

એવી નકલો ગુજારવા બાબત.

**૭૭. જે સાર્વજનિક દસ્તાવેજની અથવા સાર્વજનિક દસ્તાવેજના ભાગની સદરહુ પ્રમાણેની દાખલાવાળી નકલો નકલ છે, એવું તે નકલ ઉપરથી સમજાય, તે સાર્વજનિક દસ્તાવેજમાંના અથવા દસ્તાવેજના ભાગમાંના, લખાણની શાબિતીમાં સદરહુ પ્રમાણેના દાખલાવાળી નકલો ગુજારી સકાય છે.**

**ટીકા**—કલમ ૭૬ મુજબ જે નકલો મળી હોય તે આ કલમ પ્રમાણે પુરાવમાં આપી શકાય છે.

ઈંગ્લંડમાં સહીવાળી અને તપાસેલી નકલના જે બે ભેદ રાખ્યા છે, તે આ કાયદામાં રાખ્યા નથી.

તપાસેલી નકલ એટલે કોઇ પણ ખાનગી માણસ અસલ ઉપરથી નકલ કરી મુકાબલ કરે, કે જે ઉપરથી બે ખરી નકલ હોવાના સોગન લેવાનું તેનાથી બની શકે.

સહીવાળી નકલનો પુરાવો આપવાની આ કલમ ફરજ પાડતી નથી, પણ મરજી ઉપર રાખે છે, જેથી બીજી રીતે પુરાવો પણ આપી શકાય, અને તેમ કરવામાં તપાસેલી નકલ પુરાવામાં આપે અને તે વખત તપાસનાર ધણી સોગંદ ખાય કે મેં બરાબર તપાસી છે તો, ચાલે.

"ગુજારી શકાય છે" એ શબ્દો ઉપરથી સાર્વજનીક દસ્તાવેજની અગર તેના ભાગની નકલજ ગુજારવી જોઇએજ, એમ નથી, પરંતુ સાર્વજનિક દસ્તાવેજ પુરાવમાં આપવાનો આ એક ઘણો સુગમ રસ્તો છે. આ આકટમાં નકલ ગુજારવા બાબત કાંઈ ફરજ નથી, સબબ બીજી રીતે પણ તે પુરાવમાં આપી શકાય છે. દાખલાવાળી નકલ કોને કેહેવી તે બાબત આગલી કલમ ૭૬ માં પુકત રીતે બતાવવામાં આવેલું છે, માટે જે રીત બતાવેલી છે તેમાં કાંઇ ખામી હોવાના કારણથી તે બરોબર રીતે દાખલાવાળી નકલ થતી ના હોય, તોપણ જો તે નકલ અસલ સાથે મુકાબલ કરેલી છે અને તે બરાબર છે એવું કોઇ સોગન ઉપર કેહે તો, તે નકલ તપાસેલી છે અને તે બાબત સોગન ઉપર કેહેવામાં આવેલું છે તે મુજબ પુરાવના ઉપયોગમાં આવી શકે છે. ( નાર્ટન સાહેબની ટીકાનું પાનું. ૨૫૮ ).

માત્ર સાર્વજનિક દસ્તાવેજોની શાબેતી દાખલાવાળી નકલોથી થઇ શકે છે, પણ ખાનગી દસ્તાવેજો જેવા કે કબાલા, વેચાણ ખતો, ભાડાચીઠીઓ અને બીજા તેવા દસ્તાવેજો બીજા મુકરદમામાં દાખલ થએલા હોય, તેની નકલોને એ નિયમ લાગુ પડતો નથી. હરીહર મજીમદાર વિ. ચરનમનજી વિગરે ( ૨૨ વી. રી. ૩૫૫ )

**ફેંસલો**—શાહાજાદા મહમદ શાબુદીન વિ. વેજબરી ( ૧૦ બં. લા. રી. ૩૧ ) ના કામમાં **અ** એ **બ** ઉપર ગાદીમાં પ્રવેશ કરવા માટે કરેલા દાવામાં દાખલ થએલી દાવાની અરજી, પ્રતીવાદીનો જવાબ અને હુકમનામાની ખરી નકલ પાછો એજ ગાદીમાં પ્રવેશ

કર્યા માટે ब એ अ ઉપર કરેલા દાવામાં પુરાવા તરીકે આપવા માંડી. તેમાંથી દાવાની અરજી અને જજમેંટની નકલો જસ્ટીસ પોંટીફેક્ષે લીધી, અને જવાબની નકલ કાઢી નાંખી.

## કલમ ૭૮ મી.

બીજા સરકારી દસ્તાવેજોની શાબિતી બાબત.

૭૮. નીચે પ્રમાણેના સાર્વજનિક દસ્તાવેજ નીચે પ્રમાણે શાબિત કરી શકાય છેઃ—

(૧.) બ્રિટિશ ઇંડિયાનો રાજ્યકારભાર ચલાવનાર સરકારના હરકોઇ કારખાનેથી થયેલા, અથવા હરકોઇ સ્થાનિક સરકારે કરેલા, અથવા હરકોઈ સ્થાનિક સરકારના હરકોઇ કારખાનેથી થએલા આકટો, હુકમો, અથવા જાહેરનામાઓ, એ સર્વે

સદરહુ કારખાનાનાં દફતરો જેના તે કારખાનાના ઉપરી તરફથી દફતર મજકુરો તેજ કારખાનાનાં છે એવા દાખલા સહિત મોકલવામાં આવે, તે દફતરોથી શાબેત કરી શકાય છે.

અથવા એવી કોઇ સરકારના હુકમથી કોઇ દસ્તાવેજ છપાય છે એવું તે દસ્તાવેજ ઉપરથી જણાય, તે દસ્તાવેજથી શાબેત કરી શકાય છે;

(૨.) કાયદા કરનારી સભાઓના પ્રોસીડીંગ, એ

સદરહુ જેની તે સભાના રોજકામથી અથવા કોઇ પ્રસિદ્ધ કરેલા આકટોથી, અથવા સાર ગ્રંથથી, અથવા કોઇ નકલો સરકારના હુકમથી છપાય છે એવું તે નકલો ઉપરથી સમજાય, તે નકલોથી શાબેત કરી શકાય છે.

(૩.) મહારાણીએ અથવા પ્રિવિકોંસિલે કરેલાં અથવા મહારાણીની સરકારના કોઇપણ કારખાનેથી થએલાં જાહેરનામાંઓ, હુકમો અથવા નિયમો, એ સર્વે

લંડન ગેઝીટમાં નકલો અથવા ઈતેખાબો હોય તેનાંથી, અથવા કોઈ નકલ અથવા ઈતેખાબ રાણીના છાપનારે છાપ્યાં છે એવું તે નકલ અથવા ઈતેખાબ ઉપરથી સમજાય તે નકલો અથવા ઇતેખાબોથી, શાબેત કરી શકાય છે;

(૪.) કોઇ પરરાજ્યની રાજ્યકારભાર ચલાવનાર સરકારના આકટો અથવા કોઇ પરરાજ્યની કાયદા કરનાર સભાના પ્રોસીડીંગ, એ

સદરહુ સરકાર અથવા સભાના હુકમથી છપાતાં હોય એવાં, અથવા એ પ્રમાણે છપાએલાં રાજ્ય મજકુરમાં સામાન્ય રીતે ગણાતાં હોય એવા રોજકામથી, અથવા તે રાજ્ય

અથવા ત્યાંના સત્તાવિશના શિક્કા સાથેની દાખલાવાળી નકલોથી, અથવા હિંદુસ્તાનના ગવરનર જનરલ ઇનકૌંસિલના કોઈ પ્રસિદ્ધ આકટમાં સદરહુ આકટો અથવા પ્રોસીડીંગને કબુલ રાખ્યાં હોય તો, તેથી શાબેત કરી શકાય છે.

(૫) બ્રીટીશ ઇંડિયામાંની કોઈ મ્યુનીસીપાલ મંડળીનાં પ્રોસીડીંગ.

એવાં પ્રોસિડીંગ જેની પાસે કાયદા પ્રમાણે રેહેતાં હોય, તેણે કરી આપેલી દાખલાવાળી સદરહુ પ્રોસિડીંગની નકલથી, અથવા કોઇ છાપેલી ચોપડીઓ એવી મંડળીના હુકમથી પ્રસિદ્ધ થાય છે એવું તે ચોપડી ઉપરથી સમજાતું હોય તે ચોપડીથી, શાબેત કરી શકાય છે.

(૬.) કોઇ પારકા દેશમાંના કોઇ બીજી જાતના સાર્વજનિક દસ્તાવેજ.

અસલ દસ્તાવેજથી શાબેત કરી શકાય છે; અથવા કાયદા પ્રમાણે તે લેખ જેની પાસે રેહેતો હોય તેણે કરી આપેલી દાખલાવાળી નકલ સાથે, જો કોઇ નોટરિપબ્લીકનું, અથવા બ્રિટિશ કૌંસિલનું, અથવા રાણી તરફથી તે રાજ્યમાં મોકલેલા કોઈ વકીલનું; શિક્કાવાળું એવું સર્ટીફીકટ હોય કે, અસલ દસ્તાવેજ કાયદા પ્રમાણે જે અમલદારના હવાલામાં છે, તે અમલદારે યોગ્ય રીતે નકલ મજકુર ઉપર ખરાપણાનો દાખલો કર્યો છે, તો સદરહુ પારકા દેશના કાયદા પ્રમાણે દસ્તાવેજ મજકુરનો પ્રકાર શાબેત થએથી, સદરહુ દાખલાવાળી નકલથી શાબેત કરી શકાય છે.

## કલમ ૭૯ મી.

## દસ્તાવેજ બાબત અનુમાન.

દાખલાવાળી નકલોના ખરાપણા વિશે અનુમાન.

૭૯. કોઈ દસ્તાવેજ ઉપરથી એવું સમજાય કે તે સર્ટિફીકેટ છે, અથવા દાખલાવાળી નકલ છે, અથવા કોઇ અમુક હકિકતના પુરાવામાં કાયદાના ઠરાવ ઉપરથી લેવા યોગ્ય બીજો દસ્તાવેજ છે, તથા દસ્તાવેજ મજકુર ઉપરથી એવું સમજાય કે તે ખરો છે એવો દાખલો, બ્રિટિશ ઇંડિયામાંના હરકોઇ અધિકારીએ અથવા મહારાણી સાથે દોસ્તી રાખનારા હરકોઇ દેશી સંસ્થાનમાંના કોઈ અધિકારીને ગવરનર જનરલ ઇનકૌંસિલે યોગ્ય રીતે એ બાબત અખત્યાર આપ્યો હોય એવા હરકોઇ અધિકારીએ; યોગ્ય રીતે તેનાપર આપ્યો

**છે તેવો પ્રત્યેક દસ્તાવેજ ખરો છે એવું અનુમાન કોર્ટે કરવું; પરંતુ એવા દસ્તાવેજને સારૂ કાયદામાં જે નમુનો ઠરાવ્યો હોય તે નમુના પ્રમાણે તે દસ્તાવેજ મુખ્ય મુદ્દાની વાતે હોવો જોઇએ, તથા તે દસ્તાવેજ જે રીતે કરવાનું કાયદામાં ઠરાવ્યું હોય તે રીતે થએલો છે, એવું તે દસ્તાવેજ ઉપરથી માલમ પડવું જોઇએ. એવા કોઇ દસ્તાવેજ ઉપરથી જે અધિકારીએ તે ઉપર સહી કીધેલી અથવા દાખલો આપેલો સમજાતો હોય, તે અધિકારીને સદરહુ સહી કરતી વખતે કાગળ મજકુરમાં અધિકારી મજકુરે બતાવ્યા પ્રમાણેનો સરકારી હોદ્દો હતો, એવું પણ કોર્ટે અનુમાન કરવું.**

**ટીકા**—જે વખતે શાબેતીની સાચી કલ્પના સંપુર્ણ રીતે સમજવામાં નહી હતી, તે વખતે પદાર્થનું જ્ઞાન જેમ જેમ વધતું ગયું તેમ તેમ તે કલ્પના ધીમે ધીમે માલમ પડી, તોપણ જારે તે જ્ઞાન થોડું ફેલાએલું હતું ત્યારે અવલોકન કરી જે શાબેતી થાય તેવી શાબેતીની ખામી પુરાવના કેવા વજનથી પુરી પડે તે બાતત કલ્પનાઓ કરવાને ઘણાક યત્નો કરવામાં આવેલા હતા. કેટલાક કામોમાં તો શાક્ષિઓની અમુક સંખ્યા હોય અને તેમની શાહેદી હોવી જોઇએ એમ ઠરાવવામાં આવતું હતું, જેમકે અમુક હકિકત બે શાહેદીઓથી, અને અમુક હકિકત ચાર શાહેદીઓથી શાબેત થાય. કેટલાક કામોમાં "અમુક રકમો સંપુર્ણ પુરાવ, અર્ધ સંપુર્ણ પુરાવ, અર્ધ કરતાં ઓછો સંપુર્ણ અને અર્ધ સંપુર્ણ કરતાં વધારે ગણવામાં આવતી હતી.

આ કલ્પના સાથે અનુમાનના નિયમનો સાંકડો સબંધ છે. અમુક કામોમાં અમુક હકિકત ઉપરથી ન્યાયાધિશોને ધારવાનાં અનુમાનો છે, માટે શાબેતીના તાજવામાં આ અનુમાનો ઉપર કેટલુંક વજન રાખવામાં આવે છે. અમુક અનુમાન અને અમુક પુરાવ હોય તો તે સંપુર્ણ, અર્ધો ઈત્યાદિ પુરાવ થાય છે. × × ×

ઇંગ્રેજી "લા" પ્રમાણે નીચે મુજબ ચાર પ્રકારનાં અનુમાનો છેઃ—

૧. નિર્ણયકાર્ક અનુમાનો. આ મુશીબતે મળે તેવાં છે, પણ તે જ્યારે હોય છે ત્યારે અમુક રીતીની શાબેતી ઉલટાવી શકાતી નથી.

૨. જે અમુક હકિકત બની કેહેતો હોય તેને શીર તે શાબેત કરવાનો બોજો છે, એવો જે સાધારણ નિયમ છે તેને હરકત કરતા અનુમાનો. જે એમ કેહેતું હોય કે એક માણસ મરણ પામેલો છે તો, તેણે તે મરણ શાબેત કરવું જોઈએ, પણ જો તે એમ બતાવી આપે કે સાત વર્ષથી તે સખસ વિશે કાંઈ પણ સાંભળવામાં આવેલું નથી તો, તેના ઉપરથી પુરાવનો બોજો ખશી સામા પક્ષકારના ઉપર પડે છે. "

૩. ઈંગ્રેજી "લા" પ્રમાણે કેટલાંક અનુમાનો છે તે વખતે રદ થઈ શકે છે, તોપણ તે નિયમ કરતાં વધારે છે, પણ તે કેટલાં વધારે છે તે કેહેવું સેહેલું નથી. આવા અનુમાનનો એક દાખલો એ છે કે અમુક ચોરાએલો માલ એકાદા સખસના કબજામાં હોય તો, તે કબજેદાર ચોર છે અગર ચોરાએલો માલ રાખનાર છે એવું જ્યાંહાં સુધી તે કબજા વિશે ખુલ્લાસો બતાવે નહી, ત્યાંહાં સુધી અનુમાન થાય છે.

૪. હકિકતનાં અનુમાનો જે ફક્ત તકરારો છે, સબબ કોર્ટ પોતાની નજરમાં આવે

તેટલું તેના ઉપર વજન રાખી શકે છે. (સ્ટીફનસાહેબની ટીકાનું પાનું. ૧૩૧ થી ૧૩૩)

સરકારી સર્ટિફીકેટોની બાબતમાં તેમના લાભમાં કાયદા પ્રમાણે અનુમાન કરવું એવું કોર્ટ ઠરાવેલું છે, તોપણ તે અનુમાન નિશ્ચયકારક નથી, અને રદ થઈ શકે તેવું છે. તે અનુમાન પ્રથમ દર્શનિક છે, સબબ સર્ટીફીકટ વિગરે ખરૂ ના હોય તો, તે ખોટું છે એમ બતાવી શકાય છે. ઈંગ્રેજી "લા" નો એક નિયમ છે કે "જ્યારે કૃત્ય સરકારી પ્રકારનું હોય અગર સરકારી અધિકારીઓનો તેમાં અનુમત હોવાની જરૂર હોય તો, તે યોગ્ય રીતે થએલું છે, એમ અનુમાન થાય છે. આ બાબતમાં સાધારણ નિયમ એવો છે કે દરેક વસ્તુ જ્યાંહાં સુધી વિરૂદ્ધ બતાવી આપવામાં ના આવે, ત્યાંહાં સુધી ખરી રીતે અને ઘટતી રીતે તે કરવામાં આવી છે એમ અનુમાન કરવું જોઈએ". ઈંગ્રેજી લામાં એક જુનો નિયમ એવો પણ છે કે "જ્યારે સરકારીરાહે કાંઇ કૃત્ય કોઇ સખસ કરે ત્યારે તે કરવાને તેને યોગ્ય રીતે નીમવામાં આવેલો છે એવું અનુમાન થાય છે." (મેકગાહી વિ. આલસ્ટન, ૨ એમ અને ડબલ્યું. ૨૧૧). આ નિયમો ઉપર નજર રાખી આ કલમ કરવામાં આવી છે, તેમ આ કલમ ઘડવામાં કાયદાનો નિયમ છે કે "જ્યાંહાં સુધી અમુક હકિકત વિરૂદ્ધ બતાવવામાં ના આવે, ત્યાંહાં સુધી તે હકિકતના ફાયદામાં અનુમાન કરવું." તે ઉપર પણ લક્ષ રાખવામાં આવેલું છે. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૬૦).

મી૦ ટેલરસાહેબે પોતાના ગ્રંથની કલમ ૧૩૨ માં કહેલું છે કે જ્યારે કાગળના કેટલાક એકઠા તારોથી મીલકતની વ્યવસ્થા કરવામાં આવી હોય, અને છેલ્લા તાર ઉપર સહી અને શાહેદીઓ હોય તો, જ્યાંહાં સુધી વિરૂદ્ધ પુરાવ તા હોય ત્યાંહાં સુધી તે તારોનું લખાણ કેટલુંક ખુલ્લી રીતે એક બીજા વિરૂદ્ધ હોય, તોપણ જે વખતે વીલ કરવામાં આવ્યું તે વખતે તે દરેક તાર તે વીલનો ભાગ છે એમ કોર્ટ અનુમાન કરવું.

તેમજ એક વીલમાં શાહીથી કાંઇ ફેરફાર કરવામાં આવેલો હોય અને સફાઈબંધ લખવામાં આવેલું હોય તો, પછી તેમાં "પેનસીલ" થી કાંઈ ફેરફાર કરવામાં આવેલો હોય તે સફાઈબંધ અગર સંપુર્ણ ના હોય તો, તે પેનસીલનો ફેરફાર જાણીબુજીને કરવામાં આવ્યો છે એમ કોર્ટ અનુમાન કરે છે. પણ જો એમ બતાવવામાં આવે કે આ પેનસીલથી કરેલો ફેરફાર તે વીલના ભાગ પ્રમાણે કરવાના ઈરાદાથી કરવામાં આવેલો છે તો, સદરહુ અનુમાન રેહેતું નથી.

મી૦ ટેલરસાહેબે પોતાના ગ્રંથની કલમ ૧૩૪, ૧૩૭ માં કહેલું છે કે, જ્યારે વીલ અગર પુરવણી વીલમાં ફેરફાર, વચમાં ઘાલેલું અને છોલેલું હોય, ત્યારે તે વીલ અગર પુરવણી વીલ થયા પછી કરવામાં આવેલું છે એમ ઇંગ્રેજી લા પ્રમાણે અનુમાન થાય છે; પરંતુ ડીડ અને વીલની બાબતમાં અસલમાં કોરી જગો રાખવામાં આવેલી હોય તે જગોએ લખાણ કરેલું હોય તો, તે કરી આપ્યા પેહેલાં તે લખાણ થયું છે એમ અનુમાન થાય છે. તેમજ કેટલાંક કામો કે જેમાં પક્ષકારોએ એક બીજા સાથે મળી જઈ દસ્તાવેજો કરેલા છે એવી સુચના થતી હોય, તેવા દસ્તાવેજ ના હોય તો તે દસ્તાવેજમાં જે લખ્યા તારીખો હોય તે તારીખોએજ તે થયા છે એમ અનુમાન કરવું જોઈએ. (કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૮૭).

## કલમ ૮૦ મી.

પુરાવાનું દફ્તર ગુજારવામાં આવે ત્યારે કેવું અનુમાન કરવું.

**૮૦. જ્યારે હરકોઇ કોર્ટની રૂબરૂ એવો હરકોઇ દસ્તાવજ ગુજારવામાં આવે કે તે દસ્તાવેજ ઉપરથી એમ સમજાય, કે દસ્તાવેજ મજકુર કોઈ ઇનસાફી મુકદમામાં, કિંવા એવો પુરાવો લેવાનો કાયદાથી અખત્યાર હોય, એવા હરકોઈ અધિકારીની રૂબરૂ, કોઈ શાહેદે આપેલી શાહેદીનું કિંવા શાહેદીના ભાગનું દફ્તર કિંવા યાદદાસ્ત છે, અથવા તો હરકોઇ કેદીની કિંવા તોહમતવાળા સખસની કાયદા પ્રમાણે લીધેલી જુબાની કિંવા કબુલત છે, તથા દસ્તાવેજ મજકુર ઉપરથી એવું સમજયામાં આવે કે તેના ઉપર કોઈ જડજ કિંવા માજીસ્ટ્રેટ કિંવા એવા ઉપર કહેલા કોઈ અધિકારીએ સહી કીધી છે, ત્યારે કોર્ટ મજકુરે એવું અનુમાન કરવું કે,**

**દસ્તાવેજ મજકુર ખરો છે; તથા સદરહુ શાહેદી કિંવા જુબાની કિંવા કબુલતના ઉપર સહી કરનાર સખસે તે શાહેદી કિંવા જુબાની કિંવા કબુલત કેવી હકીકતની સાથે લેવામાં આવી હતી તે બાબત જે વાતો લખેલી તે ઉપર થકી સમજાય તે વાતો ખરી છે; તથા એવી શાહેદી કિંવા જુબાની કિંવા કબુલત યોગ્ય રીતે લેવામાં આવી હતી.**

**ટીકા.**—રાણી વિ. સુખીઆઇસ ( ૧૦ બં. લા. રી. પાનું ૩૩૨ ) ના કામમાં ઠરાવ કરવામાં આવેલો છે કે, તોહમતવાળાને જે સ્વાલ કરવામાં આવે તેના જવાબમાં તેણે કબુલત આપી હોય તો, તે કબુલતના સબંધમાં તે કેદી જે કાંઇ બોલ્યો હોય તેનો વિચાર કરી અર્થ કરવો જોઇએ.

રાણી વિ. ફ્રાટીક બીસ્વાસ ( ૧ બં. લા. રી. ૧૩ ) ના કામમાં ઠરાવવામાં આવ્યુ કે, પ્રતિજ્ઞા ઉપર જુઠી શાક્ષી આપ્યાના કામમાં જે હકીકતને માટે તોહમત રાખવામાં આવે છે, તે હકીકતો તોહમતદારે શાક્ષી આપતી વખત ખરેખર લખાવી હતી કે કેમ, તેનો પુરાવો આપવો જોઇએ. જે કોર્ટમાં તે જુબાની લીધી હતી તે કોર્ટના અધિકારીના હાથ દસકત વિશેનું સેશન જડજનું જ્ઞાન તે હકીકત લખાવ્યાનો કાયદેસર પુરાવ નથી. આ નિયમ આ કલમ રદ કરે છે.

આ કલમમાં જુબાનીઓ વિગરેની સરકારી નકલો હોય તેની વ્યવસ્થા કરવામાં આવી છે. આગલી કલમ ૭૯ કરતાં આ કલમ પ્રમાણે અનુમાન કરવાનું ઘણું બોહોળુ છે. તે અનુમાન ફ્કત તે દસ્તાવેજના સાચાપણા બાબતજ કરવાનું છે એટલુંજ નહી, પણ તે દસ્તાવેજમાં બતાવેલી હકિકત પ્રમાણે તેમાં લખેલો મજકુર કેહેવામાં અને લખી લેવામાં આવેલો છે. એવું પણ અનુમાન કરવાનું છે. અરજીઓ વિગરે કોર્ટોને અને વિશેષે કરીને રેવન્યું અધિકારીને કરવામાં આવેલા હોય, તેની નકલો વારંવાર પુરાવમાં આપવામાં આવે છે, તેના કરતાં ન્યાયની રૂઇએ લીધેલી જુબાનીઓની નકલોની સ્થિતિ ઘણી

જુદી છે. જ્યારે કાંઇ જુબાની ખુલ્લી કોર્ટમાં અગર માજીસ્ટ્રેટે લીધેલી હોય, ત્યારે તેમાં કેટલુંક પ્રસિદ્ધપણું અને ગંભિરતા છે, અને તેથી દરેક વસ્તુ રીતસર, ખરી રીતે અને પ્રમાણીકપણે કરવામાં આવેલી છે એવું અનુમાન કરવાને પુકત ખાત્રિ થાય છે. અરજીઓ કરવામાં આવે, પણ ઘણી વખત જુઠી બનાવવામાં આવે છે. પાછળથી પુરાવમાં મંગાવવા સારૂ તે કલેકટરની આફીસમાં આપવામાં આવે છે, અને તેથી જે સખસોને હરકત થવાની હોય તેમની પીઠ પછવાડે તે તઈયાર કરવામાં આવી હોય છે. તેઓ બીલકુલ ખાનગી અને ચુપકીથી થાય છે. માટે જ્યારે કોઈ સખસ અરજી વિગરે કર્યાની વાત ઇનકાર કરે ત્યારે અસલ રજુ કરવી જોઈએ; કારણ કે તેના ખરાપણાનો આધાર તે અરજી નીચે સહી બનાવેલી છે કિંવા નહી તે ઉપર રહેલો છે. પરંતુ જુબાનીની સરકારી નકલની બાબતમાં પ્રથમ દર્શનિક સંતોષકાર્ક અનુમાન કરવાને જે જે કરવું જોઇએ તે તમામ કરેલું છે, એવું પુકત રીતે સંભવે છે.

આ દેશની સરકારી કોર્ટના જ્યુડીશીયલ દફતરો સાથે આ કલમ નિસ્બત રાખે છે. પરરાજ્યની કોર્ટોનાં દફતરો બાબતમાં જુઓ કલમ ૮૬

દફતરની નોંધો વિશે અનુમાન કરવામાં આ કલમ બેહદ છુટ આપે છે, કેમકે જે દસ્તાવેજની નકલો કોર્ટમાં આવે છે તે વિશે ખરાપણાનું અને રીતસર હોવાનું અનુમાન કરવા કોર્ટને પરવાનગી આપે છે. આવા દસ્તાવેજો ખોટા બનાવવાનો ઘણીવાર સંભવ હોય છે, કેમકે આગળ ઉપર કામ આવે તેટલા સારૂ કોઈ માણસ બીજાના નામથી વગર અખત્યારે કાંઇ અરજી કરે, અને પાછળથી તે અરજીની નકલ પુરાવમાં આપે તો, તે વિશે અનુમાન લેવું એ ઘણું જોખમ ભરેલું છે.

કેદીઓ જેમ કબુલત આપે છે અને પછી પોતાના કૃત્યના પરીણામમાંથી બચવાને તેમની તપાસની વખતે વારંવાર તેઓ કેહે છે કે અમારી પાસે તે કબુલત જબરાઇથી કરાવેલી છે; તેમજ જે સાક્ષિઓને તેમની આગળ આપેલી જુબાનીઓ વંચાવવામાં આવે છે, ત્યારે તેઓ પણ કેહે છે કે તે ઉપર અમે સહી કરી ત્યાર પેહેલાં અમને તે સમજાવવામાં આવેલી નથી, અગર અમે જે કહ્યું છે તે બરોબર લખી લીધું નથી. આ કલમ પ્રમાણેનું અનુમાન નિશ્ચયકાર્ક નથી. પરંતુ તે રદ થઇ શકે છે. " અનુમાન કરવું " તે બાબત કલમ ૪ થી જોવી. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૬૧ ).

જાણીબુજીને જુઠી શાહેદી આપ્યાના આરોપની તપાસ ચાલતી હોય, તેમાં તોહમતવાળાએ તે શાહેદીએ એ આપેલો દસ્તાવેજ ફરીયાદ તરફથી રજુ કરવામાં આવે તો, પછી તે દસ્તાવેજમાં લખેલા શબ્દો તોહમતવાળાએ બરોબર કહ્યા હતા એવું કોર્ટ અનુમાન કરી શકે છે કિંવા નહી? તેમાં ઠરાવવામાં આવ્યું કે તોહમતવાળો પોતાના બચાવમાં એમ બતાવી શકે છે કે, મેં જે શબ્દો કહેલા છે તે બરોબર લખવામાં આવેલા નથી. ( ફીલ્ડસાહેબની ત્રીજી આવૃતિનું પાનું ૩૯૨ ) તથા ( ૨૨ વી. રી. ક્રી. રૂ. પાનું. ૨ તથા ( ૨૩ વી. રી. ક્રી. રૂ. પાનું. ૨૮ ).

૯ વી. રી. ફોજદારી રૂલીંગ પાનું. ૬૯ મે બેહારીલાલ બોઝ વિગરેનો મુકરદમો છે, તેમાં ઠરાવવામાં આવ્યું છે કે કાયદા પ્રમાણે કલેકટરને ઇંગ્રેજીમાં યાદદાસ્ત

કરવી રહેલી હોય તેથી દેશી ભાષામાં વિગતવાર જુબાની લખવામાં આવી હોય તો, તે આપનાર તોહમતવાળા વિરૂદ્ધ તેણે જાણીબુજીને જુઠી શાહેદી આપ્યાના કામમાં પુરાવ થવાને અટકાવ થતો નથી.

**ફેંસલા**—જે સખસે આ ફી કબુલ કરી માજીસ્ત્રેટની કોર્ટમાં શાક્ષી આપેલી હોય, તેની જુબાની જ્યારે તેમાં ફી રદ કરવામાં આવે અને તેની તપાસ સેશનકોર્ટની રૂબરૂ, માજીસ્ત્રેટની રૂબરૂ જે સખસે જુબાની આપી હોય તેની સાથે મળતી આવ્યાના પુરાવ સિવાય તપાસ કરવામાં આવે, ત્યારે તે તેના વિરૂદ્ધ પુરાવમાં લેઈ શકાતી નથી. ( ઈ. લા. રી. ક. વા. ૧૧ પાનું. ૫૮૦ )

મહારાણી કૈસરે વિ. વીરાનના કામમાં જસ્ટીસ પાર્કરસાહેબના અભિપ્રાયમાં આવેલું છે કે, ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૧૬૪ નો ઠરાવ આજ્ઞા ભરેલો છે, અને કલમ ૫૩૩ જે કામમાં સદરહુ કલમ ૧૬૪ પ્રમાણે ચાલવાને યત્ન કરવામાં આવેલો ના હોય, તે કામમાં કાંઈ કબુલત દાખલ થઈ શકતી નથી; માટે એકાદા સખસે કબુલતની કહેલી હકીકત માજીસ્ત્રેટે પોતાના કારોબારના કામ તરીકે લખી લીધી હોય તો, તે આ કલમ પ્રમાણે પુરાવમાં દાખલ કરવા લાયક નથી. માજીસ્ત્રેટે તે સખસના વિરૂદ્ધ કાંઇ પણ કાયદેસર પુરાવ લેતા પેહેલાં તેને તેની કબુલતની હકીકત બાબત તપાસેલો હોય તો, તે કાયદેસર છે, માટે તે તપાસનું લખાણ તે સખસ વિરૂદ્ધ ઉપયોગમાં લેઈ શકાતું નથી. તે સખસની લખી લીધેલી હકીકત પુરાવમાં દાખલ થઇ શકે એવી ના હોય, તેથી તે વિષેનો ઉપપુરાવ આપી શકાતો નથી. ( ઇં. લા. રી. મ. વા. ૯ પાનું. ૨૨૪ )

## કલમ ૮૧ મી.

ગેઝેટ બાબત અનુમાન.

**૮૧. કોઈ દસ્તાવેજ ઉપરથી એવું સમજાય કે તે લંડન ગેઝેટ છે, અથવા ઇંડિયા ગેઝેટ છે, અથવા હરકોઈ સ્થાનિક સરકારનું, કિંવા બ્રિટિશ સરકારે વસાવેલા હરકોઇ મુલકનું કિંવા બ્રિટિશ સરકારના તાબાના કિંવા હસ્તગત કીધેલા મુલકનું સરકારી ગેઝેટ છે, અથવા કોઇ વર્તમાનપત્ર કિંવા ચોપાનીયું છે અથવા પાર્લામેંટના અસાર્વજનિક આક્ટની રાણીના છાપનારે છાપેલી નકલ છે, તે પ્રત્યેક દસ્તાવેજ, તથા કોઈ દસ્તાવેજ ઉપરથી એમ સમજાય કે તે એવો દસ્તાવેજ છે કે તેને કોઈ સખસે રાખવાનું કાયદામાં ફરમાવ્યું છે, તે પ્રત્યેક દસ્તાવેજ જો કાયદામાં ફરમાવેલા નમુના પ્રમાણે મુખ્ય મુદ્દાની વાતે રાખવામાં આવતો હોય, તથા જેના હવાલામાંથી રજુ થવો જોઈએ તેના હવાલામાંથી રજુ થાય, તો તે ખરા છે એવું કોર્ટે અનુમાન કરવું.**

**ટીકા**—આ કલમના સબંધમાં જુઓ કલમ ૩૭. યોગ્ય હવાલા બાબત કલમ ૯૦ મી જોવી.

## કલમ ૮૨ મી.

સહી અથવા શિક્કાની શાબેતી થયા વગર ઇંગ્લાંડમાં જે દસ્તાવેજ પુરાવામાં લેવા યોગ્ય હોય, તે દસ્તાવેજ બાબત અનુમાન.

**૮૨. કોઈ દસ્તાવેજ ઉપરથી એમ સમજાય કે તે દસ્તાવેજ ઇંગ્લાંડ અથવા આયરલાંડમાં તે વખતના ચાલુ કાયદા પ્રમાણે ઇંગ્લંડ અથવા આયરલંડ માંહેની હરકોઇ ઈનસાફની કોર્ટમાં તે ઉપરના તેની બરાબરપણા બાબતના શિક્કા કિંવા સ્ટાંપ કિંવા સહીની, અથવા તેના ઉપર જે સખસે સહી કરયાનું તે ઉપરથી સમજાય તે સખસના ઈનસાફી અથવા સરકારી હોદ્દાની શાબેતી થયા વિના, કોઇ વાતની શાબેતીમાં લેવા યોગ્ય હોય એવો દસ્તાવેજ છે,તો તે દસ્તાવેજ જ્યારે કોઈ કોર્ટમાં ગુજારવામાં આવે, ત્યારે કોર્ટે અનુમાન કરવું કે એવો શિક્કો કિંવા સ્ટાંપ કિંવા સહી ખરી છે, તથા તે દસ્તાવેજના ઉપર સહી કરનાર સખસને સહી મજકુર કરતી વખતે તેનો બતાવેલો ઇનસાફી કિંવા સરકારી હોદ્દો હતો;**

**તથા ઈંગ્લંડ અથવા આયરલંડમાં દસ્તાવેજ મજકુર જે વાતના પુરાવામાં લેવા યોગ્ય હોય, તે વાતના પુરાવા સારૂ તેને કબુલ રાખવો.**

**ટીકા**—જે દસ્તાવેજો સહી, શીક્કા શાબીત કરયા શિવાય કામમાં આવે છે તે; જેમકે (૧) આફીશીયલ રજીસ્ટરો (૨) સાર્વજનીક આફીસમાં રાખવામાં આવતાં પુસ્તક (૩) હિંદુસ્તાનમાં થએલા જન્મ, લગ્ન અને મરણની સ્ટેટ શેક્રેટેરીસાહેબની આફીસમાં રાખવામાં આવતી નોંધો (૪) તેમજ બીજે ઠેકાણે થએલા જન્મ મરણના ઈંગ્લાંડમાં રેહેતાં રજીસ્ટરો. આ વિગેરે કેટલાક દસ્તાવેજો કે જે ઇંગલાંડ તથા આયરલાંડમાં સહી, સીક્કા શાબીત કરયા વિના કામ આવે છે, તે બધાં તેજ કારણસર આંહીની કોર્ટોમાં પણ કામ આવે છે, અને સહી સીક્કા વિશે તેવીજ રીતે અનુમાન લેવાય છે.

સન ૧૮૪૫ ના દસ્તાવેજી પુરાવ આકટની કલમ ૧૧૩ માં ઠરાવવામાં આવ્યું છે કે "હાલ જે આકટ અમલમાં હોય અગર હવે પછી અમલમાં આવે તે પ્રમાણે કોઈ સર્ટિફીકટ, સરકારી અગર સાર્વજનિક દસ્તાવેજ, અગર કોઈ કારપોરેશન અગર જોઇંટસ્ટાક કંપની અગર બીજી કંપનીનો દસ્તાવેજ, અગર પ્રોસીડીંગ અગર કોઈ દસ્તાવેજ, નિયમ, રજીષ્ટરમાં અગર બીજી બુકમાં દાખલ કરેલી રકમ અગર બીજા કોઈ પ્રોસીડીંગની દાખલાવાળી નકલ, તે કોઈ કાયદેસર અધિકારી રૂબરૂ અગર ન્યાયની રૂઇથી ચાલતા કામમાં પુરાવામાં લેઈ શકાય છે. પરંતુ તે ઉપર શિક્કો અગર સહી અને શિક્કો બેઉ હોવાં જોઇએ, તે સહી અગર શિક્કો અગર બેઉ હાલના ચાલુ કાયદા પ્રમાણે, અગર હવે પછી તે બાબત કાયદો કરવામાં આવે તે પ્રમાણે હોવાં જોઇએ. × × × × +  ×

મી○ ટેલરસાહેબ પોતાના ગ્રંથની કલમ ૧૪૩૮ માં કેહેછે કે ઇંગ્રેજી કામન લાપ્રમાણે સરકારી રજીષ્ટરો સરકારી આફીસોમાં અમુક વ્યવહાર દાખલ કરવાને રાખેલી ચોપડાઓ

અને બીજા સાર્વજનિક દસ્તાવેજો જે સખસોએ તૈયાર કરેલા હોય, તેમની શાહેદી તે દસ્તાવેજના ખરાપણા બાબત લીધા શિવાય પુરાવમાં દાખલ થવા લાયક છે. અને ૧૪ તથા ૧૫ વીકટોરીયાના બાબ ૯૯ ની કલમ ૧૪ પ્રમાણે કોઈ દસ્તાવેજ એવો સાર્વજનિક પ્રકારનો હોય કે, તે જો ફક્ત યોગ્ય કબજેદાર પાસેથી રજુ કરવામાં આવે તો તે પુરાવમાં દાખલ થવા લાયક છે, અને તેવા દસ્તાવેજનો મજકુર તે દસ્તાવેજની નકલથી અગર ઇતેકાફથી શાબેત થઈ શકે છે તેવો કોઇ કાયદો ના હોય તો, જો તે નકલ અગર ઇતેકાફ તપાસેલો છે અગર જે અધિકારીના કબજામાં તે સોંપવામાં આવેલો હોય તેની તે ઉપર સહી અને દાખલો હોય તે નકલ અગર ઇતેકાફથી શાબેત થઇ શકે છે. (કનીંગહામ સાહેબની ટીકાનું પાનું. ૮૯ ).

## કલમ ૮૩ મી.

હરકોઇ મુકદમાના કામ સારૂ બનાવેલા નકશાની શાબેતી બાબત.

**૮૩. કોઇ નકશા અથવા પ્લાન ઉપરથી એમ સમજાય કે તે સરકારના હુકમથી કરવામાં આવ્યા છે, તો તે નકશા અથવા પ્લાન એ પ્રમાણે કરવામાં આવ્યા છે, તથા બરાબર છે એવું કોર્ટે અનુમાન કરવું; પરંતુ હરકોઇ મુકદમાના કામને સારૂ જે નકશા અથવા પ્લાન બનાવ્યા હોય, તે નકશા તથા પ્લાન બરાબર છે એવી શાબેતી થવી જોઇએ.**

**ટીકા**—આ કલમમાં એટલુંજ ધ્યાન રાખવાનું છે કે ફક્ત સરકારનાજ હુકમથી જે નુકશાઓ થયા હોય તેજ વિશે અનુમાન લેવાય છે. આના સબંધમાં કલમ ૩૬ તથા કલમ ૮૭ જોવી; તથા ૨૧ સધરલાન્ડ વિ. રી. દિવાની ફેંસલાને પાને ૧૧૫ મે રાધીકા મોહનરાય વિ. ગંગાનારાયણ ચોધ્રીનો મુકરદમો જોવો.

**ફેંસલા**—સરકારના કબજામાં ખાનગી માલેક તરીકે એક મહેલ હોય તે દરમીયાનમાં સરકારનો અધીકારી એક નુકશો તૈયાર કરે તો, તે હિંદુસ્થાનના પુરાવ આકટની કલમ ૮૩ ના અર્થ પ્રમાણે સરકારના અધિકારીએ તે કરેલો છે, તેથી તેના ખરાપણાનું અનુમાન કરી શકાય નહી, પરંતુ આવો નકશો પુરાવ આકટની કલમ. ૧૩ પ્રમાણે પુરાવમાં દાખલ થઇ શકે છે. (ઈ. લા. રી. ક. વા. ૫. પાનું ૨૮૭)

સરકારના અધિકારથી જે નકશો કરવામાં આવેલો હોય તેના ખરાપણા બાબત પુરાવ આકટ પ્રમાણે જે અનુમાન થાય છે, તે સરકારના અધિકારથી પાછળની જરીફથી નકશો કરવામાં આવેલો હોય તેથી રદ જતુ નથી. (ઈ. લા. રી. ક. વા. ૫ પાનું ૮૨૨)

સરકારે પોતાના ખાનગી ઉપયોગ સારૂ "ચીતા" કરેલા હોય તે કલેકટરની માહેતી માટે કરેલા છે એમ થાય છે, અને તેથી કાંઇ વધારે નથી. માટે અમુક ખાનગી સખસોના વિરૂદ્ધ તેમાં બાતાવેલી જમીન્ અમુક રીતની અગર અમુક પટાની છે, એવું બતાવવાને તે કાંઈ પુરાવ નથી. (ઈ. લા. રી. કલકતા. વા. ૯. પાનું ૭૪૧.)

## કલમ ૮૪ મી.

કાયદાના તથા કોર્ટના ફેંસલાઓનાસં

**૮૪. કોઇ ગ્રંથ ઉપરથી એમ સમજાય કે તે હરકોઇ રશની સરકારના હુકમથી છાપવામાં કિંવા પ્રસિદ્ધ કરવામાં**

ગ્રહ ગ્રંથ બાબત અનુમાન.

આવ્યો છે, તથા તેમાં દેશ મજકુરના કાયદામાંના કોઈ કાયદા છે તો, એવો પ્રત્યેક ગ્રંથ ખરો છે એવું કોર્ટે અનુમાન કરવું.

તથા કોઈ ગ્રંથ ઉપરથી એવું સમજાય કે તેમાં એવા દેશની કોર્ટોના ફેંસલાના રીપોર્ટો છે, તો એવો પ્રત્યેક ગ્રંથ ખરો છે, એવું કોર્ટે અનુમાન કરવું.

**ટીકા**—આ કલમના સબંધમાં જુઓ કલમ ૩૮ અને ઈંડિઅન લા રીપોર્ટસ વિશે આપણી હિંદુસ્તાન સરકારે આકટ મંજુર કરેલો છે, તે લક્ષમાં રાખવો દુરસ્ત છે.

## કલમ ૮૫ મી.

મુખત્યારનામા બાબત અનુમાન.

**૮૫.** કોઇ દસ્તાવેજ ઉપરથી એમ સમજાય કે તે મુખત્યારનામું છે, તથા તે હરકોઇ નોટરીપબ્લીકની અથવા કોર્ટની, અથવા જડજની, અથવા માજીસ્ત્રેટની, અથવા બ્રિટિશ કાનસલની અથવા વાઇસ કાનસલની, અથવા મહારાણીના અથવા હિંદુસ્તાનની સરકારના પ્રતિનિધિની રૂબરૂ થએલું છે, તથા તેના ખરાપણા વિશે તેના ઉપર તેણે સહી કરી છે, તો એવો પ્રત્યેક દસ્તાવેજ એ પ્રમાણે થએલો છે, તથા તે ઉપર એ પ્રમાણે ખરાપણાની સહી કરી છે, એવું કોર્ટે અનુમાન કરવું.

**ટીકા**—આ કલમની સાથે સન ૧૮૭૭ ના આકટ ૩ જા ( નોંધવાના કાયદા ) ની કલમ ૩૩ લક્ષમાં રાખવી જોઈએ, તે કલમ ઉપર આ કાયદાથી અસર થતી નથી. નોંધવાના કાયદા પ્રમાણે જે મુખત્યારનામાની જરૂર છે તે સદરહુ કલમ ૩૩ પ્રમાણે હોવાં જોઇએ.

આ બાબતમાં મી૦ ફીલ્ડસાહેબ કેહે છે કે રજીસ્ટર થએલા મુખત્યારનામા બાબત રજીસ્ટર કરયા સિવાય બીજા કારણસર કાંઈ અનુમાન લેવાતુ નથી.

નોટરીપબ્લીક સબંધી મી૦ ફીલ્ડસાહેબ કેહે છે કે હિંદુસ્તાનમાં કાંઈ ધારો નથી. આવા ધારાની ઘણી જરૂર છે.

બંગાળ સરકારે સન ૧૮૭૧ની સાલમાં સરકયુલર કાઢી જણાવ્યું હતુ કે મુખત્યારનામામાં જડજ અથવા માજીસ્ત્રટની સહી જોઈએ, એવી કોઈ ધારાની રૂઇએ જરૂર રાખી નથી. ખાનગી સાહેદોની શાખ કરતાં કોર્ટની સાખ ઉપર કાંઈ વધારે વજન આપવાનો ઠરાવ નથી. જો કોઈ કામમાં કોર્ટની સાખની ખાયસ રાખવામાં આવે ત્યારે બે રૂપીયા ફી ભરે તો, એ અરજ મંજુર કરવી.

## કલમ ૮૬ મી.

પારકા દેશનાઇનસાફના દફતરોની દાખલાવાળી નકલો બાબત અનુમાન.

**૮૬.** કોઇ દસ્તાવેજ ઉપરથી એમ સમજાય કે તે મહારાણીના તાબાના મુલકનો ભાગ ન હોય, એવા કોઇ દેશના ઇનસાફના દફતરની દાખલાવાળી નકલ છે, ત્યારે તે દસ્તાવેજ ઉપરથી જો એવું જણાય કે દેશ મજકુરમાં ઇનસાફ-

**ના દફતરની નકલો ખરી કરી આપવા સારૂ જે રીત સામાન્ય રીતે ઉપયોગમાં આવતી હોય, તે રીત કઇ છે તેનો દાખલો મહારાણીના અથવા હિંદુસ્તાનની સરકારના એવા દેશમાં રહેનારા પ્રતિનિધિએ આપ્યો હોય, તે દાખલામાં લખેલી રીત પ્રમાણે દસ્તાવેજ મજકુર ઉપર ખરાપણાનો દાખલો કર્યો છે, તો તે દસ્તાવેજ ખરો તથા બરાબર છે એવું અનુમાન કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—અહિયાં આ આકટની કલમ ૭૮ ની રકમ ૬ નો ઠરાવ કેહેવાની જરૂર દીસે છે, તે એવી રીતે છે કે "કોઈ પારકા દેશમાંના કોઈ બીજી જાતના સાર્વજનિક દસ્તાવેજ તથા અસલ દસ્તાવેજ શાબેત કરી શકાય છે; અથવા કાયદા પ્રમાણે તે લેખ જેની પાસે રેહેતો હોય તેણે કરી આપેલી દાખલવાળી નકલ સાથે જો કોઈ નોટરીપબ્લીકનું, અથવા બ્રિટીશ કોંસિલનું, અથવા રાણી તરફથી તે રાજ્યમાં મોકલેલા કોઇ વકીલનું, શિક્કાવાળું એવું સર્ટીફીકટ હોય કે, અસલ દસ્તાવેજ કાયદા પ્રમાણે જે અમલદારના હવાલામાં છે તે અમલદારે યોગ્ય રીતે નકલ મજકુર ઉપર ખરાપણાનો દાખલો કર્યો છે તો, સદરહુ પારકા દેશના કાયદા પ્રમાણે દસ્તાવેજ મજકુરનો પ્રકાર શાબેત થએથી સદરહુ દાખલાવાળી નકલથી શાબેત કરી શકાય છે."

આ સાથે આ આકટની કલમ ૮૨ મી પણ વાંચી લક્ષમાં રાખવાની જરૂર છે, મદ્રાસ જુરીસ્ટના વાલ્યુમ ૮ ને પાને ૧૪ મે શ્રીમની મોહીની ડોસી વિ. શ્રીસચંદ બોઝના કામમાં જસ્ટીસ મેકફરસને પરરાજ્યના ફેંસલાની નકલ ઉપર મહારાણીના અથવા હિંદુસ્તાનની સરકારના પ્રતિનિધિએ ખરાપણાનો દાખલો કર્યો ન્હોતો, તોપણ પુરાવમાં લીધી, કારણ કે એ નકલ ઉપર પરરાજ્યની કોર્ટના રજીસ્ટ્રારે યોગ્ય રીતે શિક્કો કર્યો છે તથા ખરાપણાની સહી કરી છે, એવી શાહેદે સોગન ઉપર જુબાની આપેલી છે.

સન ૧૮૮૨ ના આકટ ૧૪ માની કલમ ૧૩ ના ખુલાસા ૬ ઠામાં ઠરાવવામાં આવ્યું છે કે, "પરરાજ્યના ફેંસલા ઉપર આધાર રાખવાનો હોય, ત્યારે ખરાપણાના યોગ્ય દાખલા સહીત તે ફેંસલો હાજર કર્યો એટલે, તે લેખ ઉપરથી વિરૂદ્ધ પ્રકાર નજરે ન આવે તો, તે ફેંસલો કરનારી કોર્ટને હકુમત ન્હોતી એ વાત શાબેત કરીને તે અનુમાન રદ થઈ શકશે." જો દફતર ઉપરથી કાંઈ ઉલટું માલમ પડે તો તે જુદી વાત છે, પણ ઉપર પ્રમાણેનું અનુમાન એ હકુમત નથી, એમ શાબેત કરવાથી તે દુર કરી શકાય છે.

**ફેંસલો**—કુચબીહારના સીવીલ જડજે રંગપુરના જીલ્લા જડજની કોર્ટ તરફ પોતાની કોર્ટનું હુકમનામું બજાવવા સારૂ મોકલ્યું, તે હુકમનામાની નકલ ઉપર જડજે પોતે સહી કરવાને બદલે સીરસ્તેદારે સહી કરી હતી; સબાર્ડીનેટ જડજને આ હુકમનામું મળ્યું, એટલે તેમણે દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૪૮ પ્રમાણે હુકમનામાના દેણદાર ઉપર નોટીસ બજાવી તેને એવું પુછ્યું કે, તે હુકમનામું શાવાસ્તે નહી બજાવવું તેનું કારણ બતાવવું, અને તરતજ તેની મીલકત જપ્ત કરવાનો હુકમ કર્યો. હુકમનામાના દેણદારે હાજર થઇને એવી હરકત લીધી કે તે કામના કાગળની નકલ યોગ્ય રીતે સહી કરેલી નથી, માટે તમામ બજાવણીનું કામ બરોબર નથી. તે ઉપરથી સબાર્ડીનેટ જડજે તે

કાગળો જીલ્લા જડજની મારફતે કુચબીહારની કોર્ટમાં પાછા મોકલ્યા, કે જેથી યોગ્ય નમુના પ્રમાણે સર્ટીફીકેટ આપવામાં આવે. અને ફરમાવ્યું કે તે કાગળો પાછા આવ્યા પછી બીજી જે તકરારો ઉત્પન કરવામાં આવેલી છે તેનો નિર્ણય કરવામાં આવશે. પણ અપીલ માં એવું બતાવવામાં આવ્યું કે સબાર્ડીનેટ જડજનો હુકમ હકુમત વિનાનો છે, જીલ્લા જડજે તે અપીલ રદ કરી. તે ઉપર હુકમનામાના દેણદારે હાયકોર્ટમાં અપીલ કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે સબાર્ડીનેટ જડજે તે કાગળો યોગ્ય સર્ટીફીકટને સારૂ કુચબીહારની કોર્ટમાં પાછા મોકલ્યા તે બરોબર છે, અને તેમણે બજાવણીનું કામ તદન રદ કરવું જોઇતું હતું, પણ નીચેની અપીલકોર્ટમાં તે કારણ બતાવવામાં આવ્યું નથી, માટે અપીલ કાઢી નાંખવી જોઇએ. ( ઈ. લા. રી. ક. વા. ૧૪ પાનું ૫૪૬ )

## કલમ ૮૭ મી.

ચોપડી તથા નકશાબાબત અનુમાન.

**૮૭. જે વિષયમાં સાર્વજનિક કિંવા સામાન્ય ફાયદા ગેરફાયદાનો સબંધ છે તે વિષયો સબંધી માહેતી સારૂ કોઈ ચોપડી કોર્ટ જુવે તે ચોપડી, તથા કોઈ પ્રસિદ્ધ થએલો નકશો અથવા ચાર્ટ કોર્ટમાં તપાસવાને સારૂ રજુ કરવામાં આવે અને તેમાં બતાવેલી વાત લગતી હકિકત હોય, તો તે ચોપડી તથા નકશો અથવા ચાર્ટ જે સખસે અથવા જે વખતે અથવા જે જગોએ લખ્યાનું અથવા છાપ્યાનું તે ઉપરથી સમજાય, તે સખસે તથા તે વખતે તથા તે જગોએ છાપ્યો તથા પ્રસિદ્ધ કીધો, એવું અનુમાન કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કલમ વાંચતાં આ આકટની કલમ ૩૬ ગી લક્ષમાં રાખવાની છે.

## કલમ ૮૮ મી.

ફોટોગ્રાફ તથા યંત્ર વડે થએલી નકલો તથા તારયંત્ર માર્ગે મોકલેલા સંદેસા બાબત અનુમાન.

**૮૮. કોઇ તારયંત્રની કચેરીમાંથી કોઇ સંદેસો તેમાં બતાવ્યા પ્રમાણેના સખસ પાસે મોકલવામાં આવ્યો હોય, તે સંદેસો તે તારયંત્રની કચેરી તરફથી આવેલો તે સંદેસા ઉપરથી સમજાય, તે કચેરીમાં તારયંત્ર માર્ગે મોકલવા સારૂ આપેલા સંદેસા સાથે મળતો છે, એવું અનુમાન કરવાને કોર્ટ મુખત્યાર છે; પરંતુ એવો સંદેસો તારયંત્ર માર્ગે મોકલવાને જે સખસે આપ્યો હોય, તે સખસ બાબત કોર્ટ કાંઈ અનુમાન કરવું નહી.**

**ટીકા**—મુળ કલમમાં ફોટોગ્રાફ વિશે લખાણ હતું, તે કમીટીએ ફેરવી નાંખ્યું, પણ માર્જીનની નોટ શરત ચુકથી અસલ મુજબ રહી ગઈ છે.

અસલ બીલના મુસદામાં આ કલમમાં ફોટોગ્રાફ વિગરે સારૂ પણ ઠરાવ કરવામાં આવેલો હતો, પણ કમીટીએ તેમાં ફેરફાર કરી હાલ આ કલમમાં ઠરાવ છે તે મંજુર રાખેલો છે.

કલમ ૬૨ નો ખુલાસો ૨ જો તથા કલમ ૬૩ ની રકમ ૨ જી જોવી.

આ કલમ પ્રમાણે કોર્ટને વાજબી લાગે તો અનુમાન લે, પણ તેમ કરવા ફરજ નથી. આ આકટના મુસદામાં તેમ અનુમાન લેવાની ફરજ હતી. તેમજ ફોટોગ્રાફ અને યંત્ર વડે કરેલી નકલો વિશે પણ ઠરાવ કરવાનું ધાર્યું હતું, પણ તે બાબતો પાછળથી કાઢી નાંખી છે, તોપણ આ કલમના મારજીનમાં તે બાબતો શરત ચુકથી રહી ગએલી જણાય છે.

## કલમ ૮૯ મી.

કોર્ટમાં રજુ નહી થયા હોયએવા દસ્તાવેજ યોગ્ય રીતે થયા વગરેબાબતઅનુમાન.

**૮૯. કોઈ દસ્તાવેજ મંગાવ્યો હોય, અને તેને હાજર કરવાની નોટીસ આપ્યા પછી રજુ ન થયો હોય, તો તેવા પ્રત્યેક દસ્તાવેજ ઉપર કાયદામાં ફરમાવેલી રીતી પ્રમાણે સાક્ષિ છે તથા સ્ટાંપ છે, તથા તે થયો છે એવું અનુમાન કોર્ટે કરવું.**

**ટીકા**—આ કલમ સાથે આ આકટની કલમ ૬૬ તથા ૧૬૪ વાંચવી.

જ્યારે દસ્તાવેજ રજુ કરવાને મંગાવવામાં આવેલો છતાં તે રજુ કરવામાં ના આવે તો, આ કલમ પ્રમાણે કોર્ટે અનુમાન કરવાનું છે. બીજા દસ્તાવેજો બાબત કોર્ટની નજરમાં યોગ્ય આવે તો, આ આકટની કલમ ૧૧૪ પ્રમાણે અનુમાન કરવાને તે મુખત્યાર છે, પરંતુ તેમ કરવાને કોર્ટને બંધનકારક નથી. ( કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૯૧).

નીરપ્રાધીપણા તરફ હમેશાં અનુમાન થાય છે, માટે કાયદા પ્રમાણે જે જે કરવામાં જરૂર હોય તે તમામ કરવામાં આવેલું છે એવું અનુમાન થાય છે. સબબ દસ્તાવેજ લખી આપવામાં આવેલો હતો, તેના ઉપર શાહેદીઓ થએલી હતી, અને યોગ્ય સ્ટાંપ હતો એવું અનુમાન જે પક્ષકારના કબજામાં તે દસ્તાવેજ હોય તેને તે રજુ કરવાને નોટીસ આપ્યા છતાં તે રજુ કરે નહી અગર રજુ કરવામાં કસુર કરે તો થાય છે; ( ક્રીસ્પ વિ. એનડરસન, ૧ સ્ટાર્ક. ૩૫ ) તેમજ જ્યારે દસ્તાવેજ ખોવાયો હોય ત્યારે પણ તેજ અનુમાન થાય છે, ( પુલી. વિ. ગુડવીન, ૪ આડોલફસ એન્ડ. એલીસ. રી. પાનું. ૯૪ ) તોપણ દસ્તાવેજ ઉપર યોગ્ય સ્ટાંપ વિગરે નહી હતું એવો પુરાવ આપી શકાય છે. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૬૫ )

## કલમ ૯૦ મી.

ત્રીસવર્ષના જુના દસ્તાવેજ.

**૯૦. કોઈ દસ્તાવેજ ઉપરથી એવું સમજાય કે તે ત્રીસ વર્ષનો જુનો છે, અથવા તે ત્રીસ વર્ષનો જુનો છે એવું શાબેત થયું હોય; તેવો દસ્તાવેજ કોઇ એવા હવાલામાંથી રજુ થાય કે તે હવાલો તે અમુક કામમાં કોર્ટની નજરમાં યોગ્ય લાગે, ત્યારે તે કામમાં કોર્ટ એવું અનુમાન કરવાને મુખત્યાર છે કે એવા દસ્તાવેજ ઉપરની સહી તથા તેનો બીજો પ્રત્યેક ભાગ કોઇ અમુક સખસને અક્ષરે લખેલો તે ઉપરથી સમજાય તે સખસને અક્ષરે લખેલો છે, તથા કામ મજકુર સહી અથવા સાક્ષિ થએલા દસ્તાવેજની**

તકરારનું હોય તો, તે દસ્તાવેજ ઉપર જે સખસોએ સહી તથા સાક્ષિ કર્યાનું તે ઉપરથી સમજાય તે સખસોએ તેના ઉપર યોગ્ય રીતે સહી તથા સાક્ષિ કરી છે.

ખુલાસો.—જ્યારે દસ્તાવેજ જે જગામાં તથા જે સખસની સંભાળ તળે સ્વભાવિક રીતે હોવા જોઇએ, તે જગામાં તથા તે સખસની સંભાળ તળે હોય, ત્યારે દસ્તાવેજ મજકુર યોગ્ય હવાલામાં છે એમ સમજવું; પરંતુ એવું શાબેત થાય કે કોઈ હવાલાની ઉત્પતિ યાને મુળ કાયદેસર છે, અથવા તે અમુક કામની હકિકત ઉપરથી તે હવાલાની ઉત્પતી સંભવિત ઠરતી હોય તો, તે હવાલો અયોગ્ય નથી.

આ ખુલાસો કલમ ૧૮ મીને પણ લાગુ છે.

દૃષ્ટાંતો.

(अ.) अની પાસે લાંબી મુદતથી કાંઈ જમીનની મિલકતનો કબજો છે, તે પોતાના હવાલામાંથી જમીન મજકુરને સબંધ રાખતાં તે ઉપરના પોતાના હક્કનાં ખત રજુ કરે છે. એ હવાલો યોગ્ય છે.

(ब.) કોઈ જમીનની મિલકતનો अ ગીરોદાર છે. તે જમીન સબંધીના ખત તે રજુ કરે છે. જમીન મજકુર ગીરો મુકનારના કબજામાં છે. એ હવાલો યોગ્ય છે.

(क.) अ, ब નો કાંઈ સગો છે. તેને बના કબજામાંની જમીન સબંધીના ખત સંભાળથી સાચવી રાખવા સારૂ ब એ અનામત આપી મુકેલાં તે अ રજુ કરે છે. એ હવાલો યોગ્ય છે.

ટીકા—આ કલમ પ્રમાણે અનુમાન લેવા કોર્ટ બંધાએલી નથી, કેમકે વખતે કોઈ કામની એવી પણ કેફીયત હોય કે જેથી તેમ અનુમાન કરવું વ્યાજબી જણાય નહી. આ બાબત આણંદ વિ. મુકત (૨૧ વી. રી. ૧૩૦) વિગરે કેસ જુઓ.

ત્રીસ વર્ષના દસ્તાવેજો શાબેત થએલાજ છે, એમ આ કલમ પ્રમાણે સમજવાનું છે; એટલે તે શાબેત કરવાને કોઈ શાહેદી બોલાવવાની જરૂર નથી. ડો. વિ. વોલી. ૮ બી અને સી. ૨૨ ). આ નિયમ કાંઈ ફક્ત ડીડસ અને વીલને લાગુ છે એટલુંજ નહી, પણ કાગળો, રકમો, પોંહોંચો અને તમામ દસ્તાવેજોને લાગુ છે. આ નિયમ કરવાનું કારણ એટલુંજ છે કે "આટલી લાંબી મુદત વીતી ગયા પછી તે લખનાર પક્ષકારના હરફ શાબેત કરવાને ઘણી મુસ્કેલી પડે અગર વખતે અશકય થાય." તોપણ આ કલમની ભાષા એવી છે કે, આંવા જુના દસ્તાવેજો અમુક સખસના હાથના લખેલા છે, એવું અનુમાન કરી શકાય; પણ કાંઇ તેવું અનુમાન કરવુંજ જોઈએ એમ નથી, સબબ કોર્ટની નજરમાં યોગ્ય લાગે તો અમુક દસ્તાવેજ ગમે તો સદરહુ મુદતનો જુનો હોય, તોપણ તે શાબેત

કરવાને પુરાવ માગી શકે છે. ગુરૂપ્રસાદ રાય વિ. બીકનટો ચંદ્રરાય ( ૬ સધરલાન્ડ વી. રી. ૮૨, નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૬૬ ).

આ બાબતમાં મી૦ ટેલરસાહેબ પોતાના ગ્રંથની કલમ ૫૯૩ માં કહે છે કે, જુના દસ્તાવેજો જે દસ્તાવેજો ત્રીસ વર્ષ કરતાં જાદે મુદતના છે, તે છે. તે દસ્તાવેજોનો જુનો કબજો છે, એટલોજ પુરાવ મળી શકે છે. તેથી જરૂરીના કારણસર તેવા દસ્તાવેજોના આધારથી જે સખસો દાવો રાખતા હોય તેમના ફાયદામાં અને જે સખસો તેઓ સાથે સબંધ રાખતા ના હોય તેમની વિરૂદ્ધ ન્યાયની કોર્ટમાં કાયદા પ્રમાણે વાંચી શકાય છે. પરંતુ તે દસ્તાવેજોમાં ફક્ત આગળ બનેલી હકિકતજ લખેલી હોય તેવા નહી જોઇએ. તે દસ્તાવેજો માલેકપણાના કૃત્ય, હક્ક અગર બીજો વ્યવહાર તે સબંધમાં હોય તેને-અમલ કરેલો હોય એવો જોઈએ. આ પ્રકારનો પુરાવ બેશક સંભાળથી અને બારીકાઇથી તપાસવાનો છે; કારણ કે પ્રથમ તો તે દસ્તાવેજના પક્ષકારોની સાથે જે લાગતા વળગતા હોય અને જેના હવાલામાંથી તે રજુ થએલો હોય, તેમને ફાયદો કરવાનો તેનો અસર થાય છે; અને વળી તે દસ્તાવેજ શાબેત કરવામાં આવતો નથી પણ મુદ્દાનો એક ભાગ થઈ પડે છે; તોપણ આવા દસ્તાવેજો જુઠા બનાવેલા અને તે સબંધીમાં કપટ થએલું કવીચતજ હોય છે, કારણ કે તેવું હોય છે તો તે દસ્તાવેજની અંદરની મતલબની અરસપરસ વિરૂદ્ધતાથી તેનું ખરૂ રૂપ જણાઈ આવે છે. સબબ આવા દસ્તાવેજો દાખલ કરવાને જેટલો ભય ધારવામાં આવે છે તેટલો ભય નથી. વળી આવો પુરાવ ઘણી વખત ઘણો અગત્યનો થઇ પડે છે, માટે તે બાતલ કરી ગેરઈનસાફ કરવો તેના કરતાં કોઇ પ્રસંગે કપટ થાય તો હરકત નથી."

અલકા વિ. કાશીચંદ્ર ( ૧ વી. રી. ૧૩૧ ) ના કામમાં કલકત્તા હાયકોર્ટે ઠરાવ્યું છે કે, પટાનો દસ્તાવેજ જુના વખતની તારીખ હોવાના સબબથીજ માત્ર ખરો માની શકાય નહી, કેમકે તેની હયાતીનો અને પ્રસિદ્ધ થયાનો પુરાવો નથી.

તોપણ ૬ ઠા વીકલી રીપોર્ટના સીવીલ રૂલીંગને પાને ૮૨ મે ગુરૂપ્રસાદ રાય વિગરે વિ. બૈકુંઠચંદ્ર રાય વિગરેના કામમાં ઠરાવવામાં આવેલું છે કે, "ઇંગ્રેજી પ્રમાણશાસ્ત્રમાં એવો નિયમ છે કે, દસ્તાવેજ ત્રીસ વર્ષ કરતાં વધારે મુદતનો જુનો હોય અને યોગ્ય સખસના હવાલામાંથી યોગ્ય સખસે રજુ કરેલો હોય તો, તે દસ્તાવેજ થયા વિશે રીતસર પુરાવ હોવાની જરૂર રાખવામાં આવતી નથી." પણ તે નિયમ એવો વધારે નથી કે જો તે દસ્તાવેજનું ખરાપણું કાંઈ કારણને લીધે અંદેશા ભરેલું હોય, તોપણ કોર્ટ તે કબુલ કરે-કોર્ટને તો તેવે પ્રસંગે તે દસ્તાવેજ ગમે તેટલો જુનો હોય તોપણ રદ કરવાને અખત્યાર છે. આ ઈંગ્રેજી નિયમ આ દેશની કોર્ટને લાગુ છે એમ માનવાથી અપીલવાળાને તેથી કાંઈ લાભ થતો નથી, કારણ પ્રથમ તેના હવાલામાં એ દસ્તાવેજ હતો એ, બતાવ્યું નથી, જેથી એ નિયમ લાગુ નથી. અને કદી એ વાત સંતોષકાર્ક રીતે બતાવી હોત, તોપણ જડજ ધારે કે એ દસ્તાવેજ બનાવટી અથવા સંસયવાળો છે તો, તે કાઢી નાંખવાને તેને પુરી સત્તા હતી.

મી૦ ફીલીપ્સસાહેબ કહે છે કે જુના દસ્તાવેજો દાખલ થવા લાયક થવાને તે સબંધીમાં કાંઈ [illegible] કરવામાં આવેલું હતું એવો પુરાવ હોવો જોઇએ, અગર જ્યાંહાં કામનો પ્રકાર એવી રીતનો હોય કે આવો પુરાવ ના હોય તો, હાલના ભોગવટા બાબતની શાબેતી હોવી જોઇએ. પરંતુ મી૦ ટેલરસાહેબ કહે છે કે આવો પુરાવ ના હોય તો તેથી તે દસ્તાવેજના વજનમાં હરકત થાય છે, પણ તેથી કોંઈ તે દાખલ કરવાને હરકત થતી નથી, અને આવોજ વિચાર અહિ હિંદુસ્તાનનો કાયદો ઘડનારે પણ કરેલો જણાય છે.

"યોગ્ય હવાલો" કોને કહેવો એ કોર્ટની નજર ઉપર રહેલું છે, પરંતુ તેની હદ આ કલમના નીચેના ખુલાસાથી બાંધવામાં આવી છે.

દેવાજી ગયાજી વિ. ગોદાભાઈ (બં. લા. રી. પાનું ૮૬૭) ના કામમાં પ્રિવિકૌંસિલના નામદાર સાહેબોએ કહેલું કે "આ ખતની પુષ્ટીમાં જે પુરાવ છે તે બાબત તે ખત યોગ્ય હવાલામાં હતું, તે બાબત જે તકરાર છે તે સબંધી નામદારસાહેબોના અભિપ્રાયમાં આવે છે કે, જે સખસો તે ખતના ઠરાવથી દાવો રાખે છે, તેમણે હમેશાંની રીતી પ્રમાણે તે પુરાવ રજુ કરેલો છે. માટે તે પોતાના કબજામાં રાખવાને પણ હક્કદાર હતા, સબબ તે ખત "યોગ્ય હવાલા" માંથી આવ્યું છે, એમ ઠરાવવુંજ જોઈએ. (ફીલ્ડસાહેબની ટીકા આવૃતિ ૩ જી પાનું. ૪૦૦)

એકાવરી વિ. કૈલાસ (૨૧ વિ. રી. ૪૫) ના કામમાં હાયકોર્ટે કહ્યું છે કે "આ કબુલત આશરે ૪૫ વર્ષની જુની છે અને વાદીનો એક નોકર પોતાની નોકરી દરમિયાન, એટલે કે છેલ્લાં ૧૫ વર્ષ થયાં પોતાને કબજે હોવાના સોગન ખાય છે. જો આ માણસની જુબાની વિસ્વાસપાત્ર હોય તો એ દસ્તાવેજ યોગ્ય હવાલામાંથી નીકળ્યો છે, એટલે કે જમીનદારી સબંધી કાગળપત્રો રાખવાનું કામ નોકર તરીકે જેને સોંપવામાં આવ્યું હતું તેની પાસેથી આવ્યો છે. માટે એ કબુલતનો પ્રતક્ષ પુરાવ લેવાની જરૂર ન્હોતી."

બીસેસર વિ. લેંબ (૨૧ વિ. રી. ૨૨) ના કામમાં કલકત્તા હાયકોર્ટના જડજોએ એક મત થઇ કહ્યું કે "તે દસ્તાવેજ અસલ હતો એવું તો શાબેત કરવામાં આવ્યું નથી, એટલા માટે કે તે ૩૦ વર્ષનો જુનો છે અને તે શાબેત કરવાને કોઈ સાહેદો હયાત નથી. માટે તેનું ખરાપણું શાબેત કરવાને સારૂ એમ બતાવવાની જરૂર છે કે તે દસ્તાવેજની સાથેજ કબજો મળયો હતો."

આ કલમ નીચે જે દ્રષ્ટાંતો બતાવેલાં છે તેમાં **અ** તથા **બ** દ્રષ્ટાંતમાં જે સખસના કબજામાં અગર હવાલામાં સ્વભાવિક રીતે દસ્તાવેજ હોય તે બતાવેલું છે, અને **ક** દ્રષ્ટાંતમાં દસ્તાવેજ સાધારણ રીતે તેના માલેકના કબજામાં હોય, પણ અમુક હકિકતને લીધે તે બીજાના કબજામાં હોય એમ બતાવવામાં આવેલું છે.

**ફેંસલા**—ત્રીસ વર્ષ ઉપરાંતનો પટો હતો; તેથી તે નીચે જેની સહી કહેવામાં આવી છે તેના હાથની સહી પુરાવ આકટની કલમ ૯૦ પ્રમાણે થાય છે. પરંતુ તમામ માલેકો તરફથી તે કરવામાં આવી હતી, એવું બતાવવાનું કામ પ્રતીવાદીનું છે, અબીલકરાઈ વિ. દુલીઆબરાઇ (ઈ. લા. રી. ક. વા. ૩ પાનું ૫૫૭.)

અમુક દસ્તાવેજ છેવટ યોગ્ય કબજેદારના કબજામાં હતો, અને તે ખોવાએલો છે, એમ બતાવી શકાય તેવું હોય, અને જો તે ૩૦ વર્ષ કરતાં વધારે મુદત ઉપરનો હોય તો,

તે અસલ દસ્તાવેજ થયાનો પુરાવ લીધા વિના તે દસ્તાવેજના મજકુરનો બીજા દરજ્જાનો પુરાવ લેઈ શકાય છે (ઈ. લા. રી. ક. વા. ૫ પાનું ૮૮૬).

ત્રીસ વર્ષ કરતાં વધારે વર્ષનો જુનો દસ્તાવેજ હોય અને તે યોગ્ય કબજામાંથી રજુ કરવામાં આવેલો હોય, તોપણ, તે દસ્તાવેજ ઉપરની સહી સાચી છે એમ કબુલ કરવાને કોર્ટ બંધાએલા નથી. હક્કની શાબેતી તરીકે તેવો દસ્તાવેજ કબુલ કરતાં પેહેલાં કોર્ટે જાતે ખાત્રી કરવી જોઇએ કે, જે સખસે તે દસ્તાવેજ ઉપર સહી કરી છે તે સખસનો તે વખતે તે દસ્તાવેજ આપવાનો હક્ક હતો એમ શાબેત કરવું જોઇએ. (ઈ. લા. રી. ક. વા. ૬ પાનું ૨૦૯).

સન ૧૮૪૭ માં એક હિંદુ વિધવા अ એ ब ના લાભમાં વારસપત્ર કર્યું, તે નીચે પ્રમાણે હતું, "મારો ધણી ગુજરી ગયો છે, અમારે કાંઇ ફરજંદ નથી, અને તમે મારા ધણીના પીત્રાઈ ભાઈના દીકારા છો, માટે આ બાબતનો વિચાર કરી મારા ધણીએ પોતાના મરણ વખતે એવી મરજી બતાવી છે કે, બનારસમાં જે મકાન છે તે સિવાય પુનામાંના તમામ મકાનો અને દુકાનો તમને આપવી જોઇએ, અને પુના સબંધી જે નાણા વ્યવહાર છે તે તમામના તમને માલીક કરવા જોઈએ, સબબ તેની આજ્ઞાને માન્ય કરી આ વારસપત્ર તમને લખી આપું છું, અને તમામ સદરહુ મીલકતના અમારા દીકરા પ્રમાણે તમને માલેક કરૂં છું, માટે સુખેથી તમારા નામથી તે મીલકત ભોગવો, આ વારસપત્રની રૂઈએ ब એ તેમાં બતાવેલી મીલકતનો કબજો લીધો, અને પોતાની હયાતીમાં ભોગવી. તેના મરણ પછી તેના સગીર દીકરા क ની તરફથી તેના ગુમાસ્તાએ તે મીલકતનો વહીવટ કરયો. સન ૧૮૮૧ માં क એ એ મકાન અને એક બાગ જે વારસપત્રમાં આપેલી મીલકત પૈકીનાં છે, તે છોડાવવાને દાવો કરયો. તેમાં એવું ઠરાવવામાં આવ્યું કે તે વારસપત્ર ૩૦ વર્ષ કરતાં વધારે મુદતતું જુનું છે, અને યોગ્ય કબજામાંથી રજુ થએલું છે, કારણ કે કામની હકીકત પ્રમાણે ગુમાસ્તાનો કબજો તે કાયદા પ્રમાણે તેના શેઠનો કબજો છે, તેથી આ કાયદાની આ કલમ પ્રમાણે તે પુરાવમાં દાખલ કરવા લાયક છે ( ઈ. લા. રી. ૧૧ મું. પાનું. ૮૯ )

એક દીકરીનો પોતાના બાપની તરફથી એક પટો ૩૦ વર્ષ કરતાં વધારે મુદતનો છે એમ કહેલું, અને એવું માલમ પડેલું છે કે બાપના મરણથી તેણીના કબજામાં તે પટો બાપના વારસોની કાંઈ પણ હરકત શિવાય ૪૦ વર્ષથી છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કલમના હેતુ પ્રમાણે તે દીકરીનો તે પટાનો કબજો સ્વભાવિક ને યોગ્ય છે. ૩૦ વર્ષના જુના દસ્તાવેજો લખી આપ્યા બાબતના પુરાવા વિશે આ કલમમાં જે નિયમ ઠરાવવામ આવ્યો છે, તે આ દેશમાં ખાસ સંભાળ અને સાવધગીરીથી લાગુ કરવો જોઈએ. ( ઈ. લા. રી. ક. વા. ૧૧ પાનું. ૫૩૯ )

## કલમ ૯૧ મી.

## બાબ ૬ ઠો.—દસ્તાવેજી પુરાવો હોય ત્યારે મુખજુબાની પુરાવો નહિ લેવા બાબત.

---

લખેલા કરારની શરતોનો પુરાવો.

**૯૧. જયારે કોઇ કરારની, કિંવા કોઇ દાનની, કિંવા મિલકતની બીજી હરકોઈ વ્યવસ્થાની શરતોનો દસ્તાવેજ થ-**

યો હોય ત્યારે, તથા જે કામોમાં કોઇ બાબતનો દસ્તાવેજ કરવાનું કાયદામાં ફરમાવ્યું હોય તે સર્વે કામોમાં એવા કરારની, કિંવા દાનની, કિંવા મિલકતની બીજી વ્યવસ્થાની શરતોની શાબેતીમાં, અથવા એવી બાબતની શાબેતીમાં, સદરહુ મુળ દસ્તાવેજ શિવાય, અથવા આ આકટમાં ઉપર કહી ગએલા નિયમો મુજબ જે કામોમાં દોયમ પુરાવો લઈ શકાતો હોય તે કામોમાં સદરહુ દસ્તાવેજના મજકુરના દોયમ પુરાવા શિવાય, બીજો કાંઈ પુરાવો આપવો નહીં.

અપવાદ ૧ લો.—જ્યારે કોઈ સરકારી અમલદારને લખાણ કરીને નિમવાનું કાયદામાં ફરમાવ્યું હોય, અને જ્યારે એવું બતાવવામાં આવે કે કોઈ અમુક સખસે એવા અમલદારના હોદ્દાનું કામ કીધું છે, ત્યારે જે લખાણથી તે સખસની નિમણુક થઈ હોય, તે લખાણ શાબિત કરવાની જરૂર નથી.

અપવાદ ૨ જો.—બ્રિટિશ ઈંડિયામાં જે મૃત્યુપત્રો પ્રોબેટ કરવાને કબુલ કરવામાં આવ્યાં હોય, તે મૃત્યુપત્રો પ્રોબેટ વડે સાબિત કરી શકાય છે.

ખુલાસો ૧ લો.—જે કામોમાં ઉપર કહેલા કરાર, કિંવા દાન, કિંવા મિલકતની બીજી વ્યવસ્થા એક દસ્તાવેજમાં લખી હોય તે કામોને, તથા જે કામોમાં તે સર્વે એક કરતાં વધારે દસ્તાવેજમાં લખ્યાં હોય તે કામોને, એ બેઉને આ કલમ સરખી રીતે લાગુ પડે છે.

ખુલાસો ૨ જો.—જ્યારે અસલ દસ્તાવેજ એક કરતાં વધારે હોય, ત્યારે માત્ર એકજ અસલ દસ્તાવેજને શાબેત કરવાની જરૂર છે.

ખુલાસો ૩ જો.—આ કલમમાં જે હકિકત વિશે લખ્યુ છે તે હકિકત શિવાયની બીજી કોઈ હકિકતનો કોઈ પણ મજકુર કોઈ દસ્તાવેજમાં લખેલો હોય, તો તે પ્રમાણે લખ્યા ઉપરથી સદરહુ બીજી હકિકતનો મુખજુબાની પુરાવો લેવાઈ શકાતો નથી, એમ સમજવું નહી.

## દૃષ્ટાંતો.

(અ.) કોઇ કરાર કેટલાએક પત્રોમાં લખેલો હોય તો, જે જે પત્રોમાં લખ્યો હોય તે સર્વે પત્રો શાબેત થવાં જોઇએ.

(બ.) કોઈ કરાર કોઈ હુંડીમાં લખેલો હોય તો, તે હુંડી શાબેત થવી જોઇએ.

**(क.) જ્યારે કોઈ હુંડીનો ત્રણ નકલનો સેટ લખ્યો હોય, ત્યારે માત્ર એકજ નકલ શાબેત થવાની જંરૂર છે.**

**(ड.) અમુક શરતે ગળી આપવાનો अ લખાણ કરીને ब ની સાથે કરાર કરે છે. કરારમાં એવી એક હકિકત લખી છે કે કોઈ બીજે પ્રસંગે બીજી ગળી આપવાનો મુખજુબાની કરાર કરવામાં આવ્યો હતો, તે ગળીની કિમત ब એ अ ને આપી હતી.**

**સદરહુ બીજી ગળીના પઈસા આપ્યા ન્હોતા એવો મુખજુબાની પુરાવો આપવામાં આવે, તો તે પુરાવો લેવા યોગ્ય છે.**

**(इ.) ब એ આપેલા પઈસાની પોહોચ अ એ ब ને આપી છે.**

**સદરહુ પઈસા આપ્યાનો મુખજુબાની પુરાવો રજુ કરવામાં આવે તો, તે પુરાવો લેવા યોગ્ય છે.**

**ટીકા**—આ કલમ. (૧ કરાર, દાન અથવા મીલકતની બીજી વ્યવસ્થા લખીને કરેલી હોય ત્યારે તે (૨) કાયદા પ્રમાણે જે કાંઈ બાબત લખેલી હોવી જોઇએ તે. એ રીતે બે બાબતો અવલ કિંવા છુટ હોય ત્યાંહાં દોયમ પુરાવા શિવાય ત્રીજી રીતે, એટલે કે મુખજુબાની પુરાવથી શાબેત થઇ શકતી નથી, એવો નિયમ બાંધે છે.

હરકોઇ દસ્તાવેજનો મજકુર તે દસ્તાવેજ જે અસલ પુરાવ કેહેવામાં આવે છે તે, અગર તેની નકલ અગર તેના મજકુરનો મુખજુબાનીનો હેવાલ જે બીજા દરજ્જાનો પુરાવ કેહેવાય છે તે રજુ કરી શાબેત કરવો જોઈએ. પ્રથમ નિયમ પ્રમાણે અસલ પુરાવજ ગુજારવો જોઇએ, પરંતુ તે નિયમને સાત અપવાદો છે, જેમાં બીજા દરજ્જાનો પુરાવ દાખલ થઇ શકે છે. આ સાત અગત્યના અપવાદોમાં એક ઘણોજ અગત્યનો અપવાદ એવો છે કે, જે કામમાં દસ્તાવેજ વિરૂદ્ધ પક્ષકારના કબજામાં હોય તે બાબત બીજા દરજ્જાનો પુરાવ આપી શકાય, તે પેહેલાં તે વિરૂદ્ધ પક્ષકારને તે દસ્તાવેજ રજુ કરવાને નોટીસ આપવી જોઈએ. (૨) જ્યાંહાં દસ્તાવેજને બદલે સાર્વજનિક દસ્તાવેજની દાખલાવાળી નકલ રજુ થઇ શકતી હોય, ત્યાંહાં તે પણ ઘણોજ અગત્યનો અપવાદ છે.

મી૦ સ્ટીફનસાહેબ કહે છે કે આ બાબતમાં ઘણા વિશેષ ઠરાવો, અપવાદો અને વિશેષણો બતાવવાં એ ઘણું ધ્રુચવણ ભરેલું અને મુસ્કેલ જણાય છે. પરંતુ અહિયાં જે ઠરાવ કેહેવામાં આવેલો છે તે સ્પષ્ટ રીતે સમજવામાં અને મનમાં યાદ રાખવામાં આવે તો, પછી તે લાગુ કરવાનો પ્રસંગ પડે તે વખતે તેની વિગત વિષે સેહેલાઈથી માહીતી મેળવી શકશે. આ આક્ટમાં જે ઠરાવ કરવામાં આવેલા છે તે બાબત ઈંગ્લંડમાં જે ખરેખરી મુસ્કેલીઓ માલુમ પડેલી તે દુર કરવાને કરવામાં આવેલા છે, કારણ કે તે ઠરાવ પ્રથમથી કરવામાં ના આવે તો, તેવી મુસ્કેલીઓ અવસ્યે કરીને વારંવાર ઉત્પન્ન થાય, અને તેથી કજીયા વધે.

દસ્તાવેજી પુરાવ બાબત એક નિયમ છે. તે એ છે કે જે હેતુથી લખત કરવામાં આવે છે તે હેતુ તેમાં લખવામાં આવેલો હોય તે, યાદદાસ્તમાં કાયમ રાખવાનો છે, કે

જેથી તે બાબતની કાયમ શાબેતી પુરી પાડી શકાય. આ હેતુને સંપુર્ણ અમલ કરવાને બે વસ્તુઓની જરૂર છે, એક તો એ કે જો બની શકે તેવું હોય તો એ દસ્તાવેજ ના-બાધીશની રૂબરૂ તપાસ સારૂ રજુ કરવો જોઈએ, અને જો તે આગળના કરાર બાબત છેવટ ઠરાવ થયા બાબતનો દસ્તાવેજ હોય તો, તે છેવટનો ઠરાવ છે એમ સમજવો જોઈ-એ, અને મુખજુબાનીના શબ્દોથી તેમાં કાંઈ ફેરફાર થઈ શકતો નથી. જો આ નિયમો ના પેહેલા નિયમ પ્રમાણે ચાલવામાં ના આવે તો દસ્તાવેજનો ફાયદો રેહેતો નથી. જ્યા-રે લખત વાંચવામાં ના આવે ત્યારે તે લખત કરવાની જરૂર નથી. જો બીજા નિયમ પ્રમાણે ચાલવામાં ના આવે તો અમુક સ્વાલનો નિર્ણય ક્યારે થયો હતો તે કોઈ દીવશે લોકો જાણે નહી, કારણ કે તેઓ પોતાના લખતનો દરકાર રાખે નહી. ( સ્ટીફનસાહેબ ની ટીકાનું પાનું. ૧૩૦, ૧૩૧ )

લખત થએલું હોય પણ મુખજુબાની પુરાવ લેઈ શકાય છે તેવા થોડાક દાખલા અત્રે બતાવવા દુરસ્ત ધારવામાં આવેલા છે. જેમકે "એક કામમાં શાહેદી એમ કેહે કે પ્રતીવાદીએ માલ આપવો એવું મુખજુબાનીથી મેં તેને કહેલું છે, અને તેની સાથે એ-મ પણ કેહેવામાં આવે કે તે બાબતની તેને લખેલી નોટીસ પણ આપવામાં આવેલા છે, તેમાં લાર્ડ એલનબરોએ ઠરાવ્યું છે કે તે લખત રજુ કરવાની જરૂર નથી. ( સ્મી-થ વિ. યંગ, ૧ કયામ્પ. ૪૩૯ ), તેજ પ્રમાણે એક માણસે દેવું આપવાનું વચન લખી ને આપ્યું હોય તો, તે પુરાવ છે. લખેલી ભાડાચીઠી હોય તો તે રજુ કર્‌યા સિવાય જમીનદાર ભાડું કેટલું લેહેણું છે તે જેમ શાબેત કરી શકતો નથી, તેમ તે લખત રજુ કર્‌યા સિવાય અમુક સખસે અમુક જમીન સાંથે રાખી છે એવું પણ શાબેત થઇ શકતું નથી. એગસ્ટન વિ. ચાલીશ, (૧ એકસચેકર ૨૭૯). વળી એવું ઠરાવવામાં આવ્યું છે કે ભાગીદારી બાબતનો દસ્તાવેજ થયો હોય, તોપણ તે ભાગીદારી પક્ષકારના કૃત્ય ઉપરથી મુખજુબાની પુરાવથી શાબેત થઇ શકે છે. (એલડરસન વિ. કલે, ૧ સ્ટાર્ક. ૪૦૫) એક આરતીયાને આરત શું આપવી તે બાબતનો એક પત્રમાં ઠરાવ લખેલો હોય, તો-પણ આરતીઓ માલ વેચવાને નીમવામાં આવ્યો હતો એ બાબત મુખજુબાનીથી શા-બેત થઈ શકે છે. જયારે અમુક લગ્ન થયાની વાત શાબેત કરવાની હોય ત્યારે તે લગ્ન બાબતનો મજકુર રેજીષ્ટરમાં લખેલો હોય તે ફક્ત પુરાવ છે, એટલુંજ નહી, પણ તે લ-ગ્ન જે સખસોની રૂબરૂ થયું હોય તેઓની શાહેદીથી પણ શાબેત થઇ શકે છે; ઈ-વાન્સ વિ. માર્ગન. (૨ સી. એન્ડ. જે. ૪૫૩, નાર્ટનસાહેબની ટીકાનું પાનું ૨૬૯, ૨૭૦).

દસ્તાવેજ રજુ થઈ શકે તો તેનો મજકુર એ દસ્તાવેજથી શાબેત થઇ શકે છે. એ નિયમમાં આવતા કામોના મી૦ ટેલરસાહેબે ત્રણ વર્ગ પાડે્‌ છે.

( ૧ ) કાયદા પ્રમાણે જે દસ્તાવેજ લેખી હોવાની જરૂર છે તેવા દસ્તાવેજના મજકુર બદલ મુખજુબાની પુરાવો દાખલ થઇ શકે નહી.

( ૨ ) પક્ષકારોએ જે કરારને લખાણના સ્વરૂપમાં કર્‌યો છે, તે લેખી પુરાવને બદલે જુબાની પુરાવો દાખલ કરી શકાય નહી.

(૩) જે લખાણનું અસ્તીપણું અથવા મજકુર વાંધામાં છે, અને જે પક્ષકારો વચ્ચેના ઇશ્યુને મુદ્દાની બાબત છે, અને તે કોઇ બીજી બાબતની માત્ર યાદી જેવું નથી, તે લખાણને બદલે મુખ જુબાની પુરાવો દાખલ થઈ શકતો નથી.

આ કલમના બીજા ખુલાસાની બાબતમાં કલમ ૯૨ નો ૧ લો તથા ૨ જો ખુલાસો જુઓ. એ ખુલાસા ૩ જાના સબંધમાં દૃષ્ટાંત ડ તથા ઇ વાંચો.

અંદરનો ભાગ દુરસ્ત કરવાનો લેખી કરાર હોય અને બાહારનો દુરસ્ત કરયો હોય તો, તે બાબતના દાવામાં મુખજુબાની પુરાવો લેઇ શકાય છે, તેમજ ભાડાચીઠીની શરતોની તકરાર નહિ છતાં તે ઉપરથી થએલા કબજા વિશેની તકરાર હોય તો, તેમાં જુબાની પુરાવો લેઇ શકાય છે. (૨૪ વી. રી. પાનું. ૪૨૫)

જે બાબતોના દસ્તાવેજ કરવાનું કાયદામાં ફરમાવેલું છે, તે બાબતોનો ઘણોજ અગત્યનો વર્ગ જે કામમાં સન ૧૮૬૫ નો વારસાનો આક્ટ લાગુ થાય છે તેમાં વશિયતનામાથી વ્યવસ્થા કરેલી હોય તેવાં વશિયતનામાં અગર જેમાં હિંદુ વીલ આક્ટ (સન ૧૮૭૦ નો ૨૧ મો) લાગુ થાય છે, તેમાં હોવાંજ જોઇએ. પરંતુ આ કલમના ઠરાવથી સન ૧૮૬૫ ના વારસા બાબતના કાયદાની કલમ ૧૦૦ માં વીલનો અર્થ કરવા બાબત ઠરાવ છે, તેને હરકત થતી નથી.

સન ૧૮૭૨ ના આક્ટ ૯ મા (કરાર આક્ટ) ની કલમ ૨૫ (૧) પ્રમાણે નજીકના સગપણને લીધે પક્ષકારોની વચમાં સ્વભાવિક પ્યાર અને હેત હોય, અને તેથી જે કાંઈ લખત વચન આપી રજીસ્ટર કરી આપવામાં આવેલાં હોય તો તે બળવાન છે. પછી તે વચનનો કાંઇ અવેજ ના હોય તોપણ તેની ચીંતા નહી. આવાં વચન લખેલાં અને રજીસ્ટર થએલાં હોવાં જોઈએ, નહી તો તે નાબુદ થાય છે. સન ૧૮૭૭ ના રજીસ્ટ્રેશન આક્ટની કમલ ૪૯ માં ઠરાવ છે કે "કોઇપણ લેખ જે કલમ ૧૭ માં રજીસ્ટર કરવાનું ફરમાવ્યું હોય તેવો લેખ જો રજીસ્ટર કરાવ્યો ન હોય તો, તેમાં આવેલી કોઈ પણ સ્થાવર મીલકતને અસર કરશે નહી.

દસ્તાવેજની જરૂરી સબંધીમાં ચીફજસ્ટીસ સ્કાટલન્ડે એવું કહેલું છે કે "અમારી રૂબરૂ જે બાબત છે તે વિશે તો અમારે ઠરાવવું જોઈએ કે હાલનો જે વ્યવહાર છે તે બળવાન છે. હમણાં જે મુકરદમો જોવામાં આવ્યો તે ઉપરથી તથા બીજા આધારો ઉપરથી એમ જણાય છે કે, મુખજુબાનીથી જમીન અદલે બદલે, વેચાણ અગર બક્ષીસ આપ્યા બાબતના પુરાવની સાથે જો કબજો આપવામાં આવ્યો હોય તો, હિંદુશાસ્ત્ર મુજબ સારો પુરાવ છે અને બીજી રીતે કાંઇ હરકત લેવા લાયક નથી. ખરેખાત કોઈ કામમાં હિંદુશાસ્ત્ર પ્રમાણે અવસ્ય કરીને લખત હોવાની જરૂર નથી, તોપણ જો લખત હોય તો પુરાવમાં તે વધારે બળવાન અને કીમતી થાય છે. સ્ટ્રેંજ હિંદુલાનું પાનું ૨૭૭. મદ્રાસ સદર અદાલતે સન ૧૮૫૭ ના સ્પેશિયલ અપીલ નંબર ૫૬ કે જેમાં પડતર જમીન મુખજુબાનીથી અસાઇન કરવામાં આવેલી, અને તે કામ બળવાન ગણવામાં આવેલું તે જુવો."

વળી માન્ટીના રાયાપાયાજ વિ. ચેકુરી વેંકટરાજના કામમાં એવા વિચાર બતાવવામાં આવેલા છે કે "કેટલાક આધારેના ગ્રંથોમાં સ્પષ્ટ રીતે એમ કેહેવામાં આવેલું છે કે અમુક વ્યવહારનો લખતથી પુરાવ થાય છે. પણ હિંદુશાસ્ત્ર આ બાબતમાં કાંઈ પણ વધારે દર્શાવનાર છે, એવું કોઇ પણ કામમાં થઈ શકતું નથી, એમ અમારા માનવામાં આવે છે. તોપણ લેખી દસ્તાવેજો ઘણા અગત્યના અને કીમતી છે, તેથી પક્ષકારોના હિત અને ન્યાયના કારણસર તેવા દસ્તાવેજો પસંદ કરવા જોઇએ; અને જ્યાંહાં વ્યવહારની હકીકત અને પ્રકાર જોતાં પક્ષકારોની વચમાંના વ્યવહાર મુજબ અગર દેશના રીવાજ ઉપરથી વ્યાજબીરાહે લખત થવાની ઉમેદ રાખવામાં આવતી હોય, ત્યાંહાં ફક્ત મુખજુબાનીનો પુરાવ હોય ત્યારે તે ઘણીજ સાવધગીરી અને વિચારથી લેવો જોઇએ; કારણ કે ફક્ત આવો પુરાવ તો જુઠ અને કપટ કરવાને સેહેલાઈથી બનાવી શકાય છે. જે મુકરદમાઓના રીપોર્ટ થઈ ચુકેલા છે તેમાં મુખજુબાનીનો પુરાવ વેચાણ, અગર બીજી રીતે જમાન આપવા બાબત બસ નથી, એવું સદરકોર્ટે ઠરાવેલું છે, તે વિશે અમારી નજરમાં આવે છે કે હિંદુશાસ્ત્ર પ્રમાણે અવસ્યે કરીને દસ્તાવેજ હોવાની જરૂર છે, એવું ઠરાવવાને એ ખાત્રી લાયક આધાર નથી. ( ૧ મદ્રાસ. હાય. રી.પાનું ૧૦૦ )

વિધવાને દત્ત લેવાને અખત્યાર આપવા બાબત લખત હોવાની જરૂર નથી, તોપણ ઘણુંકરીને તે બાબત લખત હોય છે, કારણ ડાહાપણ તરીકે જો વખત અને સાધન હોય તો તે બાબત લખત હોવુંજ જોઇએ. સ્ટ્રેંજ હિંદુ લા પાનું ૮૦, તેમ દત્તપત્ર લખેલું હોવાની જરૂર નથી. સ્ટ્રેંજ હિંદુ લા પાનું ૯૩. વેંહેંચણીના કામમાં કાયદા પ્રમાણે જોપણ "વેંહેંચણીની લખેલી યાદો હોવી જોઇએ, તોપણ તે કાંઈ અવસ્યે કરીને હોવાની જરૂર નથી." સ્ટ્રેંજ હિંદુ લા પાનું ૨૨૨. રેવાનપ્રસાદ વિ. રાધાબીબીના કામમાં જુડીશીયલ કમીટીએ ઠરાવેલું છે કે "અવિભક્ત હિંદુ કુટંબની વેંહેંચણ લેખી દસ્તાવેજ સિવાય પણ થઈ શકે છે."

મી૦ ટેલરસાહેબે પોતાના ગ્રંથની કલમ ૩૭૭ મીમાં કહેલું છે કે, અમુક મકાન ભાડે આપવામાં આવે તે વખત ભાડે આપનારે ભાડે લેનારને તે બાબત પેનસીલની લખેલી શરતો વાંચી સંભળાવી હોય અને તે ભાડે લેનારે કબુલ કરેલી હોય, પણ તે ઉપર તેણે સહી કરેલી ના હોય તો તે, અને જ્યાંહાં તેવાજ બીજા પ્રસંગે કરારની યાદદાસ્ત માલેકના બેલીફે તૈયાર કરેલી હોય, અને તે વાંચી બતાવવામાં આવી હોય, અને તે ભાડુઆતે કબુલ કરી એવી શરત કરી હોય કે, હું અમુક દીવશે એક જામીન લાવી તેના ઉપર સહી કરાવી આપીશ, પણ તે પ્રમાણે તે કરે નહી તો તે; અને જ્યાંહાં ભુલ ના થાય તે કારણસર અમુક ઘર ભાડે આપતી વખતે તે આપનારનો એજંટ તે બાબત લખત કરે, અને તે ઉપર તે ભાડે રાખનારની સ્ત્રિ સહી કરે, કે જેથી તે ભાડે રાખનાર તે બાબત બંધનમાં આવે, પણ તે વખતે તે ભાડે રાખનાર જો ગેરહાજર હોય, અને તેણે પોતાની સ્ત્રીને એજંટ નીમી છે એવું જણાતું ના હોય, અગર તેણે તેણીનું કૃત્ય કબુલ કર્યું પણ જણાતું ના હોય, અને તે સદરહુ ઘરમાં પેશી કબજો લીધો તેટલુંજ કબુલ કરતો હોય તો તે, અને જ્યાંહાં જમીન હરરાજીથી સાંથે આપવામાં આવતી હોય અને

તે હરરાજી કરનારે ભાડાની શરતોનો લખેલો કાગળ માગણી કરનારને આપેલો હોય, તથાપી તે કાગળ ઉપર હરરાજી કરનારે અગર પક્ષકારોએ સહી કરી ના હોય તો તે, અને તેમજ એક શેઠ એક નોકરને નોકરીમાં રાખે અને તે બેઉ ચીફકાન્સ્ટેબલના કલાર્કની રૂબરૂમાં જાય, અને તેમના કેહેવાથી તે કાન્સ્ટેબલ તે નોકરીની શરતો લખી લે, પણ તેમાંથી એકકે પક્ષકાર તે ઉપર સહી કરે નહી, અને તેમને તે લખત વાંચી બતાવવામાં આવ્યું હોય તેમ પણ જણાતું ના હોય તો તે, આ તમામ બાબતોમાં કોર્ટે ઠરાવ્યું છે કે મુખજુબાનીનો પુરાવ દાખલ થઇ શકે છે, કારણ કે તે લખતો ફક્ત વગર કબુલ કરેલા ઠરાવો થાય છે, અગર તેથી કોર્ટને અગર "જ્યુરી" ને જોઈતી હકીકત મળે નહી તેવાં ટીપણો છે, અને અર્થ કરવાનો એવો કોઇ નિયમ નથી કે જેથી તે લખતો નો પક્ષકારોના કેટલાક કરારોના યોગ્ય પુરાવ પ્રમાણે અમલ કરવાનો ઇરાદો થાય."

વળી મી૦ ટેલરસાહેબે પોતાના ગ્રંથની કલમ ૧૦૪૦ માં કહ્યું છે કે "એકાદા ડીડ" (સહી સીક્કા સાથેના લેખ) માં જો કાંઈ અવેજ બતાવવામાં આવેલો ના હોય તો, તે પક્ષકાર બાહારના પુરાવથી અવેજની વાત શાબેત કરી શકે છે. અને જો "ખુલ્લી રીતે એમ બતાવવામાં આવ્યું હોય કે "ડીડ" જુદા જુદા સારાં કારણોસર થએલું છે તો, તે અવેજનાં કારણો રૂપીયા આપી અમુક વ્યવહાર કરયો છે એમ મુખજુબાનીના પુરાવથી પક્ષકાર શાબેત કરી શકે છે."

વળી મી૦ ટેલરસાહેબ પોતાના ગ્રંથની કલમ ૩૮૬ માં કેહે છે કે "જન્મ, બાપટીઝમ (ખ્રીસ્તી કરવો), લગ્ન, મોત અગર દફનનાં રજીસ્ટર રાખવામાં આવે છે, તોપણ તે મુખજુબાનીના પુરાવથી શાબેત થઈ શકે છે, કારણ કે તે રજીષ્ટર હોવાથી જે હકિકત શાબેત કરવાની હોય છે તે હકિકતનો તે કાંઈ ભાગ નથી, અને તે રજીષ્ટરમાં તે હકિકત લખવા માં આવી હોય તે લખત એક હકિકત બની તે વખતની અગર ત્યાર પછીની યાદ તરીકે છે, અને તેથી કાંઈ વધારે નથી. આ રજીસ્ટરો આ બાબતનો સંતોષકારક અને સુગમ પડે તેવો પુરાવ ખરો, પણ તેથી બીજો પુરાવ બાતલ થતો નથી, તોપણ જો તે રજીસ્ટર રજુ કરવામાં ના આવે તો, તે બીજો પુરાવ સાધારણ સંભાળ કરતાં વધારે સંભાળથી તપાસવો જોઈએ."

સન ૧૮૬૫ ના હિંદુસ્થાનના વારસાના આકટની કલમ ૨૦૮, ૨૦૯ અને ૨૧૦ પ્રમાણે અસલ વીલ ના હોય, તોપણ પ્રોબેટ આપી શકાય છે.

"કાર્ટન વિ. શા" (૯, બેંગાળ લા. રી. પાનું. ૨૪૫) ના કામમાં કલકત્તા હાયકોર્ટે ઠરાવેલું છે કે, જ્યારે વેચાણનો કરાર દલાલની મારફતે થએલો હોય, કે જે દલાલે વેચાણ તથા ખરીદાની ચીઠીઓ વેચનાર અને ખરીદ કરનારને ખબર તરીકે મોકલી હોય, પરંતુ તે વેચાણ અને ખરીદીની ચીઠીઓ એક બીજા સાથે મળતી આવી ન હોય, અને તે પક્ષકારોએ પાછી પણ મોકલી ના હોય તો, તે પક્ષકારો કબુલ થયા નથી તે બાબતનો તે કાંઈ નક્કી પુરાવ નથી. આ ચીઠીઓ દલાલે પોતાના મુખ્યને ખબર તરીકે મોકલી ત્યાર પેહેલાં આ કરાર થએલો છે, સબબ તે કરાર બાબત વાદીને મુખજુબાનીનો પુરાવ આપવાનો હક્ક છે. (કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૯૫, ૯૬).

મી૦ ટેલરસાહેબે પોતાના ગ્રંથમાં આ બાબતના ત્રણ વર્ગ પાડેલા છે, એ વિશે

જરૉ લંબાણથી વીવેચન કરવું જરૂરનું છે.

સદરહુ પેહેલા વર્ગ પ્રમાણે નીચે લખેલા દસ્તાવેજો કાયદા મુજબ લખેલા હોવા જોઇએ:—

૧. દિવાની કામમાં થએલી જુબાનાઓ. ( દિવાની કાયદાની કલમ ૧૮૨ ).

૨. ફોજદારી કામમાં થએલી જુબાનીઓ ( સન ૧૮૮૨ ના આકટ ૧૦ માની કલમ ૩૫૩ થી ૩૬૫ ).

૩. દિવાની કામમાં જજમેંટ તથા હુકમનામાં ( દિવાની કાયદાની કલમ ૨૦૦, ૨૦૫ )

૪. ફોજદારી કોર્ટનું જજમેંટ તથા છેવટના હુકમો ( ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૩૬૭ ).

૫. તોહમતેવાળાની હકિકત ( સન ૧૮૮૨ ના આકટ ૧૦ માની કલમ ૩૬૪ )

૬. જે વચન અગર કબુલતથી દાવો કરવાની મુદત વધે છે, તે સન ૧૮૭૭ ના આકટ ૧૫ માની કલમ ૧૯ )

૭. અવેજ વગરના કરારો કર્યા હોય તે (હિંદુસ્થાનના કરાર આકટની કલમ ૨૫)

૮. પંચને સોંપવાના કરારો ( સદરહુ કાયદાની કલમ ૨૮ નો અપવાદ ૨ જો ).

૯. વીલ ( સન ૧૮૬૫ ના આકટ ૧૦ માની કલમ ૫૦ ) તે સન ૧૮૭૦ ના આકટ ૨૧ માથી હિંદુ વિગરેને લાગુ કરેલા છે.

બીજા વર્ગમાં જ્યારે પક્ષકારોએ કરાર લખીત કરેલો હોય તે છે. તે બાબતમાં મી૰ ટેલરસાહેબ કેહે છે કે "લેખી દસ્તાવેજ કેટલીક બાબતમાં છેવટની જે હકિકત શાબેત કરવાની હોય તેમ ગણી શકાય છે. મુખ્યત્વે કરીને વેચાય તેવા લેખમાં તેવું સમજવામાં આવે છે, અને તે લેખી કરારોમાં પક્ષકારો એમ સમજે છે કે અમોએ જે કરાર કરેલો છે તે બાબત ખરેખરો બરોબર પુરાવ તે લેખજ છે." અને ડોમાટ કેહે છે કે લેખી પુરાવનું જોર એવી રીતનું હોય છે કે, ગઈ હકીકત પ્રમાણે પોતે ચાલવાને અગર તે સાચી છે એ પ્રમાણે હમેશાં તે લેખી પુરાવ ચાલે તે બાબત મનુષ્યો તે લેખ સાચવી રાખવાને કબુલ કરે છે. તેથી પક્ષકારોએ જે કરવાનો કરાર અરસ્પરસ કરેલો હોય તે યાદ રાખવાને તથા તેમને પોતાની બાબત ફરે નહી તેવો નિયમ કરવાને તે કરાર લખવામાં આવે છે. લખતમાં જે બાબત લખવામાં આવી હોય તેમાં ફેરફાર થતો નથી, અને તે વિશે પક્ષકારોનો ઇરાદો હોય છે તે બતાવી આપવામાં આવે છે. લખેલું કૃત્ય હોય છે તે અસલ તપાસવાથીજ શાબેત થાય છે. માટે દિવાની અગર ફોજદારી કામમાં તકરારનો આધાર કોઈ પણ રીતે કરારના ઠરાવ ઉપર હોય, અને જે પક્ષકારના શાહેદીઓ ઉપરથી એમ જણાતું હોય કે તે કરાર લખેલો થએલો છે તો, તે લેખી કરાર તે પક્ષકારે રજુ કરવો જોઈએ, નહીતો તેણે તે રજુ નહી કરવાનું કારણ બતાવવું જોઇએ.' ( કલમ ૧૪૪ જોવી ), જેમ કે ચડેલું ભાડું લેવા દાવો કરેલો હોય તેમાં જો એમ જણાય કે તે બાબત લેખી દસ્તાવેજ છે તો, ભાડાનો દર તે દસ્તાવેજ રજુ કરીને અગર તે બાબત ઉપપુરાવ દાખલ થઈ શકતો હોય તો, તે ઉપપુરાવ રજુ કરીને શાબેત કરવો જોઇએ.

ત્રીજા વર્ગમાં અમુક લખત છે અગર તેનો મજકુર અમુક પ્રકારનો છે એવી તક-

રાર હોય, અને તે પક્ષકારોના વચ્ચેના ઈરિયુને લાગતી બાબત હોય, અને તે કાંઈ બીજી બાબતની ફકત યાદદાસ્ત ના હોય તો, તે બાબત મુખજુબાનીનો પુરાવ દાખલ થઈ શકતો નથી. માટે અમુક હકિકત અમુક વર્તમાનપત્રમાં પ્રસિદ્ધ થએલી છે કિંવા નહી અગર હિસાબના ચોપડામાં તેનો મજકુર કેવી રીતનો છે તે બાબત શાક્ષીને પુછી શકાતું નથી, કેમકે તે વર્તમાન પત્ર અગર હિસાબના ચોપડા જે બાબતનો સ્વાલ હોય તેજ રજુ કરવું જોઇએ. આ બાબત કલમ ૬૪ માં બતાવવામાં આવી છે. ( ફીલ્ડસાહેબની આવૃતિ ૩ જીનું પાનું. ૪૦૩, ૪૦૪, ૪૦૫ )

**ફેંસલા**—પાંડુ મલ્હારી વિ. રખમાઈ ( ૧૦ મુ. હા. રી. ૪૩૫ ) ના કામમાં ઠરાવ્યું કે સન૧૮૫૯ના દિવાની ધારાની કલમ ૨૪૯ મુજબ વેચાણનું સર્ટીફીકટ રજીસ્ટર કરાવવાની જરૂર છે, ને તેમ થયા શિવાય તે પુરાવામાં લેઈ શકાતું નથી, અને વેચાણ શાબેત કરવાનો બીજો પુરાવો પણ લેઈ શકાતો નથી. જસ્ટીસ ન્હાનાભાઇએ તે પ્રસંગે વિશેષ કહ્યું કે તે રજીસ્ટર થયા વિનાનું વેચાણનું સર્ટીફીકટ પુરાવામાં લેવાને પ્રતિબંધ છે, એટલુંજ નહી, પણ તે નિરર્થક છે.

સોમુ ગુરૂપલ વિ. રંગમાલ ( ૭ મ. હા. રી. ૧૩ )ના કામમાં મદ્રાસ હાયકોર્ટે ઠરાવ્યું કે વેચાણ ખત નોંધાવવાની ખામીને લીધે પુરાવમાં લેઈ શકાતું ના હોય, તે પ્રસંગે વેચાણ કરનારના અંગીકારનો પુરાવો પણ લેઇ શકાતો નથી.

નિલ માધવસીંગ વિ. ફતેચંદ ( ૩ બં. લા. રી. ૩૧૦ ) ના કામમાં કલકતા હાઈકોર્ટે ઠરાવ્યું કે દસ્તાવેજ રજીષ્ટર થવો જોઈએ, અને તેમ થયું નથી તોપણ પૈસા લેવાના દાવામાં તે પુરાવમાં લેઇ શકાય છે.

ત્યાર બાદ સીવપ્રસાદદાસ વિ. અનપુર્ણાબાઈ ( ૩ બં. લા. રી. ૪૫૧ ) ના કામમાં જસ્ટીસ માર્કબીસાહેબે ઉપરનો કેસ ટાંકી કહ્યું કે આ દસ્તાવેજ જોકે એક કાગળના કટકા ઉપર છે, તોપણ તેની અંદર બે જુદી વાતોનો સમાવેશ થતો ગણાય; એક તો એ પૈસા પાછા આપવાનું વચન અને બીજું તે પૈસા વસુલ થવાની સલામતી તરીકે અમુક જમીન રેહે તેવી કબુલત. માટે લીધેલા પૈસા પાછા આપવાની કબુલત તરીકે પુરાવમાં એ દસ્તાવેજ લેઈ શકાય છે.

આજ પ્રમાણે સીંગાપા વિ. બસાપા (૭ મું હા. કો. રી. ૧) ના કામમાં ઠરાવવામાં આવ્યું કે વગર રજીષ્ટર કરેલું ગીરો ખત, કે જેની અંદર પૈસા આપવાનું વચન તેમજ ગીરોની કબુલાયત રહેલી છે તે દસ્તાવેજ, તે ખત ઉપરથી માત્ર મુદલ તથા વ્યાજ લેવા કરેલા દાવામાં પુરાવામાં લેઈ શકાય છે.

તુકારામ વીઠોજી વિ. ખંડોજી મલ્હારજી ( ૬ મું. હા. રી. ૧૩૪ ) ના કામમાં મુંબાઇ હાઇકોર્ટે કલકત્તા અને મદ્રાસ કોર્ટના ઉપરના ઠરાવોને અનુસરીને વાંધાની સાથ ઠરાવ્યું કે, જે ખતની અંદર સ્થાવર મીલકત પૈસાની સલામતી તરીકે માંડી આપવામાં આવી હતી, તે પ્રસંગે તે દસ્તાવેજના આધારે પૈસાને માટે કરેલા દાવામાં પુરાવામાં લેઈ શકાય છે.

જ્યાંહાં એમ હકીકત હોય કે અમુક દસ્તાવેજ રજીસ્ટ્રેશનના ધારા પ્રમાણે નોંધાવવાની જરૂર હતી, તે દસ્તાવેજ કર્યા પછી અને નોંધાવતાં પેહેલાં અકસ્માત અગ્નીથી નાશ પામ્યો, તે પ્રસંગે મદ્રાસ હાઈકોર્ટે ઠરાવ્યું કે તેજ મતલબનો બીજો દસ્તાવેજ કરી આપવા-

નીફ્રરજ પાડવાના દાવામાં સદરહુ વગર નોંધાએલા દસ્તાવેજની મતલબનો હોયમ પુરાવો લેઈ શકાય છે. ( ૫ મ. હા. કો. રી. ૧૨૩ )

કેદારનાથ દત્ત વિ. સામલાલ ખેત્રી ( ૧૧ બં. લા. રી. ૪૦૫ ) ના કામમાં દેવાની સલામતી તરીકે સ્થાવર મીલકતનાં ખત, કબાલા હવાલે કરવામાં આવ્યા હતા, અને તે વાત પાછળથી થએલા અને વગર નોંધાએલા દસ્તાવેજમાં બતાવી હતી, તોપણ અનામત મુકયાની વાતનો પુરાવો લેવામાં આવ્યો, તે વખતે તેના કારણમાં ચીફજસ્ટીસ કૈચસાહેબે કહ્યું કે સાનગીરો એ કબુલાતને લીધે કોર્ટ શાબીત માની લે છે, તેનું કારણ એ ખરડો નથી પણ ખતપત્રો સોંપ્યાની વાત છે, અને તે સોંપ્યાની વાત જેવી રીતે બીજા પુરાવાથી શાબીત થઇ શકે તેવી રીતે આ પુરાવાથી પણ શાબીત થઈ શકે છે.

ગણપત પાંડુરંગ વિ. આદરજી દાદાભાઇ. ( ઇ. લા. રી. ૩ મું. ૩૧૨ ) ના કામમાં એમ હકિકત હતી કે, જે દસ્તાવેજ રજીષ્ટર કરાવવાની જરૂર હતી તે દસ્તાવેજ થયા પછી સ્થાવર મીલકતનાં ખત, કબાલા સોંપવામાં આવ્યા હતા. તે પ્રસંગે ઠરાવ્યું કે જે કરાર ઉપરથી એ ખત કબાલાનો કબજો મેળ્યો હતો, તેના પુરાવા શિવાય અથવા એ કબજો કેવી રીતે હાંસલ થયો તેના પુરાવા શિવાય, એ ખત કબાલાનો માત્ર કબજો સાન હક્ક ( ઈકવીટેબલ સીકયુરીટી) ઉત્પન કરવાને બસ થશે નહી.

દલીપસીંગ વિ. દુર્ગાપ્રસાદ. ( ઇ. લા. રી. ૧ અ. ૪૪૩ ) ના કામમાં ઠરાવ્યું કે, સ્થાવર મીલકત લખી આપેલી તે ખતમાં થોડે ભાગે વસુલાત કરેલી, તેને માટે આપેલી પોહોંચ રજીસ્ટર ધારા પ્રમાણે સ્થાવર મીલકત ઉપર અસર કરવા માટે રજીષ્ટર કરાવવાની જરૂર છે. તોપણ કલમ ૯૧ ના ઉદાહરણ ઈ. મુજબ પૈસા આપ્યાની વાતો મુખજુબાની પુરાવથી શાબીત થઇ શકે છે, અને દસ્તાવેજી પુરાવ નહી લેવા જોગ હોવાથી તે પુરાવ અગ્રાહ્ય થતો નથી.

હિંદુ લૉ ( ધર્મશાસ્ત્ર ) પ્રમાણે મીલકતની કાંઈ પણ વ્યવસ્થા અથવા બીજું કોઈ જાતનું કાર્ય લખેલું હોવાની જરૂર નથી. ( ગ્રે. હી. લો. મે. પાનું ૧૦૦ )

દત્તક લેવાની પરવાનગી અને દત્તક લેવાના કરાર લખીત હોવાની જરૂર નથી. ( મે. હીં. લો. પાનું ૧૦૦, ૧૪૦ ), તેમજ વેંહેચણ, દસ્તાવેજ વિના થઇ સકે એ વાત પણ વાંધા વિનાની છે. ( મે. હી. લો. પાનું ૪૧૮ ), નારાયણ વિ. નાના મનોહર ( ૭ મુ. હા. રી. ૧૫૩ ), તેવીજ રીતે હરકોઇ હીંદુ સ્થાવર અથવા જંગમ મીલકતની મરતી વખત જીભથી વ્યવસ્થા કરી શકે છે.

કોઈ કાગળમાં મરનારની મરતી વખતની ખાયસો બતાવી હોય તોપણ બસ છે, તે કેવા રૂપમાં બતાવવી જોઈએ એ વાત નીરઉપયોગી છે; મહમદ વિ. સેવકરામા ( લા. રી. ૨ ઈ. અ. પાનું ૭ ), હરપ્રસાદ વિ. સીવદયાળ (લા. રી. ૩ ઈ. અ. પાનું ૨૫૯), તેવીજ રીતે વસીયતનામું મોઢેથી પણ રદ થઈ શકે છે, અથવા જેવી રીતે થયું હોય તેવી રીતે રદ થઈ શકે છે. પ્રતાપ નારાયણ વિ. સુભાઉ ( લા. રી. ૪ ઈ. અ. પાનું ૨૨૮ )

રાણી વિ. બાઇ રતન ( ૧૦ મુ. હા. કો. રી. ૧૬૬ ) ના કામમાં કોર્ટનો ઠરાવ સં-

બળાવતી વખત ચીફજસ્ટીસ વેસ્ટ્રાપસાહેબે કહ્યું કે "તોહમતદારની લખી લેવામાં આવેલી કબુલત ઉપર તેની સહી હોવી જોઈએ, એવી જરૂર રાખવાનું કારણ ઘણુંકરીને એમ છે કે, તે કબુલત ખુશીથી તથા સ્વતંત્રપણે કરવામાં આવી છે કે નહી, તેનો એક નવો તથા મજબુત દાખલો રેહે તથા તે કબુલત ખુશીથી કરવામાં ન આવી હોય અથવા ગેરવ્યાજબી અસરથી થઇ હોય તો, તે કામ છેવટ બંધ થતા પેહેલાં તે વાત બતાવવાનો તથા તે કબુલત યોગ્ય રીતે ન લખવામાં આવી હોય તો, તેમ જણાવવાનો તોહમતદારને આખર લાભ મળે. તોહમતદારની સહીની જરૂર રાખવામાં કાયદા બાંધનારી સભાનો ઈરાદો જોતાં તેની સહી કરાવવી માજીસ્ટ્રેટ ચુકી ગએલ છે, તે ભુલ એવી જાતની છે કે જેથી તેને ઘણું ભારે નુકશાન થવા સંભવ છે, માટે તેની આ અપુર્ણ કબુલત તે ઓરતના વિરૂદ્ધ પુરાવમાં લેઈ શકાતી નથી."

આ પ્રમાણે કહી તે કબુલતની મતલબ તથા શરતો શું હતી તે બતાવનારો મુખજુબાની પુરાવો લેવા આ કલમના આધારે ના પાડવામાં આવી છે. તેજ પ્રમાણે પાછું રાણી વિ. શીવ્યા ( ઈ. લા. રી. ૧ મુ. ૨૧૯ ) ના કેસમાં ઠરાવવામાં આવ્યું.

મી૦ કનીંગહામસાહેબ કેહે છે કે "જે જે કામોમાં કાંઈ દસ્તાવેજ થયો હોય, ત્યારે તે દસ્તાવેજ કાંઈ કરાર, દાન કે મીલકતની બીજી કાંઈ વ્યવસ્થા વિશે છે કે નહી એ નક્કી કરવાનું કામ ઘણું મુશ્કેલ થઈ પડે છે. કાંઈ દસ્તાવેજ થયાની વાત ઉપરથી અવશ્ય એમ નિર્ણય બાંધી શકાતો નથી કે દસ્તાવેજથી કરાર સ્થાપન કરવાને માટે ધાર્યું હતું, અને તે પ્રમાણે હતું કે નહી તે નક્કી કરવા સારૂ જડજે આખા કાર્ય તરફ ધ્યાન આપવું જોઈએ. જેમકે ખરીદ કર્યાની અને વેચાણ કર્યાની ચીઠીઓ દલાલે પોતાના મુખીને આપી હોય, ત્યારે તે આપ્યાથી લેખી કરાર કરવાનો ઇરાદો થયાનું શાબીત થતું નથી.

સ્લીવ રાઈટ વિ. આર્કી બાલ્ડ ( ૧૭ વી. રી. ૧૦૩ ) ના કામમાં લાર્ડ કેંબાલસાહેબે કહ્યું કે "હું કોઈ રીતે કહી શકતો નથી કે ખરીદ કર્યાની અને વેચ્યાની ચીઠીઓની બાબતમાં તે કરારનો માત્ર એ ચીઠીઓજ પુરાવો હોવો જોઇએ. એમ પણ બનવા સંભવ છે કે એ ચીઠીઓ મોઢાના કરારની યાદદાસ્ત તરીકે વાપરવામાં આવી હોય. જે કાંઈ ખરીદ કર્યાની અને વેચ્યાની ચીઠીઓ હતી, તે ચીઠીઓ દલાલે પોતાના મુખીના કેહેવા મુજબ કરી છે, એમ મુખીને ખબર થવા મોકલી હતી. પરંતુ ખરેખરો કરાર કે જે તેમને બંધનકાર્ક થવાનો હતો તે કરાર તરીકે મોકલી નહી હતી."

દીવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૮૨ મી.પ્રમાણે ન્યાયની રૂઈના કામમાં ચાલવામાં આવે, નહી તો, તે રીતીપૂર્વક નથી. માટે તોહમતવાળા ઉપર તે જુબાનીના આધારથી જુઠી સાક્ષી આપ્યાનો આરોપ રાખવામાં આવ્યો હોય તો, તે જુબાની તે આરોપના કામમાં પુરાવમાં દાખલ કરવા લાયક નથી, અને આ, આકટની કલમ ૯૧ મી પ્રમાણે બીજો કાંઈ પણ પુરાવ તે બાબત લેઈ શકાતો નથી. (ઈ. લા. રી. ક. વા. ૬ પાનું ૭૬૨).

રૂ.૧૦૦ ) કરતાં વધારે કીમતની સ્થાવર મીલકતની વેહેચણની ફારકતી જો તે ર-

જીસ્ટર થએલી ના હોય તો પુરાવમાં લેઈ શકાતી નથી. (ઈ. લા. રી. મું. વા. ૧ પાનું ૬૭)

આ કેસ અને ઉપરના સંગાપા વિ. બસાપાના કેસને અનુસરી રાજુ બાલુ વિ. ક-શરાવ રાજેંદ્ર (ઈ. લા. રી. ૨ મું. ૨૭૩) ના કામમાં મુંબાઇ હાઈકોર્ટે ઠરાવ્યું કે ત-કરારી દસ્તાવેજ જો કે સ્થાવર મીલકત ઉપર અસર કરવાના પુરાવા તરીકે કાંઇ પણ કામનો નથી, તોપણ કરાર તોડવાના પુરાવા તરીકે ગ્રાહ્ય છે.

એક હિંદુ કુટુંબના ત્રણ ભાઈઓની વચમાં ફારકતીઓ થઈ હતી, પરંતુ તે રજી-સ્ટર થએલી નહી હતી. તેમાં એવું લખાણ હતું કે આ ફારકતી થઈ ત્યાર પેહેલાં કેટલાં ક વર્ષ અગાઉ ત્રણ ઘર શિવાય કુટુંબની મીલકતની વેંહેચણ કરેલી છે; અને તેથી આ-ત્રણ ઘરની વેંહેંચણ આ ફારકતીથી કરવામાં આવી છે. આ ત્રણ ભાઇઓમાંથી એક ભાઈની વિધવાએ પોતાના ધણીના ભાગમાં આવેલું તે ઘર લેવા દાવો કર્યો. તેમાં ઠરા-વવામાં આવ્યું કે જે મીલકતની અગાઉ વેંહેંચણ થએલી તે બાબત આ દસ્તાવેજથી બીજા દરજ્જાનો પુરાવ બાતલ થતો નથી, પરંતુ તે ફારકતી થઈ તેજ તારીખે ત્રણ ઘ-રની વેંહેચણ કરવાની બાબત છે, સંબબ તેના મજકુર બાબત હિંદુસ્થાનના પુરાવ આ-કટની કલમ ૯૧ પ્રમાણે બીજા દરજ્જાનો પુરાવ લેઈ શકાતો નથી. કચ્છુબાઈ વિ. કૃષ્ણ-બાઈ ( ઈ. લા. રી. ૨, મું. પાનું. ૬૩૫ )..

એક **ड** એ **प** ને પોતાનું ઘર વેચાણ લખી આપી રજીસ્ટર કરી આપ્યું, પણ **प** એ વેચાણની કીમત નહી આપવાથી **ड** એ તેને ઘરનો કબજો આપ્યો નહી. બાદ **प** એ તે વેચાણ ખતની પીઠે શેરો કરી આપ્યો કે મારી પાસે વેચાણની કીમત આપવાનાં નાણાં નથી. માટે તે ઘર **ड** ને પાછું આપવામાં આવ્યું, પછી **प** ઉપર એક સખસે એક હુકમનામું મેળવી તે ઘર ઉપરનો **प** નો હક્ક સબંધ જપ્ત કરાવી વેચાવ્યો. તેમાં તે સખસ તેનો ખરીદદાર થયો, અને તેણે વાદી ઉપર તેનો કબજો લેવા દાવો કરયો. તેમાં ઠરાવવામાં આ-વ્યું કે સદરહુ શેરો રજીસ્ટર થયો નથી. માટે તે મીલકતને તેથી કાંઈ અસર થતો નથી, અને મુખજુબાનીનો કરાર સદરહુ કરાર રદ કરવા બાબત ના હોય તો, તે બાબત પુરાવ લેઈ શકાતો નથી. (ઈ. લા. રી. મું. વા. ૨ પાનું ૫૪૭).

લખેલા કરારના શબ્દોથી જુદો પડે તેવો અગર તેમાંથી ઓછું થાય તેવો મુખજુ-બાનીનો કરાર એકેજ વખતે થએલો છે, એમ શાબેત કરવાને પુરાવ દાખલ થઇ શકતો નથી. તેમજ તેવા મુખજુબાનીના કરારને પુષ્ટી થવાને લખેલા કરારના પક્ષકારો વર્તણુંક અને કૃત્ય બાબત પુરાવ આપવામાં આવે તો, તે પણ દાખલ થઇ શકતો નથી. (ઇ. લા. રી. ક. વા. ૫ પાંનું ૩૦૦)

એક દસ્તાવેજમાં અમુક જમીન સાનમાં લખી આપીને રૂ. ૧૦૦ ) કરજે લેવામાં આવેલા હતા, પણ તે રજીસ્ટર કરાવવામાં આવેલો નહી હતો, તેમાં ઠરાવવામાં આવ્યું કે રજીસ્ટર થયા વિનાનો દસ્તાવેજ છે, તેથી ફક્ત એકજ વ્યવહાર જણાય છે, અને વાદી ને પોતાનો દસ્તાવેજ શાબેત કરવાનો છે. સબબ જે હકીકત શાબેત કરવાને સન ૧૮૭૧

ના આક્ટ ૮ માની કલમ ૪૯ મી પ્રમાણે તે દસ્તાવેજ રજીસ્ટર હોવાની જરૂર છે, તે કારણસર તે પુરાવમાં દાખલ થઇ શક્તો નથી. (ઈ. લા. રી. ક. વા. ૪ પાનું ૮૩).

"સોડી રાજીનામા" નો દસ્તાવેજ (જેથી એક પક્ષકાર પોતાનો જમીન કબજે રાખવાનો હક્ક છોડી દેઇ તે જમીનના માલેકને આપે, અને તે માલેકને એવી અરજ કરે કે તે હક્ક બીજાને વેચાણ આપવામાં આવ્યો છે, તેને નામે ચડાવી આપવો જોઇએ ). એ આ કલમમાં જે પ્રકારના દસ્તાવેજ કહેલા છે તે પ્રકારનો દસ્તાવેજ નથી. માટે બીજો પુરાવ હોય તો તેના આધારથી ઠરાવ કરવાને કોર્ટને હરકત નથી. (ઈ. લા. રી, મ. વા, ૨ પાનું. ૧૧૭)

સન ૧૮૭૭ ના આક્ટ ૧૦ માની કલમ ૧૮૨ અને ૧૮૩ ના ઠરાવ પ્રમાણે ન્યાયની રૂઇના કામમાં ચાલવામાં કસુર કરવામાં આવે તો, તે રીતસર નથી. સબબ તોહમતવાળાની જુબાની તેના આધારથી જુઠી શાહેદી આપ્યાના તોહમતના કામમાં દાખલ કરવા લાયક રેહેતી નથી. આ આક્ટની આ કલમ પ્રમાણે તે જુબાનીયો બાબત બીજો પુરાવ લેઈ શકાતો નથી. (ઈ. લા. રી. કલકતા. વા. ૬ પાનું ૭૬૨).

સન ૧૮૭૭ ના મુદતના આક્ટની કલમ ૧૯ ની રકમ ૨ માં જે ઠરાવ છે તે આ કલમમાં જે બાબત વ્યવસ્થા કરવામાં આવેલી છે તે વિષે છે. માટે જે કબુલત ગુમ થએલી હોય અગર નાશ થએલી હોય તેના મજકુરનો મુખજુબાનીનો પુરાવ બાતલ થાય તે પ્રમાણે બીજા દરજ્જાના પુરાવના સામાન્ય નિયમો નહી જેવા થાય, એ પ્રમાણે વાંચવી નહી જોઈએ. (ઇ. લા. રી. ક. વા. ૧૨ પાનું ૨૬૭)

એક કામમાં મુખત્યાર રાખવામાં આવેલો, તેની સાધારણ હકીકત સાંભળી સેશન જડજના વિચારમાં આવ્યું કે અમુક શાક્ષીઓની જુબાનીયો માજીસ્ત્રેટની કોર્ટમાં લેવામાં આવી છે, તે ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૩૬૦ પ્રમાણે નથી, તેથી તે જુબાનીઓ પુરાવમાં દાખલ કરવાની ના પાડી, અને વળી આ શાક્ષીઓએ કહેલી હકીકત બાબત મુખજુબાનીનો પુરાવ આપવા દેવાની પણ ના પાડી. સરકાર તરફથી આ જુબાનીઓ દાખલ કરવાને કાંઇ હરકત લેવામાં આવી નહી, તેથી છેવટે તોહમતવાળાઓને ગુન્હેગાર ઠરાવી સકત મજુરી સાથે કેદની શીક્ષા કરી. તે ઉપર અપીલમાં ઠરાવવામાં આવ્યું કે ગુન્હાની શાબેતીનો ઠરાવ અને શીક્ષાનો હુકમ રદ કરવો જોઇએ. ( ઇ. લા. રી. ૧૩ ક. ૧૨૧ )

અમુક નાણાં વ્યાજ સાથે પાછાં લેવાનો ઠરાવ કરી ધીરવામાં આવ્યાં. તે મતલબના ઠરાવની તે દીવશે મોડેથી, પ્રતીવાદીએ એક પ્રામીસરીનોટ લખી વાદીને આપી. તે પ્રામીસરી નોટ ઉપર સ્ટાંપ નહી હતો. પછી તે ધીરેલા નાણાની આંકી તે વસુલ આપવાના મુખજુબાનીના કરારથી લેવાને દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદી તે વસુલ કરી શકતો નથી. ( ઇ. લા. રી. મ. વા. ૧૦ પાનું. ૯૪ )

એક હુકમનામાવાળાએ પોતાના હુકમનામાના દેણદારને તે હુકમનામાની બ્રજાવણીમાં પકડેલો, તેથી તે દેણદારને તેના કામે રાખનારે હુકમનામાવાળા સાથે એવો કરાર કર્યો કે તે દેવાની રકમ હું આપીશ, તે ઉપરથી તેણે તેને છોડી દેવો. તે કામે રાખનાર

શેઠે સદરહુ કરાર લખી આપેલો તેમાં મુદ્દાનો ભાગ નીચે પ્રમાણે છે. એટલે કે "તમારા હુકમનામાનું લેહેણું ड, प પાસે છે, તે આપવાને તમારી પાસેથી રૂ.૯૮૬–૧૫–૦ ઉછીતા લીધા છે, માટે તમને આ પરવાનો લખી આપુંછું કે છ માસની અંદર તે રકમ તથા દર માસે દર સેંકડે ૧૨ આના પ્રમાણે વ્યાજ હું આપીશ, અને પછી આ પરવાનો તમારી પાસેથી હું પાછો લેઇશ. આ લખત સાદા કાગળ ઉપર લખવામાં આવેલું હતું. ત્યાર પછી તે રકમ વસુલ આપવામાં આવી નહી. તેથી હુકમનામાવાળાએ તે રકમ લેવા તે દસ્તાવેજ લખી આપનાર ઉપર દાવો કરયો. તેમાં એવી હરકત લેવામાં આવી કે તે દસ્તાવેજનો પુરાવ રજુ કર્યા સિવાય તે દાવો ચાલી શકતો નથી. વળી તે પ્રામીસરી નોટ છે, માટે સ્ટાંપ આકટ ( સન ૧૮૭૯ ના ૧ લા ) ના પેહેલા પરીશીસ્ટની આર્ટીકલ ૧૧ પ્રમાણે તેના ઉપર જોઇતો સ્ટાંપ નથી. સબબ કલમ ૩૪ પ્રમાણે તે પુરાવમાં દાખલ કરવા લાયક નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે જોકે તે દસ્તાવેજ પ્રામીસરી નોટ છે, તોપણ તે કરાર નથી, કે જેમાંથી પ્રતીવાદીની જવાબદારી ઉત્પન થાય. પરંતુ પ્રતીવાદીએ તે દેવું આપવાને વચન આપેલું તે પુરૂં કરવાને એક જંમાની દાખલ છે, માટે કામની હકીકત પ્રમાણે અવેજનો પુરાવ આપવાને તથા નાણાં ધીર્યાં હોય તે પ્રમાણે તે નોટ કોરાણે રાખી દાવો કરવાને વાદીનો હક્ક છે. ( ઈં. લા. રી. અ. વા. ૯ પાનું ૩૫૧ )

## કલમ ૯૨ મી.

મુખજુબાની કરારનો પુરાવો આપવો નહીં.

**૯૨. જ્યારે એવા કોઈ કરારની, કિંવા દાનની, કિંવા મિલકતની બીજી વ્યવસ્થાની શરતો, અથવા કોઈ બાબતનો દસ્તાવેજ કરવાનું કાયદામાં ફરમાવ્યું હોય તે બાબત, ઉપલી છેલ્લી કલમ પ્રમાણે શાબેત કરવામાં આવી હોય, ત્યારે એવા કોઈ દસ્તાવેજની શરતો વિરૂદ્ધ કાંઈ વાત સ્થાપન કરવાને, કિંવા તે શરતોમાં કાંઈ ફેરફાર કરવાને કિંવા તેમાં કાંઈ ઊંબેરવાને, કિંવા તેમાંથી કાંઈ કમી કરવાને, હરકોઈ મુખજુબાની કરારનો અથવા મજકુરનો પુરાવો દસ્તાવેજ મજકુરના પક્ષકારોની અથવા હક્ક સબંધે તે પક્ષકારોના પ્રતિનિધિની વચેના કામમાં લેવો નહી.**

**શરત ૧ લી—દગો, કિંવા ધમકી, કિંવા કાંઇ ગેરકાયદે થયું હોય તે, કિંવા દસ્તાવેજ યોગ્ય રીતે નહી થયો હોય તે, કિંવા કરાર કરનાર તરફેનોમાંથી કોઈ તરફેન કસર કરવાને અશક્ત હોય તે, કિંવા અવેજ નહી હોય કિંવા અવેજની પ્રાપ્તી નહી થઈ હોય તે, કિંવા કાયદાની અથવા હકિકતની ચુક, એના જેવી હરકોઈ હકિકતને લીધે કોઈ દસ્તાવેજ ગેરકાયદે થતો હોય, અથવા દસ્તાવેજ મજકુરને સબંધે કોઈ સખસને હરકોઈ હુકમનામું અથવા હુકમ મળવાનો હક્ક થતો હોય, તો તેવી હકિકત શાબેત કરી શકાય છે.**

શરત ૨ જી—જે બાબત વિશે અમુક દસ્તાવેજમાં લખાણ કરેલું ન હોય, તથા જે બાબત તે દસ્તાવેજની શરતોથી તે વિરૂદ્ધ ન હોય, તે બાબત વિશે હરકોઈ નિરાળો મુખજુબાની કરાર થએલો છે, એ વાત શાબેત કરી શકાય છે. આ શરત લાગુ પડે છે કે નહી તેનો વિચાર કરતી વખતે દસ્તાવેજ મજકુર કેટલો યથાપદ્ધતિ છે, તે ઉપર કોર્ટે ધ્યાન રાખવું.

શરત ૩ જી—કોઈ એવો નિરાળો મુખજુબાની કરાર થયો હોય, કે તે ઉપરથી કોઈ શરત પ્રથમથી બજે તોજ કોઈ એવા કરાર, કિંવા દાન કિંવા મીલકતની વ્યવસ્થાથી ઉત્પન્ન થતી ફરજ લાગુ પડે, તો તે નિરાળો મુખજુબાની કરાર થએલાની વાત શાબેત કરી શકાય છે.

શરત ૪ થી—એવો કોઈ કરાર, કિંવા દાન, કિંવા મિલકતની વ્યવસ્થા રદ કરવાને, અથવા તેમાં કાંઈ ફેરફાર કરવાને, કોઈ નિરાળો પાછળથી થએલો મુખજુબાની કરાર થએલો છે એ વાત જે કામોમાં એવો કરાર કિંવા દાન કિંવા મીલકતની વ્યવસ્થા લખાણ કરીને કરવાની કાયદાથી ફરજ હોય તે શિવાયના, અથવા જે કામોમાં દસ્તાવેજ નોંધવા બાબતના તે વખતના ચાલુ કાયદા પ્રમાણે તે કરાર કિંવા દાન કિંવા વ્યવસ્થા નોંધાએલી હોય તે શિવાયના, બીજા કામોમાં શાબેત કરી શકાય છે.

શરત ૫ મી—હરકોઈ કરારમાં સ્પષ્ટ લખેલી નહી હોય એવી તેવા કરારને પ્રસંગે હોનારી કિંવા બનનારી વાત તે પ્રકારના કરાર સાથે બહુ કરીને જોડી રાખવામાં જે વહિવટ કિંવા દસ્તુર ઉપરથી આવતી હોય, તેવો હરકોઈ વહિવટ કિંવા દસ્તુર શાબેત કરી શકાય છે; પરંતુ એવી વાત જોડી સાથે રાખવી એ સદરહુ કરારની સ્પષ્ટ શરતોથી પ્રતિકુળ કિંવા વિરૂદ્ધ હોવું જોઇએ નહી.

શરત ૬ ઠી—કોઈ દસ્તાવેજનું લખાણ હાલના ચાલતા હકિકત સાથે કેવી રીતે સબંધ રાખે છે તે બતાવનારી હરકોઇ હકિકત શાબેત કરી શકાય છે.

## દૃષ્ટાંતો.

(અ.) કાંઈ માલ "કલકત્તેથી લંડન જનારાં વાંહાણોમાં" છે, તે ઉપરથી વીમો ઉતાર્યો છે. માલ કોઈ અમુક વાંહાણમાં ચઢાવ્યો છે તે વાંહાણ ગુમ થયું. સદરહુ અમુક વાંહાણ પાલીસીમાંથી મુખજુબાન બાતલ કર્યું હતું. એ હકિકત શાબેત કરી શકાતી નથી.

(ब.) अ લખાણ કરીને તેમાં કાંઈ શરત શિવાય કબુલ કરે છે કે મારે રૂ. ૧૦૦૦) ब ને તા૦ ૧ લી માર્ચ સન ૧૮૭૩ ના રોજ આપવા. તેજ વખતે એવો મુખજુબાની કરાર કરવામાં આવ્યો હતો, કે સદરહુ રૂપીયા તા૦ ૩૧ મી માર્ચ સુધી આપવા નહી, એ હકિકત શાબેત કરી શકાતી નથી.

(क.) "રામપોરનું ચાહેનું ઇસ્ટેટ" એ નામની મીલકત ખતથી વેચવામાં આવી. તે ખતમાં સદરહુ વેચેલી મીલકતનો નકશો કાહાડેલો છે. સદરહુ નકશામાં દાખલ નહી થએલી જમીન મીલકત મજકુરનો ભાગ છે, એવું હમેશ ગણાતું હતું, તથા તે જમીન સદરહુ ખતથી વેચાણ કરવાનો ઈરાદો હતો, એ વાત શાબેત કરી સકાતી નથી.

• (ड.) अ એ ब ની સાથે એવો એક લખેલો કરાર કીધો છે કે अ એ.કાંઈ અમુક શરતે ब ની માલકીની ખાણ કાઢવી. એ ખાણની કિમત બાબત ब એ કાંઈ ખોટી સમજુતી કરવા ઉપરથી अ ને એ પ્રમાણે કરવાની મરજી થઈ હતી, એ હકિકત શાબેત કરી શકાય છે.

(इ.) કોઈ કરારનામામાં લખેલું મુકરર કામ કરાવવાને સારૂ अ, ब ના ઉપર દાવો માંડે છે, અને એવી પણ અરજ ગુજારે છે કે સદરહુ કરારનામામાં લખેલી વાતોમાંથી એક વાત બાબત તે કરારનામું દુરસ્ત કરવું જોઇએ, કારણ કે તે વાત તેમાં ચુકથી લખાએલી છે. अ એવું શાબેત કરવાને મુખત્યાર છે કે એવી ચુક થઇ છે કે તે ઉપરથી કરાર મજકુર દુરસ્ત કરાવવાનો કાયદાથી પોતાનો હક્ક છે.

(फ.) अ એ કાગળ લખીને ब ની પાસે કાંઈ માલ મંગાવ્યો, તે કાગળમાં પઈસા ક્યારે આપવા તે બાબત કાંઈ લખ્યું નથી, અને માલ આપ્યો તે अ એ કબુલ કરીને રાખ્યો. ब એ अ ના ઉપર પૈસા સારૂ દાવો માંડ્યો. अ એવું બતાવવાને મુખત્યાર છે કે સદરહુ માલ કેટલીએક મુદત સુધી ઉધાર આપ્યો છે, અને તે મુદત હજુ વિતી ગઈ નથી.

(ग.) अ, ब ને એક ઘોડો વેચે છે, અને મુખજુબાની તેની ખાત્રી સારૂ કેહે છે કે એ ઘોડો મજબુત છે. બાદ अ, ब ને એક કાગળ આપે છે, તેમાં એવા શબ્દો લખેલા છે કે "अ ની પાસે રૂપીયા ૫૦૦) સારૂ એક ઘોડો ખરીદ કર્યો." अ એ મુખજુબાની ખાત્રી કરી આપી, તે વાત શાબેત કરવાને ब મુખત્યાર છે.

(ह.) ब ની પાસેથી अ કાંઇ મુકામની જગા ભાડે

રાખે છે, અને ब ના હાથમાં એક ચીઠી આપે છે, તેમાં એવું લખ્યું છે કે "ઓરડાઓ દર મહીને રૂપીયા ૨૦૦ ) સારૂ" अ એવું શાબેત કરવાને મુખત્યાર છે કે એ શરતોમાં થોડા એક ખાનાનો પણ સમાવેશ થાય છે, એવો મુખજુબાની કરાર થએલો છે.

अ એ ब ની પાસેથી મુકામની જગા એક વર્ષ દહાડાને સારૂ કિરાએ રાખી. તે બેઉની વચમાં અટર્નીએ કરી આપેલો નિયમ પુર્વક સ્ટાંપ લગાવેલો એક કરાર થયો. એ કરારમાં ખાના વિશે કાંઈ લખાણ નથી. ખાનાનો સમાવેશ મુખજુબાનીથી સદરહુ શરતોમાં કીધો હતો, એ શાબેત કરવા अ મુખત્યાર નથી.

(आइ.) अ નું ब ની પાસે કાંઈ માગણું છે, તેની પોંહોંચ આગળથી મોકલીને अ,.ब ની પાસે રૂપીયા મંગાવે છે. ब પોંહોંચ રાખી લઇને રૂપીયા મોકલતો નથી. એ રૂપીયાની ફરીયાદી થઈ, તેમાં સદરહુ હકિકત શાબેત કરવાને अ મુખત્યાર છે.

(ज.). अ અને ब ની વચે એક લખેલો કરાર થયો, તેનો અમલ કોઈ અમુક બીના બને ત્યારે થવાનો છે. લખાણ મજકુર ब ની પાસે રહ્યું, अ ના ઉપર ब એ તેના ઉપરથી દાવો માંડ્યો. જે હકિકતને લીધે લખાણ મજકુર આપવામાં આવ્યું હતું, તે હકિકત શાબેત કરવાને अ મુખત્યાર છે.

**ટીકા**—જ્યારે કોઇ કરાર, દાન અથવા મીલકતની બીજી બ્યવસ્થા, અથવા કાયદા પ્રમાણે જે બાબત લખેલી હોવાની જરૂર હોય, તે બાબત અવલ કિંવા દોયમ પુરાવાથી અગાઉની કલમ પ્રમાણે શાબેત થાય ત્યારે તે કરારની શરતો अ જુઠી પાડવા ब બદલાવવા क તેમાં ઉમેરો કરવા અથવા ड તેમાં ઓછું કરવા, કાંઈ પણ મુખજુબાની પુરાવો આ કલમની ૬ શરતો શિવાય બીજે કોઇ પ્રસંગે આપવા પક્ષકારો અને તેમના હિતના પ્રતીનીધીઓને પ્રતીબંધ છે. આથી કરીને તેવો પુરાવ આપવા એ દસ્તાવેજના પક્ષકાર શિવાય બીજાને પ્રતિબંધ નથી.

કલમ ૯૯ માં તેઓ દસ્તાવેજની શરતોને બદલાવવા પુરાવો આપી શકે એમ ઠરાવ્યું છે,.એ જોતાં તેઓને પણ ૧-૨-૩ એ ત્રણ કારણસર આપતા પ્રતીબંધ થશે. કેમકે એક વાતની સ્પષ્ટતા બીજી વાતને દુર કરે છે. ( મુ. લી. મે. આ. ૫ પાનું ૬૫૧ )

( अ ) જ્યાંહાં બે માણસોએ એકત્ર દસ્તાવેજ કરી આપ્યો હોય, ત્યાં તેમાંનો એક માણસ એમ બતાવી શકે નહી કે તે જામીન હતો. એબટ વિ. હેડીકસ..

( ब ) જ્યાં કોઇ માણસે કાંઈ રકમ સ્વતંત્રપણે પોતે આપવા લખી આપ્યું હોય, ત્યારે તેણે બીજાના મુખત્યાર તરીકે સહી કરી છે, એમ બતાવવા તેને છુટ નથી. શીવમણી સ્વાફ્ વિ. કર્ટીસ ( ૩ વી. રી. ૧૯ )

( क ) જ્યાં લખેલો કરાર એવો હતો કે अ એ બોરહામ બીડની ઉપજ લેવી. તેમાં ઠરાવવામાં આવ્યું કે મીલફાફ્ટ અને બોરહામ બંનેની પેદાશ લેવાનો તેજ વખતનો મોઢાનો કરાર अ શાબીત કરી શકે નહી.

( ड ) કોઇ દસ્તાવેજમાં કાંઇ વાતે લખી છે, પણ તે કાઢી નાંખવા બીજો મુખજુબાની કરાર તેજ વખત થયો છે એવો પુરાવ અપાય નહી.

આ ઠરાવ ઈંગ્રેજી "લા" પ્રમાણેનો છે, તે નિયમ પ્રમાણે દસ્તાવેજ જોતાં કાંઇ કાયદા વિરૂદ્ધ માલમ પડતું ના હોય, તોપણ એમ બતાવી શકાય છે કે કરાર ખરી રીતે કાયદા વિરૂદ્ધ છે, અને તેથી તે રદ બાતલ છે.

વળી બાહારના પૂરાવથી એમ પણ બતાવી શકાય છે કે, કામની હકિકત પ્રમાણે કરારમાં કેટલાક શબ્દો ભુલથી દાખલ થયા છે. માટે એક "ચાર્ટરપાર્ટી" તા૦ ૬ ઠી ફેબ્રુઆરીના રોજનું હતું, અને તેમાં એવો ઠરાવ હતો કે એક વાંહાણ તા૦ ૧૨ મી ફેબ્રુઆરીના રોજ હંકારવું જોઇએ.

હવે તેમાં લખેલી તા૦ ૧૨ મી ફેબ્રુઆરીના રોજ વાંહાણ હંકારવાનો જે ઠરાવ છે તે કાંઇ કરારનો ભાગ નથી, એવું બતાવવાને એવો પુરાવ દાખલ કરવામાં આવ્યો હતો કે તે ચાર્ટરપાર્ટિ ઉપર તા૦ ૧૫ મી માર્ચ સુધી તો સહીજ થઇ નહી હતી. હાલ વિ. કાઝીનોવ, ૪ ઇસ્ટ પાનું. ૪૭૭.

એકસચેંબરમાં એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે, એક સખસે ખાસ રીતે એવો ઠરાવ કરયો હતો કે હું બીજાને બદલે એજંટ તરીકે અમુક કામ કરૂં છું, અને તે મુજબ તેનો ગેરહાજર જે મુખ્ય તેની તરફથી તેણે એજંટ તરીકે સહી કરી હતી; માટે કરારમાં જાણે તે પોતે જાતે જવાબદાર થયો હોય તે પ્રમાણે મજકુર લખ્યો હોય, તોપણ તે એમ બતાવી શકે છે કે તે મજકુર ચુકથી લખ્યો છે અને તે ખરેખરો કરાર નથી. વેક વિ. હારોપ. ૩૦ એલ. જે. એકસ. ૨૭૩.

"ઇકવીટી કોર્ટ" કરાર સુધારયા શિવાય ચુક બતાવવાને પરવાનગી આપી શકે છે, તે બાબતમાં "સગડન્સ વેંડર્સ અને પરચેઝર" ૧૦ મી આવૃતિ પાનું. ૨૨૪. કલમ ૧૮, ૨૦ અને ૨૪ જુઓ.

વોર્લિ વિ. બારેટ ૨૬ લા. જે. શી પી. ૧ ના કામમાં જમાન ઉપર દાવો કરવામાં આવ્યો હતો, તેમાં પ્રતીવાદીએ તકરાર કરી કે વાદીએ મારી કબુલત શિવાય જમાનને મુકત કરેલો છે. તેના જવાબમાં એમ કેહેવામાં આવ્યું કે જે કરારથી અસલ દેણદારને તેની જવાબદારીમાંથી મુકત કરવામાં આવ્યો છે, તેમાં આ દાવો આવી જાય એ પ્રમાણે ચુકથી લખાણ થએલું છે, અને વાદી તે દેણદારને બીજી રીતે છુટો કરી શકતો નથી, અને તે તમામ બાબતમાં સાંચો કરાર હતો તેથી બજાવવામાં આવેલો છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ ડીફેન્સ સારો છે.

કોઇ હકિકતની વાત વિશે કરારમાંના પક્ષકારની ચુક કે કપટ થયું હોય, તેથી તે નાલાયક હોય તો તે કરાર રદ બાતલ થાય છે, તે બાબતમાં સન ૧૮૭૨ ના કરાર આકટની કલમ ૨૦, ૨૨ મી જોવી.

( ૨ ) વાદીએ પ્રતીવાદીને રૂપીયા ધીરયા તે રૂપીયાની રકમ અને વ્યાજનો દર, વા-

દીએ પોતાના ચોપડામાં દાખલ કરયો હતો, પરંતુ તે કયારે પાછી લેવાની છે તે તારીખ તેમાં લખી નહી હતી, તેમાં તેજ વખતે તે પાંછા આપવાની તારીખ બાબત મુખજુબાનીનો કરાર હતો તે બાબતનો પુરાવ લેવામાં આવ્યો હતો. બેહારીલાલ વિ. કામીની સુદારૂ, ૧૪ સધરલાન્ડ. વી. રી. શી. ૩. પાનું. ૬૨૦.

પક્ષકારોનો એવો ઈરાદો હોય કે અમારી વચેનો તમામ કરાર લખતમાં આવવો નહી જોઈએ તો, તે પ્રત્યક્ષ પુરાવથી અગર રીતસર દસ્તાવેજ ના હોય તે ઉપરથી અનુમાન કરી બતાવી શકાય છે. લીક, ૧૦૩ નોટ, બી.

એવું વારંવાર બને છે કે દસ્તાવેજ જોતાં તે વેચાણખત હોય છે, પરંતુ તે વેચાણખતના પક્ષકારો તેનો અમલ ગીરોખત પ્રમાણે કરે છે. ઈકિવીટી કોર્ટ આ મુજબ કરી શકે છે. લાર્ડ કાટનહામ આવા કામમાં કેહે છે કે "જો કે તે ખત બીલકુલ વેચાણનું છે તોપણ જો એમ જણાય કે પક્ષકારોનો ઇરાદો તેને બેશક ગીરો તરીકે ગણવાનો છે તો, કોર્ટ તેને તે મુજબ ગીરો ગણે, પરંતુ જો પક્ષકારોનો ઇરાદો તે દસ્તાવેજ કરવામાં કુલવેચાણ ગણવાનો હોય, અને તે વેચાણ આપનારે ફરીથી ખરીદ કરવાને તે સાથે કરાર કરેલો હોય, અને તે મુજબ ચાલવામાં આવેલું ના હોય તો, તે વેચાણ આપનારનો ગીરોથી છોડાવવાનો હક્ક થતો નથી." વીલીઅમ્સ વિ. ઓવન્સ માઇન એન્ડ ક્રેગ્સ રી. ૩૦૩. "વેચાણખત એ ગીરોખત છે કે શી રીતે.તે નક્કી કરવામાં કેટલીક વખતે મુસ્કેલી ઉત્પન્ન થાય છે. પણ જ્યાંહાં દેખીતું વેચાણ હોય ત્યાંહાં તેને ગીરો તરીકે સમજવાનો પક્ષકારોનો ઈરાદો હોય તો, તે બાબત પુરાવ લેઇ શકાય છે; પછી લેખી કરાર રદ થાય તેવી હકિકતનો પુરાવ લેઇ શકાતો ના હોય તેની ચીંતા નહી. ૫ સધરલાન્ડ વી. રી. પાનું ૬૮.

આ વિશેષ ઠરાવ પ્રમાણે કોર્ટને પેહેલું વિચારવાનું એ છે કે એવી કાંઇ હકિકત છે કે જે બાબત દસ્તાવેજમાં કાંઇ નથી; બીજું એ કે, દસ્તાવેજ થયો તે વખતેજ બીજો કરાર થયો છે, તે કરાર દસ્તાવેજના ઠરાવથી વિરૂદ્ધ છે કે નહી, અને ત્રીજું કે રીતસર દસ્તાવેજ એવી રીતનો છે કે જેથી પક્ષકારોનો ઈરાદો તેમની વચમાંનો તમામ કરાર તે દસ્તાવેજમાં લાવવો એવો સંભવ છે. અગર તે એવો રીતસર નથી કે જેથી તમામ કરાર દસ્તાવેજમાં લાવવાનો નથી, એવો પક્ષકારોના ઇરાદાનો સંભવ ગણી શકાય. જેમ દસ્તાવેજ વધારે રીતસર હોય તેમ પક્ષકારોનો હેતુ તમામ કરાર તે દસ્તાવેજમાં લાવવાનો હતો, એમ વધારે સંભવ થાય, અને તેથી જુદા કરાર બાબત મુખજુબાનીનો પુરાવ દાખલ કરવાને કોર્ટને વધારે ખોટું લાગે. આ ઉદાહર્ણથી બતાવવાંમાં આવ્યું છે.

તેમજ ( **આઈ** ) ઉદાહરણની બાબતમાં વેચાણનો બરોબર લખેલો કરાર એવી રીતનો દેખીતો હોય કે, જેમાં વેચાણ બાબતનો તમામ વ્યવહાર આવી ગયો છે તો, પછી તે વેચાણવાળા માલની ખાત્રી બાબત અગર તે માલ અમુક પ્રકારનો છે એવું કેહેવામાં આવ્યું હતું તે બાબતનો મુખજુબાનીનો પુરાવ રદ થાય છે. હારનર વિ. ગ્રેવ્સ ( ૨૪ એલ જે. શી. પી. ૫૩ ). તેમજ જ્યારે ભાડુઆતે લેખી કરારના આધારથી અમુક મકાન કબજે રાખ્યું હોય તો, પછી તે મકાનનું ભાડું ત્યાર પછીની તારીખથી શરૂ થાય છે, એવો મુખજુબાનીનો પુરાવ મંજુર રાખવામાં આવતો નથી; હેનસન વિ. કુપર (૩ સ્ટાક. એન. આર. ૪૮), પરંતુ ફકત રીતસર નહી એવી યાદ લખવાથી તેવો અસર થતો નથી.

તેમજ એક ખતમાં નાણાં આપવાની શરત હોય તો, પછી પ્રતીવાદી એમ બતાવી શકતો નથી કે તે ખતનો અમલ ફક્ત જામીની તરીકે કરવાનો છે. તેમજ એક નોટમાં અમુક તારીખે નાણાં લેવા જોગ થાય છે એવું તે નોટ જોતાંજ માલમ પડતું હોય તો, પછી અમુક હકિકત બને તારે નાણાં આપવાનાં છે, અગર તે ફરીથી તાજી કરાવવાની છે એમ મુખજુબાનીનો પુરાવ લેઇ શકાતો નથી, તેમ જે પ્રામીસરનોટ બતાવવા બે પક્ષકારોએ સાથે સહી લખી આપી હોય તો, તેમાંનો એક પક્ષકાર એમ બતાવી શકતો નથી કે તે ફક્ત જામીન છે, તેમજ એક સખસ માલેક તરીકે સહી કરે; પછી તે એમ બતાવી શકતો નથી કે હું તો ફક્ત એજંટ છું.

મી૦ ટેલરસાહેબ પોતાના ગ્રંથની કલમ ૧૦૫૪ માં કેહે છે કે, એક સખસે એકામતે એકાજુતે એક પ્રામીસરીનોટ લખી આપવાથી નાણાં ધીરયાં, પણ તે ધીરનારના જાણવામાં હતું કે તે લખી આપનારમાંથી એક સખસ તો ફક્ત જામીન છે, જ્યારે આવું હોય ત્યારે તે નોટ ગમે તે રૂપમાં લખી હોય, તોપણ તે પોતાનો બચાવ વ્યાજબીરાહે એવું કહી કરી શકે છે કે, જ્યારે સદરહુ નોટ લખવામાં આવી ત્યારે હું જામીન છું એ બાબતની તે ધીરનારને ખબર હતી, અને વળી તેણે મારી કબુલત વિના મુળ દેણદારને મુદત આપેલી છે.

( ૩ ) "મુખજુબાનીના પુરાવથી એમ બતાવી શકાય છે કે પક્ષકારોની વચમાં એક દસ્તાવેજ થએલો છે તે દેખી તો "ડીડ" જેવો છે, પરંતુ તે ફક્ત ઇંગ્રેજીમાં "એસ્ક્રો" કેહેવામાં આવે છે તે તરીકે લખી આપવામાં આવ્યો હતો. તેમ અમુક દસ્તાવેજ ઉપર કરાર તરીકે સહી કરવામાં આવી છે, તોપણ તે કરાર પ્રમાણે તેનો અમલ કરવાનો પક્ષકારોનો હાલ ઇરાદો નહી હતો, પરંતુ અમુક હકિકત, જે હજુ સુધી બની નથી તે બનેતો તેનો અમલ કરવાનો છે, એવી શરત છે." ટેલરકૃતની કલમ ૧૦૩૮ માં કહ્યું છે કે, જેમકે ખતમાં રૂ. ૨૦૦) પોહોચ્યા છે, અને માગે ત્યારે તે તથા વ્યાજ આપવાનું વચન આપેલું છે, એવો મજકુર લખેલો હોય, પણ તેમાં પ્રતીવાદીએ એવું બતાવવાને કહ્યું હોય કે આ ખતનો અવેજ રૂ. ૨૦૦૦) નથી, પરંતુ હું બીજા પાસેથી નાણાં કરજે લેવાનો બંદોબસ્ત કરતો હતો તેમાં વાદીએ મને હરકત કરી તેથી એ હરકત કરે નહી તે બાબત એ ખત લખી આપવામાં આવેલું છે, તેમ છતાં તેણે તે પ્રમાણે હરકત કરવી બંધ રાખી નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ બાબત પ્રતીવાદી પોતાનો મુખજુબાનીનો પુરાવ આપી શકે છે, કારણ કે પ્રતીવાદીનું કેહેવું સાચું હોય તો અમુક હકિકત જે બનેલી નથી તે બને ત્યારેજ એ ખત ફક્ત બંધનકાર્ક થવાનું છે, અને તે મુજબ તે કરાર પ્રતીવાદીને બીલકુલ બંધનકાર્ક થએલો નથી, (૧ મ. હા. રી. પાનું ૪૫૭.)

( ૪ ) ઇંગ્રેજીમાં "ડીડ" થી જે બંધન કરવાનો નિયમ છે, તે બંધણી ફક્ત બીજા તેવાજ ગંભીર દસ્તાવેજથી તુટી શકે છે, પણ તે નિયમ હિંદુસ્તાનને લાગતો નથી. જે કામોમાં મીલકતનો કરાર કરવામાં આવ્યો હોય તે આપવામાં આવી હોય, અગર તેની વ્યવસ્થા કરવામાં આવી હોય, અગર પછી મુખજુબાનીથી રદ થઈ શકતાં નથી તે કામો ફક્ત નીચે પ્રમાણે છે:—

૧. જ્યારે કરાર, આપવું અગર વ્યવસ્થા કાયદા પ્રમાણે લેખીજ થવી જોઇએ એવું હોય ત્યારે.

૨. જ્યારે તે દસ્તાવેજ રજીષ્ટર કરાવેલો હોય ત્યારે.
( કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૯૯ થી ૧૦૨ )

( ૫ ) પક્ષકારોએ જે ભાષા વાપરી હોય તેનો કોર્ટને અર્થ સમજવા સારૂ રીવાજ બાબતનો મુખજુબાનીનો પુરાવ લેઇ શકાય છે. વળી તે લગતી હકીકત બતાવવાને એટલે રીવાજથી અમુક મુખ્ય વસ્તુને અમુક બાબત લગતી છે એવું બતાવવાને પણ તેવો પુરાવ લેઇ શકાય છે. આ ઉપરથી એમ પણ બતાવી શકાય છે કે એક વીલ અગર નોટનાં નાણાં આપવાને મેહેરબાનીથી કેટલાક દાહાડાની મુદત આપવામાં આવેલી છે. તેમ એમ પણ બતાવી શકાય છે કે ભાડાનો કરાર એક માસની નોટીસ આપવાથી બંધ થાય છે. આ પ્રમાણે લગતી બાબત ફક્ત વ્યાપાર બાબતના કરારમાંજ જોડવામાં આવે છે એટલુંજ નહી, પણ ખેતીવાડી અને બીજા સાધારણ કરારો માણસોની વચમાં થાય છે અને જે વેહેપાર બાબતના નથી હતા તેમાં પણ જોડવામાં આવે છે. હટ્ટે વિ. ડેલનો મુકરદમો જોવો. વીમાની દરેક ટીપમાં સફરની શરૂઆતમાં દરીયાની લાયકાઈ બાબતની ખાત્રી હોય છે. હુડાભાડાવાળા તરફથી કાયદા પ્રમાણે ઇસ્વરી કૃત્ય અને રાણીના દુશ્મનો શિવાય વીમો કરવાનો ગર્ભીત કરાર માનવામાં આવે છે. સ્થાવર મીલકતના વેચાણમાં તે વેચનાર તરફથી તે મીલકત ઉપરનો સારો હક્ક શાબેત કરવાને કાયદા પ્રમાણે માથે રાખવામાં આવ્યા બાબતનું ગર્ભિત અનુમાન છે. માલ વેચવામાં આવ્યો હોય અને તે ખરીદદાર તપાસી શકે તેવું ના હોય, તોપણ તેનું જેવું વર્ણન બતાવેલું હોય અગર નમુનો બતાવ્યો હોય તે પ્રમાણેનો તે માલ હોવો જોઇએ, એવું પણ કાયદા પ્રમાણે ગર્ભિત અનુમાન છે. એક કળા કોશલ્યવાળો મેહેનતુ કારીગર માણસ જ્યારે પોતે જે કારીગરીનો ધંધો કરતો હોય તે કરવાને કરાર કરે, ત્યારે તેણે તે કામ યોગ્ય રીતે કરવાને માથે રાખેલું છે એમ કાયદા પ્રમાણે સમજવામાં છે. એક માણસ એજંટ તરીકે કામ કરતો હોય તો તેને તે કરવાનો અધિકાર છે, એમ પણ કાયદા પ્રમાણે ગર્ભિત નિકળે છે. જ્યારે દસ્તાવેજ ઉપરથી ખુલ્લું નિકળતુ હોય કે રીવાજ પ્રમાણે ચાલવાને પક્ષકારોનો ઇરાદો નથી તો, પછી મુખજુબાનીનો કાંઈ પણ પુરાવ દાખલ થઈ શકતો નથી. હટન વિ. વારન.

અહિયાં એટલું યાદ કરવું ઠીક છે કે, 'જગો મોકમ ગોઝ વિ. માનીકચંદનો મુકરદમો (૭ મુર્સ ઇન્ડિઅન અપીલ્સ પાને ૨૬૩ મે) છે, તે પ્રમાણે આવા કારણને પુષ્ટી કરવાને વેહેપારના રીવાજ સબંધીમાં તે રીવાજ કાંઇ જુનો, એક સરખો, અગર પ્રસિદ્ધ કે જે-થી તે એક સ્થાનિક કાયદા જેવો થાય છે, તેમ હોવાની જરૂર નથી. રીવાજ ચાલુ થવો શરૂ થયો હોય તેનો તે દરેક કામની પુષ્ટામાં કાંઈ પુરાવ જોઈએ, પરંતુ પરીણામે જો એમ જણાય કે તે એટલો બધો સારી રીતે પ્રસિદ્ધ થએલો છે અને કબુલ કરવામાં આવેલો છે તો, પક્ષકારોની વચેના કરારમાં તે એક ભાગ છે, એમ વ્યાજબીરાહે અનુમાન થાય છે.

આ પ્રમાણે થાય તો મુખજુબાનીના પુરાવથી લખેલો દસ્તાવેજ ખુલ્લી રીતે ઉલટાવવામાં આવે છે, તેનું વિરૂદ્ધપણું અગર ઉલટાવવું ખુલ્લું હોવાની જરૂર નથી. તે જરૂરીઆત સમજ ઉપરથી ઉત્પન્ન થવું જોઇએ.

( ૬ ) દસ્તાવેજની બાબત કેવા પ્રકારની અને કેવા ગુણની છે તે નક્કી કરવાને

હારનો પુરાવ કોર્ટને જે જરૂર લાગે તે લેઇ શકે છે; એટલે જે સખસો અને વસ્તુઓની બાબતમાં તે દસ્તાવેજ હોય છે તે ઓળખવાના કારણસર તે પુરાવ લેઈ શકાય છે, ડો વિ. હીસાકાકસ, ( ૫ એમ. અને ડબલ્યુ. ૩૬૭ ). આશપાશની હકિકત જેમ કે પક્ષકારોની સ્થીતી વિગરેનો પુરાવ દાખલ કરવામાં આવે છે, તેથી ન્યાયાધિશ ફકત લખનારની હાલતમાં આવે છે, અને તેથી દસ્તાવેજવાળી મીલકત અગર બાબતનો ઠરાવ કેવો છે તે જોવાને સરસમાં સરસ આધાર થાય છે. આ નિયમ "વીલ" ની બાબતમાં ઘણો લાગુ થાય છે; સોર વિ. વીલસન (૯ કલ. અને એફ. ૫૫૬) નાર્ટનસાહેબની ટીકા. પાનું. ૨૭૭, ૨૭૮

**ફેંસલા**—વામનદાસ બાનરજી વિ. હરોલાલશાહ ( ૧૦ વી. રી. ૧૪૦) ના કેસમાં દેષના સબબે ત્રીજા માણુસ સાથે તકરાર ચલાવવા બાબતનો કરાર રદ કરવામાં આવ્યો.

રામસરણસીંહ વિ. મસામત રામપીઆરી ( ૧૩ મુર્સ ઈ. અ. ૫૩૧ ) ના કામમાં પ્રતીવાદીયણુ એક વિધવા ઉપર એક શરતી વેચાણ ખતના આધારે તેણીના ભાઈએ કરેલા દાવાના બચાવમાં તે ખત તેણીના વારસનો હક ડુબાવવા માટે તેના ભાઇને જુઠી રીતે કરી આપ્યું હતુ, એમ શાબીત કરવા પરવાનગી આપવામાં આવી.

કાળીપ્રસાદ તીવારી વિ. રાજાસાહેબ મલ્હારસેન ( ૧૨ મુર્સ. ઈ. અ. ૨૮૨ ) ના કામમાં પ્રીવીકૌંસીલે ઠરાવ્યું કે "ખતમાં બતાવેલો અવેજ પોંહોચ્યાની સાદી રીતે ઇનકારીયત એ ખત ઉપર આધાર રાખનાર સખસ ઉપર પુરાવાનો બોજો બધે પ્રસંગે નાંખવાને બસ છે.

લેહેણદારના ચોપડામાં દેણદારે હિસાબની ચોખ કરી કાઢી આપેલી બાકી મુદતના કારણસર લખીત કરાર ગણાતી નથી, પણ તે એવું લખાણ છે કે જે ઉપરથી વગર લખેલા ( મોઢાના )કરારનું અનુમાન લેવાય. અમ્રતલાલ વિ. માણેકલાલ (૧૦ મું. હા. કો. રી. ૩૭૫)

વાદીએ પ્રતીવાદીને પૈસાની અમુક રકમ વ્યાજે આપી તે રકમ તથા વ્યાજના દરની વાદીના ચોપડામાં નોંધ થઈ. એ પૈસા પાછા ક્યારે આપવા તે કાંઈ તેમાં જણાવ્યું ન્હોતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે એ પૈસા પાછા કયારે આપવા તે વિશે તેજ વખતે થએલા મોઢાના કરારનો પુરાવો આપી શકાય છે. બીહારીલાલ વિ. કામીની સુંદ્રી.( ૧૪ સ. વી. રી. ૩૨૦)

કોઇ દસ્તાવેજ કાંઈ કરેલા કરાર વિશે વાસ્તવિક રીતે નથી, એમ બતાવવા પુરાવો આપવા આથી છુટ મળે છે. ગટાલર રત્ન વિ. કુનાતર આરમુગા ( ૭ મ. હા. કો. રી. ૧૮૯)

કાશીનાથ ચક્રવર્તી વિ. ચંદ્રચંડુ બાનરજી ( ૫ સ. વી. રી. ૩૨૦ ) ના કેસમાં જસ્ટીસ પીકાકસાહેબે ઠરાવ્યું કે; લખેલા કરારને ખોટો પાડવા મોઢાનો પુરાવો જો કે લઇ શકાતો નથી, તોપણ કોઇ વેચાણ કાંઇ બનાવ બન્યાની શરતે કરવું કે કેમ તે બાબતમાં કરારના પક્ષકારનો ખરેખર ઈરાદો શું હતો તે દરેક કેસની અડખા પડખાની કફીયત ઉપરથી જોવું જોઈએ.

મોરેન વિ. મીઠુબીબી ( ૪. લા. રી. ૨ ક. ૫૮ ) ના કામમાં ગળીના એક કારખાનાના **મ** નામના મેનેજરે **અ** અને **બ** નામની બે પડદાનસીન ઓરતોને તેમના ધણીના આગલ્યા લેહેણાના તથા આગલી મોશમના ખરચ તરીકે બતાવી એક બીજી રકમના ઉપાડના બદલામાં ગીરોખત કરી આપ્યું. તેમાં બીજી બાબતોની સાથે એમ પણ **મ** એ લખી આપ્યું કે ધીરેલા નાણાના સબંધે આવતી મોશમમાં જે ગળી પેદા થાય

તેમાંથી **अ** તથા **ब** પેહેલું વસુલ કરે. એ ગળી **अ** તથા **ब** ની સુચના પ્રમાણે વેચવી, અને એ કરજ વસુલ થતાં સુધી ગીરો માંડેલી મીલકત પોતે (**म**) કોઈને આપી, વેચી કે ગીરો માંડી શકે નહી, તેમજ જે ગળી પેદા થાય તેના વેચાણની રકમની કાંઈ પણ વ્યવસ્થા કરી શકે નહી. એ પ્રમાણે લખી આપી **म** એ એ ખત રજીષ્ટર કરાવી આપ્યું. વિશેષ ધીરધાર કરવા માટે **अ** અને **ब** તરફથી **म** સાથે વાતચીત કરવા સારૂ **अ** તથા **ब** નો મુખત્યાર એક **क** કરીને હતો. **म** કેહે છે કે **क** એ મને કહ્યું કે **अ** તથા **ब** વધારે રકમ ધીરી શકે તેમ નથી, માટે **म** હમેશની રીતે વાદીઓ પાસેથી નાણાં લેઈ શકે છે. **अ** તથા **ब** ના ધણીએ તેની હયાતીમાં પોતે ધીરેલી રકમોનાં ગીરોખત **म** પાસેથી કરાવ્યાં હતાં, અને વિશેષ રકમો તેના જાણતા વાદીઓ પાસેથી લઈ ગળીના પાકમાંથી પ્રથમ વસુલ આપવાનું **म** એ માંડી આપ્યું હતું. **म** કેહે છે કે હાલના કાર્યમાં પણ તેજ પ્રમાણે થશે એવી સમજુતીથી **अ** તથા **ब** ને ગીરોખત કરી આપી ગળીની નીપજ વાદીઓને પ્રથમ વસુલ આપવી એમ માંડી આપી નાણાં લીધાં. અને એ નાણાં વિના તે મોશમમાં કાંઈ પણ ગળી નીપજાવી શકત નહી. ગળીનો પાક તૈયાર થયો ત્યારે **अ** તથા **ब** એ પોતાના ગીરોખતના આધારે તેની માગણી કરી, તે માગણી સામે **म** એ અટકાવ કરવાથી **अ** તથા **ब** એ એ ગીરોખતનો અમલ કરાવવા દાવો કરી હુકમનામું મેળવ્યું, અને બજાવણીમાં એ ગળીનો પાક વેચાવ્યો. તેથી વાદીઓ એ **म**, **अ**, **ब**, અને વેચાણ લેનારા ઉપર તેમનો પ્રથમ હક્ક ઠરાવવાનો દાવો કરે છે. તેમાં ચીફજસ્ટીસ ગાર્થ, જસ્ટીસ ફ્રીઅર અને જસ્ટીસ મેકફર્સને એક મતથી ઠરાવ્યુ કે, વધારે ઉપાડ કરવા સબંધી **अ** અને **ब** ના મુખત્યાર **क** અને **म** વચેનો કેહેવામાં આવતો મુખજુબાની કરાર **अ** તથા **ब** ને કરી આપેલા રજીષ્ટર ગીરોખતથી તદન ઉલટો છે, અને તેટલા માટે આ શરત પ્રમાણે અગ્રાહ્ય છે.

તેજ પ્રમાણે દાદા હોનાજી વિ. બાબાજી જગુશેઠ (૨ મું. હા. રી. ૩૮) ના કેસમાં ઠરાવ્યું કે કાંઈ વેચાણખત ફરી વેચાણનો કરાર થાય ત્યાંહાં સુધી અમલમાં આવશે નહી, એવો મુખજુબાની કરારનો પુરાવો આપવા છુટ છે.

પ્રતીવાદીએ વેચાણખત લખી આપેલું કબુલ કર્યું, પણ તેણે કહ્યું કે તે વેચાણ ખત થયું તે વખતે મારે ખરીદદાર સાથે મુખજુબાનીનો કરાર થએલો છે કે ખરીદદાર ને હું અમુક નાણાની રકમ આપું. તે કારણસર સદરહુ દસ્તાવેજ જામીની દાખલે છે, અને તે નાણાની ભારે રકમ ખરીદદારને આપવામાં આવેલી છે. તેમાં સ્પેશિયલ અપીલમાં ઠરાવવામાં આવ્યું કે જે કરાર કેહેવામાં આવેલો છે તે સદરહુ વેચાણખતથી બીલકુલ વિરૂદ્ધ છે, સબબ આ કલમ પ્રમાણે તે કરાર શાબેત કરવાનો પુરાવ લેઈ શકાતો નથી. બનાપા વિ. સુંદરદાસ જગજીવનદાસ, (ઈ. લા. રી. ૧ મુંબાઈ પાનું. ૩૩૩).

ઉમેદલાલ વિ. દેવું બીન ઢોંડીબા (ઈ. લા. રી. ૨ મું. ૪૫૭) ના કામમાં **ड** એ **प** ને એક ઘર વેચાણ આપી વેચાણ ખત યોગ્ય રીતે રજીષ્ટર કરાવી આપ્યું. એ ખત માં એમ જણાવ્યું હતું કે પૈસા લીધા છે અને ઘરનો કબજો આપી દીધો છે, પણ પૈસા કે ઘર અપાણું નથી, એમ તપાસમાં માલમ પડયું. એ ખત નોંધાવ્યા પછી ૧૧ દીવશે પૈસા પોતે આપી શક્યો નહી, માટે આ ખત પાછું આપ્યું છે, એમ તે ખત ઉપર

લખાણ કરી **પ** એ **દ** ને પાછું આપ્યું. આ લખાણ રજીષ્ટર કરવામાં આવ્યું નહી. પાછળથી **પ** ઉપર વાદીએ હુકમનામું મેળવી તેની બજાવણીમાં એ ઘર જપ્તીમાં લેવરાવી **પ** નો હક્ક હિસ્સો ખરીદ કર્યો. અને **દ** ઉંપર તે ઘરના કબજાનો દાવો કર્યો. માટે સ્વાલ એમ હતો કે વેચાણ વખત **પ** નો એ ઘર ઉપર કાંઈ હક્ક હિસ્સો હતો કે કેમ ? તે વિશે હાઈકોર્ટે ઠરાવ્યું કે એ ખત વડે ઘરની તે વખતજ માલકીનો ફેરફાર કરવા ધાર્યું છે ? માટે વેચાણ આપ્યાનો કરાર છે, વેચાણ આપવાનો કરાર નથી. તેથી **પ** તે વખતજ માલીક થયો, અને પાછું આપ્યા વિશેનું લખાણ રજીષ્ટર થએલું નહી હોવાથી સ્થાવર મીલકતને અસર કરતું નથી, અને પુરાવામાં અગ્રાહ્ય છે ? તેમજ વેચાણ ખત રજીષ્ટર થયું છે. માટે તે રદ કર્યાનો મોઢાનો કરાર પણ શાબીત થઈ શકતો નથી, અને **પ** ના હક્કના ખરીદદાર તરીકે વાદી એ ઘરનો માલીક થયો છે, પરંતુ વેચાણની વસુલ નહી થએલી રકમને માટે એ ઘર ઉપર **દ** નું લીયન રહેલું છે. તે વસુલ આપ્યા શિવાય એ ઘર વાદી કબજે કરી શકતો નથી, કેમકે વાદીએ ફકત **પ** નો એ ઘર ઉપરનો હક્ક હિસ્સો ખરીદ કરયો છે.

હજારીમલ વિ. સુબાધમલ (૯ બં. લા. રી. ૧) ના કામમાં હુંડી સ્વીકારનારના ગુમાસ્તાએ વાદીને ઢાકામાં હુંડી લખી આપી હતી. તેમાં ઠરાવ્યું કે તેઓએ ગુમાસ્તા તરીકે લખી છે એમ હુંડી ઉપરથી દેખાતું નથી, તોપણ તેઓ ગુમાસ્તા હોવાનું શાબીત થયું છે, માટે ઢાકાની રીત પ્રમાણે તેઓ જવાબદાર નથી.

ગોપીકૃષ્ણ ગુસાઈ વિ. ગંગાપ્રસાદ ગુસાઈ (૬ મુર્સ. ઈ. અ. ૫૩) ના કામમાં પ્રીવી કોંસીલે ઠરાવ્યું કે બીનામી કાર્યો હિંદુઓમાં એક મંજુર થએલી રીત તરીકે ગણવાં જોઇએ.

દાઉસેલ વિ. કેદારનાથ (૭ બં. લા. રી. ૭૨) ના કામમાં ઠરાવ્યું કે ભાડુતને એમ શાબીત કરવા પ્રતિબંધ નથી કે જમીનદાર માત્ર બીનામીદાર છે, માટે તેનો કાંઈ હક્ક નથી. આ ઠરાવ આ આકટ પસાર થતા પેહેલાં થયો છે, તેથી કલમ ૧૧૬ વિરૂદ્ધ દેખાય, પણ વાસ્તવિક રીતે તેમ નથી. તે કલમ આ ઠરાવમાં બતાવેલા નિયમને અસર કરતી નથી, કારણ કે તે જમીનદાર એ કાર્યમાં માત્ર બીનામીદાર એટલે કે એક ત્રાહીત માણસ છે. ખરી રીતે કરાર કરનાર પક્ષકાર જે કે જમીનદારની સ્થીતીમાં છે, તે જુદોજ સખસ છે.

પદ્મનાભ વિ. કુન્હી કોલંદન (૫ મ. હા. રી. ૩૨૦) ના કામમાં વાદીઓએ પ્રતીવાદી ઉપર અમુક જમીન ગીરો કહી વાદીઓના હક્ક વિશેની કબુલતના એક દસ્તાવેજના આધારે તે જમીન છોડાવવા દાવો કર્યો. તે દસ્તાવેજમાં પ્રતીવાદીએ એમ અંગીકાર કર્યું હતું કે જે મંદીર વાદીઓને હવાલે હતું તે મંદીર તરફથી અમુક પ્રગણાની જમીન તેણે ગીરો રાખી હતી. કઈ જમીનને લાગુ પડવા એ દસ્તાવેજનો ઈરાદો હતો તે બતાવવાનો મુખજુબાની પુરાવ લેવામાં આવ્યો .

શ્રીમતી વિ. સીવચંદ્ર મલી. (૬ મુર્સ. ઈ. અ. ૧) ના કામમાં એક તરફ હિંદુકુટંબના મેંબરો. અને બીજી તરફ એક સહવારસની અપુત્ર વિધવા વચે મજીયારી મીલકતના સબંધે સમાધાનનો દસ્તાવેજ કરવામાં આવ્યો. તે દસ્તાવેજમાં એ વિધવાને તેણીના ધણીના હિસ્સા તરીકે તેણીના 'સ્વતંત્ર ઉપયોગ અને હિતને માટે' અમુક રકમની હક્કદાર ગણી હતી; તે પ્રસંગે ઠરાવવામાં આવ્યું કે એ શબ્દનો અર્થ એવી રીતે ક-

રવાનો નથી કે જેથી એ વિધવાને માટે એક જુદીજ સ્થીતી ઉત્પન્ન થાય. પરંતુ તે દસ્તાવેજનો અર્થ પક્ષકારોની સ્થીતી અને હિંદુ લા પ્રમાણે વિધવાના હક્કોને અનુસરીને કરવો જોઈએ. અને એ રકમનો તેણે મજીયારી મીલકતમાં પોતાના ધણીના હિસ્સા તરીકે પૈસાનો દાવો તેના વારસે દાખલ કરેલો છે અને મળેલા છે. માટે એ શબ્દનો અર્થ એટલોજ થઈ શકે કે એ મીલકત મજીયારી મીલકતમાંથી જુદી કાઢી લેઈ તે ભોગવે, અને એક હિંદુ વિધવા તરીકે માત્ર જીંદગાની સુધીનોજ હક્ક તેને મળે છે.

બાબુ ધનપતસીંહ વિ. ગુમાનસીંઘ ( ૧૧ મુર્સ. ઈ. અ. ૪૩૩ ) ના કામમાં જમીનદારનો ગણોત અથવા ભાડું વધારવાનો હક્ક છે કે નહી એમ તકરાર હતી. તેમાં પ્રીવીકોંસીલે કહ્યું કે એ સામાન્ય શબ્દ છે, અને જમીનદાર તથા રઈયત વચેના હરેક કરારનો સમાવેશ કરે છે. જો પટાની અંદર મુકરરી અથવા તેની બરોબરી કરનારા જેવા કે વંશપરંપરા એવા શબ્દો ન હોય તો, તે પટાને મુકરરી અથવા ચલુની જાગીરના દસ્તાવેજ તરીકે પેહેલે દરજ્જે માની લેવાનું નથી, પરંતુ મુકરર કરેલા એકસરખા દર પ્રમાણે ભાડું આપીને લાંબો વખત અભંગ ભોગવટો લીધાનો પુરાવો પટાના દસ્તાવેજમાં એ શબ્દોની ખામી પુરી પાડશે, અને જમીનદારનો ગણોત વધારવાનો હક્ક રદ કરવાને માટે તેવો પુરાવો બસ થશે.

(રૂ. ૨૫૦૦ ) તથા વ્યાજ અને પ્રોટેસ્ટ કરયાના ખર્ચના તા. ૨ જી અગષ્ટ સન ૧૮૭૮ ના રોજના "બીલ આફ્ એકસ્ચેંજ" ની રૂઈએ લેહેણા થએલા રૂપીયા લેવાને આ દાવો કરયો છે. પ્રતીવાદીએ તે બીલના "ડીસકાંઉટ" બાબત તકરાર કરી કહ્યું કે અમારા અને બેંકની વચમાં એવી સમજ હતી કે, જ્યાંહાં સુધી બેંકને કોહન બ્રધર્શ અને કંપનીએ નાણાં આપ્યાં નથી, ત્યાંહાં સુધી તેઓએ રેલવેની પોહોચ આપવાની નહી હતી. વળી પ્રતીવાદીએ તકરાર કરી કે કોહન બ્રધર્સ અને કંપની ઉપર તે બેંકે દાવો કરી હુકમનામું મેળવ્યું છે, માટે તે બીલની રકમ લેવાને મારા ઉપર બીજો દાવો કરવો નહી જોઇએ. નીચેની બેઉ કોર્ટોએ વાદીના લાભમાં હુકમનામું કર્યું છે, તેથી પ્રતીવાદીએ હાલ અપીલ કરી છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે સદરહુ પ્રકારની મુખજુબાનની સમજુત બાબત આ આકટની આજ કલમના વિશેષ ઠરાવ ૩ પ્રમાણે પુરાવ દાખલ થઈ શકતો નથી, અને નીચેની કોર્ટે ઠરાવ કરયો છે તે બરોબર છે. માટે તેમાં હાથ ઘાલવાનો કાંઈ સબબ જણાતો નથી. સબબ અપીલ કાહાડી નાંખવામાં આવી ( ઇ. લા. રી. અ. વા. ૨. પાનું. ૫૯૮ ).

સાનવાળી મીલકતની બાબતમાં આ આકટની આ કલમના ૬ ઠા વિશેષ ઠરાવ, અને કલમ ૯૫ પ્રમાણે એવો પુરાવ આપી શકાય છે કે જે મીલકત ખત લખી આપનારાઓએ સાનમાં લખી આપેલી છે, તે અમુક જગોએ છે. ( ઈ. લા. રી. અ. વા. ૨.પાનું ૮૩૨. )

હકમચંદ વિ હીરાલાલ ( ઇ. લા. રી. ૩ મું. ૧૫૯ ) ના કામમાં એવું હતુ કે વેચાણ ખતમાં રૂ ૧૦૦ ) રોકડા પોહોચ્યાનું જણાવ્યું હતું, અને પુરાવાપરથી એમ નીકળતું હતું કે અમુક રૂપીયા જુના ખતના લેહેણા હતા અને અમુક રકમ રોકડી આપી હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે ખત માંહેના અવેજ વિશેની વાત અને અવેજના પુરાવા વચે કાંઈ વાસ્તવિક તફાવત નથી, એટલા માટે કે હિંદુસ્તાનમાં જ્યારે ચાલતા લેહેણાના બદલામાં કાંઈ ખત થાય ત્યારે રોકડાં નાણાં પોહોચ્યાં એમ કરી અવેજ બતાવવાનો રીવાજ છે.

પોગોસ વિ. બંગાળાની બેંક ( ઈ. લા. રી. ૩ ક. ૧૭૪ ) ના કામમાં કરાર આકટની કલમ ૧૩૨ અને આ કલમની શરત પ્રમાણે હુંડી શીકારનાર સખસ બેશક પેહેલે દરજ્જે જવાબદાર પક્ષકાર છે, પણ તે સખસને તે હુંડીનો અવેજ કદી પણ મળો નથી, અને તેણે હુંડી લખનાર અથવા બીજા સેખસની સગવડની ખાતર તે હુંડી સ્વીકારી હતી, એમ તે બતાવી શકે છે.

સાદા કાગળ ઉપરની પ્રામીસરનોટની રૂઇના દાવામાં ઠરાવવામાં આવ્યું કે તેના અવેજ બાબત સ્વતંત્ર પુરાવ આપવાને કાંઇ હરકત નથી ( ઇ. લા. રી. ક. વા. ૩ પાનુ ૩૧૪ ).

એકાદો પક્ષકાર વાદી અગર પ્રતીવાદી જે ખરેખરૂં દેખીતું વેચાણ છે તે, તે વખતેજ મુખજુબાનીના કરારથી ગીરો છે, એમ કેહે તો, તે હકીકત મુખજુબાનીનો પ્રતક્ષ પુરાવ આપી તેને શાબેત કરવા દેવી નહી જોઈએ. પરંતુ પક્ષકારની વર્તણુંક ઉપરથી ખુલી રીતે અને બીનભુલે એમ માલુમ પડતું હોય કે, તે વ્યવહાર પક્ષકારો ગીરો તરીકે વર્તી સમજ્યા છે તો, કોર્ટ તેનો ગીરો તરીકે અમલ કરે, અને વેચાણ તરીકે અમલ ના કરે, માટે ગીરોની શરતો કેવી છે તે બાબત નક્કી કરવાની જરૂર પડે તો, અસલ મુખજુબાનીના કરાર બાતત કોર્ટ મુખજુબાનીનો પુરાવ આપવા દેશે. ( ઇ. લા. રી. ૪ મુ. પાનું ૫૯૪. )

માલ વેચાણ આપવામાં આવેલો તેની કીમત બાબત દાવો કરવામાં આવ્યો. વાદીએ વેચાણ બાબત સોગન ઉપર પુરાવમાં લખેલી કબુલત આપી કહયું કે, પ્રતીવાદીને માલ આપવામાં આવેલો છે. પણ તે લખત સ્ટાંપ ઉપર નહી હતું તેથી દાવો કહાડી નાંખવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીને મુખજુબાનીથી એમ શાબેત કરવાનો લાગ આપવો જોઇતો હતો કે, માલ વેચાણ આપી તેને સ્વાધીન કરવામાં આવ્યો છે, અને તેની કીમત અમુક છે. ( ઈ. લા. રી. ક. વા. ૮. પાનું ૨૮૨ )

આ આકટની આ કલમ પ્રમાણે અમુક કરારમાં અમુક રીતનો અવેજ આપવામાં આવેલો છે, એવો મજકુર હોય, તેથી જુદા પ્રકારનો તે કરારનો અવેજ છે એમ બતાવવાને મનાઇ નથી. ( ઈ. લા. રી. મ. વા. ૫ પાનું. ૬ )

વાદીએ અમુક જમીનનો કબજો લેવા દાવો કરયો. તેના જવાબમાં પ્રતીવાદીએ કહ્યું કે જે કબાલાથી વાદીને બારોબાર વેચાણ કરી આપવામાં આવ્યું છે, અને વાદી તે મીલકત ઉપર પોતાના હક્કનો આધાર રાખે છે તેનો ફક્ત ગીરો તરીકે અમલ કરવાનો પક્ષકારોનો ઇરાદો હતો. આ કેહેવું શાબેત કરવાને જે હકીકતથી તે કબાલો કરી આપવામાં આવેલો તે હકીકતનો પુરાવ ગુજારવામાં આવ્યો, અને પક્ષકારોએ ગીરો તરીકે તે દસ્તાવેજ ગણેલો છે, અને તેનો તે પ્રમાણે અમલ કરવાનો છે, એવો તેમનો ઇરાદો હતો, એવું બતાવવાને પક્ષકારોની વર્તણુંકનો પુરાવ આપવા માંડયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ પુરાવ દાખલ કરવા લાયક છે. વળી ઠરાવવામાં આવ્યું કે કાશીનાથ ચાતરજી વિ. ચંદી ચર્ણ બાનરજીના, કામમાં જે નિયમ ઠરાવેલો છે તેમાં આ કલમના ઠરાવથી ફેરફાર કરવામાં આવ્યો નથી, પણ તે કામમાં તે ઠરાવ ઠરાવેલા નિયમ પ્રમાણે છે. ( ઇ. લા. રી. ક. વા. ૯. પાનું ૫૨૮ )

આ કલમ ઉપરથી એમ અવસ્યે કરીને નીકળતુ નથી કે દસ્તાવેજ જોતાં જે વેચાણ

જણાય છે તે ખરી રીતે ગીરો છે, એવું બતાવવાને પાછળની વર્તણુંક અને આશપાશની હકીકત પુરાવમાં આપી શકાય નહી. પણ જે સખસ ખરી રીતે ગીરોરાખનાર છે તે સખસની વર્તણુંકમાં કપટ હોય અને તે પોતે કુલમાલેક તરીકે છું એમ કહેતો હોય તો, તે નિયમ ફરે છે. પરંતુ કપટ નહી આ ા વિશે પુરાવ દાખલ કરવા બાબતનો નિયમ છે તે ગીરોની ખબર શિવાય શુદ્ધ અંત ુથી ખરીદ કરનારને લાગુ થતો નથી, વિગરે ( ઈ. લા. રી. કલકતા. વા. ૯. પાનું ૮. )

વાદીએ એક કબુલતની રૂઈએ સાંથ લેવા વો કરયો. પ્રતીવાદીએ તે કબુલત લખી કબુલ કરી કહ્યું કે, વાદી તે જમીન બારે ૪. તથી વેચી શકે તે સારૂ મેં લખી આપેલી છે, અને વાદીએ વેચાણની કામતમાંથી રૂ. ૨૮૨ ) મને આપવાનું કબુલ કર્યુ છે, અને તે જમીનના ખરીદદાર પાસેથી મીરાશી પટો મને મેળવી આપવાનું પણ કબુલ કરેલું છે. ઠરાવવામાં આવ્યું કે પક્ષકારોની વચે કપટ ભરેલો વ્યવહાર શાબેત કરવાને મુખજુબાનીના કરારનો પુરાવ લેઈ શકાય છે ( ઈ. લા. રી. ક. વા. ૧૦ પાનું ૬૪૯ ).

એક ખત રૂ. ૨૦૦૦૦ ) નું છે, તેમાં દર માસે દર સેંકડે રૂ ૧-૪-વ્યાજ આપવાનો કરાર હતો. આ ખતની રૂઈના દાવામાં પ્રતીવાદીએ એવો પુરાવ ગુજારવા માંડયો કે તે ખત લખી આપ્યા પછી વાદીએ કહ્યું છે કે, તે ખતમાં બીજી શરતો છે તે ગુન્હેગારી તરીકે છે, માટે તેનો અમલ કરવામાં આવશે નહી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ પુરાવ દાખલ કરવા લાયક નથી ( ઈ. લા. રી. ક. વા. ૧૦. પાનું ૭૬૪ ).

એક સગીરના વાલીએ સગીર તરફથી ह ના લાભમાં ह ને ગીરોખત લખી આપ્યું, તેમાં એવો મજકુર લખવામાં આવેલો કે સગીરની મીલકતની જવાબદારીનું કરજ તથા કેટલાકોની સાથે क નું કરજ વાળવાને જામીંની તરીકે તે ગીરોખત લખી આપવામાં આવ્યું છે. ह આ કરજ આપવાને ચુકયો, તેથી क એ હુકમનામું મેળવ્યું, તે સગીરના વાલીએ પતાવ્યું. તે સગીર તરફથી ह ઉપર क ના હુકમનામાની જે રકમ આપવામાં આવેલી તે લેવા દાવો કરવામાં આવ્યો. ह એ તકરાર કરી કે સગીર પાકી વયનો થઈ તે કરજ મંજુર રાખે નહી તે બાબત નાણાં આપતાં અવલ क પાસેથી અગર સગીરના વાલી પાસેથી મને જવાબદારી આપવામાં આવે એવી ખાત્રી કરવાનો મ્હોનો કરાર છે. જીલ્લાકોર્ટે આ તકરાર બાબતનો પુરાવ રદ કરયો, એવા કારણથી કે આ આક્ટની આ કલમ પ્રમાણે તે પુરાવમાં દાખલ કરવા લાયક નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ પુરાવ દાખલ કરવા લાયક નથી ( ઈ. લા. રી. મ. વા. ૮ પાનું ૧૯)

કરાર લખી આપતી વખતે પક્ષકારોની વચમાં મુખજુબાનીનો એવો કરાર થએલો હતો કે, અમુક શરત પ્રથમ પુરી થયા વિના તે લખેલા કરારનો અમલ થશે નહી તો, જે એવો નિયમ છે કે આવા મુખજુબાનીના કરારનો મુખજુબાનીનો પુરાવ એવું બતાવવાને દાખલ થઈ શકે છે કે, તે શરત પ્રમાણે ચાલવામાં આવેલું નથી સબબ તે કરાર બજાવવામાં આવેલોં નથી, તેથી તે તકરાર બંધનકાર્ક નથી તે નિયમ જ્યાંહાં લખેલો કરાર ફકત બંધનકાર્ક થયો હોય એટલુંજ નહી, પણ તે કરારનો ઘણા ભાગનો અમલ કરવામાં આવ્યો હોય તેને લાગુ થઇ શકતો નથી. આ આકટની આ કલમના બીજા વિ-

શેષ ઠરાવમાં "કોઈ બંધન" એવા શબ્દો છે. તેનો ખરો અર્થ કરાર પ્રમાણે કોઈ બંધન એવો થાય છે, અને કરારમાં અમુક બંધન લખેલું હોય તે બંધન નથી. (ઈ. લા. રી. મુ. વા. ૬ પાનું ૪૩૩)

આ આકટની આ કલમનો વિશેષ ઠરાવ સન ૧૮૨૭ ના કાયદા ૫ માની કલમ ૧ લી સાથે મળતો છે, તોપણ તે રદ કરવામાં આવેલ નથી. માટે દક્ષણના ખેડુતના બચાવના આકટ (સન ૧૮૭૯ નો ૧૭ મો) કરવામાં કાયદા કરનારનો ઈરાદો દાવાવાળા ખતમાં અવેજ કબુલ કરવામાં આવ્યો હોય અને તે ખત દેણદાર કબુલ કરે તોપણ તે અવેજ પોહોચેલો નહી, તે શાબેત કરવાની ફરજમાં તે દેણદારે બજાવેલો છે (ઇ. લા. રી. ૯ મું. પાનું ૫૨૦).

જે કામમાં પ્રતીવાદીએ એવો દાવો રાખ્યો હોય કે વારસ થવાનો પ્રથમ મારો હક્ક છે, તેથી અમુક મીલકત ઉપર મારો દાવો છે અને તેની સાથે જે મુખજુબાનીનો કરાર કરવામાં આવ્યો છે અને જેથી તેની સહવિધવાએ કરી આપેલી મીલકતનું રજીષ્ટર વેચાણખત થએલું રદ કરવામાં આવેલું છે, તેની સદરહુ તકરાર ન ચાલે તો તે તકરાર ચાલવી જોઈએ, એવી તકરાર કરેલી, તેમાં નીચેની કોર્ટના અભિપ્રાયમાં આવ્યું કે આ જવાબના ગુણદોષની તપાસ કરવાને આ આકટની આ કલમના વિશેષ ઠરાવ ૪ પ્રમાણે હરકત છે. તેમાં ઠરાવ્યું કે નીચેની કોર્ટનો ઠરાવ બરોબર નથી. મુખજુબાનીના કરારનો હેતુ વ્યવહાર રદ કરવાનો નહી હતો, પણ વાદીઓએ મેળવેલો હક્ક પ્રતીવાદીઓને આપવાનો હતો, માટે તે તદન નવો વ્યવહાર છે. (ઈ. લા. રી. મું. વા. ૧૧ પાનું ૪૭)

આ કલમના પેહેલા વિશેષ ઠરાવ પ્રમાણે વાદી મુખજુબાનીના પુરાવથી એમ શાબેત કરી શકે છે કે અવેજનાં તમામ નાણું આપવામાં આવેલાં નથી, તેમજ એકસરખી રીતે પ્રતીવાદી આવા કામમાં કરારનો ખરો પ્રકાર કેવો છે તે શાબેત કરવાને તથા કરારમાં કહેલા અવેજથી જુદો અવેજ છે તે શાબેત કરવાને પુરાવ ગુજારી શકે છે. વળી ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીની તકરાર વાસ્તવિક રીતે એવી છે કે અવેજની રકમ રૂ. ૨૦૦૦) ની ઠરાવવામાં આવેલી છે, તોપણ મુખજુબાનીનો એવી મતલબનો જુદો કરાર કરાવામાં આવેલો છે કે વાદીના સગા પાસે રૂ. ૧૦૦૦) લેહેણા છે, તે સદરહુ રકમમાંથી તે વસુલ આપે. માટે આ કારણથી આ કલમના બીજા વિશેષ ઠરાવ પ્રમાણે મુખજુબાનીનો પુરાવ ગુજારવામાં આવ્યો છે તે દાખલ કરવા લાયક છે, કારણ કે રૂ. ૧૦૦૦) વસુલ આપવાનો ઠરાવ છે, તે કરારમાં અવેજનો મજકુર છે તેથી વિરૂદ્ધ નથી. (ઈ. લા. રી. ક. વા. ૧૧ પાનું. ૪૮૬)

એક ખત લખીને રજીષ્ટર કરાવવામાં આવ્યું. ત્યાર પછી લેહેણદાર અને દેણદારની વચમાં મુખજુબાનીથી એવો કરાર કરવામાં આવ્યો કે, દેણદારનાં અમુક સાંથેરાખનારાઓ પાસેથી વ્યાજના અવેજમાં સાંથ લેવી, અને તે સાંથેરાખનારાઓ (જેઓ તે ગોઠવણમાં પક્ષકાર છે) એ કબુલ કર્યું કે અમે અમારી સાંથ તે લેણદારને આપીશું, પરંતુ રેવીન્યુ રજીસ્ટરમાં તે લેણદારના લાભમાં કાંઇ નામ ફેરફાર કરી આપવામાં આવ્યું નથી, તેથી તે લેહેણદારે તે ખતની રૂએ જે મુદલ અને વ્યાજ આપવાને કબુલ કરેલું તે લેવા દેણદાર

ઉપર દાવો કરયો, એવું કહીને કે સદરહુ કરારની રૂહએ મને કાંઈ સાંથ મળેલી નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે રેવીન્યુ કોર્ટમાં લેહેણદારને જે સાંથ આપવાને કબુલ કરેલું તે સાંથ લેવાનો દાવો ચાલે કિંવા નહિ, પરંતુ દિવાની કોર્ટમાં તે દાવો કરી શકે છે, અને તે કરાર લખેલો નથી, તેથી તે સવાલને હરકત થતી નથી. વળી ઠરાવવામાં આવ્યું કે તે કરાર મુખજુબાનીનો છે, તેથી તે વખતના ચાલુ કાયદા પ્રમાણે રજીસ્ટર થએલા કરારને આ કલમના ૪ થા વિશેષ ઠરાવ પ્રમાણે રદ કરવાનો અગર દુરસ્ત કરવાનો કરાર નથી ( ઈ. લા. રી. અ. વા. ૯ પાનું. ૨૪૯ ).

એક હફતાબંધી સાનખત હતું તેની રૂહના દાવાના જવાબમાં એવી તકરાર કરવામાં આવી કે, તે ખત લખી આપતી વખતે મુખજુબાનીનો એવો કરાર થયોછે કે, તે હફતાના બદલામાં ખત લખાવી લેનારને તે ખતની રકમ ભાડામાંથી વસુલ થાય ત્યાં સુધી તે સાન વાળી મીલકતમાંના ભાગનો કબજો આપવો. આ કરાર પ્રમાણે વાદીએ જમીનનો કબજો મેળવ્યો, અને સદરહુ પ્રમાણે તેણે લેહેણી તમામ રકમ વસુલ કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે મુખજુબાનીના કરારથી અસલ કરારમાંથી કાંઇ કમી અગર તેમાં વધારે અગર ફેરફાર થએલો નથી, પરંતુ તેથી હફતા કેવી રીતે આપવા તે ઠરાવેલું છે. સબબ તે પુરાવમાં દાખલ થવા લાયક છે. ( ઈ. લા. રી. અ. વા. ૯ પાનું. ૩૯૨ )

## કલમ ૯૩ મી.

સંસય ભરેલા દસ્તાવેજનો અર્થ બતાવવાને અથવા તેને દુરસ્ત કરવાને પુરાવો ન લેવા બાબત.

**૯૩. જ્યારે કોઇ દસ્તાવેજની ઈબારત ઉપરથીજ એમ માલમ પડે કે ઈબારત મજકુર સંસય ભરેલી અથવા અપુર્ણ છે, ત્યારે જે હકીકત ઉપરથી તે ઈબારતનો અર્થ માલમ પડે, અથવા તેની અપુર્ણતા પુરી પડે, તે હકિકતનો પુરાવો આપી શકાય નહી.**

### દૃષ્ટાંતો.

**( अ. ) अ એ લખાણ કરીને એવો કરાર કરયો કે, अ એ એક ઘોડો ब ને 'રૂપીયા ૧૦૦૦ અથવા ૧૫૦૦ સારૂ' વેચવો. એમાંની કહી કિમત આપવાની હતી તે બતાવવાને પુરાવો આપી શકાતો નથી.**

**( ब. ) કોઇ ખતમાં ખાલી જગ્યાઓ રાખી છે તેમાં શું લખવાનો ઇરાદો હતો તે બતાવે એવી હકીકતનો પુરાવો આપી શકાતો નથી.**

**ટીકા**—આ કલમ તથા કલમ ૯૪ માં 'દેખીતા સંસય' જેને ઈંગ્રેજીમાં "Patent ambiguity" કેહે છે તે બાબતનો કાયદો છે. કલમ ૯૫ માં ગુહ્ય સંસય અગર જેને ઈંગ્રેજીમાં "latent ambiguity" કેહે છે તે બાતલ છે. દેખીતો અને ગુહ્ય એ બાબતના તફાવત વિશે લાર્ડ કોકે કહ્યું કે "સંસય બે પ્રકારના હોય છે, એક દેખીતો અને બીજો ગુહ્ય હોય છે. જે "ડીડ" અગર દસ્તાવેજ ઉપરથી જે સંસય જણાતો હોય તે દેખીતો છે, અને ગુહ્ય સંસય એ છે કે જે દસ્તાવેજ નક્કી અને અંદેશા વિનાનો જણાતો હોય,

પરંતુ તે ડીડ અગર દસ્તાવેજમાં કાંઈ સમાંતર હકિકત એવી હોય કે જેમાંથી અંદેશો ઉત્પન્ન થાય. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૭૮ ).

શબ્દ ટુંકાણમાં લખેલા હોય, દસ્કત વંચાય નહી તેવા હોય, નકામા અગર સ્થાનિક બોલવાની રીતી હોય, ઈત્યાદિ, તે એક રીતે 'અંદેશા ભરેલી અગર ખામી ભરેલી ભાષા' કહી શકાય, માટે તેના ખુલાસા બાબતનો પુરાવ આ કલમથી બાતલ થાય છે એમ નથી, તે બાબત કલમ ૯૮ માં જુઓ. આ કલમની મતલબ જ્યાંહાં લખતમાં બીલકુલ ખુલાસો બતાવવામાં આવેલો નથી હતો, અથવા વાક્ય અધુરૂં હોય તેને લાગુ થાય છે, જેમ કે—"નું ઇનામ अ ને" આપવામાં આવેલું છે, અગર અમુક "ગળીનું ઇનામ—ને આપવામાં આવેલું છે," અગર જ્યાંહાં ભાષા સમજાય તેવી હોય પણ તે ઉપરથી ખુલ્લી રીતે અનિશ્ચીત અર્થ થતો હોય, જેમ કે એક માણસ "મારા ઘોડામાંનો એક ઘોડો અગર એક ઘોડો રૂ. ૧૦૦૦ ) અગર રૂ. ૧૫૦૦ )" માટે વેચાણ આપવાનો કરાર કરે. અહિયાં ભાષા ઉપરથી કાંઈ નક્કી અર્થ નિકળતો નથી, માટે આ બાબત લખવાનો પક્ષકારોનો શો ઈરાદો છે તેનો પુરાવ લેવામાં આવે તો, તેથી શબ્દનો કાંઈ અર્થ થતો નથી, પરંતુ પક્ષકારોના ઈરાદા બાબત કલ્પના કરવામાં આવે, પણ તેમ કરવાને આ કલમથી મનાઇ કરવામાં આવી છે.

એક કરાર કાંઈ ભુલથી લખવો રહી જાય અગર ચુક થાય, અને તે એવી રીતે બતાવી શકાતું હોય કે, તે કરાર ખરી રીતે કેવા પ્રકારનો છે તે સમજી શકાય, તો પછી તે કરાર સમજી શકાય તેવો નથી એમ થતું નથી. તેથી કોલ્સ વિ. હાલમ્સના કામમાં એ ધોરણથી એક ખતમાં ૭૭૭૦ આપવાનું હતું, અને તે ખતના મજકુર ઉપરથી જણાતું હતું કે, પક્ષકારોનો હેતુ તેટલા "પાંઊંડ" બાબતનોજ હશે, તેથી પાંઊંડ શબ્દ તેમાં વધારવામાં આવેલો હતો.

જ્યારે ભાષા દેખીતીજ અંદેશા ભરેલી હોય, ત્યારે તે જે બાબત સબંધી હોય તે બાબત સાથે જોતાં તે અંદેશા ભરેલી નથી, એવું બતાવવાનો પુરાવ આપી શકાય છે. માટે મૃત્યુપત્ર લેખાર્પિતદાનની બાબતમાં એવું હોય કે, "अ ને તેના મરનાર ધણીથી થએલાં છોકરાંમાંથી એક બાળકને" મૃત્યુપત્ર લેખાર્પિતદાન આપવામાં આવે છે. હવે એવો પુરાવ આપી શકાય છે કે अ ને તેના ધણી ब થી ફકત એક છોકરોજ થએલો છે, અને તેની વશિયત કરનારને ખબર પણ હતી, માટે સદરહુ રીતનું લખવું દેખીતું અંદેશા ભરેલું છે, પણ ખરી રીતે તે અંદેશા ભરેલું નથી, કારણ કે આ ઉપરથી મૃત્યુપત્ર લેખાર્પિતદાન કોને આપવામાં આવેલું છે તે પુકત રીતે જણાય છે. પણ જો अ ને ब થી એક કરતાં વધારે છોકરાં થએલાં હોય તો, તેનો અર્થ સંશય ભરેલો થાય. માટે વશિયત કરનારના ઈરાદા બાબતનો પુરાવ દાખલ થઇ શકતો નથી.

એક બીલ આફ એકસચેંજમાં ૨૦૦ પાંઊંડ લખવામાં આવ્યા હોય, પણ તેને મથાળે ૨૪૫ પાંઊંડ લખ્યા હોય, અને તે ઉપરનો સ્ટૉપ પણ ૨૦૦ પાંઊંડ કરતાં વધારે રકમ બાબતનો હોય તો, પક્ષકારોનો ઈરાદો ૨૦૦ પાંઊંડ કરતાં વધારે રકમ બાબતનો હતો એવો પુરાવ લેઈ શકાતો નથી, માટે તે બીલમાં શબ્દથી જેટલી રકમ લખેલી હોય તેટલાનું તે બીલ છે એમ સમજવું જોઇએ. સાનડરસન વિ. પીપર, ( ૭ સ્કાટ. ૪૦૮. )

જ્યારે સ્વાલ એવો હોય કે ભાષા અંદેશા ભરેલી છે કિંવા નહિ, તેનો આધાર જે સખસ તે ભાષાનો અર્થ કરવાને લાયક હોય તેના લખવામાં તે અંદેશા ભરેલો છે કે નહી એવું આવે તેના ઉપર રહેલો છે. જે સખસ, વાંચી શકતો ના હોય તેને અમુક શબ્દો સમજી શકાય તેવું નથી, તેથી તે શબ્દ અંદેશા ભરેલા થતા નથી, તેમજ અમુક શબ્દોનો કોર્ટને જે ખુલાસો કરવાનો હોય તે અમુક હકિકત, કળા અગર કૌશલ્યની બાબતમાં અંજાણ્યા હોય, અને જે સખસે તે વાપર્યા હોય તે જાણીતા હોય તે શબ્દોનો ખરો અર્થ સમજવાની જરૂર હોય, તોપણ સદરહુ કારણથી તે અંદેશા ભરેલા છે એમ થતું નથી. માટે વશિયત કરનારે બાહારની હકિકત જે બતાવેલી હોય તે બાબત જરાજ માહિત ના હોય તો, તે વશિયત કરનારના શબ્દોનો ખુલાસો કરવાને જરાજ લાયક નથી એમ કબુલ કરવું જોઈએ, એવો વિચાર કરવામાં આવેલો છે, સબબ જ્યારે શબ્દનો અર્થ કરવામાં કામની હકિકત ઉપરથી પુષ્ટી મળતી હોય અને નક્કી થતું હોય, ત્યારે ખરી રીતે અંદેશો છે એમ થતું નથી. ( કનીંગહામસાહેબની ટીકા. પાનું, ૧૦૭ ).

સન ૧૮૭૨ ના આકટ ૯ મા ( હિંદુસ્તાનના કરાર આકટ ) ની કલમ ૨૯ પ્રમાણે, જે કરારનો અર્થ નક્કી ના હોય અગર નક્કી થઇ શકવા લાયક ના હોય તે કરાર રદ બાતલ છે.

## કલમ ૯૪ મી.

ચાલુ હકિકતને દસ્તાવેજ લાગુ પડતો નથી એવો પુરાવો ન લેવા બાબત.

**૯૪. જ્યારે કોઇ દસ્તાવેજમાં લખેલી ઈબારત સ્વત: સ્પષ્ટ હોય, અને જ્યારે તે તે વખતની ચાલુ હકિકતને બરાબર લાગુ પડતી હોય, ત્યારે તે ઈબારત એવી હકિકતને લાગુ પડવાનો ઇરાદો ન્હોતો, એવું બતાવવાને પુરાવો અપાય નહી.**

### દૃષ્ટાંતો.

**અ એ બ ને ખત કરી આપ્યું, અને તેમાં એવું લખ્યું કે "રામપોરમાંની મારી વિધા ૧૦૦ ની મીલકત" વેચું છું, અ ની પાસે રામપોરમાં વિધા ૧૦૦ ની મીલકત મોજુદ છે. બીજી જગામાંની ઓછા વત્તા વિધાની મીલકત વેચવાનો ઇરાદો હતો, એ હકિકતનો પુરાવો આપી શકાય નહી.**

**ટીકા**—જ્યારે કાંઇ દેખીતો અંદેશો ના હોય, અને આ કલમના શબ્દો પ્રમાણે દસ્તાવેજ "સ્પષ્ટ" હોય, અને ખુલ્લી રીતે કાંઈ ગુહ્ય અંદેશો પણ ના હોય, અને તે હાલની ચાલુ હકિકતને લાગુ થતો હોય તો, પછી મુખજુબાની પુરાવ લેવાનું કાંઈ કારણ રેહેતું નથી. ૭ સધરલાન્ડ ક્રીમીનલરૂલીંગનું પાનું. ૧૪૪ (નાર્ટનસાહેબની ટીકા. પાનું. ૨૮૧ ).

વીલ બાબતમાં વાઇસ ચેન્સલરવુડે એવો નિયમ ઠરાવ્યો છે કે "કાંઈ બાબત શોધી કાહાડવામાં આવે, અને તે બાબત અમુક દસ્તાવેજના શબ્દોનો સ્વભાવિક રીતે અર્થ થતો હોય, તે પ્રમાણેની હોય એટલુંજ નહી, પણ તે શબ્દોની બાબતજ તે હોય તો, પછી તપાસ બંધ થવો જોઇએ. વશિયત કરનારે જે તમામ વાકયો લખેલાં છે તેનો અર્થ કેવળ જે થતો હોય તેજ પ્રમાણે અર્થ કરવાને તમે બંધાએલા છો, અને તેથી આગળ જઈ શકતા નથી. વેબ વિ. બીંગ. ( કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૧૦૮ ).

## કલમ ૯૫ મી.

ચાલુ હકીકતને સબંધે અર્થ રહિત દસ્તાવેજ સબંધી પુરાવો.

**૯૫. જ્યારે કોઇ દસ્તાવેજમાં લખેલી ઈબારત સ્વત: સ્પષ્ટ હોય, પરંતુ ચાલુ હકિકતને સબંધે તેનો અર્થ થતો ન હોય, ત્યારે તે ઇબારત કોઇ અમુક અર્થ રાખીને વાપરેલી હતી, એવું બતાવવાને પુરાવો આપી શકાય છે.**

### દૃષ્ટાંત.

**અ એ બ ને "પોતાનું કલકત્તામાંનું ઘર" વેચીને ખત લખી આપ્યું.**

**અ ને કલકત્તામાં કાંઇ ઘર ન્હોતું, પરંતુ એવું માલમ પડે છે કે હાઉરામાં તેનું એક ઘર હતું, તે ઘરનો કબજો ખત થયું ત્યારથી બ ની પાસે છે.**

**ખત હાઉરાવાળા ઘરને સારૂ હતું એવું બતાવવાને સદરહુ હકિકત શાબેત કરી શકાય છે.**

**ટીકા**—કાયદાની એવી કેહેવત છે કે દસ્તાવેજમાં ખોટું વર્ણન લખાએલું હોય, તેથી તે દસ્તાવેજ રદ થતો નથી, અને તેનું ધોરણ એવી રીતે લીધું છે કે જે વર્ણન લાગુ પડતું નથી તેટલું બાજુ ઉપર રાખી બાકીનું લખાણ કેઇ ખરેખરી વસ્તુ બાબત લેખ છે એમ સમજવાને બસ છે. ઉપરના દ્રષ્ટાંતમાં 'કલકત્તામાંનું' એ શબ્દ લાગુ પડતા નથી, પણ જ્યારે હાઉરામાં ઘર છે એમ બતાવવામાં આવ્યું છે ત્યારે 'મારૂં ઘર' (પોતાનું ઘર) એ શબ્દ લાગુ પડતા છે. ગુપ્ત સંસય (લેટન્ટ એમ બીગ્યુઇટી) ની જાતનો આ મુકરદમો છે. આ જાતના મુકરદમાઓમાં વર્તણુંકનો પુરાવો એ ઘણો કીમતી છે. આવા પુરાવની બાબત આગળ કલમ ૮ ઉપરની ટીકા જુઓ.

અમુક વસ્તુ અગર સખસનું ચોકસાઈથી વર્ણન કરેલું ના હોય તો, આ કલમ પ્રમાણે તે વર્ણન કરેલી ખરી રીતે કેઇ વસ્તુ અગર કીયો સખસ છે તે બતાવવાને પુરાવ દાખલ થઈ શકે એવું લાગે છે. વીલની બાબત (જ્યારે વીલ સન ૧૮૬૫ ના આક્ટ ૧૦ મા પ્રમાણે કરવામાં આવેલાં હોય, ત્યારે આ કલમ લાગુ થતી નથી.) માં જ્યારે તે વીલ કરનારે અમુક વસ્તુ અગર સખસ બાબત સફાઇબંધ વર્ણન કરેલું ન હોય, ત્યારે બાહારની હકીકતથી તે વીલ કરનારનો ઈરાદો નક્કી થઈ શકે છે, એટલે સુધી ઈંગ્રેજી કોર્ટોએ ઠરાવેલું છે. એક કામમાં કયાથારાઈન અર્નલીને મૃત્યુપત્ર લેખાર્પિતદાન આપવામાં આવેલું હતું, પણ તે ઉપર ગર્ટરૂડ યાર્ડલીએ દાવો રાખ્યો, અને તે દાવો તેણીને અપાવવામાં આવ્યો, કારણ કે તેણીએ એવું બતાવ્યું કે કયાથારાઈન અર્નલી નામનું કોઈ માણસ તે વીલ કરનારના જાણવામાં નહી હતું, પણ તે વશિયત કરનાર મને ગ્યાટી કરી બોલાવતો હતો, તેથી જેણે તે વીલ લખ્યું તેણે શેહેલાઈથી ભુલ કરી ગ્યાટીને બદલે ક્યાટી લખ્યું હોય, અને વળી બીજો એવો પુરાવ પણ બતાવવામાં આવ્યો કે ગર્ટરૂડ યાર્ડલીજ બાબત ખરી રીતે વશિયત કરનારનો ઇરાદો હતો.

જ્યારે આ અને નીચેની બીજી કલમો પ્રમાણે એકાદો દસ્તાવેજ સમજાવવાને પુ-

રાવ દાખલ થઈ શકે છે, ત્યારે જે સખસોનું મુખજુબાનીનું કેહેવું હોય તે પુરાવમાં દાખલ કરવાં લાયક છે, પછી તે કેહેવું તે દસ્તાવેજ થતાં અવલનું અગર તે થતી વખતનું અગર તે થયા પછીનું હોય તો તેની ચીંતા નહી.

"જે વખત અને હકીકત પ્રમાણે તેમનું કેહેવું હોય તે ઉપર નજર રાખી તેના ઉપર વધારે અગર ઓછું વજન રેહે. પણ તે દાખલ કરવા લાયક થવાનો આધાર તો કેવળ બીજા વિચાર ઉપર છે."

કોઈ કોઇ વખત એવી તકરાર કરવામાં આવી છે કે જ્યારે અમુક વસ્તુ અગર સખસનું નામ અને વર્ણન બેઉ બતાવવામાં આવેલું હોય, પણ તે વર્ણન સકાહબંદ ના હોય તો, નામ ઉપર હમેશાં આધાર રાખવામાં આવે છે. પરંતુ આવો વિચાર મંજુર રાખવાને કાંઈ પણ આધાર નથી. લાર્ડ કેંપબેલ આ બાબતમાં કેહે છે કે, "દેખાવના કરતાં નામની તરફમાં કાંઈ પણ વધારે અનુમાન થઇ શકતું નથી: "બાર" ની તરફથી ઘણા મુકરદમા બતાવવામાં આવેલા છે તે ઉપરથી જણાયછે કે, ઘણા કામોમાં નામ કરતાં દેખાવ ઉપર વધારે વજન આપવામાં આવેલું છે." ડ્રેક વિ. ડ્રેક, ૮, એચ. એલ. શી. ૧૭. ( કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૧૦૯ ).

કોઈ ઇબારત અમુક અર્થ રાખીને વાપરેલી છે, એટલે જ્યાંહાં તા૦ ૨૪ મી અકટોંબરે લખેલી હુંડી કે જેનાં નાણું તે લખ્યા તારીખથી ૩ મહીને ભરવાનાં હતાં તે હુંડીનું નુકશાન ન થાય તેની જામીનગીરી સમજાતી હતી, તે કામમાં ઉપર પ્રમાણે નાણું ભરવાના મજકુરની હુંડી હતી, પણ તે તા૦ ૨૫ મી અકટોંબરની હતી, અને તારીખમાં તફાવત છતાં જે હુંડીને એ જામીનગીરી લાગુ કરવાનો ઇરાદો હતો તે એજ હુંડી હતી એવું બતાવવાનો પુરાવો લેવામાં આવ્યો હતો. વે વિ. હર્ન. લા. જર્નલ કામન પ્લી. વા. ૩૨ પાનું. ૩૪.

દસ્તાવેજ કરનાર સખસની મુખજુબાનીનો પુરાવો જ્યાંહાં આ અને નીચેની કલમો મુજબ કોઈ દસ્તાવેજનો ખુલાસો કરવાનો હોય છે ત્યાંહાં લેઈ શકાય છે, અને એ મ્હોડાનો મજકુર દસ્તાવેજ કરયા પેહેલાંનો અથવા તે કરતી વખતનો અથવા તે કરયા પછીનો હોય તેની ચીંતા નહી.

**ફેંસલો**—સાનવાળી મીલકતની બાબતમાં આ આકટની કલમ ૯૨ ના ૬ ઠા વિશેષ ઠરાવ અને કલમ ૯૫ પ્રમાણે એવો પુરાવ આપી શકાય છે કે, જે મીલકત ખત લખી આપનારાઓએ સાનમાં લખી આપેલી છે, તે અમુક જગોએ છે. ( ઈ. લા. રી અ. વા. ૨ પાનું. ૮૩૩ ).

## કલમ ૯૬ મી.

કેટલાએક સખસોમાંથી માત્ર એક જ સખસને લાગુ પડી શકે એવી ઇબારતના અર્થ સબંધીપુ

**૯૬. જ્યારે હકિકત એવી હોય કે લખેલી ઇબારત કેટલાએક સખસો અથવા પદાર્થોમાંથી ગમે તે હરકોઈ એક સખસ અથવા પદાર્થને લાગુ પાડવાનો ઇરાદો હોઇ શકે, પરંતુ એક કરતાં વધારે સખસોને અથવા પદાર્થોને લાગુ પાડવાનો ઇરાદો હોઇ શકે એમ નથી, ત્યારે સદરહુ સખ**

રાવા બાબત.

**સો અથવા પદાર્થોમાંથી કયા સખસ કિંવા પદાર્થને ઇબારત મજકુર લાગુ. પાડવાનો ઇરાદો હતો, એવું બતાવનારી હકિકતોનો પુરાવો આપી શકાય છે.**

**દૃષ્ટાંતો.**

**( अ. ) अ "પોતાનો સફેત ઘોડો" રૂ. ૧૦૦૦ ) સારૂ ब ને વેચવાનો કરાર કરે છે. अ ની પાસે બે સફેત ઘોડા છે. એ બે ઘોડામાંથી કયો ઘોડો વેચવાનો ઇરાદો હતો તે બતાવનારી હકિકતોનો પુરાવો આપી શકાય છે.**

**( ब. ) अ, ब ની સાથે હેદ્રાબાદ જવાનો કરાર કરે છે. એ હેદ્રાબાદ સીંધમાંનું કે દક્ષણમાંનું, તે બતાવનારી હકિકતોનો પુરાવો આપી શકાય છે.**

**ટીકા**—આ કલમની ભાષા નિશ્ચે છે. જ્યારે અમુક બે સરખી વસ્તુઓ અગર સખસો માટે અંદેશો હોય ત્યારે બાહારનો પુરાવ આ કલમના શબ્દ પ્રમાણે ઉપયોગી થઈ શકે છે. ડો. વિ. હીઝકાકાસ (૫ એમ. અને ડબલ્યુ. ૩૬૩ ) ના કામમાં લાર્ડ આબીંજર સી. બી. એ કહ્યું છે કે "વશિયત કરનારનો ઇરાદો સમજવાની એક બીજી પણ રીતી છે, તે એકે, વશિયત કરનારના કેહેવાનો, તથા તેણે પોતાનું વીલ તૈયાર કરવા બાબત જે હકિકત કહેલી હોય તેનો, અને તેવીજ બીજી જે હકિકત વીલના શબ્દો સમજવાને ગુજારવામાં આવી ના હોય તેનો પુરાવ લેવાની છે, પણ તે પુરાવ કાંઇ ખામી, અગર જે શબ્દ અંદેશા ભરેલા અગર અર્થ વિનાના માલુમ પડતા હોય તેવી ખામી પુરી પાડવાને લેવો જોઇએ. અમને માલમ પડે છે કે એક પ્રકારના કામમાં ઇરાદા બાબતનો પુરાવ યોગ્ય રીતે લેઈ શકાય છે, તે એ કે, વશિયત કરનારના શબ્દોનો અર્થ અંદેશા ભરેલો અગર અર્થ વગરનો ના હોય, અને વશિયત જોતાં તે સંપુર્ણ અને સમજાય તેવો હોય, પણ તેની કેટલીક હકીકત પુરાવમાં દાખલ કરવામાં આવી હોય તે ઉપરથી એવો અંદેશો ઉત્પન્ન થતો હોય કે, કેઇ બે વસ્તુઓમાંથી એક વસ્તુ અગર બે સખસોમાંનો કીયો એક સખસ વીલના કારણસર વીલ કરનારે ધારેલો છે, ત્યારે આવો પુરાવ લેઈ શકાય છે. માટે જો એક વશિયત કરનારે स નામની જગો अ, ब. ને વશિયત કરી છે, અને તે નામની તેની બે જગો છે જેમાંની એક ઉત્તરમાં અને બીજી દક્ષણમાં છે, પણ એટલું તો સ્પષ્ટ છે કે તેનો હેતુ ફકત એક જગો વશિયત કરવાનો છે, પરંતુ તે બેઉ જગો બાબત એક શબ્દ છે. લાર્ડ બેકન કહે છે કે આ શબ્દ બેમાંથી એક જગોને સરખીરીતે લાગુ થાય છે, માટે તે એક અંદેશો છે, સબબ તે ગુહ્ય અંદેશો દુર કરવા બાબત આગળના ઈરાદા બાબતનો પુરાવ લેઇ શકાય છે, કારણ કે ઇરાદા ઉપરથી તેનો શો હેતુ હતો તે માલમ પડે છે. અને તે જ્યારે તમારા જાણવામાં આવે ત્યારે તરતજ તમારા સમજવામાં આવે કે તેણે મોઘમ શબ્દ વાપર્યા છે, પણ સાધારણ રીતે તેજ બરોબર અર્થ થાય છે. બીજી બધી બાબતમાં વશિયત કરનારના ઇરાદા બાબતનો મુખજુબાનીનો પુરાવ લેઇ શકાતો નથી, ફકત એટલાજ કારણથી કે તેની જે મરજી હોય તે લખીત હોવી જોઈ-

એ, અને હકિકત ઉપરથી પણ જો તેનો ઈરાદો સમજાતો ના હોય તો, તે કાંઈ વીલ નથી. ટો વિ. નીકસ. ૨ એમ. ડબલ્યુ. ૧૨૯, (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૮૨ ).

આ તથા નીચેની કલમ ૯૭ એ બંનેમાં ગુપ્ત સંશય (લેટન્ટ એમ બીગ્યુટી)નાજ દાખલા છે.

## કલમ ૯૭ મી.

હકીકતોના બે સમુદાયમાંથી એક સમુદાયને એકંદર ઈબારત લાગુ ન પડે, ત્યારે તેમાંના એક સમુદાયનેતે લાગુ પાડવા સબંધી પુરાવો.

**૯૭. જ્યારે લખેલી ઈબારત પૈકી થોડી એક ચાલુ હકિકતોના એક સમુદાયને લાગુ પડતી હોય, અને થોડીએક ચાલુ હકીકતોના બીજા સમુદાયને લાગુ પડતી હોય, પણ તે એકંદર બેમાંથી એક સમુદાયને બરાબર લાગુ પડે નહી, ત્યારે બેમાંથી કયા સમુદાયને તે લાગુ પાડવાનો ઈરાદો હતો, તે બતાવવાને સારૂ પુરાવો આપી શકાય છે.**

### દૃષ્ટાંત.

**અ "પોતાની એકસ માંહેની વાઈના કબજામાંની જમીન" બ ને વેચવાનો કરાર કરે છે. અ ની એકસમાં જમીન છે, પણ તે વાઈના કબજામાં નથી, અને તેની જમીન વાઈના કબજામાં છે તે એકસમાં નથી. બેમાંથી કઈ જમીન વેચવાનો તેનો ઇરાદો હતો તે માલમ પડે એવી હકીકતોનો પુરાવો આપી શકાય છે.**

**ટીકા**—આ કલમ ૯૬ થી ઉલટ નિયમ બાંધે છે. તે કલમ જ્યારે દસ્તાવેજની ભાષા હકિકતના બે સમુદાયને સરખી રીતે લાગુ પડતી હોય ત્યારે પુરાવો આપવા છુટ આપે છે. આ કલમ જ્યારે થોડો ભાગ એક સમુદાયને અને થોડો ભાગ બીજા સમુદાયને લાગુ થાય, પણ તમામ હકિકત કોઇને લાગુ ના પડે ત્યારે પુરાવો આપવાની છુટ છે. બંનેનો હેતુ અર્થ ખુલ્લો કરી બતાવવા સબંધી છે.

કલમ ૯૫-૯૬ તથા આ કલમમાં આપેલા નિયમ સન ૧૮૬૫ ના આકટ ૧૦ મા મુજબ કરેલા વશિયતનામાને લાગુ નથી. જુઓ આગળ કલમ ૧૦૦.

કાયદાના નિયમ પ્રમાણે એક સખસનું વર્ણન બરોબર આપેલું હોય તેના કરતાં એક સખસનું બરોબર નામ બતાવ્યું હોય, તો તે નામ પસંદ કરવું જોઇએ. પણ આવા તમામ કામોમાં વીલ કરતી વખતે જેમ વીલ કરનાર જેવી સ્થીતીમાં હોય છે તે પ્રમાણે કોર્ટે રહી મજકુર અને આશપાશની હકીકત બારીકાઇથી જોવી જોઇએ. અને જો પછી બે સખસોમાંથી કિયા સખસ બાબત વશિયત કરનારનો ઇરાદો છે એવું કોર્ટ નક્કી કરી શકે તો, તે સખસને કોર્ટ "લીગેસી" આપી શકે છે, પછી સદરહુ કાયદાનો નિયમ વખતે તુટતો હોય તોપણ હરકત નહી. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૮૩ ).

મી૦ ટેલરે પોતાના ગ્રંથની કલમ ૧૧૦૯ માં ઈંગ્રેજી "લા" પ્રમાણે ચુકેલા મુકરદમાઓ ઉપરથી આ બાબત નીચે પ્રમાણે નિયમો બતાવેલા છેઃ—પેહેલો એ કે, જ્યારે લેખી દસ્તાવેજમાં અમુક સખસ અગર વસ્તુનું વર્ણન બતાવેલું હોય અને ઘણામાંથી દ-

રેકની બાબતમાં તે વર્ણન કાયદેસર નિશ્ચેથી લાગુ થતું હોય, ત્યારે તે દસ્તાવેજ કરનારનો કેઇ વસ્તુ અગર કિયા સખસ બાબત ઈરાદો હતો તે બાબતનો બાહારનો પુરાવ દાખલ થવા લાયક છે, અને તે પુરાવમાં ઇરાદો કહેવામાં આવ્યો હોય તેનો પણ સમાસ થાય છે. બીજો એ કે, જો કોઇ સખસ અગર વસ્તુનું થોડુંક વર્ણન તેવા ઘણાકમાંથી દરેકને મળતું હોય અને થોડુંક મળતું ના હોય તો, તે બાબત કોને લાગુ છે તે નક્કી કરવાને આશપાશની હકિકતનો પુરાવ લેઇ શકાય છે. પરંતુ તે દસ્તાવેજ કરનારનું તે વિશેના ઇરાદા બાબતનું કેહેવું પુરાવમાં દાખલ થઇ શકતું નથી. ત્રીજો એ કે, જો વર્ણન થોડુંક સાચું હોય, થોડુંક સાચું ના હોય, અને જે ભાગ સાચો હોય તે કોઇને અમુક બાબત નક્કી કરવાને બસ હોય, અને થોડીક હકિકત કોઈ પણ બાબતને લાગુ થતી ના હોય તો, તેટલી બાબતનો મુખજુબાનીનો પુરાવ દાખલ થઇ શકે છે, માટે જે ભુલ ભરેલું કેહેવું હોય તે છોડી દેઇ તે દસ્તાવેજનો અમલ કરવા લાયક થાય છે. ચોથો એ કે, જે બાબતને વર્ણન લાગુ કરવાનું હોય તેને તે બીલકુલ લાગુ થતું ના હોય તો, તે દસ્તાવેજ કરનારનો ઇરાદો કોને અગર શી બાબતને તે લાગુ કરવાનો હતો તે બાબતનો પુરાવ લેઈ શકાતો નથી. પાંચમો એ કે, જ્યારે લેખી દસ્તાવેજની ભાષા તેના અસલ અર્થ પ્રમાણે સમજવામાં આવે પણ તે બાહારની હકિકતના સબંધમાં તો સમજાય તેવી નાજ હોય તો, બીજી રીતના અર્થ પ્રમાણે તે ભાષા લખવામાં આવી છે એવું બતાવવાને બીજી બાબતનો ઉપયોગ કરવામાં એકસરખી રીતે આવે છે, અને તેથી તે દસ્તાવેજનો ભરપુર રીતે અમલ થાય છે.

અહિયાં જેટલો નિયમ બતાવ્યો તે કલમ ૯૬ ને મળતો છે. ૨ જો નિયમ છે તે કલમ ૯૭ ને મળતો છે; ૩ જો અને ૫ મો નિયમ છે તે કલમ ૯૫ ને મળતો છે, અને ૪ થો નિયમ તે કલમ ૯૪ સાથે મળતો છે, પણ ઇરાદા બાબતના કેહેવામાં અને બીજા પુરાવમાં કોઈ કામમાં કાંઈ તફાવત કરવામાં આવ્યો છે એવું જણાતું નથી. ( ફીલ્ડસાહેબની ત્રીજી આવૃતી પાનું. ૪૨૧ ).

## કલમ ૯૮ મી.

નહિ વંચાય એવા અક્ષર વિગરેના અર્થ સંબંધી પુરાવો.

**૯૮. નહી વંચાય એવા, કિંવા સાધારણ રીતે નહી સમજાય એવા અક્ષરનો અર્થ, તથા પરદેશના, તથા વપરાતા બંધ પડેલા, તથા કોઈ અમુક હુન્નર, વિદ્યા કિંવા રોજગારને પ્રસંગેજ માત્ર વપરાતા, તથા કોઈ અમુક જગોએ વપરાતા, તથા ગામઠી શબ્દો કિંવા વાકયોનો અર્થ, તથા સંક્ષેપે લખેલા લખાણનો અર્થ, તથા કોઈ અમુક અર્થમાં વાપરેલા શબ્દોનો અર્થ, એ બતાવવાને માટે પુરાવો આપી શકાય છે.**

### દૃષ્ટાંત.

**अ નામના એક મુર્તી કરનાર સખસે કરાર કરયો કે મારે મારી સર્વે "મુર્તી" વેચવી. अ ની પાસે મુર્તી તથા મુર્તી કરવાની સામગ્રી બેઉ છે. એમાંથી શું વેચવાનો ત-**

**નો ઇરાદો હતો એ બતાવવાને પુરાવો આપી શકાય છે.**

*ટીકા*—આ કલમ પ્રમાણે મુખજુબાનીનો પુરાવ દાખલ કરવાથી સાધારણ જે નિયમ છે તેમાં કમપેશ થતું નથી. કલમ ૯૩ ઉપરની "નોટ" જોવી.

આ કલમમાં કહેલા પ્રસંગે પુરાવો આપવાની છુટ આપવાનું કારણ એટલુંજ છે કે જ્યાંહાં સુધી કોઈ દસ્તાવેજ માંહેના શબ્દોના અર્થ જાણવામાં ન આવે ત્યાંહાં સુધી તે દસ્તાવેજનો ખરો અર્થ થવો અસંભવિત છે. ન્યાય કરનારની આ ઘણી અગત્યની ફરજછે.

કેટલાક શબ્દો એકકાળે વપરાતા હોય તે બીજે કાળે તેના તેજ અર્થમાં વપરાતા અથવા બીલકુલ વપરાતા બંધ પડે છે, અને નવા કે ફેરફાર થએલા શબ્દો ઉત્પન્ન થાય છે, અને તેનો આધાર લોકોની સગવડ અને તંગી ઉપર રહેલો છે. ત્યારે એ બધી વાતનો પુરાવ આપવા આ કલમ છુટ આપે છે.

વળી હરકોઈ શબ્દનો અર્થ તે શબ્દની આજુબાજુ જોડાએલા શબ્દોને લેઇને ચોકસ કરવો જોઇએ. ( બુ. લી. મે. અ. ૫ પાનું. ૫૮૮ ).

ન વંચાય અગર સાધારણ રીતે નહી સમજાય એવા અક્ષરના અર્થની બાબતમાં પુરાવ લેઇ શકાય છે એટલે, જેમ કે રિપોર્ટરો સંજ્ઞામાં લખે છે અને તેનો અર્થ કોર્ટના સમજવામાં ના હોય તો, કોર્ટ તે બાબતનો અમુક અર્થ કરે ત્યાર પેહેલાં તેનો શો અર્થ થાય છે તે કોર્ટે સમજવું જોઇએ. તેમજ અક્ષર સાધારણ રીતે વાપરવામાં આવેલા હોય, પણ તે વાંચી શકાય તેવા ના હોય તો, તેવા અક્ષર વાંચવાને જે સખસ કુશળ હોય તેની શાહેદી લેવી જોઈએ. તેમજ પરરાજ્યના કાયદા તથા આ કલમમાં બતાવેલી બીજી તમામ બાબતોનો પુરાવ લેઇ શકાય છે. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૮૪ ).

જ્યારે કોઈ દસ્તાવેજમાં વાપરેલા શબ્દ અથવા વાકયનો અર્થ અમુક હુનર, વિદ્યા, કિંવા રોજગારને પ્રસંગે જેવો થતો હોય તેવોજ થતો હોય તો, તેવા અર્થમાં વાપરેલ છે અને સામાન્ય વાતચીતમાં તેનો સાધારણ રીતે જે અર્થ થાય છે તે અર્થમાં વાપરેલો નથી એવું બતાવવાનો પુરાવો આવી શકે છે. પછી ગમે તો તે શબ્દ કિંવા વાકયનો મજકુર સંપુર્ણ રીતે સ્પષ્ટ અને સંસય રહિત હોય તેની ચીંતા નહી. જેમ કે એક ખાણ ખોદવાનું કામ માથે રાખનારે "અમુક જગા એ ખાણની સપાટીથી વધારે ઊંડી ખોદવી નહી" એ રીતે આખી ખાણ ખોદવાનો કરાર કરયો હતો, આ કામમાં ખાણ ખોદનારમાં સપાટીનો કેવો અર્થ થાય છે તેવું બતાવવાનો પુરાવો લેવાયો હતો. કલેટન વિ. ફ્રેગસન અને એડાલફસ અને એલીસ રીપોર્ટ વા. ૫ પાનું. ૩૦૨. એવીજ રીતે ઘોડાની શરતની બાબતમાં "હદની પેલીપાર" શબ્દનો અર્થ સ્વારોએ બધી આડો કુદી જવી, દરવાજા બાહાર નીકળી જવું એમ નહી હતું, એ બતાવવાનો પુરાવો લેવામાં આવ્યો હતો.

## કલમ ૯૯ મી.

દસ્તાવેજની શરતોમાં ફેરફાર થાય એવા કરારનો પુરાવો કોણ આપી શકે છે.

**૯૯. જે સખસો કોઈ દસ્તાવેજના પક્ષકાર ન હોય, કિંવા તે પક્ષકારોના હક્ક સબંધ પ્રતિનિધી ન હોય, તે સખસો, દસ્તાવેજ મજકુર થયો તે વખતે એવો બીજો એક કરાર થયો છે કે તેથી દસ્તાવેજ મજકુરની શરતોમાં ફેરફાર થાય છે, એવું બતાવનારી હકિકતોનો પુરાવો આપવાને મુખત્યાર છે.**

## દ્રષ્ટાંત.

**અ તથા બ એ લખેલો કરાર કર્યો કે અ એ બ ને કાંઈ અમુક રૂ વેચવું, અને તેના પઈસા રૂ સ્વાધીન કરેથી આપવા. તેજ વખતે તેઓએ એવો મુખજુબાની કરાર કર્યો કે રૂપીયા મજકુર ત્રણ મહીના સુધી અ ની પાસે ઉધાર રેહેવા દેવા. અ અને બ ની વચે ચાલતા કામને પ્રસંગે એ વાતનો પુરાવો આપી શકાતો નથી, પરંતુ તેથી ક ને કાંઈ નફો નુકશાન થતું હોય તો, તે સદરહુ વાતનો પુરાવો આપી શકે છે.**

**ટીકા**—કલમે ૯૨ મુજબ લખેલા કરારની શરતોને જુઠી પાડવા, તેમાં ફેરફાર કરવા કે ઓછું વત્તું કરવા મોઢાના કરારનો પુરાવ આપવાને તે કરારના પક્ષકારોને પ્રતિબંધ છે. આ કલમ તો ત્રાહીતને ફકત ફેરફાર કરવા મુખજુબાની પુરાવ આપવાની છુટ આપે છે. જો ફેરફાર કરવાનો પુરાવ ત્રાહીત આપી શકે તો, પછી ઓછું વત્તું કરવાનો પુરાવ તેઓ કેમ ના આપી શકે તેનું કાંઈ કારણ નથી, માટે એ શબ્દો આ કલમમાં ચુકથી દાખલ કરવા રહી ગએલા જણાય છે.

જે પક્ષકારો વચે લેખી દસ્તાવેજ થએલો હોય તેમાંનો કોઇ એમ કેહેવા માગે કે, તે થતી વખતે ને બાબતમાં ફેરફાર થાય તેવો અમારી વચે મુખજુબાનીનો કરાર થએલો છે તો, તે વિશે તે પક્ષકાર મુખજુબાનીનો પુરાવ આપી શકતો નથી, એવું આ કલમ ઉપરથી નિકળે છે, તેનું કારણ એજ છે કે જ્યારે પક્ષકારો અમુક બાબત દસ્તાવેજ કરે ત્યારે જે જે બાબત હોય તે તમામ સ્પષ્ટ રીતે તે દસ્તાવેજમાં બતાવવી જોઇએ, અને જો તે ના બતાવે તો તે પક્ષકારનીજ કસુર છે, સબબ તે પોતાની કસુરનો ફાયદો લેઈ શકતો નથી.

ફેરફાર એ શબ્દ લખ્યો છે, તેથી દસ્તાવેજના મજકુરથી ઉલટી બાબત બતાવાય કે નહી તે શક છે. પક્ષકાર શિવાયના સખસો સદરહુ પ્રકારનો પુરાવ આપી શકે, એવું આ કલમમાં ઠરાવેલું છે, પણ બે સખસ વચે થએલા કૃત્યથી ત્રીજાને નુકશાન થવું ન જોઇએ. તેનો સબબ એટલો કે જે સખસો અમુક દસ્તાવેજના પક્ષકારો ના હોય તેમને તેમની પીઠ પાછળ થએલો દસ્તાવેજ હરકત કરે તો તે દેખીતો અન્યાય છે. માટે તેવા ત્રાહિત સખસો તે દસ્તાવેજમાં ફેરફાર થાય તેવો પુરાવ પણ આપી શકે છે. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૮૬ ).

## કલમ ૧૦૦ મી.

હિંદુસ્તાનના વારસા બાબતના આકટમાં મૃત્યુપત્ર સબંધી લખેલા નિયમોમાં કાંઈ ફેરફાર થયો નથી.

**૧૦૦. મૃત્યુપત્રનો અર્થ કરવા બાબત હિંદુસ્તાનના વારસા બાબતના આકટ ( સન ૧૮૬૫ ના ૧૦ મા ) માં જે નિયમો આપેલા છે, તેમાં આ બાબથી કાંઈ કમ જાદે થયું સમજવું નહી.**

**ટીકા**—વીલનો અર્થ કરવા બાબતમાં હિંદુસ્તાનના વારસાના કાયદા ( સન ૧૮૬૫ ના ૧૦ મા ) ની કલમ ૬૧, ૭૭, ૮૨, ૮૩, ૮૫, ૮૮ અને ૧૦૩ સુધીના ઠરાવો લાગુ થાય છે, તે ઠરાવો સન ૧૮૭૦ ના આકટ ૨૧ માંથી 'લોઅર બંગાળ, મદ્રાસ, અને મુંબાઈ, શેહેરોના હિંદુઓ, જૈન, શીખ અને બુદ્ધ ધર્મના લોકોને લાગુ કરવામાં આવેલા છે, માટે આ આકટના નિયમો તે શિવાયના બીજા દેશના વશિયતનામા તથા બીજા દસ્તાવેજોને લાગુ પડે છે, અને ત્યાં વશિયતનામાં લખેલાં હોવાની પણ જરૂર નથી. (કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૧૧૨ )

આ કલમની સાથે ભાગ ૨ જો અને બાબ ૫-૬ જે દસ્તાવેજી પુરાવા બાબતના છે તે પુરા થાય છે, પણ દસ્તાવેજની બાબતમાં બીજી થોડીક બાબતો રહે છે, તે આ ઠેકાણે સેહેજ દર્સાવી હોય તો ઠીક પડે.

પુરાવાના આકટથી જો કે ખાત્રીવાળી નકલો દાખલ થઈ શકે છે, તોપણ દિવાની કાયદાની કલમ ૧૩૭ થી પોતાની અગર બીજી કચેરીમાંથી અસલ દસ્તાવેજો કોર્ટ મંગાવી શકે છે.

આવી સત્તા ક્રીમીનલ પ્રોસીજરકોડથી અપાએલી નથી. જે કરારો લખીત થયા છે તે જો રજીસ્ટ્રેશનના કાયદા પ્રમાણે નોંધાવવાની જરૂર જેવા હોય, તે વગર નોંધાએ પુરાવમાં લેઈ શકાય નહી. કીયા દસ્તાવેજોને નોંધાવવાની જરૂર છે તે બાબત સન ૧૮૭૭ ના આકટ ૩ જાની કલમ ૧૭ જુઓ.

રજીસ્ટ્રેશન આકટની કલમ ૪૯ પ્રમાણે જો કે જે દસ્તાવેજને રજીસ્ટરની જરૂર છે, તેવા દસ્તાવેજ તેમાં લખેલી મીલકતના કે અધિકારના સબંધમાં પુરાવમાં લેઇ શકાતા નથી, તોપણ બીજા કારણોને સારૂ પુરાવમાં દાખલ થઇ શકે છે. જુવો શામનારાયણલાલ વિ. ખીમાજીત મટુ. (૪ બેં. લા. રી. ૬. બેચ પાનું ૨). વળી એજ પુસ્તકનું પાનું ૧૮. રજીસ્ટર થવા જોગનો લેખ રજીસ્ટર થએલો નહી, પણ કબજો મળી ચુકેલો હોય તે બાબત એ આકટની કલમ ૪૮ જુઓ.

---

# ભાગ ૩ જો.

## પુરાવો ગુજરવા તથા તેના પારિણામ બાબત.

### બાબ ૭ મો.—શાબિતીના બોજા વિષે.



### કલમ ૧૦૧ લી.

શાબિતીનો બોજો. **૧૦૧. કોઈ હકીકત છે એવું જાહેર કરીને, તે હકીકતના ઉપર આધાર રાખનાર કોઈ કાયદેસર હક્ક કિંવા જવાબદારી બાબત, જે સખસ કોઈ પાસે ઠરાવ કરાવવાની ઇચ્છા**

બતાવતો હોય તે સખસે તે હકીકત છે, એવું શાબિત કરવું જોઇએ.

હરકોઈ હકીકત છે એવું શાબિત કરવાની જ્યારે કોઈ સખસની ફરજ હોય, ત્યારે તે સખસના ઉપર શાબિતીનો બોજો છે, એવું કેહેવામાં આવે છે.

દૃષ્ટાંતો.

( अ. ) ब એ કાંઈ ગુન્હો કીધો છે એવું કહીને अ કોઇ કોર્ટને ઇચ્છા બતાવે છે કે, તે ગુન્હા વાસ્તે ब ને શીક્ષા કરવા વિશેનો ઠરાવ કરો.

अ એ શાબિત કરી આપવું જોઇએ કે, ब એ ગુન્હો મજકુર કર્યો છે.

( ब. ) કોઇ હકીકત છે એવું જાહેર કરીને, अ કોઈ કોર્ટ પાસે એવી દાદ માગે છે કે, તે હકીકતને લીધે बના કબજામાંની અમુક જમીન ઉપર પોતાનો હક્ક છે, એવો ઠરાવ કરો. ब હકીકત મજકુર ખરી નથી એવો ઇનકાર કરે છે.

સદરહુ હકીકત છે, એવું अ એ શાબિત કરવું જોઇએ.

ટીકા—મુકરદમામાં જે ઇસ્યુ હોય તેમાં જે પક્ષકાર અમુક હકિકત બની છે અગર થઇ છે એ પ્રમાણે હકારમાં જે કેહેતો હોય તેને શીર પુરાવેનો બોજો છે; રોઝ વિ. હન્ટર (૪ ટી. આર. પાનું. ૩૩) આવો નિયમ નકારમાં અગર અમુક હકિકત બની નથી એવું જે પક્ષકાર બોલતો હોય તે નકારની બીના શાબેત કરવી અશક્ય છે, એટલા કારણથી તે નિયમ કરેલો છે એમ નહી, પણ હકાર કેહેનારને પોતાની તકરાર શાબેત કરવાને જે સગવડ અને સેહેલાઇ છે તેને મુકાબલે ના કેહેનાર અગર ઇનિકાર કરનારને તે ઇનકારીઅત શાબેત કરવાને સગવડ અને સેહેલાઈ ઘણી થોડી છે. ( સોવાર્ડ વિ. લેગાટ, ૭ સી. અને પી. પાનું. ૬૧૩ ).

મીલકતની તકરારની બાબતમાં જ્યાં મીલકત છે તથા પક્ષકાર રેહે છે ત્યાંના હિંદુઓમાં હિંદુ લૉથી કાંઈ જુદોજ રીવાજ હોવાનું કેહેવામાં આવે તો, તે રીવાજનું જુનાપણું તથા એકસરખી રીતે ચાલુપણું શાબેત કરવાનો બોજો તેમ કેહેનાર ઉપર છે. ભગવાનદાસ વિ. રાજમલ ( ૧૦ મુ. હા. રી. પાનું ૨૪૧).

કોઇ એક દત્તવિધાન જે કે લાંબા વખત ઉપર થયું હતું અને અમલમાં આવ્યું હતું તથા તેની રૂઈએ પ્રતીવાદીને મીલકતનો કબજો મળ્યો હતો, તે દત્તવિધાન કપટ ભરેલું તથા ખોટું છે, એમ ઠરાવવાની માગણી કરવામાં આવી, ત્યારે ઠરાવ્યું કે કપટ અને જુઠાણું કાંઈ પણ દરજ્જે શાબેત કરવાનું કામ વાદીનું હતું. ગુરૂપ્રોસોનો વિ. નીલમાધવ ( ૨૧ વી. રી. ૮૪ ).

હિંદુશાસ્ત્ર પ્રમાણે સાધારણ અનુમાન એવું થાય છે કે હિંદુકુટુંબ અવિભક્ત છે. માટે જે સખસ તે વાત ઇનકારીઅત કરતો હોય તેણે પોતાનું કેહેવું શાબેત કરવાનું છે. ખરી રીતે તે પક્ષકારને હકારની બાબત એવા શાબેત કરવાની છે કે વેંહેંચણ થએલી છે.

ઉપર કેહેવા પ્રમાણે જ્યારે હિંદુશાસ્ત્ર મુજબ કુટંબ અવિભક્ત છે એમ અનુમાન થાય અને તેથી મીલકત પણ અવિભક્ત ગણાય તો, જે સખસ એમ કેહેતો હોય કે અમુક મીલકત મારી પોતીકી મેળવેલી છે તો, એવું કેહેનારને શીર તે શાબેત કરવાનો બોજો છે. જો વેંહેંચણ થએલી હોય તો ફરીથી એકત્ર થવાની વાત જે કેહેતું હોય તેને શીર તે શાબેત કરવાનો બોજો છે. (૧૩ મુર્સ. ઇ. અ. ૩૩૩).

હિંદુકુટંબ ખોરાકી પોશાકી, પુંજી તથા મીલકતની અંદર અવિભક્ત હોવાનું અનુમાન લેવાય છે, અને પુરાવાનો બોજો વિરૂદ્ધ કેહેનાર ઉપર છે. ગોવિંદ વિ. દુરગાપ્રસાદ (૨૨ વી. રી. ૨૪૮)

**ફેંસલા**—સાધારણ હિંદુ કુટંબના અંગભૂતો ભેગા રેહે છે, અગર તેમની પાસે તેમની મજીયારી મીલકત હોય તો, અનુમાન એવું થાય છે કે દરેકના કબજામાં જે મીલકત હોય તે મજીયારી મીલકત છે. માટે જે સખસ મીલકત નીરાળી કેહે તેના ઉપર શાબેત કરવાનો બોજો છે, પરંતુ જ્યાંહાં કુટંબની મીલકતની વેહેંચણ થએલી જણાતી હોય, અને કુટંબના સખસો જુદા થએલા હોય અને જુદા રેહેતા હોય, ત્યાંહાં આ પ્રમાણે અનુમાન થતું નથી. (ઇ. લા. રી. ક. વા. ૩ પાનું ૩૧૫. તથા મું. વા. ૮ પાનું ૧૫૪.)

ઠરાવવામાં આવ્યું કે દીવાની કાયદાની કલમ ૩૪૪ મી પ્રમાણે જે સખસ અરજ કરે, તેણે કોર્ટની ખાત્રીપુર્વક બતાવવું જોઇએ કે મારી હકીકતનો કલમ ૩૫૧ માં સમાસ થાય છે, સબબ પુરાવનો બોજો તેને શીર છે. (ઈ. લા. રી. ક. વા. ૪ પાનું ૮૮૮)

દરમિયાન ઉપજ લેવાની દાવામાં પ્રતીવાદીએ મીલકતનો કબજો અપકૃત્ય કરનાર તરીકે રાખેલો હોય તો, પ્રતીવાદીઓ પાસે તે મીલકતનો કબજો રહ્યો તે દરમિયાનમાં ભાડા તરીકે કેટલી રકમ વસુલ થઈ છે તે શાબેત કરવાનો બોજો તે પ્રતીવાદીઓને સીર છે. (ઈ. લા. રી. ક. વા. ૮ પાંનુ ૩૪૩.)

માર્ચ સન ૧૮૫૪ માં વાદીના વડીલે પ્રતીવાદીના વડીલ **બ** ને એક સનંદ કરી આપી અમુક જાગીર આપેલી. સન ૧૮૭૨ માં **બ** મરણ પામ્યો. ત્યાર પછી વાદીએ તે જાગીરનો કબજો લેવાને દાવો કર્યો, એવું કહીને કે **બ** ને તે જાગીર આપવામાં આવી છે, તે સામાન્ય રીતની ચાકરીઆત જાગીર છે. વાદીએ એક **બ** ની લખી આપેલી કબુલત ફાઇલ કરી છે, તેથી જાગીર બાબત વાદીના કેહેવાને પુષ્ટી થાય છે. પ્રતીવાદી કેહે છે કે તે ઇનામ "આલાદાદ" છે. પરંતુ તે વિશેની સનંદ અગર હેવાલ રજુ કરવાને તે ચુકયો, તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીનો આ દાવામાં હુકમનામું મળવાનો હક્ક છે. (ઇં. લા. રી. કલકત્તા. વા. ૮ પાનું ૩૭૫.)

**અ** એ સન ૧૮૫૦ માં **બ**, ની જગોએ થઈ ગએલા સખસને કાનમની રૂઇએ અમુક જમીન આપેલી, તેથી તે જમીન છોડાવવાને દાવો કરવામાં આવ્યો. તેમાં **ક** નો તે જમીનનો કબજો હોવાથી તેને પ્રતીવાદી તરીકે દાખલ કરવામાં આવ્યો હતો. **અ** એ પોતાનો તે જમીન ઉપરનો હક્ક અને સન ૧૮૫૦ સુધીનો કબજો શાબેત કર્યો. **ક** એ તકરાર કરી કે તે જમીન ઉપર મારો હક્ક છે અને **બ** નો કોઈ પણ વખતે કબજો થયાની વાત ઇનકાર કરી. આ બેઉ તકરારો જુઠી માલમ પડી; તોપણ એવું ઠરાવવામાં આવ્યું કે સન ૧૮૬૫ થી તે સન ૧૮૮૫ સુધી **ક** નો કબજો હતો, અને સન ૧૮૭૬ માં **ક**

ઉપરના હુકમનામા (જેમાં क પક્ષકાર નહી હતો) ની બજાવણીમાં એ જમીન વેચાવવામાં આવેલી તે ड એ ખરીદ કરી. સન ૧૮૭૯ માં ફરીથી क ને વેચાણ આપેલી હતી. નીચેની કોર્ટે ઠરાવ્યું કે क નો કબજો જ્યાંહાં સુધી વિરૂદ્ધ શાબેત થયું નથી ત્યાં સુધી ब તરફથી થએલો છે એમ સમજવું જોઇએ. તેમાં ઠરાવવામાં આવ્યું કે ब તરફથી क નો કબજો થએલો નથી, તે શાબેત કરવાનો બોજો क ઉપર છે. (ઈ. લા. રી. મ. વા. ૯ પાનું. ૪૬૦)

અગ્રક્રિયાધિકારના દાવામાં વેચાણના અવેજની રકમ બાબત તકરાર હોય તો, પુરાવના બોજાનો નિયમ એવો છે કે જે વાદી વેચાણ ખતમાં લખેલી કીમત ખોટી કેહેતો હોય તેણે પ્રથમ દર્શનીક એવો પુરાવો આપવો જોઇએ કે, જે ઉપરથી એવું અનુમાન થાય કે તે બતાવેલી કીમત બરોબર નથી. આ પ્રમાણે કરવામાં આવે એટલે વાદીના પુરાવા ઉપરથી થતું અનુમાન રદ કરવાને પુરાવો આપી ખુલાસો કરવો તે વેચનાર અને ખરીદદારને સીર છે. (ઇ. લા. રી. અ. વા. ૯ પાનું. ૨૨૫).

## કલમ ૧૦૨ જી.

શાબિતીનો બોજો. કોના ઉપર છે.

**૧૦૨. કોઈ દાવામાં અથવા કામમાં બેમાંથી એકુ પક્ષકારના તરફથી બિલકુલ પુરાવો ગુજારવામાં ન આવે તો, જે સખસની હાર થાય તે સખસના ઉપર શાબિતીનો બોજો છે, એમ સમજવું.**

### દૃષ્ટાંતો.

**(अ.) अ કોઇ જમીનને માટે बના ઉપર ફરીયાદ માંડે છે. એ જમીન बના કબજામાં છે; પણ अના જાહેર કર્યા પ્રમાણે बનો બાપ क મૃત્યુપત્ર કરી ગયો, તેમાં જમીન મજકુર પોતાને એટલે अને આપેલી છે.**

**બેમાંથી એકુ પક્ષકારના તરફથી કાંઈ પુરાવો ગુજારવામાં ન આવે તો, જમીન મજકુર बના કબજામાં રાખવાનો बનો હક્ક છે.**

**સબબ શાબિતીનો બોજો अના ઉપર છે.**

**(ब.) કોઈ ખત ઉપર લેહેણાં થયલા રૂપિયાને સારૂ अ, बના ઉપર ફરીયાદ માંડે છે.**

**ખત થયલી વાતનો અંગીકાર કરવામાં આવ્યો છે; પણ ब કેહેછે કે તે દગાથી મેળવેલું છે. अ એ દગાનો ઇનકાર કરે છે.**

**બેઉમાંથી એકુ પક્ષકારના તરફથી પુરાવો આપવામાં ન આવે તો अ જીતે, કારણ કે ખત થયું એ વાતની તકરાર નથી, અને દગો શાબિત થયો નથી.**

**સબબ શાબિતીનો બોજો बના ઉપર છે.**

ટીકા—આ કલમ કાંઇ વાત શાબીત કરવાનો બોજો કેના ઉપર છે તે શોધી કાહાડવાની રીત જે બે જાતની છે તે બતાવે છે. તેમાંની એક તો આ કલમમાં બતાવેલી છે, અને બીજી એ

કે જે વાત શાબેત કરાવાની છે તે વાત કોર્ટની નોંધમાંથી કાઢી નાંખવાથી શો પરીણામ થશે તે તપાસવું. પેહેલી બાબતમાં પુરાવો નહી આપવાથી તથા બીજી બાબતમાં શાબીત કરવાની વાત દફતરમાંથી કાહાડી નાંખવાથી જે માણસ હાર્યો તેના ઉપર પુરાવાનો બોજો રેહે છે.

એક હિંદુ વિધવા સ્થાવર મીલકત વેચે અગર ગીરો આપે તો, તે વિધવાની પાછળ થનારના હક્કની જવાબદારી સાથે આપે છે, માટે જેને તે મીલકત વેચવામાં અગર ગીરો આપવામાં આવી હોય તે સખસે બતાવવું જોઇએ કે, હિંદુશાસ્ત્ર પ્રમાણે જે કારણસર હિંદુ વિધવા આવી મીલકતને જવાબદારીમાં નાંખી શકે તેવા કારણસર તે વેચવા અગર ગીરો આપવામાં આવેલી છે.

તેમજ એક સગીરનો વાલી તે સગીરની મીલકતને જોખમમાં નાખે, અને તેથી જે સખસ તે ઉપર આધાર રાખતો હોય તેણે બતાવવું જોઇએ કે, તે મીલકત સગીરના ફાયદા સારૂ જોખમમાં નાંખવામાં આવી હતી.

અમુક દસ્તાવેજનો અર્થ પ્રથમ દર્શનિક થતો ના હોય, અને જે હિંદુશાસ્ત્ર અને દેશના અમુક ભાગના કાયદા થએલા રીવાજ વિરૂદ્ધ હોય તો, જે પક્ષકાર એવી તકરાર કરતો હોય કે આ દસ્તાવેજને સામાન્ય નિયમ લાગુ નથી, પરંતુ તેને અમુક નિયમો લાગુ છે તો, તે શાબેત કરવાનો બોજો તે પક્ષકારને શીર છે.

**ફેંસલા**—એક ખતમાં તે ખતનો અવેજ લખી આપનારે લીધો છે એમ લખેલું હોય, તેમ છતાં જ્યારે તે ખતની રૂઇએ દાવો કરવામાં આવે ત્યારે તે લખી આપનાર અવેજ પોંહોંચ્યાની વાત ઈનકાર કરે તો, તે વાત શાબેત કરવાનો બોજો તે ઇનકાર કરનાર પ્રતીવાદીને શીર છે, કારણ કે તેમાં તે લખી આપનારની લખેલી કબુલતથીજ ખત લખાવી લેનાર બતાવે છે કે તે લખી આપનારને અવેજ પોંહોંચેલો છે, તેમ છતાં જ્યારે તે પોંહોંચ્યાની વાત ઇનકાર કરે ત્યારે તે વાત તેણે શાબેત કરવી જોઇએ. શીવારા આયર વિ., સામુ આયર, (મ. હા. રી. વા. ૧ પાનું. ૪૪૭), ૪ બેં. લા. રી. ૫૬ (ફુલબેન્ચ), ૩ મુર્સ. ઈ. અ. ૩૪૭; ૧૨ મુર્સ. ઈ. અ. ૨૭૫, ૭ વી. રી. વા. ૧૯ પાનું. ૧૪૯, ૧૦ વી. રી. પાનું ૪૦૭.

હિંદુ કુટંબનો મજીઆરો વેહેચાએો છે એવું જે કેહેતો હોય તેને માથે પુરાવનો બોજો છે. ૯ મુર્સ ઈ. અ. ૫૩૯, ૧૦ મુર્સ ઇ. અ. ૪૦૩; ૧૧ મુર્સ ઇ. અપીલ્સ ૩૮૦; ૧૩ મુર્સ ઇ. અ. ૧૮૧. તથા ૧ વી. રી. ૩૧૬; ૩ વી. રી. પાનું ૨૧; ૫ વી. રી. ૧૨૧, ૨૨૪, ૨૪ વી. રી. ૩૬૫ તથા ૬ બે. લા. રી. પ્રીવીકૌંસીલ પાનું. ૨૩૨

હિંદુ કુટંબમાં મજીઆરાનુ અનુમાન થાય છે, માટે અમુક મીલકત મારી સ્વઉપાર્જીત છે, એમ કુટંબનો જે માણુસ કેહેતો હોય તેને માથે પુરાવનો બોજો છે. ૧૦ મુર્સ ઈ. અ. ૪૯૧; ૧૩ મુર્સ ઈ. અ. ૩૩૩; તથા ૧ વી. રી. ૩૩૪; ૩ વી. રી. ૧૭૩; ૫ વી. રી. ૮૨; ૬ વી. રી. સીવીલ રૂલીંગ ૨૯; ૭ વી. રી. ૪૪૯, ૧૦ વી. રી. પાનું. ૨૮.

જરૂરી કારણથી હિંદુ વિધવાએ સ્થાવર મીલકત વેચાણ કરી છે અગર બીજી રીતે લખી આપી છે, એમ તે વિધવા પાસેથી લખાવી લેનારને માથે પુરાવનો બોજો છે. ૬ મુર્સ. ઈ. અ. ૩૯૪, ૮ મુર્સ ઈ. અ. ૫૨૯; ૧૦ મુર્સ ઇ. અ. ૪૫૫; ૧૧ મુર્સ ઈ. અપીલ્સ ૬૧૯ તથા ૯ વી. રી. ૫૧૧; ૨૪ વી. રી. ૨૮૧ તથા ૧૦ બેં. લા. રી. પાનું. ૧૨

**કપટનું અનુમાન કરવુ ના જોઈએ; પણ કપટ જે કેહેતો હોય તેણે શાબેત કરવું જોઇએ.**

૨ મુર્સ ઇ. અ. ૧૮૧; તથા ૧ વી. રી. ૩૨૬; ૨ વી. રી. પાનું ૨, ૧૦ વી. રી. ૧૭૩, ૨૮૦, ૩૨૧;

મુદતના અંદર દાવો છે, એમ વાદીએ શાબેત કરવું જોઈએ. ૨ વી. રી. ૭૫-૮૯. ૨૪૬, ૫ વી. રી. ૧૧૫-૧૩૬, ૬ વી. રી. ૩૨૭, ૭ વી. રી. ૨૫૨, ૯ વી. રી. ૧૫૫, ૧૧ વી. રી. ૨૮૩. ૧૯ વી. રી. ૧૯૨, ૨૩ વી. રી. ૪૪૩.

જ્યારે કોઈ હિંદુ કુટંબ એક વખત એકઠું હતું, એવું અંગીકાર કરવામાં આવ્યું હોય, ત્યારે તે જુદુ પડયું છે એવું શાબેત કરવાનો બોઝો, તે જુદું પડયું છે એવું કેહેનાર સખસ ઉપર છે. બીરનારાયણ સરકાર વિ. દીન કુંવરી નંદી ( સ. વી. રી. વા. ૧ પાનું ૩૧૬ )

વળી જ્યાંહાં સહવારસ હોવાનો હક રાખનાર સખસો વચેની સંક્ષેપ ચોકશીમાં એક પ્રતીવાદીને સહવારસ ઠરાવ્યો હોય, તે કામમાં તેનું અનૌરસપણું શાબેત કરવાનો બોજો વાદીના સહવારસો ઉપર રેહે છે. અસરફુડ દઉલા વિ. હાઇદર હુસનખાન, ૧૧ મુર્સ ઈ. અ. પાનું. ૧૦૯.

વળી એક ખેડુત પોતાની જમીનના માલેકની જમીનમાં તળાવ ખોદે તો, તે ખોદવાનો રીવાજ છે અગર બીજો અમુક હક હતો તે વાત શાબેત કરવાનો બોજો તે ખેડુતને શીર છે. તારીનીચરણ બોઝ વિ. દેવનારાયણ મીસ્રી. ( ૮ બેં. લા. રી. અ. પાનું. ૬૯ )

એક સખસે એક હુકમનામાની બજાવણીમાં થતા લીલામમાંથી એક તાલુક ખરીદ કરેલો, બાદ બીજા હુકમનામાના લેહેણદારના અસાઇનીએ એટલે એક બીજા સખસનું તે માલકત ઉપર હુકમનામું થએલું તેની પાસેથી રાખનારે સદરહુ વેચાણ રદ કરવા દાવો કર્યો, એવા સબબથી કે તે વેચાણ શુદ્ધ અંતઃકરણનું નથી, કારણ કે તેણે તે હુકમનામાના દેણદાર સાથે મળી જઇ કરાવેલું છે, અને તે "બીનામી" છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે સદરહુ તાલુક ખરીદ કરવાને હુકમનામાના દેણદારોએ અગર તેમના તરફથી ત્રીજા સખસે નાણાં પુરાં પાડેલાં હતાં, અને ખરીદદારે આપેલાં નહી હતાં એવું શાબેત કરવાનો બોજો વાદીને શીર છે. ( ૧૧ મુર્સ ઈંડયન અપીલ્સ પાનું ૨૮ )

જ્યારે કાયદાસર વારસનો કબજો અટકાવવાને અને દત્ત લીધાના કારણથી વારસા બાબત હમેશાં જે રીતી છે તે બદલવાને દાવો કરવામાં આવે તો, તેવું કહી જે પક્ષકાર દાવો કરતો હોય તેને શીર દત્ત લેવાના અખત્યારનો અને દત્ત લીધાની વાત શાબેત કરવાનો બોજો છે ( ૩ બંગાળ. લા. રી. એ. સી. પાનું. ૧૫૯ )

એક વિધવાની પાછળ થનાર વારસે તે વિધવાની હયાતીમાં એવો દાવો કર્યો કે, તેણીએ જે દત્ત લીધેલો છે તે બળવાન નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે વાત શાબેત કરવાનો બોજો તે વાદીને શીર છે. ( ૯ વી. રી. સીવીલ રૂલીંગ પાનું. ૪૬૩ )

એક સાધારણ નિયમ પ્રમાણે કપટ છે એવું અનુમાન થઇ શકતું નથી. માટે અમુક વ્યવહાર કપટથી અગર ખોટી સમજથી કરવામાં આવેલો છે એમ કેહેવામાં આવે તો, તે સબબથી તે વ્યવહાર ઉપર જે સખસ દોષ મુકવાને માગતો હોય તેને શીર તે વાત શાબેત કરવાનો બોજો છે. ( ૧ વી. રી. સીવીલ રૂલીંગ પાનું. ૩૨૬ ).

એક સખસ અમુક દસ્તાવેજ મને કેદ કરી, ધમકી દેઈ, વિગરે જાસ્તી કરી મારી

પાસેથી લખાવી લીધો છે કેહે તો, તે વાત શાબેત કરવાનો બોજા તેને શીર છે. ( ૯ મુર્સ. ઇન્ડીઅન અપીલ્સ પાનું. ૧ )

જરીફની વખતે અમુક જમીનની હદ સરકારના અધિકારીએ ભુલથી ખોટી ઠરાવેલી છે, એવું જે સખસ કેહેતો હોય તેને શીર તે વાત શાબેત કરવાનો બોજો છે. ( ૧૦ મુર્સ ઈંડયન અપીલ્સ પાનું ૮૧ તથા ૧૩ મુર્સ ઇંડયન અપીલ્સ પાનું. ૫૭ )

એક સખસ અમુક મીલકતનો કબજો લેવા દાવો કરે, તેમાં પ્રતીવાદી એવી તકરાર કરે કે તે દાવાને મુદતની હરકત છે તો, દાવાનું કારણ ઉત્પન્ન થયા તારીખથી જે મુદતમાં દાવો કરવાનો હોય, તે મુદતની અંદર મારી પાસે તે મીલકતનો કબજો હતો, એવું શાબેત કરવાનો બોજો તે વાદીને શીર છે. ( ૧૧ વી. રી. શી. રૂ. પાનું. ૧૫૫ )

દ્વેષબુદ્ધિથી ફોજદારી ફરીયાદ કરવામાં આવી હતી, તેથી થતું નુકશાન લેવા દાવો કરવામાં આવે તો દ્વેષ હતો, અને યોગ્ય અને સંભવિત કારણ નહી હતું, એ બાબત પ્રતીવાદીને તેણે શુદ્ધ અંતઃકરણથી અને સંભવિત કારણોથી ફરીયાદ માંડેલી હતી, એવું શાબેત કરવાનું કેહેતાં પેહેલાંજ તે કારણો વાદીએ શાબેત કરવાં જોઈએ. ( ૧૦ વી. રી. પાનું. ૪૩૯ )

તેમજ આબરૂને નુકશાન થયા બાબતનાં દાવામાં પ્રતીવાદીએ શુદ્ધ અંતઃકરણથી વાદી ઉપર દોષ મુકેલો છે એવું તેણે બતાવવું, એમ કેહેતાં અવલ વાદીએ બતાવવું જોઇએ કે જે દોષ મારા ઉપર મુકેલા છે તેનો હું ગુન્હેગાર નથી. ( ૧૧ વી. રી. શી. રૂ. પાનું. ૫૩૪).

તોડાગ્રાસ હક્ક અગર અમુક રકમ સરકારે આપવાનો હક્ક બજાવણીમાં થતા લીલામમાંથી એક સખસે ખરીદ કર્યો. તેથી તેણે એવો દાવો કર્યો કે આ હક્ક મારે લેવાનો હક્ક છે, એવું સરકારી દફતરમાં મારૂં નામ નોંધાવવું જોઇએ. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ હક્ક બીજાને આપી શકાય તેવો નથી, એવું શાબેત કરવાનો બોજો સરકારને શીર છે. સંભુલાલ ગીરધરલાલ વિ. સુરતના કલેકટરસાહેબ ( ૮ મુ. ઈ. અ. પાનું ૧ ).

અમુક જમીન સરકાર દાખલ થએલી છે એમ કહી તે જમીનના કબજેદાર ઉપર કબજો લેવા સરકાર દાવો કરે તો, તે જમીનનો છેવટનો માલેક બીનવારસે મરણ પામેલો છે, એવું શાબેત કરવાનો બોજો સરકારને શીર છે. (૧૨ મુ. ઈ. અ. પાનું ૪૮).

એક વીમાની "પાલીસી" ની રૂઈએ એક સખસે દાવો કર્યો તે પાલીસીમાં કેટલાક અપવાદો હતા, કે જો તે અપવાદવાળા બનાવ બને તો વીમો ઉતારનાર કાંઇ નુકશાનનો જવાબદાર નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીનો દાવો આ અપવાદની અંદર આવતો નથી, અને એ શાબેત કરવાનો બોજો વાદીને શીર છે. ( ૨, ઇંડયન જ્યુરીસ્ટ એન. એસ. ૩૦૮. )

જ્યારે પ્રતીવાદી એમ કેહેતો હોય કે દાવો ભારે બાંધેલો છે તો, તે શાબેત કરવાનો બોજો તે પ્રતીવાદીને શીર છે. ( ૫ એં. લા. રી. અપેનડીક્ષ, ૬. )

એક સખસે બીજા સખસ પાસેથી અમુક મીલકત ખરીદ કરેલી, તેથી તે ખરીદ કરનારે તે વેચનાર ઉપર તે મીલકતનો કબજો લેવા દાવો કર્યો. તેમાં પ્રતીવાદીએ કાંઈ ખરી રીતે જવાબ આપ્યો નહી; પણ એક ત્રાહિત સખસે આવી હરકત કરી. તેમાં ઠ-

રાવવામાં આવ્યું કે પુરાવનો બોજો તે હરકત કરનાર ત્રાહિત સખસ ઉપર છે. (૧૦ વી. રી. શી. ૩. પાનું. ૫૨.)

જ્યારે દેણદાર એવી તકરાર કરે કે મેં નાણાં આપવા માંડેલાં હતાં માટે વ્યાજનો હું જવાબદાર નથી તો, તે આપવા માંડવાની વાત શાબેત કરવાનો બોજો તે દેણદારને શીર છે. (૫, વી. રી. ૧૦.મા આકટ ઉપરનું રૂલીંગ પાનું. ૬૯).

સાંથ લેવાના દાવામાં સહપ્રતીવાદી એવી તકરાર કરે કે, સાંથ આપવામાં આવી છે તો, તે બાબત શાબેત કરવાનો બોજો તે સાંથ આપનારને શીર છે. (૧, વી. રી. શી. ૩. પાનું ૨૬૪).

જ્યારે વાદી કોર્ટમાં આવી પોતાનો હક્ક ઠરાવવાનો દાવો કરે, ત્યારે જે હક્ક તે ઠરાવવાને માગતો હોય તે તેણે શાબેત કરવો જોઇએ, અને તેની પાસે કબજો છે અને પ્રતીવાદીએ તેનાથી વધારે સારો હક્ક શાબેત કરેલો નથી, એટલું બતાવવાથી તે વાદીને પોતાના હક્કનું હુકમનામું મેળવવાનો હક્ક નથી. (૧૧ વી. રી. શી. ૩. પાનું. ૧૫૪).

ગુન્હેગાર શાબેત થાય ત્યાંહાં સુધી નિર્દોષપણાનું અનુમાન લેવું જોઈએ, માટે ફરીયાદીએ પોતાની ફોજદારી ફરીયાદ શાબેત કરવી જોઈએ, પણ એ નિયમને મુંબાઈના અફીણ બાબતના (સન૧૮૭૮ ના આકટ ૧ લા) ની કલમ ૧૦ મીથી અપવાદ મળેલો છે. તે એવી રીતે કે એ આકટની કલમ ૯ મુજબના ગુન્હાની તજવીજમાં જે અફીણ મળ્યું હોય ને તેનો સંતોશકારક દાખલો તોહમતદાર બતાવી ના શકે તો, એ ગુન્હાનું અફીણ છે એમજ માનવું જોઈએ.

કોઈ પણ કાર્યમાં પેહેલે દરજ્જે કપટનું અનુમાન લેવાતું નથી. માટે જે માણસ કાંઇ કાર્ય કપટ, ધમકી કે તેવી બીજી રીતે બન્યાનું કેહેતો હોય તેણે તે વાત શાબીત કરવી જોઇએ (૨ મુર્સ. ઈ. અ. પાનું ૧૮૧).

ખતમાં બતાવેલો અવેજ પોહોચ્યાની સાદી ઈનકારીઅત બધા કામોમાં એ ખતના આધારે માગણી કરનાર ઉપર પુરાવનો બોજો નાંખવાને બસ છે. (૧૨ મુર્સ. ઇ. અ. ૨૮૨.)

હિંદુ લાનું સ્થાપીત અનુમાન એ છે કે હિંદુ કુટંબ અવિભકત છે અને વડીલોપાર્જીત મીલકત મજીયારી છે, માટે વેહેચણથી કે બીજી રીતે કાંઈ મીલકત જુદી હોવાનું કોઈ કેહે તો, તે વાત શાબીત કરવાનો બોજો તેના ઉપર છે. (૧૦ મુર્સ. ઇ. અ. ૪૬૩).

જ્યાંહાં સુધી હિંદુ કુટંબ અવિભક્ત રેહે છે ત્યાં સુધી કોઇ મેંબરના નામથી મેળવેલી મીલકત પણ મજીયારી ગણાય છે. માટે જાતે મેળવ્યાનું કોઈ કેહે તો તે વાત શાબીત કરવાનો બોજો તેના ઉપર છે. (૧૩ મુર્સ. ઇ. અ. પાનું ૩૭૩)

જ્યારે મજીયારી મીલકતનો હિસ્સો લેવા વાદીનો દાવો હોય, ત્યારે તે મીલકત મજીયારી છે એટલુંજ નહી, પરંતુ મુદતની અંદર તેનો ઉપભોગ લીધો છે, એમ પણ શાબીત કરી આપવું જોઇએ. (૧૨ બં. લા. રી. પાનું ૨૧૯).

હિંદુ લાના આ અનુમાનનો જોસ દરેક કામમાં અવસ્ય ઓછો વત્તો હોય છે. સગા બાઇયોની બાબતમાં પીત્રાઇયોના કરતાં અવિભક્તપણાનું અનુમાન વધારે મજબુત છે, અને એ કુટંબના મુળ પુરૂષથી જેમ જેમ વધારે છેટા જતા જઇએ, તેમ તેમ એ અનુમાન વધારે વધારે નબળુ પડતું જાય છે. (૧૦ મું. હા. રી. ૪૪૪, ૪૬૮)

જ્યારે કોઇ સખસ કાંઈ મીલકત મજીયારી કહી તેનો હિસ્સો લેવાનો દાવો કરે છે, ત્યારે પુરાવાનો બોજો કોના ઉપર રેહે છે એ સ્વાલ વિશે બંગાળા હાયકોર્ટના ઠરાવોની અંદર કેટલેક દરજ્જે વિરૂદ્ધતા દેખાય છે, પણ વાસ્તવિક રીતે તેમ નથી. નિયમ તરીકે હિંદુ કુટંબની સ્થીતી એકત્ર છે, અને દરેક કુટંબ ખોરાક, ધર્મ અને મીલકતની અંદર એકત્ર હોવાનું વેંહેચણની વાત શાબીત થતાં સુધી અનુમાન લેવાય છે. પણ કોઈ કુટંબ એકત્ર છે માટે તે કુટંબને કાંઇ પણ મીલકત છે એવું અનુમાન થતું નથી. પણ જ્યારે એમ શાબીત થાય અથવા કબુલ કરવામાં આવે કે તે કુટંબની કાંઇ પણ મજીયારી મીલકત છે ત્યારે કાયદાનું અનુમાન એ છે કે તે કુટંબના કબજાની બધી મીલકત વિરૂદ્ધ શાબીત થતાં સુધી મજીયારી છે, અને એ કુટંબના કોઈ સખસના નામથી ખરીદ કરવામાં આવી હોય એટલાજ સબબથી એ અનુમાન રદ થતું નથી. ( ૧૩ મુર્સ. ઇ. અ. ૫૪૨ ).

જુદા થએલા સખસોમાંનો કોઇ સગીર દેખીતી રીતે તેના બાપની સાથે જોડાઇને રેહે, એટલીજ હકીકત ફરી ભેળા થયાનો નિર્ણયકાર્ક અથવા પ્રથમ દર્શનિક પુરાવો થશે નહી. કુતબલી વિ. કુતચડપા ( ૨ મ. હા. રી. પાનું ૨૩૫ ).

તેમજ જે સખસ જુદો ખાતો પીતો તથા રેહેતો હોય અને થોડે ભાગે વેંહેંચણ થયાનું કહી થોડી ઘણી મીલકત મજીયારી રેહેવાનું કેહેતો હોય, ત્યારે તે વાત તેણે શાબેત કરવી જોઇએ. (૭ વી. રી. પાનું ૯૦ ).

હિંદુ વિધવા પોતાના ધણી તરફથી મેળવેલી મીલકતની ગીરોથી કે બીજી રીતે કાંઈ વ્યવસ્થા કરે, ત્યારે હિંદુ લો પ્રમાણે જે કારણસર હિંદુ વિધવા કાંઇ વ્યવસ્થા કરવાને પાત્ર છે તે કારણસર એ વ્યવસ્થા થઈ છે, એમ એ મીલકત મેળવનારાએ શાબીત કરી આપવું જોઈએ. ( ૧૧ મુર્સ. ઈ. અ. ૬૧૯ અને મે. હીંદુ લા. પાનું ૫૪૯ ).

આજ પ્રમાણે વિધવાના જેવીજ સ્થિતી વિધવાના મરણ પછી તેના ધણીની મીલકત વારસ તરીકે જે દીકરીને મળે છે તેની છે. ( ૨૦ વી, રી. પાનું ૧૦૨ ).

મુંબાઇ હાયકોર્ટે ઠરાવ્યું છે કે જે મીલકત દીકરીને વારસ તરીકે મળે છે, તે પણ સ્ત્રીધનમાં દાખલ થાય છે, ફક્ત બીજા સ્ત્રીધનથી એટલોજ તફાવત છે કે તેણીના મરણ પછી તેણીની દીકરીઓ વારસ થવાને બદલે દીકરાને વારસામાં મળે છે. પણ બીજી બધી બાબતમાં એ દીકરીને સ્વતંત્ર માલીકીની રીતે મળે છે, અને ગમે તેવી રીતે વ્યવસ્થાં કરી શકે છે. ( ઈ. લા. રી. ૩ મું. પાનું ૩૭૧ ).

દીકરાની સગીર વયમાં તેના બાપે મીલકતની કરેલી વ્યવસ્થા રદ કરાવવાનો દીકરે દાવો કર્યો. તેમાં બતાવવામાં આવ્યું કે દાવાવાળી મીલકત અસલ વાદીના દાદાની હતી, તેના મરણ પછી તેના બે દીકરા એટલે વાદીના બાપ તથા કાકાએ વેંહેંચી લીધી. તેમાં દાવાવાળી મીલકત વાદીના બાપને ભાગ આવી. એ મીલકતની વ્યવસ્થા કરવા કાયદેસર જરૂરીયાત ન્હોતી, એમ કહી તે રદ કરાવવાનો વાદીએ પુક્ત ઉમરે પોહોચ્યા પછી સાત કે આઠ વર્ષે દાવો કર્યો. તેમાં ઠરાવ્યું કે એ પ્રમાણે વેંહેંચણ થયા છતાં પણ એ મીલકત વડીલોપાર્જીત છે. ( ઈ. લા. રી. ૩ ક. પાનું ૧ ).

. અમુક તાલુકાનું વેચાણ અધિકાર વિના કર્યું છે એમ કહી તે રદ કરાવવા વાદી દાવો કરે તો, તો વાત તેણે શાબીત કરવી જોઈએ. ( ૫ વી. રી. પાનું ૩૯ ).

કાંઇ મીલકતના કબજા સબંધી તકરારમાં પ્રતીવાદી મુદતનો વાંધો લે ત્યારે તે દાવાને માટે જે મુદત ઠરાવેલી હોય, તે મુદતમાં કોઈ પણ વખતે પોતે કબજેદાર હતો એમ વાદીએ બતાવવું જોઇએ. ( ૯ વી. રી. પાનું ૧૫૫ ).

લલુભાઇ સુરચંદ વિ. બાઈ અમ્રત ( ઈ. લા. રી. ૨ મું. ૨૯૯ ) ના કામમાં એમ હકીકત હતી કે " બ એ વાદીને તા. ૨ જુલાઇ સન ૧૮૬૮ ના રોજ એક ઘર વેચાણ આપી તેને વેચાણ ખત કરી આપ્યું, અને તેજ રોજ તેજ ઘર પાછું પ્રતીવાદીને વેચાણ આપી ખત કરી આપી કબજો સોંપ્યો. પ્રતીવાદીએ એ ખત તા. ૭ જુલાઈ સન ૧૮૬૮ ના રોજ રજીષ્ટર કરાવી લીધું, અને વાદીએ પોતાનું ખત તા. ૨૬ જુલાઇ સન ૧૮૭૨ સુધી રજીષ્ટર કરાવ્યું નહી. વાદી એમ તકરાર લે છે કે મારી સાથેના કરારની વગર ખબરે પુરતો અવેજ આપી શુદ્ધ બુદ્ધિથી પ્રતીવાદીએ એ ઘર રાખ્યું છે એમ શાબીત કરવાનો બોજો પ્રતીવાદી ઉપર છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે આગળના કરારના ખબર છતાં રાખ્યાનું કહી બીજાના કરતાં પ્રથમ હક્ક ઠરાવવા કોઇ સખસ માગણી કરે, ત્યારે બીજાને ખબર હતી એમ તે સખસે શાબીત કરી આપવું જોઈએ. ખરીદદારને ખબર નહી હોવાની તકરાર લે છે, માટે તેણે અવેજની વાત શાબીત કરવાની છે, અને તે વાત શાબીત કરી આપી શુદ્ધ બુદ્ધિ બતાવી આપી છે. માટે પ્રથમના કાર્યની ખબર શાબીત કરવાનો બોજો વાદી ઉપર છે.

એક સખસના હુકમનામાનાં નાણું કોર્ટની બાહાર આપવામાં આવેલાં અને દેણદારે તેની પોહોચ લીધી હતી, એવી મતલબની કે તે હુકમનામું પત્યું છે, તેમ છતાં તે હુકમનામાવાળાએ તે હુકમનામું બજાવી ફરીથી નાણાં વસુલ કર્યાં. તેથી દેણદારે સદરહુ પોહોચવાળાં નાણાં લેવા દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ પોહોચમાં લખેલું લખાણ ખોટું છે, એવું બતાવવાનો બોજો પ્રતીવાદીને શીર છે. (ઇ.લા. રી. મુ.વા. ૪ પાનું ૨૦૫.)

એક ખતની રૂઈના દાવામાં તે ખત પ્રતીવાદીઓએ કબુલ કર્યું. પરંતુ ખતમાં લખેલું છે કે તે લખતી વખતે પ્રતીવાદીઓને અવેજ પોહોચ્યો છે એ વાત પ્રતીવાદીઓએ ઇનકાર કરી. અસલકોર્ટે પ્રતીવાદીઓ પાસે તે અવેજ તેમને પોહોચ્યો નથી તે શાબેત કરવાનો પુરાવ માગવો જોઇતો હતો, તે નહી માગતાં ગેરશીરસ્તે વાદીને એવુ શાબેત કરવાને શાક્ષીઓ ગુજારવા દીધા કે ખત લખી આપવામાં આવ્યું તે વખતેજ તે ખતનો અવેજ આપવામાં આવેલો છે. આ શાક્ષીઓની શાહેદી ઉપરથી એમ શાબેત થયું કે તે લખી આપવામાં આવ્યું તે વખતે અવેજ આપવામાં આવેલો નથી, અને જો તે આપવામાં આવેલો હોય તોપણ તે પાછળથી આપવામાં આવેલો છે, તે પ્રમાણે તે આપ્યાનો વાદીએ કાંઈ વધારે પુરાવ આપેલો નથી. તેથી અસલકોર્ટે પ્રતીવાદી પાસે પોતાના જવાબનો કાંઈ પણ પુરાવ નહી માગતાં દાવો કાહાડી નાંખ્યો. નીચેની અપીલકોર્ટે ઠરાવ્યું કે પ્રતીવાદીઓ પાસે આવી હકીકત છતાં પુરાવ શરૂ કરાવવો જોઇતો હતો. તેથી અસ-

લકોર્ટનું હુકમનામું ફેરાવવામાં આવ્યું, અને વાદીનું હુકમનામું કરવામાં આવ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીએ પુરાવ ગુજારવો શીર કરવો જોઇતો નહી હતો, પણ તેણે તે કરેલું છે અને તેના શાહેદીઓથી એમ શાબેત થએલું છે કે ખતમાં લખ્યા પ્રમાણે તે લખી આપતી વખતે ખતનો અવેજ આપવામાં આવેલો નથી, તેથી નવી હકીકત બની છે, અને તેમાં પ્રતીવાદીને શીર પુરાવાનો બોજો હતો તે ખશીને વાદીનેશીર ગએલો છે, એવું શાબેત કરવાને તેણે ખતમાં લખ્યા પ્રમાણે તે લખી આપતી વખતે નહી, પણ તે અવેજ પાછળથી આપેલો છે. વળી સન ૧૮૭૭ ના આકટ ૧૦ માની કલમ ૫૭૮ મીના ઠરાવ ઉપર લક્ષ રાખતાં અસલકોર્ટનો ઠરાવ ફેરાવવાને નીચેની અપીલકોર્ટ મુખત્યાર હતી કિંવા નહી, એ શક ભરેલું છે. પરંતુ જો તે મુખત્યાર હોય તોપણ જે કેફીયત બનેલી છે તે નીચેની અપીલકોર્ટે લક્ષમાં રાખવી નહી એમ કરવું જોઇતુ નહી હતુ, પરંતુ જે રૂપમાં તે કામ અપીલમાં તેમની રૂબરૂ આવેલું તે રૂપમાં તેની વ્યવસ્થા કરવી જોઈતી હતી. (ઈ. લા. રી. અલ્હાબાદ વા. ૩ પાનું ૮૨૫.)

જો કે સન ૧૮૭૨ ના આકટ ૧ લાની કલમ ૧૦૨ સન ૧૮૨૭ ના કાયદા ૫ માની કલમ ૧ લી સાથે મળતી છે, તોપણ તે રદ કરવામાં આવેલી નથી, માટે દક્ષણના ખેડુતોને બચાવનો આકટ ( સન ૧૮૭૯ નો ૧૭ મો ) કરવામાં કાયદા કરનારનો ઈરાદો દાવાવાળા. ખતમાં અવેજ કબુલ કરવામાં આવ્યો હોય અને તે ખત દેણદાર કબુલ કરે, તોપણ તે અવેજ પોહોચેલો નથી તે શાબેત કરવાની ફરજમાંથી તે દેણદારને બચાવેલા છે. ( ઈ. લા. રી. ૯ મુ. પાનું ૫૨૦ )

વાદીએ એક ભાઉ ખોબકરના દત્તક તરીકે પોતાને દત્તક લેનાર બાપની મીલકત તે બાપની વિધવા રાધાબાઈએ તેને દત્તક લેતા પેહેલાં ત્રીજા પ્રતીવાદી ભૈરને ગીરો આપેલી, તે મીલકતનો કબજો લેવા દાવો કર્યો. તે મીલકત રાધાબાઈના ધણીએ ગીરો આપેલી, તે ગીરોના બોજા સાથે રાધાબાઈના કબજામાં આવેલી હતી, તેથી તે ગીરોથી છોડાવવાને તે મીલકત ફરીથી એક યસુને ગીરો આપી. તેણીએ પાછળથી યસુનું રૂ. ૩૬૨૯) ની રકમનું દેવું વસુલ આપ્યું, અને સન ૧૮૭૬ માં તેણીએ તે મીલકત એક ભૈરૂ (નંબર. ૩ ના પ્રતીવાદી) ને રૂ. ૫૯૯૯) માટે ગીરો આપી ને તેનો કબજો થયો. સન ૧૮૮૧ માં તેણીએ વાદીને દત્તક લીધો અને સન ૧૮૮૨ માં વાદીએ તે મીલકત લેવાને દાવો કર્યો. તેણે તકરાર કરી કે રાધાબાઈને પોતાના મરનાર ધણીની વડીલોપાર્જીત સ્થાવર મીલકત બીજાને ગીરો આપવાને અખત્યાર નહી હતો, કારણ કે મને ભાઉ ખોબકરના દત્તક તરીકે દત્ત લેવામાં આવેલો છે, માટે જે ગીરો અગર બીજી જવાબદારીઓ રાધાબાઇએ કરવાને કોસીસ કરેલી છે, તે શિવાય સ્વતંત્ર તે મીલકત લેવાનો મારો હક્ક છે. પ્રતીવાદી તરફથી એવી તકરાર કરવામાં આવી કે દત્તક લેનાર માએ તેના દત્તવિધાનના પ્રેહેલાં કરેલા વ્યવહાર વિષે વાદી હરકત લેઈ શકતો નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે મીલકત આપવાને જરૂરી હતી તે શાબેત કરવાનો બોજો ભૈરૂ ( નંબર ૩ ના પ્રતીવાદી) ના ઉપર છે. કોર્ટના અભિપ્રાયમાં આવ્યું કે રૂ. ૩૬૨૫) યસુના ગીરોના હતા તેના કરતાં વધારે રકમ રાધાબાઇને ખરી રીતે જોઈતી હતી તે બાબતનો કાંઈ પુરાવ નથી, સબબ ફરમાવવામાં આવ્યું કે તે ગીરોનો હિસાબ વાદી અને ભૈરૂની વચમાં રૂ. ૫૯૯૯) ને બદલે રૂ. ૩૬૨૫) ગીરો ઉપર મુદ્દલ દેવા હતા તે આધારથી થવો જોઈએ. ( ઈ. લા. રી. મુ. વા. ૧૧ પાનું ૬૦૯ )

## કલમ ૧૦૩ જી.

કોઈ ફલાણી હકીકતની શાબિતીના બોજા વિશે.

**૧૦૩. કોઈ ફલાણી હકીકત છે એમ કોર્ટ માને એવું જે સખસ ઇચ્છતો હોય, તે સખસના ઉપર તે હકીકતની શાબિતીનો બોજો છે; પરંતુ એવી હકીકત વિશે કોઈ અમુક સખસેજ શાબિતી કરવી એવું કોઇ કાયદામાં ફરમાવ્યું હોય તો, તે કાયદામાં ફરમાવ્યા પ્રમાણે કરવું.**

### દૃષ્ટાંત.

**( अ. ) अ, बના ઉપર ચોરીને માટે ફોજદારીમાં ફરીયાદ માંડે છે. बએ ચોરીની વાત क આગળ કબુલ કીધી હતી, એમ કોર્ટ માને એવું अ ઇચ્છે છે, તો સદરહુ કબુલતની વાત अએ શાબિત કરવી જોઇએ.**

**તકરારી વખતે ब બીજી જગોએ હતો એમ કોર્ટ માને એવું ब ઇચ્છે છે, તો તે વાત તેણે શાબીત કરવી જોઇએ.**

**ટીકા**—આ કલમ અને કલમ ૧૦૧ માં તફાવત એટલો છે કે, કલમ ૧૦૧ પ્રમાણે અમુક પક્ષકાર જે હકીકત કેહે તેને પોતાના લાભમાં ફેંસલો મળવાને તેણે કહેલી તમામ હકીકત શાબેત કરવી જોઈએ, અને આ કલમમાં તો અમુક એક હકીકતના પુરાવ બાબતજ છે. આ કલમમાં જે દાખલા આપેલા છે તે તેનો અર્થ યુક્ત રીતે બતાવી આપે છે. જે જે હકીકતથી કેદીનો ગુન્હો શાબેત થતો હોય તે તમામ હકીકત ફરીયાદી તરફથી શાબેત થવી જોઈએ, પણ જો કેદીને અમુક હકીકત જેમકે અમુક વખતે અમુક જગોએ હું નહીં હતો એવું શાબેત કરવું હોય તો, તે તેણે શાબેત કરવી જોઈએ. જો ફરીયાદીની મરજી સ્વતંત્ર મુખજુબાનીના પુરાવથી શાબેત કરવાની ના હોય, પણ કેદીની કબુલતની જુદી જુદી હકીકતથી તે શાબેત કરવા ચાહાતો હોય, અગર તે હકીકત તે વધારાની છે એમ કહી તે કાઢી નાંખવા માગતો હોય તો, તેણે તે શાબેત કરવી જોઈએ. ( નાર્ટન સાહેબની ટીકાનું પાનું. ૨૮૯, ૨૯૦ ).

• આ બાબતનો સામાન્ય નિયમ કલમ ૧૦૨ માં છે. આ કલમમાં જે ઠરાવ છે તે અમુક કામો ખાસ રીતે લાગુ થાય અને તે બાબતનાં ઉદાહરણ ક્રીમીનલ પ્રોશીજરકોડની કલમ ૪૪ કે જે મુજબ બધાં માણસ યોગ્ય કારણ સીવાય અમુક ગુન્હાની ખબર આપવા બંધાએલા છે. અને તેવું કારણ શાબીત કરવાનો બોજો તેમના ઉપર રાખ્યો છે, અને હિંદુસ્તાનના વારસાના કાયદાની કલમ ૧૯ મી મુજબ જે જે લોકોને તે આકટ લાગુ છે તેવા કોઈનું રેહેવાનું ઠેકાણું પેહેલે દરજ્જે બ્રીટીશ હિંદુસ્તાન ગણાય છે. તે સિવાય બીજું કેહે તો, તે શાબેત કરવાનો બોજો તેમ કેહેનાર ઉપર છે.

• સન ૧૮૭૭ ના વિશેષ ન્યાયના આકટની કલમ ૧૨ ના ખુલાસા મુજબ વિરૂદ્ધ શાબીત થાય ત્યાંહાં સુધી સ્થાવરમીલકતના ફેરફારના કરાર તોડ્યાનો બદલો પૈસાથી યોગ્ય રીતે તે મળી શકે નહી, અને જંગમ મીલકતની બાબતમાં પૈસાથી યોગ્ય બદલો મળી શકે

છે, એમ અનુમાન કરવા ફરજ પાડી છે, જેથી વિરૂદ્ધ શાબેત કરવાનો બોજો વિરૂદ્ધ કેહેનાર ઉપર છે.

સદરહુ આકટની કલમ ૩૨ મુજબ લખેલા કરાર સુધારવાના દાવામાં એ કબુલત ન્યાયની રીતે અને શુદ્ધ અંતઃકરણ પુર્વક કરવા બધા પક્ષકારોનો ઇરાદો હતો, એમ શાબીત કરવાનો બોજો વાદી ઉપર રેહે છે, અને અનુમાન તેના વિરૂદ્ધ લેવાય છે.

સન ૧૮૭૧ ના આકટ ૨૭ માની કલમ ૮ મુજબ કાઢેલી જાહેરખબર પ્રમાણે કાયદેસર કારણ હાજર થવામાં અથવા ખબર આપવામાં કસુર કરે તે સર્વે પ્રસંગે તેજ આકટની કલમ ૯ મુજબ તે કારણ શાબીત કરવાનો બોજો ગુન્હાવાળા સખસ ઉપર નાંખવામાં આવ્યો છે.

**ફેસલા**—મીલકત બીનામીદારના નામથી ખરીદ કરવામાં આવી છે, અને માલકીનાં બધાં ચિન્હો તેના હાથમાં મુકવામાં આવ્યાં છે, અને તે મીલકતના ખરા માલેકને એ બીનામીદારથી થએલા વેચાણથી મોકળા થવું છે તો, તેના ઉપર ( ૧ ) સદરહુ વેચાણ પોતાની સમતી વગર કરવામાં આવ્યું છે, અને ( ૨ ) ખરીદદારે એ વાત જાણ્યા છતાં મીલકત રાખી છે, એ પ્રમાણે બતાવવાનો બોજો રેહે છે. ભગવાનદાસ વિ. અસુખસીંગ ( સ. વી. રી. વા. ૧૦ પાનું ૧૮૫ ).

ધમકી દેઈને અગર ખોટું સમજાવી અમુક સમાધાન કરવામાં આવેલું છે, તે શાબેત કરવાનો બોજો, જેઓ પોતાના દસ્તાવેજના બળવાનપણા બાબત દોષ કાઢાડતા હોય તેમને શીર છે. રાજેંદ્ર નારાયણરાય વિ. બીજગોવીંદસીંગ. ૨, મુર્સ ઈં. અ. પાનું ૫૨૧.

દસ્તાવેજ ઉપર સ્ટાંપ નથી એ સબબથી તેણે રજુ કર્યો નથી, એવું જે પક્ષકાર કેહેતો હોય તેના ઉપર તે શાબેત કરવાનો બોજો છે. જ્યાંહાં એકે બાજુ તરફથી પુરાવો ન હોય ત્યાંહાં તેના ઉપર સ્ટાંપ હતો એમ અનુમાન થશે, પણ જ્યાંહાં એક વખત ખુલાસાવાર પુરાવો આપ્યો કે ફલાણી વખતે એ દસ્તાવેજ ઉપર સ્ટાંપ ન્હોતો, ત્યાંહાં પછી તે દસ્તાવેજ ઉપર સ્ટાંપ હતો એમ અનુમાન કરવાનું રહ્યુંજ નહી, એટલે શાબેતીનો બોજો ફરી ગયો અને જે પક્ષકાર તે દસ્તાવેજ ઉપર આધાર રાખતો હોય તેણે તે દસ્તાવેજ ઉપર યોગ્ય સ્ટાંપ હતો એમ શાબેત કરવુંજ જોઈએ. મ્યારીન ઇનવેસ્ટમેંટ કંપની વિ. હાવીસાઈડ, (લા. રી. હાઉસ આફ લાર્ડસ વા. ૫ પાનું. ૬૨૪.)

વાદી પોતાનો દાવો શાબેત કરી આપી ન શકે તો પ્રતીવાદીની તરફેનમાં અનુમાન થશે. ધીરેલા પૈસા બાબતની એક ફરીયાદમાં ફક્ત એજ પુરાવો હતો કે વાદીએ પ્રતીવાદીને એક બેંક નોટ આપ્યું હતું, પણ તે કેટલા રૂપીયાનું હતું તે રકમ જણાતી ન્હોતી, ચલણી નોટ ઓછામાં ઓછું પાંચ રૂપીયાનું હોય છે તેથી એ નોટ પાંચ રૂપીયાનું હતું, એવું અનુમાન કરવામાં આવ્યું. લાટન વિ. સ્વીની. જ્યુરીષ્ટ. નવી આવૃતિ વા. ૮ પાનું. ૯૬૪.

વાદી કેહે છે કે અમારા વડાઉવાએ પ્રતીવાદીના વડાઉવાને સન ૧૮૪૨ માં રૂ. ૨૫૦૦) માટે ત્રણ ગામો ગીરો આપી તે ગીરોરાખનારને કબજે આપેલો, તેમાંથી દરેક ગામના ૧૫ "બીશ્વાસ" નો કબજો લેવા દાવો કર્યો, એવું કહીને કે ગીરોવાળું કરજ તેમાંથી છુટેલું છે. પ્રતીવાદીઓ આ ગામનું માલેકપણું વાદીઓના વડાઉવાનું કબુલ કરી કેહેછે કે, દરેક ગામના ૧૦ "બીસ્વાસ" તેમણે સન ૧૮૪૨ ની સાલમાં રૂ. ૧૨૫૦ ) માટે અમારા વ-

ડાઉવાને વેચાણ આપેલા છે, અને દરેક ગામના બાકીના ૧૦ બીસ્વાસ તેમણે પોતાના ઉપર એક દાવો થએલો તે રદ કરાવવાના કારણસર રૂ. ૧૪૦૦૦) કરજે લેઈ ગીરો આપેલા છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે ૧૦ બીસ્વાસ બાબત પ્રતીવાદી વેચાણ કેહે છે, તે ગીરો આપવામાં આવેલું તે શાબેત કરવાનો બોજો વાદીને સીર છે. (ઈ. લા. રી. ક. વા. ૧ પાનું ૧૯૪).

એક સખસે પોતાની વડીલોપાર્જીત મીલકત સાનમાં લખી આપી કરજ કાહાડેલું, તે બાબત ધીરનારે તેના ઉપર તે સાનવાળી મીલકતથી તથા પ્રતીવાદીની જાત તથા બીજી મીલકતથી તે નાણાં લેવા દાવો કરયો. ત્યાર પછી તે પ્રતીવાદીના છોકરાંને વાદીની અરજ ઉપરથી પ્રતીવાદીમાં સામેલ કરવામાં આવ્યો, એવા કારણથી કે તે કરજ કુટુંબના કારણસર તથા તે છોકરાના વિદ્યાભ્યાસ સારૂ કાહાડવામાં આવ્યું હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે કરજ સદરહુ કારણસર કાહાડવામાં આવેલું હતું અગર તે પ્રમાણેના કારણથી કાહાડવામાં આવેલું છે, એવું માનવાનો પાકો સબબ છે, એમ બતાવવાનો બોજો વાદીને શીર છે (ઇ. લા. રી, ક. વાં. ૨ પાનું ૪૩૮).

૩૦ વર્ષ ઉપરાંતનો પટો હતો, તેથી. તે નીચે જે સહી છે તે જેની સહી કેહેવામાં આવી છે, તેનાજ હાથની છે, એમ પુરાવ આકટની કલમ ૯૦ પ્રમાણે અનુમાન થાય છે, પણ તે તમામ માલેકોની તરફથી તે સહી કરવાને તે કરનારને અખત્યાર હતો, એવું પ્રતીવાદીએ બતાવવું જોઇએ. (ઈ. લા, રી. ક. વા. ૩ પાનું ૫૫૭).

વતનની વેહેચણ કરવાના દાવામાં વતન વેહેચણ કરવા લાયક નથી. એ શાબેત કરવાનો બોજો તેવી તકરાર કરનાર પ્રતીવાદીના ઉપર છે. (ઈ. લા. રી. મું. વા. ૪ પાનું ૫૫૪).

જ્યાંહાં કોઇ સખસની જાત ઉપર હુકમનામું બજાવવાની દરખાસ્ત કરવામાં આવી હોય, ત્યાંહાં પોતાની પાસે કાંઈ મીલકત નથી એવું બતાવવાનો બોજો દેણદાર ઉપર છે; પણ દેણદારને કેદમાં મોકલવાથી કાંઈ લેહેણું વસુલ થશે એમ બતાવવાનો બોજો લેણદારને. માથે નથી. સેતન વિ. બીજોહન. (બં. લા. રી. વા. ૮ પાનું. ૨૫૫). તથા મમતર હુસન વિ. બ્રીજમોહન ઠાકોર ( ઇં. લા. રી. ૪ ક. પાનું ૮૮૮ ).

દસ્તાવેજમાં એવો મજકુર લખવામાં આવે કે સગીર અગર મજીયારા કુટુંબના અંગભુતને જે દેવું બંધનકાર્ક છે, એવું દેવું કરવાની જરૂર પડી છે તો, તેથી તે વ્યવહારના પક્ષકારોના દીલમાં તે બાબત હતી એ બાબતનો કેટલોક પુરાવ છે, અને આવો મજકુર જ્યારે તે દસ્તાવેજમાં લખવામાં આવ્યો ના હોય, ત્યારે કાયદેસર જરૂરી હતી એવું શાબેત કરવાનો બોજો જે પક્ષકારને શીર હોય તેને તે શાબેત કરવાને વધારે મુશ્કેલી પડે છે. પરંતુ આવો મજકુર લખવાથી તે બાબતનો કાંઈ પુક્ત પુરાવ થતો નથી. (ઈ. લા. રી. ક. વા. ૫ પાનુ ૩૬૩).

મીરાશી હક્કવાળાના વારસે તે હક્કવાળી જમીનનો કબજો છોડી બીજાને આપેલો, અને તે જમીન તે બીજાને ચડાવી આપવામાં આવેલી. ત્યાર પછી મરનાર મીરાશી હક્કવાળાનો તે જમીન ઉપરનો હક્ક લીલામમાં વેચવામાં આવ્યો. તેમાંથી ખરીદ કરનારે કબજો લેવા દાવો કર્યો, એવું કહીને કે મીરાસદાર આ પ્રમાણે કબજો બીજાને આપે, તોપણ તે પોતાની ખુશીમાં આવે તો પાછો લેઇ શકે છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે પ્રમાણે કબજો પાછો લેવાનો કરાર માલમ પડતો નથી, અને કરાર નહી છતાં તે પાછો

લેઈ શકાય છે, એ બતાવવાનો બોજો વાદીને શીર છે, તથાપી તેણે કાંઈ બતાવ્યું નથી. માટે તે દાવો ચાલી શકતો નથી. (ઈ. લા. રી. મુ. વા. ૧ પાનું ૯૧).

એક કામમાં વાદીએ અમુક જમીનનો કબજો લેવા પ્રતીવાદી ઉપર દાવો કર્યો. તેમાં પ્રતીવાદીએ એવો જવાબ આપ્યો કે તે જમીન મેં ખરીદ કરેલી છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે શાબેત કરવાનો બોજો તે પ્રતીવાદીને શીર છે. (ઈ. લા. રી. મુ. વા. ૧ પાનું ૨૦૯).

વાદીએ અમુક માલની કીમત લેવાથી ગ્રેટ ઈંડીયન પેનીનસૂલા રેલવે કંપની ઉપર દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે હુડાભાડાવાળાના આકટ ( સન ૧૮૬૫ ના આકટ ૩ જાની) ની કલમ ૯ ના ઠરાવ પ્રમાણે કસુર શાબેત કરવાનો બોજો વાદી ઉપર રેહેતો નથી. પછી પોહોચની નોટમાં ગમે તેવી શરત હોય તેની ચીંતા નહી. (ઈ. લા. રી. મું. વા. ૨ પાનું ૧૨૦).

પક્ષકારોની વચે અગર જે સખસોની તરફથી પક્ષકારો કામ કરતા હોય તેમની વચે ફેંસલાથી અને હુકમનામાથી હક્ક કબુલ કરવામાં આવ્યો હોય, તે પુરાવ આકટ (સન ૧૮૭૨ ના ૧ લા) પ્રમાણે આગળની માફક નીશ્ચયકાર્ક નથી, તોપણ તે આકટની કલમ ૧૩ પ્રમાણે તે પુરાવમાં ગ્રાહ્ય છે. પછી ગમે તો આગળના કામમાં પક્ષકારો કેવળ ત્રાહીત હોય તેની ચીંતા નહી. જ્યારે પક્ષકારો તેના તે હોય અગર આગળના કામમાં જે પક્ષકારો હોય તેના વારસ વકીલો હોય તો, તે ફેંસલો ઘણુંકરીને નીશ્ચયકાર્ક એવી રીતે થાય કે જે પ-ક્ષકાર તે રજુ કરે તેના લાભમાં તે હોય તો, તેના ઉપરથી પુરાવનો બોજો ખશી સામા પક્ષકારના ઉપર તે બોજો જાય છે. (ઇ. લા. રી. મુ. વા. ૩ પાનું ૩).

પ્રતીવાદીઅણે તકરાર કરી કે ખોજાઓમાં ખાસ રીવાજ છે, તે વારસા બાબત હિંદુશાસ્ત્રમાં નિયમ છે તેથી જુદો છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે ખાસ રીવાજ શા-બેત કરવાનો બોજો પ્રતીવાદીઅણના ઉપર છે. મુસલમાન ખોજાઓમાં હિંદુશાસ્ત્ર કરતાં જુદો નિયમ છે, એ શાબેત કરવાને તે ખોજાઓની જાતના સખસોના અભીપ્રાયનો પુ-રાવ બસ નથી. માટે અમુક વખતે તે રીવાજ પ્રમાણે ચાલવામાં આવેલું હતુ, એવા દા-ખલા શાબેત થવા જોઇએ. (ઈ. લા. રી. મું. વા. ૩ પાનું ૩૪).

એક ગામનો વતનદાર જોશી અમુક ન્યાતના કુટંબનું કામ કરવાને તથા તેમની પા-સેથી ફી લેવાને હક્કદાર નથી, એવું શાબેત કરવાનો બોજો જે સખસ અગર સખસો તેમ કેહેતા હોય તેમને શીર છે. (ઇ. લા. રી. મું. વા. ૩ પાનું ૨૩૨).

બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્યમાં એક સાધારણ ધારો અને અસલનો નિયમ છે કે, તેઓને દીકરીનો અગર બેહેનનો દીકરો દત્ત લેવાની બીલકુલ મનાઇ કરેલી છે, અગર બીજી કોઇ સ્ત્રી સગપણના કારણથી તેઓ પરણી સકતા ના હોય તેનો છોકરો પણ દત્ત લેવા લાયક નથી. આ ત્રણ વર્ગમાંથી એકેકમાં આ વિરૂદ્ધ ખાસ રીવાજ ચાલે છે, અગર અમુક જગોએ ચાલે છે, એવું જે કેહ તેને સીર તે શાબેત કરવાનો બોજો છે. એક વખત હકીકત બની એટલે બની, તે નિયમ કેટલી મુદત સુધી ઉપયોગમાં લેવો તેની હદ બતાવવામાં આવી છે. (ઇ. લા. રી. મું. વા. ૩ પાનું ૨૭૩).

એક કામમાં વેહેચણ બાબતનો સવાલ હતો, તેમાં એવી તકરાર કરવામાં આવી કે બેઉ કુટંબો જુદો જુદો વેહેપાર કરતા હતા, માટે વાદી ઉપરનો બોજો પુક્ત રીતે ગએલો

દેખાય છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે આવી તકરાર ચાલી શકતી નથી. (ઈ. લા. રી. મ. વા. ૨ પાનું ૧૯)

એક જમીનના સાનખતની રૂઈએ અવિભકત કુટંબમાં બાપ ઉપર હુકમનામું મેળવવામાં આવેલું તેની બજાવણીમાં તે સાનવાળી તથા કુટંબની બીજી મીલકત જપ્ત કરવામાં આવી. તેમાં તેમના દીકરાઓની હરકત ઉપરથી તેમના હિસ્સા જેટલી જમીન ઉપરથી તે જપ્તી ઉઠાવવામાં આવી. તેથી હુકમનામાવાળાએ તે દીકરાઓના હિસ્સા વેચાવવા લાયક છે એવો દાવો કર્યો, તેમાં ઠરાવવામાં આવ્યું કે જે હુકમનામાવાળાએ જે કરજ બાબત કુટંબી મીલકત જપ્ત કરાવી છે, તે કરજ તે કુટંબના ફાયદા સારૂ કાહાડવામાં આવેલું હતું, એમ તે હુકમનામાવાળો શાબેત કરી શકયો નથી. સબબ આ દાવો કાહાડી નાંખવો જોઈએ. (ઈ. લા. રી. મદ્રાસ વા. ૮ પાનું ૩૯)

અ એ સન ૧૮૭૭ માં એવો દાવો કર્યો કે અમુક જમીન ઉપર મારો લાખીરાજ હકક છે, એવું ઠરાવી આપો. તેમાં ઠરાવવામાં આવ્યું કે સન ૧૮૭૭ ના આકટ ૧ લાની કલમ ૪૨ પ્રગાણે દાવા મુજબ હક્ક ઠરાવવાની દાદ મળવાનો વાદીનો હક્ક છે. વળી ઠરાવવામાં આવ્યું કે પુરાવનો બોજો વાદીને સીર છે. તોપણ તેની પાસે જે જમીન હતી તે કાયમ ઠરાવ થતા પેહેલાંથી લાખીરાજ તરીકે માફીની હતી એમ તેને શાબેત કરવાની જરૂર નથી, પણ તે એટલું શાબેત કરે એટલે બસ છે કે, આ દાવો દાખલ કરતી વખતે પ્રતીવાદી મુદત વીતી ગયાના કારણથી તે જમીન ઉપર સાંથનો આકાર ઠરાવવાનો દાવો દાખલ કરી શકતો નહી હતો. ( ઈ. લા. રી. ક. વા. ૫ પાનું ૯૪૯ )

કુટંબ મજીયારૂં હોય તે દરમિયાનમાં જે મીલકત મેળવવામાં આવી હોય તે તમામ મજીયારા ફંડમાંથી મેળવી એવું અનુમાન થાય છે. માટે જે સખસ એમ કેહેતો હોય કે તે મેં જાતે મેળવી છે તો, તે શાબેત કરવાનો બોજો તે કેહેનારને સીર છે. (ઈ. લા. રી. ક. વા. ૮ પાનું ૫૧૭ )

સન ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨૨૯ અને સન ૧૮૭૭ ના આકટ ૧૦ માની કલમ ૩૩૧ તથા સન ૧૮૮૨ ના આકટ ૧૪ માની કલમ ૩૩૧ મી પ્રમાણેના દાવામાં કબજો રાખવાનો પ્રથમ દર્શનિક હક્ક શાબેત કરવાનો બોજો વાદીને સીર છે. પછી અરજદારે તેનો જવાબ દઈ જો બની શકે તો બતાવવું જોઇએ કે મારો વધારે સારો હક્ક છે. ( ઇ. લા. રી. કલકત્તા વા. ૧૦ પાનું ૫૦ )

જ્યારે એકાદો સખસ એવો દાવો કરે કે અમુક સખસો પાસેથી અમુક મીલકતનો કબજો અપાવવો જોઇએ, કારણ કે તે સખસે તે કબજો ખોટી રીતે મેળવેલો છે, ત્યારે વાદીએ બતાવવું જોઇએ કે તે દાવો કરતા પેહેલાં ૧૨ વર્ષની અંદર મારો અગર જેઓની તરફથી હું દાવો કરૂં છું તેમાંના કેટલાકના કબજામાં તે મીલકત હતી. દાવાની અરજીમાં ફક્ત એમ કેહેવામાં આવ્યું હોય કે, જે સખસો પાસેથી આ કબજો માગવામાં આવ્યો છે તે જે સખસની તરફથી હું દાવો રાખુ છું તેની પાસેથી ભાડે રાખનાર છે, તેથી પુરાવનો બોજો ખસતો નથી. (ઈ. લા. રી. કલકત્તા. વા. ૧૦ પાનું ૩૭૪)

અ અને બ બેઉ મુશલમાન ભાઇઓ એકઠા મજીયારે રેહેતા હતા, તે દરમિયાનમાં

તેઓએ એક જમીન ખરીદ કરી. તેનું વેચાણખત તે વેચનારે લખી આપેલું છે. બના વારસોએ અ ના વારસો ઉપર તે જમીનનો કબજો અમારી પાસેથી લેઈ લીધો છે, માટે તે કબજો મળવા દાવો કર્યો. કોર્ટના અભિપ્રાયમાં આવ્યું કે તે જમીન મજીયારી છે, કારણ કે મજીયારી પુંજીથી તે ખરીદ કરવામાં આવી છે. અપીલમાં તે જમીન એકલાએ ખરીદ કરી છે તેવું શાબેત કરવાનો બોજો તે અ ઉપર છે, એવું ઠરાવવામાં આવ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે હિંદુશાસ્ત્ર પ્રમાણે આ પક્ષકારોએ રેહેવું પસંદ કરેલું એવું કેહેવામાં આવેલું નથી. માટે જડજે હિંદુશાસ્ત્ર પ્રમાણે મુસલમાન પક્ષકારોને અનુમાન લાગુ કરી જે પક્ષકાર ઉપર પુરાવનો બોજો નાંખેલો છે તે બરોબર નથી. (ઈ. લા. રી. ક. વા. ૧૦ પાનું ૫૬૨)

કબજો લેવાના દાવામાં વાદીએ જમીન ઉપર દાવો રાખ્યો, એવું કહીને કે તે જમીનનો કબજો મારી પાસેથી લેઈ લેવામાં આવેલો છે. માટે વાદીનો કબજો ૧૨ વર્ષની અંદર હતો, અને તે લેઈ લેવામાં આવેલો છે એવું બતાવવાનો બોજો વાદીને સીર છે, અગર ૧૨ વર્ષની અંદર તેને દાવાનું કારણ ઉત્પન્ન થએલું છે, એમ તો ઓછામાં ઓછું બતાવવુંજ જોઈએ. (ઇ. લા. રી. મું. વા. ૬ પાનું ૫૦૮)

જ્યારે એક પક્ષકાર ગીરો કેહે અને બીજો તે વેચાણ કેહે તો, વિચાર કરવાનો સવાલ માત્ર એટલો છે કે, પેહેલા પક્ષકારને બીજા પક્ષકારનું દેવું છે કિંવા નહી. વાદીએ અમુક જમીનનો કબજો લેવા દાવો કર્યો, એવું કહીને કે તે જમીન પ્રતીવાદીને અમારા બાપે બે દસ્તાવેજના આધારથી ગીરો આપી છે. પ્રતીવાદીએ તે દસ્તાવેજો રજુ કર્યા, અને તે વેચાણના દસ્તાવેજો છે એવો તે ઉપર તેણે આધાર રાખ્યો, કારણ કે તે દસ્તાવેજથી તે જમીન ઉપરનો કુલ દાવો અમો પ્રતીવાદીને મળેલો છે. તે દસ્તાવેજનું રૂપ નીશ્ચયકાર્ક નથી. પરંતુ પ્રતીવાદીની વર્તણુંક ઉપરથી જણાય છે કે તે દસ્તાવેજોનો ઇરાદો નાણાની જામીની દાખલ છે, અને તે દસ્તાવેજોને તેણે તેવા ગણેલા છે. પ્રતીવાદીના હિસાબમાં કેટલીક રકમો છે તે સદરહુ દસ્તાવેજમાં બતાવેલી રકમો છે, અને તે વાદીના બાપ પાસે પ્રતીવાદીના લેહેણા તરીકે જારી છે. સબાર્ડીનેટ જડજે વાદીનો દાવો અપાવ્યો. પરંતુ અપીલમાં તેમનું હુકમનામું આસીસ્ટંટ જડજે ફેરાવ્યું, અને ઠરાવ્યું કે તે વ્યવહાર વેચાણનો છે, અને ગીરોનો નથી. હાઈકોર્ટમાં અપીલ કરતાં ઠરાવવામાં આવ્યું કે ઉપર કહેલી હકીકત પ્રમાણે ઇકવીટી કોર્ટ તે દસ્તાવેજોને નાણાની જમાની તરીકે ગણે. વળી ઠરાવવામાં આવ્યું કે જ્યારે તે રકમો પુરાવમાં દાખલ કરવામાં આવી, એટલે વાદી ઉપરથી પુરાવનો બોજો ખશી પ્રતીવાદીને સીર પડવાને તે બસ છે. માટે પ્રતીવાદીએ મુખજુબાનીનો અગર દસ્તાવેજી પુરાવ એવી રીતનો આપવાની જરૂર છે કે જેથી સદરહુ રકમોનો અસર રહેલો નથી, એમ માલુમ પડે અગર તેનો ખુલાસો થાય, અગર તે બે દસ્તાવેજોમાં તે રકમો છે તેનાથી આ રકમો બીજા વ્યવહાર સબંધી છે, એમ માલુમ પડે. તેથી હાયકોર્ટે આસીસ્ટંટ જડજનું હુકમનામું ફેરાવ્યું, અને સબાર્ડીનેટ જડજનું પાછું કાયમ રાખ્યું. (ઈ. લા. રી. મું. વા. ૭ પાનું ૭૩)

એક હુકમનામાવાળાએ એવો દાવો કર્યો કે મારા હુકમનામાના દેણદારની અમુક મીલકત છે, એવું ઠરાવી આપો, કારણ કે તે મીલકત ઉપર અ પોતાનો દાવો રાખે છે.

તેણે એમ શાબેત કર્યું કે પાંચ વર્ષ અને તેથી વધારે મુદત તે દેણદાર દેખીતો માલેક હોય તે પ્રમાંણે તેના કબજામાં તે મીલકત હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે જો આ પ્રમાણે હોય તો, અ એ પોતાનો હક્ક શાબેત કરવાનો છે. ( ઇ. લા. રી. અ. વા. ૪ પાનું ૨૦૭ )

વાદીએ એક ખતની રૂઈએ નાણા લેવા દાવો કર્યો. પણ તે ખત પ્રતીવાદી ચોરી ગયો છે માટે રજુ કર્યું નથી, એમ વાદીએ કહ્યું. પ્રતીવાદીએ તે ખત લખી આપ્યું કબુલ કરી કહ્યું કે મેં તે વસુલ આપ્યું છે; તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીએ તે ખત રજુ કરી અગર બીજો પુરાવ આપીને પોતાની તકરાર શાબેત કરવી જોઇએ. ( ઇ. લા. રી. અલ્હાબાદ વા. ૬ પાનું ૭૩)

એક સગીર હિંદુ કે જેને મીતાક્ષરાના નિયમ લાગુ થાય છે, તેણે પોતાના બાપે વડીલોપાર્જીત મીલકત બીજાને આપેલી તે રદ કરવા દાવો કર્યો, એવા કારણથી કે મારા બાપે અનીતીના કારણસર કરજ કરેલું તે પતાવવાને તે મીલકત બીજાને આપવામાં આવી છે. તેમાં જસ્ટીસ સ્ટ્રેટસાહેબના અભિપ્રાયમાં આવ્યું કે તે કરજ આવા કારણસર કાહાડવામાં આવેલું હતું અને તેની પ્રતીવાદીને ખબર હતી, તે શાબેત કરવાનો બોજો વાદીને સીર છે. માટે તે બોજામાંથી વાદી મોકળો થતો નથી, કારણ કે એવું શાબેત કરવામાં આવેલું છે કે મારા બાપે વડીલોપાર્જીત મીલકત ઉડાઉપણામાં વાપરી છે. વળી તેઉ સાહેબના અભિપ્રાયમાં આવ્યું કે બાપની આવી વર્તણુંક ઉપરથી એવું અનુમાન થઇ શકતું નથી કે તકરારી કરજ અનીતીના કારણસર કાહાડવામાં આવ્યું છે. ચીફજસ્ટીસ સ્ટુઅર્ટ સાહેબના અભિપ્રાયમાં આવ્યું કે વાદીનો બાપ વડીલોપાર્જીત મીલકત ઉડાઉપણેથી તફરકે કર્યાનો ગુન્હેગાર થએલો છે. માટે આ કામમાં પુરાવનો બોજો પ્રતીવાદીને સીર છે. પરંતુ આ દાવો એક બીજા સાથે મેળવીને વાદીના બાપની ખાયસથી કરેલો છે, એવો અંદેશો રાખવાનું કારણ છે, અને વાદીના નામથી જે કારણથી મીલકત બીજાને આપવામાં આવી છે તે હરકત ભરેલું છે કિંવા નહી, એ ઘણું અંદેશા ભરેલું છે. માટે વાદીને હુકમનામું કરી આપવું તે નિર્ભય નથી. (ઈ. લા. રી. અલ્હાબાદ વા. ૬ પાનું ૧૯૩)

કામની હકીકત પ્રમાણે વાદીને કપટ થયાની માહેતી વાદીએ કહેલી તારીખ પેહેલાં હતી, તે શાબેત કરવાનો બોજો પ્રતીવાદીને સીર છે. (ઈ. લા. રી. અ. વા. ૬ પાનું ૪૦૬)

## કલમ ૧૦૪ થી.

પુરાવો લેવા યોગ્ય થાય તેને સારૂ જે હકીકત શાબિત કરવાની જરૂર હોય તે હકીકત શાબિત કરવાના બોજા બાબત.

**૧૦૪. કોઈ હકીકતનો પુરાવો કોઈ સખસ આપી શકે તેને સારૂ પ્રથમ કાંઈ બીજી હકીકત શાબિત કરવાની જરૂર હોય, તો તે હકીકત સાબિત કરવાનો બોજો જે સખસ એવો પુરાવો આપવાને ઇચ્છિતો હોય, તે સખસના ઉપર છે.**

**( અ. ) બ એ મરતી વખતે કાંઇ ઈકરાર કર્યો, એ હકીકત શાબિત કરવાને અ ઇચ્છે છે. બ મરી ગયો એ હકીકત અ એ શાબિત કરવી જોઇએ.**

**( બ. ) કોઈ ખોવાઈ ગયલા દસ્તાવેજનો મજકુર દોયમ**

**પુરાવાથી શાબિત કરવાને अ ઇચ્છે છે.**

**દસ્તાવેજ મજકુર ખોવાઈ ગયો એ હકીકત अ એ શાબિત કરવી જોઇએ.**

**ટીકા**—ઉદા: હર્ણો ઉપરથી આ કલમ શું છે તે જણાય છે. તેનો મતલબ એટલોજ છે કે કોઈ માણુસ કાયદેસર સ્થીતીમાં આવતા પેહેલાં સાક્ષી આપી શકતો નથી. મરતી વખતના બોલ, તથા દાયમ પુરાવ આપવાનો જે જે બનાવોને લીધે હક્ક ઉત્પન થાય છે, તે બનાવો બન્યાનો પેહેલો પુરાવો આપવો જોઇએ. ( નાર્ટન સાહેબની ટીકા પાનું ૨૯૦ )

## કલમ ૧૦૫ મી.

તોહમતવાળાના કામનો સમાવેશ અપવાદમાં થાય છે, એવું શાબિત કરવાના બોજા બાબત.

**૧૦૫.** જ્યારે કોઈ સખસના ઉપર કાંઇ ગુન્હાનું તોહમત હોય, ત્યારે જે કેફિયત ઉપરથી તે કામનો સમાવેશ હિંદુસ્થાનના ફોજદારી કાયદા માંહેના સાધારણ અપવાદોમાંના કોઈ એક સાધારણ અપવાદમાં, અથવા સદરહુ કાયદાના હરકોઇ બીજા ભાગમાં લખેલા કિંવા ગુન્હા મજકુરનું લક્ષણ જે કાયદામાં લખ્યું હોય તે કાયદામાં લખેલા કોઈ વિશેષ અપવાદ કિંવા શરતમાં થતો હોય તો, તે કેફિયત છે, એવું શાબિત કરવાનો બોજો સદરહુ તોહમતવાળા સખસના ઉપર છે, અને કોર્ટે તો એવું અનુમાન કરવું કે સદરહુ કેફિયત નથી.

### દૃષ્ટાંત.

( अ. ) अ ના ઉપર ખુનનું તોહમત છે, તે જાહેર કરે છે કે દિવાનગીના સબબથી સદરહુ કામ કેવી રીતનું હતું, તે હું જાણતો ન્હોતો.

શાબિતીનો બોજો अ ના ઉપર છે.

( ब. ) अ ના ઉપર ખુનનું તોહમત છે, તે જાહેર કરેછે કે ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન્ન થવાથી માહારી માહારો જીવ વશ રાખવાની શક્તિ ગઈ હતી.

શાબિતીનો બોજો अ ના ઉપર છે.

( क. ) ફોજદારી કાયદાની કલમ ૩૨૫ મીમાં ફરમાવ્યું છે કે ૩૩૫ મી કલમમાં લખેલી બાબત શિવાય બીજી કોઈ પણ બાબતમાં જે સખસ બુદ્ધિપુર્વક મહાવ્યથા કરે, તે સખસ અમુક શિક્ષાને પાત્ર છે.

अ ના ઉપર કલમ ૩૨૫ મુજબ બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવાનું તોહમત છે.

જે કેફિયત ઉપરથી સદરહુ કામનો સમાવેશ કલમ ૩૩૫ મીમાં થાય, તે કેફિયત શાબિત કરવાનો બોજો अ ના ઉપર છે.

**ટીકા**—તોહમતવાળા ઉપર તોહમત રાખવામાં આવે તો કાયદા પ્રમાણેના અપવાદોમાં તેનો સમાસ થાય છે, એ બતાવવાનું કામ તે તોહમતવાળાનું છે. કોર્ટ તો અમુક કામમાં કાંઈ પણ અપવાદ છે નહીં, એવું અનુમાન કરવાના છે, માટે જે કેદી અપવાદ છે એમ કરી તેના ઉપર આધાર રાખતો હોય, તેને તે અપવાદ શાબેત કરવાનો છે.

આ કલમના **ક** ઉદાહર્ણમાં જે ખાસ અપવાદો બતાવેલા છે તે શિવાય હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૩૬, ૩૨૩, ૩૨૪, ૩૨૫, અને ૩૨૬, જુઓ. આ પ્રમાણે તોહમતવાળા ઉપર પુરાવનો બોજો નાંખવો તે ઈંગ્રેજી "લા" ના હાલના વલણ પ્રમાણે છે.

સન ૧૮૮૨ ના આકટ ૧૦ માની કલમ ૨૨૧ માં તોહમત કેવી રીતે લખવું તે બાબત ઠરાવ છે. જુઓ અપવાદો, જેમકે જે ખાસ અપવાદો છે તેમાંના પાંચ અપવાદો તો એવા છે કે શીક્ષણ્ય મનુષ્યવધ એ ખુન ગણવામાં આવતું નથી. હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ [illegible]૦. આબરૂને નુકશાન બાબત કલમ ૪૯૯ ના દસ અપવાદો છે. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૯૧).

હિંદુસ્તાનમાં ઘણી વખત એવું બને છે કે કેદીઓ મેં ગુન્હો કરયો નથી એટલું કહી ઘણી વખત બીજો કાંઇ જવાબ આપતા નથી; અને જે હકીકત બીનશકે હયાતીમાં હોય ને જે બતાવ્યાથી સાધારણ અપવાદોમાંના એકાદા અપવાદમાં તોહમતદારનો કેસ આવી જાય એમ હોય છે, તે ઉપર તેઓ બીલકુલ આધાર રાખતા નથી, અગર તે શાબેત કરવાનો પ્રયત્ન કરતા નથી. તે કાયદાથી અજ્ઞાન હોય છે, અને વળી કાયદેસર સલાહ આપનારની સલાહ લેવાનું તેને સાધન નથી હતું, અને જડજને તપાસ ચાલતાની દરમિયાનમાં કમીટ કરનાર માજીસ્ટ્રેટની લીધેલી જુબાનીઓ ઉપરથી એમ જણાય કે તેમાં કાંઇ સદરહુ પ્રકારની હકિકત છે તો, ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૨૯૮ અને ૩૪૪, અને પુરાવના આકટની કલમ ૧૬૫ પ્રમાણે જડજ શાહેદીઓ પાસેથી તેવી હકિકત કહડાવી શકે છે, અગર તેવી હકિકત શાબેત થાય તેવા પુરાવ સારૂ જરૂર હોય તો મુકરદમો બંધ રાખી શકે છે. (ફીલડસાહેબની ટીકાની આવૃતી ૩ જી પાનું ૪૬૪).

## કલમ ૧૦૬ ઠી.

વિશેષે કરીને હકિકત જાણ્યામાં હોયતે હકિકત શાબેત કરવાનો બોજો.

**૧૦૬. જ્યારે હરકોઈ હકિકત વિશેષે કરીને કોઈ એક સખસના જાણ્યામાં હોય, ત્યારે તે હકિકત શાબેત કરવાનો બોજો તે સખસના ઉપર છે.**

### દૃષ્ટાંતો.

**(અ.) કોઈ સખસે કાંઈ કામ કર્યું તે કામની કેફીયત તથા સ્વરૂપ ઉપરથી જે ઈરાદેથી કીધાનું અનુમાન થાય તે ઈરાદા શિવાય બીજે ઈરાદેથી કીધું હોય, તો તે બીજો ઈરાદો શાબેત કરવાની જવાબદારી તે સખસના ઉપર છે.**

**(બ.) લોઢાની સડક માર્ગે ટીકટ વગર જવાનું અ ના ઉપર તોહમત છે. તેની પાસે ટીકટ હતી એ શાબેત કરવાની જવાબદારી તેના ઉપર છે.**

**ટીકા**—આ નિયમ દિવાની અને ફોજદારી બેઉ પ્રકારના કામોને લાગુ થાય છે. ( ડીકીનસન વિ. એવન્સ, ૬ ટી. આર. પાનું. ૬૦ ). એક પક્ષકાર જે સેહેલાઇથી પોતે નિરપ્રાધી છે એમ ઠરાવી શકતો હોય, અને બીજાને તે શાબેત કરવાની ઘણી મુશ્કેલી હોય તો, જેને સેહેલાઇ છે તેના ઉપર પુરાવનો બોજો નાંખવો જોઇએ, એ કારણસર છે. **અ** દ્રષ્ટાંત પ્રમાણેની હકિકત સામા પક્ષકારને શાબેત કરવી અશકય થાય. **બ** દ્રષ્ટાંત ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે તોહમતવાળો કેવી સેહેલાઇથી પોતાની મેળે છુટો થઈ શકે છે.

જેમકે એક હુડાભાળાવાળો અમુક માલ, આગ અને ચોરીના જોખમ શિવાય સહી સલામત એક જગોએ પોહોંચાડવાને લેઇ જાય; અગર એક ઘોડો મજબુત છે એવી ખાત્રી કરી આપવામાં આવે, પણ તેના પગ ઉપર લાત વાગ્યા બાબત કાંઈ કેહેવામાં આવેલું ના હોય; અગર દરીયાના સાધારણ વીમામાં વીમો ઉતારનારે પોતાને શીરે કેટલીક બાબતોમાં જવાબદારી ના આવે તેવું રાખેલું હોય.

એવું કહેવામાં આવેલું છે કે જ્યારે પુરાવનું સાધન ખાસ રીતે પ્રતીવાદી અગર કેદીના જાણવામાં હોય તો, સુગમપણાના કારણસર તેને શીર પુરાવનો બોજો આવે છે; જેમકે એક ફેરવાના ઉપર એવો આરોપ રાખવામાં આવે કે તે પોતાનો ધંધો પરવાના વગર કરે છે તો, તેને પોતાનો પરવાનો રજુ કરવો સેહેલો છે, કે જેથી તે બાબતની તકરારનો જલદી અંત આવે, પણ જો તેની પાસે પરવાનો નથી એવું શાબેત કરવાને ફરીયાદી બંધાએલો છે એમ ઠરાવીએ તો, તે ફરીયાદીને ફરીયાદ ચલાવતાં ઘણીજ મ્હોટી હરકત નાંખી એમ થાય. તેમજ આપોથીકરીનું કામ સર્ટીફીકટ વિના કર્યા બાબતમાં પ્રતીવાદીએ પોતાનું સર્ટીફીકટ રજુ કરવું જોઇએ, તેમજ પરવાના વિના દારૂ વેચવો વગેરે બાબતના તોહમતોમાં તે વેચનારે પરવાનો રજુ કરવો જોઈએ.

માટે જ્યારે વાદી એક દસ્તાવેજ ઉપર આધાર રાખતો હોય અને તે જોતાંજ તેમાં અગત્યનો અગર અંદેશા ભરેલો ફેરફાર માલુમ પડે તો, સામાન્ય નિયમ પ્રમાણે તેનો ખુલાસો કરવાનો બોજો તે વાદીને શીર છે, પછી એવી હકીકત બને કે જેથી તે મુક્ત થાય અગર તે બાબતના પુરાવનો બોજો બીજી બાજુ ઉપર જાય. જેમકે તે ફેરફાર બાબતની હકીકતની માહેતી વિશેષે કરીને તેના જાણવામાં હોય. આ પ્રમાણે ૯ મુર્સ ઈંડીઅન અપીલ્સ પાને ૧ લે એક ખુબકુંવર વિં. બાબુ મુદનારાયણસીંગના કામનો ફેંસલો છે, તેમાં ઠરાવવામાં આવ્યું છે કે સાધારણ કામમાં જે સખસ દસ્તાવેજ રજુ કરે, અને તે તેના કામ સબંધી અગત્યનો હોય, પણ તે દેખીતો ફેરફાર અને અંદેશા ભરેલો હોય, અને જો તે બાબતનો ખાત્રીપુર્વક ખુલાસો બતાવે નહી તો, તેના પુરાવની નબળાઇ તથા અંદેશા ભરેલા દેખાવથી તે પોતાના કામમાં પારપડવો નહી જોઇએ. પણ જો સદરહુ પ્રકારનું અનુમાન રદ થાય તેવો સદરહુ દસ્તાવેજ શિવાય બીજો પ્રત્યંતરી પુરાવ અનુમાનીક અને જુઠો પાડે તેવા પુરાવ વિરૂદ્ધ હોય તો સદરહુ નિયમને અપવાદ છે; અને વળી જો આવો અપવાદ થાય તેવા પુરાવની સાથે સામા પક્ષકારે જે પુરાવથી અંદેશો આવેલા દસ્તાવેજનો અસલ મતલબ સમજી શકાય તેવું ધારવાનું કારણ હોય, તેવો પુરાવ પોતાના કબજામાં રાખેલો છે તો તેથી પુષ્ટી મળે છે. પીતાંબર માણેકજી વિ. મોતીચંદ માણેકજીના મુકરદમાનો ૧ મુર્સ ઈંડીઅન અપીલ્સને પાને ૪૨૦ મે ઠરાવ છે, તેમાં ઠરાવવામાં

આવેલું છે કે જો જે દસ્તાવેજના આધાર ઉપર કામ રહેલું હોય, તે દસ્તાવેજમાં ફેરફાર થએલો જણાય તો, ઓછામાં ઓછું તે ઉપરના શાહેદીઓથી અને બીજા પુરાવથી એમ શાબેત થાય કે, તે ફેરફાર તેના ઉપર સહી થતાં પેહેલાં કરવામાં આવેલો હતો, એવી સંતોષકારક ખાત્રી થાય તોજ, તે પુરાવમાં લેઇ શકાય છે, નહી તો તેવો દસ્તાવેજ પુરાવમાં લેઈ શકાતો નથી. રામાસ્વામીકન વિ. ભવાની આયર વિગરે, ૩ મ. હા. રી. પાનું. ૨૪૭ ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું ૨૯૧, ૨૯૨, ૨૯૩ ).

મી૦ ટેલરસાહેબ કેહે છે કે "જ્યારે કોઈ હકીકત ખસુસે કરીને એક પક્ષકારના જાણવામાં હોય, ત્યારે તે હકીકત નકાર રૂપે હોય કે હકાર રૂપે હોય, અને કાયદાનું અનુમાન તેની તરફ હોય તોપણ તે હકીકત શાબીત કરવાનો બોજો તેના ઉપર રેહે છે.

વળી મી૦ ટેલરસાહેબ કેહે છે કે "જ્યારે કાંઈ દસ્તાવેજ રજુ થતાંજ ફેરફાર થએલું દેખાય, ત્યારે સામાન્ય નિયમ એવો છે કે એ દસ્તાવેજ સામો ધણી કબુલ ન કરે અને તે વિશે મુદ્દો કાહાડવામાં આવ્યો હોય તો, જે સખસ તે દસ્તાવેજ પુરાવામાં આપવા ધારે છે તેણે તે ફેરફારનો ખુલાસો કરી આપવો જોઈએ, કારણ કે લખેલા ખત પત્ર ઉપરનો કાંઇ પણ ફેરફાર સંશયવાળુ કરી મુકે છે, માટે વ્યાજબી તો એમજ છે કે તે ખતના આધારે હક્ક ધરાવનારે તે સંશય દુર કરી આપવો જોઈએ.

કોઇ દસ્તાવેજ સંપુર્ણ થયા પછી તેમાં ફેરફારી કરવાથી ગુન્હો થાય છે, એવું જ્યારે હોય ત્યારે તેવા કામોમાં સામાન્ય નિયમ એવો છે કે, પ્રથમ દર્સનિક એવું અનુમાન કરવું જોઇએ કે, દસ્તાવેજમાં દેખાતી ફેરફારી એવે વખતે અને એવી હકીકતોથી થએલી છે કે જેથી એ કૃત ગુન્હો થતુ નથી; પણ બીલ આફ એકસચેંજ ( હુંડી ) તથા પ્રામીસરીનોટ ( વાયદાચીઠી ) ની બાબતમાં કાયદો કોઇ પણ પ્રકારનું અનુમાન કરતો નથી, પણ જ્યુરીને ઠરાવવા સારૂ સોંપે છે, એવી રીતે કે સદરહુ લેખ જોઈ તપાસી જ્યુરી ઠરાવે કે ( ૧ ) એમાં કાંઇ પણ ફેરફારી થઈછે કે નહી. અને પછી જો થઇ છે તો શી હકીકતને લીધે તે કરવી પડેલી તે બાહારના પુરાવા ઉપરથી નક્કી કરવું.

દસ્તાવેજની અગત્યની બાબતમાં દસ્તાવેજ લખાયા પછી કાંઈ ફેરફારી થાય તો, તે વિશે કાયદાનો નિયમ એવો છે કે એ દસ્તાવેજ રદ પડે છે, અને તે ફેરફારી ચાહે તો પક્ષકારે કરી હોય કે ત્રાહીતે કરી હોય તેની કાંઈ ચીંતા નહી. પણ એ દસ્તાવેજનો અમલ જેના ઉપર કરવાનો હોય તેની સમતી વગર એ પાછળની ફેરફારી થએલી જોઈએ, અને વળી તે ફેરફારી જે પક્ષકાર એ દસ્તાવેજનો અમલ કરાવવા માગે છે. તેના કબજા અગર અખત્યારમાં એ દસ્તાવેજ હતો તે વખતમાં થએલી જોઇએ. ટેલર આન એવીડન્સ કલમ ૧૬૧૬, ૧૬૧૮.

ઉપરનો નિયમ જ્યારે એ દસ્તાવેજથી તે રજુ કરનાર કાંઈ દાવો કરતા હોય અગર દસ્તાવેજનો અમલ કરાવવા માગતો હોય તેને લાગુ પડે છે,. તેથી તેવા કારણસર એ દસ્તાવેજ નીરર્થક ગણાય, પણ લાર્ડ એબીનજર કેહે છે કે આજુબાજુની હકીકતો ( કોલેટરલ ફેકટસ,) બાબત તેવા દસ્તાવેજ પુરાવમાં લેઈ શકાય છે, અને તે ધોરણથી એક ફેરફાર થએલો પટો કેવી શરતથી કબજો રાખવાનો છે તે વાતની સાબેતીને સારૂ દાખલ કર્યો હતો. એ કામમાં ભાડવાતી કબુલ કરવામાં આવી હતી. ટેલર આન એવીડન્સ કલમ ૧૬૨૧, ૧૬૨૨.

વગર અગત્યની બાબતની ફેરફારીથી દસ્તાવેજ રદ થતો નથી, પણ દસ્તાવેજનો અમલ કરાવનાર પક્ષકારે ઈરાદાથી દગાની રીતે એ ફેરફારી કરી હશે તો તેના હક્ક સબંધમાં તે દસ્તાવેજ રદ ગણાશે, પણ જો નીરઅપ્રાધીપણે અને કોઈને ઈજા કરવાના ઈરાદા વગર એ ફેરફારી થઈ હશે તો તે દસ્તાવેજ રદ નહી થાય. એલ્ડસ વિ. કાર્નવેલના કામમાં પ્રામીસરી નોટમાં "માગે ત્યારે" એ શબ્દ પાછળથી વધારવામાં આવેલા, તેમાં ઠરાવ્યું કે એ વધારો અગત્યની બાબતમાં નથી, તેથી એ પ્રામીસરી નોટ રદ થતી નથી. આ ધોરણને અનુસરી મુંબાઈ હાયકોર્ટે પણ ત્રીકમદાસ ઝવેરીદાસ વિ. ગંગારામ મથુરાંદાસના કામમાં ઠરાવ કરેલો છે. જુઓ. ( મું. હા. રી. વા. ૧૧ પાનું ૨૦૩ )

**ફેંસલા**—એક હિંદુ હયાત છે અને તેના છોકરા લેણદાર ઉપર એવો દાવો કરે કે વડિલોપાર્જીત મીલકત ઉપરની જવાબદારી છે તે રદ થવી જોઈએ, કારણ કે તેમના બાપે ઉડાઉપણાથી તે મીલકત વગર કારણે બરબાદ કરેલી છે. તે આવા કામમાં બાપની આગળની વર્તણુંક તે છોકરાઓ અને તેજ કુટંબના બીજા અંગભુતોના જાણવામાં હોય, એમ વધારે સંભવિત છે, સબબ તે મીલકત જવાબદાર નથી એવું શાબેત કરવાનો બોજો તે છોકરાઓ ઉપર યોગ્ય રીતે નાંખી શકાય છે. ( ૭ મુસે ઈંડીઅન અપીલ્સ પાનું ૪૧૯ ).

કાંઈ ભાડાના કરારમાં ભાડે રાખનારે ભાડાવાળી મીલકત અમુક સ્થીતીમાં રાખવાનું માથે લીધું હોય, ત્યારે તે સબંધી તકરારમાં તે શરતો તેણે પુરી કરી છે એમ શાબેત કરવાનું કામ તેનું છે. ( ૩ બં. લા. રી. પાનું ૧૬૧ )

સનદો, રજાચીઠી, પરવાના વિગરેથી જે જે કામો કરવાની જરૂર રાખી છે, તે સઘળાં કામો તે વિના કર્યાની ફરીયાદીઓમાં સંનદ, રજાચીઠી, પરવાના, મંજુરી, સર્ટીફીકટ અગર પરવાનગી મેળવ્યાની વાત શાબીત કરવાનું કામ પ્રતીવાદી ઉપર રેહેછે. ( રી. અને મું. પાનું ૧૫૯ )

પ્રીવીકૌંસીલે ઠરાવ્યું કે જે દસ્તાવેજ ઉપર કોઈ કામનો આધાર છે, તે દસ્તાવેજમાં ફેરફાર થએલો જણાય ત્યારે બધા સાક્ષી આપનારના અને બીજા પુરાવા ઉપરથી ઘણુંજ સંતોષકારક રીતે એમ શાબીત થાય કે તે ફેરફાર સહી થતાં પેહેલાં થયો છે, ત્યાં સુંધી તે દસ્તાવેજ પુરાવામાં લઇ શકાય નહી, અથવા તે ઉપરથી અમલ થઈ શકે નહી.( સ.પ્રી. જ. ૭૧)

અમુક જમીનદારની કેટલીએક જમીન બીજો સખસ ગણોત આપી ખાતો. તેણે એમ વાંધો લીધો કે તેના કબજાના બે કટકામાંનો એક કટકો જુદા હકથી ખાઉ છું. તેમાં ઠરાવવામાં આવ્યું કે જે હકીકત ખસુસે કરીને પ્રતીવાદીના જાણવામાં છે, તે શાબીત કરવાનું કામ તેનું છે. ( ૭ વી. રી. પાનું ૫૩૫ )

વાદીએ પટણી જાગીરનું વેચાણ રીતસર નહી થયાના સબબથી રદ કરાવવા દાવો કર્યો હતો, અને તકરાર લીધી કે સન ૧૮૧૯ ના રેગ્યુલેશન આક્ટની કલમ ૮ મુજબ નોટીસ આપવી જોઈએ, તે આપી નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે નોટીસ આપ્યાની વાત વિશેષે કરીને પ્રતીવાદીના જાણ્યામાં હોવાથી નીચલી કોર્ટે તેના ઉપર શાબીતીનો બોજો મુકયો છે તે ગેરવ્યાજબી કર્યું નથી, કેમકે દસ્તુર મુજબ નોટીસ પોહોચાડવાની તમામ જોખમદારી તેના ઉપર રહી હતી, અને તેવી નોટીસ પોહોચાડી હતી કે નહી તે વાત ખસુસે કરીને તેના જાણવામાં હતી. ( ૨૧ વી. રી. પાનું ૩૯૭ )

શાહેદી કરાવેલા જે દસ્તાવેજને ઉપર શાહેદીઓ હોવાની કાયદા પ્રમાણે જરૂર ના હોય, તેવા દસ્તાવેજના આધારથી દાવો કરવામાં આવેલો, પરંતુ તે દસ્તાવેજ કબજામાં અને સ્વાધીનતામાં હતો તે દરમિયાનમાં જે શાહેદીએ તે દસ્તાવેજ લખી આપતાં ખરી રીતે જોએલો નહી તેવા એક શાહેદી પાસે વધારાની તે ઉપર સાક્ષી કરાવવામાં આવી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ ફેરફાર કરવાથી કરારમાં કાંઇ ફેરફાર થતો નથી, તોપણ તે દસ્તાવેજના સાચાપણાની બાબતમાં દેખીતો પુરાવ વધારીને સ્પષ્ટ અગર ગર્ભીત રીતે તે જુઠાણુ કરેલું છે, તે બાબતમાં તે ફેરફાર અગત્યનો છે. સબબ તે દસ્તાવેજ લખાવી લેનાર તેની રૂઈએ દાવો કરી શકતો નથી. (ઈ. લા. રી. મું. વા. ૭ પાનું ૪૧૮)

અગ્રક્રીયાધિકારના દાવાની બાબતમાં વેચાણના દસ્તાવેજમાં જે કીમત બતાવવામાં આવી હોય તે ખોટી છે, એમ વાદી કેહેવાને ઇચ્છા રાખતો હોય તો, જો કે પ્રથમ દર્શનિક રીતે પુરાવના કાયદા પ્રમાણે તેવી બાબત બતાવવા માગતો હોય તે બાબતનો પુરાવનો બોજો તેને માથે છે, તોપણ આવી બાબતમાં જુજ પુરાવ તેના લાભમા આવે તો, તેવી બાબત શાબેત ગણવાને બસ છે. અને આવી હકીકત શાબેત થાય ત્યારે વેચાણ આપનાર અને વેચાણ લેનાર એ બેઉ પ્રતીવાદીએ વેચાણના દસ્તાવેજમાં બતાવેલી કીમત બરોબર છે, એમ બતાવવું જોઈએ. ( ઇ. લા. રી. મદ્રાસ વા. ૫ પાનું ૧૮૪ )

દાવાવાળી મીલકતની વેહેચણી થએલી હતી, તોપણ તે મીલકત વડીલોપાર્જીત છે, માટે વાદીનો જન્મ થયો ત્યારથી તેમાં તેનું હિત છે. વળી ઠરાવવામાં આવ્યું કે નીચેની કોર્ટના ફેંસલા ફેરવવામાં આવે છે. ગીરધારીલાલ વી. કાંતુલાલના કામમાં પ્રીવીકૌસીલે ઠરાવ્યા પ્રમાણે બીજાને મીલકત આપવાને કાયદેસર ફરજ હતી કિંવા નહી તે સવાલ નથી. પરંતુ બાપનું કરજ પતાવવાને તે મીલકત વેચવામાં આવી છે તો, તે કરજ અનિતીના કારણસર કાહાડવામાં આવેલુ હતું કિંવા નહી તે સવાલ જોવાનો છે, માટે તેવી હકીકત છતાં અનીતીના કારણસર બાપે કરજ કાહાડેલું હતું, એવું બતાવવાનો બોજો વાદીને સીર છે. ( ઈ. લા. રી. ક. વા. ૩ પાનું ૧૯૨ )

આ કલમ અને આ નીચેની કલમ ૧૦૮ એકઠી વાંચતા ગુમ થએલા સખસના મરણની બરોબર મુદત વિષે તેમાં કાંઇ નિયમ ઠરાવવામાં આવેલો નથી. જ્યારે મોત કેઇ મુદતે થયું એવો સવાલ ઉત્પન થાય ત્યારે દરેક કામમાં પુરાવ અને હકીકત પ્રમાણે તેની વ્યવસ્થા કરવી જોઇએ. પરંતુ તે પ્રસંગે સાત વર્ષ વિષેનું કાયદાનું જે અનુમાન છે તેથી હરકોઇ વખતે મોત થએલું કેહેવામાં આવેલું હોય તેને અસર થએલો નહી જોઇએ ( ઇ. લા. રી. અ. વા. ૮ પાનું. ૬૧૪ ).

**સ**. એ **ડબલ્યુ** પાસેથી એક ઘોડો ભાડે રાખ્યો, અને તે ઘોડો તેના કબજામાં હતો તે દરમિયાનમાં તેના કોહાનો ભાગ ટુટવાથી મરણ પામ્યો. તે વાત તેનો કોઠો ભરેલો હતો અને વધારે મેહેનત આપી તેથી બનેલી છે, એમ શાબેત થએલું છે. ડબલ્યુએ **સ** ઉપર તે ઘોડાની કીમત લેવા દાવો કર્યો. તેમાં પ્રતીવાદીએ એવો પુરાવ આપ્યો કે તે ભડકણ થએલો હતો અને આશપાશ નાસતો હતો, તેથી તેણે તેને સોટી અડકાડી હશે અને ત્યાર પછી તરતજ તે ઉશકેરાયો અને બે મૈલ દોડ્યો, અને છેવટે

નીચે પડી મરણ પામ્યો. આ પુરાવ કોઇ બાબતમાં ઉલટાવવામાં આવેલો નથી. તેમ તે ઘોડો શાથી દોડયો તે વિશે પણ કાંઈ બીજો પુરાવ આવેલો નથી. તે ઘોડો શાંત હતો, એવો પુરાવ છે, અને તે પેહેલાં તેણે કાંઇ કામ ભાંગ્યેજ કરેલું હતું, અને ભાડે આપતા પેહેલાં તરતજ તેને ખવરાવેલું હતું, તેથી તેનો કોઠો ખોરાકથી ભરેલો હતો તે ટુટવાનો સંભવ હતો. અસલકોર્ટે ઠરાવ્યું કે સાધારણ ડાહાપણનો માણસ આવી હકીકતથી પોતાની મીલકતની જેવી સંભાળ લે તેવી સંભાળ લેવાને પ્રતીવાદી બંધાએલો હતો, અને તેણે પોતાની ચાબુક છુટી વાપરવીજ જોઈએ અગર ઘોડો દોડે તે પ્રમાણે તેણે બીજું કાંઇ કરેલું હોવુંજ જોઈએ, માટે તે કરવામાં તેણે યોગ્ય સંભાળ રાખેલી નથી, અને તેથી તે ઘોડાનું મોત થએલું છે. માટે કોર્ટે દાવાનું હુકમનામું કર્યું. તેમાં ચીફ્જસ્ટીસ એજ સાહેબે ઠરાવ્યું કે પુરાવનો બોજો જો અસલ પ્રતીવાદી ઉપર હોય તોપણ તેણે જે ખુલાસો આપ્યો છે તેથી તેના ઉપરથી તે બોજો જાય છે, કારણ કે તે ખુલાસો ઉલટાવવામાં આવેલો નથી, તેમ પ્રથમ દર્શનીક અસંભવિત નથી, અને નીચેની કોર્ટના હુકમનામાની પુસ્ટીમાં કાંઇ પુરાવ નથી, અને તે કલ્પના અને ધારણા ઉપરથી કરવામાં આવેલું છે, માટે તેવું હુકમનામું કરવાને તે કોર્ટને હકુમત નહી હતી, સબબ દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૬૨૨ પ્રમાણે તપાસમાં તે રદ કરવું જોઇએ. (ઇં. લા. રી. ૯ અ. પાનું. ૩૯૮).

## કલમ ૧૦૭ મી.

ત્રીસવર્ષ ઉપર કોઇ માણસ હયાત હોવાનું જણ્યામાં હોય, તે માણસ મરણ પામ્યાની વાત શાબેત કરવાનો બોજો.

**૧૦૭. અમુક માણસ હયાત છે કે મરણ પામ્યો છે એવી તકરાર પડે, અને એવું માલમ પડે કે ત્રીસ વર્ષના દરમિયાનમાં તે માણસ હયાત હતો, ત્યારે તે માણસ મરણ પામ્યો છે એવું શાબેત કરવાનો બોજો, મરણ પામ્યો છે એમ કેહેનાર સખસના ઉપર છે.**

**ટીકા**—આ કલમ પ્રમાણે મનુષ્યની હયાતી છે એવું અનુમાન જો કાંઇ વિરૂદ્ધ બતાવવામાં આવ્યું ના હોય તો થાય છે. જે મૃત્યુ થવાનું કેહે છે તે સદરહુ અનુમાન વિરૂદ્ધ હુમલો કરે છે. માટે તે કાયદેસર અનુમાન ખશેડવાને તે કેહેવું શાબેત થવું જોઇએ.

હિંદુશાસ્ત્ર પ્રમાણે ૧૨ વર્ષ સુધી જે સખસની ખબરઅતર જાણવામાં ના આવે, તે સખસ મરણ પામ્યાનું અનુમાન થાય છે, અને બનારસમાં આ બાબત ૧૫ વર્ષની હદ છે. (૨ બં. લા. રી. ૧૩૪); મુસલમાની શરેહ પ્રમાણે જન્મ થયાથી ૯૦ વર્ષ થાય, એટલે જે સખસની ખબર અતર મળતી ના હોય તે મર્ણ પામ્યો એમ અનુમાન કરવામાં આવે છે. પછી ગમે તો છેવટ તેને પાંચ વર્ષની અંદર જોવામાં આવેલો હોય તેની ચિંતા નહી. પણ આ ઠરાવો હાલ રદ થયા છે. ( ૭ અ. હા. રી. પાનું ૧૯૧ ).

આ બધા નિયમો આ કાયદાની કલમ ૨ ની બીજી રકમથી રદ થયા છે, એટલે આ કલમમાં બતાવેલો નિયમ બ્રીટીશ હિંદુસ્તાનની તમામ રૈયતને ધર્મ યા ગ્નાતીનો તફાવત રાખ્યા શિવાય એકસરખી રીતે લાગુ પડે છે.

## કલમ ૧૦૮ મી.

સાત વર્ષ થયાં ખબર અતર ન સાંભળી એવા સખસ હયાત છે એ વાત શાબેત કરવાનો બોજો.

**૧૦૮. એવું ઠરાવવામાં આવ્યું છે કે જ્યારે અમુક માણસ હયાત છે કે ગુજરી ગયો છે એવી તકરાર પડે, અને એવું શાબેત થાય કે તે માણસ હયાત હોત તો, જે સખસોને તેની ખબર અતર સ્વભાવિકપણે આવી હોત, તે સખસોએ સાત વર્ષ થયાં તે માણસની ખબર અતર કાંઈ સાંભળી નથી, ત્યારે માણસ મજકુર હયાત છે એ વાત શાબિત કરવાની જવાબદારી તે હયાત છે એમ કેહેનાર સખસના ઉપર જાય છે.**

**ટીકા**—આ બેઉ કલમનો મતલબ એટલો છે કે તમામ કામોમાં તે એકસરખા નિયમ પ્રમાણે લાગુ પડે છે ( ફીલ્ડસાહેબની ટીકા આવૃતિ ૩ જી પાનું. ૪૬૮.)

આ કલમો હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૪૯૪ ને આધારે ચાલતા કામમાં ઉપયોગી થઇ પડે છે, અને તે પ્રસંગે હિંદુ લા કે મુશલમાની શરેહના ધારા કામ આવતા નથી.

એક વિધવાએ તેની મીલકતના વારસ તરીકે કરેલી વ્યવસ્થા રદ કરાવવા બીજા દરજ્જાના ઉત્તરાધિકાર ધરાવનાર વારસોએ દાવો કર્યો. તેમાં ઠરાવ્યું કે પેહેલા દરજ્જાનો વારસ જાનકીરાઇની ૮–૯ વર્ષ થયાં કાંઈ ખબર સાંભળી નથી, અને તે હયાત છે એવો કાંઇ પુરાવ નથી. માટે તે મરણ પામ્યાનું આ કલમ મુજબ અનુમાન લેવું જોઇએ. જો વારસા સબંધી અથવા વહિવટ ચલાવવા સબંધી દાવો હોત તો, હિંદુ લાનો અમલ કરવાની જરૂર થાત. ( ઇ. લા. રી. ૧ અ. પાનું. ૫૩ ).

અમુક ખોટી ગામોના **ड**, **ग** અને **ब** સહમાલેકો છે, **ब** ગુમ થયો, અને ૭ વર્ષ કરતાં વધારે મુદત સુધી તેની ખબર સાંભળવામાં આવી નહી. તેની ગેરહાજરીમાં **ड** એ **ब** નો ભાડા તથા નફાનો હિસ્સો લીધો, તેથી તે **ब** ના હિસ્સામાંથી **ग** એ નિમ્મેભાગ લેવાનો મારો હક્ક છે એવો દાવો રાખી **ड** ઉપર દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે નિમ્મેભાગ લેવાનો **ग** નો હક્ક છે. **ब** ની ખબર ૭ વર્ષ કરતાં વધારે મુદત સુધી સાંભળવામાં આવી નથી, માટે આ આકટની કલમ પ્રમાણે તે મરી ગયો છે એમ અનુમાન થઈ શકે છે; સબબ કે હયાત સખસોમાંથી એકનો તેની મીલકતમાંથી નિમ્મેભાગ લેવાનો હક્ક છે. જ્યાંહાં એકની મીલકત બીજો વારસામાં લેવાને દાવો રાખતો હોય અને તેનો આધાર એવું કેહેવા ઉપર રાખતો હોય કે તેની ૭ વર્ષ કરતાં વધારે મુદ્દતથી ખબર મળેલી નથી તો, તેમાં જે નિર્ણય કરવાનો સ્વાલ છે તે પુરાવનો છે, અને વારસા બાબત જે કાયમ નિયમ છે તે વિશેનો નથી. ( ઈ. લા. રી. મું. વા. ૧૧ પાનું. ૪૩૩ ).

જે કામોને સન ૧૮૭૧ ના ( બંગાળ સીવીલ કોર્ટ આકટ ) ની કલમ ૨૪ પ્રમાણે મુશલમાની શેરેહ લાગુ થાય છે, તે કામોમાં જ્યારે એકાદ સખસના મરણનો સ્વાલ ઉત્પન્ન થાય તો, જે મુસલમાન ૭ વર્ષ કરતાં વધારે મુદતથી ગુમ થએલો હોય તેને આ કલમ પ્રમાણેનો નિયમ લાગુ થાય છે. ( ઇં. લા. રી. અ. વા. ૭ પાનું. ૨૯૭ ).

## કલમ ૧૦૯ મી.

કોઈ સખસ પંત્યાળો કિંવા ગણોતિયો કિંવા આડતિયો છે, તે બાબત શાબેતી કરવાનો બોજો.

**૧૦૯. અમુક સખસો પંત્યાળા ભાગિયા છે, કિંવા માલિક અને ગણોતિયા અથવા ભાડુત છે, કિંવા મુખ્ય અને આડતિયા છે એવી તકરાર પડે, અને એવું બતાવવામાં આવ્યું હોય કે સદરહુ જેના તે સબંધે તે સખસો કામ ચલાવતા આવ્યા છે, ત્યારે સબંધ મજકુર નથી કિંવા તુટયો છે, એ વાત શાબિત કરવાનો બોજો એ પ્રમાણે કેહેનાર સખસના ઉપર છે.**

**ટીકા**—એક વખત વસ્તુઓની કાંઇ સ્થીતી હતી એમ બતાવવામાં આવે, ત્યારે જારી રેહેવાનો સંભવ હોવાના સબબથી અનુમાન થાય છે, અને તેથી વિરૂદ્ધ બોલનાર ઉપર તેનું પોતાનું કેહેવું શાબીત કરવાનો બોજો રેહે છે.

ભાગીદારી બાબતમાં હિંદુસ્તાનનો સન ૧૮૭૨ નો કરાર બાબતનો ૯ મો આકટ છે તેના બાબ ૧૧ માની કલમ ૨૩૯, ૨૬૬ જોવી. તે કાયદાની કલમ ૨૬૪ માં ઠરાવેલું છે કે, "જે પેઠી ભાગ્યા બાબતની પ્રસિદ્ધ ખબર આપવામાં આવી ન હોય તે પેઠી ભાગ્યાથી પેઠી મજકુર સાથે વેહેપાર ધંધો કરનાર સખસોના નફા નુકશાનમાં કમી જાસ્તી થશે નહી; પરંતુ તેવા સખસને પોતાને પેઠી મજકુર ભાગ્યાની ખબર મળી હોય તો, સદરહુ મુજબ કમી જાસ્તી થશે."

મુખ્ય અને મુનીમ બાબતમાં સદરહુ કાયદાના બાબ ૧૦ માની કલમ ૧૮૨, ૨૩૮ છે તે જોવી. તે કાયદાની કલમ ૨૦૬ માં ઠરાવેલું છે કે, "એવી રીતે આડત મુખ્યને રદ કરવાની હોય અગર આડતીયાને તે છોડવાની હોય તો, તે વિશેની યોગ્ય ખબર આપવી જોઈએ, નહી તો તેથી કરીને મુખ્ય કિંવા આડતીયો એ બેમાંથી હકિકતના પ્રકાર પ્રમાણે જેને નુકશાન થાય, તેને બીજાએ તે નુકશાન ભરી આપવું જોઈએ."

આ કલમ પ્રમાણે ભાગીદારી, મુખ્ય અને મુનીમનો સબંધ, જમીનના માલેક અને ખેડુતનો સબંધ હતો એ વાત એક વખત શાબેત થઇ એટલે પછી તેઓનો તેવો સબંધ નથી તે શાબેત કરવાનો બોજો તે કેહેનારને શીર છે.

જ્યારે મુખ્ય અને મુનીમના સબંધમાં મુખ્ય પડદાનસીન સ્ત્રી હોય, ત્યારે દસ્તાવેજ લખી આપવાની 'એજન્સી' બરોબર રીતે શાબેત થવી જોઇએ. ૧૦ બંગાળ લા. રી. પાનું ૨૦૫ ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૯૫ ).

કોઇ એક જમીન ઉપર બે ખેડુતો ખેડુત તરીકેનો દાવો રાખતા હોય, તેમાં એક ખેડુત એમ કેહે કે એ બીજો પ્રથમ ખેડુત હતો. તેણે પોતાનો હક્ક છોડી દીધાથી માલેકે મને ખેડવા આપી છે તો, આગલ્યા ખેડુતે પોતાનો હક્ક છોડી દીધો છે એમ કેહેનારે તે શાબેત કરવું જોઇએ. ( સન ૧૮૬૪ ના વી. રી. પાનું. ૪૦ )

હિંદુ કુટુંબની બાબત પણ પંત્યાળાને મળતી છે, કેમકે એક વખત તે કુટુંબ ભેળું છે એમ બતાવવામાં આવ્યું તો, વેહેચણની વાત શાબેત કરવાનો બોજો તેમ કેહેનાર ઉપર રેહે છે.

## કલમ ૧૧૦ મી.

માલીકી વિષે પુરાવો કરવાનો બોજો.

**૧૧૦. કોઈ પદાર્થ કોઇ સખસના કબજામાં છે એવું બતાવવામાં આવે તો, તે સખસ તે પદાર્થનો માલિક છે કે નહી એવી તકરાર પડે ત્યારે સદરહુ સખસ માલિક નથી એ વાત શાબેત કરવાનો બોજો, તે માલિક નથી એમ કેહેનાર સખસના ઉપર છે.**

**ટીકા.**—કબજાથી માલેકપણાનું પ્રથમ દર્શનિક અનુમાન થાય છે, કારણ કે મનુષ્યના કબજામાં જે હોય છે તે ઉપર ઘણુંકરીને પોતે માલેકપણું રાખે છે; વેબ વિરૂદ્ધ ફ્રાક્ષ (૭ ટી. આર. ૩૯૭). આ પ્રમાણે કોઈ અપકૃત્ય કરનાર વિરૂદ્ધ પ્રવેશ કર્યાનું કામ ચલાવવાને કબજો બસ છે; એલીયટ વિ. કેંપ, ૭ એમ. અને ડબલ્યુ. ૩૧૨. તેમજ જંગમ મીલકતનો કબજો હોવાથી થાય છે. માટે બેલીનો કબજો "બેલર સિવાય બીજા" તમામ લોકો વિરૂદ્ધ બળવાન છે; સટન વિ. બ્લક, ૨, ટાન્ટ. ૩૦૯. બીનહરકતે લાંબી મુદતનો ભોગવટો થવાથી સદરહુ અનુમાનને પુષ્ટી મળે છે. જે કામમાં મુદતના કાયદાથી કંપેશ થાય છે તે કામમાં તેથી સારો હક્ક થાય છે. મુદતના કાયદા (સન ૧૮૭૭ ના આકટ ૧૫ મા ) ની કલમ ૨૬ જોવી. ચોરીની બાબતમાં અગર ચોરેલો માલ રાખ્યાની બાબતમાં તે મીલકતનો કબજો કાયદેસર નથી એવું ફરીયાદ તરફની ગુજારેલી હકીકતથી બતાવવું જોઇએ. કબજો એ હક્કનો પુરાવ છે, જ્યારે કબજો ખુલ્લો, જારી, અને વિરૂદ્ધ હોય છે, ત્યારે હિંદુશાસ્ત્ર પ્રમાણે તે કબજા ઉપર ઘણું વજન આપવામાં આવે છે.

**ફેંસલા**—પરંતુ ફકત ઇજાકારક કબજો હોય તો તે કાંઇ બસ નથી, દાદાભાઈ નરસીદાસ વિ. ભરૂચના સબકલેકટર, ૭ મુ. હા. રી. પાનું. ૮૨. વળી આ બાબતમાં નીચેના ફેંસલા જુવો. ૧૨ મુર્સ. ઈ. અ. ૧૪૫; ૨ વી. રી. ૨૬૭; ૫ વી. રી. ૨૪૬; ૧૯ વી. રી. ૧૪૦; ૨૦ વી. રી. ૨૫, ૨૧૧, ૧૯૭, ૮ મદ્રાસ હાયકોર્ટ રી. પાનું ૬૩.

જબરાઇથી અગર કપટથી કબજો લીધો હોય તેને આ ધારો લાગુ પડી શકે તો પોતાના અપકૃતનો ફાયદો પોતાને મળી શકતો નથી. જુવો. ૭ વી. રી. ૧૭૪; ૯ વી. રી. ૭૧; ૧૨ વી. રી. ૪૭૨; ૨ બેં. લા. રી. ૨૭૫; સ્પેશીફીક રીલીફ આકટ ( સન ૧૮૭૭ના ૧ લા ) ની કલમ ૯ મુજબ છ મહીના અંદર ગએલો કબજો પાછો લેઇ શકાય છે, ને તેમાં હક્કની તપાસ થઈ શકતી નથી.

છેલ્લા કબજેદાર તરફથી વેચાણખતની રૂઈએ પ્રતીવાદી કબજેદાર હતો. વાદીઓએ મીલકત ઉપર તેના તરફથી બક્ષીસ મળ્યાનો દાવો રાખી તેને જબરાઇથી કાઢી મુકયો. બાદ ફોજદારીકોર્ટના હુકમની રૂઇએ તેને કબજો પાછો સુંપ્યો. અને વાદીઓને દિવાની કોર્ટમાં પોતાનો હક્ક શાબીત કરવા કેહેવામાં આવ્યું. તે ઉપરથી આ દાવો બાંધ્યો હતો, તે પ્રસંગે ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીને તેનો હક્ક શાબીત કરવાના બોજામાં મુકવામાં આવે, તે પેહેલાં તે મીલકત ઉપર તેમનો હક્કશાબીત કરવાનો બોજો વાદીઓના ઉપર છે. (૪ મુર્સ ઈ. અ. પાનું ૨૩૩).

**કોઇ ખરીદદારનો અમુક જમીન ઉપર હક્ક પ્રાપ્ત થયા બાદ અને તે હક્કની રૂઇએ**

તેનો ઉપભોગ લીધા બાદ ઘણા વર્ષે તેની માલકીનો આધાર વેચાણની વાત શાબીત કરવા ઉપરજ રાખવો, એ અઘોર કર્મ ગણાય, હરેક પદાર્થનો જાતીસ્વભાવજ એવો છે કે કેટલી એક તપસીલ વિશીના પુરાવાનાં તમામ ચીન્હો ટુંકા વખતમાં નાશ પામે છે. (૯ મુર્સ ઇ. અ. પાનું ૧૯૦, ૩૨૪).

પ્રતીવાદીના ૪૪ વર્ષના અભંગ કબજા ભોગવટાનું એક ગામ મેળવવાનો વાદીએ દાવો કર્યો, એમ કહીને કે વાદીના વડીલોએ તે ગામ પ્રતીવાદીના વડીલોને ત્યાં ગીરો માંડેલું છે, અને તે ગીરો હકથી એ ગામનો ભોગવટો લે છે, તે પ્રસંગે પ્રીવીકૌંસીલે કહ્યું કે કોઈ એક વાદી જે એમ કેહે છે કે પોતાના એક વડાઉઆએ તે ગામના હાલના કબજેદારના વડાઉવાને ૪૪ વર્ષ ઉપર તે ગામ ગીરો માંડેલું અને તે હકથી તે ગામનો કબજો લેવા જે માગે છે તે વાદીએ સાફ અને નિર્ણયકારક રીતે શાબીત કરવું જોઈએ. તેણે પોતાનાજ હકના જોર વડે જીતવું જોઈએ. તેના સામાવાળાના હકની નબળાઈથી નહી. ફક્ત વાદીના કેહેવા ઉપરથીજ હાલના કબજેદારને તેનો હક શાબીત કરવા જરૂર પાડવામાં આવે, અને તેમ કરવામાં તે કબજેદાર નિષ્ફળ થાય ને તકરારી જમીનનો કબજો તેની પાસેથી પડાવી લેવામાં આવે તો, એ વાત કાયદા તથા ન્યાયના હરેક ધારણ વિરૂદ્ધ થાય. (૧૦ મુર્સ ઇ. અ. પાનું ૧૫૧, ૫૨૮).

વાદીઓએ, તેમના વડાઉવાએ પ્રતીવાદીઓના વડીલોને ત્રણ ગામ રૂ. ૨૫૦૦) માં કબજા સહીત ગીરો માંડયાનું કહી તે છોડાવવાનો દાવો કર્યો. પ્રતીવાદીઓએ એ ગામ ઉપર વાદીઓના વડીલનો મુળ માલીકી હક કબુલ કરી કહ્યું કે એ દરેક ગામનો અડધો અર્ધ ભાગ સન ૧૮૪૨ માં વેચાણ આપ્યો છે, અને બાકીનો અર્ધ ભાગ પાછળથી રૂ. ૧૪૦૦૦) ઉપાડી ગીરો માંડી આપ્યો છે. આ પ્રસંગે પુરાવાના બોજા વીશે તકરાર ઉઠતાં મુળ કોર્ટે ઠરાવ્યું કે, પ્રતીવાદીઓએ વાદીના વડીલનો હક કબુલ કર્યો છે, માટે વેચાણ અને ગીરો શાબીત કરવાનો બોજો તેમના ઉપર છે, અને તે વાત તેમણે શાબીત કરી નથી, એમ ઠરાવી વાદીઓને હુકમનામું કરી આપ્યું. અપીલમાં પ્રતીવાદીનો એક વાંધો એ હતો કે નીચેની કોર્ટે પુરાવાનો બોજો અમારાપર નાંખવામાં ભુલ કરી છે, તે વિશે ચીફજસ્ટીસ સ્ટુઅર્ટ અને જસ્ટીસ ઓલ્ડફીલ્ડે એક મતથી કહ્યું કે વાદીઓનો વડીલ અસલ માલીક હતો, એ વિશે કાંઈ પણ વાંધો નથી, માટે પ્રથમ દર્શનીક રીતે પ્રતીવાદીઓનો એ ગામ ઉપર માલકી કે ગીરો હક છે, એમ બતાવવાનો બોજો તેમના ઉપર આવી પડશે, પણ જો તેઓ એમ બતાવી શકે કે જે હક હાલ બતાવે છે તે હકથી ઘણા લાંબા વખત થયાં ખુલ્લી રીતે તે કબજેદાર છે, તો એ પુરાવાનો બોજો વાદી ઉપર જાય, અને અમને લાગે છે કે તે પ્રમાણે હકીકત આ કામમાં છે, માટે સબાર્ડીનેટ જડજે પુરાવાનો બોજો પ્રતીવાદીઓ ઉપર નાંખવામાં ભુલ કરી છે. માટે દાવો કાઢી નાંખ્યો. (ઈ. લા. રી. ૧ અ. પાનું ૧૯૪).

આ ઠરાવોનો હેતુ એટલોજ છે. પક્ષકારોને કાયદો પોતાના હાથમાં લેતાં અને જબરાઇથી પોતાના હક ધરાવતાં અટકાવવા અને નાઉમેદ કરવા.

હિંદુ લા ખુલ્લા વિરૂદ્ધ અને જારી કબજા ઉપર ઘણો આધાર રાખે છે.

કબજાથી પુરે પુરી માલકીનો હક ક્યારે પ્રાપ્ત થાય છે તે બાબતમાં મુદતના સન ૧૮૭૭

ના આક્ટ ૧૫ માની કલમ ૨૮ જુઓ.

કબજો ગયો હોય તે ફોજદારી કોર્ટના હુકમથી ક્યારે મેળવી શકાય, તે બાબતમાં ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૫૩૦, ૫૩૫, અને સન ૧૮૮૨ ના ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૧૪૫, ૧૪૮ જુઓ.

વાદીએ અમુક જમીન ગીરોથી છોડાવવાને દાવો કરયો. એવું કહીને કે સન ૧૮૫૪, ૫૫ માં મારા બંને પ્રતીવાદ્દાને તે ગીરો આપેલી છે. પ્રતીવાદીએ તે ગીરો ઇનકાર કરયું ને કહ્યું કે, સન ૧૮૪૯ માં વાદીના બાપ પાસેથી એક વેચાણખત લખાવી મેં તે ખરીદ કરેલી છે. અને ત્યારથી તે મારા કબજામાં માલીક તરીકે છે, તે વેચાણખત રજુ થયેલું નથી, તેમજ જે ગીરોખત કેહેવામાં આવેલું છે તે પણ રજુ થયેલું નથી. અસલકોર્ટે વાદીનો દાવો કાઢી નાંખ્યો, એવા કારણથી કે ગીરો શાબેત થએલું નથી. નીચેની અપીલ કોર્ટે અસલકોર્ટનું હુકમનામું ફેરવ્યું. પ્રતીવાદીએ અપીલ કરી. ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીનો કબજો છે તે પ્રથમ દર્શનીક સંપુર્ણ હક્ક બાબતનો પુરાવ છે. માટે વાદી જે કેહે છે કે પ્રતીવાદી ફક્ત મારો ગીરોરાખનાર છે તેણે પોતાનો ગીરોઆપનાર તરીકેનો હક્ક સ્પષ્ટ રીતે શાબેત કરવો જોઇએ. તે મીલકત ગીરો આપવામાં આવી છે, એવું કેહેવામાં આવે, પણ અમુક ગીરો તે શાબેત કરવાને નિષ્ફળ થાય તો, ગીરોરાખનાર ઉપર એવું બતાવવાને પુરાવનો બોજો પડતો નથી કે તે ગીરોના શા ઠરાવ હતા, અગર તેની રૂઇએ કબજો રાખવાનો હક્ક છે, (ઈં. લા. રી. મું. વા. ૯ પાનું. ૧૩૭)

ઠરાવવામાં આવ્યું કે ભાડુ લેવાનો દાવો દાખલ કરતાં અવલ ૧૨ વર્ષ સુધી ભાડુ આપવામાં આવેલું ના હોય, તેથી તે પટો પુરો થવાને બસ નથી, અને એવો વિરૂદ્ધ કબજો થતો નથી કે જેથી આ દાવાને હરકત થાય. કારણ કે એક વખત જમીનના માલેક અને તે ભાડે રાખનારનો અરસ્પરસ સબંધ શાબેત થયો, એટલે હકારના પુરાવથી તે સબંધ પુરો થઈ ગયો છે, એવું ભાડુ આપવામાં આવ્યું નથી, તેના કરતાં પણ વધારે પુરાવથી એ વાત શાબેત કરવાનો બોજો પ્રતીવાદીને સીર છે. (ઇ. લા. રી. ૨. અ. પાનું ૫૧૭).

## કલમ. ૧૧૧ મી.

પક્ષકારોમાંથી એક પક્ષકુરાના ઉપર ભરોંસો રાખવામાં આવતો હોય, તેવા કામોમાં અમુક કાર્ય શુદ્ધબુદ્ધિથી થયું કે નહી તેની શાબેતી વિષે.

**૧૧૧. જ્યારે કાંઇ કાર્ય થયું હોય અને તે જે પક્ષકારો વચ્ચે થયું હોય, તેમાંથી એક પક્ષકારનો સબંધ બીજા પક્ષકાર સાથે એવો હોય કે, તે બીજા પક્ષકારનો ફાયદો કરવાની તેની ફરજ હોય, તો તે ફરજના સબંધથી સદરહુ એક સખસ ઉપર ભરોંસો રાખવામાં આવતો હોય, ત્યારે એવાં પક્ષકારની વચ્ચે અમુક કાર્ય શુદ્ધબુદ્ધિથી થયું છે કે નહી એવી તકરાર પડે, ત્યારે સદરહુ કાર્યની શુદ્ધબુદ્ધિ શાબેત કરવાનો બોજો જે પક્ષકારના ઉપર સદરહુ પ્રમાણે ભરોંસો રાખવામાં આવતો હોય તેના ઉપર છે.**

### દૃષ્ટાંત.

**( अ. ) એક અસીલે માંડલી ફરીયાદના કામમાં એવી**

તકરાર પડી છે કે અસીલ મજકુરે પોતાના એક અટરનીને વેચાણ કરેલું તે વેચાણ શુદ્ધબુદ્ધિથી થયું છે કે નહી. એ કાર્યની શુદ્ધબુદ્ધિ શાબિત કરવાની જવાબદારી સદરહુ અટરનીના ઉપર છે.

( ब. ) એક છોકરો હાલ તુરતજ લાયક ઉમરે પોંહોંચેલો છે, તેણે પોતાના બાપ ઉપર ફરીયાદ માંડી. તે કામમાં છોકરાએ બાપને વેચાણ કરેલું તે શુદ્ધબુદ્ધિથી કરેલું કે નહી તે વાતની તકરાર પડી. એ કાર્યની શુદ્ધબુદ્ધિ શાબેત કરવાની જવાબદારી સદરહુ છોકરાના બાપ ઉપર છે.

**ટીકા**—કાર્ય શબ્દનો સાધારણ અર્થ બે અથવા વધારે માણસોની વચ્ચે ચાલેલું કામ અથવા વેહેપાર છે. જો કોઈ દાવાનો પક્ષકાર તેમની વચ્ચેની તકરારોનું પોતે સમાધાન કરે તો, તે સમાધાન કાર્ય ગણાય, અને જરા ખેંચીને એ શબ્દનો વધારે વીસ્તારવાળો અર્થ લઈએ તો, કોઇ દાવાના પ્રોસીડીંગને કાર્ય કહી શકાય. પણ ન્યાયની કોર્ટોના ઠરાવોને કાર્ય કેહેવું, એતો એ શબ્દનો ગેરઉપયોગ જણાય છે.

કાર્ય શબ્દનો વધારેમાં વધારે વિસ્તારવાળો અર્થ લેતાં 'જે કાંઇ કરયું તે' એવો અર્થ થાય છે, માટે કોર્ટના પ્રોસીડીંગનો કાર્યમાં સમાવેશ થાય છે.

આ નિયમનો ઉપયોગ ઈંગ્રેજી કોર્ટો, ડાકટર અને માંદા માણસો તેમજ ધર્મ ગુરૂઓ અને તેમને માનનારાઓ, વાલી અને સગીરને માલેક અને એજંટ, ટ્રસ્ટી, એકઝીકયુટર, એડમીનીસ્ટ્રેટર, હરાજી કરનારા અને બાજા જેમના ઉપર ભરૂસો રખાય છે તે સર્વેને લાગુ કરે છે.

વારસોને જે મળવાની આશા હોય તે વારસોના વ્યવહારની બાબતમાં કોર્ટોને ઘણોજ અદેશો રેહે છે. સબબ હિંદુસ્થાનની કોર્ટો તે વ્યવહારનું ખરાપણું શાબેત કરવાનો બોજો સામા પક્ષકાર ઉપર નાંખે તો તે બરોબર છે.

આ નિયમ પક્ષકારોની વચમાંજ ફક્ત લાગુ થાય છે. માટે જ્યારે अ પાકી વયનો થયો ત્યારે તેણે પોતાના વાલી વિરૂદ્ધ એવો દાવો કરયો કે તેણે મારા બાપના દેવા સબંધી જે ઠરાવ કરેલો છે, તે કપટ ભરેલો છે, માટે તે ઠરાવ રદ કરવો જોઇએ, તેમાં ઠરાવવામાં આવ્યું કે આ કપટ શાબેત કરવાનો બોજો अ ઉપર છે, અને તે બાબત કાંઈ પુરાવ છે નહી; માટે તે દાવો કાહાડી નાંખવો જોઇએ. લેકરાજ રેસ્ય વિરૂદ્ધ મેહેતાબચંદ્ર વિગેરે. મદ્રાસ જુરીસ્ટ મે સન ૧૮૭૨.

કોઇ બાળકની વડિલોપાર્જિત મીલકતના વહિવટદારે તે મીલકત ઉપર નાણાં લેઇ અગર ગીરો આપી તે મીલકતને જવાબદાર કરેલી હોય તો, તે વહિવટદારે શુદ્ધ અંતઃકરણથી તે કરેલું છે તે શાબેત કરવાના બોજા બાબત કાંઈ પણ સામાન્ય નિયમ ઠરાવી શકાતો નથી. તેનો આધાર દરેક કામની હકીકત ઉપર છે, માટે જેવી હકીકત હોય તે પ્રમાણે થવું જોઈએ. જે સખસ અમુક દસ્તાવેજ રદ કરવા માગતો હોય તેના ઉપર બદદ્યાનત બતાવવાનો બોજો હમેશાં નથી, પણ આ કલમ પ્રમાણે બાળક અને વહિવટદારની વચમાં બદદ્યાનત નહી હતી એ શાબેત કરવાનો બોજો તમામ કામમાં વહિવટદાર ઉપર છે.

**ફેંસલા**—એક મુસલમાન સ્ત્રીએ પોતાના ધણી ઉપર કંપનીના નોટની કીમત તથા સ્થાવર જંગમ મીલકત લેવા દાવો કર્યો હતો, તે દાવાની અરજીમાં એવું કહેલું હતું કે એ નોટ મારી આગવી મીલકતનું હતું, પરંતુ હું હોજલમાં રેહેતી માટે તે ઉપર શેરો કરી મેં મારા ધણીને વ્યાજ લેવા આપેલું હતું. ધણીનો જવાબ એવો હતો કે તે નોટ મેં મારી ઓરત પાસેથી ખરીદ કરેલું છે, અને તે શેરો કરી મને આપવામાં આવ્યું તે વખતે મેં બદ્દિ કીમત તેણીને આપી છે, જે કીમત તેણીએ પોતાના ઉપયોગમાં વાપરી છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે ઓરત પોતાના દાવાની અરજીમાં લખ્યા પ્રમાણે બરોબર શાબેત કરી શકી નથી, તોપણ ધણી સદરહુ શેરો તથા તે આપ્યાની વાત કરતાં કાંઈ વધારે શાબેત કરવાને બંધાએલો હતો, અને તે પક્ષકારોની વચમાં જે સગપણનો સબંધ છે તે ઉપરથી પુરાવેનો બોજો ધણી ઉપર છે. પેહેલું તો તેણે એમ શાબેત કરવું જોઇએ કે તે વેચાણ શુદ્ધ અંતઃકર્ણથી કરવામાં આવેલું છે, અને બીજું એ કે તે નોટની ભર કિમત તેણે આપેલી છે. વળી ઠરાવવામાં આવ્યું કે તે ધણીની તે વખત કઠણ હાલત હતી, તે ખરીદ કરવાને તેને સાધન નહી હતું, અને તેની સ્ત્રી હોજલમાં હતી તેથી વેચાણ થએલું નથી, સબબ આ વ્યવહાર તે સ્ત્રીના વિરૂદ્ધ કપટ ભરેલો છે. મુનસી બાઝલોર રહીમ વિ. સમસુનીસા બેગમ. (૧૧ મુર્સ ઈન્ડિઅન અપીલ્સ પાનું. ૫૫૧)

આ કલમમાં જે નિયમ કરવામાં આવેલો છે તે ઈંગ્લંડ અને અમેરીકાની કોર્ટોમાં લાંબી મુદતથી કબુલ કરવામાં આવેલો છે, અને તે પ્રમાણે ચાલવામાં આવે છે. તે નિયમ એ ઉપરથી કરવામાં આવેલો છે કે કોઈ સખસ ફાયદા સારૂ બીજા ઉપર ભરૂંસો રાખે તો, ભરૂંસાનો બરાબર અને વ્યાજબી ઉપયોગ કરવામાં આવેલો હતો એમ બતાવવાને તે સખસ બંધાએલો છે. આવો વ્યવહાર બીલકુલ રદ થાય છે એમ નથી, તેમ તે ઉપર જે પક્ષકાર દોષ મુકતો હોય તેને કપટ અગર ફરજ બતાવવાની નથી; પણ તે સંપૂર્ણ રીતે બરોબર, યોગ્ય અને વ્યાજબી થએલો છે તે બતાવવાનો બોજો જે સખસ ઉપર ભરૂંસો રાખવામાં આવેલો હોય તેને શીર છે. આ નિયમ જે સખસો એક બીજા સાથે ભરૂંસા ઉપર રેહે છે તેને એકસરખી રીતે લાગુ છે.

૧૯ મા વીકલી રીપોર્ટ ૨, શીવીલ રૂલીંગને પાને ૧૫૩ મે અબદુલઅલી ઉરફે શોઆગીયા વિ. કારીમાનીસાના કામનો ફેંસલો છે, તેમાં મુસલમાન ઓરતનો પોતાના ધણીથી છુટાછુટકો થયો હતો, પણ તેમના લગ્નના સબંધને લીધે તે ઓરતની મીલકત પ્રતીવાદીના કબજામાં રહેલી તે લેવાનો દાવો હતો. તેમાં એવું માલમ પડયું હતું કે તે મીલકત ઉપર પ્રતીવાદીનો કાંઇ હક્ક નથી. આ કામમાં પણ પુરાવનો બોજો તે ધણી જે પ્રતીવાદી હતો તેના ઉપુર નાંખવામાં આવ્યો હતો. રૂપનારાયણસીંગ વિ. ગંગાધરપ્રસાદ નારાયણ વિગરેનો ફેંસલો ૯ મા વીકલી રિપોર્ટ શીવીલ રૂલીંગ પાને ૨૯૭ મે છે. તેમાં એક પડદાનસીન સ્ત્રીએ પોતાના સગીર છોકરાઓની વાલી તરીકે ઝરીપેસગી ત્રણ જાગીરો ગીરોની રૂએ વેચેલી હતી, તેથી તે સ્ત્રી તે છોકરાઓની તરફથી તે બાબતમાં જવાબદાર હતી. આ સગીર છોકરાઓ પાકી વયના થયા એટલે તેમણે સદરહુ વેચાણ નાબુદ ઠરાવવા દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ વેચાણ પ્રમાણીકપણાથી થએલું છે એ વાત શાબેત કરવાનો બોજો ખરીદદાર ઉપર છે, કારણ એક તો તેમણે તે મીલકત પડદાનસીન

ઓરત પાસેથી ખરીદ કરેલી છે, અને બીજું કે તે મીલકત જે વખતે તેમણે ખરીદ કરી તે વખતે તેના માલેક અશક્ત હતા. ( ફીલ્ડસાહેબની ટીકા આવૃતિ ૩ જી પાનું ૪૭૭, ૪૭૮)

પીલનકોડની કલમ ૪૯૯ ના ૨, ૩, ૫, ૬, ૭, ૮, ૯ અને ૧૦ મા અપવાદમાં કહેલે પ્રસંગે, પેહેલે દરજ્જે શુદ્ધ બુદ્ધિનું અનુમાન લેવાયું છે. અને તે વિરૂદ્ધ શાબીત કરવાનો બોજો તેમ કેહેનાર ઉપર છે. આજ કલમના અપવાદ ૨, ૩, ૫, ૬, ૭, ૮, ૯, અથવા ૧૦ ના આધારે, બચાવ તરીકે કેફીયત શાબીત કરવા, વિરૂદ્ધ દેખાય નહી ત્યાંહાં સુધી શુદ્ધ બુદ્ધિનું અનુમાન કરવું.

કલકત્તા હાયકોર્ટે તા. ૨૭ જુન સન ૧૮૭૭ ના રોજ ઠરાવ્યું કે પડદાનસીન ઓરતોએ કરેલા દસ્તાવેજો થયાના સખત અને સંતોષકારક પુરાવાની કેવળ જરૂર છે. તેમજ તે કાર્ય તેણીને સમજાવ્યાની અને પોતે શું કરવા જાય છે તેનું જ્ઞાન હોવાની બીનાની ન્તે દસ્તાવેજો મંજુર કરતાં પેહેલાં કોર્ટને ખાત્રી કરવી જોઇએ. અને ઠરાવ્યું કે સારી સમજનો માણસ કોઇ દસ્તાવેજ નીચે સહી કરે તે સમજીને કર્યાનું જે અનુમાન લેવાય છે તે અનુમાન જો પડદાનસીન ઓરતને વકીલની અથવા બીજી કાયદા સુબંધી મદદ નથી હોતી, તે ઓરતના સબંધમાં લેવાતું નથી. ( ઈં. લા. રી. ૨ ક. પાનું ૨૨૪ ).

પડદાનસીન ઓરતે પોતાના સગા સબંધીથી જુદી રહીને પ્રસંગોપાત પોતાના મુખત્યાર તરીકે કામ કરનાર સખસની તરફેનમાં એક દસ્તાવેજ કરી આપ્યો હતો. તે પ્રસંગે પ્રીવીકૌંસીલે ઠરાવ્યું કે એ કાર્ય શુદ્ધબુદ્ધિ ભરેલું હતું, અને તે ઓરત પુરે પુરૂ સમજી હતી, એ બે વાત સખત રીતે શાબીત કરવા તે સખસની ફરજ હતી (લા. રી. ૧ ઇ. અ. પાનું ૧૯૨).

વાદીએ પ્રતીવાદી ઉપર એક પ્રામીસરી નોટના આધારે દાવો કર્યો, તે નોટ વાદીની વતી તેના જમાઈ સરોદાચર્ણ મીત્તરે પ્રતીવાદી પાસેથી કરાવી લીધી. એ સરોદાચર્ણ મીત્તર કેટલોક વખત સુધી પ્રતીવાદીનો વકીલ હતો, અને ત્યાર પછી પણ કાયદા સબંધી તેની મદદ લેવામાં આવતી, અને પ્રતીવાદીના ખાતે વાદીની વતી કેટલીક લેવડદેવડ ચાલી પ્રતીવાદી પાસેથી સદરહુ નોટ વાદીના નામથી તેણે કરાવી લીધી હતી; તેમાં જસ્ટીસ બ્રાઉટન, મી૦ ગીબસન વિ. જૈસ ( ૬ વેસી. ૨૬૬ ) ના કેસને અનુસરી ઠરાવ્યું કે એ કાર્યનું વ્યાજબીપણું અને શુદ્ધબુદ્ધિ શાબીત કરવાનો બોજો સરોદાચર્ણ મીત્તર ઉપર રેહે, અને કરારની કલમ ૨૨૬ મુજબ તે પોતે મુખત્યાર તરીકે મુખીના જેટલેજ દરજ્જે જવાબદાર છે. માટે તે બોજો વાદી ઉપર આવી પડે છે. ( ઈં. લા. રી. ૪. ક. તા. ૩૦ જુલાઈ સન ૧૮૮૦ )

## કલમ. ૧૧૨ મી.

લગ્નસબંધ જારી હોય તે દરમિયાન કોઇ સખસનો જન્મ થયો એ વાત સખસ મજકુર કાયદેસર પુત્ર છે એ વાતની નિર્ણ

**૧૧૨. કોઇ સખસની માનો કોઈ પુરૂષ સાથે કાયદેસર થએલો લગ્ન સબંધ જારી હોય તે દરમિયાનમાં, અથવા તે લગ્નસંબંધ ટુટ્યા પછી સખસ મજકુરની મા વગર પરણેલી રહી હોય તો, લગ્નસબંધ ટુટ્યા બાદ બસેંને એંશી દિવશ સુધીમાં સદરહુ સખસનો જન્મ થયો, એ હકિકત તે સખસ પુરૂષ મજકુરનો કાયદેસર પુત્ર છે એ વાતની નિ-**

યકાકે શાબેતી છે. **હેયકાકે શાબેતી સમજવી, પરંતુ જો એવું બતાવી શકાય કે સદરહુ લગ્નવાળા સદરહુ સ્ત્રી પુરૂષ સદરહુ એ બેઉને એક બીજાનો સમાગમ કોઇ એવે સમયે થયો નથી કે સબબ મજકુરની ગર્ભ ઉત્પતી થઇ શકે, તો પછી એ પ્રમાણે સમજવું નહી.**

**ટીકા**—લગ્નના બંધન દરમિયાન જન્મેલો પુત્ર તેની માના ધણીનો દીકરો ગણાય છે. કાયદેસરપણાની તરફમાં એટલું બધું મજબુત અનુમાન છે કે "જે સ્ત્રી પુરૂષનું લગ્ન થએલું હોય તે બેનો સમાગમ અરસપરસ થએલો નહી હતો એવું બતાવવામાં ના આવે તો, પછી તે સ્ત્રી પ્રખ્યાત રીતે વ્યભીચારણી હોય તોપણ તેથી તેને થએલા ફરજંદના ઔરસપણા બાબત જે અનુમાન છે તે રદ થવાને બસ નથી. ૧ કવી. બેંચ. ૪૪૪. ઇંગ્રેજી 'લા' પ્રમાણે ધણી નપુશક છે એવી શાબેતી હોય તો, ફરજંદના ઔરસપણા બાબતનું અનુમાન રદ થઈ શકે, પણ તે બાબતમાં આ કલમમાં કાંઇ ઠરાવ નથી. જ્યારે સ્ત્રી પુરૂષને અરસપરસ સમાગમ થયો નથી એવું બતાવવામાં આવે તોજ સ્વભાવિક રીતે તે ધણી તેની ઓરતને થએલા બચ્ચાંનો બાપ નથી એમ અનુમાન થાય. પણ મુસલમાની શરેહના જે નઠારા નિયમ છે કે લગ્ન થયા પછી છ માસની અંદર છોકરૂં થાય, અગર ધણીનો છેડા છુટકો કર્યા પછી અગર તેના મરણ પછી બે વર્ષની અંદર બચ્ચાંનો જન્મ થાય તો તે ઔરસ છે, એવું અનુમાન થાય છે, તે આ કલમના ઠરાવથી રદ થાય છે, એમ ધારવામાં આવે છે. (ફીલ્ડસાહેબની ટીકા આવૃતિ ૩ જી પાનું. ૪૭૯).

આ કલમમાં ૨૮૦ દીવશની મુદત ઠરાવી છે, તેથી ઔરસની બાબતમાં એવું મજબુત અનુમાન થાય છે કે સ્ત્રીને ગર્ભ રહેલો હોય તે દરમિયાનમાં તેણીના ધણી સાથે સમાગમ થએલો હોય, તોપણ એવું શાબેત થઈ શકે છે કે તે મુદતની અંદર તે સ્ત્રી નીમકહરામ હતી, અને બીજા સખસો સાથે તેણીને સમાગમ હતો; ( કોપ, વિ. કોપ ૧ એમ. અને આર. પાનું ૨૬૯ ).

**ફેંસલા**—કોઈ સખસથી માત્ર થોડા વખત રાખેલીના સબંધે નહી, પણ જાથુ સબંધથી કોઈ ઓરતને છોકરૂં થાય અને તેમનાં લગ્ન થવા સબંધી મુસલમાન ધારાથી કાંઈ પ્રતિબંધ ન હોય તો, લગ્ન થયાની તરફેણમાં અનુમાન લેવાય છે, અને તે છોકરો કાયદેસર પુત્ર ગણાય છે. ( સ. પ્રી. જ. પાનું ૧૫૭ )

મુસલમાન માબાપથી થએલા છોકરાના કાયદેસરપણા વિશે તેમના લગ્નનો અથવા કાયદેસરપણાના પ્રત્યક્ષ પુરાવા શિવાય, ફક્ત આજુબાજુની હકીકત ઉપરથી અનુમાન લેવાય છે. (સ. પ્રી. જ. પાનું. ૪૦૦)

હિંદુ લા પ્રમાણે ગેરકાયદેસર પૂત્રનો ફકત ખોરાકી પોશાકી શિવાય બીજો કાંઈ હક્ક નથી. (મે. હિ. લા. પાનું ૩૯૯ )

## કલમ ૧૧૩ મી.

મુલક સ્વાધીન કરવામાં આવ્યો હોયતેની શાબેતી બાબત. **૧૧૩. બ્રીટીશ સરકારના મુલકનો કાંઇ ભાગ કોઈ દેશી સંસ્થાનને કિંવા રાજા કિંવા હાકમને સ્વાધિન કરવામાં આવ્યો છે, એવું જાહેરનામું ગેઝેટ આફ ઇંડિયામાં છાપવા-**

**માં આવે, તો એવા જાહેરનામામાં લખેલી તારીખે એવો મુલક કાયદેસર રીતે સ્વાધીન કરવામાં આવ્યો એ વાતનું સદરહુ જાહેરનામું નિર્ણયકારક શાબેતી છે, એમ સમજવું.**

**ટીકા**—મુંબાઈની ન્યાયાધિકારી હાયકોર્ટે ઠરાવેલું છે કે હિંદુસ્તાન સરકારને અગર સરકારને પાર્લમેંટના અખત્યાર શિવાય કોઇને મુલક આપવાનો અખત્યાર નથી, સબબ આ કલમ અમલમાં આવે તેવી નથી ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૯૭ ).

**ફેંસલો**—દામોદર ગોરધન વિ. ગણેશ દેવરામ ( ૧૦ મુ. હા. રી. પાનું. ૩૭ ) ના કામમાં ઠરાવ્યું કે 'જે આકટ વડે હિંદુસ્તાનનું રાજ્ય ઈષ્ટ ઈંડિયા કંપની પાસેથી લેઇ મહારાણી સાહેબને હસ્તગત કરવામાં આવ્યું, તે આકટની રૂઇએ જે અધિકાર હિંદુસ્તાન ખાતાના સ્ટેટ સેક્રેટેરીસાહેબને હાંસલ થયા તેમાં મુલક આપી દેવાની સત્તા મળી નથી, કારણ કે એ સત્તા ઇસ્ટ ઇન્ડીઆ કંપનીનેજ ન્હોતી.

## કલમ ૧૧૪ મી.

કેટલીએક હકિકત છે, એવું કોર્ટ અનુમાન કરવાને મુખત્યારછે.

**૧૧૪. કોઈ અમુક કામની હકિકતને સબંધે કુદરતી બનાવની તથા મનુષ્યની વર્તણુંકની, તથા સરકારી તથા ખાનગી કામકાજની સાધારણ ગતી ઉપર વિચાર રાખતાં કોઈ હકિકત બન્યાનો સંભવ છે, એવું કોર્ટની નજરમાં આવે, તો તે હકિકત બનેલી છે એવું અનુમાન કરવાને કોર્ટ મુખત્યાર છે.**

### દૃષ્ટાંતો.

**નીચે પ્રમાણેના અનુમાન કરવાને કોર્ટની મુખત્યારી છે.**

**( अ ) ચોરી થયા પછી થોડીવારે ચોરીનો માલ કોઈ માણસના કબજામાં હોય, અને તે માણસ સદરહુ ચોરીનો માલ પોતાના કબજામાં શી રીતે આવ્યો તે ન બતાવી શકે, તો માણસ મજકુર ચોરી કરનાર છે અથવા તેણે ચોરીનો માલ જાણીને તે લીધો છે, એવું અનુમાન કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**( ब. ) ગુન્હાના કામમાં ગુન્હેગારની શાબેતીની જુબાનીને મુખ્ય મુદ્દાની વાતે બીજા પુરાવથી પુષ્ટી ન મળે તો, તે શાબેતીનું કેહેવું ભરૂસો રાખવા યોગ્ય નથી, એવું અનુમાન કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**( क. ) હુંડી શીકારી અથવા તેના ઉપર શેરો થયો તો પછી સારા અવેજ ઉપરથી શીકારી અથવા શેરો થયો એવું અનુમાન કરવાને કોર્ટ મુખત્યાર છે.**

**( ड. ) કોઇ પદાર્થ કિંવા પદાર્થની સ્થીતી જેટલી મુદતે સાધારણ રીતે નાશ પામે છે, તે મુદતની અંદર કોઇ વખતે**

તે પદાર્થ કિંવા પદાર્થની સ્થીતી કાયમ હતી એવું શાબે-
ત કરવામાં આવ્યું હોય તો, સદરહુ પદાર્થ કિંવા પદાર્થની
સ્થીતી અદ્યાપી પર્યંત કાયમ છે, એવું અનુમાન કરવાને
કોર્ટ મુખત્યાર છે.

( ई. ) ઇનસાફના તથા સરકારી કામ નિયમપુર્વક થયાં
છે, એવું અનુમાન કરવાને કોર્ટ મુખત્યાર છે.

( फ. ) કામકાજની સાધારણ રીતી પ્રમાણે અમુક કામો-
માં થયું છે, એવું અનુમાન કરવાને કોર્ટ મુખત્યાર છે.

( ग. ) જે પુરાવો રજુ કરી શકાય એવો છે, પરંતુ તે
રજુ કર્યો નથી, તે પુરાવો રજુ થાય તો રજુ નહી કરનાર
સખસને પ્રતિકુળછે, એવું અનુમાન કરવાને કોર્ટ મુખત્યાર છે.

(ह.) કોઈ માણસને કોઈ સ્વાલનો જવાબ આપવાની
કાયદાથી ફરજ નથી, તે સ્વાલનો તે સખસ જવાબ ન આ-
પે, ત્યારે જવાબ આપ્યો હોય તો તે સખસને પ્રતિકુળ
પડશે એવું અનુમાન કરવાને કોર્ટ મુખત્યાર છે.

(आइ.) કોઇ દસ્તાવેજ ઉપરથી ફરજ ઉત્પન્ન થતી હોય
તેવો દસ્તાવેજ લખી આપનાર સખસના હાથમાં હોય, ત્યારે
તે ફરજ અદા થઈ છે એવું અનુમાન કરવાને કોર્ટ મુખત્યાર છે.

પરંતુ કોર્ટની રૂબરૂ ચાલતા અમુક કામોમાં સદરહુ વચ-
નો લાગુ પડે છે કે નહી, તેનો વિચાર કરતી વખતે નીચે
બતાવી છે તેના જેવી હકિકતોના ઉપર કોર્ટે ધ્યાન રાખવું.

દ્રષ્ટાંત (अ.) બાબત—એક નિશાનીવાળો રૂપીયો ચોરીએ
ગયો. ત્યાર પછી થોડીવારે એક દુકાનદારની પાસે તેના
ગલ્લામાં તે રૂપીયો માલમ પડ્યો. હવે તે રૂપીયો તેની પાસે
ફલાણી ફલાણી રીતે આવ્યો એવું તે બતાવી શકતો નથી;
પરંતુ તેના રોજગારને પ્રસંગે તેની પાસે નિરંતર રૂપીયા
આવ્યાં કરે છે.

દ્રષ્ટાંત. (ब.) બાબત—કોઈ યંત્ર ગોઠવવાના દરમિયાન-
માં કાંઈ ગફલત ભરેલા કામથી એક માણસનું મોહોત
આણ્યાને માટે अ નામના એક ઘણીજ સારી પ્રતિષ્ટાવાળા
સખસની ઉપર મુકદ્દમો ચાલેછે. ब નામનો તેનાજ જેવી
સારી પ્રતિષ્ટાનો સખસ પણ સદરહુ પ્રમાણે ગોઠવવામાં
સામેલ હતો, તે શી હકિકત્ત બની તેનું બરાબર યથાસ્થીત
વર્ણન કરે છે, અને પોતાની તથા अ ની એ બેઉની બેફી-
કરાઈ કબુલ કરી તેનો ખુલાસો બતાવે છે.

દ્રષ્ટાંત. (ब.) બાબત—કેટલાએક સખસોએ મળીને એક ગુન્હો કીધો. ગુન્હેગારમાંના ત્રણ अ, ब અને क, એ ગુન્હો થયો તેજ જગોએથી પકડાયા, અને તેઓને એક એકથી જુદા રાખ્યા. હરએક જણ ગુન્હાનો હેવાલ આપે છે તેમાં ड ને ભેળે છે. એ સર્વેના હેવાલોને એક બીજાથી એવી પુષ્ટી મળે છે કે આગળ તેઓને મસલત થઈ હોય એ ઘણું અસંભવિત લાગે છે.

દ્રષ્ટાંત. ( क. ) બાબત— હુંડી આપનાર अ. એ વેહેપાર રોજગાર કરનાર વાકેફગાર માણસ હતો; ब એ કાચી ઉમરનો અજાણ સખસ હતો. અને તે કેવળ अ ને વશ હતો.

દ્રષ્ટાંત ( ड. ) બાબત—એવું શાબેત થયું કે એક નદીનો પ્રવાહ પાંચ વર્ષ ઉપર અમુક રસ્તે થઇને હતો; પરંતુ એવું જાણ્યામાં છે કે ત્યાર પછી રેલો આવી હતી, અને તેથી રસ્તો બદલાય.

દ્રષ્ટાંત ( इ. ) બાબત—જે ઇનસાફનું કામ નિમપુર્વક છે કે નહી એવી તકરાર છે, તે કામ દસ્તુર કરતાં જુદી તરેહની કેફીયતથી કરવામાં આવ્યું હોય.

દ્રષ્ટાંત ( फ ) બાબત—તકરાર એવી પડી છે કે અમુક કાગળ પોહોંચ્યો કે નહી. એવું તો શાબેત થયું છે કે તેને ટપાલમાં નાંખવામાં આવ્યો હતો; પણ બંડ બખેડાથી હમેશ માફક ટપાલ જવામાં અટકાવ થયો હતો.

દ્રષ્ટાંત ( ग ) બાબત—એક જુજ કિંમતના કરારનામાની રૂઇએ अ ના ઉપર ફરીયાદ થઈ છે, તે કરારનામાને સબંધ રાખે એવો એક દસ્તાવેજ રજુ કરવાને अ નામનો સખસ ના કેહે છે. પણ તે દસ્તાવેજ રજુ કરેથી अ ના કુટંબની ઇજતને ખલેલ પોંહોચે છે તથા તેમના મનને દુઃખ થાય છે.

દ્રષ્ટાંત ( ह. ) બાબત—કાયદાથી જેનો જવાબ દેવાની ફરજ નથી તેવા સ્વાલનો જવાબ આપૂવાની अ નામનો સખસ ના કેહે છે; પરંતુ જે કામને સબંધે તેને સ્વાલ પુછયો છે તે કામને સબંધ નહી રાખનારી બાબતમાં તેને તે સ્વાલનો જવાબ દેવાથી નુકશાન થાય છે.

દ્રષ્ટાંત ( आइ. ) બાબત—ખત લખી આપનાર સખસના કબજામાં એક ખત છે; પરંતુ તે કામની હકિકત એવી છે કે તેણે તે ખત ચોર્યું હોય.

**ટીકા**—અમુક હકીકતો કે જેના ઉપર પક્ષકારોના હક્ક અથવા જવાબદારીનો અને કામના ચુકાદાનો આધાર રેહે છે, એને જે મુદ્દાની હકિકત કેહેવાય છે તે હકીકતોની હયાતી અથવા ગેરહાજરી વિષે જડજ અથવા બીજા ઈનસાફદારના મન ઉપર આસ્તા બેસડાવવાનો હરેક જ્યુડીશીઅલ ચોકશીનો હેતુ હોય છે.

જ્યારે મુદ્દો અથવા તકરાર એમજ હોય કે કોઈ વાત બનીછે કે નહી ત્યારે તે વાત બન્યાની આસ્તા બેસડાવવાનો ખુલ્લામાં ખુલ્લો અને પ્રત્યક્ષ રસ્તો એ છે કે, તે બન્યાનું જેણે જોયું હોય તે આવીને તે પ્રમાણે કેહે. પણ બીજી તરફથી દરેક હકીકતની સાથે સંખ્યાબંધ બીજી હકીકતો ઓછી અથવા વધારે નજીક જોડાએલી હોય છે, અને તે હકીકતના સંભવમાં થોડે અથવા ઘણે દરજ્જે અસર કરે છે. તેઓ મુદ્દાની હકિકત હોતી નથી, પણ તેમનાં ઉપરથી મુદ્દાની હકીકત બન્યા ન બન્યાનાં અનુમાન થાય છે, અને તે આ કાયદામાં લગતી હકીકતના નામથી ઓળખાએલી છે.

કુદરતના બનાવોની ગતીમાં તે બનાવોના નિયમ વિશેના શાસ્ત્રો અને વિદ્યાનો સમાવેશ થાય છે. જેમકે જ્યોતીષશાસ્ત્ર, રૈસાયન શાસ્ત્ર, યંત્રશાસ્ત્ર ગણીત શાસ્ત્ર, વૈદક શાસ્ત્ર, પ્રથ્વી વિદ્યા અને ભુગોળવિદ્યા. ઇત્યાદી. આ બધા કુદરતી બનાવો અને ચમત્કારોના નિયમો સમજાવે છે. ઇનસાફના કામોમાં આ નિયમોની વખતે વખતે જરૂર પડે છે, અને તે જરૂર કેટલેક દરજ્જે કલમ ૪૫ મુજબ તે શાસ્ત્રમાં કુશળ થએલા માણસોની સાક્ષી લેવાથી દુર થાય છે ખરી, તોપણ વકીલો અથવા ઇનિસાફદારને તે સબંધી માહેતી ન હોય તો જોઈએ તેવી ઉલટ તપાસણી બીલકુ થઈલ શકે નહી, અને તેથી કરીને જુઠા અનુમાનો અને અભીપ્રાય દાખલ થઈ જાય. આ બાબત કલમ ૪૫ ઉપરની ટીકા જુઓ.

લોકોની વર્તણુંકનો તેમની રીતભાત અને સ્વભાવ ઉપર આધાર રેહે છે, માટે તે બાબતો અનુમાન કરવામાં જોવાની છે.

આ નિયમના આધારથી હિંદુ કુટંબ એકત્ર છે એમ અનુમાન થાય છે. આ દેશના એક ભાગમાં જ્યાંહાં મીતાક્ષરા ચાલુ હોય ત્યાંહાંનું રેહેનાર હિંદુ કુટંબ, આ દેશના બીજા ભાગમાં જ્યાંહાં દાયવિભાગ લાગુ હોય ત્યાંહાં રેહેવા જાય, તોપણ તે કુટંબ પોતાના જુના મીતાક્ષરાના શાસ્ત્ર પ્રમાણે ચાલે છે, એમ અનુમાન થાય છે. ૬ મદ્રાસ હાયકોર્ટ. રી. પાનું ૨૫ વિગરે.

તેમજ છીનાળાની વાત જાણ્યા પછી લાંબી મુદત તે બાબત કાંઇ ગણગારવામાં આવેલી ના હોય તો, છીનાળા બાબત અખાડા કર્યાનું અગર કબુલત છે, એવું અનુમાન થાય છે.

એવું યાદ રાખવું જોઈએ કે આ કલમ નીચે અહીયાં જે દ્રષ્ટાંતો આપેલાં છે તે સ્વભાવિક જે અનુમાનો થાય છે તેના થોડા દાખલા તરીકેનાં છે, તેથી બીજા ઘણા કામોમાં અનુમાનો થાય છે તે બાતલ થતાં નથી, અને આ કલમ પ્રમાણે તે અનુમાન કરવાની કાંઇ ફરજ છે એમ પણ નથી. પુરાવ ઉપરથી કોર્ટની નજરમાં બીજી રીતે આવે તો, આવા અનુમાન ઉપરજ કોર્ટને આધાર રાખવાની ફરજ છે એમ નથી.

દરેક દ્રષ્ટાંત ઉપર જે હકિકત બતાવેલી છે તે જે અનુમાન સ્વભાવિક રીતે થતુ હોય, તેમાં કંપેશ કરનારી હકિકત છે.

**અ** દ્રષ્ટાંતનો વિચાર કરીએ તો નિરપ્રાધીપણા બાબતનું અનુમાન થાય છે, માટે જે માલ માલમ પડેલો હોય તે "ચોરેલો" હોવો જોઇએ. જ્યારે તે પ્રમાણે બતાવવામાં આવે ત્યારે જે સખસના કબજામાં તે માલ હોય તે સખસ ચોર છે અગર ચોરેલો માલ રાખનાર છે અવું અનુમાન થાય છે. સબબ તે અનુમાનથી મુકત થવાને શાબેતીનો બોજો તે સખસના ઉપર છે. તેના કબજામાં હમેશાંનું કામ કરવાની રીતી પ્રમાણે પ્રમાણીકપણાથી રૂપીયો આવેલો હોય. ચોરી થયા પછી લાંબી મુદતે તે કબજામાં આવેલો હોય તો, તે બદઘાનતથી પોતાના કબજામાં લીધો એવું અનુમાન કરવાને નબળું પડે છે. જ્યારે કેદી ધંધાદારી માણસ હોય ત્યારે તેના કબજામાં માલ આવે એ સ્વભાવિક છે, માટે તે બીના સદરહુ નુઅમાનને નબળું પાડનાર છે. જો તે એમ શાબેત કરે કે તે માલ તેના કબજામાં પ્રમાણીકપણે શી રીતે આવ્યો તો, તે અનુમાન બીલકુલ વિરૂદ્ધ છે. રાંણી વિ. પરમેશર આહીર ( ૨૩ વી. રી. ક્રી. રૂ. ૧૬ ) અને ટેલરકૃતની કલમ ૧૨૨ જુઓ.

કબજા ઉપરથી ચોરાઉ માલ રાખવાનું અનુમાન વ્યાજબી રીતે થઈ શકે એટલા માટે બીજા કોઈએ ચોરી કરયાનો પુરાવો હોવો જોઇએં. ( કે. અને. પે. રી પાનું ૩૫૯ )

**બ** દ્રષ્ટાંત ઉપરથી જે અનુમાન કરવાનું થાય છે તેથી ઘણો ભયંકર પુરાવ લેવા લાયક છે. કેદીની હકિકત મારી આપેલા સાક્ષી તરીકેની હોય તેને પ્રત્યંતરી પુરાવની જરૂર નથી, પણ તેની કબુલતને પ્રત્યંતરી પુરાવની જરૂર છે એમ જણાય છે. અદ્યાપી સુધી તે પુરાવમાં લેઈ શકાતી નહી હતી, અને તેનો સબબ પણ ઉઘાડો છે.

જ્યારે અમુક માણસને દત્ત લીધાની વાત ઘણા વર્ષ સુધી કબુલ કરવામાં આવેલી હોય, ત્યારે અનુમાન એવું થાય છે કે તે બાબતમાં તમામ યોગ્ય ક્રિયા કરવામાં આવેલી હતી, પણ તે બાબતમાં યોગ્ય ક્રિયા કરવામાં આવેલી હોય તેથી દત્ત લેવાની પરવાનગી હતી એવું અનુમાન થતું નથી.

અનુમાન અગર અનુમાનને નબળું કરે તેવી હકિકત, એ એમાંથી શી બાબત ઉપર આધાર રાખવો તે દરેક કામની હકિકત ઉપર રહેલું છે. આ વર્ગનાં બીજાં અનુમાનો અહિયાં બતાવવાં દુરસ્ત છે, તે હમેશાં બને છે. આ બાબત મી૦ ટેલરે પોતાના ગ્રંથની ૫ મી આવૃતિની કલમ ૯૫૩ માં સારીપેઠે કહેલું છે. જે હકિકતનું અનુમાન કોર્ટને કરવાને કેહેવામાં આવે તે હકિકત, સ્વભાવિક બનાવ બનવાની રીતી, મનુષ્યની વર્તણુંક અગર સાર્વજનિક અગર અસાર્વજનિક કામની વચમાં જે સબંધ હોય છે તે બાબતના અનુભવ ઉપર આધાર રાખે છે. અનિતી વિરૂદ્ધ હમેશાં અનુમાન થાય છે, માટે લગ્ન ઉપર અરસપરસ સમાગમ થયા બાબત પ્રથમ દર્શનિક અનુમાનિક પુરાવ છે, તેમજ કપટ વિરૂદ્ધ અનુમાન થાય છે..

વર્તણુંક ઉપરથી જે અનુમાન થાય તે વર્તણુંક ઉપરથી વિરૂદ્ધ અનુમાન રદ થાય છે. તેથી ૭ મદ્રાસ જ્યુરીસ્ટને પાને ૪૨૮ મે રાજા ચંદ્રનાથરાય બાહાદુર વિ. કુંવર ગોવિંદનાથરાયના કામમાં પ્રીવીકાંઉસીલે ઠરાવ્યું કે વિધવાએ ઘણા વર્ષ સુધી દત્ત લેવાના અધિકારનો અમલ કરેલો નથી, તેથી દત્ત લેવા બાબતનો અધિકાર નથી એવું અનુમાન થાય છે, તે તેણીનો ધણી દત્ત લેવાને ચાહાતો હતો એ હકિકતથી રદ થાય છે. તેમજ

જ્યારે હિંદુ કુટંબના દરેક સખસ જુદા રેહેતા હોય અને મીલકત નીરાળી ભોગવતા હોય તો, તેથી હિંદુ કુટંબ અવિભકત છે એ બાબતનું અનુમાન રદ થાય છે, સબબ પુરાવનો બોજો એક પક્ષકાર ઉપરથી બીજા પક્ષકાર ઉપર જાય છે વિગરે ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૨૯૯ થી ૩૦૧ ).

કાયદાનાં અનુમાન બે પ્રકારનાં છે. નિશ્ચયકાર્ક અગર બીજી રીતે કહીએ તો જરૂરે કરીને કરવાનાં અનુમાન, અને બીજું અનુમાન જે બાબત તકરાર થઈ શકે તે. મી૦ ટેલર કેહે છે કે નિશ્ચયકાર્ક અનુમાન એ છે કે અમુક વાત કેહેવાની પુષ્ટીમાં જેટલો પુરાવ જોઈએ તેટલો તે અનુમાન ઉપરથીજ બસ થાય, અને તેથી બીજી રીતે છે એવું બતાવવાને બીજો કાંઈ પણ પુરાવ બર આવે નહી તે. સદરહુ બીજા પ્રકારના અનુમાન બાબત તકરાર થઈ શકે છે અને તે રદ થઈ સકતાં નથી એમ નથી, પણ રદ થવા લાયક હકિકત હોય તો રદ થાય, નહી તો થતાં નથી.

જેવાં કાયદાનાં અનુમાન છે તેવાં હકિકતનાં પણ અનુમાન છે. ખરી રીતે ફકત તકરારો છે અને તેમાં મુખ્ય બાબત કાયદાની નથી હતી. દરેક અને બધી બાબતમાં તે હોય છે. માટે તેના નિર્ણયનો આધાર અમુક નિયમની કબુલત કરેલી અજમાશ અને તકરારના બળવાનપણા ઉપર છે.

સાધારણ માનવામાં કાયદા શિવાય અનુભવ અને સબંધ ઉપરથી જે નિકળતી સ્વભાવિક રીતની મજબુતાઇ હોય છે તેના ઉપર તેનો આધાર છે. આ અનુમાન કાયદાનાં જે અનુમાન છે તેથી અવસ્યે કરીને જુદાં એટલી બાબતમાં છે કે, કાયદાના અનુમાનનો આધાર નક્કી કરેલા નિયમ ઉપર છે, અને તે એક ન્યાયશાસ્ત્રની શાખા છે. પણ હકિકતના અનુમાન તો દરેક કામની હકિકત બાબત મનુષ્ય જાતીનો જે સાધારણ અનુભવ હોય છે તે ઉપરથી કાયદાના નિયમની કાંઈ મદદ અને દાબ શિવાય થાય છે. જેમકે એક કેદીના ગુંજામાંથી ભાગેલું ચાકુ નિકળે અને તેના ફળનો બીજો ભાગ એક ઘરની બારીમાં ચોટી રહેલો હોય.

આ બાબતમાં મી૦ સ્ટીફને પુરાવના આકટના બીલ બાબત સીલેકટ કમીટીનો રીપોર્ટ વિચારમાં લેવો જોઇએ, એવું કેહેતાં કહેલું છે કે "અનુમાનની બાબત કેટલેક દરજ્જે સામાન્ય હિતની છે. આ દેશના કાયદાની પ્રવીણતાવાળા સખસોએ જેમ બને તેમ અનુમાનનો કેવો અસર થાય છે તે બાબત નિયમ કરવાને બને તેટલી મેહેનત કરી છે કે, જેથી ન્યાયાધિશને પોતાની સાધારણ અક્કલ અને અનુભવ ઉપરથી તે બાબત ન્યાય કરવાની મેહેનત પડે નહી. અમુક શાબેત થએલી હકિકતની અમુક બુજ અને મતલબ છે, એવું અનુમાન કરવું. આ અનુમાનો એટલાં બધાં છે કે જેની ગણતરી થાય નહી, અને તેની ગોઠવણ પ્રથક પ્રથક રસ્તે છે. અનુમાનો રદ થવા લાયક છે, અને કેટલાંક રદ થઈ શકતાં નથી તેવાં પણ છે. પુરાવનું વજન કરવાના પણ ઘણાજ નિયમો છે. જેમકે આટલો પુરાવતો અનુમાની,આટલો પુરાવતો ભરપુર, અને આટલો અર્ધો વિગરે. આ નિયમો ઈંગ્રેજી 'લૉ' માં છે તેથી ઘણીજ ઘુચવણ થાય છે. બીજું પુરાવનો એવી રીતે ઊપયોગ થાય છે કે કેટલીક બાબતો પુરાવાના કાયદાની નથી, તે તેની છે એમ કરવું પડે છે.

દ્રષ્ટાંત ફ મુજબ ટપાલની છાપ પ્રમાણે કાગળો રવાને થયાનું અને પોહોચ્યાનું અનુમાન

લેવાય છે. તેવીજ રીતે ટપાલમાં કાગળ નાંખ્યાથી રવાને થયાનું અને તે ઉપર બતાવેલી જગોએ પોહોચ્યાનું અનુમાન થઈ શકે છે.

આ પ્રમાણે સાર્વજનિક બધાં કાર્યોને માટે અનુમાન લેવાય છે.

**ग** દ્રષ્ટાંતનો આધાર અપકૃત કરનાર વિરૂદ્ધ હરેક બનતુ અનુમાન લેવાય છે. જેમકે એક ઝવેરી પાસે એક માણસ પોતાની હીરાની વીંટીની કીમત કરાવવા ગયો. ઝવેરીએ તે હીરો કાઢી લેઈ રાખ્યો, તે બાબતના દાવાનો ઈનસાફ થતાં એ વીંટીમાં બેસે તેવા ઊંચામાં ઊંચી જાતના હીરાની કીમત શું ગણાય તે શાબેત કરવા બેપારીઓને તપાસવામાં આવ્યા. અને જ્યુરીને સુચના કરી કે પ્રતીવાદી એ હીરો રજુ કરે નહી ત્યાં સુધી તેણે સારામાં સારા હીરાની કીમત આપવાની નુકશાની ગણવી, અને પ્રતીવાદી વિરૂદ્ધ વધારેમાં વધારે મજબુત અનુમાન લેવું, એટલા માટે કે તે હીરો ઊંચામાં ઊંચી જાતનો છે એમ હશે તેથી કરી તે રજુ કરતો નથી. ( ૧ સ્મી. લી. કે. પાનું ૩૧૫ ). આજ પ્રમાણે ટ્રસ્ટી, આડતીયો, પંત્યાળાનો ભાગીયો, અથવા હિસાબ આપવાને માટે જવાબદાર હોય તેવો કોઈ બીજો સખસ ચોપડાનો નાશ કરે અથવા હિસાબ આપવામાં કસુર કરે ત્યારે કામના પ્રકાર પ્રમાણે વધારેમાં વધારે મજબુત અનુમાન લેઈ શકાય તેટલું તેના વિરૂદ્ધ લેવાય છે. ટેલરકૃત પ્રષ્ટ ૧૦૧. આજ પ્રમાણે પ્રતીવાદી વાદીના દેવાનું પોતાને ત્યાં નામું હોવાનું કબુલ કરી તે નામું વગર કારણે રજુ ન કરે તો, વાદીના દાવા પ્રમાણે તેના નામામાં દેવું રેહે છે એવું અનુમાન થઈ શકે છે.

કોઈ સખસને કાંઈ દસ્તાવેજ રજુકરવાની ખબર છતાં તે રજુ કરવાની ના પાડે તો, તે દસ્તાવેજ પાછળથી પોતાના પુરાવ તરીકે વાપરવા કલમ ૧૬૪ પ્રમાણે પ્રતિબંધ છે.

**ह**. દ્રષ્ટાંતનો પણ સદરહુ નિયમ ઉપર આધાર રહેલો છે, અને દ્રષ્ટાંત **ग** ની સાથે ઘણે ખરે ભાગે મળતુ આવે છે. એટલોજ તફાવત છે કે કાયદા પ્રમાણે જે સ્વાલના જવાબ આપવા કોઈ માણસની ફરજ ન હોય ત્યારે પણ એ સ્વાલનો જવાબ ન આપવાથી તે જવાબ તેના વિરૂદ્ધ હોવાનું અનુમાન લેવાય છે.

વીલાયતના ધારામાં આ કલમના દ્રષ્ટાંતોમાં બતાવેલા નિયમ કાયદાના અનુમાન ગણેલાં છે, પણ આ કલમ વડે તેથી જુદો વિચાર લેઈ તેમ અનુમાન કરવા મુખત્યારી રાખી છે, એ મુખત્યારીનો કેવી રીતે અમલ કરવો તે આજ દ્રષ્ટાંતોના ખુલાસામાં બતાવ્યું છે.

દ્રષ્ટાંત **क** અને **आइ**માં આ પ્રસંગના દાખલા છે, તેમાં **क** દ્રષ્ટાંત ટેલરની કલમ ૧૨૭ ઉપરથી રચવામાં આવ્યું છે, અને દ્રષ્ટાંત **आइ** ( ૫ બં. લા. રી. પાનું. ૬૩૫ ) ના કેસ ઉપરથી છે, તેમાં ઠરાવવામાં આવ્યું કે કાંઇ હુંડી તે સ્વીકારનારને હાથ પાછી આવવાથી તેનાં નાણાં અપાઇ ચુકયાનું અનુમાન લેવાય છે, માટે એ હુંડી રજુ કરવી. નાણાં આપ્યાનો સ્વીકારનાર તરફથી બસ પુરાવ છે.

**ફેંસલા**—હિંદુ કુટંબની બધી મીલકત મઝીઆરી હોવાનું અનુમાન લેવાય છે. તેથી જે સખસ પોતાની આગવી મીલકત કહી દાવો રાખતો હોય, તેણે તે વાત શાબીત કરવી જોઇએ. (૯ મુ. ઈ. અ. પાનુ ૫૩)

વડીલોપાર્જીત મીલકતના વેચાણના કામોમાં વેચાણ કરવાને માટે ખરેખરી જરૂરીઆત હતી કે નહીં તેનું બધું જોખમ ખરીદદાર માથે લેતો નથી, પણ તે કરજ કરવાને

માટે જરૂરીઆત હોવાની ચોકસી કરવા અને તે પ્રસંગે વેચનાર મેનેજર તે મીલકતતા હિત અર્થેવર્તે છે એ વાતની પોતાથી બને તેટલી ખાત્રી કરવા ખરીદદાર બંધાએલો છે. આવા દાવાઓમાં પુરાવનો બોજો કોના ઉપર રેહે છે એ સ્વાલનો સામાન્ય અને નહી બદલી શકાય એવો જવાબ આપી શકાય તેમ નથી. વ્યાજબી અનુમાન હમેશાં હકીકતોની સાથે બદલાતું જશે, અને તેનો આધાર કામની કેફીયત ઉપરજ રેહેવો જોઇએ.(૬ મુ. ઈ. અ. પાનું.૩૯૩)

મુસલમાની ધારાનું અનુમાન હમેશાં પુત્રના કાયદેસરપણા તરફ છે, તેવું કાંઈ અનુમાન લગ્ન થવાની તરફેનમાં નથી (ઇ.અ. ૧૮૭૨, ૭૩ પાનું. ૨૦૦)

જ્યારે કોઈ કુટંબ રેહેવામાં અને ખાવા પીવામાં જુદુ હોય, ત્યારે મીલકતમાં પણ જુદુ છે, એમ અનુમાન લેવાય છે (૩ બં. લા. રી. પાનું ૭)અને(૧૦ વી. રી. પાનું. ૧૪૮).

જ્યારે કાંઈ મીલકત હિંદુ કુટંબનો વહિવટ ચલાવનાર પોતાના કુટંબના પુરોહિતના નામથી અથવા કુળદેવના નામથી ખરીદ કરે, ત્યારે તે મીલકત મઝીયારી હોવાનું અનુમાન લેવાય છે. (૧૯ વી. રી. પાનું ૨૩૧).

જ્યારે કોઈ જુના વખતનો કુળાચાર હિંદુઓમાં હોવાનું શાબીત કરવામાં આવે, ત્યારે તે કુટુંબ બીજે રેહેવા ગયું હોય તોપણ તે રીવાજ હજુ ચાલુ હોવાનું અનુમાન લેવાય છે. (૧ બં. લા. રી. પાનું. ૨૬ ) અને ( ૮ વી. રી. પાનું. ૨૬૧)

કોઈ મઝીઆરા હિંદુ કુટુંબના મુખી માણસે કરેલું કરજ સામાન્ય હકીકત તળે મઝીઆરૂં હોવાનું અનુમાન થાય છે, પણ તેમાંનો કોઈ મેંબર સગીર હોય ત્યારે જે લેહેણદાર મઝીઆરી મીલકત ઉપર હક્ક ધરાવવા દાવો કરે છે, તે માણસે બતાવી આપવું જોઈએ કે તે કરજ શુદ્ધબુદ્ધિ અને કુટુંબના હિત અર્થે કરવામાં આવ્યું હતું.(૧ મ. હા. રી. પાનું. ૨૯૮.)

પોતાનો ધણી બીજીવાર પરણવાના સબબથી જુદી રેહેતી હિંદુ ઓરતને તેના ધણીના ખાતે કરજ કરવા અધિકાર હોવાનું કાંઈ અનુમાન થતુ નથી. ( ૧ મ. હા. રી. પાનું. ૩૭૫)

વિરૂદ્ધ કરાર શાબીત થતાં સુધી મુસલમાની મેહેરની ગમે ત્યારે માગણી કરી શકાય, એમ અનુમાન લેવાય છે. ( ૬ મ. હા. રી. પાનું. ૯ )

વાદીએ એક ખત ઉપરથી બે પડદાનસીન ઓરતો ઉપર દાવો કર્યો. તે ખત તે ઓરતના મુખ્તાર તરીકે એક સખસે કરી આપ્યાનું કેહેવામાં આવતું હતું. તેમાં પ્રીવીકૌંસીલે હાઇકોર્ટનો ઠરાવ રદ કરી ઠરાવ્યું કે મુખત્યારપણાનો સખત પુરાવો આપવો જોઈએ. ( ૧૦ બં.લા. રી. પાનું. ૨૦૫ )

હિંદુસ્તાનના દેશીઓની અંદર સત્યતાની દીલગીરી ઉપજાવે એવી ચાલતી બેદરકારના સબંધે પ્રીવીકૌંસીલે ઠરાવ્યું કે, મુખજુબાની પુરાવાની બારીકી અને સંભાળથી. તપાસણી કરવાની જે જરૂર રહેલી છે, તેથી સાક્ષીઓના કોઈ કોઇ વાતમાં જુઠાણાને લીધે તેમની જુબાની બીલકુલ નહી માનવી એ ઘણુંજ ભયંકર થઈ પડે ( સ. પ્રી. જ. પાનું ૨૧૬ )

વિલાયતમાં હમેશાં સાહેદો ખરૂજ બોલે છે, એમ મજબુત અનુમાન લેવાય છે, પણ હીંદુસ્તાનમાં ઘણાખરા કામોમાં એ અનુમાન જરા પણ સલામતી ભરેલું નથી ( સ. પ્રી. જ. પાનું ૩૦૭ ), તેમાં પ્રાવીકૌંસીલે કહ્યું કે જ્યારે કોઈ કાર્યનો સંભવ તે કાર્ય બન્યાની તરફેનમાં હોય, ત્યારે હિંદુસ્તાનના દેશી સાહેદોની જુબાનીનું સામાન્ય જુઠાણુ તે કાર્ય વિરૂદ્ધ સુકવવાને માટે કાંઈ પણ કારણ નથી.

એક म. र. એ રૂ. ૫૦૦ ) ની એક હુંડી તા. ૧ એપ્રીલ સન ૧૮૭૦ ના રોજ अ એ કહ્યું કે મને લખી આપી હતી. તા. ૨૭ માર્ચ. સન ૧૮૭૧ રોજ મારી પાસેથી म, ह એ આ હુંડી વેચાણ રાખી, અને તેના રૂ. ૫૩૪) આપવા કબુલ કર્યું. म. ह. એ હુંડી વટાવવા તેના ભાઈ आइ. ને આપી. પાછળથી आइ એ મને ખબર આપી કે તે હુંડી ગુમ થઇ છે, એમ કહી રૂ. ૫૩૪) લેવા म, ह. અને म, र. ઉપર દાવો કર્યો. म, ह. એ એ હુંડી વાદી પાસેથી ખરીદ કર્યાનું ઇનકાર કર્યું, પણ કહ્યું કે એ હુંડી आइ બતાવી ગયો, અને તેને પૈસા વ્યાજ શીખે આપી દીધા છે, અને તે હુંડા તે નીચે आइની પોહોંચ શીખે રજુ કરી. ઈસ્યુ કાઢ્યા પછી आइ. ને પ્રતીવાદીમાં દાખલ કર્યો. आइ એ કહ્યું કે તે હુંડી વટાવવા માટે વાદીએ આપી હતી, પણ म, र. એ તેનાં નાણાં આપ્યાં નથી, અને હુંડી નીચે ભરપાઈ છે તે બનાવટી છે, તેમાં ઠરાવવામાં આવ્યું કે म र. નાણાં લેઇ હુંડી લખી આપ્યાનું કબુલ કરે છે, માટે आइ ને તે રકમ વસુલ આપ્યાનું શાબીત કરવાનો બોજો તેના ઉપર છે. વાદી ઉપર કાંઈ પણ બોજો નથી. વસુલાત અને પોહોચનું ખરાપણું શાબીત કરવાનું કામ म, र નું છે.

એ હુંડીનો म, र નો કબજો એ એક તેના લાભની વાત છે, તોપણ તે વાત વસુલાતનો સ્વતંત્ર પુરાવ નથી, અથવા તો आइ ને હુંડીની રકમ આપ્યાનું શાબીત કરવાની ફરજમાંથી તે મુકત થતો નથી (ઈ. લા. રી. ૧ મું પાનું ૨૯૫ ).

પ્રોસીક્યુટર તકરારી કાર્ય સાથે સબંધ રાખનારી કાંઇ વાતનો સાહેદ રજુ ન કરે, ત્યારે પ્રોસીક્યુટર વિરૂદ્ધ અનુમાન લેવાય છે ( ઈ. લા. રી. ૮ ક. પાનું. ૧૨૧ ).

કુટંબ મજીયારૂં હોય તે દરમિયાનમાં જે મીલકત મેળવવામાં આવી હોય, તે તમામ મજીયારા ફંડમાંથી મેળવી છે, એવું અનુમાન થાય છે. માટે જે સખસ એમ કેહેતો હોય કે તે મેં જાતે મેળવી છે, તેના ઉપર પુરાવનો બોજો શાબેત કરવાનું રેહે છે. (ઇ. લા. રી. ક. વા. ૮ પાનું. ૫૧૭.)

अ એક રૈયત છે તેના કબજામાં અમુક જમીન છે, તેણે ब ના લાભમાં તે કબજા બાબતની કબુલત લખી આપી ( તે ब તે જમીન ઉપર દાવો રાખતો હતો ને તેમાં છેવટના માલેક તરફથી મળેલા હક્કની રૂઈએ તે કબજાવાળી જમીન આવેલી હતી ) અને તેની રૂઇએ સાંથ ब ને આપી, તેમાં ઠરાવવામાં આવ્યું કે बના હક્ક વિષે તકરાર કરવાને આ કલમ પ્રમાણે अ ને પ્રતિબંધ નથી. આ કલમમાં જે શબ્દો 'પટાની શરૂઆતમાં' એવા છે, તે સાંથેરાખનારાઓનો કબજો આપવામાં આવેલો હેય, અને જેઓએ તે કબજો આપેલો હોય તેને લાગુ થાય છે, અને જે સાંથેરાખનારાઓએ પ્રથમથી મેળવેલો હોય તેને લાગુ થતો નથી. ( ઇ. લા. રી. ૧૧ ક. પાનું. ૫૧૯ )

કોઇ આક્ટ પ્રમાણે કાંઈ હક્ક અગર બંધન સબંધી કોઈ સખસના ઉપર જુવાબદારી ઠરાવતા પેહેલાં અમુક બાબત કરવાની જરૂર હોય છે તો, જે સખસે સદરહુ સખસે જવાબદારી ઉત્પન્ન કરી છે એમ કેહેતો હોય, તેણે શાબેત કરવું જોઈએ કે તે આક્ટમાં ઠરાવેલી બાબત ખરી રીતે કરવામાં આવેલી છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે રસ્તાના જકાતના આક્ટની કલમ ૫૨ માં ઠરાવેલી નોટીસનો આ કલમની રકમ इ પ્રમાણે જે અનુમાન છે તેમાં સમાસ થતો નથી, માટે તે શાબેત થવી જોઈએ. ( ઇ. લા. રી. ૧૩ ક. પાનું. ૧૯૭)

આ કલમ અને આ આકટની કલમ ૧૩૩ માં બતાવેલા હિંદુસ્તાનમાં પુરાવના કાયદાના જે નિયમ છે તે ઇંગ્લાંડના કાયદાના નિયમથી કોઈ બાબતમાં જુદા નથી, એટલે પ્રત્યંતતરી પુરાવ વગર મેળાપીની શાક્ષીના આધારથી ગુન્હાની શાબીતીનો ઠરાવ કરવામાં આવેલો હોય, તે કાયદા વિરૂદ્ધ નથી, એટલે તે કાયદેસર છે. પરંતુ અનુભવ ઉપરથી જણાય છે કે તે નિર્ભય નથી, માટે ઇંગ્લંડ અને હિંદુસ્તાનમાં જ્યારે જડજો એકલા બેસે છે, ત્યારે આવી પ્રત્યંતરી પુરાવ વિનાની જુબાની ઉપરથી કામ ચલાવતા પોતાનું દીલ સાવધાનીમાં રાખવાને સંભાળથી વર્તવાનો, અને જ્યારે તેઉ જ્યુરીની સાથે તપાસ કરે છે ત્યારે જ્યુરીને એવી ચેતવણી આપે છે કે આ પ્રમાણે ચાલવું એ નિર્ભય નથી, એવો તેઓનો રીવાજ છે. માટે જે સખસ ઉપર જે ગુન્હાનો આરોપ રાખવામાં આવેલો હોય તે સખસ તે ગુન્હો કરવામાં પ્રતક્ષ અને ખરી રીતે સામેલ હતો, એવું બતાવવાને મેળાપી અગર કબુલ કરનાર સહકેદી શિવાયે કાંઇ પ્રત્યંતરી સ્વતંત્ર પુરાવ હોવોજ જોઈએ. માટે બીજો મેળાપી હોય તેથી પેહેલા મેળાપીની સ્થીતી કાંઈ સુધરતી નથી, સબબ જો બે મેળાપી હોય તો તે બેઉની બાબતમાં કાંઈ પ્રત્યંતરી પુરાવ હોવો જોઇએ. તે મેળાપીની પુસ્ટીમાં એકજ ગુન્હેગાર બાબત પ્રત્યંતરી પુરાવ હોવો જોઇએ, એટલુંજ નહી, પણ તે પુરાવથી જે સખસોને અસર થતો હોય તે તમામની બાબતમાં હોવો જોઇએ, માટે એક કેદીની બાબતમાં મેળાપીની શાક્ષીનો પ્રત્યંતરી પુરાવ હોય તો, તે મેળાપીની શાક્ષી બીજા કેદી વિરૂદ્ધ પ્રત્યંતરી પુરાવ શિવાય પુરાવ થવાને હક્કદાર થતી નથી. જેનું ખુન કરવામાં આવ્યું હોય તે સખસ પાસેથી લીધેલી મીલકતનો કબજો જે સખસ પાસે હોય તે તેથી તે સખસ ઉપર તેણે તે ખુનમાં ભાગ લીધો હતો, એવો જે મેળાપી તેના ઉપર આરોપ રાખતો હોય તેની પુસ્ટીમાં કાંઈ પ્રત્યંતરી પુરાવ નથી, તોપણ તે કેદીએ અપહરણ અગર બદદાનથી ચોરેલો માલ રાખવામાં ભાગ લીધેલોછે તે વિશે તે પ્રત્યંતરી પુરાવ છે. **र**, **स** અને **म** ના ઉપર ખુનનો આરોપ રાખવામાં આવેલો તેથી તે વિશેની તપાસમાં ફરીયાદ તરફના પુરાવમાં **व** કે જેની તેજ ગુન્હા બાબત સદરહુ સખસોની સાથે તપાસ કરવામાં આવેલી, તેની કબુલત ( ૨ ) મેળાપીની શાક્ષી ( ૩ ) **र** ના ઘરમાં મરનારની મીલકત માલમ પડેલી એવું શાક્ષીયોએ જુબાનીમાં કહેલું ( ૪ ) જે દીવશે મરનારને છેવટ હયાત જોવામાં આવેલો તે દીવશે તમામ કેદીઓ જે ઠેકાણેથી પાછળથી લાશ માલમ પડેલી તે ઠેકાણાની નજીક એકઠા જોવામાં આવેલા હતા, એવું શાક્ષીયોએ જુબાનીમાં કહેલું તેમની શાક્ષીયો છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે મેળાપીએ કહેલી હકીકત અગર કબુલ કરનાર સહકેદી **व** ની કબુલતની પુષ્ટીમાં જોઇતો પ્રત્યંતરી પુરાવ નથી. (ઈ. લા. રી. અ. વા. ૮ પાનું ૩૦૬)

ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૦૯ પ્રમાણે સેશનકોર્ટની રૂબરૂની તપાસમાં કમીટ કરનાર માજીસ્ટ્રેટે વૈદકના શાક્ષીની જુબાની લીધેલી તે પુરાવમાં આપી શકતા પેહેલાં માજીસ્ટ્રેટના કામના કાગળો ઉપરથી એમ જણાવવું જોઇએ અગર તોહમતવાળાની રૂબરૂમાં તે શાક્ષી લેવાએલી હતી એમ શાક્ષીઓની શાહેદી ઉપરથી શાબેત થવું જોઇએ, પણ આ કલમના ઈ. દ્રષ્ટાંત પ્રમાણે તે લેવામાં આવી છે, એમ અનુમાન કરવુ નહી જોઈએ. (ઈ. લા. રી. અ. વા. ૯. પાનું ૭૨૦)

## કલમ ૧૧૫ મી.

### બાબ ૮ મો—પ્રતિબંધ વિષે.

પ્રતિબંધ.

**૧૧૫. જ્યારે કોઈ એક સખસે પોતે ઈકરાર કરીને, કાંઈ કૃત્ય કરીને, કિંવા કાંઈ કરવાનું તે ન કરીને, કોઈ બીજા સખસ પાસે અમુક વાત ખરી છે એવી ધારણા કરાવી હોય, અથવા કરવા દીધી હોય તથા તે ધારણા ઉપરથી કાંઈ અમલ કરાવ્યો હોય, અથવા કરવા દીધો હોય તો, તે સખસની તથા સદરહુ બીજા સખસ કિંવા તેના પ્રતિનિધીની વચે ચાલતી ફરીયાદીમાં અથવા કામમાં, સદરહુ વાતના ખરાપણાનો ઈનકાર કરવાની પરવાનગી સખસ મજકુરને કિંવા તેના પ્રતિનિધીને આપવી નહી.**

### દૃષ્ટાંત.

**अ જાણી જોઈને એવું કાંઈ કરે છે કે તે ઉપરથી અમુક જમીન अ ની છે એવું ब એ માન્યું, અને તેથી જમીન મજકુર ખરીદ કરીને તેના રૂપીયા આપવાને લલચાયો.**

**પાછળથી જમીન મજકુર अ ની માલકીમાં આવી, ત્યારે अ સદરહુ વેચાણ એવા સબબ ઉપરથી રદ કરાવવા માગે છે કે, વેચાણ થયું તે વખતે તે જમીન ઉપર મારો કાંઈ હક્ક ન્હોતો, પોતાનો હક્ક ન્હોતો એ વાત अ ને શાબેત કરવા દેવી નહી.**

**ટીકા**—પ્રતિબંધની બાબત અનુમાનની બાબતથી જુદી છે, પ્રતિબંધ એ છે કે અમુક સખસ અમુક હકીકત શાબેત કરવાને અમુક બાબતને લીધે જાતે નાલાયક થએલો હોય છે. અનુમાન એ છે કે અમુક હકીકત હરકોઈ શાબેત કરે એટલે તે ઉપરથી અમુક કલ્પના કરવાની તે. પ્રતિબંધ બાબત ઈંગ્રેજીમાં ઘણીજ ઘુચવણ અને બારીકી છે, પરંતુ તેવું બે કારણોથી છે. એક તો ઈંગ્રેજી તકરારનું વિચીત્રપણું અને બીજું આગળ થએલા ફેંસલાઓને ઈંગ્રેજી ગ્રંથકારો પ્રમાણશાસ્ત્રનો તે એક ભાગ છે. એમ ગણે છે, અને તેને દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની શાખા તરીકે ગણવામાં આવતી નથી.( સ્ટીફનસાહેબની ટીકા પાનું.૧૩૩, ૧૩૪)

પ્રિચર્ડ વી. સમર્સ (૯ એ. અને ઈ. પાનું ૪૭૪) ના કામમાં જે ઠરાવ છે તે બાબત આ કલમમાં કાયદો ઠરાવવામાં આવેલો છે. જ્યારે એક પક્ષકારે કાંઈ હકીકત અગર કબુલત જાણી બુજીને કરેલી હોય, અને બીજો પક્ષકાર એવી રીતે ચાલેલો હોય કે જેથી તેની સ્થીતીમાં ફેરફાર થાય તો, તે હકીકત કેહેનાર પક્ષકારની વિરૂદ્ધ તે નિશ્ચયકાર્ક પુરાવ થાય છે. તેમજ એક પક્ષકાર જાણી બુજીને અગર કસુરથી બીજા પક્ષકારની પાસે ઉભો રહી તેને કાંઈ કરાર કરવા દે તો, પછી જે પક્ષકારને ઠગવામાં આવ્યો હોય તેની વિરૂદ્ધ તે પક્ષકાર પોતાની વર્તણુંકથી સદરહુ રીતે ઠગવામાં મદદ કર્યાની સામે કાંઈ તકરાર કરી શકતો નથી. ફ્રીમેન વિરૂદ્ધ કુક (૨ ક્ષ. આર. પાનું ૬૬૩) નો ઠરાવ જુઓ. "જાણી બુજી" એ શબ્દનો અર્થ એ છે કે એક પક્ષકાર અમુક બાબત ખોટી છે તેમ જાણ્યા છતાં તે સાચી

કેહેતો હોય, એમ જો નહીતો ઓછામાં ઓછો એનો હેતુ એવો હોય છે કે, જે કહુંછું તે પ્રમાણે બીજાએ ચાલવાનું છે, અને તે પ્રમાણે બીજો ચાલે, અને જો પછી તે કેહેનારનો ગમે તેવો ઈરાદો હોય, પણ હરકોઈ વ્યાંજબી માણસ તે કેહેવા ઉપરથી એમ સમજે કે તે કેહેવું ખરૂં છે, અને તે મુજબ ચાલવાનું છે તેમ ધારી તે પ્રમાણે ચાલે તો,પછી તે કેહેનાર પક્ષકાર એકસરખી રીતેજ પોતાની કહેલી હકિકતના સાચાપણા બાબત તકરાર કરી શકતો નથી; અને રિવાજથી અગર વેહેપારને લીધે અગર બીજી રીતે કોઈ સખસ તે સાચી બાબત બાહાર પાડવાની ફરજ હોય, તેમ છતાં કસુરથી અગર રહી જવાથી તે બાહાર પાડવામાં આવે નહી તો, તેનો અસર પણ તેવોજ થાય છે. જેમકે એક ભાગીદારી-માંથી એક ભાગીયો પોતાનો ભાગ બંધ કરે તો, તેણે હમેશાંની રીતી પ્રમાણે ગ્રાહકોને ખબર આપવી જોઈએ કે, મારા શિવાયના બીજા જે ભાગીદારો ભાગીદારીમાં સામેલ રહેલા છે તેમને હવે મારી તરફથી કામ કરવાને કાંઈ અખત્યાર નથી; તેમ છતાં તે ભાગીદાર તે પ્ર-માણે ગ્રાહકોને જાહેર કેરે નહી તો, પછી બીજા ભાગીદારોએ જે કરાર ત્રીજા પક્ષકાર સાથે કરેલો હોય, તે સદરહુ ભાગીદાર ઉપર બંધનકાર્ક છે.

"ડીડ"થી પ્રતિબંધ થાય છે, એવો નિયમ હિંદુસ્તાનમાં લાગુ પડતો નથી. કેદારનાથ ચકરબત્તી વિરૂદ્ધ ડનઝેલ (૨૦ સધરલાન્ડ. વી, રી. પાનું ૩૫૨)

ઈંગ્રેજી 'લા' પ્રમાણે પ્રતિબંધ, દફતર, "ડીડ" વિગરેથી થાય છે, અને તે બાબતનો તમામ કાયદો મી૦ સ્મીથે ડચેસ આફ કીંગસ્ટનના કામમાં નોટ કરી છે, તેમાં બતાવેલો છે.

દફતરથી પ્રતિબંધ થાય છે તે બાબતમાં કલમ ૪૦–૪૪ જોવી. જજમેંટો જે કામમાં પ્રતિબંધ થાય છે તે ફકત કલમ ૪૧ પ્રમાણેનાં છે. જે બાબત એક પક્ષકારે કહેલી હોય પણ તે પ્રમાણે ચાલવામાં આવેલું ના હોય, તો, તે પક્ષકાર એમ બતાવી શકે છે કે તે સાચી નથી. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૩૦૨)

એક માણસ એક સ્ત્રીને તે પોતાની ઓરત છે એ પ્રમાણે કહી બીજા પાસે માલ પુરો પડાવે, પછી તે એમ કહી શકનો નથી કે તે મારી ઓરત નથી. તેમજ એક ઓરત અમુક સખસ મારો ધણી છે એમ કહી કેટલોક માલ ઉધારે લે, બાદ તે ધણી દેવાળું કાહાડે તો, પછી તે ઓરત પોતાનું લગ્ન ઇનકાર કરી શકતી નથી, અને તે માલ ઉપર પોતે દાવો રાખી શકતી નથી. એક સ્ત્રીએ એમ કહીને માલ લીધો હોય કે હું તો એકલી છું, તોપણ ઇંગ્રેજી "લા" પ્રમાણે તે બાબતની જવાબદારીમાંથી તે એમ બતાવી મોકળી થઈ શકે છે કે, હું તો માલ લીધાની તારીખે પરણેલી હતી; કારણ એમ કેહેવામાં આવ્યું છે કે તેણીએ ખોટું કહ્યું તેથી તે જે કરાર કરવાને નાલાયક હતી તેને હરકત થતી નથી. પણ આ અપવાદ હાલના કાયદામાં રાખેલો નથી, અને આ કલમ પ્રમાણે તો તેણીએ જે કહીને અમુક વાત મનાવેલી હોય તે બાબત તે ઇનકારીયત કરી શકતી નથી.

જ્યારે અમુક માણસે બીજાની તરફથી પોતાના એજંટ તરીકે કામ કરવામાં અમુક હકિકત કોઇને મનાવેલી હોય અગર માનવા દીધી હોય તો, તેને સદરહુ નિયમ લાગુ થાય છે; પછી તે હકિકત ખોટી કેહેવામાં અગર છુપાવવામાં તે એજંટનો મુળ માલેક પક્ષકાર ન હોય અગર તે જાતે ઠગાએલો હોય, તોપણ હરકત નહીં.

જે સખસ બીજાને અમુક વાત મનાવે અગર માનવા દે, તેણે તે વાત ખોટી છે એમ જે સખસ બીજાને અમુક વાત મનાવે અગર માનવા દે, તેણે તે વાત ખોટી છે એમ જાણવાની જરૂર છે એમ નથી. તેણે સમજ્યા વિના અને અવસ્ય કરીને આ કલમ પ્રમાણે જાણુવાની જરૂર છે એમ નથી. તેણે સમજ્યા વિંના અને ઘણીજ સારા ધાનતથી તે કરેલું હોય, તોપણુ જો તેણે અમુક વાત કોઇને ઈરાદાથી મનાવેલી હોય અને તે પ્રમાણે તે બીજો ચાલેલો હોય તો, પ્રતિબંધનો અમલ થાય છે. મની વિ. જાર્ડન (૫ એચ.એલ.શી.૨૧૨). અમુક સખસે બીજાને અમુક વાત ઇરાદાથી મનાવેલી છે અગર માનવા દીધી છે કે નહીં, તે બાબતનો વિચાર કરતાં એવો વિચાર કરવો જરૂર છે કે, હકિકત પ્રમાણે તે કામમાં તે પક્ષકારને અમુક બાબત બાહાર પાડવા બાબત શી ફરજ હતી. કોઇ માણસે દરેક વાત દરેક સખસને કેહેતા જવી એવું તેને બંધન નથી, પણ જે સખસો સાથે તેને સબંધ હોય તે સખસો તેના બોલવાથી અને વર્તણુંક ઉપરથી આડા દોરાય નહી, એવી યોગ્ય રીતે સાવધગીરી રાખવાને તે બંધાએલો છે.

આ કલમ પ્રમાણે ત્રણ બાબતોની જરૂર છે. વર્તણુંક એવી જોઇએ કે જેથી જાણી બુજીને તે વર્તણુંકવાળાએ બીજાને અમુક વાત મનાવેલી હોય અગર માનવા દીધી હોય. બીજા સખસે તે વાત માનેલી જોઇએ અને તે માનવાથી કાંઈ કૃત્ય ઉત્પન્ન થએલું જોઇએ. જે નિયમથી આ કલમ કરવામાં આવેલી છે તે બાબતમાં હાઉસ ઓફ લાર્ડસે ઠરાવેલું છે કે, જે કામમાં અમુક હકિકત બતાવવામાં આવેલી હોય તેને તે લાગુ થતી નથી, પણ અમુક વસ્તુ જે પક્ષકાર કરવાને અગર નહી કરવાને માગતો હોય તે બાબતની હકીકતને લાગુ થાય છે. (કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૧૩૩)

**अ** એ પોતાના ભાઇઓની અમુક મીલકત વેચાણ લીધા બાબતનું એક વેચાણખત બનાવ્યું. તેથી તે **अ**, તે મીલકતનો માલેક તરીકે જણાયો, અને **ब** પાસેથી ભરપુર અવેજ લેઇ તે મીલકત તેને આપી, **ब** ને ઠગવામાં આવ્યો. બાદ **अ**ના નામનું વેચાણખત હતું તે કપટ ભરેલું હતું એમ કરી તે રદ કરવામાં આવ્યું. ત્યાર પછી **अ**નો ભાઇ મરણ પામવાથી તેનો હક્ક **अ**ને વારસામાં મળ્યો, તેથી **अ**ના વારસે **ब**ને આપેલી મીલકત પાછી લેવા દાવો કર્યો. પણ તેમાં ઠરાવવામાં આવ્યું કે **अ**ને જે કરવા દેવાને પરવાનગી આપી શકાય નહી તે તેના વારસ કરી સકતા નથી, કારણ કે **अ**. પોતાના ભાઇના વારસ તરીકે દાવો રાખતાં, જે કપટ અને જુઠા દસ્તાવેજથી **ब**ને ઠગેલો છે, તે કપટ અને જુઠો દસ્તાવેજ તે **ब** વિરૂદ્ધ બતાવી શકતો નથી. સંબબ કાયદાનો જે પ્રખ્યાત નિયમ છે કે જ્યારે કોઇ સખસ પોતાના ગંભીર અને વિચારવંત કૃત્યથી જાણી બુજીને અમુક વસ્તુ છે એમ બીજાને મનાવવાને લલચાવે તો, તેમ કરવું તેને નિર્ણયકાર્ક બંધન છે, અને બીજાને હરકત થાય તે પ્રમાણે તેને ઉલટાવવાને કોઇ દીવસ પરવાનગી આપી શકાતી નથી. (૫વી. રી. શી. ૩. પાનું. ૨૮૯).

એક હિંદુ વિધવા પોતાના ધણીની મીલકતની વારસ હતી, તેથી તેણીએ તે મીલકતમાંની કેટલી એક મીલકત એક દસ્તાવેજ લખી આપી વેચી, અને તેમાં એવો મજકુર લખેલો હતો કે તે મીલકત જરૂરીયાત કારણુસર વેચવામાં આવી છે, આ દસ્તાવેજ ઉપર તે વખતે જેનો તે વિધવાની પાછળ તે મીલકત વારસામાં લેવાનો હક્ક હતો તેણે શાહેદી કરેલી હતી. આ શાહેદી કરનાર પાછળથી મરણ પામ્યો, ત્યાર પછી તેની પછીનો બીજો વારસ કે જે સદરહુ દસ્તાવેજ થયો તે વખતે જન્મેલો પણ નહી હતો,

તેણે સદરહુ વેંચાણુ રદ કરવાને દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે પેહેલા વારસે આ દસ્તાવેજ ઉપર સાક્ષી કરી પોતાની કબુલત બતાવેલી છે તે સદરહુ વેચાણુ શુદ્ધ અંતઃકર્ણથી કરવામાં આવેલું છે તે બાબતનો મજબુત પુરાવ છે, પણુ તે જરૂરીના સ્વાલ બાબત તે નિશ્ચયકાર્ક પુરાવ નથી. (૧૧ વી.રી.શી. ૬. પાનું ૩૫૦). એક હિંદુ સખસે એક છોકરાને દત્ત લીધો, તે છોકરો જીવતો હતો અને તેણે બીજા છોકરાને દત્ત લીધો. આ પ્રમાણે હિંદુ શાસ્ત્ર મુજબ બીજાને દત્ત લેઈ શકાતો નથી, પણુ પેહેલો દત્ત લીધેલો છોકરો પાકી વયનો થયો ત્યારે બાપે પોતાની મીલકત આ બે છોકરાને વેંહેંચેલી તે કબુલ રાખી. તેમાં ઠરાવવામાં આવ્યું કે જે મીલકતની વ્યવસ્થા કરવાને તે છેકરાની કબુલત વિના બાપને કુલ અખત્યાર હતો, તે શિવાયની વડીલોપાર્જીત મીલકતની બાપે જે વ્યવસ્થા કરેલી તે બાબત તે છોકરાને બંધન નથી. (૯ મુર્સ ઈંડિયન અપીલ્સ પાનું ૧.)

**ફેંસલા**—ઇકિરારથી તથા કૃત્યથી થતા પ્રતિબંધનો આધાર સદરહુ કેહેવત ઉપર રહેલો છે. ગીરોરાખનારને ગીરોવાળી મીલકત ખરીદ કરવા ધારે છે તે સખસે પુછ્યું કે એ મીલકત ઉપર કાંઇ લેહેણું છે કે નહી; તેના જવાબમાં તેણે જણાવ્યું કે તે ઉપર મારૂં કાંઈ લીયન નથી. તે પ્રસંગે પ્રીવીકૌંસીલે ઠરાવ્યું કે તેનો દાવો ચાલવા પ્રતિબંધ થાય છે. ( ૯.મ. જ્યુ. પાનું ૫૯ )

કોઇ વાદીના દાવા સામે બે પ્રતીવાદીઓએ કરેલો જાબ જવાબ તેમની વચ્ચે પ્રતિબંધ તરીકે કામે લાગતો નથી. ( ૬ મ. જ્યુ. પાનું ૧૧૮ )

પંચાતના ઠરાવ પ્રમાણે વર્તવા પક્ષકારો વચ્ચે થયેલી કબુલાયત અને પંચાતનો ઠરાવ તે ઠરાવનું ગેરવ્યાજબીપણું બતાવવા, પક્ષકારોને અટકાવવા નિર્ણય કારક પુરાવ નથી. ( સ. પ્રી. જ. પાનું ૧૬૪ )

કોઈ સરકારી અમલદારનાં કામો, જ્યારે તે અમલદાર કાંઈ અમુક ફરજ બજાવતાં પોતાના અધિકારની મર્યાદામાં રહીને કરે છે, ત્યારે અથવા એ અધિકાર ઉપરવટ કરે તો તે ઉપરનો ભાગ સરકાર પ્રત્યક્ષ રીતે કે ગર્ભિત રીતે મંજુર કરે અથવા મંજુર કર્યા એમ કાયદો માને, ત્યારેજ તે કામો સરકારને બંધનકારક થાય છે ( સ. પ્રી. જ. પાનું ૪૭૬ )

કોઈ પક્ષકારની દાવામાં દાખલ થવાની અરજી કાઢી નાંખવામાં આવે, તે પક્ષકાર તે દાવામાં થયેલા હુકમનામાથી બંધાતો નથી. ( સ. પ્રી. જ. પાનું ૬૩૧ )

સીમાડાની હદના સબંધે સર્વેખાતાના અમલદારોએ કરેલા નીવેડા રદ કરાવવાના દાવામાં ઠરાવવામાં આવ્યું કે, સર્વેના નીવેડા વિશે યોગ્ય વખતમાં શંકા ઉઠાવવામાં આવે તો, તે હકના સ્વાલ વિશે નીર્ણયકારક નથી. ( ૪ મ. રેવન્યુ. રજીષ્ટર પાનું ૧૧૨ )

જ્યારે કોઈ મીલકતના ખરા માલીકો બીનામીદારને તે મીલકતની વ્યવસ્થા કરવા અને તે ઉપર પૈસા લેવા આપે, ત્યારે જે કરજદારે શુદ્ધબુદ્ધિથી ધીરધાર કરી છે અને તેનું હુકમનામું મેળવી તેની બજાવણીમાં એ જમીન ખરીદ કરી છે તેની પાસેથી તે માલીકોએ જમીન લઈ શકે નહી. ( ૧ વી. રી. પાનું ૩૭ )

જ્યારે કાંઈ મીલકત કરજદારોને ઠગવાના હેતુથી બીનામી રીતે લખી આપવામાં આવે અથવા તેની બીજી રીતે વ્યવસ્થા કરવામાં આવે, ત્યારે તે કપટની વાત જણાવી તે

વ્યવસ્થા રદ કરાવી લાભ લેવાની ખરા માલીક અથવાં તેનાં પ્રતીનીધીઓને, ખાનગી ખ-રીદદારો અને તેમના વારસોને પરવાનગી આપવામાં આવશે નહી. ( ૩ વી. રી. ૧૨ )

એક હિંદુ ઓરતે પોતાના દીકરાની સગીર વયમાં કાંઇ મીલકતના અમુક ભાગનું વે-ચાણુ કર્યું. તે મીલકતનો કબજો લેવા ખરીદદારે દાવો કર્યો. તેમાં તે દીકરે પુખ્ત ઊંમરે પહોચ્યા પછી અગીઆર મહીને તેની માની વતી લખેલા જવાબમાં .સહી.કરી, અને તેણી-ની વતી બચાવ કરવાનું કામ ચલાવવામાં ભાગ લીધો. પાછળથી સદરહુ વેચાણુ વગર જરૂરીઆતે કર્યાના સબબથી તે રદ કરાવવાનો તે દીકરે દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તેની એ વર્તણુંકથી પ્રતિબંધ થાય છે. ( ૯. વી. રી. પાનું ૫૭૧ )

કોઈ મીલકતનો ખરો માલીક તે મીલકતનાં ચીન્હો બીજાના હસ્તગત કરે છે, તે જ્યાં સુધી એમ શાબીત ન કરી શકે કે બીનામીદારે ની મીલકતનું વેચાણુ તેની સમંતી શિ-વાય કર્યું છે, અને ખરીદદારે તે વાત જાણીને એ મીલકત લીધી છે, ત્યાં સુધી બીનામી-દારે કરેલા વેચાણથી ખરોમાલીક બંધાય છે. ( ૧૦ વી. રી. પાનું ૧૨ )

હિંદુ ઓરતે કાંઇ મીલકત ખરીદ કરી, અને ખતની અંદર એમ બતાવ્યું હતું કે એ ખરીદી તેના ધણીએ આપેલા પૈસાથી કરી છે. આ કાર્યમાં તેનો ધણી પક્ષકાર હતો અને તે મીલકત જે ઓરતની છે એમ ને હમેશાં કેહેતો તે ઓરતે એ મીલકતનું વેચાણ પુર-તો અવેજ લેઈ કર્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે એ ખરીદી તેના ધણીની વતી બીનામી થઇ હતી, એમ કહેવાને તેના છોકરાઓને તેમના બાપના જેટલોજ પ્રતિબંધ છે ( ૧૯ વી.રી.૨૧૨).

દીનોનાથ સેન વિ. ગુરૂચર્ણપાળ (૨૧ વી. રી. પાનું ૩૧૦) ના કામમાં એમ હકીકત હતી કે અમુક રકમનું વગર વ્યાજે હુકમનામું થયા પછી હુકમનામાના લેણદારે અને દેણ-દારે મળીને એક કીસ્તબંદી દાખલ કરી, અને તેમાં હુકનામાની રકમ વ્યાજ સહીત કાંધે આપવા દેણદારે કબુલ કર્યું હતું, અને એ કીસ્તબંધી જાણે કે હુકમનામું હોય તેવી રીતે ઘણા વર્ષ સુધી હુકમનામાના દેણદારે વર્તણુંક ચલાવી ગણી હતી. તેમાં ઠરાવવામાં આ-વ્યું કે તે કીસ્તબંધી ઉપરથી હુકમનામા તરીકે બજાવણી થઈ શકે નહિ, અને નવો દા-વો કરવો જોઈએ એવો વાંધો તે દેણદાર લઈ શકે નહી.

અમુક હકીકત અંગીકાર કરવામાં આવે છે એવી રીતે નીચેની કોર્ટમાં પક્ષકારો કોઈ દાવાનું કામ ચલાવવા આપે, ત્યારે તે વિશે સ્પેસીઅલ અપીલમાં તેઓ શંકા ઉઠાવી શકે નહી, અથવા પોતાનો ગર્ભિત અંગીકાર ખેંચી લઇ શકે નહી ( ૨૩ વી. રી. પાનું ૨૫૧ )

અમુક જાગીરો **अ** એ **ब** પાસેથી અમુક રકમ ઉપાડી તેની સલામતી તરીકે ગીરો લખી આપી. એક બીજા માણુસે **अ** ઉપર પૈસાનું હુકમનામું મેળવ્યું. **ब** એ આ હુ-કમનામું ખરીદ કરી તેની બજાવણીમાં **क** જાગીરનું વેચાણુ કરાવ્યું. વેચાણુ થતી વખ-ત એકઠાં થયેલાં માણુસોને તેણે જણાવ્યું કે તેનું બધુ લેહેણું **क** મીલકત ઉપર નાખવા તે ધારે છે. આથી કરીને માગણી ઘણી હલકી થઇ અને રૂ. ૯૫૦ ) માં તેણે એ મીલકત ખરીદ કરી. તેની ખરી કીંમત રૂ.૨૦૦૦૦ ) ની હતી. **ब**. એ પાછળથી ગીરોખતના આધારે મુદ્દલ તથા વ્યાજ થઈ રૂ. ૧૨૨૧૨ ) લેવાનો દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું

કે ઉપરની હકિકત જોતાં ક. જાગીરની ખરીદથી આ દાવામાં એ રકમ મેળવવાને બ. ને પ્રતિબંધ છે ( ૨૪ વી. રી. પાનું ૮૩ ).

કસુરથી થતા પ્રતિબંધ જેમકે કોર્ટમાં અસીલના દેખતાં તેનો વકીલ કાંઇ સમાધાન કરે અને તે જોયાં કરી તે વિશે કાંઈ પણ વાંધો ન ઉઠાવે તો, પછી તે સમાધાન રદ કરવા તેને છુટ નથી. ( ૨૪ વી. રી. પાનું ૫૫૯ )

અગ્રક્રીયાધિકારનો જેનો હક્ક હતો તેને અમુક જમીન વેચાણ લેવાનું કેહેવામાં આવ્યું, પણ તેણે ના પાડી અને ત્રાહિતને વેચાણ આપવાની સમંતી આપી. તેમાં ઠરાવવામાં આવ્યું કે પાછળથી અગ્રક્રીયાધિકારના હક્કનો દાવો તે ઉઠાવી સકતો નથી. ( બં. લા. રી. પાનું. ,,૧૯ )

કોઈ અજાણ્યો માણસ બીજાની જમીન પોતાની ધારી તે ઉપર ઈમારત કરે, અને તેનો માલીક દરમિયાન ન આવે ત્યારે ન્યાય એ માલીકનું ચુપ રેહેવું અપ્રમાણીક માને છે, માટે તેની ઉપજનો દાવો રાખવા મને કરે છે, પણ ઇમારત બાંધનાર સખસે તે જમીન બીજાની છે એમ જાણ્યું હોય તો, તે એક જુદી વાત છે, કારણ કે તે ઈમારત બાંધવી એ તેની મુરખાઈ છે. ( લા. રી. ૧. હા. લોં. પાનું ૧૨૯ )

કોઇ મરનાર સખસનો કાયદેસર પ્રતીનીધી બીજા કોઈ સખસને કાયદેસર પ્રતીનીધી તરીકે કાંઈ દાવાનો ઈરાદા પુર્વક બચાવ કરવા આપે, અથવા તે દાવાના હુકમનામાની બજાવણીમાં થયેલું વેચાણ જાણીને બેશી રેહે, અને ખરીદદારને પુરે પુરો હક્ક મળે છે એવી આસ્તાથી પૈસા રજુ કરવાની ખરીદદારને રજા આપે, ત્યારે તે દાવામાં તે પક્ષકાર ન હોય તોપણ એ વેચાણથી તે બંધાય છે. ( ૮ મુ. હા. કો. રી. પાનું. ૩૭ )

એક દત્તપુત્રે તેના દત્તક બાપના ભાઇ ઉપર મઝીઆરી મીલકત વેહેચાવવા દાવો કર્યો, તે ભાઇએ દત્તવિધાન વિશે વાંધો ઉઠાવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે દત્તવિધાનની ક્રીયામાં તેણે ભાગ લીધો હતો, તેના ભાઈ તથા વાદીને ઘણાં કૃત્યો વડે સંમતી બતાવી હતી, અને તેથી કરી વાદી જે કે પુખ્ત ઊમરનો હતો તેને દત્તવિધાન મંજુર રાખવા હીમત મળી હતી. દત્તવિધાન યોગ્ય રીતે થયું છે, એવી માનતાની અંદર તેનો ભાઈ મરણ પામ્યો હતો, અને છેવટ તેની ઉત્તરક્રિયા વાદીએ કરી. તેમાં તેણે સંમતી બતાવી હતી. માટે દત્તવિધાન વિશે વાંધો લેવા તેને પ્રતિબંધ છે (૧૧ મુ. હા. રી. પાનું. ૧૯૦).

જ્યાંહાં એક માણસ કોઈ મીલકતનો પેટા ઈજારદાર હતો અને તેણે રૂ.૨૦૦૦)લઈ જાથુને માટે ઇજારો આપ્યો. પાછળથી તેને તે મીલકત ઉપર માલીકી હક્ક પ્રાપ્ત થયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે જાથુ પટ્ટા વિશે વાંધો ઉઠાવવા તેને પ્રતિબંધ છે(૧ અ. હા. રી.પાનું ૧૬૫).

મુખત્યારે કે આડતીએ વગર અધિકારે કરેલા કામો મુખીને પ્રતિબંધ ક્યારે થાય છે, તે સબંધી કરારની કલમ ૨૩૭-૨૩૮ જુઓ.

પંત્યાળાના ભાગીયાની વર્તણુંકથી થતા પ્રતિબંધ વિશે એજ આકટની કલમ.૨૪૫, ૨૪૬ જુઓ.

પ્રતીવાદીએ પોતાના જવાબમાં લખેલી હકીકત આપી હોય, તેથી કામની સુનાવણી વખત પ્રતક્ષ રીતે કાંઇપણ વિરૂદ્ધ બાબત તે કહી શકતો નથી. સબબ તેવી વિરૂદ્ધ

બાબતનો કાંઇ પુરાવ ગુજારવામાં આવે તો, તે કાંઇ વિચારમાં લેઈ શકાતો નથી. (ઈ.લા. રી. મુ. વા. ૧ પાનું ૨૦૯)

अ. વગર રજીષ્ટર કરેલા અને કબજા વિનાના ગીરોના ખતની રૂઇએ દાવો રાખે છે. ब. પાછળથી રજીષ્ટર થયેલા અને કબજા સહીતના ગીરોની રૂઇએ દાવો રાખે છે. अ. ના ગીરોની તેને ખબર ન્હોતી. अ. એ ગીરો સાથે નહી સબંધ રાખતી એક રકમનો દાવો કરી હુકમનામું મેળવ્યું, અને તેની બજાવણીમાં ગીરોવાળી મીલકત હરાજ કરાવી. પણ વેચાણ વખત પોતાના ગીરોની નોટીસ આપી નહી. ब. એ એ મીલકત ખરીદ કરી, अ. એ પાછળથી પોતાનો ગીરોહક્ક અમલમાં લાવવાનો દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે એ મીલકતની માગણી થતી વખત ब. ને તેના ગીરોની ખબર આપવાની કસુર કરી, માટે હાલ તે મીલકત ઉપર હક્ક ધરાવવા તેને પ્રતિબંધ થાય છે. (ઈ. લા. રી. ૧ મું. ૩૧૪)

બાપે કરી આપેલા ગીરોની હકીકત છોકરાએ બાહાર પાડીનો હોય, તેથી બાપ તે ગીરોની રૂઇએ પોતાનો દાવો માગે તેમાં બાપને પ્રતિબંધ થવાને તે બસ નથી. (ઈ. લા. રી. મુ. વા. ૨ પાનું ૬૫૦)

હુકમનામાવાળા એ દરખાસ્ત કરવા ઉપરથી હુકમનામું બજાવવાને કોર્ટે હુકમ કરેલો હોય, પણ તે દરખાસ્ત સાંભળવાને કોઇને હકુમત નહી હતી, એવા કારણથી કે અપીલમાં તે હુકમ રદ કરવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે હુકમનામાવાળાએ કોર્ટની હકુમત કબુલ કરી છે, અને ત્યાર પછી તે કોર્ટ બજાવણીનો હુકમ કરી જે રકમ વસુલ કરી હોય તે પાછી આપવાનો હુકમ કરે તો, તે વિરૂદ્ધ તકરાર કરવાને સદરહુ હુકમનામાવાળાને પ્રતિબંધ છે. (ઈ. લા. રી. મુ. વા. ૩ પાનું ૪૨)

વાદી પાસેથી શાલવાર ઉધડ સલામી લેતા હતા, તેનો ભાગ કેટલાક વર્ષો સુધી પ્રતીવાદીઓએ વાદીને આપેલો, તેથી તેમને જ્યારે પોતાના હકકની વધારે માહેતી મળી ત્યારે વાદીને કાંઈ પણ નાણાં લેવાનો હક્ક નથી, એવી તકરાર કરી. પણ તે કરવાને પ્રતીવાદીઓને પ્રતિબંધ થતો નથી. (ઈ. લા. રી. મુ. વા. ૪ પાનું ૭૯)

તા. ૧૦ સપ્ટંબર સન ૧૮૫૩ ના રોજ अ એ એક મકાન ब ને ગીરો આપ્યું. તેમણે તે ખત રજીષ્ટર કરાવ્યું, પણ તે મકાનનો કબજો મેળવ્યો નહી. તા. ૨ જુલાઇ સન ૧૮૫૮ ના રોજ अ એ તેનું તેજ મકાન क ને ગીરો આપ્યું. તેમણે પોતાનું ખત રજીષ્ટર કરાવી તે મકાનનો કબજો લીધો તા. ૧૦ અકટોબર સન ૧૮૫૮ ના રોજ ब એ પોતાના ગીરોની રૂઇએ દાવો કર્યો, અને अ નો દીકરો જે સગીર હતો તેના ઉપર હુકમનામું મેળવ્યું. તે સગીરની તરફથી તેની વાલી તરીકે તેની મા હતી. પરંતુ તેણીએ સન ૧૮૬૪ ના આકટ ૨૦ મા પ્રમાણે વહિવટનું સર્ટીફીકેટ મેળવ્યું. તા. ૧૭ ડીસંબર સન ૧૮૫૯ ના રોજ ગીરોવાળી મીલકત ब ના હુકમનામાની બજાવણીમાં કોર્ટથી લીલામ કરવામાં આવી. વાદીએ તે ખરીદ કરી, અને વેચાણનું સર્ટીફીકેટ લીધું. આ મીલકતનો કબજો મળવાને વાદીએ યત્ન કર્યો, તેમાં क ની વારસ તેની વિધવાએ સામી હરકત લીધી, તેથી તે કબજો મળવાને તેણે દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીને કબજો મળવાનો હક્ક છે, ક-

રણુ કે વાદીનો પ્રતીવાદી કરતાં પ્રથમ હક છે. જ્યારે દાવામાં થએલા હુકમનામાની બજા-વણીમાં થએલા લીલામમાં ગીરોવાળી મીલકત વેચવામાં આવી છે, અને ગીરોરાખનારનું હિત જે ગીરોરાખનારની ખાયસથી થએલા લીલામમાં ખરીદદારને આપવામાં આવેલું છે, ત્યારે તે ગીરોરાખનારને તે લીલામનો અસર તેવો થાય છે, તે વિશે વાંધો લેવાને પ્રતિબંધ થાય છે. ( ઇ. લા. રી. મુ. વા. ૫ પાનું ૨ )

ગીરો રાખનાર તરીકે પ્રતીવાદીઓએ રૂ. ૭૫૦) લેવા કબુલ કર્યા છે, અને તે ગીરો-રાખનાર છે તે તરીકે તેમના કબજામાં બીનહરકતે જમીન રેહેવા દીધી છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે તેમનો ખરીદદાર અગર માલેક તરીકે હક બતાવવાને પ્રતિબંધ છે, કારણ કે તે જુઠું ૩૫ તો તેમણે હેતું મેળવેલું હુકમનામું બજાવતાં અટકાવવાને ધારણ કરેલું છે. ( ઈ. લા. રી. મુ. વા. ૭ પાનું ૭૮ )

પ્રતીવાદીના કામેદંસર કબજામાં અમુક મીલકત હતી તે જપ્ત કરી વેચાવી અમુક નાણાં વસુલ કરવાને વાદીએ પ્રતીવાદી ઉપર દાવો કર્યો. એક દસ્તાવેજ જે મુસલમાની શરેહ પ્રમાણે કોર્ટના અભિપ્રાયમાં નાબુદ આવેલો તે દસ્તાવેજના આધારથી વાદી અને પ્ર-તીવાદી બેઉ પોત પોતાનો હક રાખતા હતા. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દસ્તાવેજનું બ-ળવાનપણું ઇનકાર કરવાને પ્રતીવાદીને પ્રતિબંધ નથી. માટે તે બેઉ પક્ષકારની વચમાં તે દસ્તાવેજ બળવાન છે, એવું ઠરાવવાને કોર્ટ બંધાએલી નથી. પ્રતીવાદીનો કબજો હતો તેથી વાદીએ પોતાનો હક ચડતા દરજ્જાનો છે, એમ બતાવી પોતાનો હક તે મીલકત જપ્ત કરાવી વેચવાનો છે. પછી પ્રતીવાદીનો હક ગમે તે હોય તેની ચીંતા નહી. ( ઈ. લા. રી. મુ. વા. ૭ પાનું ૧૭૦ )

અરજદારોની અરજ ઉપરથી નીચેની કોર્ટે તા. ૨૦ મી ડીસેંબર સન ૧૮૬૬ ના રોજ પંચનો ઠરાવ ફાઇલ કર્યો, પરંતુ તેનો ઠરાવ પ્રમાણે ફેંસલો આપ્યો નહી. ત્યાર પછી તે ઠરાવની બજાવણી કરવાને કેટલીક દરખાસ્તો કરવામાં આવી, અને તે કબુલ કરવામાં આવી. છેવટની દરખાસ્ત સન ૧૮૮૦ માં કરવામાં આવી, અને તે રદ કરવામાં આવી, એવા કા-રણથી કે તે બજાવવાને હુકમનામું નથી. આ હુકમ હાઇકોર્ટે અપીલમાં બાહાલ રાખ્યો. પછી અરજદારોએ નીચેની કોર્ટને તે ઠરાવ પ્રમાણે ફેંસલો આપવાને અરજ કરી. કોર્ટે તે અરજી મુદતના સન ૧૮૭૭ ના આકટ ૧૫ માના ૨, જા પરીશીષ્ટની આર્ટીકલ ૧૭૮ મી પ્રમાણે નામંજુર કરી. તેમાં બીજા કેટલાક ઠરાવોની સાથે એવું ઠરાવવામાં આવ્યું કે જે પક્ષકારની પીઠ પછાડે તે બજાવવાનો હુકમ કરવામાં આવ્યો છે તેને હુકમનામું બજી શકે તેવું નથી, એવી તકરાર કરવાને પ્રતિબંધ નથી. ( ઈ. લા. રી. મુ. વા. ૭ પાનું ૩૧૭.)

અનાજના ૫૬૩ કોથળા કાનપુર અને નાગપુરમાં પ્રતીવાદીઓને સોલાપુર લેઈ જ-વાને સોંપવામાં આવેલા હતા. એટલું શાબેત થએલું છે કે પ્રતીવાદીઓએ ફકત ૫૧૨ અનાજના કોથળા તેના માલેકને આપેલા છે, પણ તેમણે પેહેલેથી તે માલેકના એજંટ પા-સેથી તમામ કોથળા સોલાપુર પોહેચ્યાની પોહોચ લીધી છે. જે કોથળા આપવામાં આવેલા નથી તેની કીમત લેવાને દાવો કરવામાં આવ્યો. પણ તે દાવો બાકીના કોથળા આપવામાં આવ્યા ત્યારથી બે વર્ષમાં નહી, પણ ત્રણ વર્ષમાં કરવામાં આવેલો છે. તેથી પ્રતીવાદીઓ

એવી તકરાર કરે છે કે સન ૧૮૭૭ ના આકટ ૧૫ માના ૨, જા પરીશીષ્ટની આર્ટીકલ ૩૦ પ્રમાણે આ દાવાને મુદતની હરકત છે, કારણ કે નુકશાન થયું ત્યારથી બે વર્ષમાં તે કરવામાં આવેલો નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે કોથળા ફક્ત આપવામાં આવ્યા નથી, તેથી તે ગુમ થયાનો પુરાવ નથી. માટે સન ૧૮૭૭ ના આકટ ૧૫ માના ૨ જા, પરીશીષ્ટની આર્ટીકલ ૩૦ માં ખાસ ઠરાવ છે તેનો ફાયદો મળવાને પ્રતીવાદીઓ હક્ક રાખે, તે પેહેલાં તેઓએ શાબેત કરવું જોઇએ કે તે ગુમ થયા છે, એવી હકારની બાબત શાબેત કરવાનો બોજો પ્રતીવાદીને શીર છે. ( ઈ. લા. રી. મુ. વા. ૭ પાનું ૪૭૮ )

વળી ઉપર બીજી જવાબદારી થવાથી વાદી પોતાનો હક્ક.સબંધ છે, એવો દાવો રાખે, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે પ્રમાણે રાખી શકતા નથી, અને વાદીના દાવાની ગીરોવાળાને ખબર હતી અગર તેમની તે બાબતમાં કબુલત હતી, એવો કાંઈ પુરાવ નથી, કે જેથી વાદીના દાવા બાબત તકરાર કરવાને ગીરોખતવાળાને પ્રતિબંધ થાય. ( ઈ. લા. રી. ક. વા. ૨ પાનું ૫૮ ).

અસલ દાવાવાળી મીલકત વાદીઅણુના ધણીની હતી. પરંતુ સન ૧૮૫૫ માં તેમની છોકરીનું લગ્ન થયું, ત્યારે વાદીઅણુના ધણીએ એક બક્ષીસપત્ર લખી તે છોકરીને તેના સ્ત્રીધન્ય તરીકે તે મીલકત આપી, તે છોકરી સન ૧૮૬૧ માં મરણ પામી, ત્યારથી આઠ વર્ષ પછી વાદીએ તે મીલકત લેવા દાવો કર્યો, એવા સબબથી કે સદરહુ બક્ષીસપત્ર જુઠુ બનાવેલું છે, અને હું મારા ધણીની વારસ છું, માટે તે મીલકત મને મળવી જોઇએ. પરંતુ તેમાં તે બક્ષીસપત્ર સાચું ઠરાવવામાં આવ્યું, અને વાદીનો દાવો કાઢી નાંખવામાં આવ્યો. હાલ વાદીએ તે મીલકત લેવા સદરહુ છોકરીની વારસ હું છું એમ કહી દાવો કર્યો. પ્રતીવાદીની તરફથી એવી તકરાર કરવામાં આવી કે પ્રથમનો દાવો જુદા હક્કથી કરેલો છે, તોપણ તેમાં થએલા ફેંસલાથી વાદીને આ દાવો કરવાનો પ્રતિબંધ છે, અને બીજી તકરાર એવી કરી કે હું તે વાદીની મરનાર છોકરીનો ધણી છું, માટે તેનો હું વારસ છું, સબબ વાદીનો દાવો ચાલી શકતો નથી. તેમાં ઘણા મતથી ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીની પેહેલી તકરાર બળવાન છે. સબબ વાદીનો આ દાવો ચાલી શકતો નથી. (ઈ. લા.રી.ક.વા.૨પાનું૧૫૨)

અમુક જમીનનો કબજો લેવા દાવો કરવામાં આવ્યો. તે જમીન વાદી અને પ્રતીવાદી ગૌરમોની ડેબીયાની કબુલત ઉપરથી એક હરાધન ભટ્ટાચારજીની મીલકત થએલી હતી. વળી એમ કબુલ કરવામાં આવેલું છે કે હરાધન ભટાચારજીને બે છોકરા હતા, એટલે એક છોકરો કીસ્તોસુંદર ઉરફે ગૌરભટાચારજી અને એક છોકરી જે પ્રતીવાદી ગૌરમોની ડેબીયા છે. વાદી કેહે છે કે કીસ્તોસુંદર તેના બાપ હરાધન ભટાચારજીના મરણ વખતે હયાત હતો, પણ પાછળથી તે કુંવારો બીનફરજંદે ગુજરી ગયો છે. તેથી તકરારી મીલકત ગૌરભટાચારજીની ફઇના છોકરાને વારસામાં મળેલી, તે પણ બીનફરજંદે મરણ પામવાથી તેની વિધવા બામાસુંદ્રી ડેબીયાને તે મીલકત વારસામાં મળેલી, અને તા. ૧૧ અકટોબર સન ૧૮૭૩ ના રોજના કબાલાથી તે મીલકત તે વિધવાએ વાદીને વેચાંણ આપી છે. વળી વાદી કેહે છે કે પ્રતીવાદી ગૌરમોની ડેબીયા વગરફરજંદની વિધવા છે, સબબ હિંદુશાસ્ત્ર પ્રમાણે તે વારસ થવાને પાત્ર નથી. પ્રતીવાદી ગૌરમોની એકલીએ આવી

આ દાવામાં જવાબ આપ્યો છે. બીજા પ્રતીવાદીઓ જે ફકત ભાડુઆત છે તેમણે વિ-રૂદ્ધ તકરાર કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે હરાધને મરતી વખતે એક છોકરો મુકેલો હતો, અને તેના વારસ તરીકે તેની ફઇનો દીકરો હતો તેને તેની વારસ આ મીલકત ઉપરનો હક્ક આપી શકે છે, એવું બતાવવાને કે વાદીને કાંઈ પ્રતિબંધ નથી. ( ઈ. લા. રી. ક. વા. ૪ પાનું ૩૯૭ )

વાદીની જમીન ઉપર પ્રતીવાદી પોતે જવા આવવાના રસ્તાનો હક્ક રાખતો હતો, તે હક્કના બળવાનપણા બાબત તકરાર કરવાને વાદીએ આ દાવો કર્યો છે. તા. ૨૧ અગષ્ટ સન ૧૮૭૪ ના રોજ એક ધનેમોની ડોશીએ અમુક જમીન ગીરો આપ્યાનો દ-સ્તાવેજ હાલના વાદી કૈલાશચંદ્રને લખી આપ્યો. પરંતુ કસુર કરવામાં આવે તો, તેની કેટલીક જમીન વેચાણ આપવાની છે, અને જે વર્ષમાં ગીરો આપી. તેજ વર્ષની એટલે સન ૧૮૭૪ ની તા. ૩૧ મી અગષ્ટ ના રોજ પ્રતીવાદી બોનોમાળી નાગ ઉપર એવો દાવો દાખલ કર્યો કે કે, અમો કૈલાસચંદ્રને જે જમીન ગીરો આપવામાં આવી છે, તે ઉપર થઇ જવા આવવાના રસ્તાનો તેનો હક્ક નથી. તેમાં કૈલાશચંદ્રને પક્ષકાર કરવામાં આવેલો નહી હતો, અને તે કામ બાબત તેના જાણવામાં હતું, એમ બતાવવાને કાંઇ પણ નથી. તા. ૮ માર્ચ સન ૧૮૭૫ ના રોજ આ દાવો કાહાડી નાંખ્યો, અને સદરહુ જમીન ઉપર જવા આવવાના રસ્તાના હક્ક બાબત બોનોમાળી નાગના લાભમાં હુકમનામું કર્યું. તા. ૯ માર્ચ સન ૧૮૭૫ ના રોજ હાલના વાદી કૈલાશચંદ્રે ગીરોમુકનાર ઉપર વેચાણ બાબત હુકમનામું મેળવ્યું, અને તા. ૫ અગસ્ટ સન ૧૮૭૫ ના રોજ તે કૈલાશચંદ્રે લીલામથી તે જમીન ખરીદ કરી. તા. ૨૧ સપ્ટંબર સન ૧૮૭૫ ના રોજ કૈલાશચંદ્રે પ્રતીવાદી બોનોમાળી નાગ ઉપર તે જમીન ઉપર જવા આવવાનો હક્ક નથી એવું ઠરાવવાને દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીને સદરહુ દાવા પ્રમાણે તકરાર કરવાનો પ્રથમ ઠરાવથી પ્રતિબંધ થતો નથી. ( ઇ. લા. રી. ક. વા. ૪ પાનું ૬૯૨ )

એક ઇજારદાર ઉપર સાંથ લેવાના દાવામાં ઠરાવવામાં આવ્યું કે अ કરતાં તેના સહપ્રતીવાદીને વધારે સારો હક્ક નથી, અને अ એ પ્રતક્ષ રીતે વાદીને એવું મનાવવાને લલચાવ્યો હતો કે તેણે ब અને क ને મીલકત વેચાણ આપી છે, તેથી તેણે તેમના ઉપર સાંથ બાબત હુકમનામું મેળવવા દીધું છે, અને તેમાંથી તેણે તે મીલકત ખરીદ કરાવી છે. સબબ સહપ્રતીવાદી કાંઇ પણ વાદી વિરૂદ્ધ તકરાર કરી શકતો નથી. ( ઈ. લા. રી. ક. વા. ૪ પાનું ૭૮૩ )

જ્યારે બેઉ પક્ષકારો અરસપરસ કરાર કરી અમુક ઠરાવ કોર્ટને જાહેર કરે, અને તે ગોઠવણ કોર્ટ મંજુર કરી તે પ્રમાણે હુકમ કરે તો, તેમાંથી એકે પક્ષકાર કે જેને ફા-યદો થઈ ચુક્યો હોય તે, તે કરારમાંથી મુકત થઈ શકતો નથી. જે પક્ષકાર આવો સ-વાલ ઉત્પન કરે તેજ પક્ષકાર તેની પોતાની વર્તણુકથી અને તેને લીધે કોર્ટના હુકમથી પ્રતિબંધ છે. ( ઈ. લા. રી. ક. વા. ૫ પાનું ૨૭).

અમુક પુરાવ આપવાને માટે એકાદા સખસને પ્રતિબંધ હોય છે, એટલુંજ નહી પણ ઈકવીટી, શુદ્ધ અંતઃકર્ણ અને ઇકવીટીના નિયમો પ્રમાણે સામા પક્ષકારની વિરૂદ્ધ

અમુક તકરાર ચાલી શકતી ના હોય, તે તકરાર ઉપર આધાર રાખવાને પણ તેને પ્રતિબંધ થાય છે ( ઈ. લા. રી. ક. વા. ૫ પાનું ૬૬૯ ).

ઠરાવવામાં આવ્યું કે હું કબજે રાખનાર રઈયતખ્ખું એવી અપીલમાં પ્રતીવાદી તકરાર કરી શકતો નથી, માટે મારી પાસેથી કબજો છોડાવી શકાતો નથી, અને તેમણે પોતાની વર્તણુંક ઉપરથીજ પોતે જે હક ઉપર દાવો રાખે છે તે તેણે છોડેલો છે. (ઈ. લા. રી. ક. વા. ૬ પાનું ૫૫ )

આ કલમનો જે હેતુ છે તે હકીકત બાબતના માનવા સબંધી છે, અને કાયદાના નિયમના માનવા સબંધી નથી. (ઈ. લા. રી. ક. વા. ૭ પાનું ૫૯૪)

વાદીએ હુકમનામું મેળવી તે બજાવીને તે હુકમનામાના દેણદારને પકડ્યો, ત્યાર પછી હુકમનામાના દેણદારે કોર્ટમાં એક અરજી આપી એવું કબુલ કર્યું કે તે હુકમનામા ઉપર કાંઈ મારે અપીલ કરવી નહીં, અને તેની સાથે હુકમનામાવાળાએ તેને પકડેલો તેમાંથી તેને છોડી મુકવાને અને પોતાના હુકમનામાની રકમ હપ્તેથી લેવા કબુલ કર્યું. આ ગોઠવણ પ્રમાણે કોર્ટે હુકમ કર્યો. પરંતુ તેના વિરૂદ્ધ હુકમનામાના દેણદારે અપીલ કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે હુકમનામાના દેણદારે હુકમનામાવાળાને એવું માનવાને લલચાવ્યો કે તે હુકમનામાનો દેણદાર અપીલ કરશે નહી, કારણ કે તે પ્રમાણે નહી કરવાને તેણે ખુલ્લી રીતે માથે રાખેલું છે, અને તેથી તેણે તે પ્રમાણે મનાવી પોતાને પકડેલો તેથી છુટો થએલો છે, માટે તેણે વિચારીને જે કહેલું અને માથે રાખેલું છે તે વિરૂદ્ધ ચાલવાને તેને પ્રતિબંધ છે. (ઈ. લા. રી. વા. ૮ પાનું ૪૫૫ )

તા. ૪ અગસ્ટ સન ૧૮૮૧ ના રોજ વાદીઓએ પ્રતીવાદીની સાથે અમુક જાતના માલનો અમુક જથો પ્રતીવાદીને તા. ૩૧ ડીશંબર સન ૧૮૮૧ સુધીમાં વેચાણ આપવાનો કરાર કર્યો. વાદીઓએ એવો ઠરાવ કર્યો હતો કે તે જાતનો માલ તા. ૧ ડીશંબર સન ૧૮૮૧ ના પેહેલાં બીજા કોઈને વેચાણ આપવો નહી, અને વળી તે કરારમાં એવો ઠરાવ પંચ ઠરાવવાને માટે છે કે કરાર પ્રમાણે વેચનાર માલ આપે, પણ ખરીદ કરનાર જો તે માલ નમુના પ્રમાણે નથી, અગર વજનમાં અગર વડમાં નીચો છે અગર રંગમાં જોઇએ તેવો નથી કિંવા નુકશાન અગર ખામીવાળો છે, એવા કોઈ કારણથી કબુલ કરવાને હરકત લે અને તેમાં વાંધો પડે તો, તે વાંધાની બાબત લવાદોને સોંપવી. તેમાં વેચનારે એક પંચ નીમવો, અને બીજો ખરીદદારે નીમવો. પછી તે પંચોએ નક્કી કરવું કે તે ખરીદદારની હરકત બરોબર છે કિંવા નહી, અને જો તે બરોબર હોય તો ઉપરનાં જે કારણો છે તેમાંના જે કારણથી તે કબુલ કરવામાં આવતો ના હોય, તે કારણસર તમામ કીમતમાંથી નુકશાન બદલ શું અપાવવું તે તેમણે નક્કી કરવું, અને તે ઠરાવ બેઉ પક્ષકારોને બંધનકાર્ક છે. એક પક્ષકાર બીજાને પંચ નીમવાને કેહે તેમ છતાં તે બીજો પંચ નીમવાને કેહે, તેમ છતાં તે બીજો પંચ નીમવાને તે કહ્યા પછી બે દીવસમાં કસુર કરે તો, તે ખરીદ કરનાર અગર વેચનારના નીમેલા પંચો જે ઠરાવ કરે તે આખરનો છે, અને તે બેઉ પક્ષકારને બંધનકાર્ક છે. કલકતામાં તા. ૪ અને તા. ૨૪ નવેંબર સન ૧૮૮૧

ની વચમાં માલ આપ્યો. વાદીઓએ પ્રતીવાદીને જે કીમતથી માલ વેચાણુ આપેલો તેના કરતાં ઓછી કીમતે બીજા ખરીદદારોને વાદીઓએ તેવોજ માલ વેચાણુ આપવાને કરાર કરયો. આ કરારો એવી શરતથી કરવામાં આવેલા કે તે માલ તા. ૩૧ ડીશંબર સન ૧૮૮૧ સુધી કલકત્તામાં આવી પોહોચવાનો નથી. પ્રતીવાદીએ તે માલ લેવાને ના કહી, એવા કારણથી કે વાદીએ તેવોજ માલ બીજાને વેચાણુ આપવાને તા. ૧ ડીશંબર પેહેલાં કરાર કરેલો છે, તેથી મારી સાથેનો કરાર તેમણે તોડેલો છે. તેથી તેણે કરાર પ્રમાણેની કીમત અને બજારભાવ પ્રમાણેની કીમત વચ્ચેનો ગાળો આપવાને ના કહી. આ ઉપરથી વાદીઓએ પંચ નીમ્યો, ( પણ તે નીમવાને પ્રતીવાદીએ ના કહી ), તેણે તે બાબત જોઇ ઠરાવ્યું કે વાદીએ કરાર તોડ્યો નથી, તેથી તેમણે કરારની કીમત અને બજારના ગાળાના રૂ. ૮૫૦ ) બાબત વાદીઓના લાભમાં ઠરાવ કરયો. પછી વાદીઓએ એવો દાવો કરયો કે તે ઠરાવ પ્રમાણે અમારા લેહેણાં થએલાં નાણાં અગર તે નહી તો પ્રતીવાદીએ માલ કબુલ નહી કરવાથી અમને થએલા નુકશાનના રૂ. ૮૫૦ ) અપાવો. તેમાં ઠરાવવામાં આવ્યું કે તા. ૧ લી ડીશંબર સન ૧૮૮૧ પેહેલાં બીજો તેવોજ માલ વેચવો નહી એ બાબત કરાર તોડવામાં આવેલો છે, એવો જવાબ આ દાવામાં આપવાને પ્રતીવાદીને પ્રતિબંધ નથી ( ઈં. લા. રી. ક. વા. ૮ પાનું ૮૧૦ ).

એક ગીરોરાખનારે ગીરોની રૂઇના હુકમનામાની બજાવણીમાં થએલા લીલામમાંથી ગીરોઆપનારનો હક્ક સબંધ ખરીદ કરયો. તે ગીરોઆપનારને અમુક પક્ષકારના વિરૂદ્ધ તે મીલકત ઉપર પોતાનો હક્ક બતાવવાને પ્રતિબંધ છે. માટે તે ગીરોરાખનારને પ્રતિબંધની બાબતમાં જે હરકત છે તેથી તે વધારે સ્થીતીમાં થતો નથી. ( ઈં. લા. રી. ક. વા. ૯. પાનું ૨૬૫ ).

બજાવણીમાં થએલા લીલામમાંથી ખરીદ કરનાર હુકમનામાના દેણદારોનો આ કલમના હેતુ પ્રમાણે પ્રતીનીધી નથી ( ઈં. લા. રી. ક. વા ૧૪ પાનું ૪૦૧ ).

જે. કામમાં કાયદાથી અમુક મુદત ઠરાવવામાં આવેલી હોય તેમાં કબુલતની તકરાર ચાલી શકે છે, પરંતુ અમુક હક્ક અમલમાં લાવવાની ઢીલ કરવાથી કબુલત થતી નથી. વાદીની કબુલતમાં ગયા શિવાય તેનો માલેકપણાની જમીનનો કબજો લેઇ તે ઉપર ઈમારત બાંધવાનો પ્રતીવાદીઓનો કાંઈ પણ હક્ક નહિ હતો. પ્રતીવાદીઓ તે જમીન ઉપર ઈમારત બાંધે છે એવું જાણ્યાછતાં તેમની પાસે કબજો લેવાનો વાદીએ એક બે વર્ષ સુધી દાવો કરેલો નથી, તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીને આ દાવો કરવામાં ઢીલ થઈ તેથી તેનો જે દાદ મળવાનો હક્ક છે તે જતો નથી ( ૪. લા. રી. અ. વા. ૧ પાનું ૮૨ ).

પ્રતીવાદીએ એકતરફી હુકમનામું બજાવી સ્થાવર મીલકત સન ૧૮૭૩ માં મેળવેલી તે લેવા સન ૧૮૭૫ માં વાદીએ દાવો કરયો, તેમાં વાદીએ તા. ૨૪ ડીશંબર સન ૧૮૫૩ ના રોજ પ્રતીવાદીને શરતી વેચાણનો દસ્તાવેજ કરી આપેલો છે, તે રૂઇએ એક હુકમનામું મેળવવામાં આવેલું છે. વાદી કેહે છે કે મારા છોકરાના ઉપર દાવો હતો, તે દાવામાંથી મીલકત બચાવવાનો સદરહુ દસ્તાવેજ લખી આપવામાં આવ્યો છે. પ્રતીવાદીએ તા. ૧૯ જુન સન ૧૮૫૯ ના રોજનો કરાર વાદીના કબજાને હરકત કરવી નહી

એવો હતો તે તોડયો. તેથી તે દસ્તાવેજ રદ કરવાને વાદીએ દાવો કરયો છે. પ્રતીવાદીએ પ્રતિબંધની તથા મુદતની તકરાર કરી. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ દાવાંને મુદતની હરકત નથી, કારણ કે પ્રતીવાદીએ પ્રથમ વિસ્વાસ વિરૂદ્ધ કામ કર્યું ત્યારથી દાવાનું કારણ ઉત્પન્ન થયું છે, અને લેણદેણની ખરી હકીકત બતાવવાને વાદીને પ્રતિબંધ નથી, સબબ વાદીને દાદ મળી શકે છે. ( ઈ. લા. રી. અ. વા. ૧ પાનું ૪૦૩ )

અમુક મીલકત કોઇ સખસ હુકમનામાની બજાવણીમાં થતાં લીલામમાંથી ખરીદ કરે, અને તે ખરીદ કરતી વખતે તેના જાણવામાં હોય કે તે મીલકત વિશે એક બીજાનો દાવો ચાલે છે, અને પછી તે દાવામાં હુકમનામું થાય અને તે હુકમનામું કોર્ટે હકુમત વિના કરેલું હોય, તોપણ તે બાબતમાં સદરહુ ખરીદદાર તે દાવામાં પક્ષકાર થયો ના હોય તેથી તે હુકમનામું તે ખરીદ કરનારને આવી રીતે બંધનકાર્ક થતું નથી કે, જેથી તેનો તે બાબત બીજો દાવો ચાલી શકે નહિ. ( ઈ. લા. રી. અ. વા. ૧ પાનું ૫૮૮ ).

બે સગા ભાઇયો છે તેમાં એક ભાઇને બાજા કુટંબમાં દત્ત લેવામાં આવ્યો છે, તે એક બાજુ તરફ છે, અને બીજો સખસ બીજી બાજુ તરફ છે, તેમની વચમાં સદરહુ ભાઇયોના બાપના વારસાની બાબતમાં તકરાર પડવાથી તે તકરાર લવાદને સોંપી. સદરહુ બે ભાઇઓમાંનો બીજો ભાઈ જન્મથી બેહરો અને મુગો છે, તેથી તે પોતાના બાપનો વારસો લેવાને હિંદુશાસ્ત્ર પ્રમાણે લાયક નથી, અને તેથી લવાદની રૂબરૂના કામમાં તેને પક્ષકાર કરવામાં આવ્યો નથી. લવાદનો ફેસલો થયા પછી સદરહુ લવાદને સોંપનાર બીજા પક્ષકારે તે મુગો અને બેહેરો છોકરો તેના બાપનો વારસ છે, એવી તેણે લખેલી કબુલત આપી. ત્યાર બાદ તે મુગા અને બેહેરા છોકરાએ બાપની મીલકતમાંના ભાગનો કબજો લેવા દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદી સદરહુ લવાદના ફેસલામાં પક્ષકાર નથી તેથી તેને બંધનકાર્ક નથી, અને જ્યારે તે તેને બંધનકાર્ક નથી ત્યારે તેનો ફાયદો પણ લેઈ શકતો નથી, અને કાયદા પ્રમાણે જે કબજો લેવાનો હક્ક નથી તે લવાદના ફેસલાથી તેને મળી શકતો નથી. તેમજ જે હક્ક કાયદાએ મંજુર રાખ્યો નથી તે હક્કનો તે પુરાવ થતો નથી, તેમ એવી તકરાર કરી શકતો નથી કે પ્રતીવાદીએ વાદીને તે મીલકત બક્ષીસ આપી છે, કારણ કે પંચના ફેંસલાથી એવું ઠરાવવામાં આવ્યું છે કે તે મીલકત પ્રતીવાદીની માલેકપણાની નથી, અને લવાદના ફેંસલા બાબત પ્રતીવાદીએ કબુલત આપી હોય, તેથી આ કલમ પ્રમાણે વાદીના વારસાના હક્ક બાબત તકરાર કરવાને તેને પ્રતિબંધ થતો નથી, અને આવી હકિકત છે તો વાદીનો દાવો ચાલી શકતો નથી. ( ઈ. લા. રી. અ. વા. ૨. પાનું ૮૦૯ )

એક "ટસ્ટી" એ અમુક જમીનનો ટ્રસ્ટ હતો, પણ તે મ્હારી છે એમ કહી ગીરો આપી. ગીરોરાખનારે શુદ્ધ દીલથી તે ગીરો રાખી તે ટ્રસ્ટની ખબર વિના તે બદલ કીમતી અવેજ આપ્યો. પછી ગીરોરાખનારે તે ગીરોવાળી જમીન વેચાવવાનું તે ટ્રસ્ટી ઊપર હુકમનામું મેળવ્યું, અને તેની બજાવણીમાં તે જમીન વેચવામાં આવી. પછી તે ખરીદદાર પાસેથી તે ટ્રસ્ટીએ તે મીકલત લેવાને દાવો કરયો, એવા કારણથી કે તે મીલકતનો "ટ્રસ્ટ" છે, અને તે બીજાને આપવાને મને કાંઈ અખત્યાર નથી. આ દાવામાં તે ટ્રસ્ટની રૂઈએ ફાયદો લેનાર

કોઈ પણ પક્ષકાર નહી હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદીને પોતાની વર્તણુંકથી તે જમીનનો કબજો લેવાને પ્રતિબંધ છે, ( ઈ. લા. રી. અ, વા. ૯. પાનું ૨૪ ).

સન ૧૮૭૯ ની શાલના એક દસ્તાવેજની રૂઈએ સાંથેરાખનારે એક ગામમાં પોતાનો જમીનનો કબજો રાખવાના હક્ક વેચાણ આપ્યો, તેથી જમીનદારે સન ૧૮૭૩ ના આક્ટ ૧૮ માની કલમ ૯ પ્રમાણે તે વેચાણનો દસ્તાવેજ નાબુદ ઠરાવી તે જમીન ખરીદદારના કબજામાંથી છોડાવવાને દાવો કરયો, તેમાં એવું માલમ પડયું કે તે જમીનદારે તે ખરીદદારને વેચાણ આપવાને કબુલ કર્યું હતું, અને તે વેચાણ આપનારાઓ પાસે ચડેલી સાંથની બાકી તે ખરીદદારો પાસેથી વસુલ કરી હતી, તેથી તેઓને સાંથેરાખનાર તરીકે કબુલ કરેલાં હતા. તેમાં જસ્ટીસ ઓલ્ડફીલ્ડસાહેબે ઠરાવ્યું કે સન ૧૮૭૩ ના આક્ટ ૧૮ માની કલમ ૯ પ્રમાણે તે જમીનદારની કબુલત સાથે તે કબજાનો હક્ક વેચાણ આપવામાં આવેલો છે તે બળવાન છે, માટે જે વેચાણ આપવાને જમીનદારે કબુલ કરેલું તે વેચાણ પણ બળવાન છે, અને ગમે તે હકિકત હોય પણ તે વેચાણ રદ કરાવવાનો દાવો કરવાને તેઓની વર્તણુંકથી પ્રતિબંધ છે. ( ઈ. લા. રી. અ. વા. ૭ પાનું. ૫૧૧ )

એક હુકમનામાવાળાએ પોતાના હુકમનામાની બજાવણીમાં પોતાના હુકમનામાના દેણદારોની જમીનદારીનો હિસ્સો લીલામમાંથી ખરીદ કરયો. ત્યાર પછી એક બીજા સખસનું હુકમનામું થએલું તે હુકમનામાની બજાવણીમાં તે મીલકત બીજી મીલકતની સાથે વેચાવવામાં આવી. તે વેચાણ થતા પહેલાં તે પાછળના હુકમનામાવાળાએ લીલામ કરનાર અમલદારને એવી અરજ કરી કે, પ્રથમના હુકમનામાથી વેચાણ થએલું, અને તે મીલકત ખરીદ કરવામાં આવેલી છે માટે હુકમનામાના દેણદારનો જે હક્ક સબંધ વેચાએલો નથી તેટલા ભાગનુંજ વેચાણ થવું જોઇએ. આ અરજી નામંજુર કરવામાં આવી. અને હુકમનામાના દેણદારનો તમામ હક્ક સબંધ વેચાયો. તેમાં પ્રથમના હુકમનામાવાળો હાજર હતો તેણે માગણી કરી, તોપણ છેવટે તે મીલકતમાંનો એક ભાગ ખેંચી લેવામાં આવ્યો, અને બાકીનો ભાગ તે પ્રથમના હુકમનામાની બજાવણીમાં વેચાએલી મીલકત સુધાંતનો વેચાવવામાં આવ્યો. તે પ્રથમના હુકમનામાવાળાએ ફરીથી માગણી કરી નહી. પછી તે પ્રથમના હુકમનામાવાળાએ એવું ઠરાવવાને દાવો કરયો કે મારા હુકમનામાની બજાવણીમાં જે હિસ્સો વેચાણમાંથી મેં ખરીદ કરેલો છે તેને પાછળના હુકમનામાની બજાવણીમાં થએલા લીલામથી હરકત થતી નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે જે વેચાણમાંથી પ્રતીવાદીએ વાદીની જે મીલકત ખરીદ કરી છે, તે વેચાણમાં માગણી ફરયાની વર્તણુંક થએલી છે, તેથી આવો હક્ક ઠરાવવાનો દાવો કરવાને પ્રતિબંધ થતો નથી, કારણ કે તે માગણી કરવાથી તે મીલકત ઉપરનો હક્ક નહી હતો એવું બતાવવાનો તેનો હેતુ હતો, અગર તેણે પોતાનો હક્ક છોડી દીધો હતો અગર તેણે પ્રતીવાદીને, તે ખરીદ કરવાને ઉતેજન આપ્યું હતું અગર તે વેચાણની મનાઇ કરવાને તેને અખત્યાર હતો, એમ કહી શકાતું નથી ( ઇ. લા. રી. અ. વા. ૯ પાનું ૮૧૩ ).

સન ૧૮૨૯ ની શાલમાં વડીલ ભાઇએ દસ્તાવેજ કરી આપી પોતાના તરફથી અને પોતાના વંશજોની તરફથી જમીનદારી ઉપરનો હક્ક સબંધ છોડી દીધો છે, અને તેથી તેમાંહે

તે જમીન પોતાના ભાઇને આપેલી છે, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે બીજાઓને બંધનકારક છે ( ઈ. લા. રી. મ. વા. ૧ પાનું ૭૧૨ )

મદ્રાસ ઇલાકામાં હિંદુકુટંબની મજીયારી મીલકતમાં અવિભક્ત અંગભુતનો હક્ક સબંધ તે અંગભુતના અંગાઉ દેવાના હુકમનામાની બજાવણીમાં જપ્ત કરવામાં આવ્યો. તે જપ્તી હતી તે દરમિયાનમાં હુકમનામાનો દેણદાર મરણ પામ્યો, તોપણ હુકમનામાના લેહેણદારના લાભમાં તે જપ્તીથી તે મીલકત ઉપર સારો હક્ક થાય છે. માટે તે કુટંબના બીજા અંગભુતો પાછળ હયાત હોય તેથી તેમનો જે હક્ક તે મરનારના હિસ્સા ઉપર થાય તે થતો નથી. આ પ્રમાણે થએલી જપ્તીમાં એક સખસે વચમાં આવી એવી હરકત લીધી કે તે મીલકત કુટંબી મીલકત નથી, અગર વેહેંચણ કરવા લાયક નથી, માટે તે જપ્તી રહી શકતી નથી. આ હરકત સન ૧૮૫૯ ના આકટ ૮ મા ( દિવાની કામ ચલાવવાની રીતીના કાયદા)ની કલમ ૨૪૬ મી પ્રમાણે નામંજુર કરવામાં આવી. ક.એ તે હુકમની તારીખથી એક વર્ષમાં દાવો કર્યો નહી, પરંતુ જપ્ત કરી જે જમીન વચાવવામાં આવેલી તેનાંથી ખ એ તે ખરીદ કરેલી તેણે તે લેવા તે ખરીદ કર્યા તારીખથી એક વર્ષમા દાવો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે ક ફરીથી એવી તકરાર કરી શકતો નથી કે, તે મીલકત કુટંબી નથી, અગર વેહેંચણ કરવા લાયક નથી (ઈ. લા. રી મ. વા. ૪ પાનું ૩૦૨).

ઠરાવવામા આવ્યું કે વાદીઓને સરપંચની રૂબરૂ હાજર હતો, અને માર્ચથી તે અગષ્ટમાસ સુધી જે રીતીએ તે સરપંચે કામ ચલાવ્યું તેમાં તેણે હરકત લીધી નથી. માટે એકલા સરપંચનો કરેલો ફેંસલો બળવાન નથી, એવી હરકત લેવાને તેને પ્રતિબંધ થાય છે.

હિંદુસ્થાનના સોગનના આકટના ઠરાવ પ્રમાણે પક્ષકારોની વચમાંના ઇસ્યુનો નીકાલ કરવામાં આવેલો હોય તેજ ઇસ્યુવાળા હક્કનો બીજા દાવામાં ફરીથી સવાલ ઉત્પન થએલો હોય તો, સદરહુ નીકાલ પ્રતિબંધ તરીકે થઇ પડતો નથી. (ઈ.લા.રી.મ.વા. ૫, પાનું ૨૫૯).

## કલમ ૧૧૬ મી.

ગણોતિયાને પ્રતિબંધ નડેછે તેબાબત.

**૧૧૬. સ્થાવર મિલકતના ગણોતિયા કિંવા ભાડુતને, અથવા તે ગણોતિયા કિંવા ભાડુતના હક્ક ઉપરથી જે સખસનો હક્ક ઉત્પન્ન થયો હોય તે સખસને, સદરહુ ગણોતિયાનો કિંવા ભાડુતનો સબંધ જારી હોય તે દરમિયાનમાં, એવો ઇનકાર કરવાની પરવાનગી આપવી નહી, કે સદરહુ સ્થાવર મિલકતના માલિકનો તે મિલકત ઉપર ગણોતિયા કિંવા ભાડુત મજકુરનો સબંધ શરૂ થયો તે વખતે કાંઈ હક્ક હતો નહી; અને હરકોઇ સ્થાવર મિલકતના કબજેદારના પરવાનાથી તે મિલકત જે સખસે પોતાના તાબામાં લીધી હોય, તે સખસને એવો ઇનકાર કરવાની પરવાનગી આપવી નહી, કે સદરહુ પરવાનો આપતી વખતે એવા કબજેદારનો એવા કબજા ઉપર હક્ક હતો નહિ.**

**ટીકા**—પણું સ્થાવર મીલકત ભાડે રાખનાર અગર સાંથેરાખનાર એમ બતાવી શ-

કે છે કે, મારો ભાડાનો અગર સાંથે રાખ્યાનો હક્ક શરૂ થયો ત્યાર પેહેલાં જેની પાસેથી મેં તે મીલકત ભાડે અગર સાંથે રાખી છે તેનો તે મીલકત ઉપર હક્ક નહી હતો, અગર મારો સદરહુ હક્ક શરૂ થયા પછી તે જમીનના માલેકનો હક્ક પુરો થયો છે, અગર ગએલો છે, અને તેવું બતાવવામાં તે એમ બતાવી શકે છે કે મારી જમાનના માલેકનો તે જમીન ઉપર અમુક સખસની હયાતી સુધી હક્ક હતો, પણ તે હાલ મરણ પામ્યો છે એટલે હવે તે રહ્યો નથી, અગર મારો હક્ક જે વખત મારે છોડવો હોય તેવો હતો અને તે મેં છોડેલો છે, તેથી તે બંધ થયો છે, એમ પણ તે બતાવી શકે છે.

ઇંગ્રેજી 'લા' પ્રમાણે જ્યારે ભાડુઆત અગર સાંથેરાખનારનો કબજો હોય તો, તે બાબતમાં પ્રતિબંધનો નિયમ લાગુ થાય છે. આ કલમથી તે નિયમ ભાડા અગર સાંથનો હક્ક શીરૂ થાય ત્યાંહાં સુધી લાગુ કરવામાં આવેલો છે. (કનીંગહામસાહેબની ટીકાનું પાનું ૧૩૪).

ભાડુ અગર સાંથે આપ્યાની કબુલતથી ભાડે અગર સાંથે રાખ્યાની કબુલત કર્યા બરોબર થાય છે. (ફીલ્ડસાહેબની ટીકાની ત્રીજી આવૃતિનું પાનું. )

ભાડે અગર સાંથેરાખનારની બાબતમાં જેવો પ્રતિબંધ છે તેવોજ જેણે કબજો રાખવાની પરવાનગી આપવાની હોય તેનો હક્ક છે. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૩૦૩).

**ફેસલા.**—કાંઇ મીલકતના છેલ્લા માલીકના મરણ પછી કોઇ સખસ તે મીલકત કબજે કરે, અને સરકારી મેહેસુલ તેની પાસેથી લેવામાં આવે ત્યારે તે મેહેસુલ તેની પાસેથી લીધાના સબબથી તે જમીનનો છેલ્લો માલીક બીનવારસે ગુજરી ગયો છે માટે તે ઉપર રાજહક્ક પોહોચે છે, એમ કેહેવાને પ્રતિબંધ નથી. તોપણ તે બીનવારસે ગુજરી ગયાનું શાબીત કરવાનો બોજો સરકાર ઉપર છે. (૪ વી. રી. પાનું ૧૩).

ભાડુ આપ્યાની વાત વિરૂદ્ધ શાબીત થતાં સુધી ભાડુતનો સબંધ બતાવે છે, માટે તે ધણીને ચુકથી ભાડું અપાણું છે અથવા તે લેવા બીજો સખસ હક્કદાર હતો એવો કાંઇ ખુલાસો ન કરી શકે ત્યાં સુધી તેણે જે સખસને ભાડું આપ્યું છે તેનો એ જમીન ઉપરનો હક્ક ઇનકાર કરવા તેને પ્રતિબંધ થાયછે (૯ વી. રી. પાનું ૭૧, ૧૬૨).

એક સખસે જમીન પાછી લેવા દાવો કર્યો હતો, એવા કારણથી કે તે જમીન પ્રતીવાદીએણ કાયદા વિરૂદ્ધ લાખીરાજ હક્કથી કબજે કરી બેઠેલી છે, તેમાં વાદીનું હુકમનામું કર્યું. ત્યાર પછી વાદીએ સદરહુ કામના પ્રતીવાદી તરફથી એક સખસને હક્ક મળેલો, તેના ઉપર ભાડું ઠરાવવા દાવો કર્યો. તેમાં પ્રતીવાદીએ તકરાર કરી કે કોર્ટને હકુમત નથી, અને જેની તરફથી મને હક્ક મળેલો છે તેને લાખીરાજ ઇનામમાં આપવામાં આવ્યું હતું, તે સન ૧૭૯૦ પેહેલાં આપવામાં આવેલુ હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે આ વાત શાબેત કરવાનો બોજો પ્રતીવાદી ઉપર છે. (ઈ. લા. રી. ક. વા. ૩ પાનું ૫૦૧).

અમુક જમીનના કડકાના **અ** અને **બ** મજીયારે માલેક છે. સન ૧૮૭૪ માં વાદીએ **અ** એ પોતાનો હિસ્સો પ્રતીવાદીને સન ૧૮૮૦ ના અકટોબર માસ સુધી ગળીનું વાવેતર કરવા પેટે આપ્યો. તેની સાથે **બ** એ પોતાનો હિસ્સો તેજ કારણસર પ્રતીવાદીને અકટોબર સન ૧૮૮૧ સુધી પટે આપ્યો. **અ** અને **બ** એ વાદીને સન ૧૮૭૯ ની સાલમાં પોતાના હિસ્સા વેચાણ આપ્યા. સન ૧૮૮૧ માં વાદીએ પ્રતીવાદીને તે જમીનમાં ગળીનું

વાવેતર કરતાં અટકાવચા તથા ખાસ કબજા બાબત તેના ઉપર દાવો કર્યો, એવા કારણ-થી કે **અ** ના હીસ્સાના પટાની મુદ્દત પુરી થઈ છે, માટે **બ** એ કરી આપેલા પટાની રૂઇ-એ ગળીનું વાવેતર કરવાને પ્રતીવાદી તે જમીન રાખી શકતો નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદી પોતાનાજ કૃત્યથી બેઉ હિસ્સાનો માલેક થએલો છે. તે જે હક્ક બીજા હિસ્સાના મા-લેક તરીકે વાપરી શકતો નથી તે એક હિસ્સાના માલેક તરીકે પણ વાપરી શકતો નથી, માટે દાવો કાહાડી નાંખવો જોઇએ ( ઈ. લા. રી. ક. વા. ૮ પાનું ૪૪૯ ).

**અ** એક રઇયત છે, તેના કબજામાં અમુક જમીન છે, તેણે **બ** ના લાભમાં તે ક-બજા બાબતની કબુલત લખી આપી. ( તે **બ** તે જમીન ઉપર દાવો રાખતો હતો ને તેમાં છેવટના માલેક તરફથી મળેલા હક્કની રૂઇએ તે કબજાવાળી જમીન આવેલી હતી ) અને તેની રૂઇએ સાંચ **બ** ને આપી. તેમાં ઠરાવવામાં આવ્યું કે **બ** ના હક્ક વિષે તકરાર કરવાને આ કલમ પ્રમાણે **અ** ને પ્રતિબંધ નથી. આ કલમમાં જે શબ્દો ' પેટાની શરૂઆતમાં ' એવા છે તે સાંથેરાખનારાઓને કબજો આપવામાં આવેલો હોય, અને જેઓએ તે કબ-જો આપેલો હોય તેને લાગુ થાય છે, અને જે સાંથેરાખનારાઓએ પ્રથમથી કબજો મેળ-વેલો હોય તેને લાગુ થતો નથી. ( ઇ. લા. રી. ક. વા. ૧૧ પાનું ૫૧૯ )

આ કલમ પ્રમાણે જે સખસ એક વખત ભાડુઆત થયો એટલે તેના જમીનના માલે-કનો હક્ક ગએલો છે, અગર ભાડાની મુદ્દત પુરી થઇ છે, એવી તકરાર કરવાને અટકાવ નથી. તે કલમથીતો ફકત જ્યારે ભાડુ જારી હોય ત્યારે ભાડે રાખતી વખત શરૂ આતમાં જમી-નના માલેકનો હક્ક નહી હતો, એવી તકરાર ભાડુઆત કરી શકતો નથી. (ઈ. લા. રી. મા. વા. ૨. પાનું ).

## કલમ. ૧૧૭ મી.

હુંડી શિકારનારને અથવા નિક્ષેપીને અ-થવા પરવાનો લેનાર ને પ્રતિબંધ નડે છે તે બાબત.

**૧૧૭. કોઇ હુંડી શીકારનારને એવો ઇનકાર કરવાની પરવાનગી આપવી નહીં કે, હુંડી આપનાર સખસને એ-વી હુંડી આપવાનો કિંવા તે ઉપર શેરો કરવાનો અધિકાર ન્હોતો, અને કોઈ નિક્ષેપીને અથવા જે સખસને કાંઈ પ-રવાનો આપ્યો હોય તે સખસને પણ એવો ઈનકાર કરવા-ની પરવાનગી આપવી નહી કે નિક્ષેપ અથવા પરવાનો શીરૂ થતી વખતે તે નિક્ષેપાને અથવા પરવાનો આપનાર સખસને એ પ્રમાણે નિક્ષેપ કરવાનો અથવા એવો પરવાનો આપવાનો અધિકાર ન્હોતો.**

**ખુલાસો ૧ લો.—હુંડી શીકારનાર એવો ઈનકાર કરવાને મુખત્યાર છે કે, હુંડી મજકુર ઉપરથી જે સખસે તે હુંડી આ-પ્યાનું સમજાય છે, તે સખસે તે હુંડી ખરેખરી આપી નથી.**

**ખુલાસો ૨ જો.—નિક્ષેપી નિક્ષેપા શિવાય બીજા કોઈ સખસને નિક્ષેપવાળો માલ આપે તો, નિક્ષેપી એવું શાં-બિત કરવાને મુખત્યાર છે કે જે સખસને તેણે માલ આપ્યો છે તે સખસનો નિક્ષેપા વિરૂદ્ધ માલ મજકુર ઉપર હક્ક હતો.**

**ટીકા**—હુંડી શીકારવાથી તે શીકારનાર વિરૂદ્ધ હુંડી લખનારની સહી તથા તે લખવાની તેની લાયકી બાબત નિશ્ચેકાર્ક કબુલત થાય છે, અને જો તે હુંડી લખનાર જેને તેનાં નાણાં આપવાનું લખે તેને આપવાની હોયતો, તે લખનારને તે ઉપર શેરો કરવાનો અખત્યાર છે. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૩૦૪)

હિંદુસ્તાનના કરાર આકટ (સન ૧૮૭૨ ના ૯ મા) ની કલમ ૧૪૮, ૧૮૧ બેલમેંટ ઈયાને નિક્ષેપ બાબત છે, તે આ કલમના તે બાબતના ઠરાવ સાથે સબંધ રાખે છે. તે આકટની કલમ ૧૬૭ માં ઠરાવેલું છે કે, "જો નીક્ષેપ્તા શિવાય બીજો સખસ નિક્ષીપ્ત માલ ઉપર હક્ક રાખતો હોય તો, તે માલ નિક્ષેપ્તાને સ્વાધીન થતો અટકાવવાને સારૂ તથા માલ ઉપરના હક્કનો ઠરાવ કરવા સારૂ તે સખસ કોર્ટને અરજ કરી શકે છે."

એજંટની બાબતમાં આ આકટમાં કાંઈ નથી, પણ તેમને પોતાના મુખ્યનો અધિકાર કરવાને પ્રતિબંધ છે એમ ઘણુંકરીને સમજવામાં આવે છે, સબબ તેમને "બેલી" યાને જે પ્રતિબંધના નિયમ લાગુ છે તે લાગુ થાય છે. (ફીલ્ડસાહેબની ટીકા ત્રીજી આવૃત્તિનું પાનું ).

**ફેંસલા**—મી. કનીંગહામસાહેબ કહે છે કે કાંઈ માલ ગીરવી રાખનારની સ્થીતી નિક્ષેપીથી જુદી છે. પણ ગીરવીમુકનાર અને રાખનાર એ બનેનો નિક્ષેપી અને નિક્ષેપ્તામાં સમાસ થાય છે. જુઓ કરાર આકટની કલમ ૧૭૨ અને તેનું મથાળું.

પ્રતીવાદીએ **મ** નામના સખસને જવનો જથો વેચાણ આપ્યો. તે જવનો કાંઈ ભાગ કરારને લીધે જુદો કરવામાં આવ્યો ન્હોતો, તેમજ તેની કીમત પણ આપવામાં આવી ન્હોતી. **મ** એ તેજ જવનો જથો કીમત લેઇ વાદીને વેચાણ આપ્યો અને તે તેને સ્વાધીન કરવા માટે કાગળ લખી આપ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે પ્રતીવાદીએ **મ** લખે તેને એ માલ સ્વાધીન કરવા વચન આપેલું હોવાથી તે જવનો માલીકી હક્ક વાદીનો પ્રાપ્ત થયાનું ઇનકાર કરવા તે પ્રતિવાદીને પ્રતીબંધ છે, અને તે વાદીની વતી એક નિક્ષેપી તરીકે કબજેદાર છે (લા. રી. ૫. કવી. બેંચ પાનું. ૬૬૦)

## કલમ ૧૧૮ મી.

## બાબ ૯ મો—શાહેદ બાબત.

શાહેદી કોણ આપી શકે છે

**૧૧૮. સર્વે કોઈ સખસ શાહેદી આપવાને શકત છે એમ સમજવું; પરંતુ કોર્ટની નજરમાં એમ આવે કે કાચી ઉમરને લીધે અથવા અતિશય જઈફીને લીધે, અથવા શરીરના કિંવા મનના કાંઈ રોગને લીધે, અથવા એવા પ્રકારના બીજા કોઇ કારણને લીધે, તેને જે સવાલ પુછવામાં આવે, તે તે સમજી શકતા નથી, અથવા તે સવાલોના સમજણવાળા જવાબ આપી શકતા નથી, તો તે સખસો શાહેદી આપવાને શકત છે એમ સમજવું નહી.**

**ખુલાસો—દિવાનો માણસ શાહેદી આપવાને અશકત નથી; પરંતુ તેને સવાલ પુછવામાં આવે તે જો દીવાનાપણાના સબબથી તે સમજી શકતો ન હોય, અથવા તેના સમજણવાળા જવાબ આપી શકતો ન હોય તો, તે અશકત છે.**

**ટીકા.**—હિંદુ અને મુસલમાની લૉ પ્રમાણે સબંધ અને બીજાં કેટલા એક કારણોથી સાક્ષી આપવાને માટે અમુક સખસો નાલાયક ગણાતા હતા.

હિંદુ લૉ પ્રમાણે ઓરત, બાળક, વૃદ્ધ, જુગારી, મદોનમત, રંગભુમી ઉપર રમનાર, પાખંડી, ખોટા દસ્તાવેજ બનાવનાર, જાતીભ્રષ્ટ, મીત્ર, દાવામાં હિત રહ્યું હોય તે, ભાગીઓ, દ્વેષી, ચોર, સાહસીક, પ્રસિદ્ધ ખોટા બોલો, બોલનાર, નાત બહાર થયેલો, અને તેવા બીજાને અગ્રાહ્ય સાક્ષી ગણેલા છે.

વ્યહવાર મયુખમાં ફકત તપસ્વી, દાનસીલ, કુલીન, સત્યવાદી, ધાર્મીક, પ્રમાણીક, પુત્રવાન, ધનવાન, જો તેઓ વેદ અને સ્મૃતીની અંદર નીપુણ હોય તો, તેવા સાક્ષીને લાયક ગણેલા છે. તે શિવાય લાયકી નાલાયકી સબંધી કેટલા એક ઠરાવો છે, અને તેવાજ નિયમો મુસલમાની ધારાની અંદર છે, તે બધા નિયમો આ આકટથી રદ કર્યા છે, અને તેવો કાંઈ ભેદ આ કલમથી રાખ્યો નથી.

સન ૧૮૭૩ નો ૧૦ મો સોગન બાબતનો આકટ છે તેની કલમ ૬ ઠીમાં ઠરાવવામાં આવ્યું છે કે, કોઈ હિંદુ તથા મુસલમાનો તથા તમામ બીજા સખસો જેમને સોગન લેવાની હરકત હોય, તેમણે સોગનને બદલે ઈસ્વર સમરણ પ્રતિજ્ઞા લેવી જોઈએ. વળી તે કાયદામાં ઠરાવેલું છે કે હરકોઈ સખસ પોતાની જાત અને ધર્મને બંધનકાર્ક સોગન હોય તેવા સોગન ઉપર શાહેદી આપવાને તઇયાર થાય, પરંતુ તે સોગન ન્યાય અગર સ્વચ્છતાને હરકત કર્તા હોવા નહી જોઇએ, અને ત્રાજા સખસને હરકત થાય તેવા પણ નહી જોઈએ, માટે જો કોર્ટની નજરમાં દુરસ્ત આવે તો કોર્ટ તેવા સોગન તે સાક્ષીને આપે. અને વળી એવું ઠરાવવામાં આવ્યું છે કે એકાદો પક્ષકાર એમ કહી શકે છે કે સામો પક્ષકાર અમુક સોગન ખાઇ અમુક હકિકત કેહે તો તેની તે સાહેદી મને બંધનકાર્ક છે, માટે જો સામો પક્ષકાર તે પ્રમાણે સોગન ખાઇ તે હકિકત કેહે તો, તે સોગન આપનાર પક્ષકારને તે હકિકત બંધનકાર્ક છે.

સાક્ષીને સમન્સ કબુલ કરવા બાબત, કોર્ટમાં હાજર થવા, સાચું બોલવા અને કાયદેસર રીતે દસ્તાવેજ રજુ કરવાનો હુકમ કરવામાં આવેલો હોય તો, તે રજુ કરવાની બાબતમાં જુદા જુદા ગુન્હાઓ ઠરાવેલા છે. દિવાની બાબતમાં દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની (સન ૧૮૮૨ ના આકટ ૧૦) માની કલમ ૧૬૩, ૧૬૪, ૧૬૫, ૧૬૬ તથા ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદા (સન ૧૮૮૨ ના આકટ ૧૦ મા) ના બાબ ૨૬ માની કલમ ૩૫૦, ૩૫૬ અને હિંદુસ્તાનના ફોજદારી કાયદાના બાબ ૧૦ માની કલમ ૧૭૨, ૧૮૦ જોવી, પણ સન ૧૮૭૩ ના સોગન બાબતના આકટથી કલમ ૧૭૮ અમલમાં રહી નથી તે યાદ રાખવું (કનીંગહામસાહેબની ટીકાનું પાનું ૧૩૬)

હાલના કાયદાનું વલણ એવું જણાય છે કે દરેક શાહેદી સાક્ષી પુરવા લાયક છે કિંવા નહી તે કોર્ટે પોતે નક્કી કરવું જોઇએ, અને તે નક્કી કરવાનું સાધન કોર્ટે તે શાહેદીને પોતાની રૂબરૂ બોલાવી તપાસવાનું છે, (ફીલ્ડસાહેબની ત્રીજી આવૃતીનું પાનું. )

**ફેંસલો.**—તોહમતવાળા સખસ ઉપર બે ન્હાના છોકરાને કુવામાં નાંખી દીધાનું તોહમત હતું. સેશનજડજના કેહેવા પ્રમાણે એ ગુન્હો જેણે નજરે જોએલો એવો શાહેદ તો ફક્ત એક ન્હાની છોકરી હતી, જે સોગન શું કે પ્રતિજ્ઞા શું તે, તે કાંઇ સમજતી ન્હોતી, તેથી તેની જુબાની સાદા ઇંકરાર ઉપર લેવામાં આવી હતી, જ્યુરીએ કેદીને ગુન્હેગાર ઠરાવી તેને દસ વર્ષ સમુદ્રપારની શિક્ષા કરી. અપીલમાં બંગાળા હાઇકોર્ટે ઠરાવ્યું કે જો સોગન કે પ્રતિજ્ઞા જાણી જોઇને આપેલી ના હોય, તોપણ તેથી તે છોકરીની જુબાની પુરાવમાં નહી લેવા લાયક થતી નથી. ( ૧૪ બં. લા. રી. પાનું ૧૪ ).

## કલમ ૧૧૯ મી.

મુંગાસાહેદબાબત.

**૧૧૯. જે શાહેદ બોલી શકતો ન હોય, તે શાહેદ લખાણવડે, કિંવા ચિન્હોવડે એવી જે રીતે પોતાની જુબાની સમજાઈ શકે એવી કરી શકતો હોય તેવી કોઈ રીતે જુબાની આપવાને મુખત્યાર છે; પરંતુ એવું લખાણ તથા એવાં ચિન્હો ખુલ્લી કોર્ટમાં થવાં જોઇએ. એ પ્રમાણે આપેલા પુરાવાને મુખંજુબાની પુરાવો સમજવો.**

**ટીકા**—પ્રથમ બેહેરા અને મુગા સખસોને સાક્ષીમાંથી બાતલ કરવામાં આવેલા હતા. તે એવા કારણ થી કે તેઓ દિવાના છે, એમ અનુમાન કરવામાં આવતું હતું, પણ તે અનુમાન કેવું પાયા વગરનું છે તે હાલ નક્કી થઇ ચુક્યું છે, માટે એમ ધારવામાં આવે છે કે બેહેરા અને મુગા શાહેદીઓને પણ આજ નિયમ લાગુ થાય છે, પણ તે લાગુ કરતી વખતે કોર્ટને એટલી ખાત્રી થવી જોઈએ કે, તે માણસને જે સવાલ પુછવામાં આવે તે સમજી શકે છે અને તેનો બરોબર જબાબ દેઇ શકે તેવો છે. આ બે બાબતો આ કાયદાની કલમ ૧૧૮ પ્રમાણે સાક્ષીએ જુબાની આપવાને લાયક થવાને અવસ્ય કરીને હોવી જોઇએ. ( કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૧૩૭ )

## કલમ ૧૨૦ મી.

દિવાની તથા ફોજદારી કામોમાં પરણેલા સખસો શાહેદી આપી શકે કે નહી, તે બાબત.

**૧૨૦. તમામ દિવાની કામોમાં દાવાના પક્ષકારો તથા દાવાના હર કોઇ પક્ષકારનો ધણી અથવા તેની ધણીઆણી શાહેદી આપવાને શકત છે એમ સમજવું. ફોજદારી કામોમાં હરકોઇ સખસની વિરૂદ્ધ પુરાવો આપવાને એવા સખસનો ધણી અથવા તેની ધણીઆણી અનુક્રમે શકત છે, એમ સમજવું.**

**ટીકા.**—ફોજદારી કામમાં ધણીધણીયાણી એકબીજા વિરૂદ્ધ શાહેદી આપી શકે છે, એવો આ કલમમાં ઠરાવ છે, તે ઇંગ્રેજી "લૅા" ના નિયમથી વિરૂદ્ધ છે. પણ આ ઠરાવ કલકત્તા હાયકોર્ટની ફુલબેંચે મહારાણી વિ. ખેરૂલા વિગેરેના કામમાં કરેલો છે, કે જે (૬ વી. રી. ફોજદારી પાને ૨૧) મે તેને અનુસરી પ્રસિદ્ધ કરવામાં આવેલો છે. આ બાબતમાં ઇંગ્રેજી "લૅા" નો નિયમ છે, પણ તેની સરસાઈ બાબતમાં શક આવ્યા વિના રેહેતો નથી. મી. સ્ટીફનસાહેબ કહે છે કે આ નિયમનો વિચાર માણસાઈની બાબતમાં કરીએ તો તે સારો છે કિંવા નહીં તે બાબતમાં શક રેહે છે. કોઈ નીરપ્રાધી માણસ હોય તેને પોતાની

ઓરતની શાહેદી ઘણીજ ઉપયોગની હોય, અને જો હકિકત એવી હોય કે તે જુઠું બોલે તો તેનું બોલવું ઉલટાવી શકાય અગર આડાઅવળા સ્વાલમાં તે જુઠું બોલે છે એમ જણાઈ આવે તેવું હોય, તેમ છતાં તે ઉલટાવી શકાય નહી અગર તેણીનું જુઠ માલમ પડે નહી તો, તેણીના બોલવા ઉપર ઘણું વજન રેહે. એક ઘરમાં એક માણસે એક બીજા માણસને જખમ કર્યા એવો તેના ઉપર આરોપ રાખવામાં આવ્યો હતો. તેમાં મુખ્ય શાહેદી જે માણસને જખમ થએલો હતો તેની રાખેલી ઓરત હતી, તેની વહુ પણ હાજર હતી, અને અલબત તેની શાહેદી લેઈ શકાતી નહી હતી. તેથી તે માણસને ગુસ્સો આવ્યો અને બોલી ઉઠયો કે તમે આ ઓરતની શાહેદી લીધી અને શું તમે મારી વહુ શું કેહે છે તે સાંભળશો નહી ? આ તે બોલી ઉઠયો તે કારણ વગરનું નહી હતું. (રીડ સાહેબની ટીકાની ત્રીજી આવૃતિનું પાનું ).

ફોજદારી કામમાં કોઈ સખસની વિરૂદ્ધ સાક્ષી આપવાને ધણી ધણીયાણી લાયક છે. તેમની તરફનમાં આપવાને લાયક નથી, પણ આ કલમથી જે નિયમ બાંધવામાં આવેલો છે તે તે પ્રમાણે નથી. તે નિયમ પ્રમાણે તરફનમાં તેમજ વિરૂદ્ધ કોઈ સખસના ધણી અથવા ધણીયાણી શાહેદી આપવાને પાત્ર છે, પણ તે ફોજદારી કામ તે સખસના વિરૂદ્ધ હોવું જોઈએ. એટલે ઉપરના શબ્દોને બદલે હરકોઈ સખસની વિરૂદ્ધના ફોજદારી કામોમાં પુરાવો આપવાને એવા સખસના ધણી અથવા ધણીયાણી શકત છે, એ પ્રમાણે વાંચવાથી આ કલમના નિયમનો ખરો અર્થ સમજાશે.

સન ૧૮૬૯ ના આકટ ૧૪ માની કલમ ૫૧ મીમાં ઠરાવવામાં આવ્યું છે કે, હરકોઈ પક્ષકાર સ્ત્રી અગર પુરૂષ હોય તે પોતાની શાહેદી આપવાને તઇયાર હોય તો, તેની શાહેદી લેવામાં આવશે, અને તેને આડા અવળા સ્વાલ પણ થઈ શકશે. જે પક્ષકારો પોતાની હકીકત આફીડેવીટ કરી કેહે છે તેમને માટે અને તેમને આડાઅવળા સ્વાલ કરવાનો પણ ઠરાવ કરવામાં આવેલો છે. કલમ ૫૨ માં ઠરાવવામાં આવ્યું છે કે એક સ્ત્રી પોતાના ધણીથી છેડા છુટકો કરવાની અરજી કરે, એવા કારણથી તે વ્યભીચારણી અને ઘાતકી છે, અગર વગર કારણે મને છોડી દીધીછે તો, ધણીયાણી સદરહુ ઘાતકીપણા વિગેરે બાબતમાં શાહેદી આપવાને લાયક થાય છે એટલુંજ નહી, પણ તે કરવાને તેમને ફરજ પણ પાડી શકાય છે. ( કનીંગહમસાહેબની ટીકાનું પાનું ૧૩૭ ).

## કલમ ૧૨૧ મી.

જડજ તથા માજીસ્ટ્રેટ બાબત.

**૧૨૧. હરકોઇ જડજ અથવા માજીસ્ટ્રેટને, કોર્ટમાંની તેની એવા જડજ અથવા માજીસ્ટ્રેટ તરીકેની વર્તણુંક વિશેના અથવા એવા જડજ અથવા માજીસ્ટ્રેટની રૂઇએ જે વાત તેના જાણ્યામાં કોર્ટમાં આવી હોય તે વિશેના, હરકોઇ સવાલો પુછવામાં આવે તેના જવાબ દેવાની સદરહુ જડજ અથવા માજીસ્ટ્રેટને તે જે કોર્ટને તાબે હોય તેવી કોર્ટના ખાસ હુકમ શિવાય ફરજ પાડવી નહીં; પરંતુ એ પ્રમાણે કામ કરતાંના દરમિયાનમાં પોતાની રૂબરૂ કોઈ બીજી બીનાઓ બની હોય, તે વિશે તેને સવાલ પુછી શકાય છે.**

### દૃષ્ટાંતો.

**( अ. ) સેશન કોર્ટની રૂબરૂ अ ના ઉપર તજવીજ ચાલે છે. તે વખતે अ જાહેર કરે છે કે ब નામના માજીસ્ટ્રેટે એક જુબાની ગેરરીતે લીધી. કોઈ ઉપલી કોર્ટના ખાસ હુકમ શિવાય એ વિશેના સવાલોના જવાબ આપવાની ब ને ફરજ પાડી શકાતી નથી.**

**(ब.) ब નામના માજીસ્ટ્રેટની રૂબરૂ ખોટી સાહેદી આપ્યાનું अ ના ઉપર સેશન કોર્ટમાં તોહુમત છે. ઉપલી કોર્ટના ખાસ હુકમ શિવાય अ એ શું કહ્યું તે ब ને પુછી શકાતું નથી.**

**( क. ) ब નામના સેશન જડજની રૂબરૂ તજવીજના દરમિયાનમાં એક પોલીસ અમલદારનું ખુન કરવાની કોશીસ કરવાનું अ ના ઉપર સેશન કોર્ટમાં તોહુમત છે. શી બીના બની તે વિશે ब ને સવાલ પુછી શકાય છે.**

**ટીકા**—આ કલમમાં આપેલી છુટ, કામ ચલાવતાં જડજ અથવા માજીસ્ટ્રેટના પોતાના હોદ્દાની રૂઈએ જે કાંઈ જાણવામાં આવ્યું હોય તેને માટે તથા તે દરજ્જે પોતાની વર્તણુંક ને માટે રાખેલી છે. માટે તે પોતે વાંધો ના લે તો, તે વાંધો બીજો કોઈ લેઈ શકતો નથી.

આ કલમ ઉપરથી એમ માલુમ પડે છે કે કોઈ જડજ અગર માજીસ્ટ્રેટને પોતાને અમુક સ્વાલનો જવાબ નહી દેવા બાબત હરકત લેવાનો અખત્યાર છે, પણ તેમના શિવાય બીજી કોઈ તેવી હરકત લેઈ શકતું નથી.

લવાદોનો ઇંગ્લંડમાં કોર્ટમાં સમાસ કરે છે. પરંતુ પુરાવના આકટમાં "કોર્ટ" શબ્દની વાખ્યામાં લવાદોનો સમાસ કરેલો નથી, "જડજ" શબ્દની આ આકટમાં વાખ્યા નથી.

એક જડજ અગર માજીસ્ટ્રેટની રૂબરૂ કામ ચાલતું હોય તે કામમાં તે જડજ અગર માજીસ્ટ્રેટ પોતે શાક્ષી આપી શકે છે અગર નહી, એ સ્વાલનો અહિયાં વિચાર કરવો સુગમ છે. મી૦ ટેલર કલમ ૧૨૪૪ મીમાં કહે છે કે, "જે જડજની રૂબરૂ મુકરદમો ચાલતો હોય તેમણે પોતાની માહેતીની હકીકત પ્રથમ સોગન ખાધા વિના બાહાર પાડવી નહી. માટે જો તે તપાસનાર એકનો એકજ જડજ હોય તો, શાહેદી તરીકે તે જુબાની આપી શકતા નથી એમ જણાય છે. પણ જો તે બીજા જડજોની સાથે બેસતા હોય તો તે સોગન લઈ શાહેદી આપી શકે છે. જ્યારે આ પ્રમાણે જે જડજની શાહેદી લેવામાં આવે ત્યારે તેમણે પછીથી તે કામની ચોકશીમાં ભાગ લેવો નહી જોઈએ, કારણ કે તેમની પોતાની શાહેદી દાખલ થાય એટલે તે નીસપ્રાહી રીતે પુરાવનું વજન કરી ફેંસલો કરવાને લાયક જડજ છે, એમ ભાગ્યેજ ગણાય."

**ફેંસલા**—મહારાણી વિ. મુકતાસીંગ ( ૫ બંગાળ લા. રીપોર્ટ અપીલ. ફો. પાનું. ૧૫) ના કામમાં જે વિચાર છે તેની પુષ્ટીમાં સદરહુ વાક્ય બતાવવામાં આવેલાં છે, તે જોવામાં આવ્યાં હતાં, અને તેમાં ઠરાવવામાં આવ્યું હતું કે જ્યારે સેશન જડજ આસેશરોની મદદ સાથે અમુક મુકરદમાની તપાસ કરતા હોય, અને તે કામના આરોપની બાબતમાં તે સેસનજ

ડજનો પઈસા સબંધી અગર જાતીકો સબંધ ના હોય તો, તે લાયક સાક્ષી છે. આ કાયદાની કલમ ૧૧૮ ના મોધમ શબ્દો ઉપર વિચાર કરતાં અહિયાં જે નિયમ બતાવેલો છે તે બેશક સારો છે. જડજને પોતાને જે માહેતી હોય તે પોતે શાક્ષીમાં આવ્યા શિવાય તે માહીતીનો ઉપયોગ તેઉ કરી શકતા નથી. એ કેહેવાની ભાગ્યેજ જરૂર છે. ( ફીલ્ડસાહેબની ટીકા આવૃતી ૩ જી પાનું ૫૩૬)

કોઈ પણ ઇનસાફદાર કાંઈ હકીકતની તકરારનો ઇનસાફ કરવામાં મુખ્યત્વે કરીને પોતાના જાણવા તથા માનવા ઉપરથી કાયદેસર અને પુરતા પુરાવા શિવાય વર્તવામાં વાજબી કરતો નથી. ( ૧૧ મુ. હૈ. અ. પાનું ૨૧૬ )

જે કામમાં જરૂરીઆત ન હોય અને જેમાં ગુન્હો બનતાં પોતે જોયોછે અને જેમાં પોતે પ્રોસીક્યુશન શરૂ કર્યું છે, અને જેમાં પોતે પ્રોસીક્યુશન તરફથી એક મુખ્ય સાહેદ છે. તે કામમાં માજીસ્ત્રેટે જ્યુડીસીયલ રીતે કાંઈ કરવું જોઈએ નહી. (ઈ. લા. રી. ૨ ક. પાનું ૨૩, ૪૦૫)

જે જડજની પાસે કામ ચાલતુ હોય તેની શાક્ષી કેટલી ઉપયોગી છે, ને તેનો તે જડજ એ કામનો ઇનસાફ આપે તેના પરીણામ સબંધીમાં નીચેના આધાર જુઓ,

૧૭ વી. રી. શી. ૨. પાનું ૧૯૦ –૯ વી. રી. શી. ૨. પાનું ૨૫૨–૨૦ વી. રી. ક્રો. ૨. પાનું ૭૬–૮ બેં. હા. રી. અ. ક્રો. પાનું ૧૫–મુ. હા. રી. વા. ૧૦ પાનું ૮૧

કામ ચાલતાં જે જે હકીકતો બનતી જાય તે વિશે જડજે કરેલી નોંધ અથવા મજકુર નિર્ણયકારક છે. ગમે તો પછી તે ફોજદારી કામ હોય કે દિવાની તેની ચીંતા નહી. પાસે જોનારા અથવા જુરરોનાં સોગનનામાં અથવા તો બારીસ્ટરોએ કરેલી નોંધ જડજે કરેલી નોંધને ખોટી પાડવા માટે દાખલ થઈ શકતી નથી. (મુ. હા. રી. વા. ૧૦ પાનું ૭૫).

## કલમ ૧૨૨ મી.

લગ્ન સબંધના દરમિયાનમાં કહેલી વાત બાબત.

**૧૨૨. જે સખસનું લગ્ન થયલું છે કિંવા થયલું હતું, તેવા હરકોઈ સખસને લગ્ન સબંધના દરમિયાનમાં જેની સાથે લગ્ન થયલું છે અથવા થયલું હતું તેણે હર કાંઈ વાત કહી હોય તે વાત સદરહુ કેહેનાર સખસની કિંવા હક્ક સબંધે તેના પ્રતિનિધીની રજામંદી શિવાય પ્રગટ કરવાની તે સખસને ફરજ પાડવી નહી કિંવા એવી કાંઈ વાત પ્રગટ કરવાની તે સખસને સદરહુ પ્રમાણેની રજામંદી શીવાય પરવાનગી આપવી નહી; પરંતુ પરણેલાં સખસોની વચેની માંહો માંહેની ફરીયાદીઓના કામોમાં, અથવા કોઇ પરણેલા સખસે પોતાનું જેની સાથે લગ્ન થયું છે તેના વિરૂદ્ધ કાંઈ ગુન્હો કીધો હોય તે બદલ તેના ઉપર ફોજદારીમાં ફરીયાદ થઇ હોય, તેવા કામોમાં ઉપર પ્રમાણેની કાંઈ વાત પ્રગટ કરવાની તે સખસને ફરજ પાડવાને કિંવા પરવાનગી આપવાને બંધન છે, એમ સમજવું નહીં.**

**ટીકા**—મી૦ ટેલરસાહેબ કેહે છે કે, "આ ડાહાપણ ભરેલો ઠરાવ" કરવાનું કારણ એ છે કે, "આવો પુરાવ દાખલ કરવામાં આવે તો તેથી કુટંબની સલાહમાં ભંગ થવાનું ભારે જબરજસ્ત વલણ થાય, અને ઘરના ટંટા ફીશાદો વધે, અને પરણવાનું ઘણુંજ પ્રીતીવાળું હિત જે અરસ્પરસ એક બીજાનો ભરૂંસો રાખવાનું છે તે બીલકુલ જાય નહી તો, ભરૂંસો પણ કમી થાય. ધણી ધણીયાણીની વચમાં જે વાત ચીત ખરા ભરૂંસાથી થએલી હોય તેનેજ ફકત આ કલમનો ઠરાવ લાગુ છે એમ નહી, પણ હરકાંઈ વાતચીત તેમની વચમાં થાય તે તમામને તે લાગુ છે. વળી આ ઠરાવ જે કામમાં ત્રાહિતનું હિત હોય તેને પણ લાગુ થાય છે, અને તેમજ ધણી અગર ધણીયાણી કામમાં પક્ષકાર હોય તેને પણ લીગુ થાય છે. પણ જ્યારે લગનની દરમિયાનમાં વાત ચીત થએલી હોય તેનેજ આ ઠરાવ લાગુ થાય છે. માટે એક ઓરતને એક સખસે પરણતાં પેહેલાં કાંઇ વાત કહેલી હોય, પછી તે સખસ તે ઓરત સાથે પરણે અને પરણ્યાં બાદ એક દિવાની કામમાં તે વાત અગત્યની થાય, જેથી તે ઓરતને શાહેદીમાં બોલાવવામાં આવતાં તે વાત પુછવામાં આવે તો, તે વાત કેહેવાને તે બંધાએલી છે એમ જણાય છે." આ હક્ક એમાંથી એક મરી જાય તોપણ જારી રેહે છે; ઓકાનર વિ. મારી જોરી બાંકસ, ૪ એમ. અને જી. ૪૩૫, (૧૨ બંગાળ લા. રીપોર્ટ પાનું. ૨૪૮ જોવું).

છેડાછુટકો કરવા બાબતના હિંદુસ્તાનના કાયદાની કલમ પર પ્રમાણે દાવામાં કબુલત વિગરે વિના આવી વાત ચીત બાહાર પાડી શકાય છે. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું ૩૦૮).

છેડાછુટકો થયા પછી પણ આ ઠરાવ લાગુ થાય છે. એક ઓરતે પોતાના ધણીની સાથે છુટકો કરયો અને બીજાની સાથે લગ્ન કર્યુ; પછી તેણીના પેહેલા ધણીની સાથે લગ્નની દરમિયાનમાં વાત ચીત થએલી તે બાબત તેને શાહેદીમાં બોલાવવામાં આવી. પણ લાર્ડ એલ. વાનલીએ તેણીની સાહેદી રદ કરી કહ્યું કે, "જ્યારે તે પક્ષકારો ઘણા જીવ જાહાન સગપણના સબંધથી રેહેતા હતા, ત્યારે તેમની વચમાં કાયદા પ્રમાણે ઉત્પન્ન થએલો જે ભરૂંસો છે, તે તેમાંના એક પક્ષકારની ખોટી વર્તણુંકથી તેમણે છેડાછુટકો કરયો હોય તેથી તુટતો નથી." આ કલમના શબ્દ ઉપરથી આ ઠરાવનો ભરપુર રીતે અમલ થાય છે. (ફીલ્ડસાહેબની ટીકા આવ્રતી ૩ જી પાનું ૫૪૦ )

પરણેલી જોડીનો આ બચાવ છે, તેથી મજકુર કેહેનારની અનુમતી શિવાય ધણી કે ધણીયાણીથી તે બાહાર પાડી શકાશે નહી. પણ એ જોડીમાંના એક ઉપર બીજાના વિરૂદ્ધ કાંઇ ગુન્હાના કામ બાબત ફોજદારી ફરીયાદ હોય તો તેમાં તથા અરસ્પરસના દાવામાં આ નિયમ લાગુ પડતો નથી.

## કલમ ૧૨૩ મી.

રાજ્ય પ્રકર્ણ સબંધી પુરાવો.

**૧૨૩. રાજયપ્રકર્ણ સબંધી પ્રસિદ્ધ નહી થએલાં સરકારી દફતર ઉપરથી મળેલો પુરાવો આપવાને કોઇ પણ સખસને પરવાનગી આપવી નહી; પરંતુ જે ખાતાનું સદરહુ દફતર હોય તે ખાતાના ઉપરી અધિકારી પરવાનગી આપે તો સદરહુ પ્રમાણે પુરાવો આપવા દેવો. ઉપરી અધિકારી**

**મજકુરને યોગ્ય જણાય તે પ્રમાણે તેને પરવાનગી આપવી કિંવા ન આપવી.**

**ટીકા**—બીટસન વિ. સ્કીન ( ૨૯ લા. જ. એક્સચકર. ચે. પાનું ૪૩૦ ) ના કામમાં પોલોક. સી. બી. એ કહ્યું છે કે, "અમારા અભિપ્રાયમાં આવે છે કે સરકારી કાગળ રજુ કરવાથી સરકાર નોકરીને હરકત થતી હોય તો, ન્યાયની કોર્ટમાં એક સખસના હિત કરતાં સાર્વજનિક હિત વધારે બળવાન ગણવું જોઇએ. માટે સવાલ એવો ઉત્પન્ન થાય છે કે તેનો નિર્ણય શી રીતે કરવો? કોર્ટના ન્યાયાધિશે અગર સરકારના જવાબદાર નોકર કે જેના હવાલામાં અમુક કાગળ હોય તેમણે તે નક્કી કરવું એ ખુલ્લું છે. તે દસ્તાવેજ શો છે અને સરકાર નોકરીને કેવી રીતની ઇજા થાય તેવું છે, તે નક્કી કરવા વિના ન્યાયાધિશ તેનો નિર્ણય કરી શકે નહી—તેમ તે તપાસ ખાનગી થઇ શકે નહી, પણ જાહેરાત થાય, અને તેથી જે નુકશાન થવાનું હોય તે થાય. માટે અમારી નજરમાં આવે છે કે અમુક દસ્તાવેજ રજુ કરવાથી સરકારના હિતને નુકશાનકારક છે કિંવા નહી તેનો નિર્ણય ન્યાયાધિશે કરવો નહી, પણ જે ખાતાના હવાલામાં તે દસ્તાવેજ હોય તેના ઉપરી અધિકારીએ નિર્ણય કરવો, માટે જો તેઉ હાજર થઇ કેહે કે, અમારા અભિપ્રાયમાં અમુક દસ્તાવેજ રજુ કરવામાં આવતાં સરકારના હિતને હરકતકારક છે તો, અમારી નજરમાં આવે છે કે તે દસ્તાવેજ રજુ કરવાને ન્યાયાધિશે ફરજ પાડવી નહી જોઇએ."(નાર્ટનસાહેબની ટીકાનું પાનું ૩૦૯)

રાજ્યપ્રકરણ તે શું એ જાણવું અગત્યનુ છે. પારલેન્ટમાં જે કાંઇ કામો થાય છે તે બાબતમાં તેમની પરવાનગી શિવાય કોઇની તે બાબતમાં શાક્ષી લેઇ શકાતી નથી.

તેવાજ કારણથી સરકારી ખાતાના ઉપરી અને તાબેદાર વચેના સરકારી કામકાજને પણ રાજ્યપ્રકરણી ગુપ્ત બાબતો ગણાય છે, આથી ગવરનરને તેના એટરની જનરલ વચે સ્વસ્થાનની હાલત બાબતના ચાલેલા કાગળો તથા નોકરોની વર્તણુંક બાબતના લખાણ, લશ્કરી ખાતાના લખાણ, સરકારના કોઇ એજંટ અને સ્ટેટસેક્રેટરી વચેના લખાણ તથા ઇસ્ટ ઇંડ્યા કંપનીના ડાયરેક્ટર અને બોર્ડ આફ કંટ્રોલ વચેના લખાણ તથા કસ્ટમના અમલદાર અને બોર્ડ આફ કમીશનરના વચેના લખાણ, એ સર્વે ભરૂસાના વેહેવાર ગણાય છે.

હિંદુસ્તાનમાં કલેક્ટર તથા કમીશનરો વચેના લખાણ, તેમજ કમીશનરો અને બોર્ડ આફ રેવન્યુ અગર સરકાર વચેના લખાણનો આમાં સમાસ થાય છે. સન ૧૮૭૧ ના આક્ટ ૩૩ માની કલમ ૯ થી પંજાબના સેટલમેન્ટ આફીસર સાહેબને આપેલી સમજુતનો પુરાવ ઇનસાફની કોર્ટમાં ફરજ પાડી મંગાવી શકાતો નથી, અને એ વેહેવાર પણ હક્કનો મજકુર છે, ને તેનો તેમાં સમાસ થાય છે, ઘણુંકરીને પોલીટીકલ ડાકયુમેન્ટ સઘળા તેમાં આવી જાય છે. (ફીલ્ડસાહેબની ટીકા ૩ જી આવૃતી પાનું ૫૪૧–૫૪૨)

ઇસ્ટ ઇંડ્યા કંપનીના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે, ઇસ્ટ ઇંડ્યા કંપની ઉપર કાંઇ ખાનગી હક્કનો અમલ કરાવવા કરેલા દાવામાં જે દસ્તાવેજો કંપનીના તાબામાં હતા, એમ કંપની તરફથી કબુલ કરવામાં આવ્યું હોય, પણ તેમાંના કેટલા એક કંપની અને તેના હિંદુસ્તાન માંહેના રાજ્યો વચે, હિંદુસ્તાનના રાજ્યના સબંધે રાજ્યપ્રકરણી ફરજો બજાવવા માટે થયાં હતાં, તેથી એ દસ્તાવેજો રાજ્ય પ્રકરણી વાતચીત વિશેના છે, અને બાકીના કંપનીના હિંદુસ્તાન માંહેના એજંટો વચે તેમની સાર્વજનિક રાજ્યપ્રકરણી ફરજ બજાવવામાં અને

હિંદુસ્તાનના રાજ્ય અમલના કારણસર થયા હતા, તેથી તે પણ રાજ્યપ્રકરણી વાતો વિશેના છે, એવો વાંધો લેવામાં આવ્યો છે, તે બધા દસ્તાવેજો રજુ કરવા કંપની બંધાએલી નથી. ( ૨૦ જુ. પૃ. પાનું ૪૦૭ )

## કલમ ૧૨૪ મી.

સરકારી હોદ્દાની રૂએ સરકારી અધિકારીને કહેલી વાત બાબત.

**૧૨૪. કોઇ પણ સરકારી અધિકારીને સરકારી હોદ્દાની રૂએ ભરૂસાની વાત કેહેવામાં આવી હોય, તે વાત પ્રગટ કરવાથી સાર્વજનિક હિતને નુકશાન છે એવું તે સરકારી અધિકારીની નજરમાં આવે, ત્યારે વાત મજકુર પ્રગટ કરવાની ફરજ અધિકારી મજકુરને પાડવી નહી.**

**ટીકા**—ઉપરની ૧૨૩, ૧૨૪ એ બે કલમો તથા કલમ ૧૨૧, ૧૨૨, ૧૨૫, ૧૨૬, ૧૨૭, ૧૨૮, ૧૨૯, ૧૩૦ અને ૧૩૧ મુખજુબાનીના અને દસ્તાવેજી પુરાવને એકસરખા રીતે લાગ છે. (ફીલ્ડસાહેબની ટીકા આવૃતિ ૩ જી પાનું ૫૪૧)

આ કલમમાં અને કલમ ૧૨૩ માં ભેદ એ છે કે, આ કલમ સરકારી નોકર બાબતજ છે; પણ કયા સરકારી નોકર તેની વાખ્યા બનાવવામાં આવી નથી. કલમ ૧૨૩ મા પ્રમાણે ખાતાના ઉપરીની મરજી ઉપર રાખેલું છે. આ કલમ પ્રમાણે અધિકારીને આ હક્ક ખોવો કિંવા નહી તે બાબતમાં ન્યાયાધિશ ઠરાવવામાં આવેલો છે. માટે યોગ્ય અધિકારીએ હરકત ઉઠાવી હોય તો કોઈ કામમાં કોર્ટને કાંઇ અધિકાર નથી. કલમ ૧૨૩ મી પ્રસિદ્ધ નહી કરેલાં દફતરોને લાગુ થાય છે. કલમ ૧૨૪ માં તેવી કાંઇ હદ નથી, પણ એક વખત આ હક્કવાળો વ્યવહાર પ્રસિદ્ધ કરવામાં આવ્યો હોય. જેમકે, આડીટરની આફીસમાં તે મુકેલો હોય છતાં તે શી રીતે બાતલ થઇ શકે તે સમજવું કઠણ છે. સરકાર અને રેવન્યુ અધિકારીની વચમાં સરકારી દફતરો અને હક્કવાળા વ્યવહારો રજુ કરવાનો રીવાજ વિશેષે કરીને ઘણો નરમ થઇ ગએલો છે. પક્ષકાર જે મંગાવે તે દસ્તાવેજ કોર્ટ મંગાવે છે. રેવન્યુ બોર્ડ અને કલેકટરો મંગાવ્યા પ્રમાણે મોકલે છે; તોપણ થોડા મુદત ઉપરના હુકમથી તેમાં કાંઇ સુધારો થએલો છે. એવી ઉમેદ રાખવામાં આવે છે કે આ બાબત વધારે સારી સંભાળ રાખવામાં આવશે. છાપેલાં દફતરોની નકલો જે દગાથી મળી શકે તેવું હોય તેમાં એવડી સાવધગીરી રાખવાની જરૂર છે. પણ જ્યારે યોગ્ય અધિકારી અસલ દસ્તાવેજ રજુ કરવાને નાં કહે ત્યારે આવી દગાવાળી નકલનો ઉપપુરાવ લેવો નહી જોઇએ. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૩૦૯, ૩૧૦ ).

## કલમ ૧૨૫ મી.

ગુન્હો બન્યા બાબતની ખબર વિશે.

**૧૨૫. હરકોઇ ગુન્હો બન્યા બાબત હરકોઈ ખબર, બાતમી કોઇ પણ માજીસ્ટ્રેટ કિંવા પોલીસ અમલદારે ક્યાંહાંથી મેળવી તે કેહેવાને માજીસ્ટ્રેટ કિંવા પોલીસ અમલદાર મજકુરને ફરજ પાડવી નહીં.**

**ટીકા**—રાણી વિ. હાર્ડી (હાવેલ્સ સ્ટેટ ટ્રાયલ્સ પાનું. ૮૦૮)ના કામમાં ચીફજસ્ટીસ હાયરે કહેલું છે કે, "કેદી વિરુદ્ધના પુરાવના સાચાપણા બાબત તકરાર કરવાને તમામ લાગ

આપવા જોઇએ, એ સંપુર્ણ રીતે બરોબર છે. પરંતુ એક નિયમ બધે ઠેકાણે ચાલે છે કે ગુન્હા શોધી કાહાડવામાં રહેલી સાર્વજનીક હિતની એ અગત્યની વાત છે, માટે જે સખસોની મારફતે ગુન્હાનો પત્તોલાગતો હોય તેમને વગર જરૂરીયાતે ખુલ્લા પાડવાં નહી. ઇગ્લાંડમાં એવો નિયમ છે કે સરકારતરફના શાહેદીઓને જેણે શાહેદી પુરવાનું કહયું હોય તેમનાં નામ કેહેવાને પરવાનગી આપવામાં આવતી નથી. તેમને કેહેનાર અને શાહેદીઓ વચે શો સબંધ છે, તે કેહેવાને પણ પરવાનગી આપવામાં આવતી નથી, અને જે સખસો પાસેથી તેમને બાતની મળી અગર જે સખસોને તેમણે બાતની કહી તેમનાં નામ કેહેવાને પણ પરવાનગી આપવામાં આવતી નથી. આ કલમમાં ફકત એટલોજ ઠરાવ છે કે માજીસ્ટ્રેટ અગર પોલીસ આફીસરને ફરજ પાડવી નહી, પરંતુ તેમની મરજી તે ખબર ક્યાંહાંથી મળી તે કેહેવાની હોય તો તેમને કાંઇ મના નથી. માજીસ્ટ્રેટ અને પોલીસ અધિકારી શિવાયના સખસો બાબત આ કલમમાં કાંઇ નથી. (ફીલ્ડ-સાહેબની ટીકા આવૃતિ ૭ જી પાનું. ૫૪૪)

## કલમ ૧૨૬ મી.

રોજગારને સબંધે કહેલી વાત બાબત.

૧૨૬. કોઇ પણ બારિસ્ટર કિંવા અટર્ની કિંવા પ્લીડર કિંવા વકીલને જે વાતતેને તેના અસીલે અથવા તેની તરફથી કોઇએ એવા બારિસ્ટરનું કિંવા એટરનીનું કિંવા પ્લીડરનું કિંવા વકીલનું કામ કરવાને પ્રસંગે તથા કામ મજકુર કરાવવાને માટે કહી હોય, તે વાત પ્રગટ કરવાની પરવાનગી, અથવા કોઇ પણ દસ્તાવેજની સ્થિતિ કિંવા મજકુરથી તે પોતાના રોજગારનું કામ કરવાને પ્રસંગે તથા કામ મજકુર કરવાને માટે વાકેફ થયો હોય તે સ્થિતિ કિંવા મજકુર પ્રગટ કરવાની પરવાનગી; અથવા એવું કામ કરવાને પ્રસંગે તથા કરવાને માટે તેણે પોતાના અસીલને કાંઇ પણ સલાહ આપી હોય તે પ્રગટ કરવાની પરવાનગી, તેના અસીલની સ્પષ્ટ રજામંદી શિવાય કોઈ પણ સમએ આપવી નહીં;

પરંતુ આ કલમ માંહેના કોઇપણ મજકુરને આધારે નીચે લખેલી વાત પ્રગટ થતી બચે છે, એમ સમજવું નહીં.

( ૧. ) કોઇ પણ એવી વાત હરકોઈ ગેરકાયદાનું કામ સાધવા સારૂ કહી હોય તે.

( ૨. ). હરકોઇ બારિસ્ટરનું, કિંવા પ્લીડરનું, કિંવા એટરનીનું કિંવા વકીલનું કામ કરવાને પ્રસંગે બારિસ્ટર કિંવા, પ્લીડર, કિંવા એટરની કિંવા વકીલ મજકુરની જોવામાં એવી હકીકત આવી હોય, કે તે ઉપરથી એમ માલમ પડે કે કામ મજકુર કરવું શુરૂ કર્યા પછી હરકોઇ ગુન્હો અથવા દગો થયો છે, તે હકીકત.

ખુલાસો.—આ કલમમાં જે ફરજ કહી છે તે સદરહુ કામ ઉપરથી બારિસ્ટર, કિંવા પ્લીડર, કિંવા એટરની, કિંવા વકીલ મજકુર દુર થયા પછી જારી રેહે છે.

* સદરહુ હકીકત સદરહુ બારિસ્ટર કિંવા પ્લીડર કિંવા એટરની કિંવા વકીલના ધ્યાન ઉપર તેના અસીલે કિંવા અસીલની તરફથી કોઇએ આણી હતી કે નહીં, તે કાંઈ જોવાની જરૂર નથી.

દૃષ્ટાંતો.

( अ. ) अ નામનો એક અસીલ ब નામના એક એટરનીને કેહે છે કે "મેં ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરયો છે. મ્હારી ઇચ્છા એવી છે કે તમે મ્હારી તરફથી એ તોહમતનો જવાબ કરો."

ગુન્હેગારજાણેલા માણસની તરફથી તોહમતનોજવાબ આપવો એ કાંઇ ગુન્હાનું કામ નથી, તેથી સદરહુ વાત પ્રગટ થતી બચે છે.

( ब. ) अ નામનો એક અસીલ ब નામના એક એટરનીને કેહે છે કે "એક બનાવટના લેખનો ઉપયોગ કરીને મ્હારે કોઇ મીલકતનો કબજો લેવાની ઇચ્છા છે. એ લેખ ઉપર તમે ફરીયાદી માંડો" આ વાત ગુન્હાનું કામ સાધવા સારૂ કહી, તેથી તે પ્રગટ થતી બચતી નથી.

( क. ) अ ના ઉપર ઉચાપતનું તોહમત છે. તેણે ब નામના એક એટરનીને જવાબ આપવા રાખ્યો. મુકરદમાનું કામ ચાલતાના દરમીયાનમાં अ ની હિસાબની ચોપડીમાં એક રકમ દાખલ થયેલી ब ના જોવામાં આવી. એ રકમમાં ઉચાપતવાળી રકમ अ ના ઉપર લેહેણી બતાવી હતી. અને તે રકમ પોતે કામ લીધું તે વખતે તે ચોપડીમાં ન્હોતી.

આ હકીકત એવી છે કે તે ब એ પોતાનું સદરહુ કામ કરવાને પ્રસંગે જોઇ; અને તે ઉપરથી એવું માલમ પડે છે કે મુકરદમાનું કામ શુરૂ થયા પછી કાંઈ દગો થયો છે. સબબ એ હકીકત પ્રગટ થતી બચતી નથી.

**ટીકા**—સન ૧૮૫૫ ના આકટ ૨, જાની કલમ ૨૪ માં અને આ કલમમાં તફાવત છે. સન ૧૮૫૫ ના આંકટ ૨ જાની કલમ ૨૪ મીમાં એવો ઠેરાવ હતો કે જે પક્ષકારનો વકીલ હોય તે પક્ષકાર અને શાહેદી તરીકે છતાં પોતે શાહેદીમાં આવે, એટલે તેનો વકીલ બાબતનો આ હક જાય છે. પરંતુ આ કલમ પ્રમાણે તો અસીલની કબુલત શિવાય વકીલ તથા અસીલની વચેનો વ્યવહાર વકીલ બાહાર પાડી શકતો નથી.

•આડવોકેટ અને સાલીસીટરોને આ કલમના નિયમ લાગુ પડે છે. ઇંગ્લાંડમાં જેઓ બારીસ્ટર કેહેવાય છે તેઓને બીજા દેશમાં આડવોકેટ અને લાઇસેનસીયેટ કેહે છે. પ્લી-

* આ પેરેગ્રાફ ૧૨૬ મી કલમનો ખુલાસો પાને ૩૫૦ મે છેસો છે તેના પેહેલાં વાંચવો.

ડર અને વકીલ વચ્ચે ઝાઝો તફાવત નથી. હાલ જે હાયકોર્ટના પ્લીડરની પરીક્ષા લેવાય છે તેને બદલે સદરકોર્ટના વખતમાં વકીલની પરીક્ષા લેવામાં આવતી હતી. સીવીલ પ્રોસીજરકોડની કલમ ૨ પ્રમાણે પ્લીડરમાં એડવોકેટ, હાયકોર્ટના વકીલ અને અટરનીનો સમાસ કરયો છે. તેજ પ્રમાણે ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૪ પ્રમાણે પ્લીડરમાં હાયકોર્ટના એડવોકેટ, વકીલ અને અટરનીનો સમાસ કર્યો છે એટલુંજ નહી, પણ તેની સાથે ફોજદારી કામમાં નીમવામાં આવતા મુખત્યારોનો પણ સમાસ કરયો છે.

મી૦ ટેલરે પોતાના ગ્રંથમાં કહેલું છે કે દાવો, બીજો કજીયો, અગર કામ, જેમાં વ્યવહાર કરવામાં આવેલો હોય, તે દાવો, કજીયો, અગર કામનો અંત આવે એટલે આ હક્ક બાબતનું જે રક્ષણ છે તે બંધ પડતું નથી. તેમ એક અટરનીને બંધ કરી પક્ષકાર બીજાને પોતાના કામમાં રાખે, તેથી જે અટરનીને બંધ કરવામાં આવેલો હોય તેના સબંધી આ હક્ક બંધ પડતો નથી. તેમ આ સબંધ એટલે વકીલ અને અસીલની વચેના સબંધમાં ફેરફાર થવાથી અગર અમુક અટરનીનું નામ રોલ ઉપરથી કાહાડી નાંખવાથી તે હક્ક બંધ પડતો નથી. તેમ જે મીલકત સબંધીના હક્ક બાબતનો વ્યવહાર હોય તે મીલકતમાં તેનું હિત હોય, તોપણ તે હક્ક બંધ પડતો નથી. અસીલ મરણ પામે તોપણ તે હક્ક બંધ પડતો નથી. કાયદા પ્રમાણે એક વખત આ વ્યવહાર થયો એટલે જે પક્ષકારની સાથેનો વ્યવહાર હોય તે પક્ષકાર જાતે અગર તે મરી ગએલો હોય તો તેનો વારસ વકીલ ખશેડે, તોજ તે કાયદા પ્રમાણેનો તેનો હક્ક બંધ થાય છે.

અસીલના મરવાથી કાંઈ હક્ક બંધ પડતો નથી. પણ તે અસીલના તરફથી હક્ક પ્રાપ્ત થએલા બે સખસો વચે તકરાર હોય તો તે કામમાં આ હક્કનો દાવો તેમાંના એકનોજ છે ને બીજાનો નથી, એમ ઠરાવવું ગેરવ્યાજબી છે, તેથી તે ગમે એવા અટર્નિ કિંવા વકીલ વિગરેને શાહેદીમાં બોલાવી શકે છે.

વકીલને અસીલે કાંઈ વાત કહી હોય, દસ્તાવેજ બતાવેલો હોય, અગર સમજુતી (ઇનસ્ટ્રકશન) આપી હોય, તે તમામનો આ કલમમાં સમાસ થાય છે. જે દસ્તાવેજ વકીલને રજુ કરવાને મનાઈ કરવામાં આવી હોય તે દસ્તાવેજના મજકુર બાબત કાયદાના હિમાયતી મુખજુબાનીનો પુરાવ આપી શકે એ બરોબર નથી, તેણે અમુક દસ્તાવેજ જોયો હોય તો તે ઉપર સ્ટાંપ હતો કિંવા નહી તે તેમને પુછી શકાતું નથી, કારણ કે તે એક શરત છે. તેમજ દસ્તાવેજમાં કાંઈ છીલવામાં અગર રદ કરવામાં આવ્યું હોય તે વિશે પણ પુછી શકાતું નથી. તે વ્યવહાર વિગરે અસીલ અને કાયદાના હિમાયતીની વચમાં ફક્ત અસીલ અને ધારાના હિમાયતીના સબંધથી થવો જોઇએ એટલુંજ નહી, પણ તે વ્યવહાર તેમના કામના એક ભાગ તરીકે હોવો જોઇએ. તે પક્ષકારે પોતેજ વાત કહેલી જોઇએ અગર દસ્તાવેજ બતાવેલો જોઇએ, અને બીજો પક્ષકાર તેમાં નહી જોઇએ. તે વખતે કાંઈ દાવો ચાલુ હોવો જોઇએ એમ જરૂર નથી. દાવો કરવાનો હોય અને સલાહ વિગરે લીધેલું હોય તેની ફીકર નથી. તે વ્યવહાર સલાહને લગતો જોઇએ, અને તે જરૂર વગરનો અગર નકામો હોવો નહી જોઇએ. સલાહની દરમિયાનમાં તે બીલકુલ નકામો વ્યવહાર નહી હોવો જોઇએ. અસીલ અને વકીલની વચેનો સબંધ થતાં પેહેલાંનો અગર તે બંધ પડ્યા પછીનો તે વ્યવહાર હોવો નહી

જોઇએ. વકીલની વકીલ તરીકેજ સલાહ લીધેલી હોવી જોઇએ, અને એક મીત્ર તરીકે તે લીધેલી હોવી નહી જોઇએ. પણ આ કલમના વિશેષ ઠરાવનો મતલબ એ છે કે આ વ્યવહાર બાહાર નહી પાડવાથી કાયદા વિરૂદ્ધ અગર કપટને મદદકાર્ક થાય નહી. માટે જો એ વ્યવહાર કાંઈ કાયદા વિરૂદ્ધ કામને વધારતો હોય અગર ગુન્હો અગર કપટને છુપાવતો હોય તો, તે વ્યવહાર બાહાર પાડી શકાય છે.

રસલ વિ. જાકસનના કામમાં ટરનર એલ. જે. એ કહેલું છે કે, "કાયદા વિરૂદ્ધનું કામ હોવાથી સદરહુ વ્યવહાર બાબત અસીલ અને વકીલ વચેનો વ્યવહાર ઉત્પન્ન થતો નથી. જ્યારે સાલીસીટરજ કપટ કરવામાં સામેલ હોય તો તે બાબતમાં તે સાલીસીટરની સાથે થએલી વાતચીત બાબત કાંઇ હક થતો નથી, કારણ કે સાલીસોટરે કપટ શોધી કાહાડવું એ કાંઈ તેના કામનો ભાગ નથી. તેમજ કાયદા વિરૂદ્ધ કરવાને સાલીસીટરે કેહેવું તે પણ તેનું થોડુંકજ કામ છે." ગાર્ટસાઇડ વિ. આઉટરામના કામમાં સર ડબલ્યુ. પી. વુડે કહેલું છે કે, "એક અ-ટરનીના જાણવામાં જે હકીકત અટરની તરીકે આવેલી હોય તે હકીકત બાબત તે અટર્નિની શાહેદી લેવાય કિંવા નહીં, એ બાબતનો વિચાર કરવાને પ્રથમ અમારે પરવાનગી માગવી જોઈએ. જો કાંઈ કાયદા વિરૂદ્ધ અગર ઘાતકી કામમાં કોઈ અટર્નિને રાખવામાં આવેલો હોય તો, લોકો તરફની તેની ફરજ એવી છે કે તેણે તે બાબત બાહાર પાડવી જોઇએ: લોકો-ના ધારાની વિરૂદ્ધ ચાલી સાર્વજનિક કલ્યાણનો નાશ થાય તેવી યુકિતઓ શોધી કાહાડવાનો દરેક મનુષ્યનો ધર્મ છે, તે સદરહુ ખાનગી હકથી બંધ પડતો નથી. આ કારણથી અમને લાગે છે કે જે ગુહ્ય વાત સાર્વજનિક કલ્યાણ વિરૂદ્ધ હોય, જેમકે રાજ્યદ્રોહ કરવાની, ખુન અગર જુઠા સોગન ખાઈ ગુન્હો કરવાની ધારણા અટર્નિના જાણવામાં આવે, એટલે સદરહુ સાર્વજનિક કારણથી જે બંધન છે તેથી સદરહુ ખાનગી બંધન બંધ પડે છે. (નાર્ટનસા હેબની ટીકાનું પાનું. ૩૧૧, ૩૧૨, ૩૧૩).

જ્યારે એક કાયદાના હિમાયતીને કાંઈ વાત ભરૂંસાથી કહી હોય અગર દસ્તાવેજ બ-તાવેલો હોય, પરંતુ કાંઇ અકસ્માત કારણથી તે હિમાયતીને રોકવામાં ના આવે તો, તે હક્ક વાળો વ્યવહાર નથી એમ ઠરાવવામાં આવેલું છે, અને તેજ પ્રમાણે તે હિમાયતીને રોકતા પે-હેલાં કાંઈ કેહેવામાં આવ્યું હોય અગર દસ્તાવેજ બતાવવામાં આવેલો હોય તો છે. તેમજ અમુક સખસ અટર્નિ છે એવા ભુલ ભરેલા વિચારથી કેહેવામાં આવેલું વિગરે હોય તો, તે બાબતમાં પણ તેજ મુજબ છે. પરંતુ મીં૦ ટેલર પોતાના ગ્રંથની કલમ ૮૪ માં કેહે છે કે કાયદાના હિમાયતી અને અસીલ વચેનો સબંધ રીતસર અરજીથી અથવા કાંઈ ખાસ કરારથી અમુક રીતે રાખેલોજ હોવો જોઇએ અગર તેની ફી આપેલી જોઈએ એમ કાંઈ જરૂર નથી, પણ તે હિમાયતીની ધંધા તરીકે સલાહ લીધી હોય એટલે બસ છે.

આગળ કેહેવા પ્રમાણે જે બાબત ધંધા તરીકેની સલાહ સાથે સબંધ રાખતી ના હોય, તેવી બાબત જોવામાં આવી હોય તો, તે બાબતનું આ કલમ પ્રમાણે રક્ષણ થતું નથી. અ-ટરનીને તેના અસીલના હરફ વિશે પુછી શકાય છે, પછી તે જ્ઞાન તેના ધંધાનું કામ તે અસીલની બાબતમાં ચલાવતો હોય અને મળેલું હોય તેની ચીંતા નહી, અગર તેના હરફ ખરા કિંવા નહી તેમ પણ પુછી શકાય છે, કારણ આ બાબતો વિશે સ્વતંત્ર અવલોકનતા

કરવામાં આવે છે.

જ્યારે બે સખસો એક સાલીસીટર રાખે તો, તેમની બાબત આ હક્ક જેટલે દરજ્જે તે એમાંથી દરેક પોતાના સાલીસીટર તરીકે કહેલું હોય તેટલે લાગુ થાય છે. પણ એક સખસ બીજાના સાલીસીટર તરીકે તે સાલીસીટરને જે કેહે તેને આ હક્ક લાગુ થતો નથી. જેમકે **अ** અને **ब** એક વેચાણ કરવા સારૂ એક **क** નામનો સાલીસીટર રાખે. **अ** વેચાણ લેનાર છે ને **क** ને કેહે કે હમણાં ખરીદીની કીમત આપવી બંધ રખાવો. આ કેહેવું આ કલમમાં આવતું નથી, કારણ કે **क** ને તે કેહેવામાં આવેલું છે તે **अ** ના સાલીસીટર તરીકે કહેલું નથી, પણ **ब** ના સાલીસીટર તરીકે કહેલું છે.

જ્યારે એક પક્ષકાર પોતાના ધારાના હિમાયતીને તે બેઉની વચમાં ભરૂસાથી થએલો વ્યવહાર બાહાર પાડવાની ના કેહે, ત્યારે તે પક્ષકાર વિરૂદ્ધ કાંઈ અનુમાન કરવું નહી જોઈએ, કારણ કે આ નિયમ સુનિતીના કારણસર કર્યા છતાં તેમાંથી તે પક્ષકારને બાતલ કરવામાં આવે તો, તેને આપેલા આ હક્કમાંથી હરકત થાય તેવી રીતે તેને બાતલ કર્યા થાય છે.

એક પક્ષકાર પાસે એક મરનાર પુરૂષના લેખી દસ્તાવેજ હોય, તેમાં તે મરનારનું ખોટું બનાવેલું વીલ મુકે, અને તમામ કાગળો પોતાના અટરની તરફ મોકલી દે, એવા કારણસર કે તે સલાહ લેવા મોકલ્યા છે. પરંતુ ખરી રીતે જોતાં તે વીલ પ્રમાણે અટરની ચાલે તે સારૂ મોકલ્યા હોય. તેમાં જડજોએ એકમત થઈ ઠરાવ્યું છે કે આ અટરની પોતાના અસીલની જુઠા દસ્તાવેજ બાબત તપાસ ચાલતી હતી તે વખતે સદરહુ વીલ રજુ કરવાને બંધાએલો હતો. આ આકટ પ્રમાણે આવા વ્યવહારનો આ કલમના પેહેલા વિશેષ ઠરાવમાં સમાસ થાય છે.

આ કલમથી તથા કલમ ૧૨૯ માંથી જે રક્ષણ કરવામાં આવેલું છે તે ફક્ત જે વ્યવહાર ધંધાની દરમિયાનમાં આવેલું હોય તેને લાગુ છે. લાર્ડ કાનવર્થે કહેલું છે કે પક્ષકારોની વચમાંના અગર ત્રાહિત સખસે એક પક્ષકારને લખેલા કાગળ ફક્ત એવા હોય કે, જે સખસને તે લખવામાં આવેલા હોય તે સખસોએ તેનો મતલબ ધંધાના ભરૂસાને લીધે પોતાના સાલીસીટરને કેહેવા તો, તેથી સદરહુ હક્કનો બચાવ થતો નથી. (કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૧૪૦, ૧૪૧).

**ફેંસલો**—એક પક્ષકાર પોતાના અટરનીને કેહે તે સન ૧૮૮૨ ના આકટ ૧૦ લાંની કલમ ૧૨૬ પ્રમાણે હક્કવાળો વ્યવહાર થવાને ભરૂસા ભરેલું અગર ખાનગી પ્રકારનું હોવું જોઈએ. જે વખતે પ્રતીવાદીને મુલાકત થઈ તે વખતે વાદી હાજર હતો, અને પ્રતીવાદીએ પોતાનો અટરની કે જે તે વખતે વાદીનું પણ અટરની તરીકે કામ કરતો હતો તે અટરનીની રૂબરૂ પોતાની ભાગીદારીની વાત કબુલ કરી હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે સદરહુ કલમ પ્રમાણે સદરહુ કબુલત બાબત અટરનીને શાહેદી પુરવાને કાંઇ અટકાવ થતો નથી. ૧ લું તો એવા કારણથી કે પ્રતીવાદીએ તે હકીકત વાદીની રૂબરૂમાં તે સાંભળે તે પ્રમાણે કહેલી છે, તેથી તે ભરૂસો રાખી અગર ખાનગી કેહેવામાં આવેલું હોય તેવું નથી. ૨,જું કે પ્રતીવાદીનાજ અટરની તરીકે ફકત આ વાત કેહેવામાં આવી નથી, પણ વાદીના અટરની તરીકે તેને કેહેવામાં આવી છે. ( ઇ. લા. રી.મુ. વા. ૩ પાનું ૯૧.)

## કલમ ૧૨૭ મી.

કલમ ૧૨૬ દુભાશીયાવિગરેનેલાગુછે.

**૧૨૭. કલમ ૧૨૬ મીમાં કહેલા નિયમો બારીસ્ટરોના તથા પ્લીડરોના તથા અટરનીઓના, તથા વકીલોના દુભાશીયા તથા કારકુનો કિંવા નોકરોને લાગુ પડે છે એમ સમજવું.**

**ટીકા**—કલમ ૧૨૬ નો ઠરાવ, જે એજંટો આ કલમમાં બતાવેલા છે, તે શિવાયના એજંટોને લાગુ છે. (કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૧૪૧).

પુરાવો એકઠો કરવાનું કામ અસીલ કરતાં સોલીસીટરની કાંઈ વધારે ફરજ નથી, તેમ કાંઇ ખબર મેળવવાને તે બંધાએલો નથી. પોતાની વતી તે કામ કરવા પોતાના કારકુનો અથવા બીજા નોકરોને તે કામે લગાડી શકે છે. અને જે નિયમના આધારે તેના કારકુન અગર નોકરે મેળવેલી ખબરનો એકસરખી રીતે બચાવ કરવામાં આવે છે, તેજ કારણસર પક્ષકારોના પોતાંના કારકુનોને આ નિયમ શા માટે લાગુ નહી પાડવો તે સમજાતું નથી. (લા. રી. ૨. ચે. ડી. પાનું. ૬૪૪)

હિંદુસ્તાન જેવા દેશમાં દુભાશીયાઓને આ નિયમ લાગુ કરયો છે, એ વાત અગત્યની છે, કારણ કે આ દેશની જુદી જુદી જાતો જુદી જુદી ભાષાઓ બોલે છે, અને આ દેશમાં ઇનસાફના કારોબારનું ઘણુંજ અગત્યનું કામ પરરાજ્યની ભાષામાં ચાલે છે. (ફીલ્ડસાહેબની ટીકા ૩ જી આવૃતિ પાનું ૫૫૨)

## કલમ ૧૨૮ માં.

પોતાની ખુશીથી કોઈ પક્ષકારે શાહેદી આપેથી હક્ક ઉડીજતો નથી.

**૧૨૮. કોઈ દાવાનો પક્ષકાર પોતાનીજ દરખાસ્ત ઉપરથી અથવા બીજી રીતે તે ફરીયાદીમાં શાહેદી આપે તો, તેણે કલમ ૧૨૬ મીમાં લખ્યા પ્રમાણેની બાબતો પ્રગટ કરવાની રજામંદી તે ઉપરથી આપી એમ ગણવું નહી.; અને કોઈ દાવાનો અથવા મુકરદમાનો હરકોઇ પક્ષકાર એવા કોઇ બારીષ્ટર, પ્લીડર, અટરની કિંવા વકીલને શાહેદ તરીકે બોલાવે, તો તેણે સદરહુ પ્રમાણે પ્રગટ કરવાની રજામંદી આપી એમ માત્ર ત્યારેજ ગણવું કે જ્યારે સદરહુ બારીષ્ટર, પ્લીડર, અટરની અથવા વકીલને એવી બાબતો વિશે તે સ્વાલ પુછે કે, તે એવો સ્વાલ ન પુછત તો તે બાબત તે બારીષ્ટર, પ્લીડર, અટરની કિંવા વકીલ પ્રગટ કરી શકત નહી.**

**ટીકા**—આ કલમ અને સન ૧૮૫૫ના આકટ ૨, જાની કલમ ૨૪ મી વચે શો તફાવત છે તે જોવો.

એક પક્ષકાર પોતે પોતાની મેળે શાહેદી આપવાને તઇયાર થાય, અગર વકીલ બારીસ્ટરની શાક્ષી અપાવવાથી તે પોતાનો હક્ક ખોતો નથી, (નાર્ટનસાહેબની ટીકાનું પાનું ૩૧૩)

મી૦ ટેલર પોતાના ગ્રંથની કલમ ૮૪૯ માં કહે છે કે "અસીલ પોતાના અટરનીને શાહેદીમાં બોલાવે પણ જ્યાંહાં સુધી તેને પોતાના તરફથી કાંઇ સ્વાલ કરે નહી, ત્યાંહાં સુ-

ધી તે પોતાનો હક્ક ખોતો નથી, અને તેવા સ્વાલ કરવામાં આવે તોપણ તેને આડા અવળા સ્વાલ તો જે બાબતમાં તે અસીલે સ્વાલ કરયા હોય, તેજ બાબતમાં થાય છે." (ફીલ્ડસાહેબની ટીકા આવૃતિ ૩ જી પાનું ૫૫૨).

આ કલમ ઉપરથી જણાશે કે પોતાના વકીલ અથવા બારીસ્ટરને સાક્ષી તરીકે બોલાવવામાં પ્રતિબંધ નથી, અને તેજ પ્રમાણે આ આક્ટ પસાર થતા પહેલાં રામલાલ શાહા વિ. વિશ્વનાથ મંડલ (૫ બં. લા. રી. પાનું ૨૮ ) ના કામમાં ઠરાવવામાં આવ્યું હતું.

## કલમ ૧૨૯ મી.

કાયદા સબંધી સલાહકાર સાથે ભરોંસાની વાત થઈ હોય તે બાબત.

**૧૨૯. કોઇ સખસની વચે તથા તેના કાયદા સબંધી રોજગાર કરનાર સલાહકારની વચે કાંઇ ભરોંસાની વાત થઈ હોય તે પ્રગટ કરવાને તે સખસને ફરજ પાડવી નહી; પરંતુ તે સખસ શાહેદ તરીકે શાહેદી આપવા પોતાની મેળેજ ઉભો થાય, તો તેણે જે કાંઈ પુરાવો આપ્યો હોય તે પુરાવાનો ખુલાસો કરવાને એવી જેટલી વાત જાણવાની કોર્ટની નજરમાં જરૂર જણાય તેટલી વાત પ્રગટ કરવાની તેને તે ફરજ પાડી શકાય છે, પણ બીજી વાત પ્રગટ કરવાની ફરજ પાડી શકાતી નથી.**

**ટીકા**—સન ૧૮૫૫ ના આક્ટ ૨, જાની કલમ ૨૨ પ્રમાણે એકાદો પક્ષકાર પોતાની મેળે શાહેદી આપવાને તઇયાર થાય તેની તથા તેના વકીલની વચમાં ભરૂંસાથી કાંઇ લખત અગર કાગળપત્રનો વ્યવહાર રજુ કરવામાં આવેલો હોય તો, તે રજુ કરવાને બંધાએલો હતો. પરંતુ આ કલમ પ્રમાણે તો તે શાહેદીની સાક્ષીના ખુલાસાના કારણ સારૂ જરૂર હોય તોજ તે રજુ કરવાની જરૂર છે. (કનીંગસાહેબની ટીકાનું પાનું. ૧૪૨).

કોઇ તકરારના પક્ષકાર અને તેના અટરની અથવા તેમના નોકર વચે ભરોંસા ઉપર ચાલેલી વાત ચીત માત્ર તે પક્ષકારના કેસમાં કાંઈ બાબત નબળી છે કે કેમ; અથવા કાંઈ બાબતથી તેના સામાવાળાનો કેસ શાબીત થશે એટલીજ વાત માત્ર જોવા તપાસવા સારૂ સામાપક્ષકારની આગળ રજુ કરવી જોઈએ, એમ કેહેવાને મને કાંઇ આધાર મળતો નથી.

સામાવાળાના કબજાના દસ્તાવેજ તપાસવાની બાબત અને સવાલનામા તથા સોગનનામાના જવાબ લેવા વિશે દિવાની કાયદાની કલમ ૧૩૧ થી ૧૩૪ જુઓ.

## કલમ ૧૩૦ મી.

શાહેદનાખતકબાલા ગુજારવાબાબત.

**૧૩૦. જે શાહેદ ફરીયાદીમાં પક્ષકાર નથી તેવા શાહેદને હરકોઇ મીલકતના પોતાના ખત કબાલા, અથવા જે દસ્તાવેજ ઉપરથી તે હરકોઈ મીલકત ઉપર ગીરોદાર તરીકે અથવા ઘરેણે રાખનાર તરીકે હક્ક રાખતો હોય તેવો હરકોઇ દસ્તાવેજ, અથવા જે દસ્તાવેજ રજુ કરવા ઉપરથી તે ગુન્હામાં આવે એવું હોય તે દસ્તાવેજ ગુજારવાને ફરજ**

**પાડવી નહી; પરંતુ જે સખસ એવા ખત રજુ કરાવવા માગતો હોય તે સખસ સાથે અથવા તે સખસ ઉપરથી જે સખસનો હક્ક ઉત્પન્ન થયો હોય એવા કોઈ સખસ સાથે સદરહુ શાહેદે ખત મજકુર ગુજારવાને લખાણ કરીને કબુલ કીધું હોય, તો સદરહુ પ્રમાણે ફરજ પાડી શકાય છે.**

**ટીકા**—મી૦ ટેલરસાહેબ પાને ૪૨૮ મે કેહે છે કે બુદ્ધિ અને ન્યાયના નિયમો તરફ નજર કરી જડજે શાહેદને તેના ખત, કબાલા અથવા જેથી તે ગુન્હેગાર થાય એવા દસ્તાવેજ, કે જે ગીરોદાર કે ઘરાણે રાખનાર તરીકે તેની પાસે હોય, તે દસ્તાવેજો રજુ કરવાની ફરજ પાડવાની ના પાડશે.

દસ્તાવેજ રજુ કરવાથી રજુ કરનાર સખસ ફકત દિવાનીરાહે જવાબદાર થતો હોય તો, તેથી તે રજુ કરવાની ના કેહેવાને તે કાંઈ વ્યાજબી કારણ છે એમ નથી.

જ્યારે શાક્ષીને અમુક દસ્તાવેજ રજુ કરવાની ફરજ પાડી શકાય તેવું ના હોય, ત્યારે તો તેવા દસ્તાવેજોની મતલબ જાણવાને ફરજ પાડી શકાતી નથી, તેમ તે બાબત મુખજુબાનીનો પુરાવ પણ લેઈ શકાતો નથી. કલમ ૯૧ જોવી.

જે સાક્ષીઓ મુકરદમાના પક્ષકારો હોય, તેમનું આ કલમના ઠરાવથી રક્ષણ થતું હોય, એમ જણાતું નથી.

વકીલ અને બારીસ્ટરનો અસીલ સાથે સબંધ બંધાયા પછી તેમના જાણવામાં આવેલી દસ્તાવેજની મતલબ પ્રગટ કરવા કલમ ૧૨૬ થી પ્રતિબંધ છે.

પણ સાક્ષીએ દસ્તાવેજ કોર્ટમાં લાવવો જોઈએ, અને તે રજુ કરવાની હરકત બાબત જડજે નિર્ણય કરવો જોઈએ. કલમ ૧૬૨ જોવી. અટરની વિગરેના પોતાના કુળના કાગળો ઉપર જે હક્ક છે તે કાગળો રજુ કરવા તેમને ફરજ પાડી શકાતી નથી, એટલા માટે કે તેઓનો ઘરેણેદારમાં સમાસ થાય છે. તે બાબત સન ૧૮૭૨ ના કરાર આકટની કલમ ૧૭૧ અને ૨૨૧ જોવી. (કનીંગહામસાહેબની ટીકાનું પાનું ૧૪૩).

## કલમ ૧૩૧ મી.

કોઈદસ્તાવેજો બીજા કોઈ સખસ પાસે હોત, તો તે સખસનો તે દસ્તાવેજ હાજર કરવાની ના કેહેવાનો હક્ક હોત, એવા દસ્તાવેજ હાજર કરવા બાબત.

**૧૩૧. કોઇ પણ સખસને તેના કબજામાંના એવા દસ્તાવેજો ગુજારવાની ફરજ પાડવી નહી, કે તે દસ્તાવેજ હરકોઇ બીજા સખસના કબજામાં હોત તો તે ગુજારવાની ના પાડવાનો તેનો હક્ક હોત; પરંતુ સદરહુ બીજો સખસ દસ્તાવેજો મજકુર ગુજારવાને રજામંદી આપતો હોય, તો સદરહુ પ્રમાણે ફરજ પાડી શકાય છે.**

**ટીકા**—કલમ ૧૩૦ માંથી મુખ્ય માલેકોનું રક્ષણ કરવામાં આવ્યું છે, તે રક્ષણ આ કલમથી એજંટનું કરવામાં આવ્યું છે, એટલે તે કાયદાના હિમાયતીયો વિગરેના ધંધાના માણસોને લાગુ છે એટલુંજ નહી, પણ ટ્રસ્ટી, ગીરોરાખનાર, મુખત્યાર, નોકર અને તેવા બીજા માણસોને પણ એકસરખી રીતે લાગુ થાય છે.

વળી આ કલમમાં કહેલા દસ્તાવેજો જ્યારે એકના કબજામાંથી બીજાના કબજામા જાય, ત્યારે તે બીજો સખસ પણ તે રજુ કરવા ના પાડી શકે છે. પણ તે બીજો સખસ રજુ કરવા ખુશી હોય તો કાંઈ હરકત નથી.

આ કલમ જે સાહેદો પક્ષકાર નથી તેમને માટે છે. જે પક્ષકાર હોય તે આવો વાંધો લેઈ શકતા નથી. પણ જે દસ્તાવેજો આખા કામને કોઈ રીતે લાગતા ના હોય, તેવા દસ્તાવેજ રજુ કરવાની પક્ષકારને ફરજ પાડવા આ કલમ છુટ આપે છે, એમ કોઈ રીતે સમજવાનું નથી. તેવા વાંધા આ કાયદાના બધા ઠરાવોને અનુસરીને લેઈ શકાય છે.

"ફરજ પાડવી" એવા શબ્દ આ કલમમાં છે તેથી એમ જણાય છે કે, જો દસ્તાવેજ બીજાના કબજામાં હોય તેનો તે રજુ કરવાને ના કહેવાનો હક હોય, તોપણ સદરહુ ધંધાના માણસોને તે રજુ કરવાની પરવાનગી મળી શકે છે. માટે તે ઉપરથી એમ નિકળે છે કે કલમ ૧૨૬ પ્રમાણે બારીસ્ટર, 'પ્લીડર' અટરની અગર વકીલ જે દસ્તાવેજના મજકુરથી પોતાના ધંધાના કારણસર માહેત થએલા હોય, તે મજકુર બાહાર પાડવાને મનાઈ કરવામાં આવેલી છે. તોપણ જો તે દસ્તાવેજ તેમના કબજામાં હોય અને તે રજુ કરવાની તેમની મરજી હોય તો, તે રજુ કરી શકે છે. (ફીલ્ડસાહેબની ટીકા ત્રીજી આવૃતિ પાનું. ૫૭૫, ૫૭૬)

જુના પુરાવના આકટ (સન ૧૮૫૫ ના આકટ ૨) જાની કલમ ૨૧ સાથે આ કલમનો મુકાબલો કરવો. આ કલમ જે સખસના લેખી દસ્તાવેજ અટરની વિગરેના કબજામાં હોય તેને લાગુ છે. માટે આવા કામમાં દસ્તાવેજ રજુ કરતાં અવલ તે રજુ કરવાને તે દસ્તાવેજના માલેકની કબુલતની જરૂર છે.

આ કલમ ધંધારથી માણસોને લાગુ પડે છે એટલુંજ નહી, પણ ટ્રસ્ટી, ગીરો રાખનાર અને એજન્ટોને લાગુ પડે છે, અને જો કે કલમ ૧૨૬ અન્વયે બારીસ્ટર, પ્લીડર અટરની કિંવા વકીલ તે દસ્તાવેજનો મજકુર ખુલ્લો પાડવા જામીન છે, તોપણ આ કલમ અન્વયે તે દસ્તાવેજ પોતાની પાસે હોય ને રજુ કરવાની મરજી હોય તો તેને તેમ કરવાની છુટ છે, આ કલમના સબંધમાં કલમ ૧૬૨ તથા કલમ ૧૬૫ ની ૨ જી શરત જુવો.

અંગ્રેજી "ડીડ" સહી સીક્કાવાળો દસ્તાવેજ થાય છે. તેનો અવેજ પોહોચ્યો નથી એવી તકરાર ચાલી શકતી નથી.

એસ્ક્રો' એવો દસ્તાવેજ છે કે અમુક હકીકત બનેથી જે સખસને લાભ થાય તેમાં શરત હોય, તે પ્રસંગ બનેથી જેને લાભ થવાનો તેને એ દસ્તાવેજ આપવો એવી શરતથી ત્રાહીત પાસે અનામત મુકવામાં આવે છે, તેવા દસ્તાવેજ.

## કલમ ૧૩૨ મી.

જવાબ દીધાથી ગુન્હામાં આવીશું એ સબબ ઉપરથી શાહેદને જવાબ દેવાનીમાફી આપવી નહી.

**૧૩૨. હરકોઈ ફરીયાદીમાં, અથવા દિવાની કિંવા ફોજદારી કામમાં તકરારી બાબતને લગતી હરકોઇ બાબત વિશેના સ્વાલનો કોઇ શાહેદ જવાબ આપે, તો તે જવાબ તે શાહેદને ગુન્હામાં આણશે, અથવા તે જવાબ ઉપરથી પ્રત્યક્ષ કિંવા પરંપરા સબંધે શાહેદ મજકુર ગુન્હામાં આવે એવું થશે, અથવા તે જવાબ એવા શાહેદને દ્રવ્ય દંડને**

**કિંવા કાયદા તોડવાની ગુન્હેગારીને પાત્ર કરશે, અથવા તે જવાબ ઉપરથી શાહેદ મજકુર પ્રત્યક્ષ કિંવા પરંપરા સબંધે દ્રવ્ય દંડને કિંવા કોઇ કાયદા તોડવાની ગુન્હેગારીને પાત્ર થાય એવું થશે, એવા સબબ ઉપરથી સદરહુ શાહેદને સદરહુ સ્વાલનો જવાબ આપવાની માફી આપવી નહી.**

શરત. **પરંતુ એવો જે જવાબ આપવાની શાહેદને ફરજ પાડવામાં આવી હોય, તે જવાબ ઉપરથી ખોટી શાહેદી આપવા બદલ તેના ઉપર જે ફોજદારી મુકરદમો ચાલે તે શિવાય બીજો ફોજદારી મુકરદમો તેના ઉપર ચલાવવો નહી; કિંવા તેને પકડવો નહી, કિંવા કોઈ પણ ફોજદારી કામમાં જવાબ મજકુર તેની વિરૂદ્ધ શાબેત કરવો નહી.**

**ટીકા**—પોલીસ અધિકારીની રૂબરૂ જે શાક્ષીની શાહેદી લેવાય તે શાહેદી પોતે ગુન્હેગાર થાય તેવા જવાબ દેવાને બંધાએલો નથી. સન ૧૮૮૨ ના આકટ ૧૦ માની કલમ ૧૬૦, ૧૬૧, ૧૭૫ જુઓ.

સન ૧૮૫૫ ના આકટ ૨, જાની કલમ ૩૨ હતી તેની જગોએ આ કાયદામાં આ કલમ કરવામાં આવેલી છે. ઈંગ્લાંડમાં શાહેદી ગુન્હેગાર થાય તેવા જવાબ નહી દેવાનો શાહેદીનો હક્ક છે. પણ હિંદુસ્તાનમાં જે નિયમ છે તેનો અમલ ઠીક થાય છે એમ માલુમ પડેલું છે. જુઓ કલમ ૧૪૬, ૧૪૭.

શાહેદી આપવાને જે સખસ ના કહે તેને સારૂ હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૭૯ માં શિક્ષા ઠરાવેલી છે, અને જુઠી શાહેદીને સારૂ તે કાયદાની કલમ ૧૯૩ માં શિક્ષા ઠરાવેલી છે. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૩૧૧).

શાહેદી આપવાને અથવા દસ્તાવેજ ગુજારવાને ના પાડનાર શાહેદ સન ૧૮૬૩ ના આકટ ૧૯ માની કલમ ૨૬ મુજબ નુકશાનના દાવાને પાત્ર છે. વળી દિવાની કામ ચલાવવાની રીતીના (સન ૧૮૮૨ ના આકટ ૧૦ મા)ની કલમ ૧૬૮, ૧૭૫ તથા સન ૧૮૫૫ નો આકટ ૧૦ મો જોવો. (કનીંગહામસાહેબની ટીકાનું પાનું ૧૪૪).

ઈંગ્લાંડમાં અને આયરલંડમાં આવા સ્વાલના જવાબ નહી દે તો, શાહેદનો તે ના દેવાનો હક્ક છે. પણ તેવો બચાવ આ આકટમાં કરયો નથી. આ કલમ પ્રમાણે ફરજ પાડે તો જવાબ દેવોજ જોઇએ, પણ તે જવાબ ઉપરથી તેના ઉપર કાંઈ ફોજદારી કામ ચાલી શકતું નથી, અગર ગુન્હાની શાબેતી ઠરાવી શકાતી નથી, તોપણ તે જવાબ ઉપર કાંઇ અટ્ટેશો ઉત્પન થાય, અને બીજો પુરાવો હાથ લાગે તો તે શાહેદી ગુન્હાને પાત્ર થાય છે.

આ કલમમાં કોઇ શાહેદી સ્વાલનો જવાબ દેવાથી દિવાનીરાહે નુકશાની અગર જવાબદારીને પાત્ર થતો હોય, તે બાબતમાં જવાબ દેવાને બંધાએલો છે કે નહી તે વિશે કાંઇ ઠરાવ નથી, પણ જ્યારે ફોજદારીરાહે જવાબદારી થતી હોય તોપણ શાહેદીને જવાબ દેવાની ફરજ પાડી શકાય છે, તો પછી દિવાનીરાહે શાહેદીને જવાબદારી અગર નુકશાની થતી હોય તેથી જવાબ નહી દેવાનો તેનો હક્ક હોય એમ સંભવતું નથી.

જ્યારે જે સ્વાલનો જવાબ મુદ્દાને લાગતો હોય અને તે દેવાને શાહેદ ના પાડતો હો-

મ તો, કોર્ટ તે દેવાની ફરજ પાડવાની છે, પણ તે લાગતો છે કિંવા નહી તેનો ન્યાયાધીશે વિચાર કરવાનો છે. તે વિચાર કરવામાં ન્યાયાધીશે સાધારણ ન્યાયને તે જવાબ કેટલો ઉપયોગનો છે તે જોવું જોઇએ.

ઇંગ્લંડમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે જે જવાબ દેવાથી જવાબ દેનાર સાક્ષી ગુન્હાને પાત્ર થાય તેવું હોય તો, તે બાબત તે શાહેદીને ચેતાવવાને ન્યાયાધીશ બંધાએલા નથી, તેમ શાહેદી તેવો જવાબ પોતાની મેળે દેતો હોય તો તે બાબત વાંધો લેવાને કાનસલનો હક્ક નથી. પણ હિંદુસ્તાનમાં દેશી શાહેદીઓની શાહેદી લેતાં વખતે વખતે તેમને સમજાવવામાં આવે છે કે; જે જવાબ તેઓ દેશે તે તેમના વિરૂદ્ધ વાપરવામાં આવશે નહી. પણ ફકત તેઓ જુઠો જવાબ દેતાં જુઠી શાહેદીને પાત્ર થશે તો તે ઉપયોગી છે. (ફીલ્ડસાહેબની ટીકા ત્રીજી આવૃતિ પાનું ૫૭૯).

**ફેંસલા**—ઠરાવવામાં આવ્યું કે માફીવાળા સાક્ષીઓની શાહેદી તે કેદીઓને ઓળખવાની બાબતમાં પ્રત્યંતરી પુરાવ નથી. સહકેદીઓની કબુલત જે તેમને ગુન્હામાં સામેલ ગણવાની હોય તે માફીવાળા શાહેદને પ્રત્યંરી તરીકે પુરાવ નથી (ઈ.લા.રી.મુ.વા.૧ પાનું ૪૭૫.)

તોહમતવાળાની શાહેદી ગેરકાયદે માફ કર્યા વિષે વિચાર કરવામાં આવ્યો છે. (ઈ. લા. રી. મુ. વા. ૧. પાનું ૬૧૦)

ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૩૪૭ મીમાં બતાવેલા કામોમાં અને તેમાં બતાવેલીરીની પ્રમાણે એક તોહમતવાળાને તેની સાથેના બીજા તોહમતવાળા વિરૂદ્ધ ફરીયાદ તરફથી સાક્ષી તરીકે તપાસવાના હેતુથી માફી આપવાને માજીસ્ટ્રેટ મુખત્યાર છે, એટલે તેમણે પોતાનું કારણ દફતરમાં દાખલ કરી ચોથા પરીશીષ્ટના ૭ મા કોષ્ટકમાં ફકત સેશનકોર્ટને તપાસવા લાયક ગુન્હા સબંધી સીધી રીતે અગર આડી રીતે કોઇ સખસ ગુંથાએલો છે એમ ધારવામાં આવતું હોય તો, તેને તેઓ માફી આપી શકે છે. આ કામમાં માફી આપવાને માજીસ્ટ્રેટને કારણ બતાવવું રહી ગએલું છે, અને તેમની રૂબરૂ જે તોહમતવાળા હતા તેમાંથી એક્ક તોહમતવાળા ઉપર ફક્ત સેશન્સ કોર્ટ તપાશી શકે એવા ગુન્હાનું તોહમત નહીહતું, અને અમુક સખસ આવા ગુન્હામાં સીધી અગર આડી રીતે ગુંથાએલો છે, એમ કલ્પના કરવાને કાંઈ સબબ નથી. સબબ તેને માફી આપી માજીસ્ટ્રેટ અગર જડજ કાયદેસર રીતે તપાસી શકતા નથી, અને તે ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૩૪૭ મી પ્રમાણે બરોબર પણ નથી. તે કલમ પ્રમાણે આવા શાક્ષીનો તપાસ થઇ શકતો નથી. માટે તે ખુલ્લું કાયદા વિરૂદ્ધ છે. તેને માફી આપ્યા પછી તપાસનું છેવટ થતાં સુધી પેહેરામાં રાખવામાં આવ્યો હતો. અને તેની સ્થીતી જ્યારે તે જડજની રૂબરૂ હાજર થયો ને હતી તેવી ને તેવીજ હતી, અને કોઇ રીતી એ બદલાએલી નહી હતી, અને જ્યાંહાં સુધી તેને છોડવામાં, નિર્દોષ ઠરાવવામાં અગર ગુન્હેગાર ઠરાવવામાં આવેલો ના હોય ત્યાંહાં સુધી તેની સ્થીતી ફરી શકતી નથી. કલમ ૩૪૫ મીના ઠરાવ પ્રમાણે જ્યાંહાં સુધી તે તોહમતવાળો છે ત્યાંહાં સુધી તેને સોગન આપી શકાતા નથી, અગર જે કામમાંતેના ઉપર આરોપ રાખવામાં આવ્યો છે તે કામમાં તેને સાક્ષી તરીકે તપાશી શકાતો નથી. વળી ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૩૪૪ પ્રમાણે તેનું કેહેવું લાગતી હકીકત થતું નથી. સબબ તે પુરાવામાં દાખલ થઈ શકતું નથી. માટે તે

અમુક સાક્ષીની શાહેદી બીલકુલ પુરાવામાં દાખલ કરવા લાયક નથી. તેનું કેહેવું ભરૂસા લાયક નથી, અને જ્યાંહાં સુધી તેના કેહેવાને પુષ્ટી મળી નથી ત્યાંહાં સુધી તેની સાક્ષી રદ કરવી જોઈએ. (ઇં. લા. રી. અં. વા. ૨. પાનું ૨૯૦)

તા૦ ૩ જુલાઈ સન ૧૮૭૮ ના રોજ એક કમાલે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૩૨૮ પ્રમાણે શીક્ષા થવા લાયક ગુન્હો કર્યાથી તેની તપાસ આજમગરના સેશન જડજ મી. એચ. ડી. વીલોકસાહેબની રૂબરૂ ચાલી હતી. અને તેમાં તેને નિર્દોષ ઠરાવવામાં આવ્યો. આ હુકમ ઊપર સ્થાનિક સરકારે હાયકોર્ટમાં અપીલ કરી. તે અપીલ દાખલ થતાં અવલ જીલ્લા માજીસ્ત્રેટના હુકમથી કમાલને પકડવામાં આવ્યો. આ અપીલ ચાલતી હતી અને કમાલ કાચી કેદમાં હતો તે દરમિયાનમાં જે ગુન્હા બાબત તેને સેશન જડજે છોડી દીધેલો તે ગુન્હામાં એક કરીમબક્ષ હતો, તેના વિરૂદ્ધની ફરીયાદમાં ફરીયાદી તરફથી માજીસ્ત્રેટે કમાલને સાક્ષી કરેલો હતો. એ અપીલ ચાલતાની દરમિયાનમાં હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૩૨૮ અને ૩૯૨ પ્રમાણે કરીમબક્ષ ઉપર તોહમત મુકી તેને સેશનને કમીટ કરવામાં આવ્યો. તેથી તા. ૨૪ અકટોબર સન ૧૮૭૮ ના રોજ તેની તપાસ ચાલી, અને તેને નિર્દોષ ઠરાવવામાં આવ્યો. કમાલની સાક્ષી લેવામાં આવી હતી. તે બાબત ઠરાવવામાં આવ્યું કે તે શાહેદી પુરાવામાં લેવા લાયક છે. (ઇં. લા. રી. અ. વા. ૨. પાનું ૩૮૭.)

## કલમ ૧૩૩ મી.

ગુન્હેગારના સોબતી બાબત.

**૧૩૩. ગુન્હાના કામમાં તોહમતવાળા સખસનો સોબતી તોહમતવાળા સખસની વિરૂદ્ધ શાહેદી આપવાને લાયક છે, અને કોઇ ગુન્હો શાબેત કર્યાનો ઠરાવ એવા સોબતીની વગર પુષ્ટીની શાહેદી ઉપરથી કરયો છે, એજ કારણને લીધે માત્ર સદરહુ ઠરાવ ગેરકાયદે છે, એમ સમજવું નહી.**

**ટીકા**—ગુન્હાના સોબતીની સ્થીતી બધે પ્રસંગે સરખી હોતી નથી. માટે બધા સોબતીઓની તરફ સરખી નજરથી જોવું વ્યાજબી નથી.

ગુન્હાના કેટલાક સોબતીનો ઇનસાફ કરી બાકીના ગુન્હેગારોની તજવીજના કામમાં તેમના વિરૂદ્ધ શાક્ષી લેવામાં આવે છે, તે લોકોનો બીજો વર્ગ છે.

ગુન્હાના સોબતીઓ હમેશાં સ્વાર્થી અને હલકામાં હલકા શાહેદો છે. તેમની જુબાની ફક્ત જરૂરીયાતના કારણથી લેવાય છે, તેમ કર્યા શિવાય મુખ્ય ગુન્હેગારોને ઈનસાફ આપવાને અસંભવિત થઈ પડે.

એક સખસ વિરૂદ્ધની કબુલત હોય તેને પ્રત્યંતરી પુરાવની જરૂર નથી. પરંતુ મુદ્દાની બાબતમાં કલમ ૧૧૪ નું બ દ્રષ્ટાંત જોતાં મેળાપીની બાબતમાં પ્રત્યંતરી પુરાવ હોવાની જરૂર છે.

કલમ ૩૦ તથા ૧૧૪ જોતાં મેળાપીની શાહેદી હમેશાં અંદેશો રાખીને લક્ષમાં લેવી જોઇએ. બરોબર કાયદા પ્રમાણે જોઇએ તો મેળાપીની શાહેદીને પ્રત્યંતરી પુરાવ ના હોય તોપણ ગુન્હાની શાબેતી ઠરાવી શકાય છે. પણ ન્યાયાધિશે જ્યુરીને તે બાબતમાં હમેશાં

સાવધ રાખે છે, કારણ કે રીવાજ પ્રમાણે મેળાપીની શાહેદી બાહાલ રેહેવાને કાંઇક હોવાની જરૂર છે. (૬ મુ. હા. રી. ફોજદારી પાનું. ૫૭). મેળાપી શાહેદીઓ હમેશાં હિતવાળા અને ઘણા અપકીર્તિવાળા હોય છે. કેટલો પ્રત્યંતરી પુરાવ જોઈએ તે બાબતમાં કાંઇ સફાઈ નથી. માટે બરોબર નિયમ એ છે કે જે કેદીને મેળાપી લપેટતો હોય તેને હરકત કરતા કાંઈ હોવું જોઇએ, સબબ ત્રણ કેદી ઉપર એક આરોપ હતો, અને તેમાંનો એક મેળાપી ગુન્હા સબંધાની વાત કહી બીજાને લપેટે છે તો, તે બીજાને હરકત કરતા કાંઇ બીજી હકિકત હોવી જોઇએ, અને બીજા કેદીઓમાંનો તે છે, એ વાત બસ નથી. રાણી વિરૂદ્ધ ફારલર, ૮ શી. અને પી. ૧૦૭ ના કામમાં લાર્ડ આબીંજરે કહ્યું છે કે જડજે એકસરખી રીતે જ્યુરીને કેહે છે કે મેળાપીની શાહેદીને મુદ્દાની બાબતમાં પ્રત્યંતરી હકિકત ના હોય તો, તે શાહેદી ઉપર જ્યુરીએ કાંઇ માન આપવું નહી. એ કેહેવાનોરીવાજ છે તે કાયદા પુર્વક માનને ઘટે છે. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું ૩૧૬).

સોબતીની શાહેદીની પુષ્ટીને સારૂ જરૂરીયાત પુરાવો એક અલગ અને ભરૂસા લાયક મારગથી આવવો જોઇએ. અને સોબતી મજકુરે પોતે આગળ જે કહ્યો હોય તે મજકુર તજવીજ ચાલતાની દરમિયાન તેણે આપેલી શાહેદીને મળતો હોય, તોપણ તે ઉપર કહેલી પુષ્ટી માટે બસ નથી. કેટલાક કેદીઓમાંના એક કેદીની કબુલાત કોઈ શોબતીએ બીજાની વિરૂદ્ધ આપેલી સાક્ષીની પુષ્ટીમાં વાપરી શકાય નહી.

માફી આપવા બાબત ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૩૩૭,૩૩૮ અને ૩૯૯ જોવી.

**ફેંસલા**—રાણી વિ. ઇલાહીબક્ષ ( બે. લા. રી. સપલેમેન્ટ વાલ્યુમ ૫. બે. ૪૫૯ તથા ૫ વી. રી. ક્રી. રૂ. પાનું. ૮૦ ) નો જે કજીઓ છપાએલો છે, તેમાં ચીફજસ્ટીસ પીકાકસાહેબે જે અભિપ્રાય દરસાવ્યો છે, તેમાં આ કલમ વિશે મુખ્તેસરમાં ટીકા કરી છે. (૨૧ વી. રી. ક્રી. રૂ. પાનું. ૬૯ અને ૨૪ વી. રી. ક્રી. રૂ. પાને ૫૫) મે પણ મેળાપીની એકલી શાક્ષી કેવે પ્રસંગે માનવી ને ના માનવી અને એ માનવા લાયક નથી, એવું જ્યુરીને જણાવવું તે બતાવે છે.

પુસ્ટીની બાબતમાં( ૫ વી. રી. ક્રી. રૂ. પાનું. ૧૮ ) ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે જે કાર્ય વિશે ગુન્હાનો સોબતી શાક્ષી આપે છે તે કાર્યની સાથે ખાસ સખસને જોડનારા કાંઇક પુસ્ટીકારક પુરાવા શિવાય સોબતીનો ઠરાવ કરવો એ બીલકુલ સલામતી રહીત છે.( ૧૯ વી.રી.ક્રી.રૂ. પાનું ૧૬) ના કામમાં ઠરાવ્યું છે કે જેવી રીતે માફીદારની જુબાની કેદીને ગુન્હામાં સામેલ કરતી હોય તેવીજ રીતે જે બીજી હકીકતો કેદીને સામેલ કરે તેવી હકીકતો વિશેનો સ્વતંત્ર પુરાવો કામમાં પડવો જોઈએ ( ૧૧ મુ. હા. રી. પાનું. ૧૯૬ ) ના કામમાં ઠરાવ્યું છે કે માફીદારે બીજે પ્રસંગે કહેલા મજકુરો પુરતી પુસ્ટી નથી, તેમજ એક કેદીની કબુલત બીજા કેદીઓ વિરૂદ્ધ માફીદારની જુબાનીને પુસ્ટી આપવા વાપરી શકાતી નથી.

પુસ્ટી શબ્દમાં કેવી બાબતો આવે છે તે ૫ વી. રી. ક્રી. રૂ. પાનું ૧૮ માં બતાવ્યું છે. ૫ વી. રી. ક્રી. રૂ. પાનું. ૬૦—૬ વી. રી. ક્રી. રૂ. પાનું. ૧૭—૮ વી. રી. ક્રી. રૂ. પાનું. ૧૯—૯ વી. રી. ક્રી. રૂ. પાનું. ૫૧.

**તોહમતવાળો સખસ એજ છે કે નહી તે વિશે મેળાપીની સાક્ષીથી પુષ્ટી મળવી જોઇએ. રાણી વિ. બુધુનાનું (ઇં. લા. રી. ૧ મું. પાનું. ૪૭૫).**

.સોબતીએ નામ દીધેલા સખસો વિશે પુષ્ટીકાર્ક પુરાવો જોઇએ એટલુંજ નહી, પણ તે ગુન્હો થયો છે કે કેમ તે વિશે મેળાપીની સાક્ષી ખાત્રી લાયક કરવાને તેવાજ મતલબનો કાંઇક પ્રથમ દર્શનિક પુરાવ હોવો જોઇએ. જેમ ઘણા કામોમાં કબુલ કરવામાં આવ્યું છે તે પ્રમાણે જે આદમી જે ગુન્હામાં પોતે સામેલ છે તે ગુન્હો કરવાનો આરોપ બીજા ઉપર રાખે તેને અમુક સખસે ગુન્હો કરયો તે વિશેની પુષ્ટિની તો જરૂર છેજ, પણ કોઇ પણ ગુન્હો અથવા જે ગુન્હાની શિક્ષાથી પોતાની શાહેદી ફોજદારી ફરિયાદનું કામ ચલાવવાને માટે ઉપયોગી થશે એવી સમજુતથી તેને માફી હોય તે ગુન્હો બન્યો છે કે નહી તે વિશેની પુષ્ટીની આ કરતાં પણ વધારે જરૂર છે. રાણી વિ. ચતુર પરસોતમ (ઈ. લા. રી. ૧ મું. પાનું ૪૭૬)

જ્યારે ગુન્હાના કોઇ સોબતીને ક્રી. પ્રોસીજરકોડની કલમ ૪૩૭ પ્રમાણે તેના જ્ઞાનની તમામ વાત સંપૂર્ણ રીતે પ્રગટ કરવાની શરતે માજીસ્ત્રેટ તરફથી માફીનું સર્ટીફીકેટ મળ્યું હોય, અને તે માફીની શર્ટીફીકેટના ભરૂંસે તે સંપૂર્ણ રીતે ને સાફદીલથી જુબાની આપે ત્યારે માજીસ્ત્રેટે આપેલી માફી સદરહુ કલમ પ્રમાણે ગેરકાયદેસર આપ્યાનું નીકળી આવે, તો-પણ જે ગુન્હાના સબંધમાં તેને માફીનું સર્ટીફીકટ મળ્યું છે તે ગુન્હાને માટે તેના ઉપર કામ ચાલવું નહી જોઇએ, અને તેની જુબાની બીલકુલ દાખલ કરવી ના જોઈએ, એટલા માટે કે ક્રી. પ્રોસીજરકોડની કલમ ૩૪૪,૩૪૫ અને ૩૪૭નું પરીણામ એ છે કે કોઇ તોહમત-દારને કાયદેસર માફી મળ્યા શિવાય તેને શાક્ષી ગણવો એ ગેરકાયદેસર છે, અને જે સાહેદ જાતે તોહમતદાર છે અને જેને કાયદેસર માફી મળી નથી તેને છોડી મુકવામાં અથવા ગુન્હેગાર ઠરાવવામાં આવે ત્યાં સુધી શાક્ષી તરીકે તપાસી શકાય નહીં. (ઈ. લા. રી. ૧ મુ. પાનું ૬૧૦)

એવા કાયમ થએલા રીવાજનો નિયમ છે કે મેળાપી તે સખસો ઉપર દોષ મુકતો હોય, તે દરેક સખસોને ઓળખવા બાબત સ્વતંત્ર પુરાવથી પુસ્ટી થવીજ જોઈએ. (ઇ. લા. રી. મુ. વા. ૧૦ પાનું. ૩૧૯)

કેટલાક સખસો ઉપર "ડાકાઇટી" ના આરોપની તપાસ કરવામાં આવી હતી, તે-માંના ત્રણ સખસે ગુન્હો કબુલ કરેલો તેથી તેઓને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા. બા-કીના બે સખસોએ તે ગુન્હો ઈનકાર કર્યો, પણ સદરહુ સખસોની કબુલતને ઉપરથી તેઓને પણ ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા. તેમાં ઠરાવવામાં આવ્યું કે સદરહુ સખસોએ ગુન્હો કબુલ કરેલો નહી હોત તો, આ કેદીઓને ગુન્હેગાર ઠરાવવાને બીલકુલ પુરાવ નહી હતો. માટે કેદીઓમાંના જે કેદીઓ ગુન્હો કબુલ કરે છે, તેમની કબુલત પ્રત્યંતરી પુરાવ કાંઇ પણ પુષ્ટી કરતી નથી, સબબ ગુન્હાની શાબેતીનો ઠરાવ રદ કરી કેદીઓને છોડી દીધા. (ઈ. લા. રી. અ. વા. ૧ પાનું ૬૭૫)

આ કલમમાં બતાવેલા હિંદુસ્તાનમાં પુરાવના કાયદાના જે નિયમ છે તે ઇંગ્લાંડના કાયદાના નિયમથી કોઇ બાબતમાં જુદા નથી, એટલે પ્રત્યંતરી પુરાવ વગર મેળાપીની શાક્ષીના આધારથી ગુન્હાની શાબીતીનો ઠરાવ કરવામાં આવેલો હોય; તે કાયદા વિરૂદ્ધ ન-થી, એટલે તે કાયદેસર છે. પરંતુ અનુભવ ઉપરથી જણાય છે કે તે નિર્ભય નથી, માટે ઇંગ્લંડ અને હિંદુસ્તાનમાં જ્યારે જડજો એકલા બેસે છે, ત્યારે આવી પ્રત્યંતરી પુરાવ વિ-નાની જુબાની ઉપરથી કામ ચલાવતા પોતાનું દીલ સાવધાનીમાં રાખવાને સંભાળથી વર્ત-

વાનો, અને જ્યારે તેઉં જ્યુરીની સાથે તપાસ કરે છે ત્યારે જ્યુરીને એવી ચેતવણી આપે છે કે આ પ્રમાણે ચાલવું એ નિર્ભય નથી, એવો તેઓનો રીવાજ છે. માટે જે સખસ ઉપર જે ગુન્હાનો આરોપ રાખવામાં આવેલો હોય તે સખસ તે ગુન્હો કરવામાં પ્રતક્ષ અને ખરી રીતે સામેલ હતો, એવું બતાવવાને મેળાપી અગર કબુલ કરનાર સહકેદી શિવાય કાંઇ પ્રત્યંતરી સ્વતંત્ર પુરાવ હોવોજ જોઇએ. માટે બીજો મેળાપી હોય તેથી પેહેલા મેળાપીની સ્થીતી કાંઇ સુધરતી નથી, સબબ જો બે મેળાપી હોય તો તે બેઉની બાબતમાં કાંઇ પ્રત્યંતરી પુરાવ હોવો જોઇએ. તે મેળાપીની પુસ્ટીમાં એજ ગુન્હેગાર બાબત પ્રત્યંતરી પુરાવ હોવો જોઇએ, એટલુંજ નહી પણ તે પુરાવથી જે સખસોને અસર થતો હોય તે તમામની બાબતમાં હોવો જોઇએ, માટે એક કેદીની બાબતમાં મેળાપીની શાક્ષીનો પ્રત્યંતરી પુરાવ હોય તો, તે મેળાપીની શાક્ષી બીજા કેદી વિરૂદ્ધ પ્રત્યંતરી પુરાવ શિવાય પુરાવ થવાને હક્કદાર થતી નથી. જેનું ખુન કરવામાં આવ્યું હોય તે સખસ પાસેથી લીધેલી મીલકતનો કબજો જે સખસ પાસે હોય, તેથી તે સખસ ઉપર તેણે તે ખુનમાં ભાગ લીધો હતો, એવો જે મેળાપી તેના ઉપર આરોપ રાખતો હોય તેની પુસ્ટીમાં કાંઈ પ્રત્યંતરી પુરાવ નથી, તોપણ તે કેદીએ અપહરણ અગર જાણીતાનતથી ચોરેલો માલ રાખવામાં ભાગ લીધેલો છે તે વિશે તે પ્રત્યંતરી પુરાવ છે. **र, स** અને **म** ના ઉપર ખુનનો આરોપ રાખવામાં આવેલો તેથી તે વિશેની તપાસમાં ફરીયાદ તરફના પુરાવમાં **ब** કે જેની તેજ ગુન્હા બાબત સદરહુ સખસોની સાથે તપાસ કરવામાં આવેલી, તેની કબુલત ( ૨ ) મેળાપીની શાક્ષી ( ૩ ) **र** ના ઘરમાં મરનારની મીલકત માલમ પડેલી એવું શાક્ષીયોએ જુબાનીમાં કહેલું ( ૪ ) જે દીવશે મરનારને છેવટ હયાત જોવામાં આવેલો તે દીવશે તમામ કેદીઓ જે ઠેકાણેથી પાછળથી લાશ માલમ પડેલી તે ઠેકાણાની નજીક એકઠા જોવામાં આવેલા હતા, એવું શાક્ષીયોએ જુબાનીમાં કહેલું તેમની શાક્ષીયો છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે મેળાપીએ કહેલી હકીકત અગર કબુલ કરનાર સહકેદી **ब** ની કબુલતની પુષ્ટીમાં જોઇતો પ્રત્યંતરી પુરાવ નથી. ( ઇં. લા. રી. અ. વા. ૮ પાનું ૩૦૬ )

**અ, બ, મ. ર.** અને **ન.** એ પાંચ સખસોની પેનલકોડની કલમ ૪૬૦ પ્રમાણે રાખેલા તોહમત બાબત એકઠી તપાસ કરવામાં આવેલી, તે તમામ સખસોના વિરૂદ્ધ મુખ્ય પૂરાવમાં એક માફી આપેલા સખ્સની શાક્ષી હતી. તેમાં વળી **અ, બ.** અને **મ.** વિરૂદ્ધ એવો પુરાવ હતો કે જે ઘરમાં ગુન્હો કરવામાં આવેલો તે ઘરમાંથી તે ગુન્હાની રાત્રે ચોરાએલી મીલકતનો અમુક ભાગ તેઓએ રજુ કરયો છે. **ર.** સબંધીમાં એવું શાબેત થએલું છે કે **બ.** એ જે જગોએથી મીલકત ખોદી કાઢવામાં આવેલી તે જગો તેણે બતાવેલી છે, અને તે વખતે તે **ર.** હાજર હતો, પણ તેણે કાંઈ પણ કહ્યું હોય અગર કાંઇ હુકમ આપ્યો હોય એમ જણાતુ નથી. તેમાં **અ, બ.** ને **મ.** ની બાબતમાં ઠરાવવામાં આવ્યું કે તે મીલકત ચોરાઈ ત્યાર પછી તે ચોરાએલી મીલકતનો ભાગ તેમના કબજામાં તરત થએલો, તે તેઓએ તે ગુન્હો કરવામાં ભાગ લીધો છે તે વિષે માફી મળેલા શાક્ષીની શાહેદીનો કાંઈ પ્રત્યંતરી પુરાવ થતો નથી કે જેથી તેના કેહેવા ઉપર તે અમુક સખસોની બાબતમાં કોર્ટ કાંઈ કરી શકે. ( ઇં. લા. રી. અ. વા. ૮ પાનું ૫૦૯ )

સોબતીની શાક્ષી પ્રત્યંતરી પુરાવ વગરની હોય તે ઉપરથી એકાદા તોહમતવાળાને ગુન્હેગાર ઠરાવવો એ સામાન્ય નિયમ પ્રમાણે જો કે ઘણુંજ ખાસ્તી ભરેલું છે, તોપણ બીજા કોઈ શાક્ષીની માફક જડજે તે શાહેદીનો વિચાર કરવો જોઈએ, પણ જડજે તે વિચાર કરતાં તે શાહેદી આપતી વખતે તે સોબતીની સ્થીતી કેવી હતી અને તેને જુઠું બોલવાનો હેતુ કેવો હતો તે લક્ષમાં લીધા વગર રેહેવું ના જોઈએ. આ વિચારો યોગ્ય રીતે કરતાં અને હકીકતનું સંભવિતપણું જોતાં જડજનો એવો નિશ્ચય થાય કે, જો કે સોબતીની શાક્ષી પ્રત્યંતરી પુરાવ વિનાની છે, તોપણ તે સાચી છે, માટે જો તે માનવામાં આવે તો કેદીએ કરેલો ગુન્હો શાબેત થાય છે. તેવે પ્રસંગે જડજની ફરજ તે કેદીને ગુન્હેગાર ઠરાવવાની છે. ( ઈં. લા. રી. અ. વા. ૯ પાનું. ૫૨૮)

૫ મદ્રાસ હાયકોર્ટે ઠરાવ્યું છે કે આ કમલના શબ્દો બીલકુલ ભુલ વિનાના છે. તે કલમમાં એવું ઠરાવેલું છે કે મેળાપીની શાહેદીને પ્રત્યંતરી પુરાવ ના હોય, તોપણ તેની શાહેદી ઉપરથી ગુન્હાની શાબેતી ઠરાવવામાં આવી હોય તો, તે કાંઈ ગેરકાયદે નથી. માટે તે બાબતમાં પ્રત્યંતરી પુરાવની જરૂર છે, એવું ઠરાવવું એ સદરહુ ઠરાવનો અમલ કરવાની ના પાડી થાય છે. સદરહુ કાયદાની કલમ ૧૧૪ મીમાં જે નિયમ છે તેજ નિયમ ઇંગ્લંડમાં ચાલે છે. તે નિયમ એવો છે કે મેળાપીની શાહેદી સંભાળથી તપાસવી જોઈએ અને તે માનવા લાયક નથી, એમ ગણી શકાય છે. તોપણ "જ્યુરી" અગર કોર્ટે તે શાહેદી ઉપર ભરૂસો રાખ્યો હોય અને તે ઉપરથી ગુન્હાની શાબેતી ઠરાવવામાં આવી હોય તો, તે કાંઈ કાયદા વિરૂદ્ધ નથી. (ઈ. લા.રી. મ. વા. ૧. પાનું ૩૯૪)

## કલમ ૧૩૪ મી.

શાહેદોની સંખ્યા.

**૧૩૪. હરકોઇ કામમાં હરકોઇ હકિકત શાબેત કરવાને સારૂ શાહેદોની અમુક સંખ્યા જોઇએ, એમ સમજવું નહી.**

**ટીકા.**—ઇંગ્લાંડના કામન લા પ્રમાણે રાજદ્રોહના કામમાં બીજા કોઈ કામ પ્રમાણે કોર્ટ અથવા જ્યુરીને ભરૂસો રેહે તો, કાંઈ હકીકતની શાબેતી માટે એક સાક્ષીનો પુરાવો બસ ગણવામાં આવે છે. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું ૩૧૭ ).

ઇંગ્રેજી "લા" પ્રમાણે રાજ્યદ્રોહના કામમાં બે સાક્ષીઓની જરૂર છે, તેમ ઇંગ્લંડમાં જુઠા સોગનનાં કામમાં બે સાક્ષીઓની શાહેદી વિના તે ગુન્હાની શાબેતી ગણી શકાતી નથી. પરંતુ આ કાયદાને તે નિયમ લાગુ થતો નથી, તોપણ એક શાહેદીની સાક્ષી ઉપરથી ગુન્હાની શાબેતી ઠરાવવી તે જ્યારે કાંઈ ખાસ હકીકત હોય ત્યારેજ નિર્ભયતાથી ઠરાવી શકાય છે. ( કર્નીગહામસાહેબની ટીકાનું પાનું. ૧૪૪).

આ આકટ પસાર થતા પેહેલાં કાંઈ વાતની શાબીતીને માટે એક શાક્ષીની જુબાની કરતાં કાંઈ વિશેષવાતની જરૂર હતી. હવે એ બધું કોઇ પુરાવાનું વર્જન કરવામાં ઉપયોગી થઇ પડે છે.

જો કે આ કલમ પ્રમાણે સાક્ષીની અમુક સંખ્યા હોવાની જરૂર નથી, તોપણ જેટલાં શાહેદી પક્ષકાર આપે તેટલા કોર્ટે લેવા જોઇએ. એક કામમાં વાદીએ અઠાવન શાહેદી આપ્યા હતા. તેમાંથી જીલ્લાકોર્ટે ત્રીસ શાહેદોની સાક્ષી લીધી, અને બાકીના અઠાવીશ શાહેદીઓની શાહેદી લેવાને જીલ્લાકોર્ટે ના પાડી, એવા કારણથી કે જેટલા શાહેદીઓની શાક્ષી

લેવામાં આવી છે તેજ હકીકત શાબેત કરવાને તે શાહેદો આપેલા છે, માટે તે શાબેત કરવાને લીધેલા સાક્ષી બસ છે. તેમાં સદર અલાદતે ઠરાવ્યું હતું કે બીજા સાક્ષીઓ વાદીએ આપ્યા છતાં કોર્ટે લીધા નથી એ ગેરસીરસ્તે છે, સબબ આવી હકીકત છતાં તે કામમાં નિર્ણય થઈ શકતો નથી.

એક કામના ઠરાવમાં એવું કેહેવામાં આવ્યું હતું કે જે પક્ષકાર ઘણા શાક્ષીઓ બોલાવે, તેનો હેતુ ખુલ્લી રીતે કામને હરકત કરવાનોજ હોય તોં, કોર્ટ તે શાહેદોમાંથી થોડા શાહેદોને બાતલ કરી શકે છે, નહી તો તમામ શાહેદોને તપાસવાની કોર્ટને ફરજ છે. આ ઊપરથી એમ લાગે છે કે દિવાની કોર્ટોને થોડા શાહેદી બાતલ કરવાનો અખત્યાર છે, પરંતુ જેવી સન ૧૮૮૨ ના અ ૧૦ મા (ક્રીમીનલ પ્રોસીજરકોડ) ની કલમ ૨૧૯ માં તોહમતવાળાની તરફના શાહેદીઓનું લીષ્ટ માજીસ્ટ્રેટને સેશનકોર્ટમાં કામ કમીટ કરતી વખતે આપવામાં આવે, તેમાંથી જે શાહેદી લગતી હકીકતના નથી એમ કરી બાતલ કરવાનો અખત્યાર છે, તેવી કલમ દિવાની કામ ચલાવવાની રીતીના કાયદામાં નથી.

માજીસ્ટ્રેટ તથા સેશનકોર્ટને ફરીયાદી તરફના તથાં તોહમતવાળાની તરફના શાહેદો ઉપર સમન્સ કરી તપાસવા બાબત ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૨૪૪, ૨૦૮ અને ૨૯૧ માં છે. (ફીલ્ડસાહેબની ટીકા આવૃતી ત્રીજી પાનું ૫૯૨.)

ઇંગલીશ લા પ્રમાણે 'બેસ્ટરડી કેસીસ' હરામના અમલથી થયેલાં છોકરાં બાબતના કજીયામાં એકલી માની શાક્ષી બસ ગણાતી નથી. વળી એકથી વધારે શાહેદોની જરૂરવાળા કજીયાઓમાં અગર જો હિંદુસ્તાનના પુરાવાના આકટથી તેવી જરૂર હિંદુસ્તાનમાં રેહેતી નથી, તોપણ એક શાહેદની સાક્ષી ઉપરથી ફેંસલો આપતી વખત ન્યાયાધીશે યાદ રાખવું જોઈએ કે, ઇંગ્લાંડની કાયદા બાંધનારી સભાની નજરમાં આવાં કામ ફકત એક શાહેદની જુબાની ઉપરથી શાબેત ગણવાં એ સલામતી ભરેલું આવ્યું નથી તો, હિંદુસ્તાન જેમાં સત્યતાની બાબત સાધારણ રીતે જુદીજ છે, ત્યાંહાં સલામતી ભરેલું ગણવું મુશ્કેલ છે. (ફીલ્ડ સાહેબની ટીકા આવૃતિ ૩ જી પાનું ૫૯૧)

મી૦ ટેલરસાહેબ કેહે છે કે "જુઠી પ્રતિજ્ઞા કરવાના કામમાં પુરાવો માત્ર તોહમતદારની બે વિરૂદ્ધ હકીકતો હોય અને બીજો કાંઈ ન હોય તો, તેને ગુન્હેગાર ઠરાવી શકાય નહી, કારણ કે જો બે વિરૂદ્ધ હકીકતમાંની એક સોગન ઉપર હોય અને બીજી સોગન વગરની હોય ત્યારે સોગન ઉપરની હકિકત ખરી હોવાનું અનુમાન થાય, અને બીજી હકીકત ચુકથી અથવા જુઠી રીતે કહ્યાનું ગણાય. અને જો બંને હકીકત સોગન ઉપર હોય તો, તેમાંની ખરી કેઈ તે બતાવવાને માટે કાંઈ નથી. પણ ખરી અને ખોટી કઈ એમ બતાવી આપવામાં આવે તો ગુન્હેગાર ઠરાવી શકાય, અને ત્યારે પણ ખોટી વાત વિશે કેદીના જ્ઞાનનું અનુમાન થઈ શકે એમ હોવું જોઇએ.

**ફેંસલા**—ચીફજસ્ટીસ પીકાકસાહેબે (૫ વી. રી.પાને ૨૯) મે કહ્યું છે કે "હાયકોર્ટની મુળ ફોજદારી હકુમતનો અમલ કરવામાં જે કાયદો ચાલે છે તે કાયદા પ્રમાણે પુસ્ટી મળ્યા વગરની એક શાહેદની જુબાની જુઠી પ્રતિજ્ઞા કરયાનું શાબીત ગણવા માટે બસ નથી, કારણ કે તે બાબતમાં ઇંગ્લાંડના નિયમ પ્રમાણે વહિવટ ચાલે છે.

તોહમતદારે અમુક લેખી કેફીયત ઉપર ઇકરાર કર્યાનું અથવા તે કેફીયત રજુ કર્યાનું ઇનકાર કરવાથી જુઠી જુબાની આપ્યાનું તેના ઉપર તોહમત રાખવામાં આવ્યું હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે સહીના મુકાબલાથી થતી પુષ્ટી ગુન્હાની શાબેતી ગણવાને માટે બસ છે. (૫ વી. રી. પાનું. ૯૮ )

એક બીજાથી વિરૂદ્ધ જુબાનીઓ શાહેદે આપી હોય તો, બેમાંની એક જુઠી છે તેથી તેના ઉપર જુઠી શાક્ષી પુર્યાનું કામ ચાલી શકે છે. અને આ જુબાની ખોટી આપી એવી રીતે શીક્ષા થઈ શકે છે. (૬ વી. રી. ક્રી. રૂ. પાનું ૬૫ તથા ૨૧ વી. રી. ક્રી. રૂ. પાનું ૭૨.)

એક ફરીયાદીની હકીકત ઉપરથી ગુન્હાની શાબેતીનો ઠરાવ કરવો એ કાયદેસર છે, નહીતો કોઇ સખસ પ્રથમ શાક્ષીની ગેરહાજરી મેળવવાની સંભાળ લેઇને બીજા ઉપર કાંઇ હુમલાનું કૃત્ય કરે, તેને કદી પણ શીક્ષા થઇ શકે નહી. ( ૨૨ વી. રી. પાનું ૩૨)

જ્યારે કોઈ સાહેદ એમ કબુલ કરે છે કે જે ગુન્હા વિષે તે શાક્ષી પુરે છે તે ગુન્હાની વાત તે જાણતો હતો, અને તે ગુન્હો અટકાવવાને અથવા પ્રગટ કરવાને તેણે કાંઇ ઈલાજ પોતે લીધા નહી, તે શાહેદની જુબાની ગુન્હાના સોબતીની જુબાની કરતાં કાંઈ પણ દરજ્જે સારી ગણવી નહી જોઇએ. ( ૨૪ વી. રી. પાનું. ૫૫ )

કોઇ સાહેદનું એક એકથી વિરૂદ્ધ બોલવું અને ઇરાદા પુર્વક જુઠી જુબાની આપવી, એ બે વાત વચેનો તફાવત નજર તળેથી કાઢી નાંખવો એ મનુષ્ય જાતીની યાદગરીની ખામીઓ તરફ આંખ્યો બંધ કરવા બરોબર છે, અને વગર કેળવાએલા ગામડીઆ લોકોની બુદ્ધિ અને વિચાર શક્તી કેવી મંદ હોય છે, તે જણાવવાની શક્તીઓ કેવી અપુર્ણ હોય છે. ન્યાયની કોર્ટોમાં આવા લોકો કેવા ભયભીત થાય છે, અને મનની હાજર જવાબ શકતી અને જુસ્સો કેટલો બધો જતો રેહે છે, એ બધી વાત સમજ બાહાર કાઢી નાંખવા બરાબર છે. ( ૪ બં. લા. રી. પાનું. ૯ )

પુરાવાનો ક્યાસ કરવામાં જે શાહેદ એમ કેહે કે કાંઇ અમુક વાત ચીત થઇ નથી, તે શાહેદના કરતાં જે સાહેદને વાત ચીત થયાના સોગન દે છે તેના ઉપર વધારે વજન રાખવાનું છે, કારણ કે જે સાહેદી થઈ નથી એમ કેહે છે તેની જુબાનીનો ખુલાસો એમ ધારતાં થઈ જાય છે કે તે વખત તે વાત ચીત તરફ તેનું ધ્યાન ખેંચાયું ન્હોતું ( સ. પ્રી. જ. પાનં. ૧૯૧ )

## કલમ ૧૩૫ મી.

## બાબ ૧૦ મો.—શાહેદોની તપાસણી બાબત.

શાહેદ કેવે અનુક્રમે ગુજારવા તથા તેની કેવે અનુક્રમે શાહેદી લેવી તે બાબત.

**૧૩૫. શાહેદો કેવે અનુક્રમે ગુજારવા, તથા તેની શાહેદી કેવે અનુક્રમે લેવી, એ બાબત દિવાની તથા ફોજદારી કામ ચલાવવાની રીત સમ્બંધી વખતે વખત જે કાયદો તથા વહિવટ હોય, તે મુજબ જેના તે કાયદા તથા વહિવટ પ્રમાણે અમલ કરવો, અને એવો કાંઇ કાયદો ન હોય તો કોર્ટની નજરમાં દુરસ્ત લાગે તેમ કરવું.**

**ટીકા**—શાહેદી કેવા અનુક્રમે રજુ કરવા અને તેમની શાહેદી લેવી તે વિશે સન ૧૮૮૨ ના દિવાની કાયદાની કલમ ૧૭૯, ૧૮૦ છે.

દિવાની તથા ફોજદારી કાયદામાં સાક્ષીઓને કેવી રીતે હાજર કરાવવા બાબત કેવું સાધન છે, તે વિશે તે કાયદાઓમાં ઠરાવ છે.

દેશની રીત ભાત પ્રમાણે દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૬૪૦ પ્રમાણે જે પડદાનસીન સ્ત્રીને જાહેરાંતમાં આવવાની ફરજ પાડી શકાય નહી, તેવી બધી સ્ત્રીઓને કોર્ટમાં હાજર થવાને પણ ફરજ પાડી નહી જોઇએ.

તેવીજ રીતે જે સખસો સરકારના અભિપ્રાયમાં આબરૂદાર દરજ્જાવાળા જણાય, કે જેમને કોર્ટમાં આવી શાહેદી આપવાની ફરજ પાડવી નહી, તેવા સખસોને સરકાર દિવાની કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૬૪૧ પ્રમાણે તેવો હક્ક આપી શકે છે, અને તે હક્ક સરકાર વખતે વખતે પાછો ખેંચી લેઇ પણ શકે છે.

સદરહુ રીતે જે સ્ત્રી અગર પુરૂષને કોર્ટમાં હાજર થવાની ફરજ નથી અને માફી છે, તેમની શાહેદી કમીશનથી લેઈ શકાય છે.

પરંતુ આવી માફી ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદામાં નથી, સબબ જે સ્ત્રીને જાહેરાંતમાં બાહાર ફરવાનો રીવાજ ના હોય તે સ્ત્રી કેહેવામાં આવે છે એજ છે કે બીજી, એ વિશે પ્રથમ કોર્ટની ખાત્રી થયા પછી પાલખીમાં બેશી કોર્ટમાં શાહેદી આપવાનો દાવો કરી શકે છે. પરંતુ તે પોતેજ છે એવી કોર્ટને પ્રથમથી ખાત્રી કરવી જોઇએ. બીબી રૂકીયાબનુની ફરીયાદ ઉપરથી મહારાણી વિ. જે. બી. રાબર્ટસ (૧ બંગાળ લા. રી. સંક્ષેપ નોટસ. પાનું ૬).

સમન ખુદને પોહોચાડ્યા છતાં કોઇ શાક્ષી હાજર ના થાય અથવા તેનું માન્ય ન કરે, તેવા પ્રસંગોને માટે નુકશાની સબંધી સન ૧૮૫૫ ના આકટ ૧૦ માની કલમ ૯, ૧૦ છે.

ઇંગ્રેજી "લા" પ્રમાણે જ્યારે શાહેદી શાક્ષી આપવા કોર્ટમાં જતો હોય અગર તે કારણસર કોર્ટમાં હોય અગર તે પુરી ઘેર જતો હોય, તે દરમિયાન દિવાની હુકમથી તેને પકડી શકાતો નથી, તેમ હાલના નવા દિવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સન ૧૮૮૨ ના આકટ ૧૪ મા)ની કલમ ૬૪૨ પ્રમાણે કામના પક્ષકારો, પ્લીડરો અને તેમના કબુલ કરેલા મુખત્યારોનું સદરહુ પ્રકારનું રક્ષણ કરવામાં આવેલું છે એટલુંજ નહી, પણ વળી તે 'કલમ ૬૪૨ માં ઠરાવવામાં આવ્યું છે કે 'કોઈ જડજ, માજીસ્ટ્રેટ અગર બીજો ન્યાયાધિકારી કોર્ટમાં ન્યાયનું કામ કરવા જતા હોય અગર કોર્ટમાં ન્યાયનું કામ કરવા બેઠેલા હોય અગર ત્યાંહાંથી પોતાને ઘેર પાછા જતા હોય, તે દરમિયાનમાં તેમને દિવાની કાયદા પ્રમાણે પકડવા નહી.'

ફોજદારી કામોમાં સમન વારંટ અને સેશનના કેસોનું કામ ચલાવવામાં તફાવતવાળા નિયમો છે, સેશનના કામોમાં કેવે અનુક્રમે શાક્ષીઓ રજુ કરવા અને તપાસવા તે વિષે સન ૧૮૮૨ મા આકટ ૧૦ માની કલમ ૨૮૬, ૨૮૯, ૨૯૦ અને ૨૯૨ છે.

જે સખસ ન્યાયની કોર્ટની રૂબરૂ શાહેદી પુરવા હાજર થવાને અગર દસ્તાવેજ રજુ કરવાને કસુર કરે, તે ફોજદારીરાહે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૭૪ અને ૧૭૫ પ્રમાણે દંડ અથવા કેદ અગર તે બેઉ શિક્ષાને પાત્ર છે, એટલુંજ નહી પણ સન ૧૮૫૫ ના આકટ ૧૦ માની કલમ ૧૦ મી પ્રમાણે દિવાનીરાહે નુકશાનીના દાવાની જવાબદારીને પણ પાત્ર થાય છે. આ નુકશાની ઇંગ્લાંડમાં બહુ કરી હોતી નથી, કારણ કે ત્યાંહાં જો સાક્ષી તે કારણસર હાજર થાય નહી તો, પોતાનો દાવો વાદી કાઢી લેવાને મુખત્યાર છે.

પરંતુ હિંદુસ્તાનમાં કોર્ટની પરવાનગી વિના વાદી પોતાનો દાવો કાહાડી લેઇ શકતો નથી, માટે કોર્ટ પરવાનગી ના આપે અને વાદીના દાવાને સાક્ષીની કસુરથી હરકત લાગે તો, વાદીને ભારે નુકશાન થાય છે.

દિવાની અને ફોજદારી કામોમાં શાક્ષીઓને ખુલ્લી કોર્ટમાં તપાસવામાં આવે છે, અને ફોજદારી કામોમાં તેમને તોહમતદારની રૂબરૂ તપાસવાની જરૂર રહેલી છે.

ફોજદારી કામમાં સાક્ષીઓને તોહમતવાળાની અગર તેના એજંટની રૂબરૂમાં તપાસવા જોઇએ, પણ તોહમતવાળાના એજંટની રૂબરૂ ફક્ત જે કામો માજીસ્ત્રેટની આગળ ચાલતાં હોય તે કામોમાં ત સી શકાય છે, અને સેશન કોર્ટમાં તેમ થઈ શકતું નથી. ( ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૩૫૩ અને ૨૫૨ જોવી.)

ખુલ્લી કોર્ટમાં જડજ અગર માજીસ્ત્રેટ સાંભળી શકે તે પ્રમાણે મુખજુબાનીથી સાક્ષીને સ્વાલ તથા તેના જવાબ થવા જોઇએ. કોર્ટની રૂબરૂ હાજર થઇ સાક્ષિ પોતાની શાહેદી કેવી રીતે આપે છે તે કોર્ટને જોવાની જરૂર છે. માટે જે જડજ અગર માજીસ્ત્રેટને અમુક કામનો નીકાલ કરવાનો હોય તેમની રૂબરૂ સાક્ષિએ સદરહુ કારણસર હાજર થઇ પોતાની શાહેદી આપવી જોઇએ.

ક્રિમીનલ પ્રોશીજરકોડ ( સન ૧૮૮૨ ના આકટ ૧૦ મા ) ની કલમ ૩૫૦ પ્રમાણે જ્યારે કોઈ કામમાં કેટલોક પુરાવ એક માજીસ્ત્રેટ લે અને બાજો માજીસ્ત્રેટ તેમની જગોએ આવે, અને તોહમતવાળો એમ ખાયસ બતાવે કે તે લીધેલો પુરાવ એટલે આગળના માજીસ્ત્રેટે જે સાક્ષિઓ તપાશેલા હોય તે આ બીજા માજીસ્ત્રેટે ફરીથી તપાસવા જોઇએ તો, તે બીજા માજીસ્ત્રેટે ફરીથી તપાસવાજ જોઈએ. પરંતુ હાલના નવા દિવાની કામ ચલાવવાની રીતીના કાયદા ( સન ૧૮૮૨ ના આકટ ૧૪ મા )ની કલમ ૧૯૧ માં એવી ફરજ જડજને માથે નાંખેલી નથી. એક જડજની જગાએ બીજો જડજ આવે તો, તે પ્રથમના જડજે તપાસેલા શાહેદીઓ તે બીજા જડજે તપાસવા કિંવા નહી તે, તે બીજા જડજના વિચાર ઉપર રાખેલું છે. સેશન જડજને માટે તેવો કાંઇ ઠરાવ નથી. ક્રીમીનલ પ્રોસીજર પ્રમાણે સેસન જડજ પોતાની અગાઉના જડજે લીધેલા પુરાવા ઉપરથી કોઈ તોહમતદારને ગુન્હેગાર ઠરાવી શકે નહી. (૨૧. વી. રી. પાનું ૪૩ તથા ૨૪ વી. રી. પાનું ૫૯)

તોપણ આ બાબતમાં ફોજદારી કામમાં જે માજીસ્ત્રેટની ઉપર ફરજ બતાવવામાં આવી છે. તેના ત્રણ અપવાદો છે (૧) જ્યારે સાક્ષી કમીશનથી લેવાએલા હોય. (૨) જ્યારે તાબાના માજીસ્ત્રેટે શાહેદીઓ તપાસેલા હોય, પરંતુ તોહમતવાળો તે માજીસ્ત્રેટના અખત્યાર કરતાં વધારે શિક્ષાને પાત્ર છે એમ તેમની નજરમાં આવવાથી જીલ્લા માજીસ્ત્રેટ અગર ડીવીઝનના માજીસ્ત્રેટ તરફ કામ મોકલે ત્યારે, અને (૩) જ્યારે અપીલકોર્ટ એવું ફરમાવે કે વધારે તપાસ કરવી અગર બીજો પુરાવો લેવો, પણ તે કોર્ટે અપીલવાળાને તે વખતે હાજર રાખવો એવું ફરમાવવાને જરૂર ધારેલું ના હોય ત્યારે.

બધા કામોમાં શાક્ષીઓની શાક્ષી સોગંદ ઉપર તપાસવામાં આવે છે, સોગંદ આપવા વિષેના નિયમો સન ૧૮૭૩ ના આકટ ૧૦ મામાં છે.

કેવા અનુક્રમે શાહેદીઓ લેવા તેનો ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદામાં

કાંઈ વિશેષ ઠરાવ નથી. તોપણુ કલકત્તા હાયકોર્ટે તે બાબતમાં કેટલોક ઠરાવ કરેલો હતો કે શાહેદીઓ તપાસવા શરૂ કર્યા એટલે તમામ શાહેદીઓ પુરા થાય ત્યાંહાં સુધી તે કામ બંધ-રાખવું નહી. જે પક્ષકારના ઉપર પુરાવાનો બોજો હોય તેમના શાહેદીઓ પેહેલા તપાસવા વિગરે.

તેજ પ્રમાણે નવા દિવાની કામ ચલાવવાની રીતીના કાયદા (સન ૧૮૮૨ ના આકટ ૧૪) માની કલમ ૧૫૬ માં ઠરાવેલું છે કે, ખરા સબળ કારણ શિવાય અમુક કામમાં શાહેદીએ તપાસવા કોર્ટ શરૂ કરે, એટલે તમામ શાહેદી તપાસ્યા વિના તે કામ બંધ રાખવું નહી. (ફીલ્ડસાહેબની ટીકા આવૃતિ ૩ જીનું પાનું ૫૯૨ થી ૬૦૨.)

કોઈ બાબત કોર્ટની આગળ ગમે તેટલી વખત આવી ગઈ હોય, તોપણ દરેક પ્રસંગે તોહમતદાર જુદા જુદા હોય તો પ્રોસીક્યુશનના શાક્ષીઓને દરેક વખતે નવેસરથી તપાસવા જોઈએ. (૨૨ વી. રી. પાનું ૩૮)

## કલમ ૧૩૬ મી.

પુરાવો લેવા યોગ્ય છે કે નહી તે વાત જડજે ઠરાવવી.

૧૩૬. જ્યારે હરકોઇ હકીકતનો પુરાવો આપવાનું હરકોઈ પક્ષકાર કેહે, ત્યારે જાહેર કરેલી હકીકત શાબિત થાય, તો તે લગતી શી રીતે છે એવું સદરહુ પુરાવો આપવાનું કેહેનાર સખસને પુછવાને જડજ મુખત્યાર છે; અને સદરહુ હકીકત શાબિત થાય તો તે લગતી છે એવું જડજની નજરમાં આવે તો, તેણે પુરાવો મજકુર લેવો અગર એવું નજરમાં ન આવે તો તે લેવો નહી.

જે હકીકત શાબિત કરી આપવાનું કેહેવામાં આવે તે હકીકત એવી હોય, કે કોઇ બીજી હકીકત શાબિત થાય તોજ માત્ર તેનો પુરાવો લેવાઈ શકાય, ત્યારે સદરહુ પ્રથમ કહેલી હકીકતનો પુરાવો આપતા પેહેલાં સદરહુ પાછળથી કહેલી બીજી હકીકત શાબિત થવી જોઇએ; પણ પક્ષકાર મજકુર એવી હકીકતની શાબિતી આપવાનું પોતાને માથે લે એ અને તે વિશે કોર્ટને ખાત્રી થાય તો, તેમ થવાની જરૂર નથી.

એક જાહેર કરેલી હકીકત લગતી છે કે નંહી એ વાત બીજી જાહેર કરેલી હકીકત પ્રથમ શાબિત થએથી માલમ પડે એવી હોય, ત્યારે જડજની નજરમાં યોગ્ય જણાય તે પ્રમાણે સદરહુ બીજી વાત શાબિત કરતાં પેહેલાં સદરહુ પેહેલી વાતનો પુરાવો આપવાની પરવાનગી આપવાને અગર સદરહુ પેહેલી વાતનો પુરાવો આપતાં પેહેલાં, સદરહુ બીજી વાતનો પુરાવો આપવાનો હુકમ કરવાને જડજ મુખત્યાર છે.

### દૃષ્ટાંતો.

( અ. ) એક લગતી હકીકત વિશે એક જાહેર કર્યા પ્ર-

માણે ગુજરી ગયેલા સખસે કહેલો મજકુર શાબિત કરી આપવાનું કેહેવામાં આવ્યું છે. એ મજકુર કલમ ૩૨ મુજબ લગતો છે.

એ મજકુરનો પુરાવો આપતાં પેહેલાં, એવો પુરાવો આપવાનું કેહેનાર સખસે સખસ મજકુર ગુજરી ગયો છે; એ હકીકત શાબિત કરવી જોઇએ.

( ब. ) એક જાહેર કર્યા પ્રમાણે ખોવાઈ ગએલા દસ્તાવેજનો મજકુર નકલ વડે શાબેત કરી આપવાનું કેહેવામાં આવ્યું છે.

નકલ મજકુર ગુજારતાં પેહેલાં તે નકલ ગુજારવાનું કેહેનાર સખસે સદરહુ અસલ દસ્તાવેજ ખોવાઈ ગયો છે, એ શાબેત કરવું જોઇએ.

( क. ) अ ના ઉપર ચોરીનો માલ ચોરીએ ગએલો જાણીને લેવાનું તોહમત છે.

માલ મજકુર તેના કબજામાં હતો એ વાતનો તેણે ઇનકાર કીધો હતો, એવું શાબેત કરી આપવાનું કેહેવામાં આવ્યું છે.

ઇનકારની વાત લગતી છે કે નહી એ વાત ચોરીએ ગએલો માલ રજુ છે તેજ છે. એ વાત શાબેત થએથી માલમ પડે એવી છે. કોર્ટની નજરમાં યોગ્ય આવે તે પ્રમાણે કબજાનો ઇનકાર શાબેત કરતાં પેહેલાં માલ મજકુર ચોરીએ ગએલો તેજ છે એનો પુરાવો આપવાનો હુકમ કરવાને અથવા માલ મજકુર ચોરીએ ગએલો તેજ છે તેનો પુરાવો આપતાં પેહેલાં ઇનકારની વાત શાબેત કરવાની પરવાનગી આપવાને કોર્ટ મુખત્યાર છે.

( ड. ) अ નામની એક હકીકત જાહેર કર્યા પ્રમાણે એક તકરારી વાતનું કારણ અથવા ફળ છે. એ अ નામની હકિકત સાબેત કરી આપવાનું કેહેવામાં આવ્યું છે. હકિકત अ તકરારી હકિકતનું કારણ કિંવા ફળ છે એવું માની શકાય, તે પેહેલાં વચમાં દરમિયાન ब, क, ड, એવી ત્રણ હકિકત છે તે બનેલી છે એમ શાબેત કરવું જોઇએ. ब, क અથવા ड હકિકત શાબેત કરતાં પેહેલાં હકિકત अ શાબેત કરવાની પરવાનગી આપવાને, અગર તો अ શાબેત કરવાની પરવાનગી આપતા પેહેલાં ब, क તથા ड શાબેત કરવાનો હુકમ આપવાને કોર્ટ મુખત્યાર છે.

**ટીકા**—આ કલમની બીજી રકમ બાબતમાં આ કાયદાની કલમ ૧૦૪ અને તે ઉપરનાં દ્રષ્ટાંતો જોવાં.

એક દાખલા તરીકે વારંવાર બને છે કે એક સખસ અમુક સંદેશો લઇ જાય અને તેનો જવાબ લાવે, અગર તેને કાંઈ બીજું કામ કરવાનું હોય તો, તેણે એજંટ તરીકે કામ કર્યું તેની એજન્સી અગર અધિકાર પ્રથમ શાબેત થતાં અવલ તે શાક્ષિને શાહેદીમાં બોલાવવામાં આવે છે, તે વખતે ઘણી સામી બાજુના કાનસલ તરફથી એવો વાંધો લેવામાં આવે છે કે આ પુરાવ લેઇ શકાતા નથી, કારણ કે તે શાહેદીની એજન્સી વિગરે શાબેત થએલી નથી. પણ તે વખતે હમેશાં એમ માથે નાખવામાં આવે છે કે તે એજન્સી અગર અખત્યાર જ્યારે કામ ચાલશે ત્યારે પાછળથી શાબેત કરી આપવામાં આવશે. માટે જો એજન્સીનો પુરાવ તુટે છે તો, તે શાહેદીની તમામ શાહેદી ન્યાયાધિશની નોટમાંથી દુર કરવામાં આવે છે. તે સાહેદીની શાહેદી લેવાતાની દરમિયાનમાં વચમાં તેની એજન્સી શાબેત કરવાને બીજા શાહેદોને બોલાવવો એ ઘણું અડચણ ભરેલું છે. આવા કારણસર આ બીજી રકમ આ કલમમાં કરેલી છે. (નોર્ટનસાહેબની ટીકાનું પાનું. ૩૧૯ )

## કલમ ૧૩૭ મી.

મુખ્ય તપાસણી.

**૧૩૭, જે પક્ષકારે શાહેદને બોલાવ્યો હોય, તે પક્ષકાર તે શાહેદને તપાસે તેને મુખ્ય તપાસણી કેહેવી.**

ઉલટ તપાસણી.

**સામો પક્ષકાર શાહેદને તપાસે તેને ઉલટ તપાસણી કેહેવી.**

ફરી તપાસણી.

**ઉલટ તપાસણી થયા પછી જે પક્ષકારે શાહેદને બોલાવ્યો હોય, તે પક્ષકાર શાહેદને તપાસે તેને ફરીતપાસણી કેહેવી.**

**ટીકા**—આ નિયમ પ્રમાણેજ આ કાયદો થતા પેહેલાં જીલ્લાઓમાં સમજવામાં હતું, પણ તે ઇંગ્રેજી પ્રમાણશાસ્ત્ર તથા ચાલતી રૂઢીના આધારથી હતું, પણ હવે આ કલમથી તે સ્પષ્ટ ઠરાવ કરવામાં આવેલો છે.

## કલમ ૧૩૮ મી.

ઉપલી કલમમાં કહેલી તપાસણી કેવે અનુક્રમે લેવી, તથા ફરીતપાસણીમાં શું પુછવું તે બાબત.

**૧૩૮. શાહેદોની પ્રથમ મુખ્ય તપાસણી કરવી. પછી ( જો સામા પક્ષકારની ઇચ્છા હોય તો ) ઉલટ તપાસણી કરવી, અને ત્યાર બાદ ( શાહેદને બોલાવનાર પક્ષકારની ઈચ્છા હોય તો ) ફરીતપાસણી કરવી.**

**મુખ્ય તપાસણી તથા ઉલટ તપાસણી લગતી હકિકત બાબત હોવી જોઇએ, પણ ઉલટ તપાસણીમાં જે હકિકત શાહેદ મુખ્ય તપાસણીમાં લખાવી હોય તેજ હકિકત વિશે માત્ર સ્વાલ પુછવા એવી જરૂર નથી.**

**ઉલટ તપાસણીમાં જે બાબતોનો બોધ થયો હોય, તે બાબતનો ખુલાસો થવાના કારણસર સ્વાલો ફરીતપાસણી-**

**માં પુછવા; અને ફરીતપાસણીમાં કોર્ટની પરવાનગીથી કાંઈ નવી બાબત નિકળે તો તે બાબત વિશે ફરી ઉલટ સ્વાલ પુછવાને સામો પક્ષકાર મુખત્યાર છે.**

**ટીકા**—ફોજદારી તપાસમાં શાહેદીઓની તપાસ બાબત સન ૧૮૮૨ ના આકટ ૧૦ માની કલમ ૨૦૮, ૩૪૪, ૨૫૨, ૨૫૬, ૨૮૬ મી છે તે જોવી.

રકમ, ૨.–મુખ્ય તપાસણીમાં સાધારણ નિયમ પ્રમાણે શાહેદ પોતાની સ્વતા માહેતી અને યાદદાસ્તમાં જે હકિકત હોય તે બાબત ફકત શાહેદી આપી શકે છે. હકિકત શેને કેહેવી તે આગળ કલમ ૩ ની રકમ ૩ માં બતાવેલું છે. હકિકત લાગતી હોવી જોઇએ. તે પણ બાબ ૨ કલમ ૩ ની રકમ ૪ તથા નોટ જોવી. તોપણ તે નિયમને અપવાદો છે, જ્યારે શાહેદ પોતાના માનવામાં હોય તે બાબત તથા પોતાના અભિપ્રાય બાબત શાહેદી આપતો હોય ત્યારે. કલમ ૪૪, ૫૧, તથા નોટ જોવી.

ઉલટ તપાસમાં પણ જે હકિકતની તપાસ કરવી હોય તે લગતી જોઈએ. આ બાબતમાં મી૦ નાર્ટને કહેલું છે કે–ફક્ત એકસરખી બાબત ઉપર શાક્ષીને ઉલટ સ્વાલ થઈ શકતા નથી, કારણ કે જો તે બાબત એકસરખી હોય પણ તે બાબતના કામમાં તેવો કાંઈ ઈસ્યું ના હોય. જો સાક્ષિના જવાબ ઉલટાવવાને એકસરખી બાબતના સ્વાલ પુછવા દેવામાં આવે તો, એક કામની તપાસમાં તેની પચાસ શાખાઓ થાય. અને તેથી ન્યાયાધિશને જુદા જુદા વિષયના ઈસ્યુની તપાસો કરવી પડે, અને તેથી તેમને કાંઇ પણ મદદ નહી મળતાં જે બાબતનું ખરૂં ઈસ્યુ હોય તેનો નિર્ણય કરતાં ઘણી મુસ્કેલી પડે. જેમકે એક દાવો એક કરારની રૂઇએ કરવામાં આવ્યો હોય, તેમાં ત્રીજા સખસની સાથેના કરાર બાબત મુખ્ય તપાસમાં અગર ઉલટ તપાસમાં શાહેદીને તપાસવો નહી જોઈએ. આ બાબતમાં મુખ્ય ઠરાવ "સ્પેન્સલી વિ. ડીવીલોટ" ના કામમાં થયેલો છે. તે કામમાં કોર્ટનો નક્કી અભિપ્રાય થએલો છે કે જે બાબત લાગતી ના હોય તે બાબતનો જવાબ શાક્ષી હા કેહે તેને તે પુછવાને, અગર ના કેહે તો તેને ઉલટાવવા બીજા શાહેદી બોલાવવાને કાનસલને ઉલટ તપાસણીમાં હક્ક નથી, અને શાક્ષીઓએ બીજા સખસ સાથે બીજા કરજ બાબત જે કરાર કરેલો હોય અને તે કરાર જેવો પ્રતિવાદી સાથે કરેલો છે તેવોજ કરેલો છે એવું પ્રથમ કહેલું ના હોય તો, તે બીજા કરારો તકરારી કરાર બાબત પુરાવ થતા નથી. મીર સઈયદ અલીખાંન નવાબ તુલફ કરદઉલા બાહાદુર વિ. લાલા કાશીનાથ ડોસના મુકરદમામાં ઉલટ તપાસ બાબત છે, તે જોવી.

સાક્ષીની પોતાની હયાતીમાં આગળ જે જે વ્યવહાર તેણે કરેલો હોય તે તમામ કેહેવાની તૈયારી સાથે સાક્ષી કોર્ટમાં આવતો નથી. અને જ્યારે બીનહરકતે ઈસ્યુવાળી બાબતની નહી પણ તેના જેવી બાબતની તપાસ કરવામાં આવે ત્યારે જેવો પુરાવ હોય તેવો લેવો જોઇએ, તે પુરાવ ઉલટાવી શકાતો નથી, કારણ કે તેવી તપાસ કરવી એજ મુળમાં શરત ચુકથી ભુલ હોય છે, પછી તે ઉલટાવવામાં આવે તો તે ભુલ હદપારની વધે, અને જે બાબત બીલકુલ લાગતી હોય નહી તે બાબતની તપાસ થાય,

સાક્ષીની વર્તણુંક લાગતી હકીકત નથી એમ કોઈ દિવશ થતું નથી, કારણ કે તેની શાહેદીનું વજન કરવાને જડજને તે ઘણીજ અગત્યનીછે.

વળી શાક્ષીને જે સવાલ પુછવામાં આવેલા હોય તેના જવાબમાં અગર તેના ખુલાસા તરીકે તે સવાલનો જે જવાબ ના હોય તેવો જવાબ શાક્ષી દાખલ કરી દે નહી, કારણ્ંકે તેવું કરવાથી શાહેદીએ પોતાની ખુશીથી શાક્ષી આપી થાય છે. સબબ સામા પક્ષકારના વકીલે હરકત ઉઠાવી સાવધ રેહેવું જોઈએ કે તેવો જવાબ તે દાખલ કરે નહી.

સામા પક્ષકારના શાક્ષી પાસેથી ઉલટ તપાસમાં તમામ કઢાવવાને કાનસલે ઘણી સંભાળ રાખવી જોઈએ. જ્યારે ઉલટ તપાસ કરનાર કાનસલના કામને લગતા સવાલનો શાક્ષી જવાબ દેઈ શકે તેવો હોય તે, તે કાનસલથી ઉલટ તપાસમાં ભુલથી પુછવો રહી ગએલો હોય, અગર તે પુછવામાં કસુર કરી હોય તો, તે શાહેદીને ફરીથી સાક્ષી આપવાની ફરજ પાડી શકાય છે, પણ તે વખતે મુખ્ય તપાસના તમામ નિયમો તેને લાગુ થાય છે, અને તેમજ ઉલટ તપાસ કરનાર કાનસલને તે સાક્ષી તપાસવાને ભરપુર લાગ મળે છે. ટેલરની કલમ ૧૨૯૦ જુઓ.

ઉલટ તપાસ એ ઘણું શક્તિવાન એનજીન છે, તોપણ તે ઘણું ભયંકર છે. એ બેવડી ધારનું હથીયાર છે, તે હથીઆર જે વાપરે તેને વારંવાર જખમ કરે છે, તેમજ જેના ઉપર મારવાને તે તાકવામાં આવેલું હોય તેને પણ હરકત કરે છે. કાચા અને અનુભવ વગરના આડવોકેટના હાથમાં તે હથીયાર હોવાથી તેના કામને કાંઈ ફાયદો નહી થતાં ઘણું નુકશાન થાય છે, એવું અમે વારંવાર જોઇએ છીએ. તોપણ આ બાબતમાં જવાન આડવોકેટો તે બતાવવાને ઘણાજ આતુર હોય છે. જુના અને સાવધ વકીલો યાદ રાખે છે કે સાક્ષી વિરૂદ્ધ છે, સબબ તે પોતાના કામને નુકશાન ના થાય તે બાબત સાવચેત રેહે છે. દરેક સવાલ આવા સાક્ષીને કરવાથી તે સાક્ષીએ પોતે આગળ જે હકીકત કહેલી હોય છે તે વધારે બરોબર કેહેવાનો લાગ મળે છે. જો પછી તે મુખ્ય તપાસમાં જે બાબત આવેલી ના હોય તેવી નવી બાબત કાહાડી ના હોય, તોપણ તે બાબતના ફરી સવાલમાં યત્ન કરવામાં આવે છે. માટે સાક્ષી તુટયો અગર તે જુંઠું બોલ્યો એવું શાબેત થશે એમ માનવાને ઘણું સારૂ કારણ ના હોય તો, તે શાહેદીને ઉલટ તપાસમાં સખતાઈથી તપાસવો એ ભાગ્યેજ ફાયદેમંદ માલમ પડે છે. કોઈ કોઇ વખતે તો વકીલને ઉલટ તપાસ કરવાનો ઢોંગજ કરવો પડે છે, કે જેથી તેણે સાક્ષીને પુછયા વગર જવા દીધો એમ જણાય નહી, તેમ તેના ઉપર ઓછો ભરૂસો કરવાને અગર તેની યાદદાસ્ત નબળી છે તે બતાવવાને તે સાક્ષીને થોડા સવાલ પુછવામાં આવે છે. કોઈ કોઈ વખત ઉલટ તપાસ કરતાં કરતાં તે તપાસ કરનારના લાભની હકીકત જણાય આવે છે, પણ સાધારણ રીતે ઉલટ તપાસ સાવધગીરીથી કરવાની છે, સબબ તે રીતી સંભાળ ભરેલી છે.

ઉલટ તપાસ કરવાના હેતુ અને તેના અસર બાબત મી૰ સ્ટાર્કિએ નીચે પ્રમાણે વિચાર બતાવેલા છે 'એટલું યાદ રાખવાનું છે કે ઉલટ તપાસ કરવાની શક્તિ અને લાગ એ સચાઈ નક્કી કરવાને કાયદા પ્રમાણે મુખ્ય અજમાશોમાંની એક અજમાશ છે, અને જરૂર તે અજમાશ ઘણીજ અસરકાકાર્ક છે. સાક્ષીની મુકરદમાના પક્ષકારો અને તેની બાબત સબંધી સ્થીતી, તેનું હિત, હેતુ, તેની મરજી, તેની હરકતો અને તે જે શાહેદી આપતો હોય તે બાબત ખરી અને નક્કી હકીકત જાણવાનાં સાધનો, જે રીતે તેણે તે સાધનનો ઉપયોગ કર્યો હોય તે, તેણે પ્રથમ હકીકત કેવી શક્તિથી શોધી કહાડી તે, અને તે તેણે કેવી રીતે યાદ

રાખી અને વર્ણન કરે છે. તે તમામની તપાસ કરી નક્કી કરવામાં આવે છે, અને તેનો વિચાર જ્યુરીએ કરવાને તે સોંપવામાં આવે છે, જે જ્યુરીને તે સાક્ષીઓની રીતી અને વર્તણુંક જોવાનો લાગ મળે છે. માટે તે હકીકત જેમ તેના જવાબ ઘણા જરૂરના છે તેમજ જરૂરની છે. આ અજમાશને જે સાક્ષી પાત્ર હોય છે તે સાક્ષી કોર્ટને સેહેલાઇથી છેત્રી શકતો નથી, કારણ કે ગમે તેટલું યુક્તિ ભરેલું જુઠાણ હોય તોપણ ઉલટ તપાસની તમામ હકીકતને તે અનુસરી શકતું નથી. માટે જે હકીકત શોધી કાહાડવામાં આવી હોય તેમાં અને સાક્ષીને પ્રથમની તૈયારી નહી હોવાથી સાચુંજ માલમ પડે તે, અગર પોતાના સમજવામાં તરત સાચુ તરીકે ખોટું બોલવાનું હોય તેમાં તફાવત પડે છે, તેથી કામ ખુલ્લું માલમ પડી આવે છે.

ઉલટ તપાસણીમાં આ શિવાય કલમ ૧૪૬ માં કહેલી ત્રણ બાબતો વિશેના સવાલ પુછી શકાય છે.

ફોજદારી કામમાં મુખ્ય, ઉલટ અને ફરીતપાસણી વિશે સન ૧૮૮૨ ના ક્રી. પ્રોસીજરકોડની કલમ ૨૫૬, ૨૮૬ ની રકમ ૨ જી અને કલમ ૫૪૦ માં ઠરાવ છે.

મુખ્ય તપાસમાં જે હકિકત આવેલી હોય તેજ બાબતમાં ઉલટ સ્વાલ થઈ શકે છે, એવું હિંદુસ્તાનની કોર્ટોમાં હમેશાં ધારવામાં આવે છે. પરંતુ ઉપર જે હકિકત બતાવેલી છે તેથી જણાશે કે તે ધારવું કેવું ખોટું છે. તેની વર્તણુંક બાબતના સ્વાલ તેથી બાતલ થાય; પણ તેની ચાલ વિશે લાગતી હકિકતથી દોષજ મુકી શકાય છે. કલમ ૧૪૬ જોવી.

ફરીતપાસનો હેતુ ઉલટ સ્વાલમાં જે હકિકત શાક્ષિએ કહેલી હોય તેનો ખુલાસો કરવાનો છે. કલમ ૧૪૨ જોવી. પણ ફરીતપાસમાં સુચક સ્વાલ થઇ શકતા નથી, કારણ કે ફરી સ્વાલ કરનાર પક્ષકારનોજ તે શાહેદી હોય છે. નવી હકિકત લાવવા બાબત આ કલમનો આખરનો ભાગ જોવો. સાક્ષિની તપાસ થઈ રેહે છે ત્યારે કોર્ટ શાક્ષિને વારંવાર તપાસે છે અને તપાશી પણ શકે છે. સુચક સ્વાલ વિગરેની બાબતમાં જેવું કાનસલને બંધન હોય છે તેવું બંધન કોર્ટને નથી હતું. કલમ ૧૪૨ જોવી. કોર્ટની નજરમાં આવે તે સ્વાલ તેમની નજરમાં આવે તે રૂપમાં પુછી શકે છે. કલમ ૧૪૫ જોવી, અને વિશેષે કરીને જ્યારે તપાસ કળાકૌશલ્ય અગર બીજી વિદ્યાની માહેતીની રીતે થતી ના હોય, ત્યારે તે રીતે કોર્ટ સ્વાલ પુછે તે ઘણાજ ઉપયોગી છે. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું ૩૨૦ થી ૩૨૩ ).

**ફેંસલા**—ઉલટ તપાસણીમાં કામને લગતી ગમે તે બાબતના સવાલ પુછી શકાય છે. મુખ્ય તપાસણીમાં પુછેલી વાતને વળગી રેહેવાની જરૂર નથી, તેજ પ્રમાણે આ કલમનો નિયમ બાંધવામાં આવ્યો છે. રાણી વિ. ઇસિનદત્ત (૬ એ. લા. રી. પાનું. ૮૮).

શાહેદોને ઉલટ તપાસણી કરવાની અથવા તેમની જુબાનીને બીજા પુરાવાથી ખોટી પાડવાની જોગવાઈ મળ્યા વગર લેવાએલી જુબાની નિયમ તરીકે પુરાવામાં લેઈ શકાતી નથી. ( ૯ વી. રી. પાનું. ૫૮૭ )

જ્યારે કાંઈ કામ પ્રતીવાદીની ગેરહાજરીના સબબથી એકતરફી ચુકવવામાં આવ્યુ, અને તેથી કરીને વાદીઓના સાહેદની ઉલટ તપાસણી કરવાની તેને જોગવાઈ મળી ન્હોતી તે કામ ફરી દાખલ કરવામાં આવ્યું, અને તેની સુનાવણી કરવામાં આવી. તેમાં ઠરાવવા-

માં આવ્યું કે મુળ કોર્ટે વાદીના શાક્ષીઓને ફરી બોલાવવા જોઈતા હતા, અને તેમની ઉલટ તપાસણી કરવાની પ્રતીવાદીને જોગવાઇ આપવી જોઈતી હતી. ( ૩ બં. લા. રી. પાનું. ૨૭૩)

બીજાઓની સાથે કાયદા વિરૂદ્ધ મંડળીનો એક કેદી અંગભુત છે, એવો તેના ઉપર આરોપ રાખવામાં આવેલો, તે કેદીએ કમીટ કરનાર માજીસ્ત્રેટની રૂબરૂ એવી હકીકત કહેલી કે જેમાં તેની સાથેના કેદીઓ તથા બીજો એક સખસ લપેટાએલા હતા. તેમાં ઠરાવવામાં આવ્યું કે પુરાવ આકટની કલમ ૩૦ પ્રમાણે આ કહેલી હકીકત પુરાવમાં બીજા કેદીઓ વિરૂદ્ધ દાખલ કરવા લાયક નથી. તે કાંઇ કબુલત નથી, અગર તોહમતનામામાં લખેલા તોહમતનો કોઇ રીતે તે ગુન્હેગાર છે એવી તે કેદીની કબુલત નથી. પરંતુ તેની તરફથી તે વખતે તે હાજર હતો તે બાબતનો ખુલાસો બતાવવાને યત્ન કરવામાં આવેલો છે કે, જેથી તે પોતે તેમાંથી મોકળો થાય. માટે તેણે તે હકિકતમાં બીજો સખસ તે બખેડામાં હતો એવું કોઈએ કહ્યું હોય તો તે બીલકુલ લાગતી હકિકત નથી. માટે તેમના વિરૂદ્ધ તે કાંઈ પુરાવ નથી. સેશનકોર્ટની રૂબરૂ ફરીયાદ તરફના સાહેદોની મુખ્ય તપાસ કરવાને રજુ કરવામાં આવતાં, જે બાબત ઉપર યોગ્ય સવાલ થઈ શકશે અને નક્કી થશે તે બાબતના સવાલો જડજે તે શાહેદોને લંબાણથી પુછયા. તેમાં ઠરાવવામાં આવ્યું કે આવી રીતે કામ ચલાવવાની રીતી પુરાવ આકટની કલમ ૧૩૮ ના ઠરાવ વિરૂદ્ધ અને તે ગેરશીરસ્તે છે. દરેક બાજુના વકીલોને કાંઈ અગત્યના સવાલ પુછવા રહી ગએલા ના હોય તો, શાક્ષીયોને તપાસવા એ કાંઈ કોર્ટનું કામ નથી. માટે સાધારણ નિયમ તરીકે કોર્ટે તે આકટની કલમ ૧૩૮ પ્રમાણે શાક્ષીયોની વ્યવસ્થા કરવાને તેમને વકીલો સારૂ રાખવા જોઇએ. ( ઈ. લા. રી. ક. વા. ૬ પાનું ૨૭૯ )

હિંદુઓની એક ટોળીએ બખેડો કરયાની તપાસમાં ફરીયાદ તરફના શાક્ષીઓને તપાસવાને બદલે માજીસ્ત્રેટે એક મુસલમાન ટોળીની તપાસ પ્રથમ થએલી તેમાં દાખલ થએલા શાક્ષીઓની મુખ્ય તપાસની નકલો રજુ કરાવી. તે મુસલમાનો સદરહુ હિંદુઓના સામેની ટોળીના હતા. સદરહુ નકલો તે શાક્ષીઓને વાંચી બતાવીને પછી કેદીઓએ તેમની ઉલટ તપાસ કરેલી હતી. પરંતુ આ પ્રમાણે કામ ચલાવવાની રીતી બાબતમાં કેદી તરફથી કાંઈ હરકત લેવામાં આવેલી નહી હતી, અને તોહમતવાળાને ગુન્હેગાર ઠરાવવામાં આવેલો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે જો માજીસ્ત્રેટે જે રીતે કામ ચલાવેલું છે, તે તે ગેરસીરસ્તે હતું, તોપણ તે ખામી ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૩૭ અને આ કાયદાની કલમ ૧૬૭ પ્રમાણે દુરસ્ત થએલી છે, કારણ કે ન્યાય વિરૂદ્ધ થએલું છે, એમ કાંઇ બતાવવામાં આવેલું નથી, અગર તોહમતવાળાને વાસ્તવિક રીતે કાંઈ હરકત થએલી છે, એમ પણ બતાવવામાં આવેલું નથી, અને ઊલટ તપાસમાં જે હકિકત કાહાડવામાં આવેલી છે, તે ગુન્હાની શાબેતી ઠરાવવાને બસ છે. ( ઇ. લા. રી. અ. વા. ૯ પાનું. ૫૦૯ )

## કલમ ૧૩૯ મી.

દસ્તાવેજ રજુકરવાને કોઈસખસને સ-

**૧૩૯. જે સખસના ઉપર કાંઇ દસ્તાવેજ રજુ કરવાનો સમન થાય તે સખસે તે દસ્તાવેજ રજુ કર્યો, એ હકીકત**

મન થયો હોય તે સખસની ઉલટ તપાસણી બાબત.

**ઉપરથીજ માત્ર સખસ મજકુર શાહેદ બન્યો એમ સમજવું નહી; અને તેને જ્યાં સુધી શાહેદ તરીકે બોલાવવામાં આવ્યો નથી ત્યાં સુધી તેની ઉલટ તપાસણી કરી શકાતી નથી.**

**ટીકા**—સીવીલ પ્રોસીજરકોડની કલમ ૧૬૪ પ્રમાણે દરેક સખસે દસ્તાવેજ રજુ કરવાને જાતેજ હાજર થવું જોઇએ, એમ જરૂર નથી. ગમે તે સખસ પાસે તે કોર્ટમાં રજુ કરાવે એટલે તે રજુ કરાવનારે તે બાબતનો સમન્સ માન્ય કરયો થાય છે. ( કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૧૪૭)

આ આકટ પસાર થતા પેહેલાં સદરહુ કલમ પ્રમાણેજ સન ૧૮૫૫ ના આકટ ૨, જાની કલમ ૨૯ માં ઠરાવ હતો, અને તે દિવાની તથા ફોજદારી કામોને સરખી રીતે લાગુ હતો. આ આકટ પસાર થવાથી સન ૧૮૫૫ નો ૨ જો આકટ પુરે પુરો રદ થયો છે, એટલે હવે દિવાની કામોને માટેજ ઉપર પ્રમાણે ઠરાવ છે. ફોજદારી કામોને માટે તેવો કાંઈ ઠરાવ નથી, એટલે ફોજદારી કામોમાં ફકત દસ્તાવેજ રજુ કરવાને સમન થઈ શકશે નહી.

દસ્તાવેજ રજુ કરવાથી શાહિદ થતો નથી એવું ચોખું આ કલમ કેહે છે. માટે દસ્તાવેજ રજુ કરવાને સોગંદ આપતા નથી. શાક્ષી તરીકે બોલાવવામાં આવે ત્યારેજ સોગંદ આપી શકાય, માટે દસ્તાવેજ રજુ કરનાર સખસની ઉલટ તપાસણી કરવાનો સામાવાળાનો હક્ક નથી. જો યોગ્ય હવાલો, અક્ષર અથવા તેવી બીજી બાબત રજુ કરનાર સખસથી શાબીત કરવી હોય તો તેને સાહેદ તરીકે બોલાવવો પડે છે. કોઈ સખસને ઇરાદા પુર્વક સાહેદ તરીકે બોલાવવામાં આવ્યો અને સોગંદ આપવામાં આવ્યા તો પછી તેની ઉલટ તપાસણી કરવા સામાવાળાનો હક્ક ઉત્પન્ન થઈ શકે છે, તેને બોલાવનાર સખસે કાંઇ પુછયું હોય કે નહી તેની ચીંતા નહી.

જે શાક્ષિ ફક્ત દસ્તાવેજ રજુ કરતો હોય તેને સોગન આપવાની હમેશાંની રીતી નથી; તોપણ જો તેને તે દસ્તાવેજ યોગ્ય રીતે કોના કબજામાં હતો, અને તેની આફીસમાં તે દસ્તાવેજના સબંધમાં તેની શી નોકરી છે, એટલે ફાઇલિ કરવાનું, નોંધવાનું, "ડાકેટીંગ" કરવાનું વિગરે, તે દસ્તાવેજ રજુ કરયા કરતાં વધારે કરવાનું હોય, ત્યારે તેને સોગન આપવાજ જોઇએ.

સાક્ષિ તરીકે બોલાવવામાં આવ્યો હોય નહી ત્યાંહાં સુધી, એટલે તેને સોગન આપ્યા ન્યા હોય ત્યાંહાં સુધી, તેને ઇરાદાથી સોગન આપવા જોઇએ. કોઇ વખત અમુક નામથી બોલાવવામાં આવે અને બીજું માણસ જવાબ દે તો, તેને ભુલથી સોગન આપવામાં આવે છે. પછી તે માણસની સાક્ષિ સામા પક્ષકારને ગમે તેટલી જરૂરની હોય, તોપણ તે તેને ઉલટ તપાસ કરી તપાસી શકતો નથી. તે પક્ષકારે તે માણસને પોતાના શાહેદ તરીકે બોલાવવો જોઈએ. જ્યારે શાહેદને એક વખત સોગન આપવામાં આવે એટલે તે ઉલટ તપાસને પાત્ર થાય છે, પછી તેની મુખ્ય તપાસ કરેલી ના હોય તોપણ ચીંતા નહી. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૩૨૩ ).

## કલમ ૧૪૦ મી.

ચાલચલણ બાબતના શાહેદો બાબત.

**૧૪૦. ચાલ ચલણ બાબતના શાહેદોની ઉલટ તપાસણી તથા ફરીતપાસણી કરી શકાય છે.**

**ટીકા**—જે સાક્ષિઓને કેદીની ચાલ બાબતમાં બોલાવવામાં આવેલા હોય, તેમની કાંઇ ખાસ હકિકત હોવા શિવાય ઉલટ તપાસ થતી નથી, એવો ઇંગ્લાંડમાં રીવાજ છે, પરંતુ તેવા શાહેદોની ઉલટ તપાસ નહી કરવી એવો કાંઇ પણ નિયમ નથી. આ કલમ પ્રમાણે ઉલટ તપાસ કરવાનો હક્ક આપેલોજ છે. (ફીલ્ડસાહેબની ટીકા આવૃતિ ૩ જી પાનું ૬૦૯).

## કલમ ૧૪૧ મી.

સુચક સ્વાલ.

**૧૪૧. સ્વાલ પુછનાર સખસ જે જવાબ મળવાની ઈચ્છા રાખતો હોય અથવા આશા રાખતો હોય, તે જવાબ જે સ્વાલ ઉપરથી નિકળી આવે તેવા સ્વાલને સુચક સ્વાલ કેહેવામાં આવે છે.**

**ટીકા**—સુચક સ્વાલ પુછવાને વારંવાર હરકત માલમ પડે છે. મી૦ નાર્ટને પોતાના ગ્રંથમાં કહેલું છે કે "સુચક સ્વાલ પુછવા નહી. સુચક સ્વાલ સમજવાની સાધારણ અજમાશ એ છે કે, જે સ્વાલનો જવાબ હા અગર ના હોય, પણ તે ચોકસ અજમાશ નથી; કારણ કે ઘણાક સ્વાલ એવા હોય છે કે જેનો ઉત્તર બીજો દેખીતો હોતોજ નથી, અને હા અગર નાજ હોય છે, સબબ તે કારણથી તેવો સ્વાલ પુછવાને હરકત થઈ શકતી નથી. માટે સુચક સ્વાલ કોને કેહેવો તેની ખરી અજમાશ એ છે કે, તે સ્વાલ ઉપરથી સ્પષ્ટ રીતે જવાબ અગર ઇસ્યુને લાગતી બાબતની સુચના થાય છે કિંવા નહી. મી. હાર્ટન કેહે છે કે શાહેદ આવો જવાબ આપવો ઠીક, એમ સમજી શકે તે સુચક સ્વાલ કેહેવાય.

સુચક સ્વાલની બાબતમાં વારંવાર જે હરકત લેવામાં આવે છે તેવી વારંવાર હરકત બીજી કોઈ બાબતમાં લેવામાં આવતી નથી. તોપણ ઉપર બતાવેલા કામમાં લાર્ડ એલનબરોએ કહ્યું છે કે બીજી કોઈ હરકતો હમેશાં વધારે તુચ્છ નથી.

જે તમામ બાબત આરંભની હોય તે બાબતમાં સાક્ષિને સુચવવું બરોબર છે, પરંતુ તેવો સ્વાલ હરકતકાર્ક છે કિંવા નહી એનો આધાર હકિકત ઉપર રહેલો છે. જેમકે મારામારીના કામમાં તોહમતવાળાનો જવાબ એવો હોય કે જે જગોએ મારા મારી કરી, કેહેવામાં આવે છે તે જગોએ હું હતોજ નહી, અને હું તો અમુક જગોએ ગએલો હતો, એટલે "આલીબી" ની તકરાર હોય તો, તેમાં સાક્ષિને એવો સ્વાલ કરવો કે અમુક જગોએ તમે તોહમતવાળાને જોયો હતો ? એ પુછવું બરોબર નથી, એ દેખીતું છે, પરંતુ જો એમ કબુલ કરવામાં આવેલું હોય કે તોહમતવાળો તે જગોએ હતો, પણ મારા મારીમાં તેણે કાંઇ ભાગ લીધો નથી; અને તેતો ફકત એક રસ્તાના જનાર તરીકે અકસ્માત આવી ચડેલો હતો, એટલે સાંકીત રીતે કહીએ તો તે ગુન્હેગાર નહી એમ કેહેવામાં આવેલું હોય તો, સદરહુ સ્વાલ આરંભની બાબંત તરીકે અને ઓળખાણ સારૂ એગ્યં રીતે થઈ શકે છે. સદરહુ બેઉ હકિકતમાં આ સ્વાલનો જવાબ તો 'હા' અગર 'ના'જ થાય. નીકોલ્સ વિ. ડાઉડીંગના કામમાં લાર્ડ એલનબરોએ કહેલું છે કે "જો સ્વાલનો જવાબ 'હા' અગર 'ના' નિશ્ચયકાર્ક હોય, એટલે ઇસ્યુવાળી બાબતને પ્રસક્ષ રીતે લાગુ હોય તો, તે સ્વાલ હરકત ભરેલો છે.

ઘણા સ્વાલ એવા હોય છે કે જેનો જવાબ 'હા' કે 'ના'ની અંદર આવે છતાં પણ તે સુચક હોતા નથી, અને ઘણા એવા પણ હોય છે કે જેનો જવાબ 'હા' કે 'ના'ની અંદર ન આવે તે છતાં પણ તે સુચક હોય છે. સુચક સ્વાલ એ છે, જેમકે ફલાણે દીવશે તમે ફ-

લાણે ગામ નહી હતા, તમે ફલાણે ઠેકાણે શું નથી રેહેતા, તમે ફલાણાની સાથે શું ગયા ન્હોતા. આવા સ્વાલો સુચક છે. હવે જેનો જવાબ 'હા' કે 'ના' ની અંદર ના આવે છતાં પણ સુચક ગણાય, તે એવા કે, તમે મુંબઇ ક્યારે ગયા હતા, **અ** ને **બ** એ કયારે મારયો, ને તે **બ** ને તમે કયાંહાં જોયો. આવા સ્વાલો સુચક નથી, તોપણ ગયાની, માર્યાની અને જો-યાની વાતો માનીને પુછવામાં આવેલા છે એમ સાક્ષીએ જાણીને 'હા', 'ના' નો જુવાબ દીધો હોય તો, તે સુચક સ્વાલ નથી.

માટે જો તકરાર માત્ર ઓળખવા બાબતની હોય તો સાક્ષિને હમેશાં કેદી બતાવી પુછવામાં આવે છે કે આ માણસ ખરો છે કિંવા નહી? આવો રીવાજ તો હમેશનો છે. સી-ધી રીતે તેનો જવાબ 'હા' અગર 'ના' હોય છે. પરંતુ જો સાક્ષિ શક ભરેલો હોય તો આ-વો સ્વાલ કરવો બરોબર નથી, માટે તે વખતે ખરો રસ્તો એ છે કે સાક્ષિને ફરમાવવું કે કોર્ટમાં આશપાશ જોઈ તમે કોહો કે તમે જે માણસ કોહો છો તે તમારા જોવામાં અહિયાં છે?

## કલમ ૧૪૨ મી.

સુચક સ્વાલો કયારે પુછવા નહી.

**૧૪૨. મુખ્ય તપાસણીમાં અથવા ફરીતપાસણીમાં સુ-ચક સ્વાલ સામો પક્ષકાર હરકત લે તો, કોર્ટની પરવાનગી શિવાય પુછવા જોઇએ નહીં.**

**જે બાબતો પ્રસ્તાવના રૂપે હોય અથવા બીન તકરારી હોય અથવા કોર્ટના અભિપ્રાયમાં પુરતી રીતે શાબિત થ-ઈ ચુકી હોય, તે બાબતો વિશે સુચક સ્વાલો પુછવાની કો-ર્ટે પરવાનગી આપવી.**

**ટીકા**—મી૦ ટેલર સાહેબ કહે છે કે "કામનો તરત અંત લાવવા માટે અને જેમ બને તેમ મદ્દાની બાબતો ઊપર શાક્ષીને તરત લાવવા માટે વકીલ બારીસ્ટર શાક્ષીને જેટલે સુધી દોરી જવો હોય તેટલે સુધી દોરી લેઈ જઈ શકે છે, અને કામની શાબેત થએલી અને કબુલ કરવામાં આવેલી હકીકતો તેની પાસે બોલાવી શકે છે. માટે તપાસણીનો જે ભાગ માત્ર જરૂરની કે અગત્યની બાબતના પ્રારંભ રૂપે હોય, તે ભાગને એ નિયમ લાગુ નથી.

સુચક સ્વાલ પુછતી વખતેજ હરકત લેવામાં ન આવતાં જડજની નોટમાં જવાબ લખી લેવામાં આવે, અને ત્યાર પછી તે જુવાબ સુચક સ્વાલથી કાહાડવામાં આવેલો છે એવી હરકત લેવામાં આવે તો, તે હરકત ઘણી મોડી લીધી થાય છે. કોઈ કોઇ વખત તો જડજ પોતાની મેળેજ સુચક સ્વાલ થતા હોય તો હરકત લે છે; પણ તે હરકત લેવાનું કામ સામા પક્ષકારના વકીલ, મુખત્યારનું છે, માટે જો કામ કરવાની સમજમાં તેની ખામી હોય તોજ તે હરકત લેવી રહી જાય છે. પરંતુ એટલું વિચારવાનું છે કે ઘણા સુચક સ્વાલ કરી સાક્ષી પાસેથી જવાબ કડાવેલા હોય અને તે બાબત સામા પક્ષકારે હરકત લીધેલી ન હોય, તોપણ તે પુરાવનો અસર નબળો થાય છે, કારણ કે તે જવાબ કેવા સુચક સ્વાલ કરી કઢાવવામાં આવેલા છે તે ન્યાયાધિશના લક્ષમાંથી ભાગ્યેજ જાય છે. માટે મુખ્ય તપાસ કરનાર કાનસલે તપાસમાં અગર ફરીતપાસમાં સુચક સ્વાલ કરવા નહી જોઈએ, ફક્ત આ કલમની રકમ ૨ પ્રમાણે તે કાનસલ સુચક સ્વાલ કરી શકે છે.

વળી જ્યારે જે પક્ષકારે શાહેદીને બોલાવેલો હોય તેનો તે શાક્ષી "દ્વેષી" (હાસ્ટાઇલ) માલમ પડે, ત્યારે મુખ્ય તપાસ કરનાર કાનસલ કોર્ટને અરજ કરવા ઉપરથી તે સાક્ષી "દ્વેષી" છે એમ ગણી કોર્ટ તેને સુચક સ્વાલ કરવાની તથા ઉલટ તપાસ કરવાની પરવાનગી આપી શકે છે. કલમ ૧૫૪ જોવી. સાક્ષી જોઇતા જવાબ ના આપે એટલે કોર્ટને કાનસલ તરફથી વારંવાર અરજ કરવામાં આવે છે કે આ સાક્ષી અમારા વિરૂદ્ધ શાહેદી છે, એમ ગણવું જોઇએ; પણ તેથી તે દ્વેષી શાહેદી છે એમ થતું નથી. કોઈ વખત સાક્ષી જે પક્ષકારે તેને બોલાવેલો હોય તે પક્ષકારના વિરૂદ્ધ એકાએક જાય છે, ત્યારે તે વિરૂદ્ધ શાહેદી છે એમ સમજવાને કાંઇ શક રેહેતો નથી. વળી જ્યારે કોર્ટને એમ ખાત્રી થાય કે સાક્ષીને અમુક સ્વાલ સાધારણ રૂપમાં કર્યો, પણ તે ઉરપથી તે સ્વાલવાળી બાબત સાક્ષીને યાદ આવતી નથી, અને સુચક સ્વાલ કરવાથી તેની યાદદાસ્ત તાજી થાય તેવું હોય તો, સુચક સ્વાલ થઈ શકે છે. જેમકે જ્યારે એક શાહેદે કહ્યું કે મને પેઢીના ભાગીદારોનાં નામ યાદ રહ્યાં નથી, પણ જો સુચના કરવામાં આવે તો હું ઘણુંકરીને ઓળખી શકું—આ પ્રસંગે તે પ્રમાણે નામની સુચના કરવાની પરવાનગી આપવામાં આવી. તેમજ ઓળખવાને માટે શાહેદને અમુક સખસની સામું જોવાને અને તે એજ માણસ છે કે કેમ એ જણાવવાને કહી શકાય, તેમજ જ્યારે કોઈ કામની જાત જોતાં શાહેદનું ધ્યાન, ખાસ બતાવણી કર્યા શિવાય તકરારી વિષય તરફ ખેંચી શકાય એમ ન હોય.

આજ પ્રમાણે કોઇ શાહેદ ઉલટ તપાસણી કરનાર પક્ષકારની તરફેણમાં હોય અથવા તે પોતેજ હોય, ત્યારે સુચક સ્વાલ પુછી શકાય નહી, એવો અમેરિકામાં નિયમ ચાલે છે, પણ તે વિષે આ આકટમાં કાંઈ ઠરાવ કર્યો હોય એમ જણાતું નથી. આનાં સબંધમાં કલમ ૧૪૩ અને ૧૫૪ જોવી.

એક પક્ષકારને સામો પક્ષકાર શાહેદ તરીકે બોલાવે, ત્યારે તેને મુખ્ય તપાસમાં હકની રીતે સુચક સ્વાલ પુછી શકાય છે. (૧૨ મુ. ઈ. અ. પાનું. ૩૮૦)

## કલમ ૧૪૩ મી.

કયારે પુછીશકાય.　**૧૪૩. ઉલટ તપાસણીમાં સુચક સ્વાલો પુછી શકાય છે.**

**ટીકા**—અમેરીકાના કાયદા પ્રમાણે જે શાક્ષી તેને બોલાવનાર પક્ષકાર વિરૂદ્ધ અને ઉલટ સ્વાલ કરનાર પક્ષકારના તરફમાં માલમ પડે, તેને ઉલટ તપાસમાં સુચક સ્વાલ કરવા બંધ કરી શકાય છે, અને કોર્ટ પણ સુચક સ્વાલ પુછવાની મને કરી શકે છે.

આવો અખત્યાર આ કાયદાથી આપવામાં આવેલો નથી, તોપણ જરૂર એમ કેહેવાને મુખત્યાર છે કે અમુક હકીકત છે, માટે સાક્ષીને જે વાત કેહેવાની હોય તે તેને કેહેવા દેવી જોઇએ, અને જો તે કેહેવા પ્રમાણે ચાલવામાં ના આવે તો તેની શાહેદીનું વજન કરવામાં તે બાબત લક્ષમાં રાખવી જોઈએ. સુચક સ્વાલ ઉલટ તપાસમાં કરવાનો હક છે, તેનો અર્થ એવો નથી કે શાક્ષીના મ્હોમાંથી જે જવાબ મળવાને એડવોકેટ માગતા હોય, તે જવાબ તેના મ્હોમાં મુકી શકાય—ટેલરસાહેબના ગ્રંથની કલમ ૧૨૮૮.

જસ્ટીસ બુલરે કહ્યું છે કે "મુદાનો જુવાબ આપે તેટલે સુધી કોઇ શાહેદને દોરી લેઈ જઈ શકાય છે, પણ જે પ્રયત્ન કરવામાં આવ્યો હતો તે પ્રમાણે શાહેદોના મોઢામાં શબ્દો મુકવા નહી જોઇએ, કે જેથી તેજ શબ્દો પડધા તરીકે પાછા મળે.

## કલમ ૧૪૪ મી.

લખાણ થયેલી બાબતો વિશેનો પુરાવો.

૧૪૪. હરેકોઈ શાહેદની શાહેદી લેવાતી હોય તે દરમિયાનમાં તેને એવું પુછી શકાય છે કે જે કરાર કિંવા દાન કિંવા મિલકતની બીજી રીતની વ્યવસ્થા બાબત તે શાહેદી આપે છે, તે કરાર કિંવા દાન કિંવા મિલકતની બીજી રીતની વ્યવસ્થા, કોઇ દસ્તાવેજમાં લખેલી ન્હોતી કે કેમ; અને જો તે એમ કેહે કે લખેલી હતી તો, અથવા જે દસ્તાવેજ કોર્ટના અભિપ્રાય પ્રમાણે રજુ થવો જોઇએ એવા હરકોઇ દસ્તાવેજના મજકુર વિશે તે સખસ કાંઇ વાત કેહેવા જતો હોય તો, સામો પક્ષકાર એવી હરકત લેવાને મુખ્ત્યાર છે કે દસ્તાવેજ મજકુર રજુ થતાં સુધી, અથવા જે હકીકતો શાબિત થયે સદરહુ શાહેદને બોલાવનાર પક્ષકારનો દસ્તાવેજ મજકુરનો દોયમ પુરાવો આપવાનો હક્ક થતો હોય તે હકીકતો શાબિત થાય ત્યાં સુધી; એવો પુરાવો લેવો જોઇએ નહીં.

ખુલાસો—દસ્તાવેજોના મજકુર વિશે બીજા સખસોએ કહેલી વાત સ્વત: લગતી હોય તો, તે વાતોની મુખબજુબાની શાહેદી શાહેદ આપી શકે છે.

### દૃષ્ટાંત.

તકરાર એવી છે કે अ એ ब ના ઉપર હુમલો કીધો કે નહી.

क. એવી શાહેદી આપે છે કે अ એ ड ને એવું કેહેતાં क એ સાંભળયું કે "ब એ કાગળ લખ્યો તેમાં માહારા ઉપર ચોરીનું તોહમત મુકયું છે, અને તેનું વેહેર હું લઇશ" આ વાત લગતી છે; કારણ કે હુમલો કરવાનો अ નો શું હેતું હતો તે તે ઉપરથી માલમ પડે છે; સબબ કાગળ વિશે કાંઇ પુરાવો આપવામાં ન આવે, તોપણ સદરહુ વાતનો પુરાવો આપી શકાય છે.

ટીકા—આ કલમની સાથે આ કાયદાની કલમ ૯૧ અને ૯૫ વાંચવી જોઈએ. જે કોર્ટમાં અમુક મુકરદમાની તપાસ ચાલતી હોય ને કોર્ટમાં બરોબર લાયક વકીલ ના હોય, અગર તે કામમાં વકીલ કરવામાં આવેલો હોય નહી, અગર આ કલમમાં બતાવ્યા પ્રમાણે વિરૂદ્ધ પક્ષકારનો કાયદા પુર્વક જે હક્ક છે તે બાબત તે વિરૂદ્ધ પક્ષકાર અજ્ઞાન હોય તો, જ્યાંહાં સુધી દસ્તાવેજ રજુ કરવામાં આવે નહી ત્યાંહાં સુધી અગર ગૌણ પુરાવ ગુજારવામાં આવતો હોય ત્યારે તેવો પુરાવ આપવાનું કારણ શાબેત થાય ત્યાંહાં સુધી, શાહેદીની સાક્ષિ કોર્ટે નહી લેવી જોઇએ કે શી રીતે? જે ફોજદારી કામ સન ૧૮૮૨ ના આકટ ૧૦માની કલમ ૨૯૮ પ્રમાણે ચાલે છે તેમાં કોર્ટે આવી હરકત જરૂર લેવી જોઈએ,

કારણ કે તે કલમમાં ઠરાવવામાં આવેલું છે કે જ્યારે દાખલ થવા લાયકનો હોય તેવો પુરાવ ગુજારવામાં આવે, અને તે બાબત પક્ષકારો હરકત લેતા હોય કિંવા નહી, તોપણ જડજની ફરજ છે કે જો તેમની નજરમાં આવે તો તેવો પુરાવ રજુ કરતાં તેઉ અટકાવી શકે. દિવાની કલમમાં જડજે આવી હરકત લેવીજ જોઇએ કિંવા નહી તે બાબત અંદેશો છે, કારણ કે દિવાની કામ ચલાવવાની રીતીના કાયદામાં તે બાબત કાંઈ છે નહી. (ફીલ્ડસાહેબની ટીકાની ત્રીજી આવૃતિનું પાનું. ૬૧૪)

## કલમ ૧૪૫ મી.

પેસ્તરના લખેલા મજકુર બાબત ઉલટ તપાસણી.

**૧૪૫. કોઇ શાહેદે પેસ્તર કાંઇ મજકુર લખેલો હોય, અથવા કહ્યો હોય તે લખી લેવામાં આવ્યો હોય, તથા તે તકરારી બાબતને લગતો હોય તો, તે લખાણ તેને બતાવ્યા શિવાય અથવા શાબિત કર્યા શિવાય સદરહુ મજકુર બાબત તેની ઉલટ તપાસણી કરી શકાય છે; પરંતુ લખાણ મજકુરથી તેને ખોટો પાડવાનો ઇરાદો હોય તો, તે લખાણ શાબિત કરી શકાય તે પેહેલાં લખાણ મજકુરના જે ભાગો તેને ખોટા પાડવાના કામમાં લેવાના હોય, તે ભાગો તેના લક્ષ ઉપર આણવા જોઇએ.**

**ટીકા**—આ કલમ અને સન ૧૮૫૫ ના આકટ ૨, જાની કલમ ૩૪ મતલબમાં મળતી છે. કલમ ૧૫૩ જોવી, (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૩૬૭).

જો દસ્તાવેજ ખોવાયો હોય અગર નાશ થએલો હોય તો, તે વખતે અગર બીજી વખતે અસલને ઠેકાણે નકલનો ઉપયોગ થઈ શકે કિંવા નહી તે બાબત ઇંગ્રેજી અને હિંદુસ્તાનના કાયદામાં કાંઈ ઠરાવ નથી. આ બાબત ઇંગ્રેજી કાયદો છે તે ફોજદારી કોર્ટોને લાગુ નથી. પરંતુ આ કલમ તો તમામ દિવાની અને ફોજદારી કોર્ટોને લાગુ છે, સબબ સેશનકોર્ટમાં તપાસ ચાલતી હોય તે વખતે કમીટીંગ માજીસ્ત્રેટની રૂબરૂ લેવાએલી જુબાનીઓને તે લાગુ થઈ શકે છે. મી૦ સ્ટીફનસાહેબ કેહે છે કે ઈંગ્લાંડના રીવાજ પ્રમાણે ફોજદારી કામમાં જુનો નિયમ હજુ લાગુ થાય છે. તે નિયમ એવો છે કે કમીટ કરનાર માજીસ્ત્રેટની રૂબરૂ લેવાએલી જુબાની કેદીનો વકીલ પોતાની તરફથી પુરાવમાં આપે નહી ત્યાંહાં સુધી તે સાક્ષીને એમ પુછી શકતો નથી કે, તમે જુબાનીમાં બીજી હકીકત કહેલી છે કિંવા નહી.

મી. ટેલરસાહેબ કેહે છે કે "એ નિયમનો ઇરાદો વકીલ બારીસ્ટરની છુટને અટકાવવાનો છે. પણ જડજોને તે નિયમ બંધનકાર્ક નથી. તેમને તો આગલી હકીકત પુરાવમાં મુકયા શિવાય કોર્ટમાં તેની જુબાની અને આગલી હકીકત વચેની વિરૂદ્ધતા વિશે શાક્ષીને સ્વાલ પુછવા સંપુર્ણ રીતે છુટ છે.

એ વાત યાદ રાખવી કે આ કલમ માત્ર શાહેદે કજીયાના સબંધમાં જે હકીકત લખેલી હોય તેનેજ માત્ર લાગુ પડે છે. એક કામમાં શાહેદને ઉલટ તપાસ કરતાં તેના હાથનો લખેલો એક પત્ર બતાવી પુછવામાં આવ્યું કે "તમારા ઉપર ખોટો લેખ બનાવવાનો આરોપ રાખેલો એવા લખાણના પત્રનો આ તમે જવાબ લખ્યો છે નહી વારૂ? તેમાં એવા

વાંધાથી એ સ્વાલ નામંજુર કરવામાં આવ્યો કે, જે લેખ દાખલ કરાવી શકાત તેવા લેખનો મજકુર કાઢવાની યુક્તીનો આ સવાલ છે. વળી એ સવાલ આ શાહેદે જે લખાણુ કરેલું તે સબંધીનો નથી, પણ ત્રાહીતના લખાણના સબંધનો છે, તેથી તેને આ કલમના ઠરાવથી કાંઇ અસર થતો નથી ( ફીલ્ડ આન એવીડન્સ આવૃતિ ૩ જી પાનું. ૬૧૬ )

**ફેંસલો**—રાણી વિ. ઉતમચંદ કપુરચંદ ( ૧૧ મું. હા. રી. પાનું. ૧૨૦ ) ના કામમાં પ્રાસીક્યુશનના સાહેદોએ પોલીસ અમલદાર પાસે કહેલા અને લખી લેવાએલા મજકુરો વિષે ઉલટ સ્વાલ કરવા માજીસ્રેટે ના પાડી. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે મજકુરો વિશે ઉલટ તપાસણી થઈ શકે છે, અને માજીસ્રેટે તે પુછવાની ના પાડવામાં એક અગત્યની ભુલ કરી છે, જેથી શાબીતીનો ઠરાવ રદ કરી આ કામ પાછું મોકલવું ઘટે છે, એટલા માટે કે તોહમતદારોથી બની શકે તો એમ બતાવી આપે કે પ્રાસીક્યુશનના સાહેદોએ અગાઉ વિરૂદ્ધ મજકુરો કર્યા હતા.

મહારાણી વિ. બીંદાબનબોરી (૫ વી. રી. પાનું ૫૪) ના કામમાં કલકત્તા હાયકોર્ટે સુચવ્યું છે કે, સેશનજડજની રૂબરૂ કમીટ કરનાર માજીસ્રેટની રૂબરૂ લેવાએલી જુબાની હોવી જોઇએ. તે જુબાની અને સેશનકોર્ટમાં આપેલી જુબાની મેળવતાં જે સ્વાલ કરવા જોઈએ તે કરવા કે તેમાં જે તફાવત હોય તેની સફાઈ થાય, અગર કેદીના લાભની હકિકત વખતે નીકળી આવે. માજીસ્રેટની રૂબરૂ લેવાએલી જુબાનીયો સેશનકોર્ટમાં કામ ચાલતી વખતે સેશનજડજ પાસે હમેશાં મોકલાય છે. તોહમતવાળાની મરજી હોય તો તે જુબાનીયોની નકલો તેને મળી શકે છે. (ક્રિમીનલ પ્રોસીજરકોડની કલમ ૫૪૮ જોવી); અને તોહમતવાળો પોતે અને પોતાનો વકીલ માહીત થઇ શકે છે; અને સેશનકોર્ટમાં સાક્ષી જુદુ કહે તો હોય તો તે બાબત તે સાક્ષીને તોહમતદાર અગર તેનો વકીલ સ્વાલ કરી શકે છે. તે જુબાનીયોની નકલ આ કલમના કારણુસર બસ ના હોય, અને તેથી સેશનજડજને અસલ જુબાનીયો આપવા બાબત અરજ કરવામાં આવે તો, તે જુબાની સેશનજડજે આપવી જોઇએ. સેશનજડજની નજરમાં કાંઇ તફાવત માલમ પડે અને તે અગત્યનો હોય, તેથી તેઉ અસલ જુબાનીનો ઉપયોગ કરે તો, તેમણે પુરાવના આક્ટ તથા ક્રીમીનલ પ્રોસીજર મુજબ પોતાની ફરજ છે તે પ્રમાણે કર્યું થાય છે. આ બાબતની સાથે ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૨૮૮ ના ઠરાવનો વિચાર કરવો અગત્યનો છે. તે કલમ પ્રમાણે માજીસ્રેટની રૂબરૂ સાક્ષીએ આપેલી જુબાની સેશનકોર્ટ અગર હાયકોર્ટ જોઈ શકે છે, અને તપાસ વખતે સાક્ષી તેથી જુદું બોલે તોપણ માજીસ્રેટની રૂબરૂ આપેલી જુબાનીના આધારથી ફેંસલો આપી શકાય છે. અને તેજ કાયદાની કલમ ૧૭૨ માં ઠરાવેલું છે કે પોલીસ આફીસરે જે તપાસ કરેલી હોય તેની (ડાયરી) રોજનીશી રાખવી તે રોજનીશી લખી લેવામાં આવી હોય તોપણ તે શાક્ષીને ખોટો પાડવાને કામે લાગશે નહીં. તે રોજનીશી હરકોઈ ફોજદારી કોર્ટ મુકરદમાની તપાસમાં જોવા મંગાવી શકે છે. પણ તેથી કેદીનો તે જોવાનો અગર મંગાવવાનો હક્ક થતો નથી, પણ જે પોલીસ અધિકારીએ તે લખી હોય તે પોતાની યાદદાસ્ત તાજી કરવાને તે વાપરે, અગર તે પોલીસ અધિકારીને ઉલટાવવાના કારણુસર કોર્ટ તેનો ઊપયોગ કરે તો, દસ્તાવેજ વાપરવા બાબતમાં જે કાયદાનો ઠરાવ છે તે તેવા કારણુસર લાગુ થાય છે. (ફીલ્ડસાહેબની ટીકાની આવૃતિ ત્રીજી પાનું ૬૧૭, ૬૧૮.)

## કલમ ૧૪૬ મી.

ઉલટ તપાસણીમાં કયા સ્વાલ પુછવા કાયદેસર છે.

**૧૪૬. જ્યારે કોઈ શાહેદની ઉલટ તપાસણી લેવામાં આવે, ત્યારે આ આકટમાં ઉપર બોધ કરી ગયા પ્રમાણેના સ્વાલોની સાથે, જે સ્વાલોથી નિચે લખેલી બાબતોનો ખુલાસો થાય તેવા સવાલો પણ તેને પુછી શકાય છે.**

**૧. શાહેદ મજકુર સાચું બોલે છે કે નહી તેની પરીક્ષા લેવા બાબત.**

**૨. તે કોણ છે તથા તેની સંસારમાં કેવી સ્થીતિ છે તે બાબત, અથવા.**

**તેની ચાલ ચલણને હાનિ લગાડી તેના ઉપરનો ભરોંસો નબળો પાડવા બાબત, આવા સવાલોના જવાબ ઉપરથી પ્રત્યક્ષ કિંવા પરંપરા સબંધે શાહેદ મજકુર ગુન્હામાં આવે એવું થતું હોય, અથવા જવાબ મજકુર તેને દ્રવ્ય દંડને કિંવા કાયદો તોડવાની ગુન્હેગારીને પાત્ર કરતો હોય, અથવા તે ઉપરથી પ્રત્યક્ષ કિંવા પરંપરા સબંધે તે દ્રવ્ય દંડને કિંવા કાયદો તોડવાની ગુન્હેગારીને પાત્ર થાય એવું થતું હોય, તોપણ સ્વાલ મજકુર પુછી શકાય છે.**

**ટીકા**—આ કલમ ઉલટ તપાસણીમાં (૧) સાક્ષીની સત્યતા, તેની સંસારીક સ્થીતી, અને તેની આબરૂ એ ત્રણ બાબતોસર સ્વાલ પુછવાનું બતાવે છે. આ કલમમાં કહેલી બાબતો કામને લગતી હોય કે ન હોય તેની ચીંતા નહી. જો લગતી હોય તો કલમ ૧૪૭ મુજબ ગુન્હામાં આણે તેવા સ્વાલના પણ જવાબ દેવા ફરજ છે, અને તેને ખોટો પાડવાનો પુરાવ લેઈ શકાય છે. જો તે સ્વાલો કામ સાથે લગતી બાબત વિશેના ન હોય તો તેનો જવાબ આપવાની ફરજ પાડવી ન પાડવી એ કોર્ટની મુખત્યારી ઉપર રાખ્યું છે. જુઓ કલમ ૧૪૮.

આ ઉપરથી એવો અર્થ થતો નથી કે સાક્ષીને ફકત ઉલટાવવા સારૂ અગર વિરૂદ્ધ હકિકત શાબેત કરવા સારૂ જે બાબત લાગતી ના હોય, તે બાબત પણ સ્વાલ થાય. કલમ ૧૫૩-માં જે અપવાદ બતાવેલા છે તે શિવાય સાક્ષી ઉપરનો ભરૂંસો નબળો પાડવાને જે સ્વાલના જવાબ હોય તે ઉલટાવી શકતા નથી; તેમ કલમ ૧૫૫ પ્રમાણે સાક્ષિની શાહેદીનો જે ભાગ તે ઉલટો કેહેતો હોય તે ઉલટાવી શકાય તેવો ના હોય તો, પ્રથમનું જે વિરૂદ્ધ કેહેવું હોય તે શાબેત થઈ શકતું નથી.

શાહેદ અગાઉ કાંઈ જુદી વાત બોલ્યો હોય તે વિશે તેને ઉલટ તપાસમાં સ્વાલ કરી શકાય છે. તે બાબત જો લખેલી હોય તો કલમ ૧૪૫ પ્રમાણે થઈ શકે છે. પણ પોલીસ અમલદાર પાસે શાહેદે કહેલા મજકુર લખી લેવામાં આવ્યા હોય તેનો સન ૧૮૮૨ ના આકટ ૧૦ માની કલમ ૧૭૨ મુજબ તોહમતદાર ઉપયોગ કરી શકતો નથી, પણ તેવા મજકુરો વિશે આ કલમ મુજબ વજન ઘટાડવા સ્વાલ થઈ શકશે, અને કલમ ૯૧ પ્રમાણે પ્રતિબંધ થશે નહી. એટલા માટે ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૧૬૧ મુજબ એ શાહેદે કહેલા

મજકુર લખી લેવાની ફરજ નથી, માટે તે મજકુરનો મુખજુબાની પુરાવો આપવા છુટ છે, એટલે તે શાહેદને તે વિશે સ્વાલ પુછી શકાય છે. ( મુ. હા. રી. પાનું. ૧૨૦ )

આ કલમ પ્રમાણે મુખ્ય તપાસમાં અગર ફરીતપાસમાં સાક્ષીને કોર્ટની પરવાનગી સાથે સ્વાલ થઈ શકે છે. કલમ ૧૫૪ જોવી, સબબ પક્ષકાર પોતેજ પોતાના શાહેદીને જો કોર્ટે પરવાનગી આપી હોય તો માને નહી એમ થાય છે, પણ તે પ્રમાણે ઇંગ્લાંડમાં પક્ષકાર કરી શકતો નથી.

સાક્ષિ ઉપરના ભરૂસા બાબત અસલકોર્ટે જે નિશ્ચય કરેલો હોય તે નિશ્ચય રદ કરવામાં અપીલકોર્ટે ઘણુંજ સાવધ રેહેવું જોઈએ, કારણ કે તે બાબતમાં મજબુત અભિપ્રાય બાંધવાને અપીલકોર્ટ કરતાં અસલકોર્ટ ઘણી સારી સ્થીતીમાં હોય છે. માટે હકિકતના સંભવિતપણા ઉપર નજર રાખતાં અસલકોર્ટે ફેંસલો આપેલો છે તે ખોટો છે, એવું સ્પષ્ટ રીતે માલમ પડે નહી ત્યાંહાં સુધી અપીલકોર્ટે અસલકોર્ટનો ફેંસલો કબુલ કરવો જોઈએ. મસાદી મહમદ કાઝમ શેરાઝી વિ. મીરજાઅલી મહમદખાનનો ફેંસલો (૬ મુર્સ ઈંડયન અપીલ્સ પાને ૨૮) મે છે તે જોવો. "સાક્ષિઓ ઉપર ભરૂસો રાખવામાં આવ્યો નથી તે કારણથી અપીલ દાખલ કરવામાં આવી એવું આ બોર્ડે કોઈ દીવશ સાંભળયું નથી. સાક્ષીઓની ચાલ ચલગતથી નીચેની કોર્ટ માહિત હતા, અને વળી તેમની શાહેદી આપવાની ઢબ અને ચાલ જોવાનો તેમને લાગ હતો, જે અમને દફતરમાં દાખલ થએલા પુરાવ ઉપરથી નક્કી કરવાનો અખત્યાર નથી. માટે નીચેની કોર્ટે શાહેદી નહી માનેલા હોય તે કારણથી આપેલા ફેંસલા ઉપર અપીલ ચાલી શકે નહી એવો જે સાધારણ નિયમ છે, તે ઉપર આધાર રાખી અપીલ ચાલી શકતી નથી, એવું ઠરાવવાને અમે અમારી ફરજ સમજીએ છીએ. જોસ સંતાકાના આલોય વિ. જેની આરદેવાલ, ૧, નાપ. ૨૬૯ ( કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૧૪૯, ૧૫૦ ).

## કલમ ૧૪૭ મી.

શાહેદને જવાબ આપવાની ફરજ ક્યારે પાડવી.

**૧૪૭. જો હરકોઇ એવો સ્વાલ દાવાને કિંવા કામને લગતી હોય તેવી બાબત વિશે હોય તો, કલમ ૧૩૨ મીમાં લખેલા નિયમો તેને લાગુ પડે છે.**

**ટીકા**— "એવો" શબ્દ ઉપરની છેલ્લી કલમની છેલ્લી રકમને લાગુ થાય છે, અને તે કલમના શરૂના ભાગમાં "કોઈ" છે, તેને લાગુ થતો નથી. આના સબંધમાં કલમ ૧૩૨ ઉપરની ટીકા જુઓ. ઉલટ તપાસમાં લાગતા સ્વાલ શિવાય બીજા સ્વાલ પુછી શકાતા નથી, પણ લાગતી હકિકત બે પ્રકારની છે, એક તો એવી કે ઇસ્યુવાળી બાબતને સીધી રીતે લાગતી થવાનો ખુલાસો કરતા હોય, અગર તે રદ કરતા હોય. તે પણ આવી બાબતમાં સાક્ષિનો જવાબ તેને ગુન્હામાં લાવે તેવો હોય, તોપણ તેને જવાબ દેવો પડે છે, કેમકે કલમ ૧૩૨ આવી બાબતને લાગતી કરવામાં આવી છે. બીજી લાગતી હકિકત એવી રીતની હોય છે કે ઇસ્યુવાળી હકિકતની સાથે તે સમાંતર હોય છે. સાક્ષિની આવી વર્તણુંક હમેશાં લાગતી હકિકત છે; કારણ કે જો સાક્ષિ અપ્રમાણીક હોય તો, જે વાત તે સાક્ષિ કેહે તેમાં કાંઇ ભરૂસો રાખી શકાતો નથી. જ્યારે સાક્ષિને ઇસ્યુવાળી બાબત શાબેત

અગર નાશાબેત કરવાને સ્વાલ પુછવામાં આવેલો ના હોય, પરંતુ સાક્ષિની વર્તણુંક કેવી છે તેજ ફક્ત બતાવવાને પુછવામાં આવે તો, સાક્ષિએ તેનો જવાબ આપવો કિંવા નહી તે કોર્ટે ઠરાવવું. સન ૧૮૫૫ ના આક્ટ ૨, જાંની કલમ ૩૨ માં ઘણી જાતની લાગતી હકિકતમાં કાંઈ પણ ભેદ બતાવવામાં આવેલો નથી; તેથી આ જુદો ઠરાવ જણાય છે. તે આક્ટ પ્રમાણે દરેક ગુન્હો થાય તેવા સ્વાલનો જવાબ દેવાને સાક્ષિ બંધાએલો હતો, પણ વિશેષ ઠરાવથી જુઠા સોગન શિવાયના તમામ ગુન્હામાંથી તેનું રક્ષણ કરવામાં આવેલું હતું. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું ૩૨૮ થી ૩૨૯ ).

## કલમ ૧૪૮ મી.

સ્વાલ ક્યારે પુછવો અને તેનોજવાબ દેવાની શાહેદનેફરજ ક્યારે પાડવી તે કોર્ટે ઠરાવવું.

**૧૪૮. એવા હરકોઈ સ્વાલ એવી બાબત વિશે હોય તે ઉપરથી શાહેદની ચાલ ચલણને હાની પોંહોચ્યાથી તેના ઉપરના ભરૂસામાં અંતર પડે, તે શિવાય બીજી રીતે તે બાબત દાવામાં કિંવા કામમાં લગતી ન હોય, તો તે સ્વાલનો જવાબ દેવાની શાહેદને ફરજ પાડવી કે નહી તે કોર્ટે ઠરાવવું, અને જો કોર્ટની નરજમાં યોગ્ય જણાય તો સ્વાલ મજકુરનો જવાબ દેવાની શાહેદની ફરજ નથી એવી તે શાહેદને સુચના આપવાને કોર્ટ મુખત્યાર છે. સદરહુ મુજબ ઠરાવ કરતી વખતે નીચે લખેલી બાબતો ઉપર કોર્ટે ધ્યાન રાખવું.**

**( ૧. ) સદરહુ સ્વાલ જો એવા પ્રકારના હોય કે તે ઉપરથી જે આરોપ મુકવામાં આવતો હોય તે આરોપ જો સાચો પડે તો, જે બાબતની શાહેદ મજકુર શાહેદી આપતો હોય તે બાબતમાં તેના ઉપર ભરૂસો રાખવા સબંધીના કોર્ટના અભિપ્રાયમાં ભારે ફેર પડે તો, તે સ્વાલ મુનાસબ છે એમ સમજવું.**

**( ૨. ) સદરહુ સ્વાલ ઉપરથી જે આરોપ મુકવામાં આવતો હોય તે એવા લાંબા કાળની બાબતો સબંધીનો કિંવા એવા પ્રકારનો હોય કે તે સાચો પડે તો, જે બાબતની શાહેદ મજકુર સાહેદી આપતો હોય તે બાબતમાં તેના ઉપર ભરૂસો રાખવા સબંધીના કોર્ટના અભિપ્રાયમાં ફેર પડે એવું ન હોય, કિંવા જુજ ફેર પડે એવું હોય તો, તેવા સ્વાલોને ગેરમુનાસબ સ્વાલ સમજવા.**

**( ૩. ) સાહેદની ચાલચલણ ઉપર જે આરોપ મુકવામાં આવ્યો હોય તે કેટલો ભારે છે, તથા શાહેદ મજકુરની શાહેદી કેટલી અગત્યની છે, એ બે વાત ઉપર વિચાર કરતાં તે બેઉ વચે મ્હોટો અંતર માલમ પડે તો, એવા સ્વાલ ગેરમુનાસબ જાણવા.**

**( ૪. ) શાહેદ જવાબ આપવાની ના કેહે તો તે ઉપર-થી કોર્ટની નજરમાં યોગ્ય જણાય તો એવી ધારણા કરવાને કોર્ટ મુખત્યાર છે કે, જવાબ આપ્યો હોય તો તે પ્રતિકુળ પડે.**

**ટીકા**—આ કલમ પ્રમાણે કોર્ટને બે સત્તા છે. એક તો સ્વાલો પુછવાની મનાઈ કરવા ન કરવાની, અને બીજી શાક્ષી જવાબ આપવાની ના પાડે તે ઉપરથી અનુમાન કરવા ન કરવાની. આથી કરીને આ કલમ એવો સામાન્ય નિયમ બાંધે છે કે ગેરલગતી બાબતના સ્વાલના જવાબ આપવા શાહેદની ફરજ નથી.

આ કલમ રકમ ૨ તથા ૩ તથા કલમ ૧૫૧ તથા ૧૫૨ માં જે બાબત બાતલ બતાવેલી છે તે ઈંગ્રેજી 'લા'માં જે બતાવવામાં આવી છે તેથી પણ વધારે સફાઈથી બતાવવામાં આવી છે. માટે તે નિયમથી બેશીકરા અને ગેરવ્યાજબી સ્વાલોમાંથી શાક્ષિઓનું રક્ષણ કરવામાં આવેલું છે. સાક્ષિ કોર્ટમાં કાયદાને માન્ય કરી શાહેદી આપવા આવે તેથી તેની તે વખત સુધીની તમામ જીંદગાની જાહેરાંતમાં તપાસરાવતો નથી. આવી ભારે અગવડ તો જ્યારે ખરેખરી જરૂર હોય ત્યારેજ તેને ભોગવવાની છે; પણ જ્યારે સાક્ષિ ઉપરનો આરોપ સાચો હોય, પણ તેના ઉપરના ભરૂસામાં કાંઈ કંપેશ થતુ ના હોય, અગર જ્યારે સાક્ષિની ચાલને ભારે હરકત લાગેલી હોય, પણ તેની શાહેદી બહુ અગત્યની ના હોય, ત્યારે તેવી અગવડમાં સાક્ષિને નાંખવો એ વ્યાજબી નથી. એક સેહેજ કામમાં એક ઓરતને પુછવામાં આવે કે "વીસ વર્ષ ઉપર તમારે અનૌરસ (હરામનું) છોકરૂં હતું કિવા નહી?" તો તે સ્વાલની બાબતમાં સાક્ષિનું પેહેલું તો એવા કારણથી રક્ષણ થાય છે કે તેનું તેનું છોકરૂં થયું હોય, તોપણ તેથી તેના સાચાપણાને હરકત થતી નથી; અને બીજું એવા કારણથી રક્ષણ થાય છે કે તેવા તુચ્છ કામને માટે તેણીની આબરૂને ભયમાં નાંખવી એ બરોબર નથી. ( કનીંગહામસાહેબની ટીકાનું પાનું. ૧૫૧ )

કોઇ શાહેદ પોતાની મેળે અગર કોર્ટે જરૂર પાડવાને લીધે કોઇ નહિ લાગતી હકીકત બાબતના સ્વાલનો જવાબ દે, અથવા તે શાહેદની આબરૂને અસર કરતી બાબતમાંજ માત્ર લાગુ પડતી હોય, એવી લાગતી હકીકત બાબતમાં જવાબ દે, અને એ જવાબથી તેના ઉપર ફોજદારી લાગુ પડે એવું હોય તો, આગળ કહેલી કલમ ૧૩૨ મુજબ તેનો બચાવ થઇ શકે કે નહી? એમ જણાય છે કે તે થઈ શકે નહી, પણ આવા કામમાં તે બચાવ મળે એવું થાય તો સારૂં.

**ફેંસલા**—બળાતકાર સંભોગના કામમાં ફરીયાદણને સ્વાલ પુછવામાં આવ્યો કે તોહમતદાર શિવાય બીજા કોઇ માણસ સાથે આગળ તેં વ્યભીચાર કે સબંધ શું ન્હોતો કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે એવા સ્વાલ પુછી શકાય નહી, કેમકે એ સ્વાલ કાયદાની વાતને લાગતો નથી. (લા. રી. ફી. કે. પાનું. ૫૩૪) આજ પ્રમાણે ( ૨ સ. અને રી, ૨૧૧. તથા ૧૧ કે. ફી. કે. પાનું ૪૧૦ )ના કામમાં ઠરાવવામાં આવ્યું છે.

વળી ફરીયાદણને એમ સ્વાલ પુછવા દેવામાં આવે કે અમુક ઓરત સાથે એક જાહેરાંત વેસ્યાની માફક અમુક શેહેરની ગલીઓમાં તું ફરતી નહી હતી? આ સ્વાલ પુછવા દેવાનું કારણ સમતીની બાબતમાં નીકટ સબંધ ધરાવે છે, અને તેવી જાતનો પુરાવો ફરીયાદણનું વજન ઘટાડવા માટે કલમ ૧૫૫ની રકમ ૪ પ્રમાણે આપી શકાય છે.

## કલમ ૧૪૯ મી.

યોગ્ય કારણ વગર સ્વાલ પુછવો નહી.

૧૪૯. કલમ ૧૪૮ મીમાં બોધ કર્યો છે તેવા સ્વાલ ઉપરથી જે આરોપ મુકવામાં આવતો હોય, તે આરોપ સારા પાયા ઉપર છે એવું ધારવાને તે પુછનાર સખસને યોગ્ય કારણ ન હોય તો, તેવો સ્વાલ પુછવો મુનાસબ નથી.

### દૃષ્ટાંતો.

( अ. ) એક બારીસ્ટરને એક અટર્નીએ એવી સમજુત આપી કે એક અગત્યનો શાહેદ ડાકાઇટી કરનાર છે. શાહેદ મજકુર ડાકાઇટી કરનાર છે કે શી રીતે તે સેં શાહેદને પુછવાનું આ એક યોગ્ય કારણ છે.

( ब. ) એક વકીલને કોર્ટમાંના એક સખસે ખબર આપી કે એક અગત્યનો શાહેદ ડાકાઇટી કરનાર છે. વકીલે તે ખબર આપનારને પુછપાછ કીધી તો પોતે કહેલી વાતનાં તેણે ખાત્રી લાયક કારણ બતાવ્યાં. શાહેદ મજકુર ડાકાઇટી કરનાર છે કે શી રીતે એવું તેને પુછવાનું આ એક યોગ્ય કારણ છે.

( क. ) એક શાહેદને વિશે કશી વાત જાણ્યામાં નથી, તેને વગર સાધને પુછયું કે તે ડાકાઇટી કરનાર છે કે નહી. આ સ્વાલ પુછવાને યોગ્ય કારણ નથી.

( ड. ) એક શાહેદને વિશે કશી વાત જાણ્યામાં નથી તેને પોતાની ઉપજીવિકાના સાધન શું છે, તથા ગુજારો શી રીતે કરે છે તે બાબત પુછયું. તે ખાત્રી લાયક જવાબ આપતો નથી. એ સખસ ડાકાઇટી કરનાર છે કે શી રીતે એવું તેને પુછવાનું આ એક યોગ્ય કારણ ગણી શકાય.

**ટીકા**—યોગ્ય કારણ હોવાનું ક્યારે માનવું તેનો આ કલમનાં દૃષ્ટાંતો સારી રીતે ખુલાસો કરે છે. દ્રષ્ટાંતો ઉપરથી જણાય છે કે જે "યોગ્ય કારણો"થી જેવા સ્વાલ પુછી શકાય તેવી બીજી હકીકત પ્રમાણે આરોપ મુકવાને વ્યાજબી ગણીંય તેના કરતાં પણ ઘણા હલકા હોય તો ચાલે. બારીસ્ટરને નહી માનવા લાયક હકીકત એકાદા અટરની અગર વકીલે કહેલી હોય, તે અટરની અગર વકીલને જે સખસને તે જાણવાનો સંભવ હોય તેણે કહેલી હોય તો, પછી બારીસ્ટર તે હકીકત સાચી છે એમ ધારી સાક્ષિને તે બાબતમાં સ્વાલ કરી શકે છે; અને શાક્ષિ ખાત્રીપુર્વક જવાબ ના આપે તે શિવાય બીજું કાંઈ વ્યાજબી કારણ ના હોય તો, તેથી પણ તે સ્વાલ કરી શકે છે. ( કનીંગહામસાહેબની ટીકાનું પાનું ૧૫૨ )

## કલમ ૧૫૦ મી.

યોગ્ય કારણવગર સ્વાલ પુછવામાં આ-

૧૫૦. જ્યારે કોર્ટના અભિપ્રાય એવો હોય કે હરકોઇ એવો સ્વાલ યોગ્ય કારણ વગર પુછયો, ત્યારે જો તે સ્વાલ

વે ત્યારે કોર્ટે શું કરવું. **હરકોઇ બારીસ્ટરે અથવા અટર્નીએ અથવા પ્લીડરે અથવા વકીલે પુછયો હોય, તો કામ મજકુરની હકિકતનો રીપોર્ટ હાયકોર્ટમાં અથવા સદરહુ બારીસ્ટર કિંવા અટર્ની કિંવા પ્લીડર કિંવા વકીલ પોતાનું રોજગારનું કામ કરવાને પ્રસંગે જે અધિકારીને તાબે હોય તેને કરી મોકલવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—આ કાયદાનું અસલ "બીલ" કમીટીની રૂબરૂ હતું, તેમાં અમુક કલમો હતી તેને બદલે આ કલમો ઠરાવવામાં આવેલી છે. મી૦ સ્ટીફને કહેલું છે કે તે બીલમાં એવું હતું કે "કોઇ સખસની ચાલને હરકત લાગે તેવો સ્વાલ કોર્ટની રૂબરૂ જે બાબત લાગતી ના હોય તેમાં પુછવો નહી; પરંતુ તેવો પુછવો હોય તો તે બાબત અસીલ તરફથી લખેલી હકીકત મળેલી જોઇએ, અને જો કોર્ટની નજરમાં તે સ્વાલ અયોગ્ય લાગે તો તે લખેલી હકીકત કોર્ટે માગવી, અને તેવી હકીકત આપવી એ હિંદુસ્થાનના ફોજદારી કાયદા પ્રમાણે લાયબલનો ગુન્હો થયો સમજવો. આવી લખેલી હકિકત શિવાય સ્વાલ પુછવામાં આવે તો તેથી કોર્ટનું અપમાન કર્યું થાય, અને તે લાયબલના ગુન્હાને પાત્ર નથી. પણ મી૦ સ્ટીફને કહેલું છે કે આ ઠરાવ કરવાની ખાયસ બાબત ઘણી ટીકા થઇ, અને ત્રણે ઈલાકાના ધંધાના હિમાયતીઓ તરફથી અરજીઓ આવી, અને કેટલાક સ્થાનિક સરકાર તરફ અભિપ્રાય સારૂ બિલ મોકલેલું, તેમણે પણ તે બાબતમાં વાંધો લીધો. અમારી નજરમાં આવે છે કે તે બાબતમાં કેટલીક હરકતો સારા પાયા સાથેની છે. પ્રથમ તો એમ બતાવવામાં આવ્યું હતું કે આવી લખેલી હકીકત મેળવવી એજ મુસ્કેલી ભરેલું છે, અને બીજું એ કે આ દેશમાં દેશી વકીલોને અમુક રીત પ્રમાણે ચાલવું પડે છે તે બસ છે, અને ત્રીજું કારણ તો ઘણીજ અગત્યની બાબત છે તે એ કે, આ દેશમાં ઇનસાફનો કારોબાર એટલી બધી મુસ્કેલીઓ સાથે ચાલે છે, અને ઇનસાફ ઘણાજ નઠારામાં નઠારા કારણોથી નહી જેવા થાય છે. માટે શાક્ષિઓની ચાલ ચલગત બાબત સંપુર્ણ તપાસ કરવી એ ઘણુંજ અગત્યનું છે. આ કારણોથી મને તથા કમીટીના બીજા ગ્રહસ્થોને ખાત્રી થઈ કે બીલમાં જે કલમો આ બાબતની હતી તે કાયમ રાખવી નહી જોઈએ. તેથી તે કલમોના ઠેકાણે ૧૪૬ થી ૧૫૨ સુધીની કલમો ઠરાવવામાં આવી છે, એવા હેતુથી કે તમામ વર્ગના કાનસેલોની સાક્ષી ઉપરનો ભરૂસો નબળો પાડવાને તેમની ચાલ ખોટી છે તે બતાવી આપવાની કેટલી ફરજ છે તે ઠરાવવું. અમુક સ્વાલ પુછી શકાય અને અમુક પુછી શકાય નહી એ નક્કિ થવાથી ઇંગ્લંડમાં કેટલીક વખતે ભારે નિંધા થાય છે, તેવી નિંધા થતી આ દેશમાં અટકશે. અમારી નજરમાં આવે છે કે આ કલમોનો મતલબ બરોબર છે એમ તે ઉપરથી જણાશે, અને તેવું તમામ આબરૂદાર વાકેફગાર અડવોકેટો અને લોકો કબુલ કરશે. (ફીલ્ડસાહેબની ટીકાની ત્રીજી આવૃતી પાનું. ૬૨૩, ૬૨૪)

## કલમ ૧૫૧ મી.

લજ્જા રહીત તથા નિંધાયુકત સ્વાલ. **૧૫૧. કોર્ટની નજરમાં જે સ્વાલ અથવા તપાસણી, લજ્જા રહિત કિંવા નિંધાયુકત લાગે, તે સ્વાલ કિંવા તપાસણી કો-**

**ર્ટની રૂબરૂ ચાલતી તકરારો સાથે કાંઇ લાગતી વળગતી હોય, તોપણ તે કરવાની મના કરવાને કોર્ટ મુખત્યાર છે; પરંતુ તે જો તકરારી હકીકતની સાથે સબંધ રાખતી હોય, અથવા તકરારી હકિકત હતી કે નહી તે મુક્કરર કરવાને જાણવાની જરૂર હોય એવી બાબતો સાથે સબંધ રાખતી હોય, તો સદરહુ પ્રમાણે મના કરી શકાય નહીં.**

**ટીકા**—જો લજ્યા રહીત, અને નિંદાયુકત સવાલો મુદ્દાની હકીકત સાથે નીસબત રાખતા હોય, અથવા મુદ્દાની હકીકત બની છે કે નહી એ નક્કી કરવા માટે જે વાત જાણવાની જરૂર હોય તે વિશે ના હોય તો, તેવા સવાલો પુછવા કોર્ટ મને કરી શકતા નથી.

મી૦ સ્ટીફનસાહેબ કેહે છે કે " કોઈ ઓરત પોતાના પાકેટમાંથી ચોરી કરવા માટે કોઇ સખસ ઉપર કામ ચલાવે, ત્યારે તેણીને ૧૦ વર્ષ પેહેલાં અનૌરસ છોકરો થયો ન્હોતો કે કેમ ? એમ પુછવું એ ઘણું માઠું કેહેવાય.

## કલમ ૧૫૨ મી.

અપમાન કરવાના અથવા મનને દુઃખ ઉત્પન્ન કરવાના ઈરાદાથી કીધેલા સ્વાલ.

**૧૫૨. કોર્ટની નજરમાં એવું આવે કે કોઇ સ્વાલ અપમાન કરવાના કિંવા મનને દુઃખ ઉત્પન્ન કરવાના ઈરાદાથી કીધો છે, અથવા સ્વાલ મજકુર સ્વતઃ મુનાસબ હોય તોપણ કોર્ટની નજરમાં એમ આવે કે તેનું રૂપ વગર જરૂરે મન દુખવવા જેવું છે, તો તે સ્વાલ કોર્ટ કરવા દેવો નહી.**

**ટીકા**—આ કલમ વિશે કલમ ૧૫૧ ની ટીકા જુઓ.

મી૦ સ્ટીફનસાહેબે કલમ ૧૪૯ થી ૧૫૨ સુધીની કલમો વિશે કહ્યું છે કે "શાક્ષીઓની ચાલ ચલગતને નુકશાન કરી તેમની આબરૂને નુકશાન પોહોચાડવાના વિચારથી તેમને તપાસવામાં તમામ દરજ્જાના વકીલોની ફરજો વધારેમાં વધારે સફાઇથી મુકરર કરવાનો આ કલમનો હેતુ છે. અમો ધારીએ છીએ કે જે નિયમોના આધારે આવા સ્વાલ પુંછવા જોઈએ, અગર ન જોઇએ, તે નિયમોની ઈંગ્લંડમાં ઘણા પ્રસંગે જે વાત દૂષ અને નિંદાનું કારણ થઈ પડી છે, તેવી વાત અટકાવવાને આ દેશમાં આ દેખાવ બસ થઇ પડશે.".

## કલમ ૧૫૩ મી.

શાહેદની સાચવટ જોવાના સ્વાલના જવાબ ખોટા પાડવાને પુરાવો આપવો નહી.

**૧૫૩. જ્યારે કોઈ શાહેદને હરકોઈ સ્વાલ પુછયો હોય તથા તેનો તણે જવાબ આપ્યો હોય તે ઉપરથી તેની ચાલ ચલણને હાનિ પોંહોચ્યાથી તેના ઉપરનો ભરૂસો નબળો થાય, એટલોજ માત્ર સ્વાલ મજકુર થતી તજવીજમાં લગતો હોય, ત્યારે તે શાહેદને ખોટો પાડવા સારૂ કાંઈ પણ પુરાવો આપવો નહી, પણ તેણે જો ખોટો જવાબ દીધો હોય તો તેના ઉપર પાછળથી ખોટી શાહેદી આપવાનું તોહમત મુકી શકાય છે.**

**અપવાદ ૧ લો—કોઈ શાહેદને એવો સ્વાલ પુછયો હોય**

કે તમારા ઉપર પેસ્તર કાંઇ ગુન્હો શાબિત થયો છે કે નહીં, અને તેના જવાબમાં તે ના કેહે તો, પેસ્તર ગુન્હો શાબિત થયાની વાતનો પુરાવો આપી શકાય છે.

અપવાદ ૨ જો—કોઇ શાહેદના નિષ્પક્ષપાતીપણાને દોષ પોહોચે એવો હરકોઇ સ્વાલ તે શાહેદને પુછવામાં આવે, અને તેના જવાબમાં જે હકિકત સુચવી હોય તેનો તે ઈનકાર કરે તો, તેને ખોટો પાડી શકાય છે.

દૃષ્ટાંત.

( अ. ) એક વીમેદારના ઉપર દાવો થયો તેના જવાબમાં તેણે દગાનો સબબ બતાવ્યો.

દાવેદારને એવો સ્વાલ પુછ્યો કે પેસ્તરના એક કામમાં તમે દગલબાજીનો દાવો કીધો હતો કે નહીં; દાવેદાર ના કેહે છે.

દાવેદાર મજકુરે એવો દાવો કીધો હતો તે બતાવવાને પુરાવો આપવા માંડ્યો.

એ પુરાવો લેવાઈ શકાતો નથી.

( ब. ) એક શાહેદને એવો સ્વાલ પુછવામાં આવ્યો કે તમે કોઈ જગોએથી અપ્રમાણીકપણાને સારૂ બરતરફ થયા હતા કે નહીં, શાહેદ ના કેહે છે.

અપ્રમાણીકપણાને માટે તે બરતરફ થયો હતો. તે બતાવવાને પુરાવો આપવા માંડ્યો.

એ પુરાવો લેવાઈ શકાતો નથી.

( क. ) अ એવું કેહે છે કે મેં અમુક દીવશે बને લાહોરમાં દીઠો હતો. अને એવો સ્વાલ પુછ્યો કે તમે પોતેજ તે દિવશે કલકત્તામાં હતા કે નહીં. अ ના કેહે છે.

દિવશ મજકુરે अ કલકત્તામાં હતો તે બતાવવાને પુરાવો આપવા માંડયો.

એ પુરાવો લેવાઈ શકાય છે. તેનું કારણ એ કે ब તે દિવશે લાહોરમાં જોવામાં આવ્યો હતો,એ વાત વિરૂદ્ધ તે ઉપરથી પુરાવો થાય છે. अ ઉપરનો ભરોંસો કમી થાય એવી હકીકત બાબત अ વિરૂદ્ધ પુરાવો થાય છે એ કારણ નથી.

अએ ના કહી તે ખોટી હોય તો સદરહુ દર એક વાતને સારૂ તેના ઉપર ખોટી શાહેદી આપવાનું તોહમત મુકી શકાય છે.

( ड. ) अને એવો સ્વાલ પુછયો કે તમે बની વિરૂદ્ધ પુરાવો આપો છો તે बના કુટંબને તથા તમારા કુટંબને માંહો માંહે હાડવેર ચાલ્યું આવે છે કે નહીં.

अ ના કેહે છે. સ્વાલ મજકુર ઉપરથી તેના નિષ્પક્ષપાતિપણાને દોષ પોંહોંચે એવું છે, એવા સબબથી તેને ખોટો પાડી શકાય છે.

**ટીકા**—મી. ટેલરસાહેબ કહે છે કે "કોઇ સાહેદને પ્રત્યક્ષ રીતે તેની આબરૂ મા-લમ પડવાના કારણુ સર પુછવામાં આવતા બધા સ્વાલોની બાબતમાં એમ છુટથી કહી શકાય કે, જો તે સ્વાલો લગતી બાબતના હોય તો તેને ખોટા પાડવા સારૂ પુરાવો આપી શકાય, ને ગેરલગતી બાબત વીશે ન હોય તો, તેવો પુરાવો આપી શકાય નહી.

જ્યારે કોઈ હકિકત ઈસ્યુવાળી હકીકત સાથે સીધી રીતે લાગતી હોય, ત્યારે તે શાબેત થઈ શકે છે. ક દ્રષ્ટાંત જોવું. પરંતુ જે બાબત તપાસ કરવામાં આવેલી હોય તે ઈસ્યુની સમાંતર બાબત હોવી જોઇએ. જેમકે સાક્ષીની ચાલ સાક્ષી જે જવાબ આપે તેથી કાનસલે સંતોષ થવું જોઈએ. તેના વિશે જે આરોપ કેહેવામાં આવેલો હોય તે જો ઈનકાર કરે તો, દાવાના કારણુસર તે જવાબ બસ છે. તે બાબત આ કલમમાં બે અપવાદો બતાવેલા છે, તે શિવાય તે આગળ લેઈ જઈ શકાતી નથી. તે બાબતમાં પ-ક્ષકારનો ઇલાજ સાક્ષી ઉપર જુઠા સોગનનો આરોપ લાવી તપાસ કરાવવાનો છે.

અપવાદ ૧ લો પેસ્તર ગુન્હો શાબીત થયાની વાતનો પુરાવ તો એ ગુન્હાની શાબેતીનો ઠરાવજ છે. ( ર સ્ટાર્કી પાનું. ૧૪૯ )

અપવાદ ૨ જો —કોઇ શાહેદ તકરારી મુદ્દા વિશે જે વાત કેહેતો હોય, તે વાતને પ્ર-ત્યક્ષ રીતે અસર કરે એવી રીતે તેને ખોટો પાડવા માટે જે બાબતો પુરાવમાં મુકી શ-કાય છે, તે બાબતો તે શાહેદની આબરૂ સબંધી નહી, પણ એક અથવા બીજા પક્ષકાર તરફની તેની લાગણીના સબંધે તેનાં હેતુ, મીજાજ અને ચાલચલગત ઉપર અસર કરે એ બાબતો વચેનો ભેદ ધ્યાનમાં રાખવો જોઇએ. ( એકસચેકર. ચે. પાનું. ૯૧ )

**ફેંસલો**—પ્રાસીકયુશનનો એક સાહેદ અમુક વખતે અમુક ઠેકાણે તોહમતદાર હતો. તોહ-મતદારને જે ઠેકાણે જોયાનું તે કેહે છે તે ઠેકાણે જોયાનો સંભવ ન્હોતો એવો પુરાવો રજુ ક-રવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે એ પુરાવો કલમ ૧૫૫ ના અર્થ પ્રમાણે સા-હેદનું વજન ઘટાડનારો નથી, પણ તે આ આકટની કલમ ૫ અને ૧૧ પ્રમાણે વ્યાજબી રીતે દાખલ થઈ શકે છે. ( ૧૧ મું. હા. ૨૧ પાનું. ૧૬૬ )

## કલમ ૧૫૪ મી.

પક્ષકારે પોતાના જ શાહેદને પ્રશ્ન પુછવા બાબત.

**૧૫૪. ઉલટ તપાસણીમાં સામા પક્ષકારથી પુછી શકાય એવા સ્વાલો કોઈ શાહેદને પુછવાની પરવાનગી તે શાહેદ બોલાવનાર સખસને કોર્ટને યોગ્ય લાગે તો આપવાને કોર્ટ મુખત્યાર છે.**

**ટીકા**—ઉલટ તપાસણીમાં કલમ ૧૪૬ પ્રમાણે જે સ્વાલો પુછી શકાય છે તે તથા સુચક સ્વાલો આ કલમ પ્રમાણે કોર્ટની પરવાનગીથી મુખ્ય તપાસણીમાં અને ફરીતપાસ-ણીમાં પુછી શકાય છે.

જો પક્ષકારે સાક્ષિને બોલાવેલો હોય તે, તે કોર્ટની પરવાનગી સાથે તે સાક્ષિની સાધારણ ખરાબ ચાલ બાબત તેને સ્વાલ કરી શકે છે; પણ ઇંગ્રેજી "લૉ" પ્રમાણે આવી પરવાનગી આપી શકાતી નથી. ( કનીંગહામસાહેબની ટીકાનું પાનું, ૧૫૪ )

તોપણ આ કલમ પ્રમાણે સ્વાલ પુછવાની પરવાનગી જ્યારે સાક્ષિ અકસ્માત વિ-રૂદ્ધ માલમ પડે, અગર સામા પક્ષકારની સાથે ખુલ્લી રીતે હિતવાળો જણાય અગર સાક્ષિ

આપવાને નાખુશી હોય, અગર સાક્ષિ એવી સ્થીતીમાં હોય કે તેને બોલાવનાર પક્ષકારની વિરૂદ્ધ સ્વભાવિક રીતે હોય ત્યારે આપી શકાય છે; જેમ વાદી પોતાની તરફથી પ્રતીવાદીને અગર પ્રતીવાદી પોતાની તરફથી વાદીને શાહેદીમાં બોલાવે તો, આવા સ્વાલ કરવાની પરવાનગી આપી શકાય છે તેમ. ( ફીલ્ડસાહેબની ટીકાની ત્રીજી આવૃતિનું પાનું. ૬૨૭ )

અમેરીકામાં આથી જુદોજ નિયમ ચાલે છે, અને જે સાહેદ સામી બાજુની તરફેનમાં જણાય તેને ઉલટ તપાસણી, સુચક સવાલો પુછવા મને કરી શકે છે. પણ તે વિશે આ આકટમાં તેવો કાંઈ ઠરાવ નથી. તેનું કારણ એવું જણાય છે કે કોઇ દુશ્મન શાહેદની ઉલટ તપાસણીની રીતે મુખ્ય તપાસણી કરવામાં આવે તો, પછી ઉલટ તપાસણીમાં વધાર જોખમે તેને ફેરવવાથી જતો રેહેશે નહી.

ફેંસલો—એકાદા શાક્ષીએ માજીસ્ત્રેટની રૂબરૂ જે હકીકત કહેલી હોય તેથી તે સેશનની તપાસમાં જુદી કેહે, તેજ ફકત કારણથી તે શાક્ષી અવસ્ય કરીને વિરૂદ્ધ દીલનો છે, એમ થતું નથી. એક બીજા વિરૂદ્ધ શાક્ષીનું બોલવું થાય તેથી તમામ બાબત વિષે યોગ્ય અનુમાન એવું કરવાનું છે કે તે શાક્ષી એક બાજુ કે બીજી બાજુ તરફ છે, એવું થતું નથી, પણ તે શાક્ષીને બીજા સંતોષકારક પુરાવથી મદદ થતી ના હોય તો, તેના ઉપર ભરૂસો રાખવો નહી જોઇએ. ( ઈં લા. રી. ક. વા. ૧૩ પાનું.૫૩ )

## કલમ ૧૫૫ મી.

શાહેદ ઉપરના ભરોંસા ઉપર દોષ આણવા બાબત.

૧૫૫. કોઈ શાહેદ ઉપરના ભરોંસાને નિચે લખેલી રીતીયોએ સામો પક્ષકાર, અથવા કોર્ટ પરવાનગી આપે તો, તે શાહેદને બોલાવનાર સખસ, દોષ આપી શકે છે.

(૧.) જે સખસો એવી શાહેદી આપે કે શાહેદ મજકુરને હમે પીછાનીએ છીએ, તે ઉપરથી હમે તેને ભરોંસાને પાત્ર માનતા નથી, તેવા સખસોના પુરાવાથી.

(૨.) પુરાવો આપવાને શાહેદ મજકુરને રૂસ્વત આપવામાં આવી છે, અથવા આપવા માંડેલું તે કબુલ કરવામાં આવ્યું છે, અથવા તેને હરકાંઇ બીજી અયોગ્ય લાલચ મળી છે, એવું શાબિત કર્યાથી,

(૩.) શાહેદ મજકુરની શાહેદીના જે ભાંગ વિરૂદ્ધ પુરાવો આપી શકાતો હોય, તે ભાગ પેસ્તર તેની કહેલી અથવા લખેલી વાતથી વિરૂદ્ધ છે એવું શાબિત કર્યાથી;

(૪.) જ્યારે કોઈ સખસના ઉપર બળાત્કાર સંભોગ કર્યાને માટે, અથવા બળાત્કારે સ્ત્રી ગમન કરવાની કોશીસને માટે, ફોજદારી મુકર્દમો ચાલતો હોય, ત્યારે ફરીયાદ કરનાર ઓરત બહુ કરીને બદચાલની છે એવો પુરાવો આપી શકાય છે.

ખુલાસો—અમુક શાહેદ ભરોંસાને પાત્ર નથી એવું કેહેનાર શાહેદ એ પ્રમાણે પોતાને માનવાનાં કારણો મુખ્ય

તપાસણી વખત ન આપે, તો તે મુખત્યાર છે. પરંતુ ઉલટ તપાસણી વખતે કારણો મજકુર પુછી શકાય છે, અને તે જે જવાબ આપે તેની વિરૂદ્ધ પુરાવો આપી શકાતો નથી; પરંતુ જો તે ખોટો હોય તો તેના ઉપર પાછળથી ખોટી શાહેદી આપ્યાનું તોહમત મુકી શકાય છે.

(अ.) કાંઈ માલ વેચીને बने આપ્યો તેની કિંમતને સારૂ તેના ઉપર अએ દાવો માંડયો.

क કેહે છે કે માલ મજકુર મેં बને સોંપી આપ્યો હતો.

પેસ્તર એક પ્રસંગે તેણે એવું કહ્યું હતું કે મેં માલ મજકુર बને સોંપી આપ્યો નથી, એવું બતાવવાને પુરાવો આપવા માંડયો.

એ પુરાવો લેવાઇ શકાય છે.

(ब.) अના ઉપર बનુ ખુન કરવ્યાનું તોહમત છે.

क કેહે છે કે बએ મરતી વેળા એવું કહ્યું હતું કે જે જખમથી ब મરી ગયો તે જખમ अએ માર્યો હતો.

कએ પેસ્તર એક પ્રસંગે એવું કહ્યું હતું કે જખમ મજકુર अએ માર્યો નથી, અથવા તેની રૂબરૂ મારવામાં આવ્યો નથી, એવું બતાવવાને પુરાવો આપવા માંડયો,

એ પુરાવો લેવાઇ શકાય છે.

**ટીકા**—ઉલટ તપાસ ફક્ત સાક્ષિ ઉપરનો ભરૂંસો કમી કરવાનો ઈલાજ છે એમ નથી. સાક્ષિ જે હકીકત ખરી કેહેતો હોય તે બીજા સ્વતંત્ર શાહેદોથી નાશાબેત થઈ શકે છે. સાધારણ રીતે પક્ષકાર પોતાના શાહેદી ઉપર કમભરૂંસો રાખી શકતો નથી. પક્ષકાર તે શાહેદી ખરો છે એમ કહી આપે, અને પછી તે હકિકત કેહે તે પક્ષકારના ફાયદાની માલમ ના પડે, તેથી તેનું કેહેવું ભરૂંસા લાયક નથી એમ કેહેવાને તે પક્ષકારને વ્યાજબી કારણ માલમ પડતું નથી. પણ જ્યારે સાક્ષિ ફરી જાય અને ખુલ્લી રીતે દ્વેષી છે એમ માલમ પડે તો, તે જુદી વાત છે, અને તે બાબત આ કલમમાં ઠરાવવામાં આવેલું છે કે કોર્ટની પરવાનગી સાથે પક્ષકાર પોતાના શાહેદી ઉપર ભરૂંસો રાખી શકતો નથી, એમ બતાવી શકે છે. સાધારણ રીતે સામો પક્ષકાર ભરૂંસા લાયક નથી એમ શાહેદી બતાવી શકે છે.

આ કલમ પ્રમાણે ફક્ત સાધારણ ચાલ બાબતનો પુરાવ હોવો જોઇએ. સબબ અમુક હકિકત બાબતે પુરાવ આપવાને પરવાનગી આપવામાં આવતી નથી. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૩૩૩ થી ૩૩૪)

હિંદુસ્તાનના ધારાનો ખુલ્લો ઠરાવ તેથી ઓછા વિસ્તારવાળો છે. તેમાં ઠરાવ્યું છે કે સાહેદ ઉપરનો ભરોંસો બતાવેલી અમુક રીતેજ ઘટાડી શકાય છે, એટલે તેની આબરૂ વિશેના સવાલોથી અથવા તે વિશેના પુરાવાથી તેમ થઇ શકે છે.

શાહેદ ઉપરના ભરૂસાને નીચેની ત્રણ રીતે દોષ લગાડી શકાય છે; એટલે કે, ઉલટ તપાસણી કરીને, કાંઇ ગુન્હાની શાબીતીના ઠરાવનું દફતર રજુ કરીને, અથવા તો તે

વિશ્વાસને પાત્ર નથી એવો સામાન્ય પુરાવ આપીને. આ બાબત વિશે આ કલમમાં સ્પષ્ટ ઠરાવ કરેલા છે.

આ કલમ પ્રમાણે શાક્ષી ઉપરના ભરૂસાને દોષ લગાડવા સામો પક્ષકાર શક્તીવાન છે એટલુંજ નહી, પણ કોર્ટ પરવાનગી આપે તો તે શાક્ષીને બોલાવનાર પક્ષકાર પણ તેમ કરવા શકતીવાન થાય છે.

કોર્ટની પરવાનગીની જરૂર એટલા માટે છે કે સામાન્ય રીતે બોલતાં પક્ષકાર તેના શાહેદ ઉપર કમભરૂસો રાખી શકતો નથી. તે તેને સાચા શાક્ષી તરીકે બોલાવે છે અને તે શાક્ષી જે વાત કેહે તે તેના ધારવા જેટલી તેના લાભની કદાપી ન હોય તો, તેથી કરીનેજ તે શાક્ષી વિસ્વાસને પાત્ર નથી એમ માનવાની માગણી કરવા માટે કાંઈ વ્યાજબી કારણ થઈ પડતું નથી. જ્યારે તેને બોલાવનાર પક્ષકારની વિરૂદ્ધ તે શાક્ષી થઇ બેસે અથવા ખુલ્લી રીતે તું સાહેદી વિરૂદ્ધ માલમ પડે અથવા તેવો બીજો કાંઈ પ્રસંગ હોય ત્યારે એક જુદી વાત છે, અને તેવા પ્રસંગો માટે આ કલમ ઠરાવે છે કે પક્ષકાર કોર્ટની પરવાનગી લેઈ પોતાના શાક્ષી ઉપરથી ભરૂંસો ઉઠાવવાનું કરી શકે છે. આ બાબત લાર્ડ ડેનમાનસાહેબે ઘણા દાખલા બતાવેલા છે. તેમાંનો એક જણાવું છું, જેમકે "શાહેદ તમારી તરફ છું, એવું બતાવીને મને ઠગવા માટે મારા સામાવાળા તરફથી રૂસ્વત લે, અથવા પોતે ખરૂં કેહેશે એવું માનવાનું મને સમજાવીને મારો વ્યાજબી હક્ક મારયો જાય અને મારા બીજા શાક્ષી ઉપરથી ભરૂંસો ઉઠી જાય એવું તુત ઉભું કરી મારા વિરૂદ્ધ થવા, દ્વેષ કે લાલચથી લલચાય, ત્યારે શું આવી જાતની હકીકતો જ્યુરીને બતાવી આપવા મને પ્રતિબંધ થવો જોઇએ ?"

ઈંગ્લાંડના ધારા મુજબ શાક્ષી ઉપરનો ભરૂંસો કમી કરવા માટે પુરાવ આપતા પેહેલાં તે બાબત ખુદ શાક્ષીને સવાલ કરી અને તેની ઈનકારીઅત લઇ આપવાના પુરાવ માટે પાયો નાંખવાની જરૂર છે, પણ આ ધારાથી તેવી કાંઇ જરૂર નથી.

રકમ ૧લી—મી○ ટેલર કેહે છે કે "એ પુરાવા સામાન્ય ચાલ ચલગત અને આબરૂ વિશેનો જોઇએ, અમુક હકીકતો અથવા કૃત્યોનો પુરાવ આપવા દેવામાં આવશે નહી, કારણ કે દરેક માણસ એક વાત બતાવવાને શકતીવાન હોવાનું ધારી શકાય, પણ અગાઉથી ખબર મળ્યા શિવાય બીજી વાતનો જુવાબ આપવા તઈયાર હોય એ સંભવતું નથી. શિવાય બીજી અડખા પડખી તકરાર ઉઠે એજ વાત આવો નિયમ ગ્રહણ કરવા માટે પુરતુ કારણ થઇ પડે."

રકમ ૨ જી—'કબુલ કરવામાં આવ્યું' એ શબ્દો સન ૧૮૭૨ ના આકટ ૧૮ માની કલમ ૧૧ વડે દાખલ કરવામાં આવ્યા છે. આથી કરીને રૂસ્વત આપવા માંડ્યાની વાતનો પુરાવ લઇ શકાતો નથી.

રકમ ત્રીજી વિષે દ્રષ્ટાંત **अ** તથા **ब** છે. આ બાબત કલમ ૧૪૫ અને કલમ ૧૫૩ ની ટીકા જોવી.

શાક્ષી કાંઇ હકીકત વિષે શાક્ષી આપે અને એ હકિકતની વિરૂદ્ધ તેણે કામના ગુણ દોષ ઉપરથી પ્રથમ પોતાનો કાંઇક અભિપ્રાય બતાવ્યો હોય તો, તે લગતો નથી, અને

તેવો અભિપ્રાય બતાવ્યાનું પુછતાં ઇનકાર કરે તો, તેને ખોટો પાડવાનો પુરાવ આપી શકાય નહીં. (ટલરકૃત ગ્રંથની કલમ ૧૩૦૦)

ઉલટતપાસણીમાં શાક્ષીને તેના માનવાનાં કારણો પુછવાં એ ઘણુંજ ભયંકર છે, કારણ કે તેના જવાબમાં ગમે તેવી ગેરવ્યાજબી બીના અથવા હકીકત જણાવે, તોપણ આ ખુલાસાને લીધે તેને ખોટો પાડવાનો પુરાવો આપી શકાતો નથી, તેથી તેમાં કાંઇ ભય વગર તેમ બોલવા શક્તીવાન થાય છે.

**ફેંસલા**—ઈંગ્લાંડમાં ધારાનો નિયમ એવો છે કે કોઇ શાહેદ ઉપરના ભરૂંસાને બીજી રીતોની સાથે તેણે આપેલી જુબાની વિરૂદ્ધ પુરાવાથી દોષ લગાડી શકાય છે. (૧૧ મુ. હા. રી. ૧૬૬)

ક્રીમીનલ પ્રોસીજરકોડ (સન ૧૮૮૨ ના આક્ટ ૧૦ મા) ની કલમ ૧૬૨ પ્રમાણે જે હકિકત પોલીસ અમલદારે લખીલી હોય, તે તોહમતુવાળાની તરફમાં પુરાવા તરીકે વાપરી શકાતી નથી. પણ જો કે તે પુરાવ નથી તોપણ જે પોલીસ અમલદારની રૂબરૂ તે કેહેવામાં આવેલી હોય, તે પોલીસ અમલદાર આ આક્ટની કલમ ૧૪૯ પ્રમાણે પોતાંની યાદદાસ્ત તાજી કરવાને વાપરી શકે છે, અને તેની મદદથી જે સખસના વિરૂદ્ધ શાક્ષી આપવામાં આવે તે સખસ તેના આધારથી તેની ઊલટ તપાસ કરી શકે છે. (ઇ. લા. રી. મુ. વા. ૧૧ પાનું ૬૫૭)

જે સખસ હકીકત કેહે તેને તે વિષે સવાલ પુછી શકાય છે, અને તેને માનવાની બાબતમાં તેના ઉપર દોષ મુકવાના ઇરાદાથી પોલીસ અમલદાર અગર બીજો કોઇ સખસ જેના સાંભળતાં તે હકીકત આપવામાં આવેલી હોય તેને તે બાબતમાં આ કલમ પ્રમાણે તપાસી શકાય છે. (ઈ. લા. રી ૧૧ મું. પાનું ૬૫૭)

## કલમ ૧૫૬ મી.

લગતી હકીકતના પુરાવાને પુષ્ટી મળે એવા સ્વાલો પુછીશકાય છે.

**૧૫૬. જ્યારે જે શાહેદની શાહેદીને પુષ્ટી આપવાનો ઇરાદો હોય તે શાહેદ કોઇ લગતી હકીકત વિશે શાહેદી આપતો હોય, ત્યારે એવી લગતી હકીકત જે જગ્યાએ કિંવા જગોની પાસે અથવા જે વખતે કિંવા વખતના અરસામાં બની તે જગોએ કિંવા જગોની પાસે અથવા તે વખતે કિંવા વખતના અરસામાં બીજી કાંઇ વાત તેના જોવામાં આવી હોય તે શાબિત થએથી જે લગતી હકીકત વિશે શાહેદ મજકુર શાહેદી આપતો હોય તે લગતી હકીકત સબંધે શાહેદ મજકુરની શાહેદીને પુષ્ટી મળશે, એવો કોર્ટનો અભિપ્રાય હોય, તો તેવી વાત બાબત સદરહુ શાહેદને સ્વાલ પુછી શકાય છે.**

### દૃષ્ટાંતો.

**અ નામનો ગુન્હાના કામમાં ગુન્હેગારનો એક સોબતી પોતે જે અપહરણમાં સામિલ હતો તે અપહરણનો હેવાલ આપે છે. જે ઠેકાણે અપહરણ મજકુર બન્યું તે ઠેકાણે પો-**

**તાના ગયા આવ્યાના રસ્તા ઉપર અપહરણ મજકુર સાથે સબંધ ન રાખતી કેટલીએક બીનાઓ બની તેનું તે બ્યાન કરે છે. મુળ અપહરણ મજકુર બાબતના તેના પુરાવાને પુષ્ટી આપવા સારૂ સદરહુ હકીકતોનો કાયદા પુરાવો આપી શકાય છે.**

**ટીકા**—કોઈ લગતી હકીકત બની તે વખતે અથવા તે જગોએ બીજી જે જે વાતો શાક્ષીના જોવામાં આવી હોય, તે વાતો કોર્ટને જણાય કે શાક્ષીને પુષ્ટી આપશે, ત્યારે તે પુષ્ટી આપવાના સબબથી શાક્ષી મજકુરને પુછી શકાય છે, અને તેટલે દરજે એ વાતો પુસ્ટી અર્થે કામ આવે છે, અને તે સમય અથવા સ્થળ શિવાય બીજી કોઈ જાતનો સબંધ રાખતી નથી.

**ફેંસલો**—પણ મારી મળેલા ગુન્હાના સોબતીની જુબાનીને મુદ્દાની વાતના, એટલે કે તોહમત રાખવામાં આવતા સખસને ગુન્હાના કાર્ય સાથે જોડી આપે એવા પુરાવાથી પુષ્ટી મળ્યા શિવાય ફકત સમય અથવા સ્થળના સબંધથી સદરહુ જાતની હકીકતો ગુન્હાની શાબીતી અર્થે જોઇએ તેવી પુસ્ટીકાર્ક થઇ પડતી નથી. રાણી વિ. મોહેશ બીસ્વાસ ( ૧૨ સ. વી. રી. પાનું ૧૯ ) તથા રાણી વિ. શમશેરબેગ ( ૯ સ. વી. રી પાનું ૫૧)ના મુકરરદમા જુઓ.

## કલમ ૧૫૭ મી.

સાહેદે પેસ્તર કહેલી વાત તેની પાછળની તેજ હકીકત વિશેની શાહેદીને પુષ્ટી આપવાને શાબિત કરી શકાય છે.

**૧૫૭. કોઈ શાહેદની શાહેદીને પુષ્ટી આપવા સારૂ તે હકીકત જે વખતે બની તે વખતે કિંવા તે અરસામાં, અથવા હકીકત મજકુરની તપાસ કરવાને કાયદા પ્રમાણે અધિકાર હોય એવા અધિકારીની રૂબરૂ હકીકત મજકુર વિશે સદરહુ શાહેદે પેસ્તર કહેલી હકીકત શાબિત કરી શકાય છે.**

**ટીકા**—ઈંગ્લાંડમાં જે રીવાજ છે તે પ્રમાણે સાક્ષીએજ પ્રથમ હકિકત કહેલી હોય તે સાક્ષિની શાહેદીને પ્રત્યંતરી પુરાવ તરીકે કામમાં લેવામાં આવતી નથી. મી૦ સ્ટાર્ક કેહે છે કે "સાક્ષીએ સોગન વગર વિરૂદ્ધ હકિકત કહેલી હોય છે, તોપણ તેથી અવસ્યે કરીને તેના પ્રમાણીકપણા અગર તેની યાદદાસ્ત ઉપર દોષ મુકી શકાય છે. પરંતુ જો તેની તે હકિકત કેહે તો, તેનાં ઉપરનો ભરૂસો તેને જે સોગન આપેલા હોય તેના કરતાં વધારે વધતો નથી, તેમ સોગન જેટલો પણ થતો નથી." ચીફ બારન ગીલબર્ટસાહેબના અભિપ્રાયમાં આવ્યું કે જે પક્ષકારે અમુક શાહેદીને બોલાવેલો હોય, તે શાહેદીએ પ્રથમ જુદી હકીકત કહેલી હતી એમ શાબેત કરવામાં આવેલું હોય, તોપણ તે પક્ષકાર એમ બતાવી શકે છે કે તે સાક્ષીએ હાલ જે હકિકત કહેલી છે તે આગળ પણ એક વખતે કહી હતી, માટે તેનું કેહેવું અનુસરતું છે. આ અભિપ્રાય પ્રમાણે સન ૧૮૫૫ ના આકટ ૨ જાની કલમ ૩૧ માં ઠરાવ હતો, અને તે ઠરાવ સરળ કરી તે બાબત ફરીથી આ કલમ કરવામાં આવેલી છે. પ્રથમની કેટલીક હકિકત સોગમ ઉપરની હોય કિંવા નહી અને તે કોઈ સાથે વાતચીતમાં કહેલી હોય અગર કોઇ અધિકારીને સવાલ કરવાનો અખત્યાર હોય તેની રૂબરૂ કહેલી હોય, તે તમામ શાક્ષીની શાહેદીને પુષ્ટી કરવાને શાબેત થઈ શકે છે. તે હકિકત મુખજુબાનીથી કહેલી હોય અગર લખેલી હોય તેની ચીંતા નહી. તે હકિકત બાબત તપાસ કરવાને જે સખસને કાયદેસર

અખત્યાર હોય તેમની રૂબરૂમાં કહેવામાં આવેલી ન હોય તો, જે વખતે જે હકીકત લખી હોય તે વખતે અથવા તે અરસામાં કહેલી હોવી જોઈએ. બીજા દેશો કરતાં વિશેષે કરીને હિંદુસ્તાનમાં તો જે સખસોને અમુક ગુન્હો કરવામાં સબંધ ના હોય તે સખસોના જાણવામાં ગુન્હો થયા બાબત હોય તો, તે બન્યો એટલે તરતજ અગર પોલીસ વિગરે તેમાં હાથ ઘાલે ત્યાર પેહેલાં, તે સખસોએ જે હકિકત કહેલી હોય તે સાચું શોધી કહાડવાને ઉપયોગી છે, ( ફીલ્ડસાહેબની ટીકાની ત્રીજી આવૃતિનું પાનું ૬૩૩)

કોઇ માણસે લુટાયા પછી તરત કોઇએ પુછપાછ કરતાં જવાબમાં કહ્યું કે મને આટલું નુકશાન થયું. આ વાત આ કલમ મુજબ તેની જુબાનીને પુસ્ટી આપવા કામ લાગે છે.

એક ન્હાની વયના બાળકની ડોકમાંથી કાંઈ ઘરાણું કોઈ માણસ કાઢી ગયો. થોડી વાર પછી તે ત્યાંથી નીકળ્યો તેને તે બાળકે ઓળખી ઘરાણું કાઢી ગયાની વાત બીજાને કહી, અને તે ઉપરથી તે પકડાયો. આ હકિકત એ બાળકની સાક્ષિને મજબુત રીતે પુસ્ટી આપનારી છે, પણ મારી મળેલા ગુન્હાના સોબતીની જુબાની ઉપરથી બીજાને ગુન્હેગાર ઠરાવવા માટે આવા મજકુરની પુસ્ટી બસ થશે નહી. તેના સબંધે કેવી પુસ્ટીની જરૂર છે તે વિશે કલમ ૧૧૪ નું દ્રષ્ટાંત વ અને કલમ ૧૩૩ અને તે ઉપરની ટીકા જુઓ.

**ફેંસલો**—સન ૧૮૭૪ માં ૭ સખસોનાં નામ તેઓએ ખુન કર્‌યાની બાબતમાં દેવામાં આવેલાં હતાં તેમાંથી પાંચ પકડાયા હતા. તેઓની માજીસ્ત્રેટની રૂબરૂ તજવીજ થયા પછી સેશનકોર્ટની રૂબરૂ તપાસ થઇ ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા. માજીસ્ત્રેટની રૂબરૂ તપાસ ચાલતાં છઠો તોહમતવાળો માજીસ્ત્રેટે કામમાં લખ્યા પ્રમાણે નાશી ગએલો હતો. તે અમલદારની રૂબરૂ જે શાક્ષીઓને તપાસવામાં આવ્યા તે શાક્ષીઓએ પોતાની જુબાનીમાં કહેલું છે કે હાલની તપાસવાળા કેદીઓ ઉપર જે ગુન્હાનો આરોપ રાખવામાં આવેલો છે તે ગુન્હો કરવામાં છઠો નાશી જનાર પણ ભાગ લેવામાં હતો. સેશનકોર્ટમાં જડજે કામમાં એવું લખ્યું નથી કે છઠો સખસ નાશી ગયા છે. પરંતુ તેમની રૂબરૂ જે કેદીઓની તપાસ ચાલેલી તેમના વિરૂદ્ધજ ફકત પુરાવ દાખલ કરેલો છે. સન ૧૮૮૬ માં સદરહુ નાશી જનાર પકડાયો અને સેશનકોર્ટની રૂબરૂ ખુનના તોહમત બાબત તેની તપાસ કરવામાં આવી. પ્રથમના શાક્ષીઓમાંના ઘણા ખરા શાક્ષીઓ મરણ પામેલા હતા તેથી સેશન જડજે આ કલમ પ્રમાણે સન ૧૮૭૪ માં માજીસ્ત્રેટની રૂબરૂ અને સેશનકોર્ટમાં સદરહુ શાક્ષીયોએ આપેલી જુબાનીયો પુરાવમાં દાખલ કરી. વળી એક હયાત શાક્ષી હતો તેની જુબાની જે સન ૧૮૭૪ માં સેશનકોર્ટની રૂબરૂ લેવામાં આવેલી તેપણ તેમણે દાખલ કરી. આ શાક્ષીએ હાલ તે કેદી વિરૂદ્ધ વળી જુબાનીઓ આપેલી છે. આ કામમાં જસ્ટીસ સ્ટ્રેટ સાહેબના અભિપ્રાયમાં આવ્યું છે કે ખાસ હકીકત પ્રમાણે કેદાની તપાસમાં હયાત શાક્ષીએ જે જુબાની આપેલી છે તેના પુસ્તંતર પૂરાવ તરીકે તેણે સન ૧૮૭૪ માં આપેલી જુબાની આ કલમ પ્રમાણે પુરાવમાં દાખલ કરવા લાયક છે ( ઈં. લા. રી. અ. વા. ૮ પાનું ૬૧૨)

## કલમ ૧૫૮ મી.

કલમ ૩૨ કિંવા ૩૩ મુજબ લગતીવા તો શાબિત થાય તે

**૧૫૮. જ્યારે કોઈ મજકુર કલમ ૩૨ કિંવા ૩૩ મુજબ લગતો હોય તે શાબિત થાય, ત્યારે તે વાતને ખોટી પાડવાને કિંવા તેને પુષ્ટી આપવાને, કિંવા જે સખસે તે મજકુર**

સખ્સે કેવી બાબતો શાબિત કરી શકાયછે.

**કહ્યો અથવા લખ્યો હોય તે સખસના ઉપરના ભરૂસાને દોષ આપવાને કિંવા તે ભરૂસાને કાયમ કરવાને, જો સખસ મજકુરને શાહેદ તરીકે બોલાવ્યો હોત અને તેણે ઉલટ તપાસણીમાં સુચવેલી બાબતના ખરાપણાની ના કહી હોત તો, જે બાબતો શાબિત કરી શકાત, તે બાબતો શાબિત કરી શકાય છે.**

**ટીકા**—જ્યારે કોઈ હકીકત કલમ ૩૨ અથવા ૩૩ મુજબ લગતી હોય અને તેનો પુરાવો આપવામાં આવે, ત્યારે એ હકીકત વિશેના શાહેદને છેલ્લી પાંચ કલમો મુજબ ખોટો પાડનારી, દોષ મુકનારી અને પુષ્ટી આપનારી બાબતો શાબીત કરી શકાય છે, પણ આ કલમ ન હોય તો, એ હકિકત કહી જનાર કે લખી જનાર સખસ કે જેને સદરહુ કલમ પ્રમાણે શાહેદ તરીકે બોલાવી શકતો નથી તેની આબરૂ, સત્યતા કે તેની સ્થીતી કેવી હતી એતો બીલકુલ બતાવી શકાયજ નહી. આ કલમથી તેવી છુટ મળે છે, અને તેથી કરીને ઉલટ તપાસણીનો કેટલેક દરજ્જે લાભ પ્રાપ્ત થાય છે.

વળી કલમ. ૩૨, ૩૩ પ્રમાણેની હકિકત અપવાદ તરીકે દાખલ કરવા લાયક છે, કારણ કે તે હકિકત કેહેનારને રજુ કરવાનો સંભવ નથી હતો અગર તેને રજુ કરવાને ઘણી અગવડ ભરેલું હોય છે. સબબ તે હકિકતના સાચાપણા બાબત જાણે તે કેહેનારે કોર્ટની રૂબરૂ આવી સોગન ઉપર કહેલી હોય, અને તેની ઉલટ તપાસ થએલી હોય, તે પ્રમાણે તમામ સાવધાની રાખવી જોઇએ. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૩૩૫ )

## કલમ ૧૫૯ મી.

યાદદાસ્ત તાજી કરવા બાબત.

**૧૫૯.** કોઈ સાહેદને જે કાર્ય સબંધી સ્વાલ પુછ્યો હોય તે કાર્ય બન્યું તે વખતે શાહેદ મજકુરે પોતાને હાથે કાંઈ લખાણ કર્યું હોય તે લખાણ વડે, અથવા સદરહુ કાર્ય બન્યું ત્યાર પછી એટલા તો નજદીક વખતમાં કાંઇ લખાણ કર્યું હોય કે તે લખાણ કરતી વખતે કાર્ય મજકુર તેની યાદદાસ્તમાં તાજુ હતું એવો કોર્ટની નજરમાં સંભવ લાગે તો, તે લખાણવડે શાહેદ મજકુર શાહેદી આપતો હોય તે દરમ્યાનમાં, પોતાની યાદદાસ્ત તાજી કરી શકે છે.

એવું લખાણ હરકોઇ બીજા સખસે કર્યું હોય તથા તે શાહેદ મજકુરે ઉપર કહેલા વખતમાં વાંચ્યું હોય, અને તે ખરૂં છે એમ તે વાંચતી વખતે જાણતો હતો એવું હોય, તો તેવા લખાણને પણ શાહેદ મજકુર જોઈ શકે છે.

શાહેદ યાદદાસ્ત તાજી કરવાને નકલ કયારે જોઇ શકે છે.

જે જે કામોમાં હરકોઇ દસ્તાવેજ જોઇને શાહેદ પોતાની યાદદાસ્ત તાજી કરી શકે છે, તે તે કામોમાં કોર્ટની પરવાનગીથી એવો દસ્તાવેજની નકલ પણ તે જોઈ શકે છે; પરંતુ

**કોર્ટની ખાત્રી થવી જોઇએ કે અસલ દસ્તાવેજ રજુ ન થવાનું પુરંતુ કારણ છે.**

**કુશળ માણસો પોતાની યાદદાસ્ત પોતાના રોજગાર સબંધીના ગ્રંથોવડે તાજી કરી શકે છે.**

**ટીકા**—આ કલમ પ્રમાણે શાહેદને કોઇ દસ્તાવેજ ઉપરથી કોઈ કાર્ય યાદદાસ્તીમાં લાવવાને છુટ છે, પણ તે દસ્તાવેજ તે કાર્ય વખતે અથવા ત્યાર પછી યાદદાસ્ત તાજી હોય એવે વખતે કરેલ હોય તોજ, તેમ થઇ શકે છે. દસ્તાવેજ થયાના વખત વિશેનો આ નિયમ ઇંગ્લાંડના નિયમને અનુસારે છે. માટે એક દસ્તાવેજ ઉપર યોગ્ય સ્ટાંપ ના હોય અગર તે નોંધેલો ના હોય, તોપણ તેનો આ કારણસર ઉપયોગ થઇ શકે છે.

મી. ફીલ્ડસાહેબ કહેછે કે "જો બનાવ બન્યા પછી શાહેદને બોલાવનાર પક્ષકારની ઇચ્છાથી કાંઇ નોંધ તઈયાર કરી હોય તો, તે કામમાં આવશે નહીં. નહીંતો મ્હોટામાં મ્હોટાં કપટ કરવાને છુટ આપી થાય.

મી. ટેલરસાહેબ કહે છે કે "સાક્ષી પોતાની નોંધની નકલ જોઈ યાદદાસ્ત તાજી કરી શકે કે કેમ ? એ સ્વાલ મુસ્કેલી ભરેલો અને સંશયવાળો છે.

આ કલમ પ્રમાણે જ્યારે શાહેદ કોઈ દસ્તાવેજ ઉપરથી કાંઈ કાર્ય યાદ કરે છે, ત્યારે કલમ ૧૬૧ મુજબ તે દસ્તાવેજ સામો પક્ષકાર માગે તો રજુ કરી બતાવવું જોઇએ, અને તેની મરજીમાં આવે તો, દસ્તાવેજ ઉપરથી યાદ કરેલી બાબતો વિશે ઉલટ પાલટ સ્વાલ પુછી શકે.

તેમ એક સાક્ષિએ જે વખતે અમુક બનાવ તાજો બન્યો તે વખતે એક ચોપડીમાં પોતે લખેલો ન હોય, પણ બીજાએ લખેલો હોય, અને તે શાહેદીએ તપાસ્યો હોય તોપણ તે આ કારણસર જોઈ શકે છે, તેમજ બીજી કોર્ટમાં સાક્ષિએ જુબાની આપી હોય અને તેના સાચાપણા બાબત તેણે તે વખતેજ ખાત્રી કરેલી હોય તો, તે જુબાની તેમજ બીજાએ લખેલી મીનીટ જે તેણે ચેક કરેલાં હોય તે, અગર અમુક પોંહોંચ આપતાં તેણે જોએલી હોય તો, તે પોંહોંચ આ કારણસર જોઇ શકે છે. ટેલર કલમ ૧૨૬૭ (કનીંગહામ સાહેબની ટીકાનું પાનું. ૧૫૭)

## કલમ ૧૬૦ મી.

કલમ ૧૫૯ માં કહેલા દસ્તાવેજમાં લખેલી હકીકતનો પુરાવો.

**૧૬૦. કલમ ૧૫૯ માં કહેલા છે એવા હરકોઇ દસ્તાવેજમાં લખેલી હકીકત ખુદ તપસીલવાર શાહેદને યાદ ન હોય, તોપણ જો તેની ખાત્રી હોય કે દસ્તાવેજ મજકુરમાં તે બરાબર લખી હતી, તો તે હકીકતની શાહેદ મજકુર શાહેદી પણ આપી શકે છે.**

### દૃષ્ટાંત.

**કોઇ હિસાબ રાખનાર સખસે પોતાના રોજગારને પ્રસંગે નિયમ પુર્વક રાખેલા હિસાબ બરાબર ખરા રાખવામાં આવ્યા હતા એવું જો તે જાણતો હોય તો, તેમાં તેણે લ-**

**એવી હકીકતની શાહેદી સખસ મજકુર આપી શકે છે, અગર તેમાં દાખલ કરેલી અમુક લેવડદેવડની બાબતો પોતે ભુલી ગયો હોય તોપણ.**

**ટીકા**—કલમ ૧૫૯ અને આ કલમ ઉપરથી દસ્તાવેજ વિશેની યાદગારીના ત્રણ વર્ગ છે. (૧) દસ્તાવેજ જોતાંજ તે વિશેની હકીકત તરત યાદ આવે. (૨) દસ્તાવેજ વાંચવાથી હકીકત બન્યાનું કાંઈ યાદ આવતું ન હોય, તેપણ શાહેદી એમ કહી શકે કે મેં તે હકીકત બરાબર લખાણમાં દાખલ કરી છે, ( ૩ ) દસ્તાવેજ ઉપરથી કાંઈ યાદ આવતું ન હોય, પણ તેની એટલી ખાત્રી થતી હોય કે તે હકીકત ખરી ના હોય તો, તેણે પોતે લખી ના હોત.

મી૦ બાર્ટનસાહેબ કેહે છે કે દસ્તાવેજ થયાની વાત તેની યાદગરીમાંથી બીલકુલ જતી રહી હોય, પણ તે એમ કહી શકે કે જો બરોબર રીતે થયું ના હોત તો, તેમાં પોતે શાખ કરી હોત નહી.

એક સોલીસીટરે મુખજુબાનીથી અમુક પટો કરેલો હોય અને તે બાબતની યાદદાસ્ત તેમણે પોતાની ચોપડીમાં દાખલ કરેલી હોય તો, પછી તે બાબતની તેને સ્વતંત્ર રીતે યાદદાસ્ત ના હોય તોપણ તે ચોપડીમાં તે જોઇ શકે છે. તેમજ બારીસ્ટરે પોતાની "બ્રીફ" માં જે "નોટ" કરેલી હોય તે અમુક શાહેદીએ જુદી હકિકત કહેલી હતી તે બાબત જોઈ શકે છે, તેમજ શાહેદ દસ્તાવેજ ઉપરની પોતાની શાખ જોઈ ખાત્રી કરી શકે છે કે મેં અમુક પક્ષકારને તે દસ્તાવેજ લખી આપતો જોયો હતો, પછી તે બાબતની તેને યાદદાસ્ત ના હોય તેની ચીંતા નહી. ( કનીંગહામસાહેબની ટીકાનું પાનું ૧૫૭).

## કલમ ૧૬૧ મી.

યાદદાસ્ત તાજી કરવાનાકામમાં લીધેલા દસ્તાવેજ બાબત સામા પક્ષકારના હક્ક બાબત.

**૧૬૧. છેલ્લી બે કલમો મુજબ હરકોઈ લખાણ જોવામાં આવ્યું હોય, તે જો સામો પક્ષકાર માગે તો તે હાજર કરવું જોઇએ, અને તે તેને બતાવવું જોઇએ; એવો પક્ષકાર પોતાની નજરમાં આવે તો તે શાહેદ મજકુરની તે બદલ ઉલટ તપાસણી કરી શકે છે.**

**ટીકા**—"અમુક હકિકત બાબત સાક્ષિને યાદદાસ્ત ના હોય, અગર યાદ હોય તો તે બરોબર રીતે યાદ ના હોય, પણ જે વખતે તે હકિકત બની તે વખતે અગર તે અરસામાં કાંઇ યાદ નોંધેલી હોય તે જોવાથી તે હકિકત સાક્ષિને યાદ આવે તેવું હોય તો, તે યાદ જોઇ તે પોતાની યાદદાસ્ત તાજી કરી શકે છે. સ્ટાર્કીએ આ બાબતમાં નીચે પ્રમાણે કહેલું છેઃ—

જો કે સાક્ષીને અમુક હકીકત યાદ ના હોય તોપણ તેને સુચક સ્વાલ થઈ શકતા નથી, પણ જરૂર હોય તો તેની તપાસ થતી હોય તે દરમિયાનમાં તે પોતાની યાદદાસ્ત તાજી કરવાના કારણસર અમુક દસ્તાવેજ વાંચી શકે છે, અગર તે બીજાને વાંચતાં સાંભળી શકે છે. અને તે પ્રમાણે કરવાથી સદરહુ યાદદાસ્તથી તેની યાદગરી જુદી થાય તોપણ તે પુરાવમાં દાખલ કરવા લાયક છે. (હકીકત બન્યા પછીના દરમિયાન જે વખત ગએલો હોય તેમાં કોઇ સાક્ષીની યાદદાસ્ત જતી રહી હોય) અગર તેમાં ખામી થઇ હોય

અને તે પાછી લાવવાનાં સાધનો બાબત કામમાં જે કાંઇ અંદેશો હોય તે બાબત ટીકા થાય એવું હોય, તોપણ સાક્ષી પોતાને હાલ જે યાદ હોય તે બાબત સાક્ષી આપી શકે છે. પણ કાયદો તો આથી પણ વધારે કેહે છે, કારણ કે અમુક હકીકત બાબત હાલ યાદ ન હોય તોપણ તે કોઈ કોઇ વખતે સાક્ષીને તે હકિકત બાબતની સાક્ષિ આપવા દે છે. પ્રથમ તો આ પ્રમાણે ક્યારે બને છે કે જ્યારે સાક્ષિને અમુક હકિકતની યાદદાસ્તી ન હોય, પણ આગળ કોઈ વખતે તેને તે હકીકત સંપુર્ણ રીતે યાદ હતી તે વખતે તેણે તે લખી રાખેલી છે તો, તેની સાહેદી લેઇ શકાય છે. જો સાક્ષિ પોતાની હાલની યાદદાસ્ત ઉપરથી નક્કી એમ કેહેતો હોય કે અમુક હકિકત મને બરોબર યાદ હતી, અને તે રજુ થએલા દસ્તાવેજમાં સાચી રીતે બતાવવામાં આવેલી છે તો, પછી તે દસ્તાવેજનો મજકુર મંધ્યસ્થ હકિકતથી શાબેત થાય તેવો હોય તોપણ તે સાચો હોવો જોઈએ. આવો પુરાવ જો કે મજબુત નિયમોથી દાખલ કરવામાં આવે છે, તોપણ સાધારણ કામમાં જેવો તરતનો પુરાવ મજબુત અને સંતોષકારક હોય છે તેવો તે નથી હોતો, કેમકે આવા કામમાં સાક્ષિને તે બાબતની યાદ હોતી નથી એમ તે બતાવે છે, અને તેથી તેને ઉલટ તપાસવાનો પાછો લાગ મળે અને કપટ ઘણી સેહેલાઇથી ચાલે.

કેટલાંક એવાં પણ કામ હોય છે કે જ્યાંહાં સાક્ષિને હાલની યાદદાસ્ત નથી હતી, તેમ તે યાદદાસ્ત લાવવાનું સાધન પણ નથી હતું, તોપણ અમુક હકિકત શાબેત કરવાને તે શાહેદીની સાક્ષી લેવામાં આવે છે. પણ જ્યારે યાદદાસ્ત નોંધેલી હોય અને તે નોંધવામાં લખેલી હકિકત ખરી ના હોવાથી લખવામાં આવે નહી તેવું જો હોય તો, સદરહુ પ્રમાણે થાય છે. અહિયાં સાક્ષિની શાહેદીના સાચાપણાનો તમામ આધાર દસ્તાવેજ ઉપર રેહે છે, એમ નથી, અગર દસ્તાવેજ બાબત શાહેદીની યાદદાસ્ત હોય તે ઉપર રેહેતો નથી, અગર જે હકિકતથી થએલો હોય તે ઉપર રેહેતો નથી, પણ અમુક હકિકત નથી તેનાથી બીલકુલ વિરૂદ્ધ અમુક દસ્તાવેજ છે એમ જોઈતી રીતે મજબુત થાય તેની પોતાની ટેવ અને વર્તણુંકના જ્ઞાન ઉપરથી જે નિશ્ચય ઉત્પન્ન થાય તે ઉપર તેનો આધાર રહેલો છે, સબબ તે હકિકત છે એમ મજબુત રીતે ખાત્રી થાય છે.

'ડીડ' અગર બીજો દસ્તાવેજ થયો શાબેત કરવામાં ( આ વર્ગમાં ઘણોજ સાધારણ અને મજબુત એક પુરાવ છે), જ્યારે સાક્ષી એમ કહેતો હોય કે અમુક 'ડીડ' થયાની મને યાદ નથી, તોપણ તે જોતાં તે ઉપર પોતાની શાખ તરીકે સહી જોઈ કેહે કે તે દસ્તાવેજ અમુક પક્ષકારે લખી આપ્યો તે મેં જોયો છે, એમ મારી ખાત્રી છે તો, તે થયા બાબતનો તે પુક્ત પુરાવ છે. આવો પુરાવ દાખલ કરવામાં આવે છે તે ફક્ત સાખ થયા બાબતજ દાખલ કરવામાં આવે છે, એમ નથી.

મી૦ સ્ટાર્કીએ અહિયાં જે કહેલું છે તેના નીચે પ્રમાણે ત્રણ ભાગ થઈ શકે છેઃ—

"૧. જ્યારે દસ્તાવેજ ઉપરથી હકિકત તરત યાદદાસ્તમાં આવતી હોય.

"૨. જ્યારે દસ્તાવેજ જોતાં હકિકત માલુમ પડે, પણ તે તરત યાદ ના આવે.

"૩. જ્યારે દસ્તાવેજ જોતાં સાક્ષીને કાંઇ યાદ ના આવે. પણ શાક્ષીને ખાત્રી થાય

કે ખરી હકીકત હોયા શિવાય તે આ દસ્તાવેજમાં લખવામાં આવે નહી. તેનો સાધારણ દાખલો એ કે જે સખસે જુના ખતમાં શાખ કરેલી હોય, અને તે બાબત તેની યાદદાસ્તમાંથી બીલકુલ ગએલી હોય, પણ તે સાક્ષિ એમ કેહેતો હોય કે જો તે ખત બરોબર લખવામાં આવેલું ના હોય તો, મારી તે ઊપર શાહેદી હોય નહી, એવી મારી ખાત્રી છે."

ઘણુંકરીને જે સાક્ષી પોતાની યાદદાસ્ત તાજી કરવાને જે દસ્તાવેજ વાપરતો હોય તે દસ્તાવેજ તે સાક્ષીનોજ લખેલો હોવો જોઇએ. અને તેમાં લખેલી હકિકત જે વખતે બની હોય તે વખતે લખેલો જોઇએ. પરંતુ આ શરતો અવસ્ય કરીને હોવીજ જોઈએ, એમ નથી. જો બીજાનો લખેલો હોય પણ તે જે વખતે લખાએલો હોય તે વખતે અગર તે અરસામાં તે દસ્તાવેજ જોઇ તપાસેલો હોય, અને તેમાં લખેલી હકીકત બની તે વખતે તે થએલો હોય, અને તે જોવાથી તે હકિકત સાક્ષીને યાદ આવતી હોય તો, તે યાદદાસ્ત તાજી કરવાના કામમાં વાપરી શકે છે. જેમકે એક દુકાનદાર પોતાની દુકાનમાંથી માલ વેચે, અને જે વેચાણ બાબતનો હિસાબ તેનો નોકર રાખતો હોય, અને હિસાબ લખ્યા પછી યોગ્ય મુદતમાં તે દુકાનદાર તે હિસાબ તપાસતો હોય તો, તે હિસાબ જોઈ તે દુકાનદાર પોતાની યાદદાસ્ત તાજી કરી શકે છે, પરંતુ આવા પુરાવ ઉપર કેટલું વજન રાખવું તે હકીકત ઉપર રહેલું છે. એક વર્તમાનપત્રમાં અમુક કામનો રિપોર્ટ કરવામાં આવેલો હોય, અને તે બાબત જે વખતે શાહેદીની યાદદાસ્ત તાજી હતી તે વખતે તેણે વાંચી, તેથી તેની ખાત્રીથ એલી હોય કે તે બરોબર લખાએલી છે તો તે, તે વર્તમાનપત્ર વાંચી પોતાની યાદદાસ્ત તાજી કરી શકે છે, ડિયર વિરૂદ્ધ બેસ્ટ, ૪ એચ. અને સા. પાનું ૧૮૯

અસલ દસ્તાવેજ રજુ નહી કરવાનું કારણ ખાત્રી પુર્વક બતાવવામાં આવે નહી ત્યાંહાં સુધી જે નિયમ છે કે સરસમાં સરસ પુરાવ રજુ કરવો જોઇએ, તે મુજબ તે અસલ યાદજ રજુ કરવી જોઇએ, અને તેની નકલ રજુ થઈ શકતી નથી.

અમુક દસ્તાવેજ હકીકત તરીકે પુરાવમાં દાખલ કરવામાંથી બાતલ કરેલો હોય, તોપણ તે કોઇ વખતે સાક્ષીની યાદદાસ્ત તાજી કરવાને પુરાવમાં દાખલ કરી શકાય છે. માટે સ્ટાંપની ખામીને લીધે અમુક દસ્તાવેજ પુરાવમાં દાખલ કરી શકાય તેવો ના હોય, તોપણ તે આ કારણસર પુરાવમાં દાખલ થઈ શકે છે. (ફીલડસાહેબની ટીકાની ત્રીજી આવ્રતી પાનું ૬૩૫.)

જ્યારે શાક્ષીની યાદદાસ્ત તાજી કરવાના કારણસર કોઇ દસ્તાવેજ તેના હાથમાં આપવામાં આવે, ત્યારે સામા પક્ષકારના વકીલનો તે દસ્તાવેજ જોવાનો હક્ક છે, અને તે તમામ બાબતમાં તેનો ઉલટ તપાસ કરવાનો પણ હક્ક છે. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૩૩૭, ૩૩૮. ૩૩૯ ).

## કલમ ૧૬૨, મી.

દસ્તાવેજ હાજર કરવા બાબત.

**૧૬૨. કોઈ સાહેદને કાંઈ દસ્તાવેજ. રજુ કરવાનો સમન થયો હોય તે દસ્તાવેજ રજુ કરવાને અથવા પુરાવામાં લેવા યોગ્ય ગણવાને હરકોઇ હરકત હોય, તોપણ તે જો તે-**

**ના કબજામાં અથવા સત્તામા હોય, તો તણે કોટમા હાજર કરવો; એવી કાંઇ હરકત કાયદેસર બરાબર છે કે શી રીતે તે બાબત કોર્ટે ઠરાવ કરવો.**

**દસ્તાવેજ મજકુર રાજ્યપ્રકરણ સબંધી ન હોય તો કોર્ટની નજરમાં આવે તો તેને તપાસવાને, અથવા તે પુરાવામાં લેવા યોગ્ય છે કે નહીં તે ઠરાવી શકાય તે માટે પુરાવો લેવાને, કોર્ટ મુખત્યાર છે.**

દસ્તાવેજોનો તરજુમો કરવા બાબત.

**જો એવા કામ સારૂ કોઇ દસ્તાવેજનો તરજુમો કરાવવાની જરૂર હોય તો, તે દસ્તાવેજ જ્યારે પુરાવામાં ગુજરવાનો ન હોય ત્યારે, કોર્ટની નજરમાં યોગ્ય જણાએથી તેનો મજકુર ગુપ્ત રાખવાનો હુકમ તે તરજુમો કરનારને કોર્ટ કરી શકે છે. અને જો તે ભાષાંતર કરનારને હુકમ તોડે તો તેણે હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૧૬૬ મુજબનો ગુન્હો કીધો, એમ સમજવું.**

**ટીકા**—માલેકની તરફથી બીજા સખસના કબજામાં દસ્તાવેજ હોય તો, તે એમાંથી દરેકના કબજામાં તે દસ્તાવેજ છે. એમ કહી શકાય છે.

મુંબાઇ હાયકોર્ટે ઠરાવેલું છે કે એક પેઢીના ભાગીદારને તે પેઢીના તાબાનો દસ્તાવેજ રજુ કરવાને ફરજ પાડી શકાય છે. ( હાજી જાકારીઆ વિ: હાજી કાસીમ ઈ. લા. રી. મુ. વા. ૧ પાનું ૪૯૬ ).

દસ્તાવેજ રજુ કરવાને જે હરકત લેવામાં આવે તેનો નિર્ણય કોર્ટે કરવો જોઇએ, પણ તે રજુ કરવાને સામો પક્ષકાર હરકત લે તો, તે બાબતનો આ કલમમાં સમાસ થતો નથી. પણ સાધારણ નિયમ પ્રમાણે તેનો નિર્ણય કરવો જોઇએ. આ હરકતના સબળપણા બાબત નિર્ણય કરવાને કોર્ટ બીજો પુરાવ લેઈ શકે છે. જે કામ જ્યુરીને તપાસવા લાયક હોય છે તેમાં પણ આ બાબતના કારણસર જડજનો અખત્યાર તેનો તેજ છે. સરકારી બાબતનો કોઇ દસ્તાવેજ ના હોય પણ કોર્ટની નજરમાં આવે તો તે દસ્તાવેજ કોર્ટ તપાશી શકે છે. પરંતુ આ નિયમ ઈંગ્લાંડના નિયમને ભાગ્યેજ અનુસરતો છે, કારણ કે ત્યાંહાં અટર્ની એવી હરકત લે કે મારા અસીલ તરફથી મારો હક છે કે તે રજુ કરવો નહી તો, પછી તે યોગ્ય રીતે રજુ થઈ શકતો નથી, તેમ કોર્ટ તે દસ્તાવેજ જોવાને તપાસના પણ નથી. એક બાજુ તરફથી એવી હરકત લેવામાં આવે કે જેમ જડજ જ્યુરી અને જડજનું કામ કરે છે તે જડજ અમુક દસ્તાવેજ તપાસે. તેમને તે ઉપરથી કાંઇ અસર થયા વિના રેહે નહી તો, બીજી બાજુ તરફથી એવી હરકત લેઇ શકાય છે કે દસ્તાવેજ તપાસવાનો નિયમ એટલા સારૂ કરેલો છે કે, તે બાબતમાં નકામી અગર અપ્રમાણીક હરકતો લેવામાં આવે નહી તેની એક સાવધગીરી રેહે, અને તેથી કોર્ટનો ઘણો વખત બચે. ( રીલ્ડસાહેબની ત્રીજી આવૃતિની ટીકાનું પાનું ૫૩૯, ૫૪૦ ).

કોઇ સખસના કબજામાં ખરી રીતે અમુક દસ્તાવેજ હોય તો તેણે સમન્સ ઉપરથી તે રજુ કરવો જોઇએજ. પછી તે કાયદેસર રીતે ત્રીજા સખસના કબજામાં છે એમ થતો હોય તોપણ ચિંતા નહી. પણ સરકારી કચેરીમાં દાખલ થએલા દસ્તાવેજ કલાર્કના કબજામાં ગણાતા નથી, માટે તે તે ખાતાના ઉપરીની પરવાનગી શિવાય કોર્ટમાં લાવવાની ફરજ પાડવામાં આવશે નહી, અથવા લાવવામાં પણ નહી આવે. ( ટેલરકૃત કલમ ૧૧૨૧)

જે વિશેષ ઠરાવ આ કલમમાં છે તેથી સરકારી બાબતના દસ્તાવેજો તપાસવાને કોર્ટને મના કરવામાં આવી છે. (નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૩૪૦ )

અકસ્માત મોત થવાની બાબતમાં જીલ્લાના ડીવીઝન માજીસ્ટ્રેટે પોતાની તજવીજનો રીપોર્ટ જીલ્લા માજીસ્ટ્રેટને ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૧૭૯ મુજબ કરેલો હોય તે, તે ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ રજુ કરે નહી તો, તેમ કરવાને તેને સત્તા છે. કેમકે એ રીપોર્ટ જ્યુડીશીયલ પ્રોસીડીંગ નથી, એવું કલકતા હાઇકોર્ટે લોકનાથપુરના કજીયામાં ઠરાવ્યું છે. ( ફીલ્ડસાહેબની ત્રીજી આવૃતિની ટીકાનું પાનું ૬૪૧ )

યાદદાસ્ત તાજી કરવાના આવા ધોરણ ઉપરથી કમીટીંગ માજીસ્ટ્રેટના રૂબરૂ સાહેદે આપેલી જુબાની સેશનકોર્ટ એ શાહેદને બતાવી પુછે.

અને પોલીસના માણસે પોતાની તજવીજના વખતમાં જે નોંધ કરી લીધી હોય, અગર તેની સાથમાં તજવીજ કરનાર બીજા પોલીસે નોંધ કરી હોય તે નોંધ જો કે કાયદા પ્રમાણે તે પુરાવમાં દાખલ થવાને અયોગ્ય છે, તોપણ યાદદાસ્ત તાજી કરવા બાબતમાં તેનો ઉપયોગ થઇ શકે છે. પોલીસ ડાયરી બાબત ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૧૭૨ જુઓ.

## કલમ ૧૬૩ મી.

દસ્તાવેજ નોટિસ કરીને હાજર કરાવ્યો હોય, તેને પુરાવામાં ગુજારવા બાબત.

**૧૬૩. જ્યારે કોઇ પક્ષકારે સામા પક્ષકારને કાંઇ દસ્તાવેજ હાજર કરવાની નોટીસ આપીને તે દસ્તાવેજ મંગાવ્યો હોય, તથા દસ્તાવેજ મજકુર તે મુજબ રજુ થયો હોય અને મંગાવનાર સખસે તેને તપાસી જોયો હોય, ત્યારે જો દસ્તાવેજ રજુ કરનાર સખસને દસ્તાવેજ મજકુર પુરાવામાં ગુજારવાનું કેહે તો તેને પુરાવામાં ગુજારવાની સદરહુ મંગાવનાર સખસની ફરજ છે.**

**ટીકા**—મી૦ ટેલરસાહેબ કેહેછે કે એક પક્ષકાર સામા પક્ષકારને અમુક દસ્તાવેજ રજુ કરવાની નોટીસ આપે, અને તેથી તે સામો પક્ષકાર રજુ કરે, પણ નોટીસ આપનાર પક્ષકાર તે એવી રીતે તપાસે નહી કે, જેથી તેના મજકુરથી તે માહિત થાય તો, તે કામમાં તે દસ્તાવેજ પુરાવ થતો નથી. માટે જો ઇસ્યુવાળી બાબતને તે કોઇ રીતે લાગુ હોય તો તે રજુ કરનાર પોતાના પુરાવ તરીકે પુરાવમાં ગુજારી શકે છે. આ નિયમ કરવાનું કારણ એટલું છે કે જે પક્ષકાર સામા પક્ષકારનો આવી રીતે પુરાવ તપાસે તેને તેથી કાંઇ નુકશાન થાય તેવું હોય તો, તે થયા વિના તે ખોટી રીતનો ફાયદો લેઈ શકે નહી. ( ફીલ્ડસાહેબની ત્રીજી આવૃતિની ટીકાનું પાનું ૬૪૨ ).

## કલમ ૧૬૪ મી.

નોટીસ ઉપરથી દસ્તાવેજ ગુજારવાની ના કહી હોય તે દસ્તાવેજ પુરાવામાં ગુજારવા બાબત.

**૧૬૪. કોઈ દસ્તાવેજ રજુ કરવાની નોટિસ કોઈ પક્ષકારને મળી હોય તે પક્ષકાર તે દસ્તાવેજ રજુ કરવાની જો ના કેહે, તો પાછળથી પક્ષકાર મજકુર દસ્તાવેજ મજકુરનો પુરાવાના કામમાં સામા પક્ષકારની રજામંદી શિવાય કિંવા કોર્ટના હુકમ શિવાય ઉપયોગ કરી શકતો નથી.**

### દૃષ્ટાંતો.

**કોઈ કરાર ઉપરથી અ એ બ ના ઉપર ફરીયાદી માંડી, અને તે કરાર રજુ કરવાની બ ને નોટિસ આપી. તજવીજ વખત દસ્તાવેજ મજકુર અ એ માગ્યો, ત્યારે બ એ તે રજુ કરવાની ના કહી, તે ઉપરથી તે દસ્તાવેજ મજકુરનો અએ દોયમ પુરાવો આપ્યો. બાદ તે પુરાવો ખોટો પાડવાને અથવા તેના ઉપર યોગ્ય સ્ટાંપ નથી એવું બતાવવાને દસ્તાવેજ મજકુર અસલ રજુ કરવાની બ ખાએસ રાખે છે, પરંતુ તે મુજબ તે કરી શકતો નથી.**

**ટીકા**—ઈંગ્લંડના ધારાનો નિયમ એવો છે કે "એક પક્ષકારને અમુક દસ્તાવેજ રજુ કરવાની નોટીસ આપવામાં આવી હોય તેમ છતાં તે રજુ કરવાને ના પાડે તો, પછી તે પોતાનું દીલ ફેરાવી પોતાની તરફથી તે રજુ કરી શકતો નથી. અને જો તે રજુ કરવાની ના પાડે તો તેના સામાવાળો તે દસ્તાવેજની નકલ શાબેત કરે અને તે વંચાવે તે વખત અસલ દસ્તાવેજ તે રજુ કરી શકેનહી, તેમ તે દસ્તાવેજના શાક્ષીના પુરાવા શિવાય નકલ દાખલ કરવા વિશે વાંધો લેઇ શકે નહી, તેમજ એ પ્રમાણે ના પાડ્યા પછી એ દસ્તાવેજ સામાવાળાના શાહેદીઓની ઉલટ તપાસ કરવાના કારણસર તે શાહેદીઓના હાથમાં આપવાની કે પોતાના પુરાવા તરીકે રજુ કરવાની કે શાબીત કરવાની પરવાનગી આપી શકતો નથી. ( ટેલરકૃત. કલમ ૧૬૧૫ )

જે સામાવાળાનો ગૌણ પુરાવ આપવાનો હક્ક થએલો હોય તો નકલ શાબેત કરવી, તેથી તે બંધનમાં છે.( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૩૪૧. )

આ કલમનો નિયમ આજ પ્રમાણે છે. તફાવત એટલોજ છે કે સામો પક્ષકાર કબુલ કરે અથવા કોર્ટ હુકમ કરે તો પછી એ દસ્તાવેજ રજુ કરવા હરકત નથી.

આ બાબત કલમ ૬૬ તથા ૮૯ ઉપરની ટીકા જુઓ.

## કલમ ૧૬૫ મી.

સવાલ પુછવાનો તથા દસ્તાવેજ રજુ કરવાનો હુકમ કરવાનો

**૧૬૫. લગતી હકીકતોની શાબેતી ખોળી કાઢવા સારૂ કિંવા તે મેળવવા સારૂ લગતી હોય કિંવા ન હોય તેવી હરકોઇ હકીકત વિશે જડજની મરજીમાં આવે તેવો હરકોઇ**

જડજને કેટલો અખત્યાર છે તે બાબત.

સ્વાલ હરકોઈ રૂપે હરકોઈ વખતે હરકોઇ શાહેદને કિંવા તે કામના પક્ષકારોને પુછવાને જડજ મુખત્યાર છે; તથા હરકોઈ દસ્તાવેજ અથવા પદાર્થ રજુ કરવાનો હુકમ કરવાને જડજ મુખત્યાર છે, અને એવા હરકોઇ સ્વાલ કિંવા હુકમ ઉપર કાંઈ પણ હરકત લેવાનો, અથવા એવા હરકોઈ સ્વાલનો જવાબ આપ્યો હોય તે જવાબ બાબત હરકોઈ શાહેદની કોર્ટની રજા શિવાય ઉલટ તપાસણી કરવાનો, પક્ષકારોનો કિંવા તેના મુખત્યારોનો હક્ક નથી.

પરંતુ એવું ઠરાવ્યું છે કે આ આકટમાં લગતી ઠરાવેલી છે તેવી હકીકત તો યોગ્ય રીતે શાબિત થઇ હોય તેના ઉપર આધાર રાખીને ફેંસલો કરવો જોઇએ.

અને વળી એવું પણ ઠરાવ્યું છે કે સામા પક્ષકારે સ્વાલ પુછયો હોય, અથવા દસ્તાવેજ મંગાવ્યો હોય તો, એકસો એકવીશમી એકસો એકત્રીશ સુધીની સદરહુ બેઉ કલમો શુદ્ધાંની કલમો મુજબ, જે સ્વાલનો જવાબ દેવાની અથવા જે દસ્તાવેજ રજુ કરવાની ના કેહેવાનો કોઇ શાહેદનો હક્ક હોય, તેવા હરકોઈ સ્વાલનો જવાબ દેવાની અથવા તેવો હરકોઈ દસ્તાવેજ રજુ કરવાની શાહેદ મજકુરને ફરજ પાડવાનો આ કલમ ઉપરથી જડજને અખત્યાર મળ્યો એમ સમજવું નહી. તેમજ જે સ્વાલ કલમ ૧૪૮ અથવા કલમ ૧૪૯ મુજબ બીજા કોઇ સખસે પુછવો ગેરમુનાસબ છે, તેવો કોઈ પણ સ્વાલ જડજે પુછવો નહી; તથા આ આકટમાં ઉપર અપવાદ આપ્યા છે તે શિવાય બીજા કામોમાં હરકોઈ દસ્તાવેજનો અવલ પુરાવો ગુજારવાની તેણે માફી આપવી નહી.

**ટીકા**—આ ઘણીજ અગત્યની કલમ છે. મી૦ ફીલ્ડસાહેબ કેહે છે કે "આ કલમના ઠરાવો કેટલીક બાબતમાં ઇંગ્રેજી વિચારો સાથે કેટલેક દરજ્જે મળતા નથી, તોપણ હિંદુસ્થાનમાં ઇલાકાના શેહેરોની બાહાર જે સ્થીતી છે તેને બીલકુલ સુગમ પડે તેવા છે. જે વખતે મસુદા ઉપરથી આ કાયદો થયો તે વખતે સર જેમ્સ સ્ટીફને પોતાના ભાષણમાં કહેલું હતું કે:—"હું કહું છું કે ઘણુંકરીને તમામ હિંદુસ્થાનમાં "બેંચ" અને "બાર" ( કોર્ટ અને વકીલો) ઇંગ્રેજી રીત પ્રમાણે પોત પોતાનું કામ એકહું સ્વતંત્ર રીતે કરતા નથી, અને તે પ્રમાણે કરે એમ લાંબી મુદત સુધી ઉમેદ પણ રાખી શકાતી નથી. તે રીતી કેવી છે તે ક્ષણવાર મને યાદ કરવા ઘો. પ્રથમ તો ઇંગ્લંડમાં બેંચ અને બાર ખરી રીતે એકજ છે. જડજો તમામ બારીષ્ટરો થએલા હોય છે. માટે બારીસ્ટર મોહું ઇનામ મળવાની આશા રાખે છે તે એકે પોતાને જડજની જગો મળે છે, પણ તેવું હિંદુસ્થાનમાં નથી, અ-

ને તેના જેવું પણ કાંઈ નથી. હિંદુસ્થાનમાંના ઘણા ખરા જડજો બારીસ્ટરો થએલા પણ નથી હતા, અને હિંદુસ્થાનના ઘણા કાયદાના હિમાયતીઓને જડજ થવાની આશા અગર લાભ નથી હતો, અને ઘણાકની તો જડજ થવાની મરજીજ નથી હતી. ઈલાકાના શેહેરોમાં ધારાના હિમાયતીઓના ધંધાની રીતી ઇંગ્લંડની રીતીથી જુદી હોય છે, તે બતાવવાની અમે જરૂર ધારતા નથી, પણ તે ઘણી અગત્યની છે, તોપણ અમે એટલું વિચારીએ છીએ કે ઇંગ્રેજી બારીસ્ટર જીલ્લાની અંદર કામ કરતો હોય, અને પછી તે ઈલાકાના શેહેરોમાં રેહેતો હોય કિંવા નહી, પણ તેની સ્થીતી ઇંગ્લંડમાં સાધારણ "પ્રાકટીસ"વાળો ઇંગ્રેજી બારીસ્ટર હોય છે તેનાથી બીલકુલ જુદી હોય છે. ઇંગ્રેજી બારીસ્ટર જે સરકીટ ઉપર હોય છે અગર ત્રણ માસી સેશનમાં હોય છે, તેને ધંધાના નિયમોનું જે બંધન છે તે આ દેશમાં જીલ્લાઓમાં કામ કરનારાઓને નથી. તેતો એવા લોકોની રૂબરૂ કામ કરે છે કે તેના કામમાં તે લોકો રસ લે છે, અને તેથી તેમના ઉપર ભારે દાબ રેહે છે. તે એવા અગત્યના કામોમાં કામ કરે છે કે જે જડજોની રૂબરૂ તે કામ કરે છે તે જડજોને પોતાના ધંધાના ઉપરી માને છે, અને જેમને માન આપવાને તેને ટેવ પડેલી હોય છે. પણ આ કેહેવું જે બારીસ્ટર ઈલાકાના શેહેરોમાંથી જીલ્લાઓની અંદર કામ કરે છે તેમને લાગુ પડતું નથી. આ બાબત પ્લીડરો અને વકીલોની બાબતમાં અને તેઓ જે કોર્ટોની રૂબરૂ કામ કરે છે તે બાબતમાં જોઈએ તો, જેઓને તેમની બાબતમાં અનુભવ છે તે દરેકને હું અપીલ કરૂં છું કે, ઉપર જે વિચાર બતાવવામાં આવેલા છે તે બરોબર રીતે સાચા છે કિંવા નહી, અને તે ઉપર આધાર રાખી કોર્ટને અખત્યાર આપેલો છે કે તેમની નજરમાં આવે તે સ્વાલો તેઉ પુછી શકે છે, તે અહિંયાં ઈનસાફના કારોબારને અગત્યનો છે કિંવા નહી. ઇંગ્લંડમાં બેંચ અને બાર પોતાનું કામ સ્વતંત્ર રીતે કરે છે તે કેહેવાનો મતલબ એ છે કે, કામ કોર્ટમાં આવતા પેહેલાં તે તઇયાર હોય છે તેથી જડજોને સ્થીર બેશી રહી તેમની રૂબરૂ જે પુરાવ ગુજારવામાં આવે તેનું વજન કરવાનું હોય છે, અને તે શિવાય બીજું કાંઈ કરવાનું હોતું નથી. હિંદુસ્થાનમાં કામનો ભારે ઢગલો હોય છે તેમાં આવી રીતે હતું નથી, અને થઈ શકે પણ નહી. માટે જડજની રૂબરૂ જે મુકવામાં આવે તે તેણે સાંભળવું જોઇએ એટલુંજ નહી, પણ હકીકત કેવી રીતની છે તે બાબત તેણે પોતે તપાસ કરવાની છે. આ કારણસર કામને જે બાબત લાગતી નથી તેવી બાબતમાં પણ વારંવાર પેસવું પડે છે, અને તેથી કાંઈ માલુમ પડી આવે છે. માટે આ પ્રમાણે અખત્યાર આપવાને આ કલમ ૧૬૫ મી કે, જે બાબત એટલી બધી હરકત લેવામાં આવેલી, તે ઘડવામાં આવી છે."

આ કલમ દિવાની અને ફોજદારી બેઉ પ્રકારના કામને લાગુ છે, પણ ફોજદારી કામમાં ક્રિમીનલ પ્રોસીજરકોડની કલમ ૨૯૮ મુજબ અગ્રાહ્ય પુરાવો સેશનકોર્ટ દાખલ કરવા ના દે, પણ તેવો નિયમ દિવાનીમાં સ્પષ્ટ નથી. દિવાનીમાં તો સામો પક્ષકાર વાંધો લે તો તે વાત નક્કી કરવાનું જડજનું કામ છે, પણ એ ધોરણને સીવીલ પ્રોસીજરકોડની કલમ ૧૪૦ થી બાધ થાય છે, ને તે કલમ પ્રમાણે રજુ થએલા પુરાવા કોર્ટને જોવા, રદ કરવા સત્તા મળી છે.

વળી ફોજદારી કામમાં અગ્રાહ્ય પુરાવો કાહાડી નાંખવા સેશન જડજની ક્રિમીનલ પ્રોસીજરકોડની કલમ ૨૯૮ મુજબ ફરજ છે, પણ દીવાની કામોમાં તેવો સ્પષ્ટ ઠરાવ નથી, તોપણ જો કોર્ટ આ બાબતમાં ચુપ બેશી રહે તો, પુરાવાના કાયદાના ઉપયોગમાં ઘણીજ ભારે ખામી લાગશે. જુના ધારાની વખતે વારંવાર ઠરાવવામાં આવ્યું છે કે પુરાવ દાખલ કરવા ન કરવા સબંધી પક્ષકારો તકરાર લે અથવા ન લે, તોપણ કોર્ટોએ તેવા વાંધા પોતેજ ધ્યાનમાં લેવા જોઈએ. ( ૭ વી. રી. પાનું ૨૫ )

સીવીલ પ્રોસીજરકોડ કલમ ૧૨૦ પ્રમાણે કોઈ પક્ષકારને જાતે સાક્ષી આપવાને કોર્ટ હાજર થવાને જરૂર પાડી શકેછે. તેમજ કલમ ૧૭૧ મુજબ પક્ષકાર શિવાયના બીજા કોઈ સખસની શાક્ષી લેવાનું કોર્ટની નજરમાં આવે તો, તેમને કોર્ટ બોલાવી શકે છે.

તેજ પ્રમાણે જે કામની તજવીજ સેશનકોર્ટ અથવા હાયકોર્ટ કરી શકે છે, તે કામમાં માજીસ્ત્રેટની નજરમાં જરૂર જણાય તે તે માણસની તે વખતે જુબાની લેઇ શકે છે, તથા લેવાએલા શાહેદને ફરી બોલાવી ફરી પુછી શકે છે, કલમ ૫૪૦. વળી વારંટના મુકરદમા માજીસ્ત્રેટ ચલાવતા હોય તેમાં આ સત્તા માજીસ્ત્રેટને પણ કલમ ૨૫૨, ૨૫૩, ૩૪૨, ૩૪૪, ૩૫૩, ૪૯૬ ૪૯૭, ૫૪૦ મીથી મળી છે.

વળી કલમ ૫૪૦ મુજબ કોઇ પણ કોર્ટમાં હાજર હોય, પણ તેના ઉપર સમન ના હોય તોપણ માજીસ્ત્રેટ તેવા માણસની જુબાની લેઇ શકે છે તથા તેના ઉપર સમન પણ કાઢી શકે છે, અને વ્યાજબી ફેંસલો કરવાને સારૂ આવા પુરાવની જરૂર પડે તો તે લેવોજ જોઈએ, એ માજીસ્ત્રેટની ફરજ છે.

કોઈ ફોજદારી અથવા દિવાની મુકરદમો તપાસ કરવામાં ગુંથાએલો પોલીસ અમલદાર અથવા વકીલ પુરાવના કાયદા પ્રમાણે જે જે વાત લગતી થતી ના હોય તેવી વાતો સાંભળશે નહી તો પોતાની ફરજ ચુકી ગયા બરોબર થશે. જે કામ ઈંગ્લંડમાં પોલીસ અમલદારે અથવા વકીલોએ કરવાનું હોય છે તે કામ હિંદુસ્તાનમાં વારંવાર જડજ અથવા માજીસ્ત્રેટે કરવાનું હોયછે. તેનાથી જેટલું બની શકે તેટલું સારી રીતે અને ધંધા સબંધી ઘણીજ ઓછી મદદથી ખરૂં શોધી કાઢવા તેના ઉપરજ રહેલું છે, અને તે કારણસર વધારેમાં વધારે વિસ્તારવાળી બનતી સત્તા જડજને આપવા માટે કલમ ૧૬૫ ધારેલી છે. આ કલમનું પરીણામ એ છે કે તકરારી વિષયને તળીએ પોહોચવા માટે કોર્ટ ગમે તે હકીકત જોવાને અને તપાસવાને શક્તીવાન થાય છે.

આવી રીતે લેવાએલા શાહેદને પક્ષકારોને ક્રાસ કરવાને સત્તા હતી એમ તેરીનાચરણ ચોધરી વિ. સરોદાસુંદ્રી દાસી ( ૩ બે. લા. રી. એ. સી. ૧૫૮ ) ના કામમાં ઠર્યું હતું, પણ આ કલમથી કોર્ટની પરવાનગી વગર તેવું થઈ શકે છે. પણ એ નિયમ ઘણું કરીને હાજર શાહેદને કોર્ટે પુછેલા અમુક સ્વાલની બાબતમાં લગાડવાનો હેતુ હશે. કાંઈ આખી જુબાની કોર્ટ લે તેને સારૂ નહી હોય. (ફીલ્ડસાહેબની ટીકાની ત્રીજી આવૃતિનું પાનું ૬૪૭)

હવે આ કાયદા તરફ નજર કરીએ તો ઠેકાણે ઠેકાણે કોર્ટો ઉપર તેવી ફરજ નાખ્યાનું મળી આવે છે.

કલમ ૨૯૮ મીમાં સદરહુ કરતાં પણુ વધારે અખત્યાર આપવામાં આવેલો છે; તે એ કે કાયદા બાબતની સઘળી તકરારોનો અને જે બનેલી વાતો શાબેત કરવાનો વિચાર હોય તે વાતોના સબંધ બાબત તકરારો નિકળે તે સઘળી તકરારોનો વિશેષે કરીને ફેંસલો કરવો, અને સાહેદી પુરાવો લેવા લાયક છે કે નહી તે ઠરાવવું, અથવા પક્ષકારો અથવા તેઓના મુખત્યાર જે સ્વાલો પુછે તે પુછવા લાયક છે કે નહી તે બાબત જે તકરારો ચાલતે ઈનસાફે નિકળે તે તકરારોનો ફેંસલો કરવો, અને જે સાહેદી પુરાવો લેવા લાયક નહી હોય તે બાબત પક્ષકારોએ તકરાર કરી હોય કે નહી હોય તોપણુ તે પુરાવો હાજર કરવાની મને કરવાનું પોતાની નજરમાં આવે તો તે પ્રમાણે મને કરવી, એ જડજનું કામ છે. ઈનસાફની વખતે પુરાવામાં જે દસ્તાવેજો આપ્યા હોય તે સઘળા દસ્તાવેજોનો અર્થ ઠરાવવો; કાંઈ મુકરર વાતનો પુરાવો આપવા સારૂ જે બનેલી વાતો શાબેત કરવાની જરૂર હોય તે સઘળી વાતોનો ફેંસલો કરવો; કાંઈ તકરાર પડે તેનો નિકાલ પોતે કરવો કે જ્યુરી નીમી તેનો ફેંસલો કરવો એ જડજનું કામ છે; અને એ વાત બાબત તે ફેંસલો કરશે તે આખરનો જાણવો. શાહેદી, પુરાવાનો સાર કહી સંભળાવતી વખતે પોતાની નજરમાં યોગ્ય જણાશે તો કાંઇ બનેલી વાત વિશેની તકરાર બાબત અથવા ચાલેલા કામની સાથે જે કાયદાનો અને બનેલી વાતનો સબંધ હોય તે બેઉ મળીને તકરાર હોય, તે તકરાર બાબત પોતાનો જે અભિપ્રાય હોય તે જ્યુરીને કેહેવાનો જડજને અખત્યાર છે.

જીલ્લાની અંદર અસલકોર્ટોમાં હાલના થોડાક કાયદાના હિમાતીપોને શું લાગતી હકીકત છે અને શું લાગતી નથી તેનો વિચાર કરવાનો હોય છે, તેનો વિચાર કરી કોર્ટ શાંત રીતે બેશી રેહે તો, પુરાવના કાયદાના ઉપયોગને ભારે હરકત થાય. ( ફીલ્ડસાહેબની ટીકાની ત્રીજી આવૃતિ પાનું. ૬૪૪ થી ૬૪૮ ).

**ફેંસલો**—આ કલમ પ્રમાણે લગતી હકીકતનો પુરાવ મેળવવાને શાક્ષીને નહી લાગતા સ્વાલો કરવાને જડજને અખત્યાર છે, પણુ જો તેવું શાક્ષી વિરૂદ્ધ ફોજદારી કામ ચલાવવાના વિચારથી સ્વાલ કરે તો, તે સ્વાલોનો જવાબ લેવાને શાક્ષી બંધાએલો નથી, અને તે જવાબ નહી દેવાથી હિંદુસ્તાનના ફોજદારી કાયદા ( સન ૧૮૬૦ ના આકટ ૪૫ મા) ની કલમ ૧૭૯ પ્રમાણે તેને શીક્ષા થઈ શકતી નથી. (ઇ. લા. રી. ૧૦ મું. પાનું. ૧૮૫)

## કલમ ૧૬૬ મી.

જ્યુરીના અથવા આસેસરના સ્વાલ પુછવાના અખત્યાર બાબત.

**૧૬૬. જ્યુરી અથવા આસેસરોથી થતી તજવિજના કામોમાં, જે સ્વાલો જડજ પોતે પુછી શકે છે, તથા જે સ્વાલો તેને યોગ્ય લાગે તેવા હરકોઇ સ્વાલો જ્યુરી અથવા આસેસર મજકુર શાહેદોને જડજની મારફત અથવા જડજની રજાથી પુછી શકે છે.**

**ટીકા**—ક્રિમીનલ પ્રોસીજરકોડની કલમ ૨૯૪ પ્રમાણે તેઓની તપાસ સાક્ષિ પ્રમાણે થઇ શકે છે. ( નાર્ટનસાહેબની ટીકાનું પાનું. ૩૪૨ ).

---

## બાબ ૧૧ મો.
## નહી લેવા યોગ્ય પુરાવો લીધો હોય, તથા લેવા યોગ્ય પુરાવો નહી લીધો હોય તે બાબત.

---

### કલમ ૧૬૭ મી.

લેવા યોગ્ય પુરાવો નહી લીધો હોય અથવા નહી લેવા યોગ્ય પુરાવો લીધો હોય તેટલા સબબ ઉપરથી ફરીતજવીજનો હુકમ કરવો નહી.

**૧૬૭. જ્યારે નહી લેવા યોગ્ય પુરાવો લીધો હોય અથવા લેવા યોગ્ય પુરાવો નહી લીધો હોય, ત્યારે જે કોર્ટની રૂબરૂ એ બાબત હરકત ઉઠાવવામાં આવી હોય, તે કોર્ટની નજરમાં જો એમ આવે કે હરકતવાળા લીધેલા પુરાવા શિવાય ઠરાવ મજકુર કરવાને જેટલો પુરાવો જોઇએ તેટલો પુરાવો હતો, અથવા નહી લીધેલો પુરાવો લીધો હોત તો, તે ઉપરથી ઠરાવમાં ફેર પડત નહી, તો સદરહુ મુજબ પુરાવો લીધો અથવા નહી લીધો એટલાજ માત્ર સબબ ઉપરથી ફરીતજવીજ કરાવવી નહી, કિંવા હરકોઈ કામનો હરકોઈ ઠરાવ રદ કરવો નહી.**

**ટીકા**—સન ૧૮૫૫ ના આકટ ૨ જાની કલમ ૫૭ ના શબ્દે શબ્દ પ્રમાણે આ કલમ છે. આ કલમનો નિયમ ઇંગ્લાંડમાં જે રીવાજ ચાલે છે તે ઊપરથી પસંદ કરવામાં આવેલો છે. તે નિયમ એવો છે કે પુરાવ રજુ થયો તે વખત સામા પક્ષકારે વાંધો લીધો નહી તો, પછી પાછળથી તે વાંધો લેઈ શકે નહી. આને અનુસરીને કલકતા હાયકોર્ટે વારંવાર ઠરાવ્યું છે કે કાંઇ દસ્તાવેજની નકલ દાખલ થઇ અને અસલ રજુ થયું નહી, તેમ નહી રજુ કરવાનો ખુલાસો પણ કરવામાં આવ્યો નહી, તોપણ તે દાખલ થવા વિષે નીચેની કોર્ટમાં કોઈ પક્ષકારે વાંધો નહી લીધો તો, તે નકલ કાઢી નાખવા રેગ્યુલર અપીલમાં અપીલકોર્ટને અધિકાર નથી. મી. ફીલ્ડસાહેબ કેહે છે કે આ કાયદાના આધારે આવા કેસનો નીકાલ કરવામાં કલમ ૬૪ માં 'જોઇએ' શબ્દની અસર ધ્યાનમાં લેવી જોઇએ.

એક બીજો પ્રસંગ એ છે કે કાંઈ હકીકત જાતે લગતી હોય પણ તે વાત શાબીત કરવાની કાયદે જે રીત ઠરાવી હોય તેથી બીજીજ રીતે શાબીત કરવામાં આવે, જેમકે જે વાત દસ્તાવેજથી શાબેત કરવી જોઇએ તે વાત મુખજુબાની પુરાવથી શાબેત કરવામાં આવે, અથવા દસ્તાવેજની ગેરહાજરીનો ખુલાસો કર્યાશિવાય દોયમ પુરાવથી શાબીત કરવામાં આવે.

ઇંગ્રેજી કોર્ટોમાં પ્રમાણશાસ્ત્રના નિયમો જેવાં સખ્ત છે, તેવા હિંદુસ્તાનની કોર્ટોમાં નથી. સરકારી આફીસમાંથી જે દસ્તાવેજની નકલો મળેલી હોય તે પુરાવમાં દાખલ કરવા લાયક છે.

**ફેંસલા**—પ્રીવીકૌંસીલે વારંવાર ઠરાવ કરેલો છે તે પ્રમાણે આ કલમ છે. જેમકે પ્રીવીકૌંસીલે નીચેની કોર્ટોએ નહી લેવા જોગ પુરાવો દાખલ કરવાથી બધો પુરાવો તપાસ્યો, અને તેમને એમ ખાત્રી થઈ કે ગેરરીતે લીધેલો પુરાવો બાજુ ઉપર મુકતાં પણ નીચેની કોર્ટના

ઠરાવનું વાજબીપણું બતાવવાને પુરતો પુરાવ છે, તે ઉપરથી અપીલ કાઢી નાંખી. (૧૪ મુર્સ. ઇ. અ. પાનું ૮૬ )

આ કલમનો નિયમ દિવાની તેમજ ફોજદારી કામોને એકસરખી રીતે લાગુ પડે છે. (ઇ. લા. રી. ૧ ક. પાનું. ૨૦૭)

તેમજ હાયકોર્ટમાં જે જે કામનો ઇનસાફ જ્યુરીથી થાય છે તેવા કામોને પણ આ કલમ લાગુ પડે છે. ( ૯ મુ. હા. રી. પાનું. ૩૫૮ )

જો પુરાવ અયોગ્ય રીતે નામંજુર કરવામાં આવેલો હોય અગર છોડી દેવામાં આવેલો હોય, તોપણ જે પુરાવ દફતરમાં હોય તે અસલકોર્ટના ઠરાવને યુક્ત રીતે મદદ કરતા હોય તો, અપીલકોર્ટે તે ફેરાવવો નહી જોઈએ. રાણી સુરનામોઈ વિ. મહારાજા સત્તીચંદ્ર રૈય બાહાદુરના કામમાં જુઠો બનાવેલો પુરાવ ટેકામાં બતાવવામાં આવ્યો હતો. તે શિવાય બીજા સ્વતંત્ર પુરાવના ગુણદોષ ઉપર કોર્ટે વિચાર કરેલો હતો. (૧૦ મુર્સ ઈન્ડીન અપીલ્સ પાનું. ૧૨૫ )

નીચેની બેઉ કોર્ટો મળતા આવ્યા હોય, પછી અગત્યના શાહેદીઓની જુબાનીઓ હાયકોર્ટે લક્ષમાં લીધી ના હોય, તોપણ પ્રીવીકૌંસીલ તેમાં હાથ ઘાલતા નથી. (૮ મ. જ્યુરીસ્ટ પાનુ. ૧૦૩, ૧૪૯) જોવું.

નામંજુર કરેલો પુરાવ દાખલ કરવાની બાબતમાં સન ૧૮૬૫ ના લેટર્સપેટંટની કલમ ૨૫ અને હાયકોર્ટ ક્રિમીનલ પ્રોસીજર આક્ટ (સન ૧૮૭૫ ના ૧૦ મા) ની કલમ ૧૦૧ પ્રમાણે કાયદાની તકરાર રાખેલી, તેમાં તમામ કામની ફરીતપાસ કરી નામંજુર કરેલો પુરાવ દાખલ કરવાથી તપાસના પરિણામને હરકત થાય છે કે નહી તેનો નિર્ણય કરવાનો હાયકોર્ટને અખત્યાર છે. માટે જો તે નામંજુર થએલો પુરાવ દાખલ કરવાથી કામની તપાસમાં પરિણામે હરકત થએલી ના હોય તો, ગુન્હાની શાબેતીનો હુકમ ફેરાવવો નહી જોઇએ. (કૈસરે હિંદ વિ. પીતાંબર ઝીણા, ઈ. લા. રી. ૨ મું. પાનું. ૬૧)

કાંઇ પુરાવ અયોગ્ય વખતે દાખલ કરવામાં આવ્યો હોય અને સામા પક્ષકારને બીજે વખતે દાખલ થવાના કારણસર નુકશાન થયું ના હોય તો, અયોગ્ય રીતે પુરાવ દાખલ થયાના સબબથીજ તે ગેર રીતે દાખલ કરયો કહી શકાય નહી. ( ૧૩ મુ. ઇ. અ. ૮૩), પરંતુ દિવાની કાયદાની કલમ ૫૬૮ માં ઠરાવ્યા મુજબ નવો પુરાવો દાખલ કરવાનાં કારણ નોંધ્યા વગર અપીલકોર્ટ જો નવો પુરાવ લેશે તો, તે ગેર રીતે દાખલ કરેલો પુરાવ ગણાશે નહીં: ( ૫ બં. લા. રી. પાનું. ૫૪)

હિંદુઓની એક ટોળીએ બખેડો કર્યાની તપાસમાં ફરીયાદ તરફના શાક્ષીઓને તપાસવાને બદલે માજીસ્ટ્રેટે એક મુસલમાન ટોળીની તપાસ પ્રથમ થએલી તેમાં દાખલ થએલા શાક્ષીઓની મુખ્ય તપાસની નકલો રજુ કરાવી. તે મુસલમાનો સદરહુ હિંદુઓના સામેની ટોળીના હતા. સદરહુ નકલો તે શાક્ષીઓને વાંચી બતાવી ને પછી કેદીઓએ તેમની ઉલટ તપાસ કરેલી હતી. પરંતુ આ રીતે કામ ચલાવવાની રીતી બાબતમાં કેદી તરફથી કાંઈ હરકત લેવામાં આવેલી નહી હતી, અને તોહમતવાળાને ગુન્હેગાર ઠરાવવામાં આવેલો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે જો માજીસ્ટ્રેટે જે રીતે કામ ચલાવેલું છે તે ગેર સીરસ્તે હતું, તોપણ તે ખામી ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૫૩૭ અને

આ કલમ પ્રમાણે દુરસ્ત થએલી છે, કારણ કે ન્યાય વિરૂદ્ધ થએલું છે, એમ કાંઇ બતાવવામાં આવેલું નથી, અગર તોહમતવાળાને વાસ્તવિક રીતે કાંઇ હરકત થએલી છે, એમ પણ બતાવવામાં આવેલું નથી, અને ઉલટ તપાસમાં જે હકીકત કાહાડવામાં આવેલી છે, તે ગુન્હાની શાબેતી ઠરાવવાને બસ છે. ( ઈ. લા. રી. ૯ અ. પાનું. ૫૦૯ )

## પરિશિષ્ટ.

| નંબર તથા સાલ | નામ. | કેટલો રદ કર્યો. |
|---|---|---|
| ત્રીજા જાર્જનો રાજ્યના ૨૬ મા વર્ષમાં થયલા સ્ટાટયુટનો બાબ ૫૭ | ઇસ્ટ ઇંડિયામાં બનેલા અમુક ગુન્હાના તોહમતવાળા સખસોની તજવીજમાં જાસ્તી નિયમો બાબતનો; હાલના માહારાજાના રાજ્યના ૨૪ મા વર્ષમાં થએલા (બ્રિટિ ઇંડિયા કંપનીના તથા હિંદુસ્થાન માંહેલા બ્રિટીશ સરકારના તાબાના મુલકના કામનો વધારે સારો બંદોબસ્ત કરી નિયમો કરવા બાબતના તથા ઇસ્ટ ઇંડિયામાં બનેલા ગુન્હાના તોહમતવાળા સખસોની વધારે તાકીદથી કાર્ય સાધક તજવીજ કરવા માટે ઇનસાફની કોર્ટ સ્થાપવા બાબતનો આક્ટ એ નામના) આક્ટના જેટલા ભાગ ઉપરથી ઇસ્ટ ઇંડિયા કંપનીના નોકરોને પોતાની મીલકતની તથા માલ મતાની ઈયાદી આપવી પડે છે, તેટલો ભાગ રદ કરવા બાબતનો તથા ગ્રેટબ્રિટનમાં અથવા હિંદુસ્તાનમાં થએલા ખતોની તથા લેખોની શાબિતી કેટલાએક કામોમાં વધારે સેહેલથી કરવા બાબતનો કાયદો. | કલમ ૩૮માંનો જેટલો ભાગ ઇસ્ટઈંડિયામાં નીઈનસાફની કોર્ટોને લાગુ પડે છે તેટલો ભાગ. |
| વિક્ટોરિયાના રાજ્યના ૧૪મા તથા ૧૫ મા વર્ષમાં થયલા સ્ટાટયુટનો બાબ ૯૯ | પુરાવાનો કાયદો સુધારવા બાબત.................... | કલમ ૧૧મીત થા કલમ ૧૯ મીનો જેટલો ભાગ બ્રિટીશ ઇંડિયાને વિશે છે તેટલો ભાગ. |
| સન ૧૮૫૨ નો ૧૫ મો. | પુરાવાનો કાયદો સુધારવા બાબતનો આક્ટ........... | જેટલોભાગહાલ પેહેલાં રદ થયો નથીતેટલોભાગ. |
| સન ૧૮૫૩ નો ૧૯ મો. | બંગાળ ઇલાકામાં ઇસ્ટ ઇંડિયા કંપનીની કોર્ટોના પુરાવાનો કાયદો સુધારવા બાબતનો આક્ટ. | કલમ ૧૯ મી. |
| સન ૧૮૫૫ નો આક્ટ ૨ જો. | પુરાવા બાબતનો કાયદો વધારે સુધારવા બાબતનો આક્ટ. | જેટલો ભાગહાલ પેહેલાં રદ થયો નથી તેટલો ભાગ. |

| નંબર તથા વર્ષ. | નામ. | કેટલો રદ કર્યો. |
|---|---|---|
| સન ૧૮૬૧નો ૨૫મો આક્ટ. | બાદશાહી ફરમાનથી સ્થાપવામાં આવેલી નહી એવી ફોજદારી કોર્ટોનું કામ ચલાવવાની રીત સેહેલી કરવા બાબતનો આક્ટ. | કલમ ૨૩૭મી |
| સન ૧૮૫૮ નો ૧ લો. | સન ૧૮૫૮ નો સામાન્ય કલમોનો આક્ટ............ | કલમ ૭ મી તથા ૮ મી. |

હ. સ. કનીંગહામ.

ગવરનર જનરલની કાયદા અને કાનુન કરવા સારૂ જે કૌંસિલ તેના આફિશિએટિંગ સેક્રેટરી.

(True Translation.)

VIRPRASAD TAPIPRASAD

Chitnees to the Collector of Surat.

CARSETJI RASTAMJI THANAWALA,

(Subordinate Judge of Callian, in the Thana District.)

